હતો, એ ઉપરથી વળી તા. ૧૭ મી ડીસેમ્બર ૧૮૯૨ને દીને એ મંડળની એક સભા મળી હતી, જેમાં શેઠ ખ. રૂ. કામાજી ઉપરાંત એર્વદો શેહેરીઆરજી દાદાભાઇ ભરૂચા, ટેહમુરસ્પ અંકલેસર્યા, જીવણજી મોદી, માણેકજી દો. આદરીઆનવાળા, જમશેદજી નાદીરશાહ, નોશેરવાનજી બરજોરજી દેસાઇ, વગેરે હાજર હતા. એ સાહેબોએ એ દંતકથાને ટેકો આપતી મોજુદ શાહદતોની જુસ્તેજો કરીને, સેવટે સભા તરફથી ઠડાવ કીધો હતો કે એ 'મહેદેહનજર' ઘડી કાઢવાનું કામ " મંડળીએ સબ-કમીટીને સોંપ્યું હતું, અને તેણે પુખ્ત તલાશ કરીનેજ તે કહાડેલી છે, માટે તેનાં કામમાં આવવાને સભા વાજબી ધારતી નથી."

આ ચૂકાદા પછી, એ વાત થોડાંક વરસ સૂધી વળી પાછી ખોરંબે પડી હતી. પણ ઇ. સ. ૧૮૯૬ માં રૉયલ એશિયાટીક સોસાયટીની મુંબઇની શાખા આગળ, મી૰ રૂસ્તમજી પેસ્તનજી કકરીઆ (કકલીઆ), બી. એ., એ એક રેસાલો વાંચ્યો હતો, જેમાં વળી પાછી એ સવાલની નિસ્બતમાં કાંઇંક મનગમતી નુકતેચીની કરવામાં આવી હતી. આ રેસાલો વાંચવા આગમચ, મી. કકરીઆએ એ બાબદને લગતી કાંઇ પણ હકીકત કોઇ પણ તરફથી મેળવવાની ઇંતેજારી "જામે જમશેદ" પત્ર મારફતે જાહેર કરવાથી, કેટલેક ઠેકાણેથી કેટલાંક કાગળ્યાં એવણને પહોંચાડવામાં આવ્યાં હતાં, અને નવસારીની પેહલા દસ્તુર મેહેરજી રાણા લાયબ્રેરીના લાયકીવાળા સેક્રેટરી મી. રૂ. કે. મોદીએ તો, મી. કકરીઆ એ બાબદની શોધખોળ કરવા મજકુર લાયબ્રેરીની ખાસ મુલાકાત લેવા જનાર હતા, તેવણના ઉતારાની ગોઠવણ પણ કરી હતી. પણ મી. કકરીઆએ તો બીજોજ રસ્તો લીધો; અને ઓચીંતું ભાષણ કરીને મેહેરજી રાણા વીરૂદ્ધ પોતાનું મત એકદમ જાહેર કરી દઇ, ચોમેર અચરતી ફેલાવી. ભાષણકર્તાએ શરૂઆતમાં તો અકબરે બના કીધેલાં "એબાદતખાનાં" વિષે, ત્યાં ભેગા મળેલા જૂદા જૂદા મજહબોના આગેવાનો વિષે, અને જરથોશ્તી ધર્મે અકબરના વિચારો ઉપર કીધેલી અસર વિષે કેટલીક જાણીતી બીનાઓની ઉપર ટપકેની સમજણ આપી હતી. પછી તેવણે મેહેરજી રાણાનાં નામ સાથે જોડાયલી કથાનો સાર આપ્યો હતો, અને જણાવ્યું હતું કે, ઘણીક કાળજીથી શોધખોળ કરવા છતાં તેની કાંઇ પણ તવારીખરૂપી શાહાદત કે પૂરાવો હાથ લાગ્યો નથી, અને અકબરના અમલની સંખ્યાબંધ તવારીખોમાં તેની કાંઇ પણ ખબર લેવામાં આવી નથી. પછી "દબેસ્તાન અલ મજાહેબ" નામની કેતાબનો આધાર પકડીને તેવણે જણાવ્યું હતું કે અકબરને જરથોસ્તી ધર્મની ખૂબીઓ સમજાવવા દસ્તુર મેહેરજી રાણા નહિ, પણ કેરમાનવાળા દસ્તુર અરદેશર ગયા હતા. પોતાની તકરારના ટેકામાં તેવણે જણાવ્યું હતું કે, અકબરનાં "એબાદતખાનાંમાં જૂદા જૂદા માર્ગો અને પંથોના ઉપાધ્યાઓ વચ્ચેની તકરારોના જે નમુનાઓ "દબેસ્તાન"માં મળે છે, તે ઉપરથી જણાય છે કે એ ધર્મના પ્રતિનિધિઓ વિદ્વાન શખ્સો હોવા જોઇએ; અને એ તકરારમાં જે જરથોશ્તીએ ભાગ લીધેલો કહેવાય છે તેની દલીલો જબરી બાહોશી અને ખબરદારી દેખાડે છે; અને હું નહિ ધારતો કે ગુજરાતનાં એક ખૂણાંમાંનો એક અંજાણો મોબેદ એવી ચાલાકી અને વાદવિવાદ કરવાની શક્તિ સાથે તે દલીલો રજુ

કરી શકયો હોય. તેની તકરારો તો પરાયા ધર્મોની ખબર અને તવારિખ અને ફીલસુફીનું બીજું સામાન્ય જ્ઞાન સાબેત કરે છે, જે સઘળું નવસારીના એક અંધ્યારૂમાં મેળવવાની આશા રાખવી ફોકટ છે," દસ્તુર મેહેરજી રાણાને ઉતારી પાડવા સારૂ, તેઓનું અને ગુજરાતના સઘળા મોબેદોનું અજ્ઞાનપણું એવી રીતે, કાંઇ પણ સાબેતી વગર, માની લઇને, તેવણે પછી તેજ પ્રમાણમાં દસ્તુર અરદેશર કેરમાનીને ચહડાવ્યા હતા, અને અરદેશરને છેક કેરમાન વેરથી, તેમની મુસાફરીનો ખરચ આપીને બોલાવવામાં આવ્યા હતા, તેથી અરદેશરેજ એ બધું સમજાવ્યું હતું, એમ સમજાવવાની તેવણે કોશેશ કરી હતી. પછી વળી તેવણે ઉમેર્યું હતું કે મેહેરજી રાણા ગયા પણ હોય. તો પણ "તેઓએ શેહનશાહની હજૂર ચાલેલી તકરારોમાં ઝાઝો ભાગ લીધો હોય એમ તો કહી શકાયજ નહીં. ત્રણ સદીઓ ઉપર નવસારીમાંજ ધર્મસંબંધી અજવાળાંની જરૂર હતી. અને દિલ્હીને સારૂ નવસારી કાંઇ ફાજલ પાડી શકે તેવું હતું નહીં. અકબરે ખાલી હોંસને ખાતર ગુજરાતના પોતાના મુલકમાંથી પારસીઓને બોલાવ્યા હશે; પણ તેઓ પાસેથી કાંઇ ઝાઝું મેળવી શકતો નથી એમ જોઇને, તેને ઇરાનથી બીજાઓને બોલાવવા પડયા હતા. હું ધારૂં છું કે એજ અનુમાન વાજબી છે."

આ ઉપરથી મુંબઇનાં અંગ્રેજી તેમજ ગુજરાતી વર્ત્તમાનપત્રોમાં સામસામી પુષ્કળ તકરાર ચાલી હતી, જેમાં મેહેરજી રાણા તરફથી અનેક ગ્રહસ્થો અને વિદ્વાનો બાહેર પડયા હતા. મુંબઇ ગેઝેટમાં "Edie Ochiltree Junior" તથા "J. O. E."ના તખલ્લુસ હેઠળ, ગ્રેજ્યુએટ મી. કકરીઆ વીરૂધ એવાં તો કડાકા અને ધડાકા કરનારાં કાબેલ લખાણો આવવા લાગ્યાં, કે તે લખાણોની ચોમેરેથી તારીફ થવા સાથ તે લખનારનું નામ જાણવાની ઘણી ઇંતેજારી ફેલાઇ, અને પ્રોફેસર પીટરસન તથા ડાકટર જૉન પોલનનાં નામોની અટકળ થવા લાગી† હવે મી. કકરીઆએ તકરાર કરવાની એક નવીજ રૂઢીની શોધ કરી તે એ કે, નવસારી તો ગુજરાતને છઠે ખૂણે પડેલું હતું. અને "કીસ્સે-એ-કાઊસ વ અફ્સાદ" નામનાં બનાવટી ભુટીઆંનો‡ નગળો ટેકો લઇ જણાવ્યું કે સોળમી

† લાંબા વખતનું જાહેર થઇ ચૂકયું છે કે, આ લખનાર કોઇજ નહિ, પણ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજના પ્રોફેસર શાપુરશાહ હોરમજી હોડીવાળા, એમ. એ. હતા જેવણ એક બાંધળ-ઘરપચ વગરના, એકમાર્ગી પણ ઘણા બાહોશ અને પાકટ અભ્યાસી તરીકે મશહુર છે, અને જેવણ હાલમાં "જરથોશતી દીનની ખોળ કરનારી મંડળી" સનમુખ જૂની પારસી તવારિખને લગતાં ઘણાંજ કીંમતી ભાષણોની હારમાળા આપીને મોટી વાખ્યાતી પામ્યા છે. આ અગત્યની તકરારનો છેવટનો ફડચો મેહેરજી રાણાની તરફેણમાં કરી તે મરહુમના ખાનદાનના મુદ્દઇઓનાં મોંહડાં કાયમનાં બંધ કરવાનું મુખ્ય માન એજ ઉસ્તાદને ઘટે છે.

‡ આ "કીસ્સો" હિંદુસ્થાનના ધર્મી જરથોસ્તીઓનું સેરફ લાઇબલ કરનારો છે. તે વાંચતાં જીવ કમકમે છે. શોહેનશાહી અને કદમી ટોળા વચ્ચે જાગેલી કબીસા સંબંધી નાપસંદ તકરાર વેળા તે ઊભો કરવામાં આવ્યો હતો. તેજ વખતે "મુંબઈનાં જામે જમશેદ" ના તા. ૪ થી અને ૧૧ મી જૂન તથા તા. ૧૬ મી જુલાઇ ૧૮૭૨ ના અંકોમાં એ માટે જબરો પોકાર ઉઠયો હતો: (એ લખાણોની સંપુર્ણ નકલો માટે જુઓ આ ચોપડીમાં આવેલાં લખાણો નંબર ૧૨૩-૨૪-૨૫.)

મતલબ માણસને કેવો આંધળો બનાવે છે, તેનો એક દાખલો એ છે કે, વખતના વહેવા સાથે

સદીમાં ગુજરાતમાં ધરમ સંબંધી "અંધારૂ" હતું, તેથી મેહેરજીરાણા દિલ્હી જવાની વાત ટકી શકતી નથી! આ તકરારનું પોકળ ઘણી સરસ રીતે દેખાડવામાં આવ્યું ત્યારે મી. કકરીઆએ જણાવ્યું કે સામેવાળાઓની તકરારમાં વજુદ હશે તોજ તેવણુ જવાબ આપશે. (એ તે તકરાર કરવાની "સ્વતંત્ર તવારીખનવેશ અને નુકતેચીન" ની રીત!) તેવણે પોતાની મલબાર હીલની ફરમાસુ લોજીકથી જણાવ્યું કે, "કાઉસનો હેવાલ ખોટો પાડી શકાયો નહી. તે એટલો તો સીધો અને સચાઇના છાપવાળો છે કે, તે ખોટો હોયજ નહી." (જુઓ આ ચોપડીમાં આપેલા ઉતારાના ગૂજરાતી ભાગનો સફો ૪૧, કોલમ ૧ નો છેવટનો ભાગ) પણ મી. રૂ. કે. મોદીએ તેવણુનો પીછો છોડયો નહીં, ત્યારે મી. કકરીઆ સભ્યતાનો તરીકો ભૂલી જઇને મી. મોદી ઉપર ઘણીજ તોછડાઇથી ઉતરી પડયા: ના, એટલુંજ નહીં, પણ પોતાની હારના ખીજવાટનાં પરિણામમાં, "લાલ વાવટો" મૂકીને, છેક "તરીઆ પાવ" ઉપર આવી જઇને, પારસીઓથી પુજાયલા એ મરહૂમ મહાત્માનાં પવિત્ર રૂહને ગરોથમાન બેહેસ્તમાં વગર કારણે એવણે ધ્રુજાવ્યું હતું. જે વિશેષણો અને જે ભાષા વાપરતાં એક અભણ કે હલકામાં હલકી જાતનો માણસ અચકાય, તે વિશેષણો અને તે હલકી ભાષા સુધરેલી કોમના, યુનિવરસીટીના એક ગ્રેડયુએટ વાપરે, એ કેટલા અફસોસની વાત છે! મી. કકરીઆની આ વર્તણુકથી મેહેરજી રાણાના કુટુંબીઓનાં અને તેઓના ખેરખાહોનાજ નહીં, પણ ત્રાહેત જરથોશ્તીઓનાં પણ દીલ બહુ રંજીદા થયાં. પરિણામમાં "કયસરે હિન્દ", "સ્વતંત્ર", (હિંદુ) "પંચદંડ" વગેરે પત્રોએ આરટીકલો લખીને અને ચર્ચાપત્રો દાખલ કરીને એ "અપક્ષપાત તવારીખનવેશ"ના એવા તો વાવટા ઉડાવ્યા અને એવી તો રેવડી કીધી હતી કે જરથોશ્તી ધર્મ જો પૂર્નજન્મ કબુલ કરતો હોય તો, મી. કકરીઆ એ ઝાટકણીઓનો ચચરાટ આવતે જમાને પણ ભૂલી શકશે નહિ.† તોપણ મી. કકરીઆ, તમાચો મારીને પોતાનો

---

લગભગ મરણ પામેલા આ કીસ્સાને નવેસરથી જીવતો કરવાનું નાપસંદ કામ એ તકરારના વીરૂધીઓએ એક ધરમનાં કામ તરીકે માથે ઉઠાવ્યું. "હાદેસા નાસુ," કે જેનો એક ભાગ આ કીસ્સો છે, તે છપાવનારના વારસને ખૂણે ખટોળેથી શોધી કાઢી, તેને નામે એની બીજી આવૃતી જ. ન. પીટીટ પારસી ઓર્ફનેજ પ્રેસમાં છપાવવાની ગોઠવણ કરવામાં આવી, અને ભોળા "દીનના શાહ" (દીનચાશીદાર મરહૂમ પેહેલા સર દીનશાહ પીટીટ, બેરોનેટ સાહેબ)ને સમજાવીને તેવણ પાસેથી નાણાંની મદદ કબુલ કરાવીને, એ પુસ્તક તેવણને અર્પણ કરવાનું નક્કી કરવામાં આવ્યું. પણ છેવટે એ દીન-દોસ્ત શેઠીઆને એ ખરી હકીકત ખુલ્લી થતાં, તેવણ સાહેબે એ ચોપડી પોતાને અર્પણ કરવા લાગતા વળગતાઓને સખત મનાઈ કરી, એટલુંજ નહિ, પણ એ ચોપડી મનકૂર પ્રેસમાં છપાતી પણ બંધ કરાવી હતી

વળી મી. ડોસાભાઈ ફરામજી કરાકાએ પોતાની પારસીઓની તવારીખમાં એ કહેવાતાં "અંધારાં" વિષે કાંઇ પણ લખ્યું ન હતું, તેથી તે ચોપડીની નવી આવૃતીમાં એ બાબદ દાખલ કરવાને મી. કકરીઆએ તેવણને ભલામણ કરી હતી!

† જૂઓ આ ચોપડીમાં આવેલાં "કટીંગ" નંબર 9, 12, 16, 17, 18, 20, ૬૬, ૬૮, ૭૦, ૮૦, ૮૪, ૮૭, ૯૯, ૧૨૦, ૧૬૨, ૧૬૮.

"મી. કકરીઆનું વાંચણ ઉપર ટપકેનું અને લઇ દોડ છે; તેવણ તરજુમાંઓ વાંચીને અસલ ભાષા

ગાળ લાલ કરીને, ગરીબ મેહેરજી રાણાવાળાઓએ દયાને માટે પોતાને કરેલી અપીલના ચુકાદામાં, પોતાનું "અલટીમેટમ" જાહેર કરતાં કહે છે કે; "પણ હવે બસ. જે મેં ભાષણમાં કહ્યું તે પુરતી શોધખોળનું પરીણામ હું સમજું છું, અને તેમાં ફેરફાર કરયા વગર હવે તે 'રીવયુ'માં તેમજ અમારી સોસાયટીના 'જરનલ'માં પ્રગટ થશે, અને અકબરના ધરમ વીશેની મારી ચોપડી જે વેલાતમાં પ્રગટ થવાની છે, તેમાં તે એક પ્રકરણ તરીકે રહેશે."--("જામે જમશેદ," તા. ૨૪-૮-૧૮૯૬)‡ મેહેરજી રાણા વીરૂધનું પોતાનું મત એવણ ફેરવે નહીં, તો અમો એવણની દાઢીમાં હાથ ઘાલતા નથી; પણ એટલું તો જણાવવું જોઈએ કે, પોતાનું અસલ ભાષણ "ફેરફાર કર્યા વગર" સોસાયટીનાં "જરનલ" વગેરેમાં છપાવવાની જે વાત એવણ કરે છે, તે તદન ખોટી છે. અસલ ભાષણ "ટાઈમ્સ ઑફ ઇન્ડયા"ના તા. ૧૧-૮-૧૮૯૬ ના અંકમાં (જુઓ "કટીંગ" નંબર 2) છપાયું છે તેમાં અને સોસાયટીનાં જર્નલમાં એ રેસાલો છપાયો છે તેમાં ઘણો ફેર છે. તા. ૨૪-૮-૧૮૯૬ નાં "બૉમ્બે ગૅઝેટ" (જૂઓ કટીંગ નંબર 6) માં જે જે ભૂલો બતાવવામાં આવી છે, તે સઘળી સુધારીને સોસાયટીનાં જર્નલમાં મી. કકરીઆએ ગૂપચૂપ ઘુસાડી દીધી છે. "ઇન્ડયન મૅગેઝીન"માં પણ તેમજ કર્યું છે.

ઉપલું "અલટીમેટમ" આપ્યા પછી, શોધખોળના એ ખાંએ જાહેર કર્યું કે: "હવે મારે બીજે વખતે મેહેરજી રાણાને અકબરે આપેલી કહેવાતી જમીનની સનદની તપાસ લઈ, અને તેના ખરાપણા વશે, બીજી વખને અકબરે આપેલી ત્રાંબાની અને બીજી સનદો સાથ સરખામણી લઈ જુસતજો કરી, આ મેહેરજી રાણા વીશેની બાબદ સમાપ્ત કરવી છે." (જામે જમશેદ તા. ૧૪-૯-૧૮૯૬—જુઓ કટીંગ નંબર ૬૨). "મીઆં મરતે, પણ ટંગ્રીસે લડતે"વાળી કહેવતની અમને યાદ થાય છે. આપણા એ "ઓરીયંટેલીસ્ટ"ને "અલેફ-બે"નું પણ ઠેકાણું આ તકરાર ચાલતી વખતે ન હતું,

---

સમજવાના ઢોંગ કરે છે; ફારસીનો અલેફ—બે પણ તેમને આવડતો નથી. કેટલાક પત્રોનાં છાપડે ચઢાવનારાં લખાણથી તેવણ ઘણા ચઢી ગયા છે; અધુરા ઇંગ્રેજ તરજુમાઓની ઘણીજ બેહુદી ભુલો "કાપી ટુ કાપી અને માખી ટુ માખી" ની સાધારણ કહેવત મુજબ ઉતારી લેવાથી, તેઓનું આ જુનું ભોપાળું આખરે ફુટી ગયું છે; મેહેરજીરાણાનો ખ્યાલ વકીક સમજી શકવા જેટલું ભંડોળ પણ એમનામાં નથી, તવારીખરૂપી નુકતેચીનીનાં ઓથાં હેઠળ એવાંજ એક આગળા જમાનાના ફેસાદ તાજે કરીને મેહેરજી રાણા અને તેવણના વાંસોને અપમાન અને હીણપસ્તી લગાડવાની મતલબ રાખી છે; એવણ મેહેરજી રાણાવાળા અને તેમને મળતા વશેક ટોળાથી જુદા પક્ષને લગતા હોવાથી તેઓને ધારવા મેળે મેહેરજી રાણા યાને ભગરીઆ પક્ષના વીરૂધવાળા કોઇક આસામીઓએ ઉશ્કેરીને છાપડે ચઢાવી દીધાથી એકદમ તેઓએ લંબા વિચાર વગર આ રેસાલો ચીત્રી કાઢી, દસ્તુર મેહેરજી રાણાવાળી દંતકથાને ખોટી ઠરાવવા જતાં, તે બાબદને લગતી અનેક પ્રકારની બેખબરી અને બીનમાહીતગારીથી પોતાનો રકાશ અને હસી કરાવ્યાં છે, વગેરે, વગેરે" અનેક સખત ટીકા એ પત્રોમાં કરવામાં આવ્યા હતા, તે સઘળા મી. કકરીઆ મુગા મુગા ગળી ગયા છે.

‡ જુઓ "કટીંગ" નંબર ૫૯.

એવું તેજ વખતે જાહેર થવાથી, તેવણને બુકસેલરને ત્યાંથી ફારસી ભાષાનાં વ્યાકરણની ચોપડી ખરીદ કરવી પડી હતી; પણ ઓગણીસ વરસના એ દરમ્યાનમાં તેવણ એ ભાષા પુરી શીખ્યા છે કે નહીં તે જણાયું નથી; કારણ કે ઉપર આપેલી કબુલાત મુજબ તેવણે ફરમાનની તપાસ હજી લીધી નથી. ઉપલી ભપકી આપેલી જોઇને વાહીત વાંચનારાઓ તો એમજ સમજ્યા હશે કે, અકબરે મેહરજી રાણાને બક્ષેલી ઇનામી જમીનની વાત ખોટીજ, અને તેથી તેની સનદ બનાવટી હોવી જોઇએ.

પણ હવે બસ. આ સવાલ આવી રીતે વર્તમાનપત્રોમાં ઘણી લાંબી મુદ્દત સૂધી પૂરતી રીતે ચરવાયા પછી, એનો છેવટ નીકાલ લાવવા માટે મુંબઇની પારસી પંચાયતના વિદ્વાન, ધુંધી સેક્રેટરી, અને જાણીતા અથોરનાનઝાદા સમશુલ ઓલમા (ડાકટર) એર્વદ જીવણજી જમસેદજી મોદી બી. એ. એ રૉયલ એશિયાટીક સોસાયટીની મુંબઇની શાખા સનમુખ એ બાબદ ઉપર એક રેસાલો વાંચવા પ્રોફેસર મી. શાપુરશાહ હોરમસજી હોડીવાળા, એમ. એ. ને સૂચના કરી હતી; પણ એ એકમાર્ગી સરમાલ વિદ્વાને તેમ કરવા ના પાડી હતી; તે છતાં એવણે એ બાબદ ઉપર એક મોટી કીમતી ચોપડી રચવા માંડી હતી પણ કામ કરવું તો પૂરૂંજ કરવું એવા નીયમથી, કાંઇ વધુ મળી શકે તેની શોધમાં રહી, ઉતાવળ કરવાનું નાપસંદ કર્યું. તેવામાં મુંબઇમાં આવેલાં મેહેરજી રાણાની બાબતમાં ઘણી ઉલટ ધરાવનાર પારસીઓનાં ખેરખાહ, જાણીતાં ફ્રેન્ચ અભ્યાસી બાનુ, મીસ મેનાએ† એર્વદ જીવણજીને મળી, તેવણ પાસથી એ બાબદ ઘણી ઇંતેજારીથી જાણવા માગી; જે ઉપરથી પ્રોફેસર હોડીવાળા સાથ તેવણની મુલાકાત કરાવવાની ગોઠવણ કરવામાં આવી હતી, જે નહિ ધારેલી અડચણને સબબે અમલમાં આવી શકી નહીં. પણ એર્વદ જીવણજીથી કેટલીક વીગત સાંભળતા; મેહેરજી રાણાની બાબદ ઘણી

---

† શરૂઆતમાં આ તકરાર કરવાની સામી પક્ષની રૂઢીનું સ્વરૂપ જોઇ લઇ, તે વખતે પારસીઓની તવારીખ લખતાં આ વિદ્વાન બાનુ ઉપર એક પત્ર લખી, વર્તમાન પત્રોમાં ચાલેલી તકરારોનાં કેટલાંક "કટીંગસ" મોકલી આપી, એવણને સાવચેત રાખવાની મને જરૂર જણાઇ હતી; જે પત્રનો એ ભલાં બાનુએ ઘણો મેહેરબાની ભરેલો જવાબ નીચે પ્રમાણે લખ્યો હતો:—

"*Paris, 18th Dec. 1896.*

"68, Rue Madame.

"DEAR SIR,

"I have duly received your letter of the 7th November and I hope you will kindly excuse me if I have not yet answered it. My father was very ill (influenza) on the very day it reached me; so that it is only last week that I was able to take up my work and read at leisure the interesting cuttings from the Indian papers.

"You are right to say, Sir, that I have sought to obtain information in every quarter and from people of every shade of opinion. I was extremely desirous to have full information about Meherji Rana's visit to Akbar, and I have already written to M. J. J. Modi, my father's

અગત્યની લાગવાથી તે ઉપર એક રેસાલો સદરહુ સોસાયટી સન્મુખ વાંચવા એ બાનુએ એવણુને ભલામણુ કરી, જે ઉપરથી એ ખેરખાહ અથોરનાનઝાદાએ વિદ્વાન મી. હોડીવાળાને મળી, અને તેઓ પાસેથી સવાલની બારીક વિગતોની બની શકે તેટલી સમજણુ લઇને એ કામ માથે ઉઠાવી, તેને છેવટનું પાર ઉતાર્યું હતું.‡ તા. ૧૯ મી ડીસેમ્બર ૧૯૦૧ ને દિને, "શાહ અકબરની દરબારમાં પારસીઓ, અને દસ્તુર મેહેરજી રાણા" એ મથાળાં હેઠળ વંચાયલો આ રેસાલો લાંબો અને વિદ્વતા ભરેલો હતો, જેમાં પ્રોફેસર હોડીવાળાએ નવા શોધી કાઢીને ઉકલાવેલા ચારસે વરસના અનેક ઈતિહાસીક જુના કીંમતી દસ્તાવેજોની સાહદતો તેમજ તવારીખની દલીલોથી પૂરવાર કરવામાં આવ્યું હતું કેઃ શહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવનાર પુરૂષ દસ્તુર અરદેસર કેરમાની ન હતાઃ એ દસ્તુરને તો ઘણે પછવાડેથી "ફરહંગે જેહાંગીરી" નામના શબ્દ-કોષ માટે ખાસ બોલાવવામાં આવ્યા હતાઃ ઇસવી સનેની સોળમી સદીમાં ગુજરાતના પારસીઓમાં ધર્મ સંબંધી અંધારૂ ન હતુંઃ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવનાર નવસારીના પારસીઓજ—અને તેથી તેઓના

---

old friend and my faithful correspondent about this matter. I am daily expecting his answer. I have a full confidence in M. Modi's impartiality and sound critical judgment.

"I'll be extremely obliged, dear Sir, if you will kindly send me also such explanation can furnish me with I am a friend of the Parsi community, and take a great interest in matters of such high importance.

"My father and I both join in sending you our sincerest regards.

Yours very gratefully,

"D. MENANT."

M. DAVAR (? DARA) S. DASTUR.

Wilson College, Chaopatee, Bombay.

‡ "ટુંકમાં કહું તો દસતુર મેહેરજી રાણાનું નામ ડાટી દેવા માટે કેટલાક 'હેતના કટકાઓ' થી અનેકવાર નાના ખાડા ખોદાતા રહ્યા હતા, જેમાં આ વખતનો ખાડો ઘણો મોટો હતો; પણ કાબેલ ઇન્જનેર પ્રો. હોડીવાળાએ તેને એક પાયામાં ફેરવી નાંખી, તેની અંદર સંગીન કોનક્રીટ કરી, પત્થરનો પાયો બાંધી, તેની ઉપર એક મજબુત અને શોભીતી ઇમારત બાંધવાનો પસંદગી પામેલો પ્લાન તઇયાર કરી, એક વધુ ચોમાસું ખવાડવા માટે એ પાયો રાખી મુકયો હતો; પણ થોડા વખત પછી મુંબઇમાં આવેલી ખેરખાહ, ઉલટમંદ મુસાફર મીસ મેનાની ખાએસને અનુસરીને એરવદ જીવનજીએ એ ઇમારત બાંધી, તેની ઉપર કીંમતી કોતરકામ કરીને તેને છેવટની 'ફીનીશ' આપી છે" (જુઓ જામેજમશેદ, તા. ૩-૬-૧૯૦૪).

"આ જાણીતી તકરાર ઉભી કરી, તેને મકમપણે અનેક રીતે આગળ ચલાવી, નવસારી વગેરે ઠેકાણે શોધખોળો ચલાવી, સઘળું ખોખું તયાર કરી મુકવાનું માન પ્રોફેસર હોડીવાળાને ઘટે છે."

(રાસ્ત ગોફતાર તા. ૧૦-૭-૧૯૦૧).

વડા દસ્તુર મેહેરજી રાણાજ હતાઃ દિલ્હી જવા આગમચ દસ્તુર મેહેરજી રાણા તેમજ તેવણના બાવા નવસારીની અંજુમનમાં આગેવાન સંસારી દરજ્જો ભોગવતા હતાઃ તેમજ એઓનું ખાનદાન આગમચથીજ ભણેલું હતું, વગરે.†

ખુદ એક જુદદીને જોડેલો મેહેરજી રાણા–અકબરનો જાણીતો ખેઆલ, જે મુંબઇ, નવસારી, સુરત વગેરે ઠેકાણે ગવાય છે‡ તે ખેઆલ તો ભાડુતી માણસોએ માત્ર ૪૦–૫૦ વરસની વાત ઉપર જોડયો હતો, એમ મી. કકરીઆએ જણાવ્યું હતું. પણ આ રેસાલા વખતે એર્વદ જીવનજીએ આજથી છેક ૧૨૪ વરસની વાત ઉપર (૧૧૬૧ ય. જ.; ૧૭૯૨ ઇસવી) લખાએલી એક ચોપડીમાં આવેલું, ખુદ શાહ અકબરના ચુનંદા અને માનીતા દરબારી ઉસ્તાદ ગાયનકાર મિયાં તાનસેને જોડેલું ("સારંગ" રાગમાં ગવાતું) એક ઘણું અગત્યનું ગાયન* રજુ કર્યું હતું; જેથી સાંભળનારાઓનાં મન

---

† આ રેસાલો મજકુર સોસાયટીના જર્નલમાં છપાયો છે; (Vol: xxi, pp. 69—245.)

મહેરજી રાણા ખાનદાનીઓ તરફથી પૂરાં પાડવામાં આવેલાં કાગજોમાં જણાવેલી ચોપડીઓનાં નામો ઉલટાવી નાખીને, અને તે પૂરાં પાડતી વખતે મી. રૂ. કે. મોદીએ ખુલ્લા દીલથી કીધેલો ખુલાસો ઢાંકી રાખીને, મી. કકરીઆએ મરહુમ વીદ્વાન દસ્તુર એરચજી સોરાબજી મહેરજી રાણા ઉપર ખોટા દસ્તાવેજો ઊભા કરવાનું ગંભીર તોહમત મુકયું હતું, તેનો ઘણોજ સંતોષકારક રદીઓ આપતાં એર્વદ જીવણજીએ, મી. કકરીઆએ કેવી હસવા સરખી ભૂલો કીધી હતી તે દેખાડી આપ્યું હતું. એર્વદ જીવણજીએ આ રેસાલો ખરી લાગણીના ઘણા જુસ્સાથી વાંચ્યો હતો, જે પૂરો થતાંજ એક મિત્રે મી. કકરીઆને કહ્યું હતુ કે, "Mr. Kurkaria you are pulverised." ("મી. કકરીઆ, તમારો ચૂરેચૂરો થઈ ગયો છે.")

આ ટકે મારે જણાવવું જોઇએ કે મી. રૂ. કે. મોદીએ અમારાં ખાનદાનના ખેરખાહ તરીકે છેક શરૂઆતથી તે આખેર સૂધી બહુજ મેહેનત કરી હતી. મુસ્તકીમ દલીલોની ગેરહાજરીમાં મી. કકરીઆએ એ ભલા અને અતિ શાંત ગ્રહસ્થ તરફ જે તોછડાઇ અને ખરાબ લાગણી બતાવી છે તેથી અમો દલગીર છીએ. અમારાં ખાનદાન તરફથી મી. મોદીએ જે કાગજો મી. કકરીઆને આપ્યાં હતાં, તે કાગજો કામ પૂરું થવા છતાં પણ તેવણે પાછાં વાળ્યાં નહીં; જેથી વકીલની નોટીસ મોકલાવીને તે પાછાં મેળવતાં મી. મોદીનાં લોહીનું પાણી થયું હતું, અને નાહક રૂપિઆ ૬૦ ના ખાડામાં ઉતરવું પડયું હતું. (જુઓ કટીંગ નંબર ૭૫).

‡ આ સંપુર્ણ ખેઆલ માટે જુઓ આ પુસ્તકનું પાનું ૧૩૨. આ ખેઆલની પેહેલી લીટીમાં થયલા ફેરફાર માટે સરખાવો પા. ૩૧૨. લીટી ૧.

* આ સંપુર્ણ ગાયન માટે જુઓ આ પુસ્તકનું પાનું ૩૧૨. આ ગાયન પેહેલા સર દીનશાહ માણેકજી પીટીટ, બેરોનેટના બપાવાના સસરા માટે ય. જ. સને ૧૧૬૧ માં લખાયલી એક કેતાબમાંથી ઉતારવામાં આવ્યું છે. આ ગાયન "કબીરી ગાયણ" નામની કેતાબમાં છપાયલું હોવાનું પેહેલ વહેલું જાહેર કરનાર અને તે વર્તમાન પત્રમાં છપાવનાર નોશાકરા અથોરનાન, "ટાઇમ્સ ઑફ ઇન્ડીયા" ના જાણીતા રીપોર્ટર મી. રૂસ્તમજી હોરમસજી ખુરશેદજી (મીનોચેર હોમજી) હતાઃ (જુઓ કટીંગ નંબર ૧૩૨.) આ બંને નકલોમાં સેહેજ ફેરફાર છે, એમ જણાવવું અગત્યનું થઈ પડશે.

વળી, એક બીજું ગાયન, જે "રાગસ્તાન પોથી" માં છપાયલું છે, તેને પણ પેહેલું જાહેરમાં લાવનાર એજ ખેરખાહ મી. રૂસ્તમજી હતા. એ આખાં ગાયન માટે જુઓ આ પુસ્તક પાનું ૩૧૩.

ઉપર ઘણી સારી અસર થઇ હતી. મુદ્દઇઓનાં મોહડાં બંધ કરવાના હેતુથી એર્વદ જીવનજીએ એ ગાયનની નકલ, હિંદી ગાયનના મોટા સત્તાધારી કલકત્તાવાળા મહારાજા સર સુરેંદ્રો મોહન તાગોર બહાદૂર ઉપર મોકલીને તેવણનો અભિપ્રાય પૂછાવ્યો હતો, જેના જવાબમાં સર તાગોરે ઉપલો રેસાલો વંચાયો તેજ દિવસે તારથી (અને પછવાડેથી કાગજથી) જણાવ્યું હતું કે એ ગાયન ઉસ્તાદ તાનસેનનુંજ જોડેલું છેઃ (જુઓ આ પુસ્તકનું પાનું ૩૧૨. )

એર્વદ જીવણજીને વળતો જવાબ આપતાં મી. કકરીઆએ જણાવ્યું હતું કે, મી. મોદીની તકરારનું ખંડણ હું હમણાને હમણાજ કરી શકું; પણ તેમ કરતાં ઘણો વખત નીકળી જશે, તેથી હું તે બીજા પ્રસંગ ઉપર મુલત્વી રાખું છું, વગેરે. બાદ, મજકુર સોસાયટીની તા. ૧૩-૧૧-૧૯૦૨ ને દિને મળેલી બેઠક વેળા, તેના ઑનરરી સેક્રેટરી રેવરન્ડ (ડૉકટર) સ્કૉટે મી. કકરીઆને રદીઓ આપવાની તેવણે આપેલી એ કબુલાતની યાદ આપી, ત્યારે તેવણે જવાબ આપ્યો હતો કે એક મહિનામાં તેવણ પોતાનો જવાબ રજુ કરશે. ( જુઓ "કટીંગ" નંબર ૧૬૦ ) પણ એ બીજી કબુલાતને પણ આજે ૧૪ વરસ થઇ જવા છતાં, એ "સ્વતંત્ર તવારીખનવેશ" "અખારા બેહેદીન કાઉશ" કરી ગયા છે, જે ઉપરથી શું અનુમાન કાઢવું, તે વાંચનારજ વિચારી લશે.

વળી, પછવાડેથી મીસ મેનાએ, જાણીતા ફ્રેન્ચ અભ્યાસી આકુએટીલ ડુ પૅરૉને હાથની લખેલી એજ બાબદને લગતી નોંધ પેરિસની નેશનલ લાયબ્રેરીમાં પોતાના જોવામાં આવવાથી તેનો ખાસ ફોટોગ્રાફ પડાવી, તે એર્વદ જીવણજી ઉપર મોકલ્યો હતો. તે ઉપરથી તેવણે "શાહનશાહ અકબર અને દસ્તુર મેહેરજી રાણા વિષે આંકુએટીલ ડુ પૅરૉની નોંધ" એવાં મથાળાં હેઠળ એક બીજો રેસાલો ઉપલીજ સોસાયટી સનમુખ તા. ૧૩-૭-૧૯૦૩ ને દિને વાંચ્યો હતો, જેમાં તેવણે પૂરવાર કીધું હતું કે: અકબરને જરથોસ્તી ધર્મ સમજાવનાર એકલા દસ્તુર મેહેરજી રાણાજ હતા, જેવણનીજ સલાહ ઉપરથી, અકબરે પેલી "ફરહંગ" માટે શાહ અબાસ પાસેથી કેરમાનથી એક દસ્તુરની માગણી કીધી હતીઃ અકબર સુરત ખાતે આવ્યો હતો ત્યારે કાંકરાખારી આગળ મેહેરજી રાણાને તેની સાથ પેહેલી મુલાકાત થઇ હતીઃ† તેમજ અકબરે કુસ્તી

† દસ્તુર મહેરજી રાણાના ગાદીનશીન દીકરા દસ્તુર કેકોબાદ, જેવણને તેવણના મરહૂમ પીતાને એનાયત કરેલી બસેં વીંઘા જમીનમાં બીજો સો વીંઘાનો વધારો ખુદ અકબરેજ કરી આપ્યો હતો, તેવણે પોતાના દેસાઇગરાં સંબંધી શાહ જેહાંગીરને કરેલી એક લાંબી ફારસી અરજીમાં આ વાતને ટેકો આપનારૂં લખાણ મળે છે. પોતાની ઓળખ આપતાં, શરૂઆતમાં દસ્તુર કેકોબાદ જણાવે છે કે જ્યારે શેહનશાહ અકબરે સુરતમાં આવીને તે શેહેર તાબે કીધું, ત્યારે મારા બાવા નેકનામ મહિયારે તે નામદારની મુલાકાત ત્યાં (સુરતમાં) લીધી હતી, ત્યારે તેણે તેવણને દીન ધર્મ ("દીન-એ-રાહ") સંબંધી ઘણું પૂછયું હતું. તે તેવણને પોતાની સાથે આગ્રા ખાતે લઇ ગયો હતો. તેવણ બુઢા અને નાતવાન હોવા છતાં, પાદશાહનાં તખત આગળ જુવાન જેવા દીસતા હતા. તે વખતે આએ ગોલામ પણ પોતાના બાવાની સાથે હતો. અકબરે બે ત્રણ "બેહમત" મારી ઉપર એનાયત કરીને મને સરફરાજ કીધો હતો, વગેરે.

આ વાતને વધુ ટેકો આપતો એક અસલ દસ્તાવેજ સારાં નસીબે હાલ હાથ લાગ્યો છે. આ દસ્તા-

પણ બાંધી હતી, વગેરે.

આ રેસાલો પણ એ સોસાયટીનાં જર્નલમાં છપાયો છેઃ (Vol. xxi, pp. 537—551.) આ રેસાલો વંચાઇ રહ્યા પછી એ માટે એર્વદ મોદીનો ઉપકાર માનતાં, મરહુમ વિદ્વાન શેઠ ખ. રૂ. કામાજીને પણ આખરે કબૂલ કરવું પડયું હતું કેઃ "હવે

---

વેજ માત્ર પાંચ લીટીનો નાનો કાગજ છે, જે પ્રોફેસર હોડીવાળાએ તા. ૧૪-૧૧-૧૯૧૪ ને દિને મુંબઇની જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળી આગળ ભાષણ કરતાં, જાહેરમાં બતાવ્યો હતો. ખાજે દરવેશ મહમદ નામના નવસારી પ્રગણાના એક મોટા અમલદાર ઉપર સુરતથી તેના ભાઇએ એક ખાનગી કાગજ લખી જણાવ્યું હતું કે તેની (દરવેશ મહમદની) સુપા પ્રગણાની જાગીર, પાદશાહે કાયમ રાખી હતી, અને તે જાગીરનું ફરમાન તે પોતે થોડા દહાડામાં મોકલી આપશે. બીજું માહીયાર રાણા (મેહેરજી રાણા) પારસીની અકબર પાદશાહના અમલદારોએ સીફારસ કરવાથી તેમને પાદશાહ હજુર સુરત બોલાવ્યા હતા, અને પાદશાહે તેમને થોડીક જુઝવા જમીન એનાયત કરી હતી. છેવટે ઉમેર્યું હતું કે તમારે કશી ચીંતા રાખવી નહીં. આ કાગજ લખનારની મોહર ઉપર "બંદેએ ખાકસાર મીર બખશીએ શેહસવાર" નું નામ છે, અને જે ઉપર હીજરી ૯૮૦, ઇ. સ. ૧૫૭૨ ની ચોખ્ખી તારીખ છે, કે જે સાલમાં અકબરશાહે પોતે સુરતમાં તશરીફ લાવીને તે શહેરનો મજબુત કીલ્લો સર કર્યો હતો, અને ગુજરાત પ્રાંતમાં પોતાની હકુમત બેસાડી હતી. એ ઉપરથી રોશન થાય છે કે ગુજરાતના આ નવા પાદશાહ સાથે મેહેરજી રાણાને છેક ઇ. સ. ૧૫૭૨ ઉપર ઓળખાણ પડી હતી; (જુઓ જામે જમશેદ તા. ૨૦-૧૧-૧૯૧૪).

આ ઠેકાણે એટલું પણ નોંધી લેવું અગત્યનું થઈ પડશે કે, મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાનાં મરણ બાદ, તેમના ગાદીનશીન બેટા કેકોબાદજીનો લાગવગ મોગલાઈ દરબારમાં કેટલો હતો તેનો એક નમુનો બતાવનારો એક બીજો અસલ દસ્તાવેજ પણ પ્રોફેસર હોડીવાળા ઉપલેજ પ્રસંગે જાહેરમાં લાવ્યા હતા. આ દસ્તાવેજ પણ એક ખાનગી કાગજ હતો, જેની ઉપર રોજ માહ છે. પણ સને નથી; પણ તે ઈ. સ. ૧૬૦૦ ની આસપાસ લખાયલો હોવોજ જોઈએ. તે નોશેરવાન બહમન માણક ચાંગા (નામવર ચાંગા આસાના દીકરાના દીકરાના દીકરા)એ લાહોરથી પોતાનાં માતાજી બાઇ ઘનાઇ ઉપર લખેલો છે જે ઉપરથી જણાય છે કે, નવસારીના એ દેસાઇ અકાબરને કોઇ સબબસર (કદાચ સરકારનું ભરણું જે માટે તેઓ જોખમદાર હતા, તે કોઈ હાદેસાને લીધે નહીં ભરવાના સબબે) લાહોરમાં બંદીખાને નાખવામાં આવ્યા હતા. નોશેરવાન લખે છે કે "કાકા (કેકોબાદ) મેહેરજી (રાણા)એ રાત-દીન ભુખે પ્યાસે પાદશાહની ખીજમત કરીને બરદાશ કરી અમુને મુકાવ્યા. છોડવનાર તો દાદાર છે, પણ તમોએ તેહકીક જાણવું કે કાકાજી (કેકોબાદ) ની ચાકરીથી છુટા છીએ." ત્યાર પછી કેકોબાદજીને ઇનામ તરીકે એક હાટ (દુકાન) લખી આપવા લખ્યું હતુંઃ (જુઓ જામે જમશેદ, તા. ૨૦-૧૧-૧૯૧૪).

આ પણ નોંધી લેવું અગત્યનું થઈ પડશે કે ઉપર જણાવેલું દેશાઇગર પછવાડેથી એજ દસ્તુરજી કેકોબાદજીને હસ્તક આવ્યું હતું. (જુઓ "પારસી પ્રકાશ" પા. ૧૧. એજ બાબત ઉપરનાં મરહૂમ દેશાઈજી ખુરશેદજી ટેહમુલજીને હાથના જાણવા જોગ લખાણો માટે જુઓ "નવસારીના મોટા દેશાઈનાં ખાનદાનની તવારીખ," પા. ૯૦ તથા "કીસ્સે આતશબેહરામે નવસારી"—ભાગ ૨ જો, પા. ૧૦૨-૩. વળી જુઓ મરહૂમ મી. કરાકાની "History of the Parsis"—Vol. II p. 7; તેમજ જાણીતાં ફ્રેન્ચ તવારીખનવેશ મીસ મેનાની "Les Parsis" Vol. I. તેમજ, એજ દેશાઈગરાં સંબંધી પારચોલના પટેલીઆઓએ એવણને કરી આપેલા લેખ માટે જુઓ "પારસી પ્રકાશ" પા. ૧૦).

નસીબ સંજોગે, દસ્તુર—દેશાઇ કેકોબાદને પણ એ દેશાઈગરાંનાજ સંબંધમાં તુરંગમાં રહેવું પડયું હતું, જે બાબદ એવણે શાહ જેહાંગીરને દીધેલી એક લંબાણ ફારસી અરજીની અનેક નકલો ઉપરથી માલમ પડે

પૂરવાર થયું છે કે મહેરજી રાણાએજ અકબરને ધરમ સમજાવ્યો હતો.” (જામે જમશેદ, તા. ૧૪-૭-૧૯૦૩.—મી. કામાના આખા અભિપ્રાય માટે જુઓ “કટીંગ” નંબર ૧૬૪.)

---

છે. એ અરજી થોડા વખતમાં છપાઇ પ્રગટ થશે ત્યારે, તેથી પારસી તવારીખના પૂરાણા સફા ઉપર કાંઈક નવી રોશની પડશે. આ અરજીમાં મુખ્ય કરી નીચલી બાબદો છે:—અરજદાર તથા તેવણના બાવા દસ્તુર મહેરજી-રાણાને શાહ અકબર સાથ સુરતમાં મુલાકાત, તથા જરથોસ્તી દીન-રાહ સંબંધી વાતચીત; અકબરે તેઓને પોતાની સાથે આગ્રા ખાતે લઈ જવું; ૩૦૦ વીંઘાંની જાગીર ઉપ્રાંત, તેણે અરજદારને કરેલી બીજી નવાજેશો: છૂટા પડતી વખતે અકબરે અરજદારને એનાયત કરેલો અમુક ઓધ્ધો: પછવાડેથી તે ઓદ્ધાનું તેમના હાથમાંથી બદલાઇ જવું અને તેથી તેની હાંસલ વગેરેના હિસાબનું ખજાનામાં સેપુરદ કરવું—શાહ જેહાંગીર પોતાનાં લશ્કર સાથે કાબુલ ગયો તે વખતે અરજદારનું પોતાના દસ પારસી નોકરો, બે ઘોડા અને એક ઉંટ સાથે, શાહની ખેદમતમાં રહેવું: રસ્તામાં એક ઘણુંજ ખરાબ પહાડનું ચઢાણ આવવાથી સઘળાનું થાકી જવું, અને અરજદારના ઉંટનું બેસી જવું: તે જોઇને શાહનું અરજદારને ઓળખવું, તેવણનો સઘળો હેવાલ પૂછી લઇને, તેવણને એક સારો ઓધ્ધો એનાયત કરવાની ખાહેશ જાહેર કરવી, અને તેવણનું ઉંટ થાકી જવાથી, તેવણે ધીરેથી પછવાડે આવવા માટે ફરમાવવું—પણ શક્તિ તથા વસીલાની કોતાઈને લીધે, અરજદારનું હજુરમાં પહોંચી નહિ શકાવું—ત્રણ સાલનું લવાજમ (“અલુફે”) તેમને નહી મળવું: તે બાબત ઘટતા અમલદારને કહેતાં, તેનાથી મળેલા જવાબથી નીરાશ થઇ, મૂગું બેસી રહેવું—અરજદાર ઉપર સરકારી વસુલની નીકળતી બાકીની રકમનું, તેવણે પાદશાહનાં લશ્કરમાં મુસાફરીમાં ભૂખમરો પડયો તે વખતે ખરચવું—અસલ દેશાઈ મનોચેરશાહના હાથમાંથી દેશાઇગરૂં બદલાઇને, તે અરજદારના હાથમાં આવવાનુ કારણ; એ દેશાઇગરાં બદલ અરજદારને મળેલું શાહી ફરમાન—પછવાડેથી, સુરત ખાતેના અમુક અમલદારોએ લાંચ રૂશવત ખાઇને, અરજદારને દેશાઈગરૂં કરતાં અટકાવી, તેવણને ભારે જંજીર સાથની તુરંગમાં નાખવું—જઈફીની નાતવાનીમાં, ખાણાં-પીણાં ઉપ્રાંત ખુદરતી હાજતે જવાની બાબદમાં પણ ગૂજારવામાં આવેલી ભારે સખ્તાઇ સહન કરીને, ત્રણ વરસની લાંબી મુદ્દત સૂધી અરજદારનું તુરંગમાં સબરવું—તેવણને ખાતર તેવણના ભત્રીજાનું લાહોરની તુરંગમાં પૂરાવું—અરજદાર ઘણી લાગણીથી જણાવે છે કે, ઓ નામવર શેહનશાહ, આએ બુઢો ગુલામ (“ખાણે-ઝાદે-એ શાહે કદીમ ઈનગુલામ.”) તારી ખેદમતનો મને આ નતીજો મળ્યો! મારી પાસે પૈસા નથી, તે હું કયાં સૂધી કેદમાં રહું? તારા પૈસા હું મારે ઘેર લઈ ગયો નથી, પણ તારાંજ કામમાં ખરચ્યા છે. તારા અમલદારો લાંચ રૂશવત ખાઈને બીજાઓને સતાવે છે, તેની તપાસ તું નહીં કરે, તો પછી જુલમનો છેવટ કેમ આવશે? હું જઈફ અને નાતવાન છું. પારસીઓમાં હું ઘણો માન મરતબો ધરાઉં છું. તેઓ મારે માટે ઘણી ચીંતામાં છે, અને મારા છૂટકારાની ઘણી આતુરતાથી રાહ જોય છે. મારા છૂટકારાની ખુશ ખબર સાંભળી તેઓ આતશકદેહમાં જઇને તારે માટે દુઆ ગૂજારશે.

ઉપલો હેવાલ વાંચતાં કયા પારસીનું હૈયું નહિ પીગળશે? એ મરહૂમ દસ્તુર-દેશાઇ અનેકવાર દીલ્હી ગયલા માલમ પડે છે; અને એવાજ ગૂજરીઆ પણ ત્યાંજ હતા, એમ મરહૂમ દેશાઇજી ખુરશેદજી લખે છે.

વળી એ દસ્તુરજીએ જહાંગીરના ગાદીવારેસ શાહઝાદા ખુરરમ અથવા શાહજેહાંન ઉપર, તે દખણ ફત્તેહ કરે એવી દુઆ ગુજારનારો એક “કસીદો” ફારસીમાં લખ્યો હતો, તેની નકલ પણ મોજુદ છે, જે ઉપરથી દીસે છે કે “પારસી પ્રકાશ” જણાવેલા એવણનાં મરણના સને (ઇ. સ. ૧૬૧૯) કરતાં પછવાડે એવણ મરણ પામેલા હોવા જોઇએ. ડાક્ટર એર્વદ જીવણજી મોદી પણ ઉપલા સને ઉપર શક નાખે છે, જેનું કારણ તેવણ જણાવતા નથી.

આ બંને અંગ્રેજી રેસાલા, તેના (વધારા સાથના ગુજરાતી) તરજુમા સાથે એર્વદ જીવણજીએ, પેહેલા વિષયને નામનાં એક કદાવર પુસ્તકમાં બાહેર પાડયા છે.† આ વીદ્વતા ભરેલું પુસ્તક ઘણું રસીલું અને વાંચવા લાયક છે.‡ દસ્તુર મેહેરજીરાણાને તેમજ તેવણના જાએનશીનોને મોગળ દરબાર તરફથી વખતો વખત મળેલાં જાગીરનાં અનેક ફરમાનોની તથા બીજા અસલ કીમતી દસ્તાવેજોની આબેહૂબ નકલો (photo-litho fac-similes) એ પુસ્તકમાં દાખલ કરવાથી એનું મહત્વપણું વધ્યું છે. આ પુસ્તક માટે ઘણા સારા અભિપ્રાયો આપવામાં આવ્યા છે.*

આ પ્રમાણે આ તકરારી બાબદનો છેવટે મનમાનતો ફડચો દસ્તુર મેહેરજીરાણાની તર્ફેણમાં આવ્યો છે. "આપણા વીરૂધીઓ આપણા મદદગાર છે" એ કહેવત આ

† આ વિષયો માહેલા પેહેલાનો ગુજરાતી તરજુમો એર્વદ જીવણજીએ મુંબઈની "જ્ઞાન પ્રસારક મંડળી" સનમુખ તા. ૧૬-૧૨-૧૯૦૨ ને દિને વાંચેલા રેસાલાનો ઉતારો છે.

"અતરે જણાવવું અગત્યનું થઇ પડશે કે મેહેરજી રાણાના ખેરખાહોની ખાએશને માન આપીને, પોતાના ઇંગ્રેજી રેસાલાનું ગુજરાતી વાંચન મુંબઇની જ્ઞાન પ્રસારક મંડળી સનમુખ વાંચવાનું એર્વદ જીવનજીએ નક્કી કર્યું હતું, અને એ ભાષણનો નકકી દીવસ પણ વર્તમાનપત્રોમાં છપાઈ ગયો હતો પણ આ એક ધર્મ સંબંધી સવાલ છે, તેથી તે એ મંડળીમાં લાવી શકાય નહીં, એવો ફીલસુફીભરેલો વાંધો છેક અગી આરમે કલાકે લેવામાં આવવાથી, તુરત વેળા એર્વદ જીવનજીને નાસીપાસ થવું પડયું હતું. આ વાંધો કેવો એકતરફી અને તકલીદી હતો તે સાધારણ માણસ પણ સમજી શકે! જે રેસાલો રૉયલ એશીયાટીક સોસાયટી જેવાં મહાભારત મંડળ આગળ વંચાયો તેજ રેસાલો આવી મંડળીમાં જો નહીં ચાલી શકતો હોય, તો પછી એ મંડળીને 'જ્ઞાન પ્રસારક' કેમ કહી શકાય? ઠંડા સ્વભાવના એર્વદ જીવનજીને બદલે કોઇ બીજા ગ્રહસ્થ હતે તો એ મંડળી સાથનો પોતાનો સંબંધ એકદમ છોડી જતે, અને એવા ઉપયોગી સભાસદની ખોટ એ મંડળીને ત્યારેજ માલમ પડતે. પણ એક શુભ કામ કરવાની પોતાનાં દીલમાં હોંસ હોવાથી એર્વદ જીવનજીએ એક નવો ઉપાય શોધી કાઢયો; અને એક તદન નવાંજ મથાળાં હેઠળ એજ બાબદનો રેસાલો વાંચ્યો, જે સામે અલબત એ મંડળીથી કોઇ પણ વાંધો ઉઠાવી શકાયો નહીં"—(જુઓ જામે જમશેદ તા. ૩-૬-૧૯૦૪).

‡ દસ્તુર મેહેરજી રાણાનાં મુબારક નામ ઉપર અત્યંત રીઝા થયલા આ વિદ્વાન નોશાકશા અથોરનનાઝાદા એ પુસ્તકના દિબાચાના સફે ૧૪ ઉપર જણાવે છે કે:

"આપણાં પુસ્તકોમાં કહે છે કે આપણા કોઇ ભલાં કામમાં તે દાદાર અને તે દાદારની મેહરથી ભલાંઓનાં અશો ફ્રોહરો આપણને યારી દે છે. આ વિષયના સંબંધના મારા અભ્યાસમાં જે રૂહશાદ દસ્તુરના નામ સાથ, એ વિષયનો સંબંધ છે, તે દસ્તુરના અશો ફ્રોહરે તે દાદારની મેહેરથી, ગોયા મને યારી દીધી છે. મને ઘણીક સુચનાઓ, ઘણીક પ્રેરણા અને ઘણીક હોશ હિમ્મત મળી છે. આંકુએટીલ દુ પેરોંની હસ્તલેખ નોંધોની શોધ જાણે આવા પ્રકારની એક ન ધારેલી યારી છે."

* "જામે જમશેદ" માં પારસીઓને લગતી અનેક અગત્યની બાબદો ઉપર વિદ્વતા ભરેલાં લખાણ કરવા માટે જાણીતો થયલો કલમકશ "અથોરનાન," "પારસી સાહિત્ય" વાળી બાબદમાં લખે છે કે: "એર્વદ જીવનજી મોદીએ બજાવેલી પારસી તવારીખની એક નાદર સેવા દરેક જરથોસ્તી જીગરનો સાચ્ચો આભાર જીતી ગઇ છે. શાહ અકબરની અમર હકુમતની તવારીખમાં પારસી ધર્મના તેજનો જે પ્રકાશ દાખલ થયો છે, તેને ઝાંખો પાડવાની મી. રૂસ્તમજી પેસ્તનજી કકરીઆની ઇતીહાસરૂપી લડત હજી પારસીઓનાં મગજમાં ઘુમતી બંધ પડી નથી. દસ્તુર મહેરજીરાણાનું અમર તવારીખી નામ, જે દરેક પારસી

બાબદમાં ખરીજ પડી છે. આ તકરારથી મોટો ફાયદો એ થયો છે કે, એ મરહૂમ અશો દસ્તુરજીની કીર્તિ નવેસરથી તાજી થઇ, તે જગ આશકારા થઇ છે. એ મરહૂમ ગરોથમાન મુકામી મુરબ્બીનાં અશો રૂહ ઉપર હજારો હજાર આફ્રીન હોજો ! ! !

હવે ત્યારે આ ચોપડી પ્રગટ કરવાનું કારણ શું છે ? આ જાણીતી તકરારના સંબંધમાં વર્તમાનપત્રો વગેરેમાં આવેલાં લખાણોનાં અસલ "કટીંગસ" ની અવ્વલથી તે આખેર સુધીની એક તદન સંપુર્ણ ફાઇલ મી. ખરશેદજી માણેકજી શાસ્ત્રી (નરીમાન)† એ ઘણી રંજ અને કાળજીથી તૈયાર કીધી છે, જે ફાઇલ પોતાના રેસાલા વખતે પોતાને ઘણી ઉપયોગી થઇ પડી હતી, એમ એર્વદ જીવણજી પોતાની ચોપડીના અંગ્રેજી દીબાચામાં જણાવે છે.* મી. શાસ્ત્રીએ એ ફાઇલનું કામ હજી ચાલુજ રાખ્યું છે અને

---

દીલ આજે વ્હાલ અને માન સાથે જીવતું રાખે છે, જે અનેક પારસી કથાઓ અને લાવણીઓમાં બોલાય અને ગવાય છે, તેની સાથે જોડાયલી જગ આશકારા કીર્તીને જમીનદોસ્ત કરવાની મી. કકરીયાની જેહેમત ગમ હું પ્રથમથીજ અજાયબી સાથ જોતો આવ્યો છું. દસ્તુરજી મહેરજીરાણાની જગને મ્હોડે ચઢેલી નામના જો ઓછી થાય તો પારસી સીક્કાની બોલબાલા પણ ઘટી જાય, એ તો દેખીતું છે. પારસી કીર્તીને એ કલંકમાંથી બચાવવાને એરવદ જીવનજી મોદી પોતાના ભણેલા અભ્યાસી મીત્ર પ્રો. શાપુરશાહ હોડીવાળાના જબરદસ્ત ટેકા સાથ બહાર પડયા, અને વર્ષોની ચાલુ જેહમેત, રંજ તથા શોધખોળ પછી દસ્તુર મેહેરજીરાણાની પ્રતીષ્ઠાને તેની અસલ બુલંદીએ પાછી સ્થાપી પારસી તવારીખનો ચળકાટ જાળવી રાખ્યો છે. એવી જાહેર સેવાઓની બીજા પારસી અભ્યાસીઓએ કાળજીથી નકલ કરવી ઘટે છે."— (જામે જમશેદ, તા. ૨૬-૬-૧૯૦૩.)

વળી એજ પત્રના તા. ૧-૪-૧૯૦૫ ના અંકમાં, "જરનાલીસ્ટ" ના તખલ્લુસવાળો લખનાર એર્વદ જીવણજીની કારકીરદી ઉપર ટીકા લખે છે કે, "એરવદ જીવનજીનું યાદગાર પુસ્તક શાને કહેશો ? જો અમો એ સવાલનો ફડચો કર્યે તો મેહેરજીરાણા અને અકબરની તકરારમાં ઝીપલાવી એરવદ જીવનજીએ જે સાહદતોનું તફસીલવાર પુસ્તક રચ્યું છે, તે એરવદ જીવનજીની મનશકિતનો સરસમાં સરસ પુરાવો છે."

વળી, કોલમબ્યા યુનિવરસીટીવાળા ડૉકટર એલ. એ. નવેમ્બર ૧૯૦૩ માં ન્યુયોર્ક ખાતેથી એર્વદ જીવનજી ઉપર તેમનાં એ પુસ્તક વિષે લખે છે કે. "It is a careful, convincing and interesting study on the Naosari Parsees at the court of Akbar × × × × It seems to me impossible to doubt your results."

તેમજ રીટાયર્ડ સીવીલીઅન મી. એચ. બીવરીડજ તા. ૧૭-૧-૧૯૦૫ માં પોતાનાં કાગળમાં એર્વદ જીવનજી ઉપર લખે છે કે "I think there can be no doubt that is was Navsari Parsees who instructed Akbar."

† મી. શાસ્ત્રી જાણીતાં "જામે જમશેદ" પત્રના વિશ્વાસુ સીનીયર રીપોર્ટર છે. પોતાના માનવંત બગરસાથ ટોળા તેમજ તેના વડા માટે એ ભાઈ કેવી ચીવટ અને તિક્ષણ લાગણી ધરાવે છે, તે જાણીતી બીના છે. એ ખેરખાહે આ યાદગાર અનુપમ "ફાઇલ" તૈયાર કરવામાં કેટલી બધી મહેનત લીધી છે; તેમજ આ તકરાર દરમ્યાન અનેક રીતની કેવી મૂગી (લખાણ કર્યા વગરની) મદદ કરી છે, તે હું સારી રીતે જાણું છું. બીજાઓને તેનો પૂરો ખ્યાલ આવી શકશે નહિ. તેમજ, આ પુસ્તક છપાવતી વખતે પણ એ દોલતમંદ ખેરખાહે ઘણી મદદ કરી છે, જે માટે હું એવણનો ઘણો આભારી છું.

*"I am indebted to Mr. Kharshedji Manekji Shastri for kindly placing at my disposal his very interesting file of extracts from papers on this subject."—Foot-note on p. 3.

છેવટે તે નવસારીની પેહેલા દસ્તુર મેહેરજીરાણા લાયબ્રેરીમાં ભેટ આપવામાં આવનાર છે. આ ફાઇલ એક અનુપમ, કીમતી દાગીનો છે, એમાં તો કાંઇજ શક નથી; અને અભ્યાસીઓને તેમજ સાધારણ વાંચનારાઓને પણ તે ઘણીજ ઉપયોગી છે. બેશક, એર્વદ જીવણજીનું આ યાદગાર પુસ્તક ઘણુંજ કીમતી અને નિર્ણાયક ( decisive ) છે; પણ આ "ફાઇલ"ની અંદરખાનેની કીંમત ( intrinsic value ) જૂદાજ પ્રકારની છે. આ કારણથી આ એક પૂરી "ફાઇલ"ને તેનો બહોળો ફેલાવો કરવા અર્થે છપાવવાની જરૂર છે. આ તકરાર વખતે મેહેરજીરાણાની પક્ષમાં સખત લડત ચલાવનારાં પત્રો માહેલાં નાનકડાં ( હિંદુ ) "પંચડાંડ"ના અધીપતીએ પોતાના તા. ૧૯-૬-૧૯૦૪ના અંકમાં આ "ફાઇલ" છપાવવા માટે મેહેરજીરાણાના લાગતાવળગતાઓને સુચના કીધી હતી, અને હાલ એ કામ દસ્તુર મેહેરજીરાણાના ગરીબ કુટુંબીઓએ મોટી ખુશીથી ઉપાડી લીધું છે.†

છેવટે, આ તવારીખી તકરાર વખતે અમોને ખરાં દીલથી કીંમતી મદદ કરનારા અનેક ગૃહસ્થો તેમજ વર્તમાનપત્રોનો, તેમાં ખાસ કરીને પ્રોફેસર હોડીવાળા, એર્વદ ડાકટર જીવણજી મોદી, મેશર્સ ખરશેદજી શાસ્ત્રી અને રૂ. કે. મોદીનો, તેમજ "મુંબઇ ગેઝટ" "જામે જમશેદ," "કયસરે હિન્દ," "સ્વતંત્ર," "સત્ય મિત્ર," "નવસારી પ્રકાશ" તથા "પંચડાંડ"નો મારાં બહોળાં કુટુંબ તરફથી આ તકે ખાસ આભાર માનું છું.

ઘોડનદી ( જીલ્લાહ પુના ),

રોજ આદર, માહ દએ, સને ૧૨૮૪ યઝદેઝર્દી;
તારીખ ૧૭ મી જુન, સને ૧૯૧૫ ઈસવી.

---

† પોતાની મૂળ તકરારમાં મહાત થવાથી, પોતાની મતલબને ખાતર પોતાનાજ મરહૂમ નેઆગાનોને કમકમાટ ભરેલી રીતે શીહા ચીતારવામાં મી. કકરીઆએ કાઉસ અફસાદના કીસ્સાનો લૂલો ટેકો લીધો હતો તે કીસ્સો બનાવટી છે, એમ તે છપાયો તેજ વખતે ( ઇ. સ. ૧૮૩૨ માં ) જબરો પોકાર ઉઠયો હતો, અને "જામે જમશેદ"ના ત્રણ અંકોમાં તે માટે સખત લખાણો આવ્યાં હતાં. આ લખાણોના સંપુર્ણ ઉતારા પણ આ "ફાઇલ"માં સમાવવામાં આવ્યા છે. ( જુઓ નંબર ૧૨૩,૧૨૪,૧૨૫ )

વળી, એર્વદ મીનોચેહેર પાહલણજી કુતાર, બી. એ., એલ એલ. બી. એ, અવસ્તાના જાણીતા યુરોપિયન અભ્યાસીઓ ડાકટરો મીલ્સ, ગેલ્ડનર અને વેસ્ટ ઉપર વર્તમાનપત્રોનાં કેટલાંક "કટીંગસ" મોકલી, આ કહેવાતાં "અંધારાં"ના સંબંધમાં કેટલાક સવાલો પુછયા હતા, તે સઘળાઓના જવાબ મી. કકરીઆની વીરૂધ આવ્યા હતા. આ સઘળાં કાગળો પણ આ "ફાઇલ" માં સમાવવામાં આવ્યાં છે. ( જુઓ "કટીંગ" નંબર 26—30. વળી, એ બધાના ગૂજરાતી તરજુમા માટે જુઓ નંબર ૧૦૭-૧૧૧. )

# [વધારો.]

એર્વદ ડા૦ જીવનજી મોદીએ રૉયલ એશિયાટીક સોસાયટી સનમુખ પોતાનો પેહેલો રેસાલો વાંચવાનું કામ પુરૂં કીધું, તેજ વખતે મી. કકરીઆએ ઉઠીને ભપકામાં જણાવ્યું હતું કે, મી. મોદીની તકરારનું ખંડણ હમણાને હમણાજ હું કરી શકું, પણ તેમ કરતાં ઘણો વખત નીકળી જશે, તેથી હું તે બીજા પ્રસંગ ઉપર મૂલતવી રાખું છું, વગેરે. પણ તેવણે પોતાની કબુલાત હજી અમલમાં મૂકી નથી, એમ એર્વદ મોદી ઇ. સ. ૧૯૦૪ માં ઉપલીજ સોસાયટીનાં જર્નલમાં જણાવે છે. (જુઓ અંગ્રેજી "કટીંગ" નંબર 34–C, તથા તે ઉપરની મારી ફુટ-નોટ.) પણ એ કબુલાત આજે (તા. ૧૭–૯–૧૯૧૫) હું આ લખું છું, ત્યાં સુધી પાળવામાં આવી નથી. ખરી રીતે જોતાં એ રદીઓ હવે કદી પણ આપવામાં આવે એવું દીસ્તું નથી; કારણકે મી. રૂ. પે. કકરીઆ, બી. એ. એ આજ બહુ લાંબા વખત ઉપર ઉપલી સોસાયટી સાથનો પોતાનો સંબંધ છોડયો છે, જેનું કારણ તેવણે જાહેરમાં મૂકયું નથી. પોતાની માનીતી આ મહાભારત સોસાયટી, જે તેવણની વીદ્વતા અને નવી શોધખોળ (?) જગપ્રસિદ્ધ કરવાનું એક અગત્યનું સાધન હતી, તેની સાથનો પોતાનો સંબંધ આપણા આ ચટપટીઆ જર્નાલીસ્ટ ગૂપચૂપ, ઢોલ-તાસા વજાડયા વગર, એકદમ, પોતાની રાજી ખુશીથી છૂટો કરી નાખે, એ વાત આપણાં ધ્યાનમાં ઉતરવી મુશ્કેલ લાગે છે. ત્યારે એ રાજીનામું તેવણે શા માટે આપ્યું હશે? અને શું તેનું કારણ એ હશે કે, પોતાનાં માનીતાં વાજીંત્રોમાં ઘાળેલાં વીદ્વતાનાં ડોળ અને દેખાડેલી ભપકી છતાં, આપણા એ ગ્રેડયુએટની, એજ સોસાયટીના પ્લેટફૉર્મ ઉપર, એક બીજા "ગૂજરાતને છઠે ખૂણે જન્મેલા મોબેદ" (ડા૦ જીવનજી મોદી) ની સામે થવાની છાતી ચાલતી ન હશે? અથવા કદાચ એમ હશે કે, એર્વદ, સમશ-ઉલ-ઓલમા, ડાકટર જીવનજી મોદી, બી. એ. જેવા વિદ્વાન સ્કૉલરને કાંઇ પણ જવાબ (રદીઓ) આપવાનું કામ સાદા મી. રૂ. પે. કકરીઆ, બી. એ. પોતાના દરજ્જાથી હલકું સમજતા હશે? કારણ કે, ઉપલી સોસાયટી, કે જે મી કકરીઆના જેવાજ માત્ર કમયાબ બાહોશ વીદ્વાનોની બનેલી હોવી જોઇએ, તેમાંથી એર્વદ જીવનજી જેવા મેમ્બરોને બાકાત રાખવાની જાહેર સુચના આપબડાઇથી ફુગી ગયલા એજ મી. કકરીઆએ કીધી હતી. કાઇબી રીત, એજ સ્કૉલર ડા૦ મોદીએ એજ સોસાયટી ઉપર અનેક ઉપકારો કરીને પોતાનો ડંકો વજાડયો છે, તેમજ ખુદ યુરોપમાં પોતાની વિદ્વતા માટે કીર્તી મેળવી છે, જયારે, બીજા હાથ ઉપર એજ મી. કકરીઆએ, નહિ જણાયલાં કારણથી, એજ સોસાયટીમાંથી ગૂપચૂપ રૂખસદ લીધી છે, એ જમાનાની તાસીર (irony of fate) નહિ, તો બીજું શું કહેવાય?

આટલું છતાં, આખરે મી. કકરીઆને પોતાની ચૂપકીદી એક રીતે તોડવી પડી છે, અને તેજ કારણથી આ વધારો લગાર સખ્ત શબ્દોમાં મને લખવો પડયો છે. આજ થોડો વખત થયો, એવણ જાણીતાં પારસી પત્ર "જામે જમશેદ"માં પોતાને નામે "જરથોસ્તી ન્યાયાગાનોની ભલી યાદ"નાં મથાળાં હેઠળ જાણીતાં મરહુમ જરથોસ્તીઓના હેવાલ તેઓની બાજને દિવસે લખે છે. આ બાબદ કાંઇ નવી નથી. એજ પત્રમાં એજ બાબદમાં અગાઉ જે લખાણો આવ્યાં છે, તેમાં મી. કકરીઆ પોતાના ફાંટા પ્રમાણે

વધઘટ કરે છે,† અને મરહુમ પહેલા દસ્તુરજી મેહેરજીરાણા તરફની એ લખનારની વલણ કેવી છે, તે તો જાણીતી વાત છે; તેથી એ મરહૂમને વખાણનારા માહેલા કેટલાક ખરેખાહો, મી. કકરીઆ એ મરહૂમ દસ્તુરજીની બાજનો હેવાલ કેવો લખશે, તે જાણવાને ખુદરતી રીતે ઘણા આતૂર હતા. એ હેવાલ નીચે પ્રમાણે છે:—

રોજ ૮મો દેપાદર, માહા ૧૨મો અસપંદાદ શેહેનશાહી;
૧૨૮૪ યઝદેજરદી.
રોજ ૩જો અરદીબેહેસત, માહા ૧ લો ફરવરદીન કદમી
૧૨૮૫ યઝદેજરદી.
તા૦ ૧૫ મી આગસ્ટ ૧૯૧૫ ઇસવી.
કદમી રપીથવન ઈજવાનો દીવસ.

**"દસ્તુર મેહેરજી રાણા.**

**( ?—૧૫૯૧ ).**

**મરણ તા૦ ૧ લી નવેમબર ૧૫૯૧ (૯૬૦ યઝ૦)**
**૩૨૪ મા વરસની બાજ.**

"નવશારીના આ જાણીતા પહેલા દસતુરના બાવાનું નામ રાણા જેસંગ હતું, પણ પોતાના કાકા વાચ્છા જેસંગના પાલક થવાથી એવણનું નામ મેહેરજી વાચછા તરીકે પણ દીનઆઇનની ક્રીયામાં લેવાય છે.

"મરહુમને તા૦ ૧ લી સપટેમબર ૧૫૮૦ ને દીને નવસારીની અંજુમને પોતાના વડા કીધા હતા, અને એવો બંદોબસ્ત કીધો હતો કે તેવણની રજા વગર કોઇબી મોબેદે અગીયારીને લગતાં કામો કરવાં નહી. વડા દસ્તુર તરીકેનો અંજુમને બક્ષેલો આ હક મરહુમના કુટંબમાં હજુ ચાલુ છે.

"મરહુમ વીશે એવું મનાય છે કે એવણ શેહેનશાહ અકબર (૧૫૪૨-૧૫૬૫*-૧૬૫૬*) ની દરબારમાં જઇને એ નામીચા

---

† આજે વરસો થયાં, એજ વર્તમાન પત્રમાં એજ બાબદનાં લખાણો "આજનું પારસી કેલેંડર" એવાં મથાળાં હેઠળ, તે લખનારનાં નામ વગર આવતાં હતાં, તેને મી. કકરીઆએ આ સાલથી નવાં મથાળાં હેઠળ, સેહેજસાજ ફેરફાર કરીને, પોતાને નામે ચાલુ કર્યાં છે. અગાઉથી ઢોળકડાં વગડાવીને, આ (મૃત્યુકના) "યાદગાર" કૉલમના, એકપુરા અને આપઅખત્યાર અધીપતી હોવાનું મોટું માન ખાટવાનું, એટલે અસલ રઢીમાં કાંઇ પણ નવું તો દેખાડવુંજ જોઇએ, તેથી એ સુધારકે કેટલાક કમનસીબ બેહસ્તીઓને બીલકુલ રૂખસદ આપીને, કેટલાકોની તસ્વીર નહિ છાપીને, તેમજ વળી કેટલાક નસીબદારોને બેહસ્તના નીચલા તબક્કા ઉપરથી ઉપલા તબક્કાપર લાવીને, પેલી મીનોઇ જેહાનમાં હોહા (sensation) મચાવી મુકી છે! અગાઉ પોતાની તારીફમાં લખાયલી ચાર પાંચ લીટીઓના હેવાલના પ્રતાપે જે કેટલાક ન્યાયાગાનો બેહેસ્તમાં શાંતિમાં સુતા હતા, તેઓને એકદમ ત્યાંથી રૂખસદ આપવાને આ "iconoclast" એ થોડીજ પરવા કીધી છે! આ બાબદમાં અમુક દાખલાઓમાં સરખામણી કરવાનું કામ ઘણું નાપસંદ કરવા જોગ હોવાથી, વધુ લખવું સલાહકારક નથી; પણ એટલું તો જણાવવું જોઈએ કે ઢંગધડા વગરના આવા ફેરફારોથી લાગતાવળગતાઓનાં દીલ કચવાય છે.

* [ આ બંને સને ખરા નથી. **પ્રગટ કરનાર.** ]

રાજકરતાને આપણો જરથોસ્તી ધરમ સમજાવવામાં મદદ કરી હતી. અને તેને માટે એવણને ૨૦૦ વીંઘા જમીન નવસારી આગળ ગેલખરી મધે ઈનામમાં મળી હતી. જો એ માનયતામાં વજુદ હોય તો, મેં આગળ આ કોલમમાં કહયું હતું તેમ, આપણે પારસી તરીકે ખુશી થવું જોઇએ છે. ”

શાબાશ! “નોશાકરો એંટાળ” એ કહેવત, ધોળાંપર કાળું કરીને ધોળી પાઘડીવાળાઓ (મોબેદો)ને ધીક્કારનાર આ નોશાકરા અથોરનાન (“કકરીઆ”)એ ખરી પાડી છે. આવું બચ્ચે-બાળેકા ખેલ જેવું લખાણ કરીને એ લખનાર શું કહેવા માગે છે? પોતાનોજ કકો ખરો કરાવવાની પેરવી કરવામાં, વાંચનારાઓની સમજશક્તિને હંબગ બનાવી અપમાન કરવા જતાં, એ લખનાર પોતાનેજ જાહેરની હસી અને ધીક્કારમાં લાવી નાખે છે, એમ તેણે જાણવું જોઇએ. આ તે આપણા એ “એકપૂરા તવારીખ-નવેશ” અને “અપક્ષપાત નુકતેચીન”ની લગભગ વીસ વરસ સૂધીની જીવતોડ મેહનત અને તવારીખી શોધખોળનું પરિણામ! હજી તો “આપણામાં એવી માન્યતા છે”(!) ત્યારે માન્યતામાં “વજુદ” છે કે નહિ, તે નક્કી કરવાની એ “તવારીખ નવેશ” ની ફરજ ન હતી? હાલ, એ લખનાર વળી એક પગલું આગળ વધ્યો છે, અને લખે છે કે “એવું મનાય છે કે.........ધરમ સમજાવવામાં મદદ કરી હતી.” ત્યારે એ ધરમ સમજાવનારો મુખ્ય પુરૂષ તે દસ્તુર મેહેરજી રાણાના બેહેદીન નોકરો માહેલો કોઇ હશે! એર્વદ જીવનજી મોદીની તકરારનું હમણા ને હમણાજ ખંડણ કરી નાખુ, એમ રોયલ એશિયાટીક સોસાયટીના પ્લેટફોર્મ ઉપર દફાંસ મારનાર, તેર વરસની ચૂપકીદી પછી આવો પોતાનો રકાસ કરે એ ઘણુંજ દયાજનક છે.

બેહેસ્તી ન્યાયાગાનોના “જામે જમશેદ” માં આવેલા આગળા હેવાલોનાં પેટાં કુગા..ને તવારીખી નવીન શોધ કરેલી હોવાનું માન ખાટવાના અભખરાથી, હાલનો એ લખનાર કેટલાક હેવાલોમાં ટાહેલાં કરતાં લખે છે કે, મરનારનાં કાકાએ ફલાણું કીધેલું; મરનારના ભત્રીજા આવા હતા; મરનાર ફલાણા ફલાણાના છોકરાના છોકરાના છોકરા થાય; મરનાર વિષે તેવણનાં મરણ વખતે “જામે જમશેદ” માં ફલાણું લખાણ આવેલું, વગેરે, વગેરે; પણ દસ્તુરજી મેહેરજીરાણાને એનાયત થયેલી “મદદે-મઆશ” ની મોગલાઇ જાગીરનું અસલ ફરમાન, જે ડાકટર જીવનજીએ પોતાના રેસાલાનાં વાંચન વખતે જાહેરમાં બતાવેલું, અને જેની આબેહુબ નકલ (“ફોટો-લીથો ફેક-સીમીલી”) તેવણની ચોપડીમાં છપાઇ છે; તેમજ જે ફરમાનને, અકબરે બીજાઓને આપેલી જાગીરોની સનદોની સાથે સરખાવી જોઇને, તેનાં ખરાંપણાની કસોટી કરી જોવાની ભપકી આપવામાં મી. કકરીઆએ આંચકી ખાધી ન હતી, તે દસ્તાવેજની નોંધ વટીક તેવણે એ હેવાલમાં લીધી નથી. વળી, એ મરહૂમ દસ્તુરજીને નવસારીની અંજુમને દસ્તુરી બદલ કરી આપેલા બે અસલ લેખો મોજુદ અને છપાયલા હોવા છતાં, તે માહેલા એકની નોંધ પણ એ સુધારક લખનારે લીધી નથી.

દસ્તુર મેહેરજીરાણાને લગતી તકરાર વખતે મી. કકરીઆએ “જામે જમશેદ” માં વીરૂધમાં સખત લખાણો કર્યાં હતાં, તેજ પત્રમાં ત્યારપછી, દરસાલ એ બેહેસ્તનશીનની બાજને દિવસે આવતું લખાણ ગયે સાલ તા. ૧૫-૮-૧૪ ને દિને, નીચે પ્રમાણે આવ્યું હતુંઃ-

# આજનું પારસી કેલેંડર.

રોજ ૮ મો દેપાદર માહા ૧૨મો અસપંદાદ શેહેનશાહી, ૧૨૮૩, રોજ ૩જો અરદીબેહેસત, માહા ૧લો ફરવરદીન કદમી સને ૧૨૮૪ યઝદેજરદી

**તેહેવાર—**

કદમી રપીથવન ઇજવાની ક્રીયા.

**બાજ—**

**નવસારીવાળા મરહુમ પહેલા દસ્તુર મેહેરજીરાણા.**

તેવણની ૩૨૩ મી બાજ.

મરણ તા૦ ૧-૧૧-૧૫૯૧.

હીંદ સરજમીનની સર્વથી પુરાણી દસ્તુરી ગાદીના નવસારીની સમસત અંજુમને ઠરાવેલા પહેલા વડા દસ્તુર. એવણ દીલ્હી તરફ પાદશાહ અકબરની હજુરમાં તેને જરથોસ્તી ધર્મને લગતાં ફરમાનો જાણવાની ખાહેસ હોવાથી તે સમજાવવાને નવસારીથી ગયા હતા. ત્યાં કેટલીક મુદતવેર રહી આવ્યા પછી અકબરની શેહેનશાહત તરફથી એવણને નવસારીમાં ૨૦૦ વીઘાં જમીન ઇનામમાં આપી હતી. એવણ જ્યારે દીલ્હીથી પાછા આવ્યા ત્યારે નવસારીની અંજુમને એવણને વડા દસ્તુર બનાવવાનો એક લેખ તા. ૧૨ મી માર્ચ ૧૫૭૯ ને દીને તથા બીજો લેખ તા. ૧ લી સપ્ટેમ્બર ૧૫૮૦ ને દીને કરી આપ્યો હતો. એ મરહુમ દસ્તુર સાહેબની યાદમાં દર વરસ નવસારી, મુંબઇ વગેરે ઠેકાણે બાજ, જશનની ક્રીયા કરવામાં આવે છે.

ઉપલું લખાણ મી. કકરીઆએ આ સાલ ફેરવી નાખીને, છાણમાં તરવાર મારીને મોટી બહાદુરી કીધી છે. આવું લખાણ કરવાનાં બે કારણો અટકળી શકાય. એક તો એ કે, પોતે અગાઉ લાંબી લાંબી દંફાસો મારેલી અને ભપકી આપેલી, તેથી પોતાની ભૂલ (હાર) કબુલ કરતાં એવણને શરમ લાગી હશે; અથવા તો બીજું એ કે, પારસી લાગણી એ બાબદમાં પાછી ન ઉશ્કેરાય એવા હેતુથી, તેવણે નાનાં બચ્ચાંઓને સમજાવવા જેવું એ લખાણ કીધું હશે. ખોટાંમાંથી ખરૂં તારવી કાઢીને તડ ને ફડ રોકડું પરખાવી દેનાર, અને ફકત સચ્ચાઇને ખાતર પોતાના મરહુમ વડીલોની પણ ઝાટકણી ઉતારનાર,* આ

* હિંદુસ્થાનના જરથોસ્તીઓની પહેલી વહેલી (હૈયાત) તવારીખ "કીસ્સે-સંજાણ"ના લખનાર મરહુમ હેર્બદ બેહમન કયકોબાદને ખોટા પાડી, જૂની તવારીખની નવી શોધ કરવાનું માન ખાટી જવાની હોંસમાં, મી. કકરીઆએ એ બેહેસ્તી હમવતનની માટે કીધેલા ટીકાની ભાષાથી ઘણાં દીલ દુખવાયાં હતાં. "અલેફ-બે" પણ નહિ જાણવા છતાં, ફારસી અને અરેબીક ભાષાઓના અભ્યાસી હોવાનું ડોળ ઘાલનાર, અને કાચા, ભુલભરેલા તરજુમાઓ ઉપર આંધળો આધાર રાખી દોડધામ કરનાર આપણા આ ઘરપચીઆ 'ઑરીએન્ટલીસ્ટ" એ આ બાબદમાં પણ કેવી કચુંબર કરી હતી, તે અવસ્તાના જાણીતા જુવાન અભ્યાસી મી. શાપુરજી કાવસજી હોડીવાળા, બી. એ. એ, "તમે જમશેદ"માં ઘણું સરસ રીતે બતાવી આપ્યું હતું.

સચ્ચાઇના સાથીએ તો, પોતાની હુમેશની તર્જ મુજબ ખોદાને હાજરનાજર જાણીને, પોતાનું છેવટનું મત ("અલ્ટીમેટમ") જાહેર કરી દઇને, મોટો ધડાકો કરીને પોતાની નામના વધારવી હતી. ઘણાઓ એવીજ આશા રાખતા હતા કે, આવી ન ધારેલી સુંદર ટક હાથ આવવાથી મી. કકરીઆ પોતાની હૉલાના ઘોડાના જેવી ચાલ જરૂરજ ચલાવશે. એમ કરીને સૂતેલો સાપ પાછો જગાડવાની હિંમત એ લખનારમાં જો હવે નહતી, તો એ બાબત ઉપર સદાબરૂંજ ઢાંકણું વાળીને, સેતાન ડાબો કરવો હતો. તેમ કરવું એવણની "પૉલીસી"ને અનુસરતુંજ હતું. કેટલાક બેહેસ્તી બુઝરગોના હેવાલોને મૃત્યુકના આ "એડીટરે" વગર કારણે રૂખસદ આપી છે. તો પછી જે બહેસ્તીને અગાઉ એવણે "an obscure priest in a corner of Guzerat"—"a charlatan priest"—"a Cagliostro," વગેરે ઉપમાઓ આપેલી† અને જેવણને માટે વર્તમાનપત્રોમાં ભાંડ ભાષા વાપરવામાં પણ પોતે આંચકી નહીં ખાધેલી, તે બેહેસ્તીનો હેવાલ એ કૉલમમાં મુદ્દલ આવતે નહિ તો તેમાં ખોટું શું હતું ?‡ ખરી રીતે જોતાં તો એ હેવાલ સદાબરો આવવો જોઇતોજ ન હતો, અને એમાં એ બેહેસ્તીને "જાણીતા પહેલા દસ્તુર"* તરીકે ઓળખાવવાજ ન હતા. પણ ધીરજથી વિચાર કરતાં એવું અનુમાન થાય છે કે, મી. કકરીઆ એટલા ભોળા નથી; પણ "જામે જમશેદ" ના ભલા અને ખરૂં પારસી ખમીર ધરાવનારા માલેકો એવણની આડે આવ્યા હશે; એટલુંજ નહિ પણ મી. કકરીઆનાં આ લુંલા લંગડાં લખાણ તરફ ખુલ્લી નાપસંદગી બતાવવા અને જાણે તેવણને લપડાક લગાવવા અર્થે, એ ભલા હુમદીનોએ ત્રીજેજ દિવસે (વચલો દિવસ રવિવારનો હતો) પોતાના ખાસ "એડીટોરીયલ" માં નીચલું લખાણ પ્રગટ કર્યું હતું:—

---

† આ ગલીચ, પાપી શબ્દો આજે ૧૯ વરસ પછી અત્રે ટાંકતાં મારૂં દીલ કમકમે છે. એની પાછી યાદ કરાવવા માટે હું લાગતા વળગતાઓની નમ્ર માફી ચાહું છું. એમ કરવાની મને ફરજ પડી છે; પણ એનો જુમ્મો તો વગર શકે એ પેહેલા વાપરનારને શીરજ રહેશે.

‡ બુઝર્ગ ભગરીઆ અથોરનાર મરહુમ એર્વદ એદલજી બરજોરજી મુલ્લાં, જેવણે પોતાને રહેવા માટે ખાસ બાંધેલો બંગલો, પોતે તે એક પણ દિવસ વાપડયા વગર, એક બોલે ધર્માદા આપી દઈ, નવસારીની પારસી જનરલ હોસ્પિટલ હસ્તીમાં આણી હતી. અને જેવણે લગભગ રૂપિઆ એક લાખની સખાવત કરી છે, તેવણના મરણ વખતે તેવણની તારીફમાં ખુદ જામે જમશેદમાં તેવણની તસ્વીર સાથનું માઆફૂલ લખાણ આવ્યું હતું, તેવણનો હેવાલ ત્રાહેત ગૃહસ્થે લખી મોકલવા છતાં, એજ પત્રમાં મી. કકરીઆએ શા સારૂ બીલકુલ પ્રગટ કર્યો નથી, એ એક ભેદ ભરેલી બાબત છે.

* મરહુમ દસ્તુરજી મહેરજીરાણાના આ વીરોધીએ એ મરહુમ માટે હાલ આ શબ્દો વાપડયા છે, એટલુંબી ગણીમત અને "નહિ મામાના કાણા મામા" છે, એમ જણાવી એક મહેરબાન ખેરખાહ એ બાબદ ઉપર મારૂં ખાસ ધ્યાન ખેંચે છે, પણ હું કહું છું કે એ ગ્રહસ્થ ભૂલ કરે છે. મામા કાણા નથી, પણ તેમની બંને આંખો ફુટેલી છે. એતો નાનાં બચ્ચાંઓને સમજાવવાની વાત છે. આખાં લખાણનો સંબંધ (context) જોતાં, એ શબ્દોની કીંમત કાંઇજ નથી. તેની કાંઇબી કીંમત જો હોય, તો પણ તે "ધબો મારીને સલામ કરવા" અથવા "માથું કાપીને પાઘડી પહેરાવવા" બરોબર છે એટલું પણ યાદ રાખવું જોઇએ કે, "જાણીતા" શબ્દ અંકકથી ઉલટા એ અર્થમાં વપરાય છે

"નવસારીવાળા પહેલા દસ્તુર
મેહેરજી રાણાની ૩૨૪ મી બાજ.

"પારસીઓ આ દેશમાં આવવા પછી નવસારીની સમસ્ત અન-જુમને એકદીલીથી પસંદ કરી નેમેલા અને આખા હીંદના જરથોસ્તીઓએ સ્વીકારેલા, હીંદ સરજમીનની સરવથી પુરાણી દસ્તુરી ગાદીના પહેલા વડા દસ્તુર, એઓ સાહેબની ગઇ કાલે ૩૨૪ મી બાજ ગઈ છે. એ મરહુમની યાદમાં નવસારી, મુંબઇ, વગેરે, ઠેકાણે દર વરસ બાજ જશનની ક્રીયા કરવામાં આવે છે, તે પ્રમાણે ગઇ કાલે મુંબઇમાં મરહુમ દાદીશેઠનાં આતશ બેહેરામના કમ્પા-ઉંડના હોલમાં જસન અને રાતનાં ખાણું થયું હતું.

"એવણુ દીલ્હી તરફ પાદશાહ અકબરની હજુરમાં, તેવણુને જરથોસ્તી ધરમને લગતાં ફરમાનો જાણુવાની ખાએશ હોવાથી, તે તેમને સમજાવવાને નવસારીથી ગયા હતા. ત્યાં કેટલીક મુદત-વેર રહી આવ્યા પછી અકબરની શેહેનશાહત તરફથી એવણુને નવસારીમાં ૨૦૦ વીઘાં જમીન ઇનામમાં મળી હતી. એવણુ દીલ્હીથી પાછા આવ્યા ત્યારે નવસારીની અંજુમને એવણુનો દરજજો અને કાબેલીયત જોઇ, એવણુને પોતાના વડા દસ્તુર બનાવવાનો એક લેખ તા૦ ૧૨ મી મારચ ૧૫૭૯ ને દીને, તથા બીજો લેખ તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૫૮૦ ને દીને કરી આપ્યો હતો."

(તા૦ ૧૬ ૮-૧૫)

ઉપલું લખાણુ, "આજનું પારસી કેલેંડર"નાં મથાળાં હેઠળ આગળ આવેલાં લખાણુને લગભગ મળતુંજ છે; અને તેમાં વધારવામાં આવેલા (હમોએ કાળા કરેલા) શબ્દો "**એવણુનો દરજજો અને કાબેલીયત જોઇ**" અર્થસુચક છે.

ત્યારે શું આપણા સ્વતંત્ર અને "indefatiguable" મી. કકરીઆ એક દેશી વર્તમાનપત્રના અધીપતી આગળ લાઇલાજ થઇ ગયા? "દર ઇન ચે શક?" રૉયલ અશિઆટીક સોસાયટી સાથે "કટ્ટી કરીને" પરવારતા બેઠેલા આ લેખક આ પારસી પત્રના માલેકો સામે ચૅંચી કરે તો, મૃત્યુકના આ મહાભારત કોલમ "ઍડીટ" કરીને, બેહેસ્ત દોજખમાં હોહા કરાવવાની કીર્તિ (?) ખાટવાની ટક, અને પોતાના ઢોલકડાં વગાડવાનું બાકી રહેલું એક પુરૂં સાંધણુ પણ જતું રહે; તેથી નાચારીએ, પોતાના પગ અફાળીને એવણુને મુગું બેસવું પડેલું લાગે છે!

મી. કકરીઆએ કીધેલી તવારીખની "કચુંબર"નો એક વધુ દાખલો અત્રે આપવો જરૂરનો છે. મરહૂમ દસ્તુર મેહેરજીરાણાને બક્ષેલી જાગીરનાં ૨૦૦ વીઘામાં ૧૦૦ વીંઘાનો વધારો શાહનશાહ અકબરે એ દસ્તુરજીના ગાદીનશીન બેટા દસ્તુર કયકોબાદને કરી આપ્યો હતો, એ વાત મી. કકરીઆએ જગાડેલી તકરાર દરમ્યાન એકસો અને અગીઆર વખત લીંજાઇ ગઇ છે; છતાં 'જામે જમશેદ" ના મૃત્યુક

કાલમના આ સુધારક લખનારે, તેના તા. ૧૯–૮–૧૫ના અંકમાં લખ્યું છે કે " મરહુમ (દસ્તુર કયકોબાદ-મેહેરજી) ને દીલ્લીની દરબાર તરફથી ત્રણસો વીંઘા જમીન મળી હતી."

પણ સબર, ધીરજથી વિચાર કરતાં એવું અનુમાન થાય છે કે, આ કહેવાતી ભૂલ મી. કકરીઆએ જાણી જોઇને કરી છે; કારણ કે " પારસી પ્રકાશ " માં જણાવેલી અને ડાકટર જીવનજી મોદીનાં યાદગાર પુસ્તકમાં અસલ દસ્તાવેજથી પુરવાર થયલી આ બીના મી. કકરીઆ જો કબુલ રાખે, તો દસ્તુર મેહેરજીરાણાને મળેલી ૨૦૦ વીંઘાની અસલ જાગીરની વાત પોતે કબુલ રાખેલી ગણાય, તો પછી પોતેજ કરકર ભુસ થઇ જાય !

પણ હવે બસ. દસ્તુર મેહેરજી રાણાના અથવા તેવણના ખાનદાનવાળાઓનાં સંબંધમાં "ઇનસાફ" અથવા અપક્ષપાત લખાણની આશા મી. કકરીઆ તરફથી રાખવી તે પથ્થર સાથે માથું ફોડવા બરોબર છે. (મરહૂમ દસ્તુર કયકોબાદનાં દેસાઇગરાં સંબંધી મી. કકરીઆ જે લખે છે તેબી ખોટુંજ છે, જે બીજે ઘટતે ઠેકાણે ખુલાસાવાર દેખાડી આપવામાં આવશે.)

[દસ્તુર–મેહેરજી-રાણાવાળી દંતકથા, જેની લેખીત નોંધ એ બનાવ પછી સુમારે ૧૮૫ વરસે લેવામાં આવી છે તે માનવાને મી. કકરીઆ સાફ ના પાડે છે, જ્યારે કીસ્સે-એ-સંજાણમાં જણાવેલી ૮૦૦ થી ૯૦૦ વરસની ઘણીજ જૂની દંતકથાને તેવણ ઘણીજ ઉકમાદથી વજન આપે છે, એટલું અત્રે નોંધી લેવું જરૂરનું છે.†]

ઘડગામ—અકરાણી (ખાનદેશ),
ખોરદાદસાલ, સને ૧૨૮૫ યઝદેજર્દી;
તા. ૧૭ મી સપ્ટેમ્બર સને ૧૯૧૫ ઇસવી.

એર્વદ દારા સોહરાબ દસ્તુર શાપુર
દસ્તુર-મેહેરજી-રાણા.

---

† મી. રૂ. બ. પેમાસ્ટરે ઇ. સ. ૧૯૧૫ માં પ્રગટ કરેલી "કીસ્સે સંજાન" ના અંગ્રેજી દિબાચામાં મી. કકરીઆ લખે છે કેઃ—" It was composed eight or nine hundred years after our ancestors had settled is Sanjan, and therefore cannot have much historical authority for the events it narrates. * * * * But if there was no written history, there certainly was historical tradition about those early days handed down by word of mouth throughout all those centuries. And it is from this old tradition that was current in his own times that Bahman compiled this stoty. This tradition seems to have been embodied in a learned Dastur who related it to Bahman * * * * "

# DASTUR MEHERJI RANA.

AND

# THE EMPEROR AKBAR.

## A complete collection of the controversy conducted in the press.

### No. 1.

*(The Times of India, 24th December 1892.)*

In *Akbar's Dream*, a beautiful little poem which gives its name to his posthumous volume of verse, Tennyson has chosen for poetical treatment the very interesting subject of Akbar's religious opinions, whose originality and liberality mark out that great monarch from the whole host of the Mahomedan rulers of this country. It has been remarked by Gibbon that, though the title of "the Great" has been bestowed by history upon several rulers, yet in the case of Charlemagne alone has it been actually embodied in the name. But Akbar is another instance of this, for this name, by which Jelal-ud-Din Padshah is universally known, means "the greatest." And he was great not only by reason of his brilliant conquests and the military lustre which he shed on the throne of the Moghuls, nor even on account of his far-reaching political and financial reforms. What gave him his chief claim was a religious policy tolerant and enlightened beyond the prevailing conceptions of his time and people. In this respect he was in advance not only of the great Oriental conquerors and rulers, but of some renowned potentates of the West. It was but natural that the great but fanatic Mahmud of Ghazni should use his conquests as instruments for extirpating the "infidels;" and thus, though a greater general and conqueror, he stands on a lower pedestal than Akbar. Akbar's religious toleration and openmindedness might have put to shame the bigotry of such a monarch as Louis le Grand, who came on the scene one century later than Akbar. Perhaps

## Appendix D-Bilbiography.

* * * * *

8-Modi. *The Parsecs at the Court of Akbar and Dastur Meherjee Rana* by Jiwanji Jamshedji Modi, Bombay, 1903, is a book deserving separate mention as being a fully documented discussion of the relations of Akbar with the Parsees. The author refutes conclusively certain erroneous opinions advocated by Karkaria in his paper 'Akbar and the Parsees' (*J. Bo. Br. R. A. S.*, 1896).[1]

---

*Parsees at the court of Akbar and Dastur Mehrjee Rana*; Bombay, 1903. The Author, who presents many previously unpublished documents in both text and translation, proves conclusively that Akbar's partial conversion to Zoroastrianism was the work of the Dastur from Nausari, begun in 1573 and continued to 1578-9. He deals fully with the testimony of Badaoni (Lowe, p. 268) and other authors; refuting by an absolute demonstration the shallow criticism of R. P. Karkaria in 'Akbar and the Parsees' (*J. Bo. Br. R. A. S.*, 1896.). Dates render untenable Karkaria's view that the Parsee lore of Akbar was obtained from Ardeshir, a Persian scholar who was summoned to his court at Lahore. Ardeshir, who was sent by Shah Abbas the Great, came for the sole purpose of helping Mir Jamalu-d-din in the compilation of a dictionary of old Persian, which appeared in 1608-9, after Akbar's death, under the title *Farhang-i-Jahangiri*. His Indian labour extended from 1593 to 1597, many years after Akbar had absorbed all the Zoroastrianism which he was inclined to accept. Modi's conclusions are supported by ample documentary evidence. The essay in the same volume entitled 'Notes of Anquetil du Perron (1755-61) on King Akbar and Dastur Meherji Rana adds certain material and interesting details. For life of Mir Jamalu-d-din see *Ain*, vol. I, p. 450, No. 164. He attained the rank of 'Commander of 4,000' under Jahangir. The *Farhang* is described by Blochmann in J. A. S. B., part i, vol. XXXVII, A. S. (1868), pp. 12-15,65-9. Akbar took a lively interest in the work, which occupied the Mir for thirty years. It is of high value because it gives the explanation of anceint Zoroastrain words.

1. Other papers by Karkaria are—'The Religion of Akbar' (As. Qu. Rev., January 1898); 'Akbar, his religious Policy' (Cal. Rev., January 1906); 'The Death of Akbar, a Tercentenary Study' (ibid., October 1903); and 'Akbar's Tomb at Secundra (ibid., January 1908). They are not of much value.

# દસ્તુર મહેરજી રાણા

અને

# મોગલ શેહેનશાહ અકબર.

## એ તકરાર સંબંધી વર્તમાનપત્રો વિગેરેમાં આવેલાં લખાણોનો સંપુર્ણ સંગ્રહ.

### નાં૦ ૩૫.

### જામે જમશેદ.

( તા૦ ૩ જી ડીસેમ્બર સને ૧૮૯૨ )

**ચીકાગોના પરદરશન વખતે ધરમ સંબંધી કૉન્ગ્રેસ અને એરવદ જીવણજી મોદી.**

"આવતા સાલના એપરેલ માસમાં અમેરીકાનાં ચીકાગો શેહેરમાં ભરાનારાં મોટાં પરદરશનને ટાંકણે જુદા જુદા ધરમોના પરતીનીધીઓની જે મોટી કૉનગરેસ મળનાર છે તે કૉનગરેસમાં જરથોસ્તી ધરમના એક પરતીનીધી તરીકે હાજર થવાને એરવદ જીવણજી જમશેદજી મોદીને થએલાં નોતરાંની વીગતથી વાંચનાર વાકેફ છે. એરવદ જીવણજીને એ કૉનગરેસમાં હાજર થવાની જોગવાઇ કરી આપવા માટે જોઈતી આશરે રૂપીઆ ૫૦૦૦ ની રકમ મેલવવાને જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી તરફથી હાલ નીચલું સરકયુલર બાહર પાડવામાં આવ્યું છે, અને એ સરકયુલરની રૂએ જે રકમ એ ફંડ માટે અમારી ઉપર મોકલવામાં આવશે તેની પોંહચ ખુશીથી અમારાં પતરમાં સવીકારી અમો ઘટતે ઠેકાણે પોંહચાડીશું. એ ધરમ સંબંધી કોનગરેસમાં એરવદ જીવણજી મોદી એક યોગય જરથોસ્તી પરતીનીધી નીવડશે એમ સઘલાઓ એક મતે ધારે છે. જરથોસતી દીનની ખોલ કરનારી મંડળીનો સરકયુલર નીચે મુજબ છે.—

"આવતા સાલમાં અમેરીકા ખાતે ચીકાગો શેહેરમાં ભરવામાં આવનારાં દુન્યાનાં મોટાં પરદરશનને ટાંકણે જુદા જુદા ધરમોના પરતીનીધીઓ એક મોટી કોનગરેસમાં મલનાર છે. જ્યાં તેઓ પોતાના ધરમની ખુબીઓ જાહેર કરશે, અને બીજા ધરમથી વાકેફ થશે. એ મીજલસમાં સામેલ થવાને અને તેનાં કામકાજમાં જાતે હાજર થાઇ ભાગ લેવાને અને ત્યાં જરથોસ્તી ધરમ બાબે એક રેસાલો વાંચવાને એ કોનગરેસના પરમુખ તરફથી એરવદ જીવણજી જમશેદજી મોદીને ખાસ નોતરૂં આવ્યું છે. વળી તેવણને તે કોનગરેસની

સલાહકાર મંડળી (advisory Council) ના એક સભાસદ નેમ્યા છે. એરવદ જીવનજીએ એ નોતરાં અને નેમનુંકનાં પતરો જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડળી ઉપર મોકલી, જો મંડળી એ બાબે એવણુને મદદ કરવાને પગલાં લેતો પોતે પારસીઓના પરતીનીધી તરીકે હાજર થવાને ખુશી બતાવી છે. તે ઉપરથી એ મંડળીએ ઠરાવ કરી અમો નીચે સહી કરનારાઓને (દસ્તુર જામાસપજી, મી. ખ. રૂ. કામા તથા મુનસી એરવદ જામાસપજી દાદાચાનજી ) એ બાબે ઘટતાં પગલાં ભરવાને સોંપ્યું છે. એરવદ જીવનજી એક વખતે સ્ટોકહોમ ખાતે મલેલી ઓરીઅનતલ કોનગરેસમાં ભાગ લેઇ આવી જેમ મુસાફરીનો તેમ યુરોપીયન વીદવાનોની મીજલસોનો અનુભવ મેલવી આવ્યા છે. જે એવણુને આએ નવાં કામ માટે લાયક દેખાડે છે. આપણા પારસીઓ હીંદુસ્તાન આવ્યા પછી આએ બીજી મીજલસ મલશે, જેમાં જુદા જુદા ધરમના પરતીનીધીઓ પોતાના ધરમના નીયમો સમજાવવાને ભેગા મલશે. પહેલી એવી મોટી મીજલસ અકબર બાદશાહના વખતમાં દીલ્લી શેહર ખાતે મળી હતી. જેમાં પારસીઓના પરતીનીધી તરીકે દસ્તુરજી મહેરજી રાણા બીરાજ્યા હતા. આ અમેરીકા ખાતેની મીજલસ એથી મોટા પાયા ઉપર મલસે અને તેમાં પારસીઓના એક પરતીનીધી પોતાના ધરમની ખુબી સમજાવવાને હાજર થાએ તેમાં પારસી ટોલાને માન છે. જ્યાં સરવે ધરમોના પરતીનીધીઓ હાજર થશે ત્યાં આપણા જરથોસતીઓના એક ધરમગુરૂ હાજર થવાથી આપણા ધરમને પરખયાતી મળશે અને તેની તવારીખમાં નોંધ રહી જશે. કારણુ એવી મોતી મીજલસો જવલેજ મળે છે. એ મુસાફરીથી અને એવી ધરમ સંબંધી મોટી મીજલસમાં સામેલ થવાથી જે જ્ઞાન મળશે તેનો લાભ એરવદ જીવનજી પોતાના પાછા ફરવા પછી આપણુને આપવાની ધારણુા રાખે છે.

"એટલા માટે જરથોસ્તીઓને આ લખવાથી અરજ કરવામાં આવે છે કે તેઓએ આએ ભલાં કામમાં પોતાથી બનતી મદદ કરવી. આ મુસાફરીનો ખરચ આશરે રૂ. ૫૦૦૦) ધારવામાં આવે છે તે માટે જે સાહેઓએ મદદ કરવી હોય તે સાહેઓએ પોતાની રકમો ઉપલા ૩ સાહેઓમાંથી કોઇ પણ ધણી ઉપર મોકલવી.

તા, ૧ લી ડીસેમ્બર ૧૮૯૨.

(સહી) જામાશપજી દશતુર મીનોચેહરજી
જામાસપ આશાના
" ખ. રૂ. કામા
" જામાસપજી એદલજી દાદાચાનજી.

---

## નાο ૩૬.

## મુંબઇ સમાચાર.

( તાο ૧૦ મી ઑગસ્ટ સને ૧૮૯૬ )

**"શાહનશાહ અકબર અને પારસીઓ" એ વીષયપર મીο રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ ગઈ પરમ દીને આપેલું ભાષણ—પેહેલા મેહેરજી રાણા દસ્તુર વીષે પારસીઓ વચ્ચે ચાલતી આવેલી વાતો નાપાયદાર છે એમ જણાવી તે માટે તેઓએ દેખાડેલાં કારણો.**

"શાહનશાહ અકબર અને પારસીઓ" એ વીષયપર મીο રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ, રાયલ એશયાટીક સોસાયટીની મુંબઈવાળી શાખાની ગઇ પરમ દીને સાંજે મળેલી એક સભા આગળ, એક નીબંધ વાંચયો હતો. શાહનશાહ અકબરે દુનીઆના જુદા જુદા મુખય ધરમો વીષે ખુલાસો

મેળવવાની અને તે સઘળામાંથી સઘળું સારૂં વીણી કહાડી એક નવો ધરમ ઉભો કરવાની ઇચછાથી સઘળા ધરમવાળાઓને પોતાની દરબારમાં કેવી રીતે એકઠા કરયા હતા, અને ત્યાં કેવી રીતે તકરાર ચલાવવામાં આવતી હતી, તે વીષે શરૂઆતમાં તેઓએ કેટલોક ઇસારો કરયો હતો. તે પછી વીષયની મુખય બાબતપર આવતાં તેઓએ જણાવ્યું કે,

## મેહેરજી રાણા અને જગતગુરૂ વીષેનો કીસ્સો.

એ સઘળા ધરમોમાં એક ધરમ તેનાં ઘણાં પુરાતમપણાં અને તેનાં ખાલેસપણાંને લીધે, શાહનશાહની જાણમાં તે આવતાં, તેની ઉપર તેણે રાખેલા હેતુના સંબંધમાં ઘણી અસર કરયા વગર રહે એમ હતુંજ નહીં. તે ધરમ પેગમબર જરથોશતનો સ્થાપેલો હતો, અને તે ધરમ પાળનારાઓને લાંબો વખત પોતાનાં વતનમાં જુલમાટ ખમયા પછી અકબરના રાજયના એક ખુણામાં આશ્રો લેવા જવાની ફરજ પડી હતી. એ ધરમ ઇતીહાસમાં મશહુર થયેલો હતો અને તેથી જુદી જુદી રીતે શાહનશાહનાં ધ્યાનપર તેના વીષેની ખબર આવેલી હોવી જોઇએ. "શાહનશાહ અકબર" વીષેનાં પોતાના પુસ્તકના પેહેલા ભાગમાં પાને ૨૧ મે કાઉંટ ડી નોયર લખે છે કે, "એ ધરમવાળાઓ સંખયામાં તથા રાજદવારી સ્થીતીની બાબતમાં ઘણા નીરજીવ હતા, છતાં તેમનાં ધરમ સંબંધી મત ૧૬ મી સદીની આખેરનેસુમારે હીંદુસ્તાનમાંના મોટા વીચારવંતો ઉપર ઘણી અસર કરી શકયાં હતાં." આ ધરમ વીષે વાકેફગારી મેળવવાને અકબરે શું કરયું હતું અને તેના તરફ તે કેવી વળણ ધરાવતો હતો, તે સવાલ આજે આપણે તપાસવાનો છે. એ ધરમ અને તેના કેટલાક મુખય કાનુનો વીષે તેણે ખબર મેળવી હતી તે ચોકસ છે. પણ તેથી તેનાપર કેટલે દરજજે અસર થઇ હતી, અને જે નવો ધરમ તેણે ઉભો કરયો હતો તેમાં તેણે કેટલે દરજજે તેનો ઉપયોગ કરયો હતો, તે અનીશ્ચીત છે. પારસીઓ વચે એક એવી કથા ચાલે છે કે, તેમના એક દસ્તુરને નવસારીથી અજાએબ જેવા સંજોગો વચે અકબરની દરબારમાં બોલાવવામાં આવયા હતા, અને ત્યાં તેઓ પોતાના ધરમની ખુબી અને સચાઇ વીષે અકબરનાં મનપર એવો સરસ છાપ બેસાડી શકયા કે, તેઓએ તેને પારસી ધરમમાં વટલાવી સુદરેહ કુસ્તી પેહેરાવવાની નવજોતની ક્રીયા કરી હતી. આ દસ્તુરનું નામ મેહેરજી રાણા હતું, અને જે સંજોગો વચે તેમને અકબરની દરબારમાં બોલાવવામાં આવયા હતા તેનું વરણન નીચે પ્રમાણેનું નવાઇ સરખું એ કથા સમજાવે છે. જાદુઇ વીદ્યયામાં પ્રવીણ ગણાતા જગતગુરૂ નામે કોઇ હીંદુ બ્રાહમણે શાહનશાહની હજુરમાં એક ચમતકાર કરયો હતો. રૂપાંની એક થાળી હવામાં ઘણે ઉંચે આકાશ તરફ અધર લટકતી તેણે કરી, અને આકાશમાં જાણે બે સુરજ પ્રકાશતા હોય એવો દેખાવ થઇ રહયો. એટલું કરી અકબરની દરબારમાં ભેગા મળેલા જુદા જુદા ધરમવાળાઓને તેણે નોત્રું કરયું કે જો તમારામાં હીમત હોય તો આ નવા સુરજને ઉતારી પાડી તમારા ધરમની ખુબી દેખાડી આપો. અલબતે અકબરે તેની માગણી પ્રમાણે અમલ કરી બતાવવા સઘળા ઓલમાઓને ફરમાવયું, પણ તેઓ પોતે તેમ કરી શકયા નહીં. આવું કાફરી કામ કરનારને નામોશીમાં મેલવાને અને તેની માગણી પ્રમાણે અમલ કરવાને શકતીવાન એવા કોઇ નરની શોધમાં તેટલા માટે તેઓ ઇતેજારીથી પડયા. તેમને જણાવવામાં આવયું કે નવસારીમાંના એક દસ્તુરને જો બોલાવવામાં આવે તો તેઓ એ

કામ કરી આપશે. તેમની સુચનાથી અકબરે તે દસ્તુરને બોલાવી મંગાવયા, અને તેઓએ ફતેહ મેળવી. માંત્રવાની ભણીને તેઓએ પેલા હીંદુની જાદુઇ શકતી તોડી નાખી, અને પેલો બનાવટી સુરજ અકબરના પગ આગળ આવીને પડયો! અકબર તેથી બહુજ અજબ થયો. પેલા દસ્તુર તરફ તે સાનંદાશ્ચરયથી જોવા લાગયો. તેઓએ પોતાના ધરમની સમજ તેને આપી અને તેની એટલીબધી ખાતરી થઇ કે તેણે પારસી ધરમ અખત્યાર કરયો! પારસીઓ વચે ચાલતી કથાનો આ સાર છે, ત્રણ સદી જેટલો વખત થયો તેમના વચે તે ચાલતી આવી છે, અને તે માટે તરેહવાર લખાણો કવિતામાં તથા સાધારણ ઇબારતમાં કરવામાં આવયાં છે. મેહેરજી રાણાની આ ફતેહ વીષેની કવીતાઓ ગુજરાતમાં તથા બીજી તરફ ફરતા ખયાલીઓ ગાય છે, પણ તે ખયાલીઓ પોતે પારસી નથી એમ કહેવું જોઇયે.

## એ કથા નાપાયદાર ગણવાનું કારણ—કોઈ પણ ઇતીહાસમાં દસ્તુર મેહેરજી રાણાનું નામ મળતું નથી.

પણ હવે એ કથામાં કેટલી સચાઇ છે તે જોઇયે. ઘણીએ શોધ ચલાવવા છતાં તે વીષે કાંઇ પણ પુરાવો ઇતીહાસમાંથી મને મળતો નથી. આ શાહનશાહના અમલ વીશે લખાયલા સંખ્યાબંધ ઇતીહાસોમાંના કોઇમાં પણ તે બાબત બીલકુલ ઇશારો નથી; અને કહેવાની જરૂર નથી કે આવો અશકય નહી તો ઘણોજ અસંભવીત બનાવ જો બનયો હોત તો ચમતકારોનું વરણન કરવા માટે સાધારણ રીતે ઘણો શોક ધરાવનારા લખનારા તે વીષે ઇશારોજ કરવાને નહીં પણ વીગતે હકીકત જણાવવાને ચુકત નહીં. બદાઉનીએ પોતાના પુસ્તકમાં હીંદુ જોગીઓ અને મોહમેદન પીરોએ કરી બતાવેલા બીજા ઘણાક ચમતકારોનું વરણન કરયું છે; દાખલા તરીકે ત્રાંબાના સીકાઓથી ભરેલા અનુપ તળાવ વીષે તેણે લખયું છે પણ આ બાબત તે બીલકુલ જણાવતો નથી. અકબરના અમલના ધરમ સંબંધી ઇતહાસ માટેની બીજી મોટી સતા દબીસ્તાનમાં પણ તે વીષે જણાવેલું નથી. અકબરના હુકમથી અબુલ ફાઝલે લખેલા સતાવાર ઇતીહાસ અકબર નામામાં કે નીઝામુદદીનવાળી તબકકાતે અકબરીમાં પણ તે જણાવેલું નથી. એટલુંજ નહી પણ કોઇબી ઇતીહાસમાં દસ્તુર મેહેરજી રાણાનું નામ વટીક મળતું નથી.

## પાછળથી ઉભો કરવામાં આવેલો જણાતો એક દસ્તાવેજ.

મેહેરજી રાણાના નવસારીમાં વસ્તા હમણાના વારેસો તરફથી મારા હાથમાં એક દસ્તાવેજ મેલવામાં આવયો છે. જેમાં ઊપર જણાવેલી કથાના ટેકામાં ઇતીહાસને લગતી કહેવાતી ચોકસ સતાઓનાં નામ આપવામાં આવયાં છે. એ કથાને લગતી સંપુરણ વીગત આપનારા ચોકસ ફકરા તેમાં ટાંકવામાં આવયા છે, અને તે અકબરના ત્રણ નામીચા તવારીખનવેસો બદાઊની, અબુલ ફાઝલ, અને તબકકાતે અકબરીના કરતાના લખાણોમાંના છે એમ જણાવવામાં આવે છે. પણ અજાયબીની વાત એ છે કે એ ત્રણેના ઇતીહાસમાંથી એજ ફકરાઓ મને મળતા નથી! બદાઉની તથા અબુલ ફાઝલના જે ઇતીહાસ બંગાલની એશીઆટીક સોસાયટીએ પ્રગટ કરયા છે, તેમાં એ ફકરાઓ બીલકુલ પણ દેખાતા નથી! મને એ નકલ આપનાર જણાવે છે કે, આગ્રા ખાતેની એ ઇતીહાસની નકલોમાં તે આપેલા છે, અને એક મોહમેદન મુનશીએ પારસીઓની જાણ માટે તેમાંથી તે ઉતારી મોકલયા

છે. પણ પેલા મુનશીએ પારસીઓને રાજી કરવાને ખાતર તે ઊભા કરયા હશે, એમ જણાવી તેને આપણે બાજુએ મેલશું. હાથનાં લખેલાં ફારસી પુસ્તકોના સંબંધમાં જાણીતી વાત છે કે તેમાં કોઈ બાબત અસલમાં નહીં હોવા છતાં કોઇ પણ રીતે તે મળી આવવાની ! ફારસી તવારીખનવેસો અને તેમના હાથની લખેલી નકલોનો અનુભવ ધરાવનારાઓ સેહેજમાં તે સમજી શકશે. તેમની નકલો પરથી નકલ ઉતારનારાઓ સ્વાર્થને ખાતર અંદર કેવાં ગાબડાં મારતાં આવયા છે તે વીષે સર હેનરી એલ્યટ જાતી અનુભવથી કેટલાક દાખલા આપે છે, અને તે બાબતમાં ઘણી સંભાળ રાખવા તે આપણને ચેતવે છે. તેના જણાવવા પ્રમાણે નકલ ઉતારનારાઓ તરેહવાર ભુલો કરવા ઉપરાંત પોતાની તરફથી કેટલીક વાર અંદર વધારા કરે છે અને વળી ડાહયા થઇને અસલ લખનારનું લખાણ સુધારે છે.

### અકબરે ઇરાનથી બોલાવેલા દસ્તુર અરદેશર સીવાય બીજા કોઇ પારસીનું નામ અકબરના તવારીખનવેસો આપતા નથી.

અકબરના પારસીઓ સાથના સંબંધ વીષે ઈતીહાસમાં શું હકીકત મળે છે તે જોઇયે. જાણીતી વાત છે તેમ અબુલ ફાઝલે તો અકબરના ધરમ સંબંધી વીચારો વીષે માત્ર એકજ નાનો બાબ (પુસ્તક ૧ લું, અઇન ૭૭) લખયો છે. પોતાનાં આ મોટાં પુસ્તકમાં તે વીષે વીગતે તેણે લખયું નથી, કેમકે તે વીષે એક ખાસ પુસ્તક લખવાનો ઇરાદો તે રાખતો હતો. પણ તે ખાસ પુસ્તક તેણે લખયું નહીં હતું. અકબરના ધરમ સંબંધી વીચારોનો સંપુરણ હેવાલ અબદુલ કાદર બદાઉનીનાં મોટાં પુસ્તકમાં આપેલો છે. તેના આખાં પુસ્તકમાં પારસી ધરમ વીષે માત્ર નીચલો ફકરો મળે છે.

આતશ પરસ્તો પણ ગુજરાતમાંના નવસારી ગામથી આવયા હતા. તેઓ જણાવવા લાગયા કે જરથોસ્તનો ધરમજ સાચો છે, અને આતશની પરસ્તેશ બીજી કોઇ પણ પરસ્તેશ કરતાં વધારે ચહડતી તેઓ જણાવતા હતા. શાહનશાહનું ધયાન તેઓએ પણ પોતાની તરફ ખેચયું, અને તેને તેઓએ કયાનીઓના ધરમ સંબંધી ક્રીયા કામો અને ફરમાનો શીખવયાં. સેવટે તેણે હુકમ આપયો કે પવીત્ર આતશને અબુલ ફાઝલને હસ્તક કરવો, અને ઇરાનના પાદશાહો પોતાની દરેમેહેરોમાં જેમ તેને હમેશ રોશન રાખતા તેમ તેને રાત દીવસ રોશન રાખવા અબુલ ફાઝલને તેણે ફરમાવયું, કેમકે ખોદાતાલાની તે એક નીશાન છે અને તેની પેદા કરેલી ઘણી રોશનીઓમાંની એક તે છે.

એશીઆના જુદા જુદા મજહબો અને ફીલસુફીઓ વીષે ખુલાસો આપનારી જાણીતી કેતાબ દબીસ્તાનનો લખનાર વધારે સંપુરણ અને વધારે વીગતે હેવાલ આપે છે. તે જણાવે છે કે,

એજ પ્રમાણે ગુજરાત જીલાનાં નવસારી ગામથી આવેલા આતશ પરસ્તો જરથોસ્તના ધરમની સચાઇ જાહેર કરવા લાગયા તથા આતશની પરસ્તેશ કરવાની તથા તેની વખાણ ગાવાની જરૂર સમજાવવા લાગયા. શાહનશાહે તેમને પોતાની હજુરમાં બોલાવયા અને તેમના દાના પુરૂષોની રીતભાત અને કીરતી વીષે તેમનાથી ખબર મેળવવાની ખુશી બતાવી. તેણે વળી ઈરાનથી આવવા જવાનો ખરચ આપીને અરદેશીર નામે એક જરથોસ્તીને બોલાવી મંગાવયો; દાનાવ શેખ અબુલ ફાઝલની સંભાળ હેઠળ પવીત્ર આતશ તેણે રખાવયો અને હુકમ કરયો કે મોબેદોના કાનુન પ્રમાણે તથા અજેમના પાદશાહોના આતશ

ઠદ્દેહોમાં જે રીતે હંમેશાં તે રાખવામાં આવતો તે રીતે રાત અને દીવસ માહેલાં દીવાનખાનામાં તેને રોશન રાખવાનો હુકમ આપયો. વળી ફીરમાનથી કેટલાક આતશપરસ્તોને બોલાવી મંગાવી જરથોશતના ધરમના ભેદો વીષે તેમને તેણે સવાલો પુછયા હુતા; અને યજદાનયન તથા આબાદાનયન ટોળાના વડા આઝર કયવાનપર કાગજ લખી હીંદુસ્તાન આવવાનું નોતરૂં તેણે મોકલ્યું. આઝર કયવાને તેના જવાબમાં પોતાથી આવી નહી શકાવા માટે માફી ચાહી પણ ખોદાતાલા, અકલ, આતમા, આકાશ, સેતારા, અને તતવો વીષે તેમજ પાદશાહને નશીઅત આપનારૂં પોતાનું તઇયાર કરેલું એક લખાણ મોકલાવી આપયું.

### ઈરાનવાળા દસ્તુર અરદેશીરેજ અકબરને પારસી ધરમ શીખવયો હતો—નવસારીમાં તો ત્રણ સદીની વાતપર ધરમ સંબંધી સઘળું અંધારૂં હતું.

આ ઉપરથી ખુલું દેખાય છે કે, ફીરમાનવાળા દસ્તુર અરદેશરે અકબરને પારસી ધરમ તરફ ખેંચવામાં આગેવાન ભાગ લીધો હતો. અકબરની દરબારમાં ભેગા મળેલા જુદા જુદા ધરમો અને ફીલસુફીઓના પંથને લગતાઓ વચે ઘણી બાહોશી સાથે તકરાર ચલાવવામાં આવતી હતી, અને તે તકરારના જે નમુના દબીસ્તાનમાં આપયા છે તે ઉપરથી વીચાર કરતાં માલમ પડે છે, કે તે કરનારાઓ કાબેલ હોવા જોઇયે. તકરારમાં ભાગ લેનાર જરથોશતીએ જે દલીલો તે વખતે રજુ કરી હતી તે ઉપરથી તે ઘણો બાહોશ અને ભણેલો માલમ પડે છે, અને હું નહીં ધારતો કે ગુજરાતનાં એક ખુણામાંનો એક પારસી દસ્તુર તેવી ચાલાકી અને વીદવતા સાથે તે રજુ કરી શકયો હોય. તે તકરાર કરનારે બીજા ધરમોનું તથા ઈતીહાસ અને ફીલસુફીનું સામાનય જ્ઞાન એટલું બધું દેખાડયું છે કે તેવું જ્ઞાન નવસારીના એક દસ્તુર પાસે મેળવવાની આશા રાખવી ફોકટ છે. બીજા હાથ પર એક વીદવાન જરથોશતી દસ્તુર તરીકે અરદેશીર જાણીતા થયલા હતા. અને તેમને એટલી મોટી અગત ધરાવનારા સમજવામાં આવયા હતા કે છેક ઇરાનના ફીરમાન શેહેરથી તેમને બોલાવવામાં આવયા હતા, અને તેમની મુસાફરીનો ખરચ અકબરે મોકલી આપયો હતો તેની પણ નોંધ લેવામા આવી છે. બીજો પણ એક સંજોગ આ બાબતના સંબંધમાં અગતનો છે. મેહેરજીરાણા મોગલ દરબારમાં જે વખતે ગયલા ધારવામાં આવે છે, તે પછી કેટલેક વરસે અરદેશીરને બોલાવવામાં આવયા હતા. તે ઉપરથી દેખાય છે કે નવસારીના જે આતશપરસતો વીષે બદાઉની લખે છે તેમનાથી અકબરને સંતોષ મળયો નહીં હતો, અને તેઓ ઝાઝું શીખવી શકે એમ નથી તે જોઇ વધારે દુર નજર પોંહોંચાડવાની અને ફીરમાનથી અરદેશીર તથા બીજા પારસીઓને બોલાવવાની જરૂર તેણે વીચારી હતી. મેહેરજી રાણા અકબરની દરબારમાં ગયા હશે, કેમકે તેમનાં કુટુંબ પાસે મોગલ દરબાર તરફથી મળેલી ૩૦૦ એકર જેટલી જમીન છે, અને એમ કહે છે કે મેહેરજી દીલીથી ઉપડયા તે વખતે તે તેમને અકબરે આપી હતી. પણ શાહનશાહની હજુરમાં ચલાવવામાં આવેલી ધરમ તથા ફીલસુફીને લગતી તકરારોમાં તેઓએ કોઇ મોટો ભાગ લીધો હતો એમ કહી શકાશે નહીં. ત્રણ સદીની વાત ઉપર ખુદ નવસારીમાં ધરમ સંબંધી અંધારૂં ફરી વળેલું હતું એટલે ત્યાંવાળાઓ દીલીમાં અજવાળું પાડવા જાય એમ ધારી શકાય નહીં. અકબરે પોતાની જીજ્ઞાસાથી ગુજરાતથી ખબરો મેળવવાને પારસીઓને બોલાવયા હશે,

પણ તેમની પાસે ઝાઝું મેળવી નહી શકાશે એમ જોઇ ઇરાનથી બીજાઓને બોલાવી મંગાવવાની ફરજ તેને પડી હતી. વાજબી અનુમાન એજ કાહાડી શકાય.

---

## નાં૦ ૩૭.

## મુંબઈ સમાચાર.

( તા૦ ૧૧ મી ઑગસ્ટ સને ૧૮૯૬. )

### ખુરશેદને ખોદાતાલાના કીબલેહ તરીકે ગણવાનો વીચાર જેમ પારસીઓ તેમ હીંદુઓ પાસે પણ અકબરે મેળવયો હતો.

પારસી ધરમે અકબરપર કેવી અસર કરી હતી તે હવે આપણે જોઇએ. તેણે તેનો ઊંડો અભયાસ કરયો હતો, અને તેનાપર તેથી અસર થઇ હતી, તે તો ખુલ્લું છે. પણ જુદા જુદા ધરમોમાંથી સારૂં વીણી કાહડીને તેણે પોતાનો નવો ઇલાહી ધરમ સ્થાપયો, ત્યારે પારસી ધરમમાંથી તેણે કેટલા ભાગનો ઉપયોગ કરયો હતો ? બીજી તરફ મેં દેખાડયું છે તેમ પ્રથમમાં અકબરે તદન ખાલેસ અને સાદો એક ઇશ્વરી ધરમ કાંઇ પણ ક્રીયાઓ કે કીબલેહ વગરનો સ્થાપયો હતો. પણ ભીતરના વીચારો બાહાર પાડવા માટે નજરે જોઇ શકાય એવા કીબલેહની જરૂર છે એમ તેને લાગયું, ત્યારે ખોદાતાલાનાં મોટા દેખીતા કીબલેહ તરીકે સુરજને તેણે પસંદ કરયો હતો કવી ટેનીસન અકબરના મોહોડામાં શબદો મેલે છે તેમ,

Let the Sun
Who heats our Earth to yield us grain and fruit.
And laughs upon thy field as well as mine,
And warms the blood of Shiah and Sunnee
Symbol the Eternal!

અર્થ—આપણને અનાજ તથા મેવો પુરો પાડવા માટે જમીનને ગરમી આપનાર, તારાં અને મારાં ખેતરને ખુશનુમા બનાવનાર, શીઆ તેમજ સુંનીને તનદરોસ્ત બનાવનાર ખુરશેદને તે હમેશગીના સાહેબનો કીબલેહ થવા દેવો !

એમ તેણે ઠરાવયું હતું. સુરજને માટેની માનભરેલી આ લાગણી પારસી ધરમે તેનામાં ઉતપન કરેલી કહી શકાય; કેમકે આ જાણીતી વાત છે કે, હમેશગીના સાહેબના મોટા કીબલેહ તરીકે સુરજને લેખી તેને એ ધરમ માન આપે છે. ફાધર કાતરૂ પોતાનાં નામીચાં પુસ્તકમાં લગાર ભેદ ભરેલી રીતે લખે છે કે, " પારકા ધરમવાળા પાસેથી સુરજની ભકતી કરવાની રીત તેણે અખત્યાર કરી હતી; અને તે પ્રમાણે દીવસમાં ત્રણ વખત સુરજ ઉગે તે વખતે, મધયાન બપોરે, અને સુરજ અસ્ત પામે તે વખતે તે ચાલતો હતો." સુરજની ભકતી કરવા તરફ હીંદુ ધરમે પણ તેને વળણ આપી હતી. બદાઉની એમ જણાવે છે કે, બીરબલ તેને એ વળણ ઉપર લઇ ગયો હતો. તે કહે છે કે, " લીઆનતી બીરબલે શાહનશાહને સમજાવવાની કોશેશ કરી કે, સુરજ સઘળાંને રોશની આપે છે તથા તમામ અનાજ, મેવા તથા જમીનની ઉતપતીઓને પાકપર લાવે છે, તથા માણસની જીંદગીને તકવીઅત આપે છે, માટે રોશનીના એ ગોળાની ભકતી કરવી તથા તેની વખાણ ગાવી જોઇયે; ઉગતા સુરજ તરફ અને નહીં કે આથમતા સુરજ (એટલે મહોમેદનોની માફક મકા) તરફ યાને પશ્ચીમ દીશા તરફ મોહોડું કરવું; માણસે આતશ, પાણી, પથર અને ઝાડોને તથા સઘળી કુદરતી ચીજો, ગાય અને છાણ વટીકને માન આપવું; માથે ચાંદલો કરવો, અને બ્રાહમણોની માફક જનોઇ પેહેરવી. દરબારમાંના

કેટલાક દાનાવ પુરૂષો તેને ટેકો આપી કહેવા લાગ્યા કે સુરજ દુનીઆની ' વધાર મોટી રોશની છે;' દુનીઆના રેહેવાસીઓને સુખ આપનાર, તથા રાજાઓનો મુરબી તે છે; રાજાઓ તેના સુબા જેવા છે. ' નવરોઝે જલાલી ' ને દીવસે એજ કારણથી સુરજની ભકતી કરવામાં આવતી હતી, અને એજ કારણથી પોતે રાજ્યાભીષેક થવાના વારસીક દીવસનો તહેવાર એજ દીવસે પાળવા તેણે ઠરાવ્યું હતું." આ પ્રમાણે બીજી બાબતોની માફક આ બાબતમાં પણ કેટલીક ચીજો અકબરે સાથે મેળવી દીધી હતી. સુરજને વિષે અકબર કેવા વીચાર ધરાવતો હતો તે ટેનીસનની તે વીષેની કવીતા અછી રીતે સમજાવે છે, અને તે અહીં ઉતારી લઇ શકાશે.

I

Once again thou flamest heavenward,
once again we see thee rise.
Every morning is thy birthday gladdening human hearts and eyes,
Every morning here we greet it, bowing lowly down before thee,
Thee the Godlike, thee the changeless,
in thine ever-changing skies.

II

Shadow-maker, shadow-slayer, arrowing light from clime to clime,
Hear thy myriad laureates hail thee monarch in their woodland rhyme.
Warble bird, and open flower, and men, below the dense of azure
Kneel adoring Him the Timeless, the flame that measures Time!

૧.

ફરી એકવાર આકાશ તરફ તું પ્રકાશે છે, ફરી એકવાર તને ઉગતો અમો જોઇએ છીયે. દરેક સવાર તારી વરસગાંઠ છે અને ઇનસાનના જીગર તથા આંખો તેથી ખુશ થાય છે; દર સવારે તારી સનમુખ નમનતાઇથી નમીને તને અમો આવકાર દઇયે છીયે, તું જે ખોદાના જેવો છે, અને હમેશ જુદું રૂપ લેતાં રહેતાં તારાં આકાશમાં તું અચળ રહે છે.

૨.

તું ઓળો ઉતપંન કરનાર તેમ અંધકારને તોડનાર છે, અને દેશ પ્રદેશ રોશનીનાં કીરણો તીરની માફક તું ફેંકતો રહે છે. તારી વખાણ ગાનારા જે હજારો કવીઓ તને કુદરતની બળીહારીને લગતી પોતાની કવીતાઓમાં પાદશાહ તરીકે સ્વીકારે છે. તેઓ તરફથી થતી તારી વખાણ તું સાંભળ. ઓ પક્ષીઓ તમો ગાવો, ફુલો તમો ખીલો, અને માનવીઓ તમો બહુ રંગના આસમાન હેઠળ ઘુંટણમંડયે પડી વખતનાં સંબંધમાં કાંઇ પણ હદ નહીં ધરાવનારને, વખતનું માપ આપનાર રોશનીને વખાણો.

**આતશની આરાધના અને તેને ઝીંબ્લેહ ગણવાનો વીચાર પારસીઓ તેમજ હીંદુઓ પાસેથી અકબરે મેળવયો હતો.**

આતશની આરાધના કરવાનો વીચાર પણ તેણે પારસી ધરમમાંથી લીધેલો કહી શકાય. પવીત્ર આતશની જતન કરવા, તેને જાથુકનો ખોરાક આપવા, અને ઇરાનીઓના આતશકદેહોમાં રાખવામાં આવે છે તેમ તેને જાથુક રોશન રાખવા, અબુલ ફઝલને તેણે હુકમ આપયો હતો તે આપણે જોયું છે. પણ હીંદુઓ પણ આતશની એક જાતની પુંજા કરે છે અને તેમનાથી પણ આતશની આરાધનાની બાબતમાં તેનાપર અસર થયલી હોવી જોઇયે. બદાઉની જણાવે છે કે, " નાની વયથી શાહનશાહે પોતાની રાણીઓનાં માનને ખાતર પોતાનાં જનાનખાનામાં હોમ બાળવાની ક્રીયા ચાલુ રખાવી હતી. એ રાણીઓ હીંદુ રાજાઓનાં

દીકરીઓ થતી હતી, અને એ ક્રીયા સુરજની પુજાને લગતી ક્રીયામાંથી નીકળેલી છે." બદાઉનીનાં પુસ્તકનો તરજુમો કરનાર વીદવાન મી૰ ડબલ્યુ. એચ. લોએ આ હોમને માટે નોંધ કરી છે કે, તે "સોમના રસને બદલે પારસીઓ તરફથી વાપરવામાં આવતી ચોકસ ઝાડની ડાંખળી છે." પણ હું ધારૂં છું કે તેમાં તે ભુલ કરે છે, અને બલાકમેન જણાવે છે તેજ ખરૂં છે કે, એ તો એક પ્રકારની આતશની પુંજા છે, અને તેને પારસીઓની હોમ ગાળવાની ક્રીયા સાથે કશો સંબંધ નથી. સુરજની ભકતી માફક આતશની ભકતી કરવાનો વીચાર પણ અકબરે થોડો પારસી ધરમમાંથી અને થોડો હીંદુઓ પાસે મેળવયો હતો. આતશને પવીત્રાઈથી અને જતનથી રોશન રાખવાને તેણે આપેલો હુકમ અલબતાં જરથોશતીઓના વીચારને મળતો છે, કેમકે તેવી રીતે તેને હંમેશ રોશન રાખવાનો ચાલ એકલો તેમનામાંજ ચાલે છે. હીંદુઓ અગની દેવને બળીદાન આપે છે, પણ તેને સ્વચ્છ તથા હંમેશ રોશન રાખવાને પારસીઓ જેવી કાળજી તેઓ ધરાવતા નથી.

### વરસની ગણતરી અને રચનાની ગોઠવણ પારસીઓના જેવી તેણે કરી હતી

જે બીજા સવાલની બાબતમાં અકબર પારસીઓના સમાગમમાં આવયો હતો, અને જે સવાલના સંબંધમાં પારસીઓએ તેનાપર અસર કરી હતી, તે પંચાગને લગતો હતો. મહોમેદન ધરમને લગતા જે વીચારો અને ક્રીયાઓ તેને અણગમતાં લાગતાં હતાં, તે તજી દેવાની તેણે બનતી કોશેશ કરી હતી. એવા વીચારો અને ક્રીયાઓમાં એક મુખ્ય મહોમેદનોનું ચાંદરાતી વરસ સંબંધી હતી. એ પંચાગ આખાં હીંદુસ્તાનમાં લાંબા વખતથી ચાલતું આવયું હતું. તેણે તે બદલી નાખયું અને તેને બદલે સુરજની ચાલનાં વરસનું પારસી પંચાગ ચાલુ કરી પારસીઓની રીત પ્રમાણે મહીનાઓને ફરવરદીન, અરદીબેહેશત, વગેરે તથા દીવસોને હોરમજદ, બહમન, ઈત્યાદી નામ તેણે આપયાં હતાં. સનને પણ તેણે ફેરવી નાખયો, અને ઠરાવયું કે; અસલી ઇરાની પાદશાહોમાં ચાલતું હતું તેમ તે ગાદીએ આવયો ત્યારથી નવો સન ચાલુ કરવો. આઈને અકબરી (પુસ્તક ૩ જું, દીબાચો ) પ્રમાણે અકબરે ચાલતો આવેલો સન ફેરવી નાખી પારસીઓની રીત પ્રમાણે પોતાનો ઇલાહી સન, હીઝરી સન ૯૯૨ અથવા ઇ. સ. ૧૫૮૪, માં ચાલુ કર્યો હતો. (જુઓ જારેતનો તરજુમો, પુસ્તક ૨ જું, પાનું ૧ અને ૩૧.)

### પારસી જસનોને અકબરે પોતાના નવા ધર્મના એક ભાગ તરીકે ઠરાવ્યાં હતાં.

પારસીઓનાં ચઉદ પવીત્ર જશનો પણ તેણે પોતાના ધર્મમાં દાખલ કરયાં હતાં. પારસીઓ જે દીવસે રોજ અને મહીનાનું નામ એક આવે છે તે દીવસે જસન કરે છે, અને તે રેવાજ તેણે પણ સ્વીકર્યો હતો. દાખલા તરીકે તેનાં ઇલાહી વરસના પેહેલા મહીના અને તેના ૧૯ માં દીવસનું નામ ફરવરદીન છે, અને તેથી એ દીવસને તે તેહેવાર ગણતો. એજ કારણે માહ અરદીબેહેશતના ત્રીજા રોજે માહ ખોરદાદના છઠા રોજે, માહ તીરના તેરમાં રોજે, માહ અમરદાદના સાતમા રોજે, માહ શેહેરીવરના ચોથા રોજે, માહ મેહેરના સોલમા રોજે, માહ આબાનના દશમા રોજે, માહ આદરના નવમા રોજે, માહ દેના આઠમા પંદરમા અને તેવીસમા રોજે, માહ બહમનના બીજા રોજે, અને માહ અસ્પનદારમદના

પાંચમા રોજે તેણે જસન ઠરાવ્યાં હતાં. (જોવો કાઉંટ ડી નોયરનું પુસ્તક ભાગ ૨ જો, પાનું ૨૬૮, આઇને અકબરીનો બલાકમેનનો તરજુમો ભાગ ૧ લો પાનું ૨૭૬; અને દબેસ્તાન, પાનું ૯૯.) અબુલ ફઝલ જણાવે છે કે, "જમશેદ પાદશાહે સ્થાપેલાં તથા પારસી ધરમગુરૂઓનાં જસનો વીષે નામદાર શાહનશાહને ખબર આપવામાં આવી, ત્યારે તેણે તે સ્વીકારયાં અને તે જસનોના દીવસોને પોતાની તરફથી નવાજેશ કરવા માટે તેણે મુકરર કર્યાં." એમાંનો સર્વથી મોટો દીવસ નવરોઝ અથવા નવાં વરસના તેહેવારને લગતો હતો. મેશ રાશીમાં સુરજ દાખલ થતાં એ તેહેવાર શુરૂ થતો અને તેની ધામધુમ ઓગણીસમાં દીવસ ફરવરદીન સુધી ચાલુ રહેતી. પણ આ નવો સને અને નવું પારસી પંચાંગ, અકબરના ઘણાખરા સુધારાઓની માફક, ઔરંગઝેબે પોતાના અમલનાં બીજાંજ વરસમાં રદ કર્યું હતું.

## નં૦ ૩૮.

## જામે જમશેદ.

(તા૦ ૧૧ મી ઑગસ્ટ સને ૧૮૯૬.)

### શેહેનશાહ અકબર અને પારસીઓ.

મી૦ રૂસતમજી પેસતનજી કરકરયાએ ગયા સનીવારે સાંજના રોયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખા સનમુખ, ટાઉન હોલમાં આવેલાં તેનાં દીવાનખાનામાં, શેહેનશાહ અકબર અને પારસીઓ" એ બાબદ ઉપર એક વીશય વાંચયો હતો, જેનો અગતનો સાર અમો નીચે રજુ કરયે છીયેઃ—

બધા ધરમોમાં માણસજાતને સઉથી સરસ રીતે અનુકુલ પડે એવો ધરમ કયો તે શોધી કાઢવાની નેમથી અકબરે તપાસ ચલાવવા માંડી હતી. તેણે ઠરાવ કરયો હતો કે, જુના ધરમોમાંથી કોઇબી એક ધરમ બધી વાતે મન માનતો નહી જણાય, તો પછી બધા ધરમોની મુળ ખુબીઓમાંથી સરસ ચીજો ચુંટી કાઢીને તે ભેગી કરી એક નવો ધરમ સથાપવો. આ નેમ પાર પાડવા માટે તેણે ઘણાક ધરમોના પ્રતીનીધીઓને પોતાની દરબારમાં ભેગા કરી તેઓ સાથે મસલત ચલાવવા માંડી. એ મસલત માટેની સભાઓ ભેગી કરવા ખાતર એક ખાસ મેહેલ તેણે ફતેહપુર સીખરી ખાતે બંધાવયો હતો, જે મેહેલ ઇબાદતખાનાને નામે ઓળખાતો હતો અને તયાં મળતી સભાઓમાં તે પોતે પ્રમુખ તરીકે બીરાજતો હતો. ઇસલામી ધરમગુરૂઓને આ બાબદની તકરાર ચલાવવાનું કામ બીલકુલ પસંદ ન હતુ અને પારકા ધરમવાળાઓને સેહેજબી વજન મળે તે તેમને મનથી બહુ ખોટું હતું. તેઓ તકરારો કરતાં ઉસકેરાઇ જતા હતા અને તેથી વારંવાર સભામાં ગડબડ અને ફીસાદ મચી રેહેતાં હતાં, જેવે સમયે ઉસકેરાયલા આસામીઓને ઠંડા પાડવા ખાતર સભા મુલતવી રાખવામાં આવતી હતી. ઝનુની મુલ્લાંઓ પ્રમુખ તરીકે બીરાજેલા શેહેનશાહની હાજરીની વટીક દરકાર કરતા નહીં હતા અને અકબરના મુખય અને માનીતા સલાહકારો અબુલફઝલ, ફૈઇઝી અને બીરબલને તેઓ તાના મારતા હતા કે, આ બધી ખટપટ તેઓએ જગાડી છે અને નવા નવા ધરમોનાં વેઝાં મારવાને તેઓએ બાદશાહને ઉસકેરયો છે. એકવાર એક મુલ્લાંએ ખુલ્લી રીતે બીરબલને ગાળો દઇ કહ્યું કે, "ઓ કમબખત કુફર, આવી આવી વાતો કરવાની તું કેમ હીમત કરે છે? હું એક પળમાં તારો આંકો લાવી નાખીશ." આ ચાલ માટે તેને તેમજ એ તકે તેની સાથનાઓનેબી ઠપકો આપવા

માટે બાદશાહે કહ્યું કે, "તમારાં મોં ઉપર એક ખાસડું ભરીને નરક નાખવું જોઇએ." હીંદુ ધરમગુરૂઓ પોતાના ધરમ વીશે સભામાં સમજ આપતા હતા તે બાદશાહ ધીરજથી ધ્યાન દઇને સાંભળતો હતો અને તેમની તકરારોને ટેકો વટીક આપતો હતો. હીંદુ ધરમગુરૂઓની વાતો જાહેરમાં સાંભળવા ઉપરાંત બાદશાહ તેમને ખાનગી રીતે પોતાના મેહેલમાં તેડીનેબી તેમની સલાહ સુચના ઉપર ધ્યાન પુગાડતો હતો. તવારીખકરતા બદાવની કહે છે કે, "બાદશાહ પોતે પોતાના મેહેલની અગાસી ઉપર સુતો હતો અને તે વખતે દેબી નામે બ્રાહ્મણને એક ચારપાઇ ઉપર બેસાડીને મેહેલની નીચેથી બાદશાહની સુવાની અગાસી સુધી ખેંચી લેવામાં આવતો હતો અને દેબી અગાસી આગળ હવામાં અધર લટકતી હાલતમાં બાદશાહને હીંદુ ધરમ તથા ફીલસુફીઓ સમજાવતો હતો." બાદશાહ અકબરની ઘણીક રાણીઓ રજપુત જાતની હતી, તોડરમલ, બીરબલ વગેરે જેવા તેના મુખ્ય પ્રધાનો અને સરદારો જાતે હીંદુ હતા. બાદશાહે તરેહવાર સંસકરૂત સાહીતય તથા ફીલસુફીઓના ફારસી તરજુમા કરાવયા હતા એ સરવે કારણોને લીધે હીંદુઓ તરફ તેમની દીલસોજી ઝાઝી હતી બુધ ધરમ વીશેબી બાદશાહે કાંઇક જ્ઞાન મેળવ્યું હતું. મેક્ષમુલર કહે છે કે, અબુલ ફઝલે બાદશાહ તરફથી બુધ ધરમને લગતી માહીતી મેળવવાને તજવીજ કરી હતી. પણ તેને એ બાબદમાં કોઇની મદદ મળી શકી નહી. પણ તવારીખકરતા બદાવની કહે છે કે, "બ્રાહ્મણો ઉપરાંત સમાનસોને બી બાદશાહ પોતાની મુલાકાતે તેડી તેઓ સાથે વાદવીવાદ કરતો હતો." આ સમાનસ બોલ ખરી રીતે "શ્રમાનસ" છે, જે નામે બુધ ધરમ પાળનારા જોગીઓ ઓળખાય છે. મુસલમાન, હીંદુ તથા બુધ ધરમના ઉપાધયાઓ ઉપરાંત ખ્રીસતી ધરમના પ્રતીનીધીઓનેબી પોતાની દરબારમાં બાદશાહે તેડાવયા હતા. તેણે ગોઆના પોરટુગીઝ સતાવાળાઓને લખીને અરજ કરી હતી કે, થોડાક ખ્રીસતી મીશનરીઓ દીલ્લી ખાતે મોકલી આપવા. ગોઆના સતાવાળાઓએ કેટલાક બહુ ધરમી પાદરીઓને બાદશાહ પાસે મોકલી આપયા હતા. કેટલાક મુસલમાન લખનારાઓ જણાવે છે કે બાદશાહ ખ્રીસતી ધરમથીબી ખુશ થઇ ગયો હતો અને એ ધરમનો ફેલાવો કરવાની આશામાં પોતાના ગાદીવારસ શાહજાદાને થોડીક ખ્રીસતી ધરમની તાલીમ આપી હતી તથા અબુલફઝલ પાસે બાઇબલનો તરજુમો કરાવ્યો હતો. પણ અકબરના ધરમ સંબંધી સુધારાના વીચારોને ઘણી વાતે અનુકુલ પડતો આવે એવો ધરમ જરથોસતી હતો. અકબરે એ ધરમની મુખ્ય ખુબીઓ વીશે જ્ઞાન મેળવ્યું હતું, એટલું તો નકી છે, પણ તેણે એ ધરમનો અભ્યાસ કેટલી હદ સુધી કરયો હતો, તે ચોકસ કહી શકાતું નથી.

પારસીઓમાં એવી દંતકથા ચાલે છે કે દસતુર મેહેરજી રાણાએ નવસારીથી દીલ્લી જઇને જરથોસતી ધરમની સચાઇ વીશે બાદશાહની એટલી બધી ખાતરી કરી આપી હતી, કે જેથી બાદશાહે જાહેર રીતે સુદરેહ કુસતી પહેરયાં હતાં. આ કથામાં જણાવવામાં આવે છે કે, જગતગુરૂ નામે એક બહુ કાબેલ હીંદુ જાદુગરે આકાશમાં પોતાના હુનરને જોરે એક રૂપાની થાળી ચઢાવી દીધી, જે થાળી જાણે બીજો સુરજ હોય એવી રીતે પ્રકાશતી હતી. આ થાળી પાછી જમીન ઉપર નીચે ઉતારી આપવાને તેણે સરવે ધરમવાળાઓને ચેલેંજ કરી. બાદશાહે ઇસલામી ધરમગુરૂઓને કહ્યું

કે, તેઓએ આ કામ બજાવી પોતાની સચાઇ દેખાડવી. પણ તેઓ તેમ કરી શકયા નહી. આથી તેઓ ઘણા ગભરાટમાં પડી ગયા. તેવામાં તેમને ખબર મળી કે, નવસારીવાળા દસતુર મેહેરજીરાણા એ કામ બજાવી શકશે. આથી તેઓએ બાદશાહને સલાહ આપી કે, મહેરજીરાણાને તેડાવવા. બાદશાહે તરત તેમને તેડાવયા અને તેવણે સેહેજવારમાં બંદગી કરીને જગતગુરૂની જાદુઇ એવી સફાઇથી તોડી નાખી કે આકાશમાં સુરજનું રૂપ લઇને ચઢી બેઠેલી પેલી થાળી ઉતરીને બાદશાહના પગ પાસે આવી પડી. સરવે કોઇ મેહેરજીરાણાના પ્રતાપ જોઇ હેરત પામયા અને બાદશાહે ખુશીથી જરથોસતી ધરમ સ્વીકારયો. આ કથા આજ ત્રણ સદીઓ થઇ પારસીઓમાં ચાલે છે અને મેહેરજી રાણાનાં વખાણમાં તરેહવાર ખયાલો, કવીતાઓ વગેરે ગુજરાતમાં ઘણી તરફ ગવાય છે. એ ખયાલો પારસીઓ નહી પણ બીજી જાતવાળાઓએ જોડયા હતા. પણ આ કથાની સચાઇ વીશે અથાગ મહેનત લેવા છતાં મને તવારીખમાંથી કશોબી પુરાવો મળયો નથી. અકબરના અમલની તવારીખના સંખયાબંધ પુસ્તકોમાંથી એકબી પુસતકમાં આ કથાના બનાવ વીશે સેજબી ઇસારો નથી. દબીસતાન, અકબરનામા, તબાકતે અકબરી, વગેરે કોઇબી પુસ્તકમાં એ કથા વીશે કાંઇ લખયું નથી. બદાવની પોતાની તવારીખમાં જોગીઓના ચમતકારો વગેરેની તરેહવાર વાતો લખી ગયો છે, પણ આ નવાઇ સરખા બનાવ વીશે તે કાંઇ લખતો નથી.

અબુલ ફઝલના તવારીખના પુસતકમાં પારસીઓ વીશે માત્ર નીચલો ફકરો જોવામાં આવે છેઃ—“ નવસારીથી આતશપરસતોબી આવયા હતા. જેઓ જણાવતા હતા કે, જરથોસતી ધરમ સાચો છે. અને આતશને માન આપવું, એજ બંદગી કરવાની સઉથી સરસ રીત છે. તેઓબી બાદશાહની મેહેરબાની મેળવી શકયા હતા અને તેવણે અસલી ઇરાની બાદશાહો પેઠે આતશ રોશન રખાવવાને માથે લઇ આતશના કેબલાની સંભાળ અબુલ ફઝલને સોંપી હતી. ”

એશયાના જુદા જુદા ધરમોને લગતાં પ્રખયાત પુસતક “ દબેસતાન ” માં વધારે સારી રીતે એ વીગત આપી છે, તેમાં જણાય છે કે, બાદશાહે કેરમાનથી બોલાવેલા અરદેશીર નામે દસતુરે બાદશાહને જરથોસતી ધરમની સમજ આપી હતી. બાદશાહની ધરમ સમાજમાં ચાલેલી તકરારોના હેવાલ ઉપરથી જણાય છે કે, એ સભામાંના જરથોસતી સભાસદની તકરારો બહુ કાબેલયતભરી અને જરથોસતી ઉપરાંત બીજા ધરમો તવારીખ, ફીલસુફી વગેરેનું ભંડોળ ધરાવનારી જોવામાં આવે છે. હું નહી ધારતો કે નવસારી જેવાં ગુજરાતનાં ખુણાંમાં પડેલો કોઇ ધરમગુરૂ આવી કાબેલયત બતાવી શકયો હોય બીજા હાથ ઉપર અરદેશીર મોટો કાબેલ વીદવાન હતો અને તેની મોટી વીદવતાને લીધેજ, બાદશાહે મુસાફરી ખરચના પઇસા મોકલી આપીને તેને ઇરાનવેરથી તેડી મંગાવ્યો હતો. જે વખતે મેહેરજી રાણા નવસારીથી દીલ્લી ગયલા ધારવામાં આવે છે, તે વખત પછી કેટલેક વરસે અરદેશીરને તેડાવવામાં આવયો હતો. તે ઉપરથી દીસે છે કે, બાદશાહને નવસારીથી આવેલા મોબેદો પાસથી કાંઇ ઝાઝું શીખવાનું મળે નહી એમ લાગયું હશે તેથી તેઓએ કેરમાનથી અરદેશીરને તેડાવયા. મેહેરજી રાણા કદાચ અકબરની દરબારમાં ગયા હશે, કાંકે તેમના વારસો પાસે મોગલ દરબાર તરફથી મળેલી ૩૦૦ એકર જમીન જેટલી જાગીરની સનદ છે.

પણ તેવણે કાંઇ ધરમ સંબંધી તકરારોમાં અગતનો ભાગ લીધો ન હોય. નવસારીના પારસીઓમાં પોતામાંજ તે વખતે ધરમની માહીતીની એટલી બધી ખુટ હતી, કે બીજાઓને તેઓ કાંઇ ઝાઝું શીખવી શકેજ નહીં.

આટલું તો ખરૂં કે, અકબર પારસી ધરમ ઉપર બહુ ખુશ થઇ ગયો હતો અને એ ધરમનો તેણે ઉંડો અભયાસ કરયો હતો. તેણે પોતાના નવા ધરમમાં આતશ તથા સુરજને કેબલા તરીકે માન આપવાની ગોઠવણ દાખલ કરી હતી. તેણે પારસી રોજ મહા પ્રમાણેનું પંચાગ ચાલુ કરયું હતું. પારસીઓના ચઉદ પવીત્ર તેહેવારો તેણે પાળવા માંડયા હતા.

અકબરના અમલના બીજા ઘણાક સુધારાઓ પેઠે પારસી પંચાંગની ગોઠવણ બી અઉરંગઝેબે પોતાના અમલમાં રદ કરી હતી.

અત્રે મી૦ કરકરયાનો રસીલો વીશય પુરો થતાં મુંબઇના કલેકટર ડાકટર પોલને ભાશણકરતાનો ઉપકાર માનવાની દરખાસ્ત કરતાં જણાવ્યું કે મી૦ કરકરયાનું ભાશણ રસીલું અને જ્ઞાન આપનાર છે. મેં તેવણનું ભાશણ પુર ધ્યાનથી સાંભળયું છે. તેવણ તરફથી બોલાતો એક બોલ પણ નહી ચુકી જાવું તેની મેં સભાળ રાખી હતી અને મને એ ભાષણ સાંભાળવામાં મજાહ મળી છે. તેવણે જણાવયું છે કે શેહેનશાહ અકબર લખી વાંચી શકતો નહી હતો. તેવાં જ્ઞાનની ખુટ છતાં પણ અજબ જેવું છે કે તે પોતાના જમાનાનો એક મહાન વીદવાન નર થઇ ગયો છે. નવસારીની મેહેરજી રાણાવાળી રસીલી દંતકથા વીશે મી૦ કરકરયા બહુ કઠણાઇથી બોલયા છે. પણ એ કથામાં જણાવવા જેવું કાંઇ બનયું હોય એ બનવા જોગ છે. સુરયની માફક ઉંચે રાખેલી થાલી મેહેરજી રાણાએ, દંતકથામાં જણાવવા મુજબ પોતાની શકતીનાં બળે તોડી પાડી તેનો ચુરેચુરો કરયો હોય, તે પણ બનવાજોગ છે. તેવો મોજેજો મેહેરજી રાણાએ કરી બતાવ્યો હોય, તે પુરવાર કરનારી સાહદત તવારીખમાં નોંધાયલી નથી, એમ ભાષણકરતા કહે છે. પણ બનવાજોગ છે કે, તેવા મોજેજાની નોંધ લેવાની તે વખતના તવારીખનવેશોએ દરકાર કરી નહી હોય. આપણા વડવાઓના વખતમાં તરેહવાર મોજેજાઓ બનેલા જણાયલા છે, જે વીશેની નોધ તવારીખના પુસતકોમાં નોંધાયલી જોવામાં આવતી નથી. અકબરને પોતાના સવધરમ ઊપર એતેકાદ નહી હતો, એ માનવાની હું સંદતર ના પાડું છું, જો કે બનવા જોગ છે કે તેમાં પોતાને નજર પડેલી ખામીઓ દુર કરવાની મતલબથી તેમાં સુધારો કરવાને તેણે યતન કરયો હોય. સુરયની પુંજા કરવી દરેક ધરમમાં સાધારણ છે. આપણે પોતે પણ ઉગતા સુરય તરફ મોહો કરી ઉભા રહેવાને ખાસ કોશેશ કરયે છીયે. કેથલીક દેવળોમાં, આતશને જાથુકના બળતા રાખવામાં આવે છે. આ સઘળાં ઉપરથી આપણે એવાં અનુમાન ઉપર આવી શકયે કે, અકબરે સઘળા ધરમોની તપાસ કરી, તેઓમાં કેબલા તરીકે વપરાતી ચીજો પોતે અખતયાર કરી લીધી હોય (તાલીઓ).

ડાકટર કુનાહે ઉપલી દરખાસ્તને ટેકો આપયો હતો જે તાલીઓ વચે પસાર થવા બાદ સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

---

## ના૦ ૩૯.
## જામે જમશેદ
(તા. ૧૫ મી આગસ્ટ ઇ. સ. ૧૮૯૬.)

### અકબર બાદશાહ તથા પારસીઓ

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

મી૦ કરકરીયાએ ઉપલી બીના ઉપર ભાશણ આપયું તેમાં તેઓ નવસારીવાળા દસતુર મેહેરજીરાણા વીશે ઘણીજ સખતાઇથી વરતયા છે. તેઓએ એ દસતુરને દસતુરનું નામ આપવાનું પણ વાજબી જોયું નથી. સાબાશ છે ડાકટર પોલનને કે તેઓએ એ દસતુરનો બચાવ કરયો છે. હું મી૦ કરકરીયાનાં ભાશણ ઉપરથીજ પુરવાર કરીશ કે દસતુર મેહેરજીરાણાએ દીલ્લીની દરબારમાં અચછો ભાગ બજાવયો હતો. મી૦ કરકરીયા પોતેજ કહે છે કે અબુલ ફાઝલે પોતાના પુસતકમાં પારસીઓ સંબંધી ઘણું થોડું એટલા માટે લખયું છે કે, તેઓનો વીચાર પારસીઓની બાબદ વીશ એક જુદું પુસતક લખવાનો હતો પણ તેના અકાળ મરણથી તે લખાયું નથી. એજ બીના સાબેત કરે છે કે જો તે જુદું પુસતક લખાયું હતે તો કાં નહી તેમાં મજકુર દસતુર વીશે લંબાણ બીના છપાતે? વળી મી૦ કરકરીયા પોતેજ કહે છે કે બેદાઉનીની ચોપડીમાં લખેલું છે કે "નવસારીથી પારસીઓ દીલ્લી આવયા હતા, અને જરથોસતી ધરમ સજાવયો હતો, અને કોઇબી જાતની પરસતેસ કરતાં આતશની પરસતેસને વધુ મરતબો ઘટે છે એવું તેઓએ જણાવયું હતું, અને તેઓએ અકબર પાદશાહનું માન ખેચી લીધું હતું, અને કેઆની લોકોની રાહરસમ, ફતવા તથા ક્રીયા કામ શીખવયું હતું. આખરે શેહેનશાહે પવીતર આતશને અબુલ ફાઝલની સંભાળમાં સોંપયો, અને તેને હુકમ કરયો કે તેને સદા રોશન રાખવો, કારણ કે તે ખોદાની નીશાન છે, અને બીજી રોશનીઓમાં તે પણ એક રોશની છે." એટલા ઉપરથી સાબેત થાય છે કે દસતુર મેહેરજીરાણાએ અકબર પાદશાહનાં મન ઉપર અછી અસર કરી હતી અને ૩૦૦ એકરનો વજીફો તેઓ મેળવવાને શકતીવાન થયા હતા. પણ જે મી૦ કરકરીયા કહે છે કે અકબર પાદશાહ દસતુર મેહેરજી રાણાથી સંતોશ પામયા નહીં હતા, તે ભુલભરયું ઠરે છે. મી૦ કરકરીયાની તકરાર એવી છે કે જો અકબર પાદશાહ દસતુર મેહેરજીરાણાથી સંતોશ પામયા હોત તો કેરમાનથી દસતુર અરદેશરને બોલાવતે નહી. પણ કેરમાનથી દસતુર અરદેશરને અકબર પાદશાહે બોલાવયા તે કાંઇ સાબેતી નથી કે મજકુર પાદશાહ દસતુર મેહેરજીરાણાથી નાસીપાસ થયા હતા. દસતુર મેહેરજીરાણા દીલ્લીની દરબારથી પાછા ફરયા બાદ અકબરને ખબર પડી કે કેરમાનમાં એક કાબેલ દસતુર છે તે વીદવાન છે, તેથી તે દસતુરને પણ પછવાડેથી વધારે તેહેકીક કરવા અકબરે બોલાવયા હતા, અને તેઓએ પણ દસતુર મેહેરજીરાણા માફક આતશ તથા સુરજની પરસતેસનાં ચહડીયાતાંપણાં વીશે અકબરની ખાતરી કરી હતી. માટે મી૦ કરકરીયા એવું અનુમાન કહાડે છે કે, અકબર પાદશાહ દસતુર મેહેરજી રાણાથી નાસીપાસ થયા હતા, તે તદન ખોટું ઠરે છે.

મુંબઇ તા. ૧૪ આગસ્ટ ૧૮૯૬

લા. અ.*

---

* આ અને બીજાં જે લખાણ અ. ની સહી સાથ આવ્યા છે તેના લખનાર મરહુમ અરદેશર શોરાબજી દસ્દુર કામદીનનાં હોય એમ માનવામાં આવે છે.

## નાં૦ ૪૦.
## સત્ય મિત્ર.
તથા
### હુખ મજદ્દયસ્નનામ.

( રવિવાર, તા૦ ૧૯ મી આગસ્ટ સને ૧૮૯૯. )

### અકબર પાદશાહ, પારસીઓ અને દસ્તુર મેહરજી રાણા વીષે મીં૦ કરકરયાનું કીમતી ભાષણ.

મીં૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાનાં ચાલાક ભેજાં અને શોધક બુદ્ધીએ, તવારીખ સંબંધી એક વધુ ગુચવાડાપર નવું અજવાલું નાખ્યું છે. હીંદુસ્તાનના નામીચા મરાઠા રાજકર્તા શીવાજીની તવારીખ ઉપરથી તેવણ હવે એજ દેશના માહન મુસલમાન રાજકર્તા અકબરની તવારીખપર ઉતર્યા છે; અને હીંદીઓને જીગર સમાન વાહલી એ તવારીખને લગતા એક લાંબા વખતના ગુચવાડાની સફાઇ તેવણે બહુ કાબેલીઅતથી કરી આપી છે. અકબરના કીર્તીભરેલા અંમલનો સહુથી ચલકતો સફો, તે નામદારે કીધેલી જુદા જુદા ધર્મોની તપાસનો છે. તેના સંબંધમાં સાધારણ રીતે એવું મનાતું આવ્યું છે, અને તવારીખનાં પુસતકો તેને ટેકો આપે છે કે, અકબર પોતાના ધર્મથી પુરતી રીતે સંતોષ ન પામ્યાથી, તેમજ જુદા જુદા ધર્મોથી જુદાઇ પકડી બેઠેલી પોતાની જુદી જુદી કોમની પ્રજાને એકત્ર બનાવવા માટે સર્વમાન્ય એવો એક નવો ધર્મ ઉભો કરવાની તેને જરૂર જણાયાથી, તેણે જુદા જુદા ધર્મના આલમાઓ તથા ધર્મગુરૂઓનો એક ખાસ મેલાવડો કરી, તેઓ વચ્ચે વાહદવીવાદ ચલાવી, તેઓ પ્રત્યેકના ધર્મની ખુબી ખામી જાણી લીધી હતી, અને શેવટે તેવા સઘલા ધર્મોનાં મુલતત્વો તારવી લઇ તેના પાયાપર "દીને એલાહી" નામે પોતાનો એક નવોજ ધર્મ ઉત્પન્ન કરી, તે પાલવાનું કામ સહુ કોઇની મુન્સફીપર છોડયું હતું. આ વાત સામે કોઇ તરફથી કશો સવાલ ઉઠાવવામાં આવ્યો નથી; તો પણ પારસી કોમમાં છેક અકબરના વખતથી એવું મનાતું અને બોલાતું આવ્યું છે કે, એ પાદશાહની આ ધર્મ સંબંધી તપાસમાં જરથોશ્તી ધર્મ સર્વોપરી તથા સર્વોતમ જણાયાથી તેણે, જો જાહેર રીતે નહી તો છુપી રીતે પણ, તેજ ધર્મ પાલવા માંડયો હતો; તે અહીં સુધી કે, તે નામદારે સુદરેહ કુશ્તી, જે પારસી ધર્મની નીશાન છે, તે પોતાનાં આંગપર રાખી હતી, અને આતશ જે પારસીઓનો કેબલો છે, તેને પોતાના કેબલા તરીકે માન્યો હતો. અકબરને આ રીતે જરથોસ્તીપણાંનો પુજારી બનાવવાનું માન, તેઓ તે વેલાના ગુજરાત પ્રાંતના નવસારી કસબાના એક બુઝોર્ગ પારસી ધર્મગુરૂ નામે દસ્તુર મેહરજી રાણાને આપતા આવ્યા છે. અગરજો મરહુમ દસ્તુરજી સાહેબ મેહેરજી રાણાએ એ કામ બજાવ્યુંજ હોય, તો તે એક મોજેજા સરીખું છે; અને ખરેખર તે જુના વખતથી પારસીઓ એમ પણ કહેતા આવ્યા છે કે, મેહરજી રાણાએ એક મોજેજો પણ અકબરને કરી બતાવ્યો હતો. તે એવી રીતે કે, જગતગુરૂ નામના એક હીંદુએ જાદુઇ બલથી આકાશમાં જે એક સોનેરી થાલ ચઢાવી બે સુરજ બનાવ્યા હતા, તે થાલને પોતાનાં અવસ્તાઇ મંત્ર (માથ્ર)થી જમીન દોસ્ત કરી નાખી, એ પરહેજગાર અશો જરથોસ્તી મર્દે અકબરનાં દીલપર, જેમ પોતાની કાબેલીઅત વીષે તેમજ પોતાના ધર્મની બેહેતરી વીષે, સર્વોતમ છાપ બેસાડયો હતો. પણ આ વાતને તવારીખ પુસ્તકોનો કશો ટેકો નથી; તે માત્ર એક દંતકથા છે, અને ખ્યાલીઓના

ખ્યાલો તથા કવીઓની કવીતાઓ એ તેના ફેલાવામાં મોટી મદદ કરી આપે છે. દાખલા તરીકે,

મેહરજી રાણા બડાજી શ્યાણા
પુરા બંદા ખોદાકા,

અકબર બાદશાહ સુદરાહ પહેના
દેખો તમાશા મજહબકા. ઈત્યાદી.

એ ખ્યાલ નવસારી, સુરત વગેરે ગુજરાતનાં શેહરો તથા ગામોમાં, અકસર કરી પારસી કુટુંબોમાં, એક મુદ્રા લેખ જેવો સાધારણ થઇ પડયો છે, અને આપણે પોતે પણ છેક બચપણથી તે સાંભલતા અવ્યા છે. પણ તવારીખના સબલ આધાર વીના કેટલાકો, અકસર કરી દસ્તુર મેહરજી રાણાનાં ખાનદાનના પ્રતીપક્ષીઓ તેના સામે આગલા વખતથીજ શક બતાવતા આવ્યા હતા. ત્યારે, આજનો જમાનો, જે ખરૂં જોતાં "ચુનોચેરા"નોજ જમાનો છે, એટલે કાં, કેમ, અને શા માટે એવા સવાલો પુછવાનોજ વખત છે, તેમાં એ બાબત તવારીખની કસોટી વીના જેમની તેમ પસાર થઇ જાય એ બનવા જોગ ન હતું. તે પ્રમાણે, મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાનું લક્ષ, અકબરની તવારીખના અભ્યાસ વચે, એ સવાલ તરફ ખેંચાયું, અને તેવણે પોતાની હંમેશની શોધક બુદ્ધી પ્રમાણે તેની તલાશ કરી, તેમાંથી સચાઇ શોધી કાઢવાની તજવીજ કીધી. મી૦ કરકરયાની પીછાણ અને હરેક જાહેર સવાલ હાથ ધરતાં તેની સચાઇ નીર્મલ દીલે ફક્ત સચાઇનેજ ખાતર શોધવાની તેમની વલણ, એ બંને ઉપરથી અમે માનીએ છીએ કે, એ તલાશ તેવણે જેટલી મરહુમ દસ્તુર મેહરજી રાણાને ઇન્સાફ આપી, જો બની શકે તો તેમને લગતી દંતકથાને મજબુતી આપવાના હેતુથી કીધી હશે, તેટલી બીજા કોઇ હેતુથી કીધી નહી હશે; અને તેથીજ તેમની એ તપાસને વજન આપી તેની ખબર લગાર લંબાણથી લેવાની અમે અગત્યતા વીચારી છે.

પણ, કમનસીબે, મી૦ કરકરયાની તપાસ, દસ્તુર મેહરજી રાણાવાલી પુરાતન દંતકથાના લાભમાં ઉતરી નથી, તેવણ એવાંજ શેવટપર આવ્યા છે કે, એ દંતકથા તે દંતકથાજ છે, અને તેને તવારીખ રૂપી કશો આધાર નથી, અને તેટલા માટે તે માનવા જોગ નથી. તેમના જણાવ્યા પ્રમાણે ઘણામાં ઘણું એટલુંજ બન્યું હોય કે, એ મરહુમ દસ્તુર સાહેબ દીલ્લી ખાતે અકબરની દરબારમાં ગયા હોશે, કારણ તે વેલા, બલકે તેની ધર્મ સંબંધી શોધખોલનાજ દીંગાસમાં નવસારી ખાતેથી પણ કેટલાક પારસીઓ ત્યાં જવાની મોગમ નોંધ અકબરની તવારીખને લગતાં પુસ્તકમાંથી મલી આવે છે મી૦ કરકરયાએ આવાં શેવટપર આવવા પહેલાં ખુદ એ દસ્તુરજીનાં ખાનદાનના હાલના હયાત પુરૂષોથી પણ પુછપરછ ચલાવી, તેમના કે તેમના એ માનવંત વડીલ વીશે ચાલતી આવેલી વાતના ટેકામાં જો કાંઇ મજબુત આધાર હોય તો તે બતાવવાની તેમને જોગવાઇ આપી હતી. માત્ર એકજ વાત હજુ આપણાં મનમાં દગદગો રાખે છે, અને તે વાત, મરહુમ દસ્તુર મેહરજી રાણાને પાદશાહ અકબર તરફથી મલેલા "ઘેલખડી" નામના ઇનામી મોટા વજીફાની છે. એ વજીફો નવસારી કસ્બાની પડોસમાં હાલ અંગ્રેજી વીજલપોર ગામની હદમાં ૩૦૦ વીંઘાનો મોટો વીસ્તાર રોકે છે, અને તેની આવક આજે પણ એજ દસ્તુરના વંશજો વહેંચી ખાય છે. એ વજીફો તેમને શા માટે મલ્યો હતો તેનું નક્કી કારણ જણાયું નથી એ ખાનદાનવાલાઓ માનતા આવ્યા છે, અને સાધારણ રીતે પણ એમજ મનાતું આવ્યુ છે કે, દસ્તુર મેહરજી રાણાએ બજાવેલાં મજકુર મોટાં કામનાં

ઇનામ તરીકે પાદશાહ અકબરે તે તેમને બખશેશ આપ્યો હતો. નવસારી ખાતે એજ રીતે "વઇદ"નાં તેમજ "દોરડી"નાં ખાનદાનોને પણ વજીફા મલેલા છે, જેમાંના વઇદનાં ખાનદાનના વજીફા વીષે એવું કહેવામાં આવે છે કે, તેના એક વડીલને તેની વઇદક કુષલતા માટે તે ઇનામમાં આપવામાં આવ્યો હતો. ત્યારે મેહરજી રાણાને પણ ઘેલખડીનો વજીફો કોઇ વાતનાં ઇનામમાંજ કાં નહી મલ્યો હોય? અને તેમનો દસ્તુરી અધીકાર ધ્યાનમાં લેતાં, તે ઇનામ તેમની ધર્મ સંબંધી રાહનુમાઇનું નહી તો બીજું શાનું મલે? પણ તે દેખાડવાનું અથવા તેની જોસ્તેજો કરવાનું કામ, એ ખાનદાનના વંશજોનું છે. તેઓ આજ પઇસે ટકે તેમજ બીજી રીતે પણ સારી હાલતમાં છે. તેઓમાંના એક બુઝોરગ ગ્રહસ્થ દસ્તુર એરચજી સોહરાબજી પોતાની ફારસી ભાષા વગેરેની કાબેલીઅત માટે તેમજ જુના વખતના લેખપોટની માહીતી માટે સારી પેઠે મશહુર થયલા છે: અને દસ્તુર દાસબજી માહીઆરજી નવસારી પંથકની દસ્તુરી ભોગવવા જોડે પોતા પાસે જુના વખતના લેખપોટનો એક સારો ભંડાર ધરાવે છે. તેઓ અને તેવા બીજા સાહેબોની ફરજ છે કે, આ બાબતમાં વધુ જુસ્તેજો ચલાવી પોતાના મરહુમ માન પામેલા મુરબ્બી દસ્તુર મેહરજી રાણા અકબરના સંબંધમાં શું, કેટલો અને કેવો ભાગ બજાવી ગયા છે તે શોધી કાહડવું, અને તે જાહેરમાં મેલી જો બની શકે તો તે મરહુમનાં નામને મલેલી, પણ હાલ ઝાંખી પડેલી, કીર્તીને પાછી તેજી કરી દેખાડવી.

મરહુમ દસ્તુર મેહરજી રાણાની વાત બાજુ રાખી બીજી રીતે જોતાં મી૦ કરકરયાનું ભાષણ, પારસીઓના બાબમાં હજુ જરૂરી લેવા જોગજ નીવડયું છે. તેમના જણાવ્યા પ્રમાણે, બરાબર બોલતાં તેમની શોધખોલની શાહદત પ્રમાણે, એકવાર નવસારીના દસ્તુર મેહરજી રાણાથી નહીં હોય તો બીજી તરફથી પણ પાદશાહ અકબરની એટલી તો ખાતરી થઇ હતી કે, જરથોસ્તી ધર્મ ઘણો ઊતમ છે; અને તેની અસર તે નામદારનાં મનપર એટલી હદ સુધી થઇ હતી કે, તેણે તેનો ઊંડો અભ્યાસ કર્યો હતો, અને પારસી ધર્મની ગોઠવણ પ્રમાણે પોતાના નવા સ્થાપેલા ધર્મમાં પણ તેણે આતશ તથા સુર્યને કેબલા તરીકે ગણેયા હતા, તથા પારસી રોજમાહ પ્રમાણેનું પંચાંગ ચાલુ કરવા જોડે કેટલાક પારસી તેહવારો પણ પાલવા માંડયા હતા. પારસી ધર્મ તેને સરસ રીતે સમજાવી તેનાપર તેની એવી અસર કરનાર, ઇરાનનાં કેરમાન શેહરનો દસ્તુર મરહુમ અરદેશીર હતો, જેની કાબેલીઅત મશહુર છે, અને જેને અકબરે ખરચ આપીને ખાસ રીતે બોલાવ્યો હતો, અને તેના વીષેની શાહદતો અકબરની તવારીખનાં પુસ્તકોમાંથી મલી આવે છે. મી૦ કરકરયાનું આ ભાષણ, તેમનાં આગલાં એવાં બીજાં ભાષણોની પેઠે જેટલું કાબેલીઅતભરયું તેટલુંજ અપક્ષપાટ પણ છે, અને તે તેમના તવારીખ સંબંધી ઉંચા ભંડોલની એક વધુ ગવાહી રજુ કરે છે. તેમની એવી કોશેશ માટે તેમને શાબાશી આપતાં અમે તેમને એક અગત્યની સુચના કરવાની છુટ લઇએ છીએ. જે ગુચવાડો આપણને મરહુમ દસ્તુર મેહરજી રાણાની તવારીખ યા દંતકથાના સંબંધમાં દેખાતો આવ્યો હતો, લગભગ તેવાજ તરેહવાર ગુચવાડા પારસીઓ હીંદુસ્તાન આવ્યા પછીની તેમની તવારીખમાં રહી ગયલા છે. મી૦ કરકરયા જો તેપર ધ્યાન આપી તે ગુચવાડા દુર કરી તે તવારીખને ખરા

આકારમાં રજુ કરવાની કોશેશ કરશે, તો તેઓ પોતાના જાતભાઈઓપર એક મોટો ઊપકાર કરશે. તેઓ પારસી હોવાથી એ કામ જેટલું તેમની ફરજને બેસ્તું થશે, તેટલું બીજું થશે નહીં. પોતાના શોક, બાહોશી અને સાધનો વડે જેટલા તેવણ એ કામ બજાવવાને લાયક જણાય છે, તેટલા બીજા કોઈને અમે જોઇ શકતા નથી; અને તેથીજ એ કામ ઊઠાવી લેવાની તેમને ભલામણ કરવાની આ તક અમે લીધી છે.

---

## નાo ૪૧

## સ્વતંત્ર

(તા૦ ૧૬ મી ઓગસ્ટ સને ૧૮૯૬.)

AKBAR AND THE PARSIS.

**એક અસલી દંતકથાનું એક અથોરનાને કીધેલું ખુન!—દસ્તુર મેહરજી રાણા અને અકબર—**વીદ્યા અને તેને લગતી શોધખોળના આગળ વધતા આજના જમાનામાં અસલી કથાઓ અને લોકવાકયાઓની બારીકમાં બારીક તપાસ શોધક બુદ્ધીવાળા આસામીઓ અક્કલ હુશ્યારીથી કરીને તે કથાઓ અને લોકવાકયાનાં પોકળ વારંવાર કેવી ઝમક સાથ દેખાડી આપે છે—ગોયા તે કથાઓ વગેરેને કેવી ખોટી પાડી આપે છે—તેનો અચુક ખ્યાલ આગલે શનીવારે અત્રેની રાયલ એશ્યાટીક સોસાઇટીની એક સભામાં મી૦ આર. પી. કરકરયા નામના સાહીત્યના શોખીન એક ઉદ્યોગી પારસી ગ્રેડયુએટે "શાહનશાહ અકબર અને પારસીઓ" વાળા વાંચેલા નીબંધ ઉપરથી મળે છે. આ નીબંધમાં મજકુર ગ્રેડયુએટે એક હાથ પર શાહનશાહ અકબરની જુદા જુદા મુખ્ય ધર્મો વીશે ખુલાસો મેળવવાની અને તે સઘળાઓમાંથી નવું, જાણવા જોગ અને પોતાની વિચાર શકિતને અનુકુળ તારવી કાઢવાની ખાહેશનું તેમજ જરથોસ્તી ધર્મ તરફની તેની સારી લાગણીનું એક જાણવા જોગ ચીત્ર દોરયું હતું, કે જે વીશે હિન્દી ઇતિહાસ ઉપરથી પણ આપણે પુરતા વાકેફ થયલા છીએ, જયારે બીજા હાથ ઉપર મી૦ કરકરયાએ શાહનશાહ અકબર અને પારસીઓ સાથ જોડાયલી એક વાત જે અત્યાર તલક પારસીઓ—અકસર કરી અથોરનાન પારસીઓ—ખરી માનતા આવ્યા છે, તેનેબી ઘણીક મુસ્તકીમ દલીલથી ખોટી પાડી છે. પારસી વાંચનારાઓ આટલું તો બચપણથી ખરી યા ખોટી રીતે બોલાતું જાણતા આવ્યા છે કે, પેહલા દસ્તુર મેહરજી રાણાને અકબરે પોતાની દરબારમાં ખાશ બોલાવ્યા હતા, ત્યાં તેઓએ એક ઘણો ધ્યાન ખેંચનારો મોજેજો કરી દેખાડયો હતો, અને તેથી અકબર એટલો બધો ખુશ થઈ ગયો હતો કે તેવણે મેહરજી રાણાને હાથે પોતાને જરથોસ્તી દીનમાં લેવડાવવાની નવજોત ક્રિયા પણ કરાવી હતી. લોકોમાં ચાલતી કથા મુજબ, પેહલા દસ્તુર મેહરજી રાણાનું અકબરની દરબારમાં જવું એથી થયું હતું કે, જગત ગુરૂ નામના જાદુઇ વીદ્યામાં પ્રવીણ ગણાતા એક બ્રાહ્મણે પોતાના યંત્રમંત્રથી એક થાળી હવામાં બહુ ઉંચે લટકતી કરી આકાશમાં જાણે બે સુર્ય પ્રકાશતા હોય એવા અદભુત દેખાવ અકબર અને તેના દરબારીઓ સમક્ષ કરી દેખાડયો હતો, અને સાથે સાથે ચેલેંજ કીધી હતી કે કોઇનામાં પણ તાકાત હોય તો તે તેને પોતાના એલમનાં બળે "નવા સુર્ય" ને ભોંયે પાડી આપવો. આ ચેલેંજ અકબરના ઇસલામી દરબારીઓ વટીક ઉપાડી લેવાને અશકત થઇ પડયા હતા, જેથી મજકુર બ્રાહમણની જાદુઇ શકિતને તોડવાને બહારથી કોઇ લાયક પુરૂષને તેડી મંગાવવાની દોડાદોડી ચાલી રહી, જેટલાં નવસારીમાં તે વેળા વસ્તા પહેલા દસ્તુર મેહરજી રા-

ણુાની ખુબીઓની વખાણ છેક દીલ્લી વેર ગયાથી તેવણુને આ ચમત્કારનો ભર્મ તોડવા બોલાવી મંગાવ્યા; સીઝરના બોલોમાં કહીએ તો, દસ્તુર મેહરજી રાણાજી તે નોત્રાંને માન આપીને આવ્યા; તેઓએ પવીત્ર માથ્રવાણી ભણીને બ્રાહમણુની જાદુઇ અસર તોડી અને પેલો "બનાવટી સુર્ય" અકબરના ઘર આગળ ગબડી પડયો, જેથી ખુશી થઇ અકબરે એ દસ્તુરજીને હાથે સદરો કુસ્તી પહેરી જરથોસ્તી ધર્મ અખત્યાર કર્યો. આજ ત્રણુસો વર્ષ થયા આ વાત ચાલતી આવી છે, તેની સચ્ચાઇ આજેબી નવસારી બહાર વસ્તા ઘણા અથોરનાનો તથા બેહદ્દીનો કબુલ રાખે છે, પણ મી૰ કરકરયા જેવણુ પોતે એક અથોરનાન છે, તેવણે તે વખતના ઇતિહાસ, તવારીખ અને બીજી ખબર અંતરોમાં બુદકી મારી હાલ અચુક જણુાવયું છે કે, આ સઘલું બનાવટી છે, એ કથા પાયદાર ગણુવાને કશી મુસ્તકીમ શાહદત કેથેથી મળતી નથી, અકબરના ત્રણ કાબેલ તવારીખનવેશો અબુલ ફાઝલ બદાઉની વગેરેના ઇતિહાસમાંથી તેમજ બીજાં સાધણોથી તપાસ કરતાંબી દસ્તુર મેહરજી રાણાના ચમત્કારની વાત શું, પણ તેમનું નામ વટીક મળતું નથી, જેથી એ કથા ફકત તર્કથી ઉભી કીધેલી અને તેટલા માટે મુદલ માનવા નહી જોગ તેઓ લખે છે.

---

## ના૰ ૪૨
## સ્વતંત્ર

(તા૰ ૧૬ મી ઑગસ્ટ સને ૧૮૯૬)

**WHAT IS THE TRUE EXPLANATION?**

**અકબરની દરબારમાં કયો દસ્તુર ગયો હતો?**—સવાલ એ ઉઠે છે કે મેહરજી રાણાજીના નવસારીમાં વસ્તા હૈયાત વારસો એ વિશેની શાહદત ધરાવવાનો જે દાવો કરે છે તેનું કેમ? અહીંઆં મી૰ કરકરયા તે વારસોને બીચારાઓને સેવટના નિરાશ કરવાને પુરતી દલીલથી બહાર પડયા છે. તેઓએ પોતાના નીબંધમાં વાંચી સંભળાવ્યું છે કે, મેહરજી રાણાના વારસો જે પુરાણા કહેવાતા દસ્તાવેજ ઉપર આધાર રાખે છે, તે અકબરના વખતનો કે તે મહાન શાહનશાહની મંજુરીઆતનો નહી પણ પાછળથી ઉભો કરવામાં આવેલો છે, કાંકે જોકે તે દસ્તાવેજમાં મેહરજી રાણાએ કીધેલા ધારવામાં આવતા ચમત્કારની વીગત આપનારા ચોકસ ફકરાઓ ટાંકવામાં આવ્યા છે અને તે ફકરાઓ અકબરના ત્રણ જાણીતા ઇતિહાસકર્તાઓના ઇતિહાસમાંથી લીધેલા જણાવવામાં આવે છે, પણ ખેદભર્યું એ છે કે તે ત્રણેના ઇતિહાસમાંથી તે વીશેનો એક ઇસારોબી મી૰ કરકરયાને મળી શકયો નથી! જેથી મી૰ કરકરયા માને છે અને પારસી ભાઇઓની તેમજ સર્વ ઇતિહાસના શોખીનોની ખાત્રી કરવા માંગે છે કે, મજકુર દસ્તાવેજમાં ટાંકેલા ફકરાઓ કોઇ માહમેદન મુનશીએ પારસીઓને રાજી કરવા કીજે પોતાનાં ભેજામાંથી કાઢી ઉતારી મોકલ્યા હશે. કે જે જાતની ખોટા ફરાકા મારવાની તરેહ ફારસી તવારીખનવેસોમાં સાધારણ હોય છે. અહીંઆ ત્યારે બીજો સવાલ ઉઠે છે કે, જો મેહરજી રાણા દીલ્લી ન ગયા તો અકબરે પુરાણા જરથોસ્તી મજહબની ખુબીઓ જાણી કયાંથી? અકબરના મનપર જરથોસ્તી મજહબની બુલંદી, ફીલસુફી અને ખુબીએ સારો છાપ બેસાડયો હતો એ તો પુરવાર થયલી વાત છે, પણ વાંધો એટલોજ છે કે તે છાપ બેસાડનાર કોણ મહાન જરથોસ્તી હતા? દસ્તુરજી મેહરજી રાણા કે કોઇ બીજા? મી૰ કરકરયાએ એ દસ્તુરજી વીશેની તર્ક તદન ખોટી ઠેરવી છે, ત્યારે તો ખરા પુરૂષને શોધી કાઢવા આપણે બીજી ગમ નજર ફેંકવી જોઇએ, અને અહીંઆંબી મી૰ કરકરયાએ

અગતનો ખુલાસો પારસી ફીરકા સમક્ષ ધર્યો છે. એ ખુલાસો એટલીજ મતલબનો છે કે, કેરમાનવાળા કાબેલ દસ્તુરે અકબરને જરથોસ્તી મહજબ તરફ સારી લાગણીથી જોનારો બનાવ્યો હતો અને એ મહજબની ભેદી ખુબીઓ તે નામદાર શાહનશાહ સમક્ષ રજુ કરી ધર્મ સંબંધી એતેકાદ વીશે તેનાં ગુચવાયલાં મનનું સમાધાન કીધું હતું તે એબલોજ જરથોસ્તી અકબરની દરબારમાં પધાર્યો હતો અને તે વીશે બીજો કોહાબી નહી, કાંકે અકબરનાં તવારીખનવેશોએ તેવા કોઈપણ બીજા દસ્તુરનું નામ પોતાની કેતાબોમાં આપ્યુંજ નથી. એમ તો નહીજ કહેવાશે કે તે તવારીખનવેશો દસ્તુર મેહેરજી રાણા તરફ યા પારસી મહજબ સંબંધ તેમ કાંઈ શત્રુવત ધરાવતા હતા અને તેથી તેમનું બયાન કરવા ભુલી ગયા છે. અગરજો તેમ હોય તો તેઓ દસ્તુર અરદેશરનું વરણનબી ત્યારે આપવાના અખાડા કરી જાત. વળી એ તવારીખનવેશોમાંના એક મશહુર બદાઉનીએ તો હિન્દુ જોગીઓ અને ઇસલામી પીરોએ અકબરના વખતમાં કીધેલા અનેક ચમત્કારોનું બયાન પુરતી વીગત સાથ પોતાની કેતાબમાં આપેલું છે, પણ મેહેરજી રાણાજીના ચમતકાર વીશે તો તેમાં શબ્દ વરીક મળતો નથી. એ પરથી ત્યારે મી૦ કરકરયા જે એવાં અનુમાનપર આવ્યા છે કે નવસારીવાળા મેહેરજી રાણાજી અકબરની દરબારમાં ગયા નહીજ હતા, તે સાથ કેટલાકો અસલી યાદગાર કથાઓ તરફના પ્રીતીભાવ છતાંબી મળતા થયા વીના નહી રહેશે. એ રીતે પહેલા મેહરજી રાણાને લગતી એક અસલી કથાનું નવસારીની ખાકમાં પેદા થયલા એક શીએલા અથોરનાને જે રીતે ખુન કીધું છે તેથી અથોરનાન ભાઈઓ વગેરે નાખુશ થાય એ કુદરતી છે, પણ તેઓએ એટલીજ ધીરજ લેવી કે એ કથા ત્રણ સદીમાં એટલી ફેલાઇ ગયલી છે કે તે મી૦ કરકરયાના ફટકાથી સદંતર નાશ પામનાર નથી; પણ હજી પછી આવનારી ઓલાદમાંબી રહેશે. વળી તેઓએ એટલુંબી યાદ રાખવું કે આ જમાનો સાહિત્યની શોધ ખોલનો છે અને વેલાયતમાં મહાન નાટકગુરૂ શેકસપીયર કૃત લખાણો વીશે જયારે સંદેહ લઇ જવામાં આવે છે, તેનો કર્તા શેકસપીયર ન હતો, ત્યારે દસ્તુર મેહરજી રાણાજીને લગતી થોડા આધારની કથા નહિ માનવાને આજના વખતમાં સહમજાવવામાં આવે તો ઝાઝું અચરતી ભરેલું ગણાવુંજ જોઇએ.

---

## ના૦ ૪૩

## જામે જમસેદ.

(તા૦ ૧૭-૮-૧૮૯૬)

### અકબર બાદશાહ અને પારસીઓ.

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

તમારા આજના અંકમાં ઉપલાં મથાળાં હેઠળ પ્રગટ થયલું "અ" ની સહીનું ચરચાપત્ર મેં વાંચ્યું છે. મી૦ કરકરીયા પોતાનાં ભાશણમાં એટલું તો કબુલ કરે છે કે, નવસારીથી પારસીઓ દીલ્લી દરબારમાં ગયા હતા. જો નવસારીના પારસીઓ ગયા હોય તો તેઓમાં પહેલા દસ્તુર મેહેરજીરાણા પણ હોવાજ જોઇયે, કારણ કે એ મરહુમ દસતુરને અકબર બાદશાહ તરફથી ૩૦૦ એકરની મોટી જાગીર મળી હતી. હવે જો મી૦ કરકરીયા જણાવે છે તેમ દસતુર મેહેરજીરાણાએ અકબર બાદશાહની ધરમ સંબંધી બાબદમાં ખાતરી નહી કરી હોય તો તેઓને એ બાદશાહે જે જાગીર બક્ષી તેનો સબબ શું હશે તે મી૦ કરકરીયા જણાવશે ? અકબર જેવો મકમ ઠરાવનો શેહેનશાહ પોતાની મતલબમાં નીશફળ થયા પછી આવી બક્ષેસ કરે એ માનવા જોગ નથી. મી૦ કરકરીયા પોતાના ભાશણમાં

એમ પણ જણાવે છે કે ગુજરાતના લોકો તે વખતે એટલા ભણેલા ન હોય કે જેવો મોજેજ્ને દસ્તુર મેહેરજી રાણાએ ઠરયો હતો એમ ઠહેવાય છે તેવો કોઇ કરી શકે. જો તેમ હોય તો મી૦ કરકરીયા પછવાડેથી જણાવે છે તેમ નવસારીના પારસીઓએ જે માન અકબર બાદશાહ તરફથી ખેંચી લીધું હતું તે શા સબબથી હશે? દસતુર મેહેરજી રાણાને જાગીર મળી હતી, તે ચોકસ હોવા પછી અકબર બાદશાહે, જો બીજા કોઇ પારસીઓ નવસારીથી ગયા હોય તો, તેઓને કાં નહી કાંઇ જાગીર બક્ષી ને દસતુર મેહેરજી રાણાનેજ કાં બક્ષી તનો પણ મી૦ કરકરયાએ ખુલાસો કરવો જોઇયે છે. મી૦ કરકરીયાના કહેવા મુજબ દસતુર મેહેરજી રાણાથી નીશફળ થવાથી અકબરે દસતુર અરદેશરને કેરમાનથી બોલાવયા હતા એમ ઠરતુંજ નથી. એક કાબેલ માણુસ પોતાનો અભયાસ વધુ ને વધુ આગળ ચલાવવાને હંમેશ ખંતી હોય છે, તેમ બાદશાહ અકબરે જયારે દસતુર મેહેરજી રાણાની વાત સમજી હશે તયારે વધુ જ્ઞાન મેળવવાને તેઓને જીજ્ઞાસા થઇ હશે, અને તેથી તેઓએ દસતુર અરદેશરને બોલાવયા હશે, એમ કાં ન બને?

લા૦ મેહેરજીરાણા.

મુંબઇ, તા૦ ૧૫ મી આગસટ ૧૮૯૬.

---

## ના૦ ૪૪

## અખબારે સોદાગર, સમાચાર દરપણ, તથા મુંબઇ ચાબુક.

**દુનીયામાં વેપારથી દરવીય વધે છે અને માણુસોનાં સુખમાં વધારો થાય છે.**

(તા૦ ૧૮ મી આગશટ ૧૮૯૬ ને વાર ભોમ.)

**"શેહનશાહ અકબર અને પારસીઓ" વીષે મી૦ કરકરયાનુ ભાષણ—મરહુમ દસતુર મેહરજી રાણાનાં કામ વીષે મત ભેદ.**

---

"શેહનશાહ અકબર અને પારસીઓ" વીશે મી૦ રૂ. પે. કરકરયાએ "રાયલ એશીઆટીક સોસાયટી" ની અતરેની શાખામાં કીધેલાં ભાશણુની અગત અમે ગયે અઠવાડીએ આ પતરમાં આપી ગયા છીએ. તે ઉપરથી વાંચનારાઓએ જોઇ લીધું હશે કે, શેહનશાહ અકબરે પોતે કરાવેલી જુદા જુદા ધરમોની તપાસમાં જરથેશની ધરમ તેને સરવોતમ લાગો હતો, અને તેથી તે ધરમના કેટલાક કાનુનો તેણે સ્વીકારયા હતા, એવું મત એ કાબેલ ભાશણુ કરતા ધરાવે છે. એ મતના ટેકામાં તેઓએ કેટલીક મજબુત કેતાબી શાહુદતો રજુ કીધી છે, જેથી તેની સચાઇ સામે સુખન લઇ જવાને આપણુને કારણુ રેહતું નથી. પણ અકબરના દીલ ઉપર જરથોશતી ધરમ વીશે એવો ઉંચો છાપ કોણે મારયો હતો? આ સવાલ મુદ્દાનો છે; અને તે જેટલો અગતયનો તેટલોજ ગુચવાડા ભરેલો પણ છે. કારણુ એ કે, તે વીશે લગાર હેરફેર વાતા તથા મતભેદ ચાલતો આવયો છે. હીંદુસતાનના પારસીઓમાં, મુખયતવે નવસારી પંથકને લગતા વલગતા પારસીઓમાં, એવી વાત ચાલતી આવી છે કે, અકબરનાં મનપર એ છાપ મારનાર પુરૂશ મરહુમ દસતુર મેહુરજી રાણા હતા, જેઓ નવસારી પંથકના ભગર સાથના પેહેલા અને વડા ધરમગુરૂ થઇ ગયા છે, અને જેમને એ કામના બદલા અથવા ઇનામ તરીકે શેહનશાહ અકબર તરફથી ૩૦૦ વીંઘાંનો એક વજીફો પણ મલયો હતો. જે આજે પણ તેમના વંશજોના હસતકમાં છે. પણ એ વીશે કશી તવારીખી શાહદત મલતી નથી. માતર તેવી દંત કથા ચાલતી આવી છે, કે જે દંત કથા ઉપરથી લાવણીઓ વગેરે જોડાઇને લાંબા વખતથી ગવાતી આવી છે. અકબરના વખતમાં લખાયલી કેતાબોમાં એ વીશે જે કાંઇ ઈશારો મલે છે તે એટલોજ કે, અકબરને પોતપોતાનો ધરમ સમજાવવાને જેમ બીજા

ધરમવાલાઓ આવયા હતા, તેમ નવસારી ખાતેથી આતશ પરસતો (પારસીઓ) પણ આવયા હતા; તેઓએ પોતાના ધરમને શરેશટ જણાવવા માંગયો હતો, અને તેઓ પણ તે પાદશાની માયા મેહરબાની મેલવી શકયા હતા. પણ તે પારસીઓ કોણ, તેમનાં નામ નીશાન જેમ મલતાં નથી, તેમ તેઓ પોતાનાં કામમાં કેટલે દરજજે ફતેહમંદ ઉતરયા હતા, તે પણ તેની જોડે જણાવયું નથી. તોપણ ચાલતી આવેલી વાતો ઉપરથી, તેમજ મજકુર ઇનામી વજીફાની હસતીથી, આપણે એટલું તો વગર શકે કહી શકીશું કે, અકબરને પોતાનો ધરમ સમજાવવા માટે નવસારીથી ગયલા પારસીઓ તે મરહુમ દસતુર મેહરજી રાણા અને બીજા કોઇ તેમના જોડયાજ હોવા જોઇયે. મજકુર ભાસણ કરતા મી૦ કરકરયા પણ એ વાત બનવાજોગ ધારે છે; પણ તેમનું ખરૂં મત એવું છે કે, અકબરને જરથોશતી ધરમ તેની ખરી બુલંદીમાં સમજાવી તેના તરફ તેનું દીલ ખેંચનાર પારસી ધરમગુરૂ આ દસતુર મેહરજી રાણા ન હતા. ભાશણકરતાની તપાસ અને મત પરમાણે એ મોટું કામ તો ઇરાનવાસી દસતુર અરદેશર જેવા પારસી ધરમગુરૂએ બજાવયું હતું, કે જેમને અકબરે ખાસ રીતે ખરચ મોકલીને હીદુસતાન બોલાવયા હતા, અને જે વીશેની શાહદત દબેશતાન જેવી કેતાબમાંથી મલી શકે છે, બીજી રીતે કહેતાં ભાશણ કરતાનાં મત પરમાણે, દસતુર મેહરજી રાણાએ આ બાબતમાં કશું કામ બજાવયું નથી, અને તે બજાવવા સંબંધી જે દંત કથા ચાલતી આવી છે તે ખોટી છે.

જે સાધનો વડે તેઓએ આ તપાસ ચલાવી છે તે જોતાં, તેઓ આ કરતાં જુદાં મત પર અલબતે આવી શકે નહી. દસતુર મેહરજી રાણાંનાં પરાકરમની વાતને તવારીખનો ટેકો નથી એ વાત પરથમથીજ જાણીતી છે અને ભાશણ કરતાએ વધુ શોધખોલ કરી તેજ પરીણામ દેખાડયું છે તો તેમાં નવાઇ કશી લાગતી નથી. પણ તેમનાં ભાશણની શેવટે તેમનો ઉપકાર માનવાની દરખાસત કરતાં મુબઇના કલેકટર ડાકટર પોલને તેમનાં મતથી જુદા પડી એવો અભીપરાય આપયો હતો કે દંત કથામાં બોલાતુ આવયું છે તે પરમાણે દસતુર મેહરજી રાણાએ એ કામ બજાવયું હોય, એ નહીજ બને એમ નથી. ડાકટર પોલને આગલ વધીને જણાવયું હતું કે, દંતકથામાં જગત જાદુ નામના હીંદુએ જાદુઇથી આકાશમાં બીજો શુરજ બનાવેલો તેને મેહરજી રાણાએ પોતાનાં પવીતર ભણતરથી તોડી પાડવાનો જે મોજેજો દેખાડેલો કહે છે, તે પણ બનવાજોગ છે. તવારીખમાં તેની શાહદત મલતી નથી તે વીશે એ વીદવાન ગરહસથ એવું કહે છે કે, એવી વાતની નોધ લેવાની તે વખતના ઇતીહાસ કરતાઓએ દરકાર કરી નહી હોય. તેના ટેકામાં તેણે એવું જણાવયું હતું કે, આગલ આપણા વડીલોના વખતમાં તરેહવાર મોજેજા બનેલા જણાયલા છે, પણ તેની કશી નોધ તવારીખનાં પુસતકોમાં લેવાઇ નથી. આ જાણીતી વાત છે કે, તવારીખનાં પુસતકોમાં હમેશાં સઘલાજ બનાવોની નોધ આવે છે એવું કશુ નથી તેમ તવારીખની એકે એક નોધ હમેશાં ખાતરી ભરેલીજ હોય છે એમ પણ નથી. તવારીખમાં નહી નોધાયલી એવી કેટલીક વારતા પાછલથી ખરા બનેલા બનાવ તરીકે રજુ થાય છે, તેમ તવારીખમાંની કેટલીક નોધ ખોટી પડવાના બનાવો પણ બનયા છે. દંતકથા જોકે સામનય રીતે ભરૂશો મેલવા જોગ ગણાતી નથી, તો પણ આટલું તો કબુલ કરવામાં આવે

છે કે, તે હમેશાં ખોટીજ હોતી નથી. તે અસલ ખરા બનેલા બનાવો ઉપરથી જનમ પામે છે, અને શરાહઘાત તથા અલંકારથી તેનું અસલ સવરૂપ ફરી જાય છે. મેહરજી રાણાના સંબંધમાં પણ તેમ બનયું હોય તો તેમાં નવાઇ નથી. એ દસતુરજીની અકબરના સંબંધની વાતને જયારે તવારીખનો ટેકો નથી, તયારે દંતકથાનો ટેકો છે, અને તેથી તવારીખનેજ આધારે કામ લેનારાઓ જેમ તેને ખોટી માને તેમ દંતકથાપર ભરૂશો મેલનારાઓ તેને ખરીપણ માને. એ સહુ સહુના વીચાર અને માનવાની વાત છે તો પણ અમે ફરીથી કહીશું કે, દસતુર મેહરજી રાણાં અકબરને જરથોશતી ધરમ સમજાવવા માટે તેની દરબારમાં ગયા હોય અને તેના સામે શક રાખવાને આપણને મજબુત કારણ નથી; પછી તે કામ બજાવામાં તેઓ ફાવયા હોય કે નહી હોય. તેઓ તેમાં નહીંજ ફાવયા હોય એમ માનવાના ટેકામાં મી૦ કરકરયાની એક દલીલ એવી પણ છે કે, તે વખતે નવસારીના પારસીઓમાં પોતામાંજ ધરમ જ્ઞાનની એટલી બધી ખુટ હતી કે, બીજાઓને તેઓ ઝાજું શીખવી શકે નહી. પણ તયારે સવાલ ઉભો થાય છે કે, શુ તે વેલા ઇરાનના પારસીઓની હાલત તેમના આ ભાઇબંધો કરતા ચઢતી હતી? આપણે જાણીએ છીએ તયાં સુધી તો, તેઓ તે વેલા ઇસલામી અમલના જુલમાતમાં સખત રીતે કચડાતા હતા. અને તોપણ તયાંના તે વેલાના દશતુર, અકબરને પોતાનો જરથોસતી ધરમ એટલી હદ સુધી સમજાવી શકયા, કે તે પાદશાહની આસથા ઘણે દરજજે તે ધરમ ઉપર બેઠી, એમ મી૦ કરકરયા પોતેજ જણાવે છે. મરહુમ દસતુર મેહરજી રાણા કદાચ આપણે ઇચછીએ તેવું બોહલું ધરમ જ્ઞાન ધરાવતા નહીં હોય, પણ તે વેલાના તેમનાં વતનના બીજા કોઇ પણ અથોરનાનો કરતાં તો તેઓ વધારે ભંડોલ અને વધારે પરહેજગારી ધરાવતા હોવા જોઇયે, કેમકે તેમને તેઓએ પોતાને માથે દસતુર બનાવયા હતા, કે જે સથાપન થયલી દસતુરી ગાદી હજુ તેમના વંસનોજ હસતકમાં છે. ટુકમાં, અમારા કહેવાની મતલબ એજ છે કે, દસતુર મેહરજી રાણાંની અકબરના સંબંધની ચાલતી આવેલી વાત તવારીખમાંથી મલતી નથી તેટલા માટે તેને એકદમ ખોટી માની લેવાના કરતાં, તેની સચાઇ મેલવવા માટે હજુ ખોટી થવું બેહતર ગણાશે.

---

## ના૦ ૪૫

## જામે જમશેદ.

(તા૦ ૧૯ મી ઑગસ્ટ સને ૧૮૯૬.)

### શેહેનશાહ અકબર અને પારસીઓ.

---

જામે જમશેદના અધીપતી જોગ—

**સાહેબ,**

આપનાં પ્રખ્યાત પત્રના ગઇ તા૦ ૧૧ મીના અંકમાં મી૦ આર. પી. કરકરીયાનું "બાદશાહ અકબર અને પારસીઓ" વીશેનાં ભાશણની પ્રગટ થયલી વીગતો મેં બહુ ધયાનથી વાંચી છે અને તેને લાગતો કેટલોક ખુલાસો કરવાની રજા માગું છું.

શેહેનશાહ અકબરની દરબારમાં ધરમને લગતી જે તકરાર થઇ છે, તે "દબેસતાન" કેતાબમાં "દર બહસે એદીયાન" વાળાં પ્રકરણમાં પ્રગટ થઇ છે, તે વાંચતાં માલમ પડે છે કે કોઇપણ ઠેકાણે તકરાર કરનારા ઓલમાઓનાં નામ લીધાંજ નથી, જેમકે મુસલમાનોમાં શીઆ અને સુનીજ લખયું છે. વળી યાહુદી ઇસાઈ, તુરક, પા-

રસી, હીંદુ, વગેરે બધેબધ લખયું છે. દાખલા તરીકે જયાં પારસીએ તકરારમાં ભાગ લીધો છે, તયાં નીચે પ્રમાણે લખેલું છે:—"જરથોસતી દર ગુસે ઇસતાદેહ બુદ ગોફત ઇનકારે મોજેજાત—મકુન કે પેગંબરે મા નીજ બર આસમાન રફત." એ વાકય ઉપરથી ખુલ્લુ જણાય છે કે, કોઇ પણ પારસીનું નામ કેથે લખવામાં આવ્યું જ નથી. અત્રે જણાવવું જોઇયે કે એ કેતાબો લખનારા મુસલમાનો હોવાથી અને બાદશાહના સઘળા ધરમોની તકરારથી નારાજ હોવાથી, પારસીઓ અને તેઓના ચમતકારો વીશેની વાત લખી નથી. "તવારીખે મમાલેકે હીંદ" માં લખેલું છે કે "બીરબલ અને અકસર કરી કાફર પારસીએ બાદશાહનું દીલ ફેરવયું." મી૦ કરકરયા કહે છે કે, બાદશાહે અરદેશર કેરમાનીને પઇસા મોકલી ઇરાનથી તેડી મંગાવયો હતો, તેથી એમ માલમ પડે છે કે, દસતુર મેહેરજીરાણાથી અકબર સંતોશ ન પામવાથી અરદેશરને બોલાવયો હતો. પહેલે આપણે દસતુર મેહેરજીરાણા અને અરદેશરનો સને તપાસયે. દસતુર મેહેરજીરાણા સને ૯૬૦ યઝદેજરદી અને હીજરી સને ૧૦૦૮ માં ગુજરી ગયા અને અરદેશર હીંદુસ્તાનમાં સને ૯૬૭ યઝદેજરદી એટલે દસતુર મેહરજીરાણા ગુજરવા પછી સાત વરસે આવયો હતો, જે બીના અરદેશરે દીલ્લીથી ભરૂચવાળા દસતુર કામદીન ઉપર જે કાગલ લખયો છે તેની તારીખ ઉપરથી સાબેત થાય છે. હવે અકબર બાદશાહ "જોબદેતોલ તવારીખ" નામની કેતાબમાં લખવા પ્રમાણે હીજરી સને ૯૬૩ માં તેખત ઉપર બેઠો, ત્યારે તેની ઉમર ૧૩ વરસ આઠ મહીના અને ૨૮ દીવસની હતી, અને તે ૫૧ વરસ બે મહીના અને ૯ દહાડા બાદશાહી કરી સને ૧૦૧૪ હીજરીમાં મરણ પામયો હતો. એ બાદશાહે આગલા ઇરાની બાદશાહોની રસમ મુજબ પોતે જે દીવસે ગાદી ઉપર આવયો તે દીવસથી પહેલો સને ગણવા માંડ્યો અને પોતાને ગાદીએ બેસવાનાં ચોવીસમાં વરસે ધરમની સમાજ બનાવી અને જે વરસમાં અરદેશર હીંદુસતાન આવેલો જણાયો છે તે વખતમાં ધરમને લગતી તકરારો તદન નહી જેવી થઈ ગઇ હતી, અને અરદેશરના આવયા પછી બાદશાહનું મરણ થયું. (દસતુર અસપંદયારજી કામદીનજીવાળી કબીસાની હકીકત) મી૦ કરકરીયાને ખબર ન હશે કે અકબરે અરદેશરને બોલાવયો હતો તે તો "ફરહંગે જહાંગીરી" નામની ચોપડી જે હાલમાં મોજુદ છે, તેમાં જંદ પાજંદ અને અવસ્તાની લોગાત દાખલ કરવાને બોલાવયો હતો. દસતુર અસપંદયારજી કામદીનજી પોતાની કબીસાની હકીકતની ચોપડીમાં લખે છે કે "અરદેશર હીંદુસ્તાનના બાદશાહ અકબરની નજદીક આવયો, તેને બાદશાહે હુકમ કર્યો જે અસલ તમારા બાદશાહોની કદીમ તેહકીક ચાલ હોય તે લખીને કેતાબ બનાવે. પછી બાદશાહે પોતાના શેહેરના ઉસતાદ મુસલમાન લોકોને હુકમ કરયો કે, તમો દસતુર અરદેશરની સાથે રહીને તમામ ફરહંગોની કેતાબો એકઠી કરીને કેતાબ એક મારા નામથી બનાવો તેમાં તમામ લોગતોનો ખુલાસો લખીને કેતાબ તઇયાર કરો."

મી૦ કરકરીયા વધુ એમ કહે છે કે "દબેસતાન" માં લખયું છે કે બાદશાહે કેરમાનથી બોલાવેલા દસતુર અરદેશરે બાદશાહને જરથોસતી ધરમની સમજ આપી હતી, તો તે કેટલું વજનદાર છે તે ખુદ ફારસી ફકરાના નીચલા સુધ ગુજરાતી તરજુમાથી જણાશે, કે જેમાં ફકત અરદેશરને બોલાવયો એમજ છે અને જેમ મી૦ કરકરીયાએ ભલતુંજ થોકી બેસાડ્યું છે કે અરદેશરે ધરમ સમજાવયો તેમ નથી:—

"એજ પ્રમાણે નવસારી કસબો કે જે ગુજરાતમાં છે તયાંથી આતશપરસતો આવયા હતા. તેઓ જરથોસતી દીનને ખરી અને આતશની બંદગીને બુજોરગ કહેતા હતા. અકબરે તેઓને પોતાની નજદીક બોલાવીને કયાંનીઓની રાહા રવેસથી વાકેફગારી મેળવી હતી, અને વળી અરદેશીર નામના એક જરથોસતી દાનાવને પઇસા મોકલી ઇરાનથી લાવયા હતા, અને આતશને તમામ બુજોરગીથી શેખ અબુફજલ નામના દાનાવ નવાબને સોંપયો હતો અને ઠરાવ કરયો હતો કે, મોબેદોની રીત પ્રમાણે ઇરાનના મુલકમાં આતશકદેહો હમેશા કાયમ હતાં, તેમ રાત દહાડો હમેશા મારાં અએવાનમાં સંભાળ રાખે. કારણકે આતશ ખોદાતાલાની મોટી બક્ષેશોમાંની એક બક્ષેશ છે, અને બુલંદ ખોદાતાલાના નુરો માંહેલું નુર છે."

ઉપલા ફારસી ફકરા ઉપરથી ખુલ્લું જણાશે કે મી૦ કરકરીયાના કહેવા પ્રમાણે નહીજ, પણ નવસારીવાળાઓની તરફેણમાંજ એ ફકરાનો અરથ ઉઠે છે. જયારે આવી ખુલ્લી રીતે નવસારીથી જરથોસતીઓ ગયલા જણાયા છે તયારે દસતુર મેહેરજીરાણા સીવાય કોણ ગયા હતા, તે જો મી૦ કરકરીયા જણાવશે તો વધારે અજવાળું પડશે. એક બીજા અંકમાં હું વધુ બોલીશ.

હું છું, તમારો સેવક,

**પેસ્તનજી નસરવાનજી દસ્તુર મેહેરજીરાણા.**

નવસારી, તા૦ ૧૭ મી આગસટ ૧૮૯૬.

---

## ના૦ ૪૬.

## જામે જમશેદ..

(તા૦ ૨૦ મી ઓગસ્ટ સને ૧૮૯૬)

### શેહેનશાહ અકબર અને પારસીઓ.

જામે જમશેદના અધીપતી જોગઃ—

**સાહેબ,**

મી૦ કરકરીયાના ઉપલાં મથાળાંનાં ભાશણના અગતના સીધાંતાનું ખાટારૂં, ગયા કાલના મારાં પત્રમાં, મેં બતાવવાની કોશેશ કરી હતી અને આજે એ સીધાંતો વધુ ખોટાં પાડી આપવા માટે તમારી પાસે થોડીક જગા માગું છું. મી૦ કરકરીયા દસતુર મેહેરજીરાણાની કાબેલીયત વીશે તથા તે વખતના મોબેદોનાં જ્ઞાન વીશે જે બોલે છે, તેને માટે તેઓ કઈ તવારીખનો આધાર બતાવે છે તે તદન અંધારામાં રહી ગયું છે. માટે મી૦ કરકરીયાને મારી અરજ છે કે, જેમ બીજી બાબદોના ઇતીહાસીક દાખલા આપયા છે તેમ એ બાબદમાં પણ આપે તોજ અજવાળું પડશે. એ બાબદ દેખઇતી નજરે કેટલી ખોટી છે તે મારે જણાવવું જોઇએ કે, તરણસો વરસ ઉપર શું પણ દસતુર નેરયોસંગ ધવલના વખતથીજ ધરમનું જ્ઞાન તે વખતે કેટલું બધું હતું તેના ઘણા દાખલા છે. ખુદ દસતુર નેરયોસંગે યજશને વગેરેના સંસકરૂતમાં તરજુમા કરેલા હતા, તેમજ તેવણ પછી થઇ ગયલા નામીચા પુરૂશોમાં ફરેદુન હોમનું નામ પણ કેટલું જાણીતું છે. લગભગ દસતુર મેહેરજીરાણાના વખતની નજદીકમાં આસદીન કાકા નામે પણ જે પઢેલા પુરૂશ થઇ ગયા છે તે પણ મી૦ કરકરીયાના કહેવા પ્રમાણે અમથાજ હશે. વળી પ્રખયાત દસતુર દારાબ પાહાલણના બાપ પાહાલણ ફરેદુન અને તમો તરફવાળા તથા પુના અને દખણ તરફ મશહુર થયલા દસતુરોનાં ખાનદાનના વડવા દસતુર જામાસપ આસા શું થોડા ભણેલા હતા? અને તેવણ પણ નવસારીનાજ હતા કે નહી? તયારે તે વખતે નવસારી જેવાં ખુણે પડેલાં એક ગામમાંથી એવા વીદવાન પુરૂશો કયાંથી આવયા? હું કહું છું કે હમણા નવસારીના દસતુરો જેટલા ભણેલા છે તેના કરતાં તો તે વખતે એટલું બધું જ્ઞાન હતું કે, દસતુર મેહેરજીરાણા અને તયાર પછીના દસતુરોનો બધો વહીવટ લખાણ પઢાણ વગેરેનો

ફારસીમાંજ ચાલતો હતો એટલુંજ નહી, પણ તે વખતે ધરમને લગતી જે તકરારોના સવાલ જવાબો ઇરાન અને હીંદુસ્તાનના જરથોસતીઓ વચે થતા હતા, તેમાં સરવેથી પહેલી સહીઓ નવસારીવાળા કરતા હતા અને કેટલાક દાખલામાં તો ખુદ દસતુર મેહેરજી રાણા અને એઓના બાવા રાણા જેસંગનીજ પહેલી સહીઓ છે. તેઓ પછીજ ભરૂચ, ખંબાત, વગેરેના જરથોસતીઓ સહીઓ કરતા હતા. મી૰ કરકરીયા લખે છે કે નવસારી જેવાં ખુણે પડેલાં ગામનો એક મોબેદ શું સમજાવે? પણ તે વખતે બધી જરથોસતી વસતીજ ગુજરાતમાં હતી, અને તમામ જરથોસતીઓ તરફથીજ દસતુર મેહેરજીરાણા ગયા હતા, નહી કે એકલાં નવસારી તરફથીજ. દસતુર મેહેરજીરાણાની કીરતીનાં વખાણ અમો કુટુંબીઓજ કરતા નથી, પણ કાબેલ પુરૂશો પણ તેઓ માટે લખી ગયા છે. મરહુમ દસતુર દારાબ પાહાલણે પોતાની બનાવેલી "ખોલાસે દીન" કેતાબમાં નીચે પ્રમાણે ફારસી બેત લખી છે:—

**બેત.**

જે નસલે પાક તને માહીઆર રાણા
કે દસતુરે મોહીન બુદ બો બ દુન્યા.

એટલે (તે) પાક તનના માહીઆરરાણાની નસલનો છે કે તે માહીઆરરાણા દુનીયામાં મોટો દસતુર હતો. વળી દસતુર શાપુરજી માણેકજી સંજાનાએ પારસીઓ ઇરાનથી હીંદુસ્તાનમાં આવયા, તે વીશે ફારસી બેતોમાં તવારીખ લખી છે, તેમાં તેવણ લખે છે કે:—

**બેત.**

કે નસલે બોસત અજ દસ્તુરે માહીઆર
બેદાની બાબે આં રાણા નેકો કાર
હમેશે દીને બેહેરા જલવે દાદેહ
ગુનેહગારાંન નેગુન સર શુદ જીયાદેહ
બ નજદીકે શેહે અકબર રફતે બો બુદ,
બસી બુરહાંને દીન જાહેર બેકર્દ બો,
કે નામે બો હમાંજા હસ્ત જાહેર
મરઆંન દસ્તુર બુદ બો પાક તાહેર.

એટલે (તે) દસતુર માહીઆર રાણાની નસલથી છે અને તે માહીઆરના બાપનું નામ રાણા કરીને હતું, તેણે હમેશ બેહેતર દીનને રોશની આપી હતી, જેથી ઘણા ગુનેહગારો ઉંધા પડયા હતા અને તે અકબર ની નજદીક ગયા હતા અને દીનની ઘણી દલીલો જાહેર કરી હતી, કે તે ખાસ દસતુર પાક અને પવીત્ર હતા, કે તેનું નામ સઘળી જગોએ જાહેર થયલું છે.

હવે મારે છેલ્લે એટલું જણાવવું જોઇયે કે આ મારા ખુલાસાથી સઘળા વાંચનારાઓને રોશન થશે કે, જેમ મી૰ કરકરીયાએ સમજાવવાની કોશેશ કરી છે તેમ નથીજ. હું ધારૂં છું કે મી૰ કરકરીયા જો એક ભગરયા હતે તો આવી સખતાઇ વાપરતે નહી. પણ તેથી કાંઇ દસતુર મેહેરજીરાણાની કીરતી ઓછી થતી નથી. છેલ્લે ડાકટર પોલન જેવા એક વીદવાને મી૰ કરકરીયાનો ઉપકાર માનતાં જે ખુલાસો કરયો છે, તેને માટે જાહેર રીતે તેઓનો ઉપકાર માનવાની મારે આ તક જવા દેવી નહી જોઇયે. હું છું, તમારો સેવક,

**પેસતનજી નશરવાનજી દસતુર**
**મેહેરજીરાણા.**

નવસારી, તા. ૧૮ મી આગસટ ૧૮૯૬.

## ના૰ ૪૭.

## મુંબઇ સમાચાર.

( તા૰ ૨૦ મી ઓગસ્ટ સને ૧૮૯૬ )

**દસ્તુર મેહેરજી રાણા શેહેનશાહ અકબરની દરબારમાં ગયા હતા અને તે નામદારે તેમને જાગીર ઇનામમાં આપી હતી એવી બીનાના ટેકામાં મેહેર વઇદ નામે હકીમ પણ તેજ વખતે ત્યાં ગયલા તથા તેમને પણ જાગીર મળેલી હોવાની જણાવવામાં આવતી બીજી બીના.**

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—દસ્તુર મેહેરજી રાણા અને જગતગુરૂ એ બાબત ઉપર મી૰ કરકરયાએ

કીધેલું ભાષણ જે તમારાં ગયાં અઠવાડયાંનાં પત્રની અંદર આવયું હતું તે વાંચીને, હું ધારૂં છું જે, આપણા ઘણાખરા હમવતનીઓ (મોટા ફળીઆના અથોરનાનો અને બેહેદીનો) લગાર અજાયબ થયા હશે. ત્રણસો વરસ થયાં ચાલતી આવેલી એક fact (ખરી હકીકત) ભોગ ચોઘડીએ તવારીખની અંદર નથી; વાસ્તે મી૦ કરકરયા કહે છે કે એ બાબદ પાયદાર કહેવાય નહી. હવે સાહેબ, જેમ દસતુર મેહેરજી રાણા વીષેની એ બાબત સતાભરેલી છે તેજ પ્રમાણે અને તેજ વખતે એક બેહેદીન "મેહેર વઇદ" વીષેબી છે. તે એ જે જ્યારે દસતુર મેહેરજી રાણા શાહ અકબરની દરબારમાં દીલીમાં હતા તે વખતે પાદશાહના ઘર સંસારમાં કોઇ માણસ બીમાર પડયો, અને તેની દવાદારૂ કરવા સારૂ દસ્તુર મેહેરજી રાણાએ નામદાર શાહ અકબરને અરજ કીધાથી, દીલીથી નવસારીમાં તે વખતના પારસી હકીમ "મેહેર વઇદ" ને બોલાવયા હતા. તેવણે ફતેહભરેલી રીતે પાદશાહનાં કુટુંબમાં તે બીમારને સાજો કીધો. પાદશાહ ઘણો ખુશ થઇ ગયો ને તેવણનેબી એક જાગીર (જ્યારે દસતુર મેહેરજી રાણાને આપી તેજ વખતે) આપી હતી; ને જેમ દસતુર મેહેરજી રાણાના વારેસો આજ સુધી તે જાગીર ભોગવે છે તેજ પ્રમાણે એ બેહેદીન મેહેર વઇદના વારેસોબી હજી સુધી ભોગવે છે. હું હવે સવાલ કરીશ કે તવારીખમાં એમ કયાં લખયું છે કે એક ગામડેથી દીલી સુધી એક પારસી હકીમને બોલાવી મંગાવીને દરદનો ઇલાજ તે હકીમ પાસે કરાવયો, ને પાદશાહે તેના બદલામાં તે હકીમને વંશપરંપરા જાગીર બખશી? એ મેહેર વઇદના ખાનદાનનો એક ગૃહસ્થ આપણી ટાપુના જાણીતા શેહેરી અને કારપોરેટર મી૦ બમનજી પેસ્તનજી માસ્તર છે. તેવણ કદાચ કહી શકશે જે તેવણના વતનમાં તેવણની જાગીર હજી સુધી એ પાદશાહના વખતથી અરપન થયલી છે.

આગલા વખતમાં કાંઇ સુધારો કે વરતમાનપત્ર જેવાં સાધનો નહીં હતાં, ને તે સાથે તવારીખ લખનાર કેટલીક બાબદોથી અંજાણ હોય, અથવા જાણયા છતાં કોઇ પ્રકારના અભાવ અથવા અણગમાથી ઘટતી બીનાઓ પોતાની નોંધમાં નહી લીધી હોય તે સારૂં એવું નહીં પુરવાર થાય જે મેહેરજી રાણા અને બેહેદીન મેહેર વઇદ દીલી નહીં ગયલા હતા.

જો આ બાબત ગયાં ૪૦ વરસની વાતપર ભાષણના આકારમાં વરતમાનપત્રમાં જાહેર થઇ હોત, તો તે વખતે બે ચાર બુજરોગ અથોરનાનો અને બેહેદીનો હતા જેઓ બરાબર પુરવાર કરી શકતે એટલી હકીકત ધરાવતા હતા; પણ તે લોકો ગુજરી ગયાથી આજે આ લખનારનાં ધયાનમાં કોઇ તેવો બુજરોગ અથોરનાન અથવા બેહેદીન ઓળખનો રહયો નથી તેથી તે દલગીર છે.

એ૦ હો૦ વ૦

---

## નાo ૪૮.
## જામે જમશેદ.

(તા૦ ૨૨ મી ઓગસ્ટ સને ૧૮૯૬.)

**અકબર બાદશાહ તથા પારસીઓ.**

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

ઉપલી બીનાપર મી૦ કરકરયાએ ભાષણ આપયું તેમાં તેઓએ જણાવયું છે કે, અકબર બાદશાહના વખતમાં હીંદુસતાનમાં દીનનો એલમ કોઇ જાણતા નહી હતા. પણ નીચલી બીનાઓ ઉપરથી માલમ પડશે કે, ભરૂચમાં આગલા વખતમાં

કદીમ જબાનો જાણનારા હતા. દસતુર જમશેદ દસતુર કામદીન સુમારે સંવત ૧૭૫૦ (ઇસવી ૧૬૯૪)માં ભરૂચ ખાતે વડા દસતુર હતા. એઓ દસતુર અસફંદીયાર દસતુર કામદીનના બાપના બપાવા થાય. એઓએ આપણી કદીમ જબાનો જંદ પેહેલવી તથા ફારસીનો સારો અભ્યાસ કરેલો હતો, અને પોતાના વખતની ભરૂચની જંદ પેહેલવી મદરેસાના વડા શીક્ષાગુરૂ હતા. સંવત ૧૭૬૮ (ઈસવી ૧૭૧૨) માં નવસારીવાળા દસતુર જામાસપ આસા (દસતુરો હોશગજી તથા જામાસપજીના વડવા) મજકુર દસતુર જમશેદ પાસે પેહેલવી ભાશાનો અભયાસ કરવા ભરૂચ ગયા હતા. ભરૂચવાળા દસતુર કામદીન દસતુર ફ્નદામ (પદમ) જેઓ અકબરના વખતમાં થઇ ગયા હતા, તેઓના ૧ દીકરા બેહરામ વીશે મુલ્લાં ફીરોઝજીના બાવા કાવુસ જલાલ જણાવે છે, તેમ મજકુર બેહરામ પોતાના વખતમાં ઘણા કાબેલ પુરૂશ હતા. સુરતના બેહેદીન બહુમન અસફંદીયાર ઇરાનથી ઇસવી ૧૬૨૬ માં કેટલાક સવાલોના જવાબનું કાગલ લાવયા હતા, તેમાં વડા દસતુર તરીકે અકબરના વખતમાં થઇ ગયલા ભરૂચના દસતુર કામદીન ફ્નદામ (પદમ) નું નામ જોવામાં આવે છે. દસતુર અરદેશર નોશેરવાન કેરમાનીએ ઈસવી ૧૫૯૭ માં દસતુર કામદીન ફ્નદામ ઉપર કાગલ લખયો હતો.

ભરૂચવાળા રામયાર કાહાનાન જેઓ અકબરની આગમજ એટલે આશરે ૩૫૦ વરસો ઉપર થઇ ગયા છે, તેઓ વીશે મુલ્લાં ફીરોઝજીના બાવા કાવુસ જલાલ જણાવે છે તેમ મજકુર "રામયાર, મોએદાન મોબેદ, સઘળા મોબેદો અને હેરબદોના ઉસતાદ, હીંદુસ્તાનના તમામ હેરબદોને ઉરવીસગાહને લગતું પવિત્ર કામ શીખાવનાર અને હીંદુસતાનના જેબી શેહેરોમાં જરથોસતીઓની તે વખતે વસતી હતી તેમાં મોએદીના કામને રીવાજ આપનાર એક નામીચા ઉસતાદ હતા."

ભરૂચવાળા કાબેલ ઉસતાદ પેશોતન રામના હાથની ઇસવી ૧૩૯૭માં "ગોસત ફ્રીયાન" વાળી પેહેલવી કેતાબ લખેલી હાલ મોજુદ છે. મેં દસતુર મેહેરજી રાણાના બચાવમાં થોડા દીવસ ઉપર તમારાં પત્રમાં મારૂં ચરચાપત્ર છપાવયું હતું, તે ઉપરથી વાંચનારે જેયું હશે કે, નવસારીમાં દસતુર મેહેરજીરાણા કાબેલ પુરૂશ થઇ ગયા હતા, અને તેઓએ અકબર બાદસાહના મન ઉપર અચછી અસર કરયાથી, ૩૦૦ વીઘાનો વજીફો તેઓ મેલવવા પામયા હતા.

હવે આજથી છેક આશરે ૭૫૦ ઉપરની એક શાહદત આપીશ, મોબેદ શાપુર મોબેદ શેહેરીયાર સાથે, મોબેદ નેરીઓસંગ ધવલ તથા મોબેદ હોરમજદીયાર એરવદ રામીયારના નામો, દરેક જગયાએ થતી આફરીંગાન તથા ધુપ નીરંગની ક્રીયામાં લેવામાં આવે છે, તે ઉપરથી જણાય છે કે, એ શખસો પણ પરખયાત પુરૂશો થઇ ગયા છે, ઉપલા અનેક દાખલાઓ ઉપરથી સાફ માલમ પડે છે કે, અકબર બાદશાહના વખતમાં તો શું પણ તેની ઘણી સદી આગમજ પણ હીંદુસતાનમાં દીનનો એલમ આશકારા હતો. હું ધારૂં છું કે હાદેસા નામાની ચોપડી ઉપરથી જેમ બીજાઓ ભુલાવો ખાય છે, તેમ મી૦ કરકરીયાએ ભુલાવો ખાધો છે. 'તારીખે શાહને ઇરાન' જેવાં કીમતી પુસતકમાં એ નામાની બીના દાખલ થયલી જોઇ ખેદ ઉપજે છે.

હવે એ તો અકબરથી આગલા વખતની વાત થઇ. તયાર પછી પણ દસતુર ફ્રેદુન દસતુર જમશેદના વખતમાં પણ એ-

ટલે ઇસવી ૧૭૪૯ માં ભરૂચમાં જંદ પહેલવી મદરેસા હતી તેજ પ્રમાણે દસ્તુર કામદીન દસ્તુર ફરેદુનના વખતમાં પણ એટલે ઇસવી ૧૭૫૪ માં ભરૂચમાં જંદ પહેલવી મદરેસા હતી, અને એવી મદરેસા લાંબી મુદ્દત સુધી ચાલુ હતી. અને તે વખતના દસ્તુરો કેવા ભણેલા હતા, તેનો એકજ દાખલો હું આપીશ. એક વખત ભરૂચના દસ્તુર ફરેદુન દસ્તુર જમશેદ બજારમાંથી જતા હતા, તે વખતે એક પારકા ધરમવાળો બોલ્યો કે "આ કાફેર જાય છે." આ સુખુન સાંભળતાજવાર એ દસ્તુર, તંરતજ નીચલી બેત જોડી કાઢીને, બોલયા હતા:—

શાખસી કે આસમાન મનુવવર કરદે અસત,
હર ફીરકેરા બદિને ખુદ રેહબર કરદે અસત;
અએ ખાજે, બેરવ, બદીને ખુદ કાયમ બાશ.
કેઊ ફીકરે ગબરો, કાફેરો, યહુદ કરદે અસત;

અરથ:—"ખોદા તાલા, કે જેણે આકાશને નુરોથી ભરપુર કરયું છે તેણેજ હરેક કોમને પોતાની દીન ઉપર કાયમ કરેલી છે; માટે અએ ભાઇ, તું પોતાની દીન ઉપર કાયમ રહે, અને બીજાઓની પરવા ના કર, કારણ કે ગબર, કાફેર અને યહુદની ફીકર તેજ સાહેબને છે." ઉપલી બેત તે અપશબદ બોલનારને તેમજ તેની પાસે બેઠેલા તેના બીજા ગોઠયાઓને શરમમાં નાખયા હતા જેથી તે અપશબદ બોલનારને તેનાં પોતાનાજ જાતભાઇઓના ધીક્કારમાં આવવું પડયું હતું. રાહનુમાય સભા વડાઇ લે છે કે, તેઓની મંડળીના પરતાબથી હીંદુઓની કેટલીક રસમો, જેવી કે ચોખીયાર, રાંદેલ, છઠી વગેરે જરથોસતી ધરમથી વીરૂધની માનતાઓ દાખલ થયલી નીકલી ગઇ છે. પણ દસતુર જમશેદ દસતુર કામદીનના વખતમાં એટલે ૨૦૦ વરસો ઉપર ભરૂચખાતેના જરથોસતીઓમાં એવી કેટલીક રસમો દાખલ થઈ હતી, તે છોડી દેવાનો તયાં સખત બંદોબસત થયો હતો અને જો કોઇબી જરથોસતી એવી મના કરેલી પારકા ધરમની રસમ પ્રમાણે ચાલે, તો તેનું ઘર નાતબાહેર મુકવાનો ઠરાવ થયો હતો. એવો ઠરાવ છતાં એક પહરેજગાર બેહેદીન નામે સોરાબજી દાવરના ઘરનાં બઇરાંઓએ પોતાના ઘરધણીથી છુપી રીતે પેટીમાં સંતાડીને રાંદેલ છઠી ભરી હતી. તે વાતની ખબર તે દાવરને પોતાનેજ પાડવાથી તેઓએ પોતાનુંજ ઘર પોતેજ નયાતબહાર થયલું જણાવયું હતું. મજકુર દસતુરે એ બાબદની તેહેકીક કરી, પછી તેઓએ અંજુમન ભરીને તે દાવરને બોલાવયા. દાવરે કબુલ કરયું કે તેના ઘરની ઓરતોથી ભારી તકસીર થઇ હતી, તેથી અંજુમન જે ઠરાવ ઠરે તે તેને કબુલ છે. એ તકસીર પંહેલી હોવાથી તથા દાવરે પોતે તે વાત જાહેર કરેલી હોવાથી, ઠરાવ થયો કે દાવર તથા તેના ઘરનાં સરવે માણસો બરસનુમ નાહે અને રૂ ૧૧ દંડનો લઈને દાવરનું ઘર નયાતમાં લે. તે મુજબ દાવરે કરયું. બીજો ઠરાવ થયો કે હવે પછી કદાપી કોઇ એવું કામ કરશે તો તેને રૂ ૧૨૫ ગુનેહગારીના આપવા પડશે, તેથી એવો તરાસ પડી ગયો કે કોઈએ ફરીથી ચોખીયાર રાંદેલ કે છઠી ભરી નહી.

લા૦ અ૦

મુંબઇ, તા૦ ૧૮ મી આગસટ ૧૮૯૬.

---

## ના૦ ૪૯.

## કયસરે હિન્દ.

(તા૦ ૨૩ મી ઓગસ્ટ સને ૮-૧૮૯૬.)

### દસ્તુર મેહેરજીરાણા વિરૂદ્ધ મી૦ કરકરીયા.

### MR. KARKARIA AND THE MEHERJI RANA TRADITION.

---

મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરીયા ઇતિહાસના જબરા શોખીન પુરવાર થયા

છે અને તવારીખ વાંચવાના પોતાના ચાલુ શોખને આધારે બાજે વખ્તે જ્યારે પણ તેઓ તવારીખરૂપી વિષયો બાહેર પાડે છે, ત્યારે તે સારૂં ધ્યાન ખેંચનારા થઇ પડે છે. આ ઉપરથી એ જવાન પારસી ગ્રેજ્યુએટને ભલામણ કરેલી ખોટી નથી કે રાજદ્વારી બાબદો વધુ અનુભવિ અને ઠરેલ મગજના આસામીઓના અસ્તક રહેવા દઇ તેઓ જો પોતાની ઉપલી માનીતી બાબદનેજ વળગી રહેશે, તો પ્રજાની નજરમાં વજન મેળવવાને તેઓ સામર્થવાન થશે. આપણી રોયલ એશીયાટીક સોસાઇટીની સભા સનમુખ આગળાં અઠવાડયાંમાં તેઓએ "શાહાનશાહ અકબર અને પારસીઓ," એ વિષય ઉપર જે રસાલો વાંચ્યો હતો, તે અમોએ ધ્યાનથી ગોખ્યો છે અને જોકે તેઓની મુખ્ય બાબદ સાથ અમો એકમળતા થતા નથી, તોય તે વિષય પાછળ મી૦ કરકરીયાએ લીધેલા શ્રમ કીજે તેમને શાબાશી ઘટે છે. પોતાના એ વિષય દરમ્યાન મી૦ કરકરીયાએ એક અસલી જરથોસ્તી કથાને ખોટી ઠરાવવાની કોશેશ કરી છે, તેમાં, અમને ભય છે કે, તેઓ પુરતા ફતેહમંદ ઉતર્યા નથી. ઘણાખરા જરથોસ્તી વાંચનારાઓને અકબરની દરબારમાં દસ્તુર મેહેરજીરાણાએ કરી દેખાડેલા એક ચમત્કારની બીના યાદ હશે. કહે છે કે એ બાહોશ મોગલ શેહેનશાહના અમલ દરમ્યાન ધર્મના ફીલસુફોનો મેળાવડો હમેશાં થતા હતો, તવે એક પ્રસંગે એક હિન્દુ "જાદુગરે" એકને બદલે બે સૂર્ય આકાશમાં પ્રકાશતા દેખાડ્યા હતા! યાને તેણે ચાંદીની એક ઠાલી પોતાના કલમના જોરથી હવામાં એવી અદ્ધર અટકાવી રાખી હતી કે તે ઉપર સૂર્યનો પ્રકાશ પડતાં એક બીજા સૂર્ય મીસાલજ તે ઠાલી ચલકતી હતી. મજકુર હિન્દુ "જાદુગરે" એવી શરત મારેલી કેહવાય છે કે કોઇબી ધર્મવાળાઓ એ ઠાલીને નીચે પાડી શકે નહી. ઘણાબી કુશળ ધર્મશાસ્ત્રીઓએ મેહેનત કરી, પણ કોઇનું વળ્યું નહી, ત્યારે, કથામાં જણાવવા મુજબ, નવસારીવાળા દસ્તુર મેહેરજી રાણાએ ચોકસ જરથોસ્તી ભણતર ભણી તે ઠાલીને શાહાનશાહ અકબરના પગ આગળ લાવી નાખી. આ લાંબા વખતની કથા છે, સદીઓ થઇ તે બોલાતી આવી છે, કહો કે તે ઉપર લાવણીઓ જોડાઇ છે અને વાર્તાઓ પણ લખાઇ છે. પરંતુ મી૦ કરકરીયા તે સાચી માનવા ના પાડે છે. તેઓ જણાવે છે કે તેઓએ ઘણી શોધ કરી, જેટલાં મળ્યાં તેટલાં અસલી તવારીખનાં વાંચણો વાંચી જોયાં, પણ કેથે એકબી ઠેકાણે એ કથાની સચ્ચાઇની સેહેજબી ગવાહી મળતી નથી. અકબરના વખતમાં તવારીખનવેશો મોટા થઇ ગયા છે. તેઓમાંનો એકબી એ કથા માટે એક લાઇન પણ લખી ગયો નથી એટલુંજ નહી, પણ તવારીખમાં જે જરથોસ્તી મોબેદો નવસારીથી દીલ્લી ગયા હોય તેમનાં નામ પણ કેથેથી મળી આવતાં નથી. મી૦ કરકરીયાની આ દલીલ મુસ્તકીમ છે; પણ તે ઉપરથી એઓ જે સાર કાઢે છે કે એ કથામાં સચ્ચાઇનો સેહેજબી અંશ નથી, તેટલી હદે ચોકસ બનવાને અમો દરૂસ્ત વિચારતા નથી. આપણે એમ કહીશું નહી કે એ કથા ખરીજ છે; મગર તેજ વખતે એટલુંબી કેહેવાની મી૦ કરકરીયાની માફક હીમત કરીશું નહીં કે તે જોડી કાઢેલી છે. બનવા જોગ છે કે અસલી ઇલમના આધારે એવી ઠાલી હવામાં લટકાવવાને કોઇ જાદુગર શકિતવાન થયોબી હોય અને દસ્તુર મેહેરજીરાણા પણ દરબારમાં હાજર થયા હોય. તેઓએબી કાંઇક ઇલમ દેખાડયો હોય, પણ તેમાં હમેશ બને છે તેમ સરાહઘાત કરી એક જમાનાથી બીજા જમાનામાં વધુ સરાવેલાં રૂપમાં તે કથા મનાતી આવી હોય.

તવારીખમાં દરેક અગતના બનાવની નોંધ હોવી જોઇયે એ વાસ્તવીક છે, પણ કાં નહી એ ધાર્મિક બાબદને તવારીખનવેશે ઇતિહાસમાં જાળવી રાખવાને દરૂસ્ત વિચાર્યું ન હોય. જે બનાવ સદીઓ થયાં મનાતો આવેલો, જે માટે ગીતો જોડાયલાં અને રસિક વાચણો લખાયલાં, તેવા બનાવની હસ્તીજ ન હોય તેટલી હદ્દ જવાનું અમને દરૂસ્ત લાગતું નથી અને તેથીજ મી૦ કરકરીયાના અભીપ્રાય સાથ એકમત થતાં અમને આંચકી લાગે છે. મી૦ કરકરીઆ તવારીખના અભીયાસી છે, તો તેઓ જાણતા હશે કે અસલી ગ્રીક અને રોમન કથાઓ પણ જે આકારમાં હાલ રજુ થાય છે, તે આકારમાં સાચી મનાતી નથી; તેમાં પણ સહુરાહુઘાતનો પુષકળ અંશ હોય છે: તેજ મીસાલ આ મેહેરજીરાણાવાળી કથામાં પણ રફતે રફતે સહુરાઘાત થતી આવી હોય એ બનવા જોગ છે. માટે એ બાબદમાં ચોકસ એક યા બીજી બાજુએ મત આપવામાં દહાપણ સમાયલું અમો વિચારતા નથી. તોય એવી બાબદો ઉપર ચુનોચરા થયલી જોવાને આપણે રાજી થઈશું અને મી૦ કરકરીયાના વિચારોને તોડનારી ઈતિહાસીક દલીલો કોઇ બીજા ભણેલા શેઠો તરફથી બહાર પડવાથી એ બાબદમાં મનનો વધુ ખુલાસો થવાનો સંભવ રહે છે. તેમ છતાં મી૦ કરકરીયાનાં તવારીખનાં વાચણ અને તેમની તે પાછળની ઝહેમત સ્તુતિપાત્ર છે અને શરૂઆતમાં જણાવવા મુજબ જો એ ઉલતમંદ જવાન એ હદમાંજ પોતાની કાળજીને દોરવી રાખશે, તો તેમના એવા ઈતિહાસીક વિષયો બેશક ગોખવા લાયક વાચણ તરીકે જળવાઇ રહેશે.

## ના૦ ૫૦

## જામેજમશેદ

( તા૦ ૨૪ મી ઑગસ્ટ સને ૧૮૯૬ )

### શેહેનશાહ અકબર અને પારસીઓ વીશે મી૦ કરકરીયા

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

ઉપલી બાબદને લગતાં મારાં છેલ્લાં ભાશણનાં સંબંધમાં તમારાં પત્રમાં કેટલાંક ચરચાપત્રો પ્રગટ થયાં છે, તે વીશે થોડા બોલ બોલવા માગું છું. મેહેરજીરાણાવાળી દંતકથા વીશે મારા જોવામાં નહી આવેલી સાહદતો જોવા હજી પણ હું ખુશી છું. પણ મને દલગીરી સાથ જણાવવું પડે છે કે મારો વીચાર ફેરવવાનું મને કારણ મળયું નથી અને કાંઇબી સાહદતો મળે એ અશકય લાગે છે. મેં જે મારાં ભાશણમાં જણાવયું છે તે પુરતી શોધખોળ પછીજ હતું અને તેને ફેરવવાની કાંઇ અગત દીસતી નથી. મેહેરજીરાણાવાળા કહેવાતા મોજેજા અને તેમની કહેવાતી કાબેલયત વીશે પુરાવા મળે તો સારૂં અને તે હું ખુશીથી ધ્યાનમાં લઇશ. પણ એવા પુરાવા તરીકે એઓના કુટુંબી યા કોઇ બીજાઓએ, ખોટા તવારીખમાં ઘુસાડેલા ફકરા, ઉભાં કરેલાં લખાણો, મોબેદોની ગપીસપી, ભલતાજ ફારસી બેતો, દોહરા ને છપા ને કલગીર ને તોરાવાળાના ખયાલો, વતરોગે, મહાભારત "સાહદતો અને પુરાવાઓ" ની મારી તથા વાંચનારી આલમ ઉપર નવાજેસ કરવાની તસદી લેવી નહી ! મેહેરજીરાણા વીશેની કાહાંણી તોડાયાથી અલબત તેઓના હાલના કુટુંબીઓને દલગીરી લાગે એ કુદરતી છે. અને તેઓની એ દલગીરીમાં મારી દીલસોજી છે. પણ ખરૂ તે ખરૂ અને

ખોટું તે ખોટું ; ખોટાનું ખરૂ કદી થવાનું નથી, તેમજ ખરાંનું ખોટું થવાનું નથી. મેહેરજીરાણાને નહીજ, પણ અરદેશર કેરમાનીનેજ અકબર શેહેનશાહને આપણો ધરમ સમજાવવાનું માન ઘટે છે અને એ કેરમાની દસતુરનું માન કોઈ બીજાથી છીનવી લેવાશે નહી. તવારીખનાં દફતરો પરથી સઘળાઓ એજ અનુમાન કહાડશે અને કેટલાક મોટા ઓલમાઓએ જેમકે નામીચા પ્રોફેસર મેક્ષમુલરે પણ એ મારા જેવુંજ અનુમાન કહાડયું છે. મેક્ષમુલર કહે છે કે;—

" We have the Zend Avesta, the sacred writings of the so-called Fire-worshippers, and we possess translations of it, far more complete and far more correct than any that the Emperor Akbar could have obtained from Ardeshir, a wise Zoroastrian, whom he invited from Kirman to India."—(Science of Religion. p. 24.)

અરદેશર કેરમાનીથીજ અકબરે જંદ અવસતા સમજવાની આશા રાખી હતી એ આ ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે. બેહેસતી મેહેરજીરાણાને તો અહીયાં બીલકુલ યાદબી નથી કરયા, અને જો કહેવાતો જબરો મોજેજો એવણે ખરેખર કરયો હતે, તો શું એવણનું નામ અકબરની તવારીખમાં પંકાઇ નહી જતે ? અરદેશર કેરમાનીએ જંદ બોલો અકબરની ફરહંગમાં મુકવામાં મદદ આપી હતી તે મને સારી પેઠે રોશન છે, અને મેં જે ચોપડી ( બંગાળ એશીયાટીક સોસાયટીનું જરનલ વાલમ ૧૮૬૮ ) ટાંકી હતી, તે તમારો નવસારીવાળો ચરચાપત્રી જો જોતે અને વાંચતે, તો એવું અનુમાન નહી કરતે કે એ બાબદ મને ખબર નહી હશે. એનાં લખાણુપરથી ખુલ્લું દીસે છે કે એણે મારૂં ભાશણ આખું સાંભળયું તેમજ ધ્યાનથી વાંચયું નથી, અથવા તેને વાંચી સમજવાની શકતી નથી. એવા ટીકકાકારને જવાબ આપવો હું ગણીમત ગણતો નથી. પણ અરદેશરે જંદ બોલો " ફરહંગે જેહાંગીરી" માં મુકયા છે તેથી એ નવાઇ જેવી તકરાર લાવે છે કે એ દસતુરને તો એ જંદ બોલો માટેજ બોલાવ્યો હતો ! એની શું સાહદત છે ? " દબેસતાન અલ મજાહીબ " વાળો એટલું ખુલ્લું કહે છે કે ધરમની તકરારની બાબદમાંજ અરદેશર આવ્યો હતો. અચરતીની વાત એ છે કે એ ફકરો એ લખનાર ટાંકે છે અને તે છતાં એનો ભાવારથ સમજતો નથી. મેં ભાશણમાં કહયું તેમ નવસારીમાં ત્રણ સદીપર અંધારૂં હતું. પણ હવે મને લાગે છે કે ઓગણીસમી સદીને છેડે પણ તયાં ઉજરડું ફેલાયું નથી ! જે ગમે તે બોરંગા મારવા, ભલતી ભલતી લાંબી લાંબી તકરારો કરવી, અને ખરી વાત વીસારી મુકવી એ તે તરફની તકરાર ચલાવવાની રૂઢી ઘણાઓને માલમ હશે. પણ હવે વખત બદલાયો છે. હવે તો દરેક બાબદ વીશે સાહદતો અને મજબુત પુરાવાઓ જોઇયે છે, બોરંગા અને ગપાસપા ચાલતા નથી, એ સઘળાંની ખબર હવે નવસારીમાં પણ થવી જોઇયે છે, તમારા ચરચાપત્રીની તકરાર તો જુવો ? નેરયોસંગ ધવલ નામે ખરેખર એક કાબેલ અને વીદવાન દસતુર અને ઓલમા મેહેરજીરાણાની અગાઉ સેંકડો વરસો ઉપર નવસારીમાં થઇ ગયો ( એ નેરયોસંગ નકી કયા જમાનામાં થઇ ગયો, તે એ નવસારીવાળો કહી શકશે ? ) તેથી નવસારીવાળા મેહેરજીરાણા પણ બહુ કાબેલ હોવા જોઇયે ! વાહવાહ ! મી૰ મેહેરજીરાણા, તમો જબરા તકરારી ! તયારે તો તમારાજ કહયા પ્રમાણે ત્રણસો વરસપર નવસારીમાં

મેહેરજીરાણા કાબેલ થઇ ગયા અને મોજેજો કરી બતાવચો, તો હાલ તમો નવસારીવાળા મી૦ મેહેરજીરાણા પણ બહુજ કાબેલ અને મોજેજા કરનારા હોવા જોઇયે! તકરાર નો મોજેજો તો તમે આ "જામે જમશેદ" માં કરી બતાવચો ખરો! તમે આસમાનપર સુરજ અને ચાંદ ચહડાવનારા નહી, તોબી "હથેલીમાં ચાંદ" બતાવનારા દીસો છો! વારૂં તમારા મેહેરજીરાણા એવા જબરા કાબેલ હતા, નેરયોસંગ ધવલ જેવા કાબેલ, તયારે કાંઇ તેવણનાં લખાણ કે તરજુમા કે સરેહ કે કાંઈબી તેવણનું છે તમારી પાસે કે કેથેબી? નેરયોસંગનું તો ધરમ વીશેનું બહુ કાબેલ લખાણ છે. તમારા મેહેરજી રાણાનું કયાં ગયું? ખોટી તકરાર કરવાનું છોડી દઇ એની શોધમાં નીકળો અને ખુણેખંટોળે કાંઇ હોય તો શોધી કહાડી તમારા વડવાની ખરી રીતે નામના બતાવો. ખોટી રીતે ઠીંગડાં મારી કોઇ બીજા અશો નરની કીરતી તેવણને માથે મુકવાની તજવીજ કરયાથી ખાલી બીચારા તેવણનું રૂહ કમકમતું હશે તેનો તો ખયાલ કરો.

હું "ભગરયો" હતે તો મેહેરજીરાણા પર સખત નહી થતે, એ વળી નવાઇ જેવી તકરાર છે! પહેલે તો હું મેહેરજીરાણાપર સખત થયોજ નથી. મેં તો તેવણ જેવા હશે તેવાજ દેખાડયા છે. બીચારા તેવણ નવસારીના તે વખતના—અને હું કહું કે આ વખતનાબી?—બીજા મોબેદો જેવા બોલવામાં અને ખાઇપીને તનદરોસત ફરનારા અને ક્રીયાકામ કરનારા હશે. બાકી મોજેજા કરવા, સુરજ ને ચાંદ આસમાનપર ચહડાવવા ને ઉતારવા, અને ધરમની ફીલસુફીની તકરાર કરી આમનસામન ખ્રીસતી અને મહામેદન સામે બાથ લેવી તે તો બીચારાપર ખોટું તોહોમત જોડી કહાડવામાં આવ્યું છે! એવી બાબદોથી તેવણ બીચારા તદન નીરદોશ હતા! તેવણ દીલ્લીની દરબારમાં ગયા તયાંસુધી તો એક સાધારણ મોબેદ હતા તેવણ કાંઇ તે વખતે દસતુર હતાજ નહી. પછી દીલ્લીથી આવયા પછીજ તેવણને દસતુર બનાવેલા કહેવાય છે અને એ કુદરતી છે. (જુવો "પારસી પ્રકાશ" પુ-૯) દીલ્લી ગયા એટલે એવણનો નવસારીના ગરીબ અને અભણ કસબામાં ભાવ વધયો. પછી દીલ્લીમાં ગમે તે કરયું હોય. દરબારમાં એક ખુણેબી કાં નહી પડયા હોય, તોબી સવદેશમાં આવીને તો લાંબી લાંબો વાતો કરી હશે, કે અમે એમ કરયું ને અમે તેમ કરયું, ને બીચારા ભોળા નશાકરાંઓ સમજયા કે ખરેખર કાંઇ "વાઘ મારયોજ" હશે, તેથી દસતુર બનયા! દસતુર ખુદ આજે કેમ બને છે અને બનાવે છે તે આપણે જોઇયે છીયે ને જાણુયે છીયે આપણા "લાલીયા ગરાપર" નોકરો મુંબઇમાં આપણે તયાં શું દરજજો ભોગવે છે તે આપણે જાણુયે છીયે. પણ તેઓ ભાઠાં, સંજાન, નવસારી, વગેરે પોતાનાં ગામમાં જઇ પોને મુંબઇમાં એમ કરયું અને તેમ કરયું કરીને શું એક મોટા "આભીસર" હોય તેમ ગામનાં ભોળાં લોકો આગળ ફડાકા મારે છે, તેબી ઘણાઓને ખબર હશે તેમજ નવસારીથી દીલ્લી ગયલા મોબેદો પાછા આવી દીલ્લીમાં શું એક જાહોજલાલી ભોગવી હોય તેવો દેખાવ કરી ભોળા નશાકરાંઓને ભોળવેલા લાગે છે. પણ બીચારાઓના નામ વટીક દરબારની તવારીખમાં નથી તે તેઓને ખબર હતી? પણ હવે બસ. જે મેં ભાષણમાં કહયું તે પુરતી શોધ ખોળનું પરીણામ હું સમજું છું, અને તેમાં ફેરફાર કરયા વગર હવે તે "રીવયુ"માં તેમજ અમારી સોસાયટીનાં

"જર્નલ"માં પ્રગટ થશે,* અને અકબરના ધરમ વીશેની મારી ચોપડી જે વેલાતમાં પ્રગટ થવાની છે, તેમાં તે એક પ્રકરણ તરીકે રહેશે. સેવટે ડાકટર પોલનના વીચારો તમારો ચરચાપત્રી સમજેલો લાગતો નથી. નહી તો તેનું નામ એ એવી રીતે લેતે નહી. જેમ કેટલાક તારાઓની રોશની આપણને પુગતાં વરસો લાગે છે તેમ નવસારીમાં જવાં મુંબઇનાં ઉજરડાંને હજી વરસોનો વીલંબ લાગશે!

સેવક તમારો,
રૂસ્તમજી પે૦ કરકરીયા,

---

## નાં૦ ૫૧
## જામે જમશેદ
(તા૦ ૨૪મી ઓગસ્ટ સને ૧૮૯૬)

### હાદેસાનામાનો નાટક ભજી બતાવનારા બે ઈરાનીઓ વીશે.

---

જામે જમશેદના અધીપતી જોગ-

સાહેબ,

જેઓએ હાદેસાનામું વાંચયું હશે તેઓએ જોયું હશે કે આશરે ૩૦૦ વરસોની વાત ઉપર બે ઇરાની પારસીઓ હીંદુસ્તાનમાં આવી ગયલા કહેવાય છે. બંને વચ્ચે સેહેજ રકમ બાબત કુટફાટ પડેલી તેઓ તેમાં જણાવે છે. તે વખતે જ્યાં જ્યાં પારસીઓની વસ્તી હતી ત્યાં ત્યાં બધે ઠેકાણે તેઓએ મુસાફરી કરેલી તેઓ જણાવે છે, અને જેબી ઠેકાણે તેઓ ગયા ત્યાં પારસી મરદો તથા ઓરતો વીશે એટલું તો શીહા લીક્ષ તેઓએ ચીતાર્યું છે કે, તેમાંના બોલો લખવાને મારી કલમ શરમાય છે. ટુંકમાં હું એટલુંજ લખીશ કે બધે ઠેકાણે તેઓએ તમામ પારસી મરદો તથા ઓરતોને હલકી વરણના દુરવદો જેવાં પણ નપેટર ગણ્યાં છે. છેલ્લે તેઓ નવસારી આવેલા જણાય છે: ત્યાંપણ બધું તેઓએ કાળું કાળુંજ દીઠું પણ તેઓને ત્યાં એક શ્રીમંત પારસી ગ્રહસ્થ હાથ લાગયા, જેઓની મારફતે તેઓ ત્યાંના મરદો તથા ઓરતોને દીનની રાહ ઉપર લાવવા પોતાને શકતીવાન થયલા જણાવે છે. આટલું લખયા પછી હું એક અગતયની બાબદ ઉપર આવીશ. જો તેઓ ખરેખરા જરથોસ્તીઓ અને તેઓ દીનની રાહે ચાલનારા જરથોસ્તીઓ હતા તો તેઓ બંદગી ગુજારતા હોવા જોઇયે. અને ઇરાની રોજ માહા ભણતા હોવા જોઇયે અને તેઓ બખેબધ કરેલા પોતાને જણાવે છે, તો હીંદુસ્તાનમાં કયો રોજ માહા ચાલતો હતો તે પણ તેઓએ જાણવું જોયે. તમારાં આજના પત્રમાં મારો ચરચાપત્ર છપાયો છે તે ઉપરથી જોઇ લેવાને બનશે કે ૩૦૦ વરસો ઉપર તથા તેની આગમજ તેમજ તેની પછી હીંદુસ્તાનમાં દીનનો એલમ આશકારા હતો. તયારે સવાલ ઉઠે છે કે પેલા ઈરાનીઓને રોજ માહા વીશે ૧ મહીનાનો તફાવત કેમ માલમ પડયો નહી? બીજા સુધારાઓ તેઓએ દાખલ કરાવેલા જ્યારે તેઓ જણાવે છે, તયારે આ સઉથી અગત્ય-

---

* આ વાત ખોટી છે. અસલ ભાષણ જે Times of India ના તા૦ ૧૧-૮-૧૮૯૬ ની અંકમાં (જુઓ નંબર ૨) છપાયું છે તેમાં અને સોસાયટીનાં જર્નલમાં એ રેસાલે છપાયો છે તેમાં છે. તા૦ ૨૪-૮-૧૮૯૬ નાં Bombay Gazette (જુઓ નંબર ૬) માં જે ભુલો બતાવવામાં આવી છે; તે સઘળી સુધારીને સોસાયટીના જર્નલમાં મા૦ કરકરીઆએ ઘુસાડી દીધી છે. વળી જુઓ Indian Megazine.

તેની ભાષાનુ તેઓને કેમ સુઝી નહી હશે? માટે મને તો એવું લાગે છે કે એ "હાદે સાનામા" ઉપર જેઓ ભરૂસો રાખે છે તેઓ ભુલ કરે છે, અને મારી અદના સુચના એવી છે કે એ નામા ઉપર ભરૂસો મુકવામાં હવે પછી વધારે સંભાળ જરથોસ્તીઓ રાખશે.

લા૦ અ.

મુંબઈ, તા૦ ૨૨ મી આગસટ ૧૮૯૧.

---

## ના૦ ૫૨

## જામે જમશેદ.

( તા૦ ૨૬ મી આગસ્ટ સને ૧૮૯૧ )

### શહેનશાહ અકબર અને પારસીઓ વીશે મી૦ કરકરીયા.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

દસતુર મહેરજીરાણા વીશેની તકરારો તમારાં પત્રમાં મેં ધ્યાનથી વાંચી છે. ને તે ઉપરથી હું જે અનુમાનો ઉપર આવ્યો છું, તેને તમારાં પત્ર મારફતે જાહેર કરવા ઇછું છું.

પહેલે તો મી૦ પે. ન. દસતુરે આવું લખવુંજ ન હતું કે, "મી૦ કરકરીયા જો એક ભગરીયા હતે તો આવી સખતાઇ વાપરતેજ નહી." ભગરીયા અને મીનોચેહેર હોમજીની સાથવાળાઓની વાત વચમાં લાવવીજ ન જોઈની હતી. એક વીદવાન અભયાસી પોતાને ખરો લાગતો અભીપ્રાય બહાર પાડે, તો નાતજાતના તફાવતની લાગણીથી કરે છે, એમ માનવુંજ આજના જમાનામાં બેહુદું છે. પણ તે ઉપરથી મી૦ કરકરીયાએ જે લાંબો અસભયતા ભરયો જવાબ ઘડી કાઢયો છે, તે બહુ ખેદકારક છે. અલબતાં પોતે મેહેનત લઇ બહાર પાડેલા વીશય ઉપર અપ્રમાણીક-પણાનો કલંક લગાડેલો જોઇ તેવણનું જવાન લોહી ઉશકેરાઈ આવ્યું હશે ખરૂં, પણ તેની ઝુમમાં તેવણ પાક દસ્તુર મેહેરજીરાણાને એક "ગોટપીટ સોટપીટ" કરતા લાલીઆ સાથે સરખામણી કરવા ઉતરી પડયા છે, એ સમજુઓની નજરમાં ઘણું કઢંગુ લાગે છે. એવણનો પહેલો વીશય મેં નયુસપેપરમાં વાંચયો તયારથી મને પણ લાગું કે, એવણે તે રૂહશાદ દસતુર વીશે માનથી બોલવાની ઝાઝી તસદી લીધેલી ન હતી, તે કયાં સુધી કે "મેહેરજીરાણા" નામ આગળ એવણે એકબી વખત દસતુર બોલ વાપરયો હોય એવું મને હાલ યાદ નથી. જયારે એમ છે તયારે મી૦ પે. દસતુરને પણ જરા ખભરાત લાગો હોય તેમાં નવાઇ નથી. મી૦ કરકરીયા એવું માનતા હોય તેમ લાગે છે કે "દબેસતાન" માં જે આમના સામન જીકરી પાદશાહની દરબારમાં ચાલેલી હતી તેનું બયાન આવેલું છે, તે ચલાવવાનું પાણી દસતુર મજકુરમાં ન હશે, કારણ તે વખતે આપણા દસતુર મોબેદો એટલા ભણેલા ન હતા. આ બાબદમાં તમારા "અ" ચરચાપત્રીએ તે વખત એલમનું જોર હતું, તથા હાદેસાનામા ઉપર ભરોસો ન રાખવા વીશે જે લખાણો કરયાં છે, તે બતાવવાને બસ છે કે ગુજરાતમાં તે વખતે એલમ જાહેર હતો, ને પારસીઓ છેક અંધારામાં ન હતા. મેં "દાબેસતાન"ની તકરાર આગળ વાંચેલી હતી, અને હમણાજ પાછો વાંચી ગયો છું, તે ઉપરથી જણાય છે કે તે મુખય કરીને શીઆ અને સુની મુસલમાનો તથા તેઓનેજ મળતા ધરમોવાળા યહુદી અને પારસી-

ઓ વચે તે વધુ હતી. જરથોસ્તી ધરમને લગતાં ફકત થોડાં વાકયો જોવામાં આવે છે, ને તેથી ફકત ત્રણજ વખત. જુઓ ઇંગ્રેજી "દબેસતાન"ના ત્રીજા વાલમના પાના ૭૫, ૯૩, ૯૪ અને તે તકરારથી કાંઇ કમ જેવી નથી કે જેથી જણાય કે, નવસારીની તે વખતની હાલત પ્રમાણે કે, તે વખતનો એક શીખેલો દસતુર ભાગ ન લઇ શકે. હું આગળ વધીને કહું છું કે મેહેરજીરાણાને જો શીખેલામાં ગણીએ, તો જરથોસ્તી ધરમ વીશે જે ઇસારાઓ "દબેસ્તાન"ની ઉપલી જીકરીમાં સમાએલા છે, તે ન વખતનો એક સાધારણ બેહેદીનથી કહી શકે તેવા મેહેલા છે. "દબેસતાન" માં અરદેશર કેરમાનીનુ નામ આપેલું છે, ને દસતુર મેહેરજીરાણાનું નથી, તે ઉપર મી૦ કરકરીઆ મદાર બાંધે છે, પણ મારા જુદાજ અભયાસને લીધે "દબેસતાન" મને વારંવાર જોવા પડે છે, તે ઉપરથી જણાય છે કે "દબેસતાન"નો બનાવનાર યોગવીદયા ઉપર ફીદા થયલો હતો, અને તેણે છેહલા જરથોસતી યોગી હજરત આજરકવાન તથા તેવણના સાગરેદો વીશે "દબેસતાન" માં પાનાનાં પાના ભરેલાં છે, તેથી અરદેશર કેરમાનીનું નામ તેને મોઢે રમી રહેલું હતું દસતુર મેહરજીરાણા સાહબનું નામ અકબરના વખતમાં લખાયલા ગ્રંથમાંથી તેને ન મળયું હોય તેથી તેણે દાખલ ન કરયું હોય, તોબી તેણે પાને ૯૫ મે "ગુજરાત પરગણાનાં નવસારી ખાતેથી આતશપરસતેશો' આવેલા જણાવયા છે તથા લખે છે કે "તેઓએ જરથોસતના ધરમની વાત ચોકસાઇથી જણાવીને આતશને મોટું માન તથા પુજા ઘટે છે તે જણાવયું." આટલીજ વાટ ફકત મેહેરજીરાણા સાહેબની તરફેણ માટે બસ છે. હું જોઇને ઘણો દલગીર છું કે આવી સાદી વાત મુકી દઇ ભાઇ કરકરીયા મોજેજાને વધુ મોતેબરી આપી, મોજેજાની વાત હસી કાઢી, તોડી પાડી, દસતુરજી મેહેરજીરાણાના માનને હીણું લાગે તેવી ભાષા વાપરવા દોડી ગયા છે એક મોટા માણસના મરણ બાદ તેઓના પરાક્રમોને વધારી દેવામાં આવે અને તેને મોટો ઓપો બનાવી દેવામાં આવે છે, એ સાધારણ વાત છે, તો કેમ જાણયું કે આસમાનપર થાળી ચઢાવવાની વાત તેવણ પછી લોકોએ જોડી કાઢેલી ન હોય? જો આપણે એમ કબુલ કરયે કે તેવણની પવીત્રાઇ, તેવણની જમાના પ્રમાણેની વીદવતા અને તેવણને મળેલાં માન અકરામથી અંજાઇ જઇને તેઓ પછી આવનારાઓએ તે વાત જોડી કાઢેલી હતી, તો ભાઇ કરકરીયા અંજાણપણે તે બહેસતી દસતુરજીને કેટલો ગેરઇનસાફ કરે છે, જે તેઓને લાલીયા "આભીસર" સાથે આડકતરી રીતે સરખાવાની તકલીફમાં આવે છે.

મી૦ કરકરીયા જેવા આજની કેળવણી પામેલાએ મોજેજાઓની વાત લાવવીજ જોઇની નહતી. તેવણ એ વાત લાવી દસતુર ખાનદાનની મોટાઇને ફટકો લગાવનાર પહેલા આસામી ગણાવા માગતા હોય તો તેમાં તેવણની ભુલ છે. એ વાત એક દંતકથા તરીકે હતી અને તે માનવી નહી માનવી તે દરેક જમાનાના સમજુઓનુ કે કામ હતું. મી૦ કરકરીયા કહે છે કે અકબરના વખતમાં બનેલા બીજા મોજેજાઓનું દાસતાન મળે છે, અને એ સુરજનુંજ કેમ નથી મળતું? હું કહું છું કે ભાઇ એ મોજેજો બનયોજ ન હશે, તેથી તે વખતના તવારીખ નવેશોએ તે લીધો ન હશે. એ તો પાછળથી જોડાયો હશે ને તેથી તેનો ખયાલો અને ટપાઓમાં સમાવેશ થયો. પણ એવા ખયાલો અને ટપાઓનું ખંડન કરવાને બદલે તમેજ તેઓને ઉકસાઇ આપવા નીકળયા.

જેમ ખ્રીસતીઓ પોતાની તારીફ કરી ગયા છે, ગુજરાતમાં મેહેરજીરાણાની તારીફ જળવાઇ રહેલી છે, તેમ ઇરાનીઓમાં અરદેશર કેરમાનીની છે. દરેક કોમ પોતે પોતાનું તાણે, પણ તેમ વાણુતાં સંભાળ રાખવી કે, તેથી બીજાનાં કામને નુકસાન થાય નહી.

મી૦ કરકરીયા મેહેરજીરાણાવાળાઓ પાસે દસતાવેજી સાહદતો માગે છે, તે સાહદત કેવી હોવી જોઇએ તે હું સમજી શકતો નથી. શું મેહેરજીરાણા પોતાને હાથે લખી ગયા હતે "કે હું ગયો હતો કરીને" તે ચાલતે? મી૦ પે. ન. દસતુર આપણા કરતાં મેહેરજીરાણાની વધુ નજદીકમાં થઇ ગયલા બે દસતુરોનાં નામની સાહદત ટાંકે છે, તે પર ધયાન પુગાડવું જોઇએ. સાહદતો શું તે મલી તરફનીજ જોઇએ, તે આસપાસનીબી જોઇએ. તેમાં એક એ છે કે મરહુમ દસતુરના છોકરા કેકોબાદજીએ શાહ જહાંગીરને કરેલી અરજીનો એક ખરડો છે જે અરજી ઉપરથી જહાંગીરે ૧૦૦ વીઘાં વધુ જાગીર બક્ષી હતી. શું તે અસલ અરજી કરનારને હાથનાજ દસતક તેવણે પોતાના ફરજંદો માટે મુકી જવા હતા? તેવણની અરજી પરથી બીજાઓએ કરેલી નકલોજ રહે, બધા આસપાસના સબબો ધયાનમાં લેતાં મને એમજ લાગે છે કે; મી૦ કરકરીયાને "નવસારીમાં અંધારૂં" જણાવાથી તેવણ મેહેરજીરાણા સાહેબ તરફ જેવા ઇચછીએ તેવા અપક્ષપાત નીવડયા નથી.

સેવક તમારો

કે. કે. મોદી.

મુંબઇ, તા૦ ૨૫ મી જીલાઇ ૧૯૦૬.

ભાઇ કરકરીયા કહે છે કે દસતુર મેહેરજીરાણાથી ખાતરી થઇ ન હશે, તયારેજ તેવણે પયગામ મોકલી ઇરાનવેરથી અરદેશીરને બોલાવ્યા કે? વળી એવણનાજ ભાશણમાં આપણે આગળ વાંચયે છીયે કે, ગોવા ઉપરાંત યુરોપથી કાબેલ પાદરીઓ આવતા રહયા હતા. કાંય? યુરોપ જવેરથી કાં આવયા, ને યુરોપથી આવેલા પાદરીઓએ શહેનશાહને શું વટલાવયો? જે માણસનામા જયારે ધરમ સંબંધી ગુચવાડો ઉભો થાય છે, તયારે જયાંથી પોતાના મનનું સમાધાન થાય, તે ચીજ શોધવાને તે ઘણાં ફાંફાં મારે છે. ગોવાના પાદરીઓ કરતાં તેને લાગુ હશે કે ખુદ યુરોપથી મોટા પાદરીઓને બોલાવી જોવું તેઓ કાંઇ મારા મનનું ખ્રીસતી ધરમ વીશે સમાધાન કરશે? તેવોજ વીચાર અકબરને પારસીઓ વીશેબી આવયો હોય, કે જોઇયે ખુદ ઇરાન વેરથી તો બોલાવી જુઓ, ત્યાંથી આપણને શું અજવાળું મળે છે તે જોઇએ. હુંબી માનું છું કે હજરત આજરકેવાંનના ચેલા હોવાથી અરદેશીર વધુ હુશીયાર હશે, પણ તેથી મેહેરજીરાણાની પોતાની નીતી, કાબેલીયત અને શકતી ઉપર સખુન જતો નથી, કારણ અરદેશીર કેરમાનીએ કાંઇ વધુ કરેલું જણાતું નથી. ફકત એજ કે તવારીખમાંથી તેવણનું નામ મલી આવે છે. "નવસારીમાં ત્રણ સદીપર અંધારૂં હતું," તેથી ત્યાંના મોબેદ મેહેરજીરાણામાં પાણી હોયજ નહીં ને "પયગામ મોકલી ઇરાનવેરથી અરદેશીરને તેડાવી મંગાવયા," માટે તેવણ ભણેલા હોવાજ જોઇયે, એવા આગલા ઠસી ગયલા વીચારો રાખીનેજ મી૦ કરકરીયા પોતાનો રેસાલો લખવા બેઠેલા હોય એવું મને લાગેછે.

# ભાગ ૫૩

## જામે જમશેદ.

(તા૦ ૨૯ મી ઓગસ્ટ સને ૧૮૯૬)

## અકબર અને પારસીઓ વીશે મી૦ કરકરીયા—ગુજરાતમાં ૧૫ મી સદીપર પારસીઓની હાલત.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

નવસારીવાળા મેહેરજીરાણા અકબરની દરબારમાં ધરમ સમજાવવાને અશક્ત હોય એવું કહેવાને મારૂં એક મુસતકીમ કારણ એ મેં જણાવ્યું છે કે નવસારીમાં મેહેરજીરાણાના વખતમાં એટલે આજથી ત્રણસો સાડીત્રણસો વરસ ઉપર ધરમ સંબંધી બાબદ વીશે અંધારૂં હતું. એ અંધારૂં અને અજ્ઞાનપણું કેવું ઘેર અને સંપુરણ હતું તે હું આજે તમારા વાંચનારાઓને બતાવવા માંગું છું. મેં એ બાબદ મારા ભાશણમાં ઈસારો કરીનેજ જવા દીધી, કારણકે હું ધારતો હતો કે, એ વીશે ઝાઝો શક લોકોના મનમાં ન હશે. પણ હું હમણા જોઉં છું કે, કેટલાકો એવી ખોટી તકરાર લાવે છે કે નવસારીમાં અને ગુજરાતમાં મોટા શીખેલા અને કાબેલ ઉસતાદો તે વખતે હતા. માટે મારે દલગીરી સાથ તે વખતના નવસારી અને ગુજરાતના પારસીઓની હાલતનો માઠો ચીતાર આપવો પડે છે.

ધરમ વીશે અજ્ઞાનપણું પંદરમી અને સોળમી સદીમાં ગુજરાતના પારસીઓમાં એટલું ફેલાયલું હતું અને તેઓમાં ધરમ વીશે સાધારણ જ્ઞાન ધરાવનારા પણ એટલા થોડા બલકે નહી સરખા હતા કે, નજીવી બાબદો વીશે પણ પારસીઓએ છેક ગુજરાતથી ઇરાન કાગળો સાથ કાસદો મોકલવા પડતા હતા અને ઇરાનના દસતુરો જે જવાબ આપે તે પ્રમાણે ચાલતા અને તે જવાબોને સાચવી રાખતા. એ સઘળા ઇરાનના જવાબો અને ધરમ સંબંધી જ્ઞાનના કાગળો "રેવાયતો"માં હાલ મોજુદ છે. ખાસ એહેનતુ મીત્ર મી૦ બહમનજી પટેલ જે કહે છે કે, "ઇરાનથી જરથોસતીઓ હિંદુસ્તાનમાં આવયા પછી તેઓમાં દીવસેદીવસ પોતાના ધરમ તથા રીવાજોને લગતું અજ્ઞાનપણું વધતુ ગયું, અને ધરમ સંબંધી બાબદોમાં તમને નાવાકેફીઓ" હતી. એ ખરેખર સાચું છે, રેવાયતોના અભયાસથી એ ખરૂં બતાવી શકાશે. ગુજરાતના પારસીઓ કેટલા અભણ અને ધરમ વીસરી ગયલા હોવા જોઇએ તે આ ઉપરથી જણાશે કે, ઇરાનના દસતુર અને મોબેદો ૧૪૭૮ માં ગુજરાતના કાસદથી જાણીને અજબ થઇ ટમકમયા કે, "તમારી તરફ નસાને જુદદીંના ઉચકે છે તથા ખંભાત અને અંકલેસરમાં તો લાકડાની કરછલી વાપરે છે!" ધરમ વીશે એટલું તો અંધારૂં હતું કે તેઓ ગુજરાતના પારસીઓને ભલામણ કરે છે કે "અગર મે હેરબદો અહીં તમારી તરફથી આવે અને પહેલવી શીખે, તો તમોને દીનની રાહ બરાબર માલમ પડે" (બરજોર કામદીનની રેવાયત, પાનું ૫૩૫, મુલ્લાંફીરોઝ કેતાબખાનું, ના૦ ૩૫૩. એ કેતાબખાનાના કાબેલ લાઇબ્રેરીયન એરવદ શેહેરીયારજી ભરૂચાએ તસદી લઇ મને એ ચોપડીઓ બતાવી, તે માટે તેમનો હું ઉપકાર માનું છું.) પહેલવી ભાશા ગુજરાતમાં કોઇને ખબર નહી હતી, એ આ ઉપરથી સાબેત થાય છે. તમારે

ક્યાં હતા કહેવાતા કામેલ નવસારી અને ગુજરાતના દસતુરો અને આલમાઓ? તેઓને જો ધરમ વીશે ખબર હતે તો છેક ઈરાન જેવા દુરદરાજ અને બીકટ મુસાફરીવાળા મુલકમાં ધરમની સાધારણ બાબનો વીશે ખબર મેળવવા ગુજરાતના પારસીઓ કાસદો મોકલતે? ઈટનું બાંધેલું દખમું જરથોસ્તી ધરમ પ્રમાણે નાખવા છે તેટલીઆ ગુજરાતના પારસીઓને ખબર ન હતી. અને જ્યારે ઈરાનથી જરથોસ્તીઓ અહીં આવ્યા, ત્યારે તેઓ જોઈને કચવાયા અને જ્યારે સમજ પાડી ત્યારે પથરના દખમાં બાંધવાના અકીનો પારસીઓને છેક સન ૧૫૩૫ ને આશરે સુઝ આવી, અને એ જાણી ઈરાનના જરથોસ્તીઓ ખુશી થયા. મેહેરજીરાણાના જમાના પછી અરધી સદી એટલે ૧૬૨૭ માં પણ એવી રીતે કાગળો ઈરાન મોકલવામાં આવયાં હતાં, અને એ વરસમાં "વીસપરદ" ની કેતાબ ઈરાનથી નવસારી મોકલવામાં આવી (દારાબ હોરમજદયારની રેવાયત પા૦ ૪૪૯, મુલ્લાં ફીરોઝ કેતાબ ખાનું ના૦ ૩૫૦) ૧૬૭૦ માં તેમજ ૧૬૭૩ માં આ એવા કાગળો ઈરાનથી આવ્યા હતા. છેક ૧૭૨૧ માં જામાસપ વીલાયતી નામના ઈરાનથી આવેલા મોબેદને હાથ ગુજરાતના ત્રણ શેહેરના ત્રણ મોટા દસતુરો—નામે નવસારીવાળા દસતુર જામાસપ આશા, ભરૂચવાળા એક દસતુર જે મો૦ બેહમનજી પંજુ ધારે છે કે, દસતુર કામદીનજીના બાવા હશે તે, અને સુરતવાળા દસતુર દારાબ, જેણે નામીચા આંકટીલ ડુપેરોંને જંદ પેહેલવી પાછળથી શીખવાં હતાં તે, એઓ જંદ પેહેલવી શીખ્યા. વળી હું પુછું કે, ક્યાં હતા ખુદ ગુજરાતના નામીચા કહેવાતા દસતુરો અને આલમાઓ કે એક પાછલા ઈરાનના મોબેદને હાથ ગુજરાતના દસતુરો અવસતા ભાષા શીખ્યા? (પારસી પ્રકાશ પા૦ ૨૪ આંકટીલ ડુપેરોં, અવસતા પુ૦ ૧ પા૦ ૩૩૦) દસતુર જામાસપ આસાના દસતુર પાહલન ફરેદુનના સાગરેદ હતા (પારસી પ્રકાશ પા૦ ૩૧) તે છતાં જામાસપ વીલાયતી ઈરાની પાસે જંદ પેહેલવી શીખ્યા એ શું બતાવે છે? નામીચો અવસતા વીદવાન પ્રોફેસર વેસ્ટરગાર્ડ પણ એમજ કહે છે. તે છેક અઢારમી સદી વીશે બોલે છે કે,

Ignorance was then a prevailing fault among the Parsis of India. To remedy this Jamasp formed some disciples, Darab in Surat, Jamasp in Naosari and a third in Broach idem he taught Zend and Pahalvi." (Avesta Vol. I p. 5)

હવે હું સોળમી સદીના ખુદ તેજ વખતના એક ઈરાની મુસાફરને હાથે ગુજરાતના પારસીઓની અંદરની હાલત ચીતરાયલી બતાવવા માગું છું. સને ૧૫૩૦-૩૫ ને આશરે કાઉસ નામનો એક ઈરાની મોબેદ દીન હોરમજદ બંદરેથી વેપારને અરથે હીંદુસતાન આવવા અફજાદ નામના બીજા ઈરાની સાથે નીકળયો, પણ વહાણ ભાંગવાથી દીવ બંદરે લાચારીમાં ઉતરયો, અને ત્યાં ઘણા મહીના રહયો. એક ઈરાની જરથોસ્તી દીવમાં છે એવી ખબર નવસારીમાં થવાથી તયાંના તે વખતના મુખી માનકશાહ ચાંગાશાહે ઉમંગથી તેને તેડું મોકલયું. કાઉશ પોતાના સાથી સાથે ગુજરાતનાં શેહેરો કરતો કરતો નવસારી આવ્યો અને તયાં જે જે જોયું તેનો હેવાલ તેણે લખયો છે અને હાલ મોજુદ છે જેનું નામ "કીસે કાઉસ વ અફજાદ" છે. તે વાચવાથી એક જરથોસતી તરીકે અને બેહદ દલગીરી ઉપજે, જેવી દલગીરી સઘળા જરથોસતી વાંચનારને ઉપજે છે, અને તે

ટુંકમાં હું અતરે દલગીરી સાથ ટાંકુ છું તે પરથી તમારા વાંચનાર જોશે કે નવસારી ને બીજાં ગુજરાતના શેહેરોમાં પારસીઓ કેવા ખુરસથી બેવાકેફ અને તેથી ઉલટી રીતે ચાલનારા હતા: કાઉસ જો કે સાધારણ બેહેદીન હતો, તોબી નવસારીવાળાઓએ નીચે મુજબ તેને કાકલુદીથી તેડુ મોકલયું:—"તમો ખોદાતાલાના મોકલેલા છોઓ. તમો બેહદીન નથી, તમો અગારી નજદીક મોબેદોની મીસાલ છેઓ, કાંયજે આ મુલકના યાને શ્રી હીંદુસતાનના બેહેદીનો દીનની રાહ નથી જાણતા, અને ગુમરાહીથી દીન ખરાબ થયલી છે. અને તમામ બેહેદીનોએ દુરવંદની રાહ કબુલ કરેલી છે, અને દીનમાં કોઇ તેનાને મદદ કરનાર નથી.* ...અમારી તરફ કોઇ બેહેસતમાં જવાની રાહે ચાલતું નથી, અને અતરેના બેહેદીન તથા દુરવંદમાં કાંઇ તફાવત નથી જો તમો અતરે આવો તો તમારા આવવાથી જરથોસતી દીન બીજી મરતબે તાજી થશે. અગરજો તમો નહી આવશો તો અમારી અંજુમન હવે પછી જે કાંઇ ગુનાહ કરશે, આજથી તે રસતાખેજ લગી, તે ગુનાહ તમો પેસારાઓની ગરદન પર રહેશે" કાઉસ અને તેનો સાથી નવસારી જવા નીકળ્યા. પહેલે ખંભાત પુગા અને કાઉસ લખે છે કે "તે શેહેરમાં બેહદીનોને જોયા તે બેહદીનોથી દુરવદાનો ટોળો બેહેતર હતો, અને જે પાકી આપણી દીનમા જાયેજ છે તે પાકી તે બેહેદીન લોકોમાં કાંઇ નહી હતી, તે વાતનો ખોદા સાહેદ કે...તેનાની ખસલત તમામ બદીની હતી અને તેનાની ચાલચલણ સરવે હીંદુની મીસાલ હતી... અને તે લોકોને ખોદાની દીનની એક જવ બરાબર ખબર નહી હતી, અને યજદાંની દીનથી તમામ તે લોકો જુદાં પડી ગયલાં હતાં." ભરૂચામાંબી એમજ હતું:—તે જગોના બેહેદીનોબી દીનથી બીલકુલ બે ખબર હતા, અને તમામ તે લોકોએ હરે મનની ચાલ પકડેલી હતી, અને યજદાંની દીનની રાહ તમામ મુકી દીધેલી હતી, અને તેનાનું ખાવું તથા પહેરવું તમામ નસાનું હતું, અને નસો તેનાનાં ખાધાથી જુદો નહી હતો... અને તે જગાએ એક હેરબદ ફંદામ નામનો હતો અને તેનો સરફરાજ બાપ રામયાર નામનો હતો (પદમ રામયાર?) અને તેને દીનની થોડીક ખબર હતી. પણ દીનનાં ભેદની વાતો કહેવા જોગ તે લોક નહી હતા." અંકલેસરમાંના પારસીઓ "કરતાને દેવોનો ટોળો ભલો અને તે બેહેદીનોનાં ઘર કરતાં દોખમું ઘણું પાક હોય." સુરતના બેહેદીનોને "એક જવ બરાબર દીનની ખબર નહી હતી: અને તે શ્રી સુરતવાળા લોકોનેબી મેં તમામ જોયા, ને તેઓને જોવાથી મને કુરાપો લાગયો." હવે તે નવસારી પુગો અને તેના મુસાફરીના હેવાલમાં નવસારી વીશે લખે છે ને એક ઘણા અજાણ જેવા ટોળાનો ખ્યાલ આપે છે. "હીંદુસ્તાનમાં દીન વેરાન થયલી હતી." એ વીશે તે લખે છે. પાધરૂં સદરા કુસતીનું બી નશાકરાઓનું ઠેકાણું નહી હતું અને ઉઘાડે પગે પારસીઓ ફરતા હતા તે કાઉસ કહે છે, અને તેણે તાકીદ કરયાથી માનકશાહે મોબેદોનો "બોલાવીને કહયું કે જલદી અને સેતાબીથી તમો કુસતી વણી લાવો † અને મોચીઓને બોલાવીને કહયું

* એક બાજથી એમબી ધારીએ કે એ કીસ્સો ખરો છે, તો પણ અથોરનાન વર્ગને તો તે લાગુ પડતો નથીજ. તેમાં મોબેદો અને બેહદીનોને જુદા પાડવામાં આવ્યા છે. ફલાણું બેહેદીનો નથી કરતા પણ ફલાણું ગુનાહ ભરેલું કામ બેહેદીનો કરે છે એમ ખુલ્લું લખે છે. એમ તો આજેબી ગામડામાં કઠેક ઠેકાણે બેહદીનો જુદદીનો સાથે રહે છે.

† ત્યારે એ કુસ્તી કોણ જલદી વણી? અધીઆરૂનાંજ બેરાંઓએ. ત્યારે અંધીઆરૂઓ આવાં તોહમતોમાં કેમ આવી શકે?

જે તમો જોડા સીવી લાવો...કુસતી અને જોડા આપી લોકોને કહયું જે કુસતી બાંધવાનો અને જોડા પહેરવાનો ખોદાતાલાનો હુકમ છે, વાસતે તમે ઉતાવળેથી કુસતી બાંધો અને જોડા પહેરો અને માનકાશાહે હુકમ કરયો જે કોઈ વગર કુસતીએ અને ઉઘાડે પગે જમીન ઉપર ચાલે તેને પકડી અમોને વગર પુછવે અને કહેવે તેના પગ કાપવા." વળી તેઓ એટલા અધરમી હતા કે રવાંનોને દુરવંદો પાસે ઉંચકાવતા હતા. કાઉસે માનકાશાહને કહયું કે 'દુરવંદોને હાથ રવાંન ઉચકાવીને દોખમે પહોંચાડયે તે ભુંડી ચાલ કાઢી નાખીને બેહદીનોને હાથે ઉંચકાવીને રવાંનોને દોખમે પહોંચાડ," અને માનકાશાહે તે મુજબ સુધારો કરાવયો અને દોખમું ઇંટનું ધરમની રીતથી ઉલટું હતું, તે કહાડી નાંખી પાકા પથરનુ પહેલવહેલુ બનાવયું. એ સઘળું નવસારીમાં ૧૫૩૦ ની આશરે ચાલતું હતું, એટલે મેહેરજીરાણાના થોડુક આગમજ.‡ એ શીહા ચીતર શું બતાવે છે તે હું વાંચનારનેજ વીચાર કરવાનું સોપું છું. હું એ સઘળુ બતાવવાને નાખુશ હતો, પણ જયારે મેહરજીરાણા કાબેલ દસતુર હતા અને નવસારી તેમજ ગુજરાતમાં જબરી કાબેલયત પારસીઓમાં હતી એવી વડાઈ લઈ મારી તકરાર તોડવાની કોશેશ થાય છે, ત્યારે મારી ફરજ છે કે એ બતાવવું. કાઉસનો હેવાલ ખોટો પાડી શકાયો નહી. તે એટલો તો સીધો અને સચાઇના છાપવાળો છે કે, તે ખોટો હોયજ નહી† નામીચા વીદવાન મુલ્લા ફીરોઝ બીન કાઉસ પણ કાઉસના એ હેવાલને ખરો ગણી પોતાની "અવીજેહદીન" નામની પ્રખ્યાત અને વીદવાન કેતાબમાં ટાકી બતાવી દેખાડે છે કે, નવસારીમાં તેમજ ગુજરાતમાં પારસીઓ કેવી રીતે અધરમી બની ગયા હતા. હું એવણના ફકરા ટાંકતો નથી પણ વાંચનારને એ કેતાબનો દીબાચો પા. ૨–૯, વાંચવા ભલામણ કરૂં છું. કાઉસને ગુજરાતના પારસીઓ સામે કાંઈ વેર નહી હતું. ઉલટું માનકાશાહની દોલત અને હકુમતની તે તારીફ કરે છે, અને એ કાઉસના હેવાલને મેં રેવાયતોમાથી બતાવ્યું તેમ મજબુત ટેકો મળે છે. નવસારી તેમજ ગુજરાતમાં સદીઓ સુધી બહુજ અંધારૂં હતું અને દીન ધરમ બીલકુલ વીસરાઇ ગયલો હતો, અને કાબેલ શખસોની અછત હતી. એ સઘળું હવે કબુલ કરયાથી કાંઇ પારસી કીરતી ઓછી થતી નથી. ઉલટું આપણી હમણાની સારી હાલતને માટે એથીતો વધારે સાબાશી ઘટે છે. મારા માનવંત મીત્ર શેઠ ડોસાભાઇ કરાકાએ પોતાની પારસીઓની તવારીખમાં એ અગાઉની હાલત વીશે લખયું નથી, પણ એવણની ચોપડીની નવી આવરૂતીમાં જરૂર એ ખુટ પુરી પડાશે, એવી ખાતરી રહે છે.

સેવક તમારો,

રૂસતમજી પે. કરકરીઆ.

મુંબઇ, તા. ૨૭ મી ઓગસ્ટ ૧૮૯૬.

---

‡ આસરે ૪૫ વરસ આગમજ. † ખોટા બનાવતી છે. જુઓ નંબર ૧૨૩, ૧૨૪, ૧૨૫.

નં૦ ૫૪.

THE

# RAH-E-ROSHAN

A MONTHLY JOURNAL DEVOTED TO

**Zarathushtrian Religion and Philosophy.**

DEALING ALSO WITH THE

Sacred Usages and Social Customs of the Parsis.

*It presents abstruse subjects in a popular form, elucidating them by the light of modern Science and ancient Occult Teachings.*

## રાહે રોશન.

( જુન-જુલાઇ ૧૮૯૬ )

## નોંધ અને નુકતેચીની.

---

" પારસીઓ અને પાદશાહ અકબર " વિશેનું મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાનું ભાષણ, હીંદુસ્થાની જરથોસ્તીઓની તવારીખના એક અગત્યના બનાવને લગતું હોવાથી, તેઓનું વિશેષ ધ્યાન ખેંચે એવું જ હતું, કે જેને પોતાના કેટલાક વિચારોથી ભાષણકર્તાએ વધારે ખેંચાણકારક બનાવ્યું એમ કહેવું ખોટું નથી. ત્રણ સદી અગાઉના એક અગત્યના અને જરથોસ્તી મઝહબની કીર્તી વધારનારા બનાવ બાએ આજના જરથોસ્તીઓની યાદદાસ્ત તાજી થાય એવી ઉપયોગી બાબત હાથ ધરવા માટે મી૦ કરકરયાને શાબાશી ઘટે છે. પોતાના વિષયને રસીલા એહવાલ રૂપે રજુ કરવામાં ભાષણકર્તા બેશક ફતેહમંદ ઉતરયા છે; પણ એ એહવાલને આધારે જે મુખ્ય અનુમાન પર તેવણ આવ્યા છે તેમાં તેઓ ફતેહમંદ ઉતર્યા છે એવું અમે કહીશું નહી.

અબદુલ કાદર બદાઉનીના પુસ્તકમાંથી જે ઉતારો મી૦ કરકરયાએ પોતે આપ્યોછે, તે ઉપરથી એટલું તો સાફ પુરવાર થાય છે કે, નવસારીથી જરથોસ્તીઓ ( બદાઉની પ્રમાણે " આતશપરસ્તો ") દીલ્હી ગયા હતા; અકબરને જરથોસ્તી દીન વિશે પહેલી વાકેફી આપનાર એજ નવસારીવાસીઓ હતા; તેમજ તેઓનાજ ઉપદેશથી અસલી ઇરાની એટલે જરથોસ્તી રીત મુજબ આતશને સદા રોશન રાખવાનો અકબરશાહે હોકમ કીધો હતો. આ નવસારીવાસી જરથોસ્તીઓમાં—જો એક કરતાં વધુ અકબરની દરબારમાં ગયલા સાબેત થાય તો—દસ્તુર મેહેરજી રાણા મુખ્ય હતા એમ ધારવું, સઘળી વિગતો જોતાં, ખોટું કેહેવાશે નહી. આ પ્રમાણે, દસ્તુર મેહરજી રાણાએ અકબરશાહને જરથોસ્તી દીન સમજાવીને તે ઉપર તેનું ઇમાન સાબેત કીધું એવી જે ત્રણસો વરસ થયાં દંતકથા ચાલે છે તે ખરેખર પાયદાર ઠરે છે. પાદશાહ અકબરે થોડાંક વરસ પછી ઇરાનથી દસ્તુર અરદેશરને તેડાવ્યા હતા તે બીના ઉપરથી એવું અનુમાન કરવું વાજબી નથી કે દસ્તુર મેહેરજી રાણા જરથોસ્તી દીનની જોઇતી સમજ અકબરને આપવાની શકિત ધરાવતા નહી હતા. જેમ બીજા ધર્મોના એક કરતાં વધારે પ્રતિનીધીઓ તેની દરબારમાં હતા તેમ જરથોસ્તી ધર્મના દસ્તુર મેહેરજી રાણા જેવા હીંદુસ્થાની પ્રતિનીધી ઉપરાંત એક ઇરાની પ્રતિનીધીનેબી બોલાવવાની તેણે અગત જોઇ હોય વળી તે વખતની રાજદરબારી ભાષા ફારસી હોવાથી, દરબારીઓ સાથે ફસાહતથી વાદવિવાદ ચલાવવાનું

અથવા જરથોસ્તી દીનને લગતું કોઇ બીજું ખાસ કામ ઇરાની દસ્તુરને સોંપયું હોય તે બનવા જોગ છે; પણ તે રૂહશાદ દસ્તુર અકબરને પોતાનો ધર્મ સમજાવવાને અશક્ત હતા એમ, મજબુત સાબેતીની ગેરહાજરીમાં, માનવું અશક્ય થઈ પડે છે.

અકબરે ચલાવેલી ધર્મ સંબંધી વાદવિવાદો તથા તેણે સ્થાપેલા "ઇલાહી" ધર્મને લગતી હકીકતોના તેના કાએલ દરબારીઓનાં લખાણો તરીકે જે પુસ્તકો હાલ જણાયલાં છે તેઓને તદન ભરોસાભરેલી તવારીખી શાહદત ગણવા અગાઉ, તેઓ મધેનાં લખાણો અસલ તેમજ સંપૂર્ણ છે તે તેહકીક થવાની દેખીતી જરૂર છે. આ બાબતમાં એવી ખાતરી કરવાની જરૂર મુખ્યકરીને બે સબબોને લીધે માલમ પડે છે. પેહલો સબબ એ કે અકબર પછી ગાદીએ આવનાર શેહનશાહો, અને ખાસ કરીને ઔરંગઝેબ એક મોટો ઇસ્લામી ધર્માંધ હતો, જેણે પોતાની સત્તાનાં બળે અકબરના મઝહબી સુધારાઓનો અંત આણ્યો હતો. માટે એવી ભારી તાસુબી ધરાવનાર પાદશાહ, જે અકબરના ઇલાહી પંથને ઉખેડી કાઢવાને અચકાયો નહી તે, પોતાના ઇસ્લામી મઝહબને ભોગે બીજા મઝહબોની કીર્તીનાં લખાંણો અસલ હાલતમાં ચાલુ રેહવા દે, અથવા તેઓમાં ફેરફાર કરાવવા જેટલી તાસુબી નહી બતાવે, એવું માનવાનું કીયું મજબુત કારણ છે? અકબરના મઝહબી સુધારાઓને લગતાં લખાણોની અસલીયત તેહકીક કરવાની અગતનો બીજો સબબ મી૦ કરકરયા પોતેજ પુરો પાડે છે કે, એ વખતના તવારીખનવેશો તથા નકલ કરનારાઓ સચાઇને બળગી નહી રેહતાં પોતાને મનગમતા વધારા ઘટાડા કરતા હતા. એ વિશે મી૦ કરકરયા પોતે જ્યારે ખાતરી ભરેલા છે, ત્યારે અકબરનામા, ઇ૦, પુસ્તકોની મોજુદ નકલોમાંનાં લખાણો અસલ તથા સંપુર્ણ છે એમ માનવાને બદલે આપણે સલામતી સાથે એવું અનુમાન કરી શકીએ કે જે દસ્તાવેજો દસ્તુર મેહેરજી રાણાના કુટુંબીઓ પાસે હાલ છે તે અકબરશાહના વખતનાં લખાણની એકાદ અસલ નકલમાંના ખરા ઉતારા હોય. અત્યારસુધી રજુ થયલી સઘળી વિગતો ઉપરથી આપણે એજ સેવટ ઉપર આવી શકીએ છીએ.

---

## ના૦ ૫૫.

## જામે જમશેદ.

(તા. ૩ જી સપ્ટેમ્બર સને ૧૮૯૬)

### ગુજરાતમાં ૩ સદીપર પારસીઓની હાલત વીશે મી૦ કરકરીયા.

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

ગયા સનીવારના તમારા અંકમાં મી૦ રૂ૦ પે૦ કરકરીયાનો પત્ર છપાયો છે, તે મેં વાંચયો છે. તેમાં રેવાયતો, ઇરાનથી વીસપરદની કેતાબ નવસારીમાં આવી, પ્રોફેસર વેસટરગારડનું મત તથા કાઉસ અફ્સાદના કીસા ઉપર તેઓએ આધાર રાખયો છે તે મેં જોયો છે. આ વીશે થોડુંક બોલવાની મને રજા આપશો. મારૂં કેહેવું આગળ ચલાવું તે આગમજ પ્રથમમાં મારા કાએલ મીત્ર શેઠ અ૦ સો૦ દસતુર કામદીનનો ઉપકાર માનવાની રજા લઉં છું, જેમણે કેટલાંક તારીખો સુધાંનાં સીધાંતો મારા હાથમાં મુક્યાં છે.

જ્યારે ઇરાનવાસીઓને ખબર થઇ કે, હીંદુસ્તાનમાંબી જરથોસતીઓ વસે છે,

ત્યારે તેઓને ઘણી ખુશી ઉપજી, તેમ અત્રેના રહેવાસીઓને પોતાનાં અસલ વતનથી આવેલા હમદીનભાઇઓને જોઇ ઘણી ખુશી ઉપજે અને તેઓ ઇરાનમાં બધા શીખેલા હોય એમ માની લે તેમાં નવાઇ નથી. ખરી વાત છે કે હીંદુસ્તાનથી કાસદો મોકલી ઇરાનથી કેટલીક બાબદોની પુછપરછો કરી હતી. પણ તે ઉપરથી એમ ઠરતું નથી કે, હીંદુસતાનના બધા પારસીઓ હલકી વરણના બધા દુરવંદો કરતાં નપેતર હતા. કાબેલોને સવાલો પુછવાને વાસતે કાબેલયતનું જોર જોઈયે છે. એક માણુસ બોલે ચાલે તે ઉપરથી તેનામાં પાણી કેટલું છે, તે ફક્ત વાતચીતપરથી જણાઇ આવે છે, તેમ અત્રેથી મોકલવામાં આવેલા સવાલો કેવા દાનાઇભરેલા અને દીનઆઇનનાં કામોથી માહીતગાર શખસોના હાથથી લખાયલા હોવા જોઇયે, તે સવાલોનાં રૂપ જોયાથીજ ખાતરી થશે. અત્રે બેઠેલી પારસી પચાંગ ગોઠવનારી કમીટીએ પહેલી બારીની બેઠકોમાં નકી વીચાર ઉપર આવેલી છે કે, એ તકરાર બાબે યુરોપીયન ઓલમાઓનાં મત પુછાવવાં, તો તે ઉપરથી ત્રણુસો વરસ રહીને કોઈ યુરોપીયન આપણા બચાંઓને તાણો મારવા નીકળશે કે, "તમારા વડવાઓ ૧૯ મી સદીની આખેરીએબી અંધારાંમાં હતા, કે યુરોપવેરથી અમારાં મત મંગાવેલાં છે," તે શું વાજબી કહેવાશે ? એ તો સરેસતોજ છે કે, અકેકને પુછીને મજબુતી મેળવતા જવું. વળી જેઓએ રેવાયતો વાંચી હશે તેઓએ જોયું હશે કે, તેમાંની કેટલીક બાબદો અવસતાના ફરમાનથી ઉલટી છે અને તે આજના જરથોસતીઓ હશી કહાડે તેવી છે. તેથી ઓર જણાય છે કે આશરે ૩૦૦ વરસ ઉપર ઇરાનમાં દીનનો એલમ ઘણો જાહેર ન હતો. એક ઠેકાણે ઇરાનીઓ લખે છે કે, "મુસલમાનોના જુલમથી અમે એવા તો કચડાયલા છીયે કે અમારૂં દીનનું કામ હાલ હવાલ એટલે સાસનાસાસ ચાલે છે."

નવસારીમાં વીશપરદ કેતાબ ઇરાનથી આવી તેથી એવું સાબેત થતું નથી કે, નવસારી તથા ગુજરાતમાં એ કેતાબ ન હતી. આજેબી ઇરાનના જરથોસતીઓ પાસે કેટલીક યશતો નથી. એવણુ કહે છે કે "છેક ૧૭૨૧ માં જામાસપ વીલાયતીએ આવી ત્રણ દસતુરોને જંદ પેહેલવી શીખવી. આ ઉપરથી એમ ઠરતું નથી કે તે વખતના દસતુરો તથા મોબેદો કાંઇજ જાણતા નહી હતા. આજે ત્રીસ વરસની વાત ઉપર શેઠ ખ૦ રૂ૦ કામાજી જરમનીથી ફાઇલોલોજીને કાયદે જંદ શીખી આવી કેટલાક આથોરનાન જવાનોને પોતાનો એલમ શીખવયો, ને તેનાં ફળ તરીકે એરવદો કાવસજી કાંગા, શેહેરીયારજી ભરૂચા, તે૦ અંકલેશરીઆ, એદલજી આંટયાને જોઇએ છીયે. તો આજ પછી શું બે એક સદીઓ પછી એકાદ બેહેદીન મોબેદોને તાના મારવા નીકળે કે, અમારા બેહેદીને તમોને ઝંદ, પેહેલવી શીખવેલી તે શું બરાબર ગણાશે ? ભરૂચમાં ૨૦૦ વરસોની વાત પર એક જંદ પેહેલવી મદરેસા હતી, અને તે લાંબો મુદત સુધી ચાલુ રહી હતી. આજે મુંબઇમાં બે પુરાતન ભાશાઓ શીખવવાની બે મકતબો છે. તેથી એમ નથી ઠરતું કે આગલા વખતમાં જરથોસતીઓ દુરવદ જેવા હતા, અને હમણાં આ બે મદરેસાઓને લીધે તેઓમાં દીનદારી આવી છે. દીનદારીને અને ભાશાઓની માહીતીને અંકેક સાથ ઘણું લાગતું વળગતું નથી. જામાસપ વેલાયતીએ છેક ૧૮ મી સદીમાં પહેલવી, જંદ ત્રણ જણાઓને પહેલવહેલી શીખવી, તો ૧૩૯૭ માં ભરૂચવાસી પેશોતનરામે ગાશતફરીઆન પેહેલવીમાં લખી છે તેનું શું સમજવું ?

સોળની સદીમાં કાઉસ અફ્સાદ નામે એક બેહદીન બીજા હમશરીક સાથે હીંદુસતાન આવેલો કહેવાય છે. એ કીસસાનો ગુજરાતી તરજુમો ઇ૦ સ૦ ૧૮૩૧ માં છપાયો છે. એટલે આજથી ફક્ત ૯૫ વરસો ઉપર કબીસા સંબંધી દસતુરજી મુલ્લાં ફીરોઝના વખતમાં જુમએસ ચાલતી હતી, તે વખતનો એ હીગામ છે. એ કીસસો બાહેર પડયો તે વખતે ગુસસા સાથે શેહેનશાહીઓમાં જોસભરી તકરાર ચાલી રહી હતી કે, કદમીઓના આગેવાનો તરફથી મગજમાંથી એ કીસસો જોડી કાઢી તેનો તરજુમો કબીસાની અને કદમીઓએ અખતયાર કરેલા કેટલાક નવા રીવાજો—જેવા કે છોકરીઓનું નામ બાપ સાથે લેવું તેવા વખતમાં—પોતાના બોલવાને ટેકો આપવા માટે પ્રગટ કરવામાં આવયો હતો. પોતાની મતલબ હતી તેથી હીંદુસતાનના આગલા જરથોસતીઓ ઉઘાડે પગે ફરતા હતા, સદરાકુસતી જેવું જાણતા ન હતા, પોતાનાં રવાંનાને દુરવદો પાસે ઉંચકાવતા હતા, અને તેઓના ઘરની હાલત દોખમાં કરતાં પણ નપેતર હતી, એવો કહાંણી જેવો ચીતાર કાઉસ અફ્સાદનાં ઓથા તળે બાહેર પાડવામાં આવયો હતો. આ કીસસાને કોઇ બી તવારીખનો ટેકો નથી તે છતાં મી૦ કરકરીયા જેવા બાહોશ અને અબરૂદાર નુક્તેચીની એવી વાતો કેમ માને છે, તે મને ઘણી અજાયબી લાગે છે. ઉતર હીંદુસતાનની એક ચોપડીમાંથી દસતુરજી મેહેરજી રાણાનું નામ મળી આવયું છે, તો તે માટે કહેવા નીકળયા છે કે તેમાં આ લડત પાછળથી ઘુસાડી દીધેલી હશે, કારણ તેને બીજી ચોપડીઓથી ટેકો મળતો નથી, તો આ ચોપડી જેનું નામજ કીસસો કરી છે, તેમાં સમાવેલી વાતો તદન કલપીત છે એમ કોઇ સમજુ વાંચનાર કહી શકે તેપર એવણે એટલો બધો વીશ્વાસ કેમ મુકી દીધો, તે બીના મનમાં ગુચવાડો પેદા કરી આગલા મારા વસવસાને મજબુતી આપે છે કે, એવણનાં મનમાં ઠસેલા ચોકસ વીચારોને પકડી રાખીનેજ એવણ પોતાનું કામ કરે છે. ખરી વાત તો એ છે કે ઇરાનના જરથોસ્તીઓ જુલમને લીધે સદરો કુસતી પહેરી શકતા ન હતા, અને તયાંનાં ગામડાંના પારસીઓ પોતાનાં રવાંનોને અવલમંજલ કેમ પહોંચાડે છે, તેની જો એવણ ભાઇ ખબર કહાડશે તો માલમ પડશે કે, જે ચીતાર ખરેખરો ઇરાનનો છે, તે મતલબનેસર હીંદુસ્તાનના પારસીઓને લાગુ કરી દેવામાં આવ્યો છે.

મી૦ કરકરીયા લખે છે કે “ઇરાની જરથોસતીઓએ સમજ પાડી તયારે પથરનાં દોખમાં બાંધવાની અહીંયાના પારસીઓને છેક ૧૫૩૫ ને આશરે સુધ આવી.” પણ ભરૂચમાં ૧૩૦૯ માં પથ્થરનું દોખમું બંધાયું હતું તેનું કેમ ? એ તો ગામેગામ વાળાઓની જેવી શકતી તે માફકતેઓ કરતા હતા. આજેબી ફંડ પુરતું ન થવાથી બદનેરાવાળા જરથોસતી ભાઇઓને પથર સાથે ઇંટનું કામ લઇ એક દોખમું પોતાના ગામમાં ઉભું કરવાની ફરજ પડી છે. નવસારીની અંજુમનના આગ્રહથી ૧૪૧૯ માં વાંસડેથી નવસારીમાં ઉદવાડાવાળા આતશબેહેરામ લાવવામાં આવ્યા હતા. હવે જો નવસારીની અનજુમન દુરવંદો કરતાંબી નપેતર હતે, તો તેઓને એ આગ્રહ કરવાનું કામ શું ? એ ઉદવાડાવાળા અને નવસારીના મોબેદો વચ્ચે દીનઆઇનના કામ કરવા બાબે જે સમજુતીઓ થયલી છે, તે વાંચવાથીજ માલમ પડશે કે, ધરમ સંબંધી તેઓની લાગણી કેવી ચીવટ હતી. એવી લાગણીના માણસો શું સદરા કુસતી વગર ફરે ? ને પોતાના વહાલાંઓની લાસ દુરવંદ પાસે ઉંચકાવે ? મને

અજબ લાગે છે કે તવારીખના ટીકાકારમાં પસાર થતા મી૦ કરકરીયાએ આ કીસસાને જરાબી શકની નજરથી ન જોતાં સામનો તેને ખરો કહેવા નીકળયા છે. એવણુ ભાઇ આ કીસસાને ખરો માને છે, અને તેનાં કારણમાં જણાવે છે કે, મુલ્લાં ફીરોઝજીએ પણ તે ખરો માનયો છે. પણ મુલ્લાં ફીરોઝજી સાહેબના બાવા શું કહે છે તે જુઓ. તેવણ સાહેબ લખે છે કે, આજથી ૨૭૫) વરસો ઉપર થઇ ગયલા ભરૂચના બેહેરામ કામદીન પોતાના વખતમાં એક કાબેલ પુરૂશ હતા, અને આજથી ૩૫૦) વરસો ઉપર થઈ ગયલા રામયાર કાહાનાન વીશે તેવણુ લખે છે કે, "રામયાર, મોબેદાનમોબેદ, સઘળા મોબેદો અને બેહેદીનોના ઉસતાદ, હીંદુસ્તાનના તમામ મોબેદોને ઉરવીશ ઘાહનું કામ શીખવનાર એક નામીચા ઉસતાદ હતા." આજથી ૫૦૦) વરસો ઉપર આસા માહીયાર તથા મોદા તથા આજથી ૬૨૫) વરસો ઉપર થઈ ગયલા કાકા ધનપાલ તથા કાકા પાહલન નવસારી આવયા હતા, અને ભાગમાં નવસારીના બેહેદીનોને તયાંનું કામ વહેંચી લીધું હતું. હવે જો નવસારીના બેહેદીનોને ધરમપર એકીન ન હતે, તો તેઓ ક્રીયાકામ કરાવતેજ શું કામ? વળી એ ૧૫૩૦ ને સુમારે આવનાર આસામી કાઉસે બધેબધ ફરી તેઓના રીવાજો, કાફરી એકીન, નસાના ખાવાના વટીકની ઢીંગ કહાડી છે, ને તેમાં સુધારો કરાવયો, તો તેઓને ગુજરાતી પારસીઓના ભણતરમાં ૧ માસનો ફરક કાં ન જણાયો, ને તે વીશે તેઓની સુધ કાં ન ઉઘાડી? કદાચ મી૦ કરકરીયા કહેશે કે ગુજરાતના પારસીઓ તે વખતે ભણી ગણી જાણુતા ન હતા, તેથી દીનદાર કાઉસના સમજવામાં તે રોજ માહાની વાત આવી નહી, તેથી તે એમજ સમજેલો કે એ લોકનો રોજ માહા ઇરાનીઓના જેવોજ હશે. પણ જેમ દસતુરજી મુલ્લાં ફીરોઝજીએ પોતાના ટોળાના ફેરવાયલા રીવાજોની મતલબ ખાતર આ કીસસો ખરો માની લીધો છે, તેમ ભાઇ કરકરીયાએ દસતુર મેહેરજી રાણાને એક નાચીજ ઠરાવવા માટે કીસસો ખરો માની લીધોછે. આજથી ૩૦૦ વરસોની વાત ઉપર પારસીઓ સદરો કુસતી પહેરતા ન હતા, તેઓ પોતાના રવાંનોને દુરવંદો પાસે દોખમે ચહડાવતા હતા, એવાં જે તોહોમતો તે નવસારીની પારસી અંજુમન ઉપર એક હરડતું લાઇબલ છે, અને તેવણ પોતાના ચરચાપત્રની આખેરીએ શેઠ ડોસાભાઇ ફરામજીની પારસીઓની નીકળનારી તવારીખની નવી આવરૂતીમાં આ કીસસાને દાખલ થયલો જોવા ઇચછે છે. શેઠ ડોસાભાઇ ફરામજી બુજરગીએ પહોંચેલા છે, તેવણની નસોમાં જવાનોનું ઉછાછળું લોહી દોડતું નથી, માટે સરવેને આશા રહેછે કે, શેઠ ડોસાભાઇ એવણ ભાઇનું માને તે આગમજ આપણા ટોળાના સમજુ શીખેલાઓનું મત લેશે.

સેવક તમારો,

રૂ. કે. મોદી.

મુંબઇ, તા૦ ૨ જી સપટેમબર ૧૮૯૬.

## ના૦ ૫૬

## જામે જમશેદ.

(તા૦ ૪ થી સપટેમબર સને ૧૮૯૬.)

### ગુજરાતના ૩ સદી ઉપરના પારસીઓની હાલત વીશે મી૦ કરકરીયા.

---

જામે જમશેદના અધીપતી જોગ-

સાહેબ,

તકરારની ગરમા ગરમીમાં તપી જઇને મી૦ કરકરીયાએ દસતુર મેહેરજીરાણા

અને ત્રણ સદી ઉપરના ગુજરાતના પારસીઓ વીશે જે ચોકસ વિચારોની નોંધ તવારીખમાં જાળવી રાખવાનું "અલટીમેટમ" પોતાની સામી બાજુવાળાઓને આપ્યું છે, તે ઉપર તેવણ લગાર ધીરજથી પાછો વિચાર કરશે, એમ આપણે આશા રાખીશું. મી૦ કરકરીયા એક બાહોશ અને ઉદયોગી અસલી બાબદોના લખનાર તરીકે દેશ પરદેશમાં વખણાવા માંડયા છે. તેવણ જેવા એક જવાન અભયાસી માટે તેમની કોમ અને તેમનો આથોરનાન ટોળો બેશક મગરૂર છે, માટે તેવણને પોતાની એ કીરતી ટકાવી રાખવા ખાતર હું સુચના કરૂં છું કે પેલા શરમાળ આથોરનાનજાદા મી૦ રૂ કા. મોદી જે "જવાનીના ઉછાછળા લોહી," વીશે ઇસારો કરે છે, તે લોહી ઉપર સેહેજ લગામ રાખીને કામ લેવું, કે જેથી તેવણ પોતાના અથાગ અભયાસની શોભામાં ઓરબી વધારો કરી શકશે. ચંચાળ મનશક્તોના અને કીરતીવંત માણસોને વટીક, ઘણીવાર જવાનીના જોસા વખતે ઉતાવળમાં કરી દીધેલાં કામો માટે પાછળથી પસતાવું પડે છે. આથી મી૦ કરકરીયાને તેમના ભલું ચાહનાર દાખલ ભલામણ કરૂં છું કે, "શીવાજીની યાદગારી ને ઇનસાફ અપાવનાર તવારીખનવેશે પોતાના હમજાત અને હમવતની દસતુર મેહેરજીરાણા તથા તેવણના જમાનાના બીજા નોસારીવાસી જરથોસતીઓની યાદગારીને ગેરઇનસાફ કરયો હતો" એવો કલંક પોતાને માથે આવવા દેવો નહી. તવારીખનવેશો, અકસર કરી મી૦ કરકરીયા જેવા લોકોનો વીશવાસ જીતી લેનારા તવારીખનવેશોએ બહુજ શાંત અને છેકજ અપક્ષપાત મગજ રાખીને દરેક બાબદ ઉપર મત બાંધવું જોઇયે, નહી તો નાની સરખી કસુરને લીધે તેઓના બાહોળા અભયાસ અને અથાગ મેહનત પાણીમાં જવાની ચીંતા રહે છે. એક તવારીખનવેશનાં એક લખાણમાં પાછળથી કાંઈ ભુલચુક જણાય, એટલે તેનાં બીજાં લખાણોની સચાઇ વીશેબી તેની પાછળના જમાનાના લોકોને વહેમ પેદા થાય છે.

ગુજરાતના ૩૦૦ વરસ અગાઉના પારસીઓની હાલત વીશે કાંઇબી નકી અભીપ્રાય પુસતકનાં રૂપમાં જાહેરમાં મેલવા પહેલાં ધીરજથી બંને બાજુઓનું પુરતું સાંભળવાની જરૂર છે. છાપા અને વીદયા હુનરની બળીહારીના આજના વખતમાં વટીક, કેટલાંક વરતમાનપત્રો અને ચોપડી ચોપાનીઆંઓ એવાં પ્રગટ થયલાં છે, કે જેમને આધારે આજના પારસીઓની તવારીખ સો કે બસો વરસ પછી જો કોઇ તવારીખનવેશ તપાસવા બેશશે, તો તે ભુલથાપ ખાય જશે. જો તમારાં જેવાં ગુજરાતી દરરોજનાં વરતમાનપત્રો તથા મી૦ બહમનજી પટેલ જેવા ઉદયોગી તવારીખનવેશનાં "પારસી પ્રકાશ" ના પુસતકો પડતાં નાખી, આવતા જમાનાનો કોઇ તવારીખનવેશ, બીજાં કેટલાંક ભુલથાપ ખવાડનારાં વરતમાનપત્રો કે ચોપડી ચોપાનીઆંનો અને કહાણી કીસસાઓનો આધાર લેશે, તો ૧૯ મી સદીના પારસીઓ વીશે તે એવાં અનુમાન ઉપર આવશે કે, "તેઓએ અવસતા ભાશામાં બંદગી કરવાનું છોડી દીધું હતું, ગુજરાતી ભાશામાં ગાયન રૂપી બંદગીઓ તેઓ ગાતા હતા, બાજરોજગાર કરવાનું માંડી વાળયું હતું, બધી વાતે ઇંગ્રેજી રહારસમને તેઓએ ધારણ કરયાં હતાં, અને ઇંગ્રેજો, અથવા બરાબર બોલતાં વટલેલ દેશી ખ્રીસતીઓને મળતી જીંદગી ૧૯ મી સદીના પારસીઓ ગુજારતા હતા," વગેરે. ઉપલું ચીત્ર થોડાક મુઠીભર પારસીઓનેજ માત્ર લાગુ પડશે, પણ ભવીશમાં

પુરતી તપાસ વીના એકતરફી હકીકત તપાસનારાઓ તે આખી પારસી કોમને લાગુ પાડી શકશે. જો મી૦ કરકરીયા ફુરસદને વખતે એકાદ બે કલાક આજનાં વખતનાં કેટલાંક વરતમાનપત્રો અને ચોપાનીઆંઓની ફાઈલો ઉપરટપકેથી ઉલથાવી જશે અને લેભાગુ લખનારાઓને હાથે લખાયલી "સંસારી વારતાઓ"ના મોટાં નામનાં ઓઠા તળે લખાતી ખોટે રસતે દોરવનારી વારતાઓ વાંચશે, તો તેવણુને જણાશે કે, એ લખાણો આવતી ઓલાદને માટે કેવાં ભુલથાપ ખવાડનારાં છે. આજના આગળ વધેલા વખતમાં જો આવાં ખોટે રસતે દોરવનારાં સંખયાબંધ લખાણો મળી આવે, તો ૩૦૦ વરસ અગાઉના પછાત જમાનાંમાંબી કાં નહીં તેવા એકતરફી લખણો લખાયાં હોય? મી૦ રૂ. કે. મોદીએ આ ચરચામાં શાંત મગજ અને સ્વતંત્ર લાગણીથી "જામે"માં જે લખાણો કરયાં છે, તે ઉપર ધીરજથી મી૦ કરકરીયા વીચાર કરશે અને પોતાની એક અપક્ષપાત તવારીખનવેશ તરીકેની કીરતી ઉપર કશોબી કલંક આવવા દેશે નહી.

લા૦ રૂસતમખાન,
મુંબઈ, તા૦ ૩ જી સપટેમ્બર ૧૮૯૬.

---

## ના૦ ૫૭

## જામે જમશેદ.

(તા. ૫ મી સપ્ટેમ્બર સને ૧૮૯૬)

## ગુજરાતના ૩ સદીપરના પારસીઓની હાલત વીશે મી૦ કરકરીયા.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

તમારો ચરચાપત્રી મી૦ રૂ. કે. મોદી—જેવણ હું ભુલતો નહી હોવું તો મારી આગળ મહેરજીરાણા કુટુંબ તરફથી તવારીખમાં ઘુમાવેલા ખોટા ફકરાઓની સાહદતો લાવયા હતા* તેવણુ—મને "બાહોશ નુકતેચીની" ગણવાનું માન આપે છે તે, જોકે મને આવા માનની એ તરફથી જરૂર નથી. તોપણ હું સવીકારૂં છું. પણ ઘણો દલગીર છું કે, મારાથી એના બદલામાં એવણુને અરસપરસની રીત મુજબ એવું માન ખરી રીતે અપાતું નથી. હું જો એવણુને તવારીખના એક નુકતેચીની કહું તો સચાઈથી ઘણો વેગળો મને જવું પડે. એવણુનાં ચરચાપત્ર ઉપરથી સરવેની ખાતરી થઇ હશે કે, સઘળાથીજ તવારીખના નુકતેચીની થવાતું નથી, અને એમ ટીકકાકાર થવાનું સેહેલ નથી જે મેં "હા" કહયું તેનું મી૦ મોદી "ના" કહે છે અને મારા "ના" ની એવણુ "હા" કહયા પછી કારણો તો વાંચનાર પોતાની ગાંઠના મુકે તેજ તો! એવી "નુકતેચીની" ને જવાબ શું આપવો તે સમજ પડતું નથી અને હું તસદી પણ નહી લેવાનો હતો, પણ જયારે તમે એ પત્ર છાપયું છે, તયારે હું સહેજ બતાવીશ કે પત્રમાં "હા" ને "ના" સીવાય બીજું કશું નથી. વળી બીજું કારણ મને એ પત્રની તકલીફ ઉઘાડી પાડવાનું એ છે કે બન્ને જનાઓ, અને તેબી વળી "કાબેલ મીત્રો" જેહેમત ખેંચી "તારીખ સુધ્રીના સીધાતો" બહાર લાવયા છે! તયારે જરા વાંચનારે તેની તપાસ લેવી જોઇયે."

તમારા ચરચાપત્રીએ, વકી મુજબ "કીસસે કાઉસ" ઉપર પોતાની કાબેલયતનો મારો ચલાવયો છે. અને એ મારો પેલી નામીચી ક્રપ મેકરની પેટંટ "ગરબછાંટ"નો છે. એ કીસો ખોટો ઉભો કરેલો છે, એ કાંઇ તવારીખ નથી, વગેરે. માત્ર ઓલીનેજ

---

* જુઓ નંબર ૬૦.

તમારો ચરચાપત્રી અટકયો છે. પણ ખોટો શી રીતે અને શું કારણોસર તેનું તો કાંઇ નામ નીશાન નહી દીસતું. નવસારીવાળાઓના હીમાયતી તરીકે નીકળયા છે, પણ એ હીમાયત કરતાં તમારો ચરચાપત્રી ભુલી ગયલો દીસે છે કે, મુંબઇ તે કાંઇ નવસારી નથી, અને "જામે જમશેદ" ની કટારો તે કાંઇ અગીયારીનો ઓટલો નથી, કે જે ગમે તે ફરાકા મારે તે ચાલે.

મી૦ મોદી કહે છે કે "કીસસે કાઉસ" તો કદમીઓએ શેહેનશાહીઓને ખરાબ લગાડવા કબીસાના હીંગામ ઉપર, આજથી ૬૫ વરસ ઉપર, પોતાના મગજમાંથી ખોટો ઉભો કરયો હતો. એ અતીશય ગંભીર તોહોમતના ટેકામાં એક પણ તકરાર લાવેલી હું જોતો નથી. "એવો કહાણી જેવો ચીતાર કાઉસ અફસાદના ઓઠાં તળે બહાર પાડવામાં આવયો હતો," ૧૮૩૧ માં. હવે ખરી વાત શું છે તે જોઇયે. ૧૮૩૧ માં તો એ 'કીસસા" નો બીજીવારનો ગુજરાતી તરજુમો છપાયો હતો. એ બીજીવારનો તરજુમો કરનાર, દસતુર ફરામજી અસપંદીયારજી રબાડી, પોતાના દીબાચામાં લખે છે કે, એની નજદીક ૫૦ વરસ આગમજ ૧૧૫૩ યઝદેજરદી ને ૧૭૮૩ ઇસવીમાં એરવદ એદલજી નવરોજજી આંતીયાએ એનો ગુજરાતી તરજુમો કર્યો હતો (હાદેસાનામુ પા. ૯) તયારે કબીસાના હીંગામની અરધી સદી આગમજ તો એ ફારસી કેતાબનો ગુજરાતી તરજુમો મોજુદ હતો. એટલે એ કબીસાની જુમબેસ વખતે ખોટો કદમીઓએ ઉભો કરેલો કેમ હોય? બીજું, એનો ૧૮૩૧ માં તરજુમો કરનાર કાંઇ કદમી નહી હતો. તે તો ચુસત શેહેનશાહી હતો. ત્રીજું, જો કદમીઓએ શેહેનશાહીઓને ખરાબ લગાડવા એ ઉભો કરયો હોય તો એમાં નેમ શું હોય તે બીલકુલ દીસતું નથી. જે વખતનું એ કીસસો બયાન કરે છે તે વખતે એટલે ૩૫૦ વરસ ઉપર કાંઇ શેહેનશાહી ને કદમી એમ બે ટોળા હતા નહી, તયારે તે વખતના ગુજરાતના જરથોસતીઓ તે શેહેનશાહીના તેમજ કદમીઓનાબી વડાવા હોવા જોઇયે, અને તેઓને ખરાબ લગાડવાથી તો કદમીઓનેજ ઉલટું ખરાબ લાગે. ચોથું, તમારો ચરચાપત્રી કહે છે કે, કાઉસને "ગુજરાતી પારસીઓના ભણતરમાં એક માસનો ફરક નહી જણાયો" તેથી એ કીસસો ખોટો ઉભો કરેલો! એનો જવાબ સેહલો છે. એક મુસાફર ટુંકો હેવાલ લખે તેમાં બધી ચીજ તે કયાંથી લખે? અને જ્યારે ભણતરજ તંને બરાબર કેથે દીસયાં નહી* તયારે એક માસનો ફરક તે કયાં જોવા બેસે? જે ગંભીર ખામીઓ કાઉસે ગુજરાતના પારસીઓમાં જોઇ તે સાથ સરખાવતાં વખતની ગણતરીની ખામી એટલી તો નજીવી હતી કે તેને નોધવાની દરકાર નહી કરી હોય. શુ તમારો ચરચાપત્રી એમ કહેવા માગે છે કે, એક મુસાફરે બધોજ હેવાલ ચીપીચીપીને આપવો, ને જરાબી એકુ બાબદ રહેવા દીધી તો તેનો હેવાલ ખોટો? પાંચમું, વારૂ જો કદમીઓએ એ કીસસો "ખોટો" પોતાના બોલવાને ટેકો આપવા માટે પ્રગટ કરયો હોય એમ ધારયે તો તેઓ ખરેજ મુરખ હોવા જોઇયે કે તેની અંદર પોતાની મુખય નેમ જે

---

* મુલ્લાં ફીરોજ પોતાની કેતાબ "અવીજેહ દીન"ના ૧૨ માં પાનામાં લખે છે કે "આગલા રસમી દસતુરો દાલના કરતાં કાબેલ હતા." વળી ૩૦૪ માં પાનામાં લખે છે કે "આપણા આગલા દસ્તુરો દાનવો દીનદારી સમજતા હતા."

હતી તેજ અંદર મુકવાને વીસરી ગયા! તે નેમ ગુજરાતના પારસીઓ ગણુતરીમાં એક માસ ભુલયા છે તે બતાવવાની હતી તયારે તો જરૂરજ તેઓ એ કાઉસનાં મોહામાં એમ મુકતે કે "મેં જોયું કે ગુજરાતવાળા પારસીઓ ઈરાનની અમારી ગણુતરીથી એક માસ ભુલેલા છે." તેઓએ જો "પોતાના બોલાવાના ટેકામાં" કીસસો ખોટો ઉભો કરવાની મેહેનત લીધી તયારે તો જરૂરજ એમ કરતે. કદાચ તેઓ કીસસો લખતાં લખતાં પોતાની મુળ નેમજ વીસરી ગયા હશે! છહું, મેં નામીચા દસતુર મુલ્લાંફીરોજની સાહદત આ કીસસાના ખરાપણા વીશે ટાંકી તેનો જવાબ તમારો ચરચાપત્રી બહુજ વીચીત્ર આપે છે. મુલ્લાં ફીરોજે તો એમ કહયું "પણ તેવણુના બાવા શું કહે છે તે જુવો!" દીકરાની સામે બાવાને તકરારમાં લાવવાની આ રીત પેલી ઈસપનીતીની વરૂની વારતા યાદમાં લાવે છે. વરૂએ બકરાંને કહયું કે "તેં નહી તો તારા બાપે તો મને ગાળ દીધી હશે!" વારૂ એ રહયું. પણ દસતુર મુલ્લાં ફીરોજના બાવા એવું તે શુ કીસસે કાઉસ વીશે કહે છે તે તો સમજયે. પણ ખરેખર બીચારા એ બાવા મુલ્લાં કાઉસને ખાલી વચમાં લાવવામાં આવયા છે. તેવણુ કાંઇબી એ કીસસા વીશે કહેતા નથી. તેવણુ તો, તમારા ચરચાપત્રીનાજ કહયા મુજબ એમ કહે છે કે, "રામયાર મોબેદોને ઉરવીસઘાહનું કામ શીખવનાર એક નામીચા ઉસતાદ હતા." તેથી કીસસે કાઉસે ખોટો ઉભો કરેલો ઠરયો, અને મુલ્લાં ફીરોજબી ખોટા અને સેવકબી ખોટો! અને તેથી તમારા ચરચાપત્રી ખરા, અને તેથી નશાકરાંઓ ૩ સદીપર જબરા હુશીઆર હતા, અને તેથી મેહેરજીરાણા અકબરની દરબારમાં જબરી નામના મેળવી આવયા! Q. E. D.! એ "સીધાંતો" જબરી! એ "લૉજીક" બી જબરી. એ તમારો ચરચાપત્રી કોઇ ત્રણ સદીપરના નવસારીના નામીચા કાબેલ દસતુરાન દસતુર કોઇ "કાકા ધનપાલ"ની "તેક્ષટબુક" માંથી શીખેલો લાગે છે!

રામયાર ઉરવીસઘાહનું કામ શીખવનાર ઉસતાદ હશે, એ કોણુ ના પાડે છે? મેં તો આગલથીજ કહયું હતું કે, નવસારીના મોબેદો "ઉરવીસઘાહ"ને બીજી સઘળી કીયાનું કામ જાણુતા હતા, અને તેમાં માહીતગારબી હતા. તેની વાતજ નથી. અહીં તો કાબેલયતની વાત છે. આજેબી કીયા કામ કરનારા જબરા મોબેદો છે, જેઓ અવસતા ભાશાનો એક બોલબી જાણયા વગર નીરંગદીનની બીકટ કીયા કલાકના કલાક સુધી પોપટ માફક સડસડ વગર સમજે ભણુતર ભણી મોબેદોમાં નામના મેલવે છે, અને એ મોબેદોના નામીચા ઉસ્તાદોબી આજે છે, જેઓ નીરંગદીનની કીયા વખતે પુર દમામમાં અને ગંભીરપણે બાજુએ બેસી બાંગ મારી પોતાના શીશયને "ડાબા હાથપર જાવોજી" "કુલીઉં પાણીમાં બોળોજી," "નેરંગ લેવોજી" વગેરે સુચના કરે છે. પણ એ ઉસતાદ અને ચેલાઓ કીયા કામમાં માહીતગાર હોય તેથી ધરમજ્ઞાનમાંબી કાબેલ થઇ ગયા કે? તયારે ચીકાગોના ધરમ સમાજમાં જરથોસતી ધરમ દુનીયાના ભેગા મળેલા વીદવાનોને સમજાવવા એવા કોઇ "કાકા પાહુલન" ઉસતાદને કાં નહીં મોકલયો? તે બરાબર સમજ પાડતે અને પારસીઓની કીરતી દુરદરાજ દેશમાં વધારતે!

"આ કીસસાને કોઇબી તવારીખનો ટેકો નથી" એથી એ ખોટો એમ તમારો

ચરચાપત્રી જણાવે છે. તયારે શું તેવણ એમ કહેવા માગે છે કે કોઇએક વખત માટે જો એકજ તવારીખની ચોપડી હોય તો તે માનવી નહી. એ "નુકતેચીની" બી જબરી. અવસતાના અસલ જમાનાની આપણી પાસે કાંઇબી તવારીખની નોંધ હોય તો તે જંદ અવસતાના કેટલાક ભાગો છે. જરથોસતના જમાનાના તો માત્ર ગાથાના બહુજ નાના છુટાછવાયાં લખાણો છે. તેને કાંઇ બીજી તે વખતની તવારીખોનો ટેકો મળતો નથી. તે તો તે જમાનાના એકલાંજ લખાણો રહી ગયાં છે માટે તયારે તો તમારા ચરચાપત્રીની તકરાર મુજબ તેબી ખોટાં ઉભાં કરેલાં! વારૂં, એ કીસસાને તવારીખનો ટેકો કાં નથી? મેં બતાવયું તેમ રેવાયતોનો ટેકો છે, અને રેવાયતો તે તવારીખ નહી શું? એ કીસસામાં કાઉસ રવાંનને કરકટીપર નાખી દુરવંદો પાસે ગુજરાતના પારસીઓ ઉચકાવતા હતા એમ કહે છે. તેજ બરાબર, બરજોર કામદીનની રેવાયતમાં ઇરાનના જરથોસતીઓ નવસારીવાળાને કહી સમજાવે છે. "વળી અમોએ સાંભળયું છે કે તમારી તરફ નસાને જુદદીનો ઉચકે છે, તથા ખંબાત અને અંકલેસરમાં તો લાકડાની કરકટી વાપરે છે," (બરજોર કામદીનની રેવાયત પાનું ૩૩૫, જુવો પારસી પ્રકાશ, પાનું ૬). એ ૧૪૭૮ માં લખાયલું છે. એ તવારીખનો ટેકો થયો કે શું થયું? કાઉસ ઇંટના દોખમા વીશે લખે છે તે દોખમા વીશેબી તવારીખની સાહદત છે અને એ પોતાના કીસસામાં નવા પથરનાં દોખમા વીશે પોતે સુઝ પાડેલું જે જણાવે છે, તે દોખમું આજે હજી નવસારીમાં મોજુદ છે અને તે મનોચેરશાહનાં દોખમા તરીકે ઓળખાય છે (પારસી પ્રકાશ પા. ૭). ભરૂચમાંબી "પટી વેજલપોરની સીમમાં કાળી તળાવડી આગળ એક ઘણું પુરાણું અને નાશ પામેલું ઇંટનું દોખમું છે." એમ પારસી પ્રકાશ કહે છે (પા. ૪) ખંબાતમાં પણ ઇંટનાં દોખમાની નોંધ છે. એની આગમજ (૧૫૩૫ ની આગમજ) ખંબાતથી ૩ કોશ દુર નગરૂં નામે હાલ કસબો છે, તયાંની "ખાજા કીદર" નામની દરીયે કીનારે આવેલી જગયાપર અસલમાં કહે છે કે એક ઘણું જુનું દોખમું ઇંટનું બાધેલું હતું, પણ હાલ તેની કશી નીશાન માલમ પડતી નથી." (પારસી પ્રકાશ પાનું ૮) સને ૧૫૩૫ વાળી હોરમજદીયાર ફ્રામરોજની રેવાયતમાં ઇરાનના જરથોસતીઓ ખંબાતમાં પથરનું દોખમું પહેલવહેલું બંધાયું તે વીશે ખુશાલી બતાવે છે. એ સઘળાને કીસસે કાઉસની તવારીખમાંથી ટેકો મળે છે. ઇરાની કાઉસનો હેવાલ ફારસીમાં "કીસસા" ને નામે ઓળખાય છે તેથી તમારો ચરચાપત્રી કહે છે કે, "આ ચોપડી જેનું નામજ કીસસો કરી છે, જેમાં સમાવેલી વાતો તદન કલપીત છે." એ હસવા જોગ ભુલ છે. ફારસી "કીસસો" ને તેના પાછળથી ગુજરાતીમાં ફેરવાઇ ગયલા અરથ સાથે ભેળી નાખવાની ભુલ તમારો ચરચાપત્રી કરતો દીસે છે. "કીસસા"નો પહેલો અરથ હેવાલ, તવારીખ વગેરે થાય છે, અને નહી કે કહાણી અને કલપીત વાત, એ કોઇબી ફારસી અભયાસી કહી શકશે. તમારા ચરચાપત્રીએ બીજુ ભલતું ભલતું પોતાના પત્રમા ઘણુંક ઘુસાડી દીધેલું છે કે જેને મુળ બાબદ સાથ બીલકુલ લાગતું વળગતું નથી. જેમકે, નવસારીના બેહદીનોને તયાનું કામ મોબેદોએ પાંચ છ સદીપર વહેંચી લીધું, વગેરે. એ પથકની વહેંચણીને નવસારીના પારસીઓની કાબેલયતની સાથે શું લાગેછ વળગેછ તેતો એ ચરચાપત્રીજ

જાણે. તમારો ચરચાપત્રી પુછે છે કે, ૧૩૯૭ મા "ભરૂચવાસી પેસોતન રામે ગોસતફ્રીઆન પહેલવીમા લખી છે તેનું શું સમજવુ ?" તેનું સમજવું એ કે એ તદન ખોટી વાત છે. એ ગોસતફ્રીઆન પહેલવી કેતાબ ભરૂચવાસી "પેસોતન રામે" ૧૩૯૭ માં લખીજ નહી હતી. એ કેતાબ તો તેની ઘણા આગલા વખતની રચાયલી છે, અને એક ભરૂચવાસીને તેનો કરતા ઠોકી બેસાડવો એ કેવળ ખોટું છે. એ ગોસતફ્રીઆન કેતાબ હીદુસ્તાનમાં લખાઈજ નથી, તે તો ઇરાનમાં બીજી નામીચી પહેલવી કેતાબો માફક લખાયલી છે, અને જો કે એની બરાબર તારીખ માલમ નથી, તોબી તે ઘણી જુના વખતની લખાયલી છે (જુવો. હાઉગવસટ અને હોશંગજી દસતુર, "અરદએ વારાફની કેતાબ" દીબાચો પા૦ ૭૬) ૧૩૯૭ જેમાં તમારો ચરચાપત્રી એ કેતાબ લખાયલી કહે છે તેની લગભગ ૮૦ વરસ આગમજ તો એ કેતાબની અસલ પરથી એક નકલ મેહરવાનએ કેખશરૂએ મેહરપાનએ અસપેંદયાદએ મેહરપાનએ મરઝબાનએ બેહેરામ નામના મોબેદે અરદાએ વીરાફની સાથે એક પોથીમાં કરી હતી. એ નકલ કરનાર બરાબર દહાડો વાર આપે છે કે, પુરી કરી રોજ રસને માહા દે, યઝદેજરદી ૬૯૦ એટલે ૧૩૨૦. (હાઉગ, પારસી ધરમ વીશે રેસાલા પા૦ ૫૬)

પણ બસ. વધુ લખાણ કરવાની અગત નથી મને એટલો લંબાણ જવાબ આપવો ખચીતજ પરવડે નહી, પણ એ બાબદ એટલી ઇતીહાસના રસથી ભરપુર છે, કે એક વખત હાથમાં લીધી તો બરાબર તેને ઈનસાફ આપવા ખાતરજ મેં આટલું લખ્યુ છે. તમારો એ ચરચાપત્રી અથવા કોઈ બીજા ચરચાપત્રી તવારીખનું સારૂં ભંડોળ તેમજ ઇતીહાસીક નુક્તેચીની કરવાની રૂઢીથી—નવસારીની પેંટટ નહી હો—પોતાને વાકેફ દેખાડે નહી, ત્યાં સુધી હું હવે તકરારમાં ઉતરવાને ફરસત સમજીશ નહી.

સેવક તમારો,

રૂસતમજી પે. કરકરીયા.

---

## ના૦ ૫૮

## સત્ય મિત્ર

### તથા

### હુખ મજદયસ્નનામ.

(રવીવાર, તા૦ ૬ ઠી સપટેમબર સને ૧૮૯૬.)

### ત્રણ સદી ઉપર ગુજરાતના પારસીઓની ધર્મ જ્ઞાનની હાલત કેવી હતી તે વીષેની ચરચા.

---

આપણા કાબેલ લેખક અને તવારીખના મેહનતુ અભ્યાસી મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાના "અકબર અને પારસીઓ" વીષેના નીબંધ અને તેના ઉપર ચાલુ થયલી તકરારથી જેમ નવસારીવાલા મરહુમ દસ્તુરજી સાહેબ મેહેરજી રાણાને લગતી બાબતપર નવું અજવાલું પડયું છે, તેમ તેમાંથી એક તદન નવો અને હીંદુસ્તાનના પારસીઓની તવારીખ સાથ નીસબત રાખનાર વધુ અગત્યનો સવાલ પણ ઉભો થયો છે. તે સવાલ આ છે કે, સદરહુ દસ્તુરના વખતમાં, યાને આજથી ત્રણસો વરસ ઉપર, નવસારીના તેમજ ગુજરાતનાં બીજાં શેહરોના પારસીઓની ધર્મ જ્ઞાનની હાલત કેવી હતી ? મી૦ કરકરયાનો અભીપ્રાય એવો છે કે, તે વેલા ત્યાં "ધર્મ સંબંધી બાબદ વીષે અંધારૂ" પણ "ઘોર અને સંપુર્ણ હતું." અને એ

વાતને તેવણે, દસ્તુર મેહરજીરાણા, શેહનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવી નહી શકયા હોય તેનાં, પોતા તરફનાં એક વધુ કારણ તરીકે પણ રજુ કીધેલી છે. બીજા હાથપર, તેમની સામે ઉતરેલા આ તકરારમાં ભાગ લેનારાઓ, જેઓ દસ્તુર મેહેરજી રાણાનેજ પારસી ધર્મ અકબરને સમજાવનાર તરીકે માને છે, તેઓ મી૰ કરકરયાનાં આ સીદ્ધાંતનો ઇન્કાર કરે છે. અને એવું જણાવે છે કે એ વખતમાં, એટલુંજ નહી પણ તેની આગલના તેમજ પાછલના વખતમા પણ, નવસારીમાં તેમજ ગુજરાતનાં બીજા મથકોમાં, મુખ્યત્વે ભરૂચ શેહરમાં, પારસીઓ સારૂં અને જોઇતું ધર્મ જ્ઞાન ધરાવતા હતા. બંને તરફથી પોતપોતાનાં બોલવાના ટેકામાં દાખલા દલીલો રજુ થયા છે; અને તેમાંથી કોનું માનવું ને કોનું નહી તે વાંચનારી આલમની મુન્સફીપર રહયું છે, બલકે તેને માટે તે કામ લગાર ગુચવાડા ભરેલું થઇ પડવું જોઈએ. આ સવાલ પારસીઓ માટે મોટી અગત્યનો છે. તે પક્ષાપક્ષીનો નથી; પણ સર્વે પંથ, સઘલા વીચાર આચાર અને તમામ વર્ગના પારસીઓ માટે એક સરખી અગત્યનો છે, અને તેનો ફડચો તેવીજ રીતે થવો જોઇયે છે. પણ અમે દલગીર છીએ કે, હમણાં પારસી તકરારીઓ જેમ બીજા એવા ટોલાના સામાન્ય લાભના સવાલોને પણ પક્ષાપક્ષીનું રૂપ આપી તેમને નાહક ચીવટ બનાવી મેલે છે, તેમ આ સવાલના સંબંધમાં પણ બન્યું છે; અને એક પક્ષ જયારે આંખ વીચીને તેની એકજ બાજુ જોય છે અને દેખાડે છે, ત્યારે બીજો પક્ષ ઉંધરમાપ તેની બીજી બાજુજ જોય છે અને દેખાડે છે. સચાઇ શોધવાની અને અપક્ષપાટ શેવટ આણવાની એ શુદ્ધ રીતી નથી. ખરી રીતી આ છે, અને તે આ તેમજ એવા બીજા સવાલોપર ચુનોચેરા ચલાવનારા અમારા જાતભાઇઓને એખ્તીઆર કરવાની અમે વીનંતી કરીએ છીએ, કે હરકોઇ સવાલની બંને બાજુ જોઈ તથા દેખાડીને તેમાંથી સચાઇ શોધવાની કોશેશ કરવી.

ત્રણસો વરસપર ગુજરાતના પારસીઓની ધર્મ જ્ઞાનની હાલત કેવી હતી, તે વીષેની બંને બાજુની તકરાર તથા દાખલા દલીલો જોયા પછી અમે એવાં અનુમાનપર આવીએ છીએ કે, તે હાલત અંધકારની નહી હતી; પણ તેઓમાં દીનદારી અને પરહેજગારી જોડે ધર્મ જ્ઞાન પણ ચાલતું હતું. અલબતે તે ધર્મ જ્ઞાન તે જમાના તથા તે વેલાનાં સાધનોને છાજતુંજ હોવું જોઇયે. આજનાં જ્ઞાન અને વધારાની સરખામણી તેની સાથે કરી શકાય નહી, અને કરવો બેજા છે. દુન્યાનો આ તો સરેસ્તોજ છે કે, એક ટોલો મોટા હાદેસામાંથી પસાર થયા બાદ તેની પાછી ચહતી રફતે રફતે અને પેદરપે થાય છે; અને તેજ પ્રમાણે ગુજરાતના પારસીઓના સંબંધમાં પણ બનેલું જણાય છે. જેમ તેઓની દુન્યાઇ સ્થીતી તેમ ધર્મ જ્ઞાનની સ્થીતી પણ એજ રીતે વધતી અને ખીલતી આવી છે. ત્રણસો વરસના વખત કરતાં બસો વરસપર, અને તે પછી એકસો વરસપર તેમનું તે જ્ઞાન વધ્યું હતું; અને આજે અંગ્રેજી રાજ્યથી મલેલી છાપખાનાં વગેરેની સગવડોથી બહુ મોટાં પ્રમાણમાં વધી ગયું છે. ફ્ટંલાલોજીના એલમે તેને નવી ગતી આપી છે, અને તેથી પણ વધુ ગતી હવે થીઓસોફીનો એલમ આપવા લાગ્યો છે. પણ તેથી આપણે આપણાં હાલનાં ધર્મજ્ઞાન માટે ગરૂરી લેવાની, કે આપણા બસો ત્રણસો વરસ આગમજના વડીલોના જ્ઞાનની ઠેકડી કરવાની નથી. જો મામલો હમણાંનાં

જેવોજ ચાલુ રહયો, તો હવે પછી ચાર પાંચ દાહેકામાં એવું ધર્મજ્ઞાન પ્રકાશશે, કે જેના ભભુકા આગલ હાલનું આપણું ધર્મજ્ઞાન પણ કદાચ અંધારાંને મલતું લાગશે! આ ટીકા અમે એટલાજ માટે કરીએ છીએ કે, એક જમાનામાં ધર્મનું જ્ઞાન કેવું હતું તે, તે વખતની હાલત ધ્યાનમાં રાખીને તપાસવું જોઇયે. ત્રણસો વરસની વાટપર અને તેની આગલ પાછલના વખતમાં ગુજરાતના પારસીઓમાં મોબેદી પેશો અને તેને લાયકનું શીક્ષણ પુરતી અને પકકી રીતે જાએજ હતું. તે શીક્ષણ, તેમની દીનદારી અને દીનના મોટાં પાવ મેહલનાં કામોનો અંમલ બજાવવાની શક્તી દેખાડે છે. તેની મુખ્ય સાબેતી એ છે કે, છેક તેની આગમજના વખતથી મોબેદો પેહડી દર પેહડી નાવર મરાતબ થતા આવ્યા છે, જેની સનાવાર નોંધ તેમની "ફેહરેસ્તો" માં જલવાઇ રહેલી છે. તે ઉપરાંત, તેમનામાં અવસ્તાના અર્થો અને પેહલવીનું પણ જ્ઞાન હતુ; પણ તે આજથી અરધી સદીની વાટ ઉપરના આપણા વડીલો જે રીતે જાણુતા હતા તેજ રીતે તેઓ પણ જાણુતા હતા. તે જ્ઞાન વલી તેમનામાંના દસ્તુરોજ ધરાવતા, અને તેને બનતાં લગી પોતાનાં ખાનદાનમાંજ જાલવી રાખવાની તેઓ કોશેશ કરતા હતા. પણ, જામે જમશેદના "અ" ની સહીના કાબેલ ચરચા પત્રીએ દેખાડયા પ્રમાણે, ભરૂચમાં તો એથી પણ ચઢતી હાલત હતી. ત્યાં જંદ અને પહેલવીની તાલીમ આપવા લેવાને ખાસ મદરેસા ચાલતી હતી, જેનો પેહેલો સને ઇસવી ૧૬૯૪ નો, એટલે આજથી બસો વરસ ઉપરનો મલે છે, અને જે મદરેસાના શીક્ષાગુરૂનું પદ ભરૂચના તે વેલાના મરહુમ દસ્તુરો ભોગવતા હતા. ફારસી એલમ તે વેલા, મોગલાઇ રાજ્યના પ્રતાપે પુર બહારમાં હતો; અને તે જેમ તે વેલાના દસ્તુર દાવરો તેમ બીજા શોકીન પારસીઓ પણ શીખતા હતા; બલકે તે વેલા તેમનાં ખત પતરો તથા ધર્મ સંબંધી સવાલ જવાબોનો વ્યવહાર ફારસીમાંજ ચાલતો હતો. સંસ્કૃત અભ્યાસ પણ તે વેલાના પારસી દસ્તુરોમાં જાએજ હતો; અને તે તેઓ મુખય કરી અવસ્તાના મરહુમ દસ્તુર નેર્યોસંગના સંસ્કૃત તરજુમાને કારણે તેમજ જોતીશાંને અર્થે શીખતા હતા. પણ એ એલમ, દસ્તુરો અને તેવા બીજા થોડાઓનીજ હદમા પ્રસરી રહેલો હતો. બાકીનાઓમાં, મોબેદો પોતાના પેશાની રૂએ અવસ્તાનાં તમામ ક્રીયા ભણુતર જાણુતા, અને તેનો અંમલ પુરતી દીનદારી અને પરહેજગારીથી કરતા. અલબતે તેના અર્થ તે મોબેદો જાણુતા ન હતા, કે જેમ આજના મોબેદો પણ જાણુતા નથી. તે વેલાના બેહદીનો તો ઘણું કરી એ સઘલાંથી બેનસીબ હતા, અને ધર્મ સંબંધી તમામ બાબતનો તેમનો આધાર અથોરનાન ટોલાપર હતો. ગુજરાતના તે વેલાના દસતુર દાવરો મજકુર એલમો જાણુતા હતા તેની સાબેતીમાં તે વેલાના દસતુરોને હાથનાં લખાંયલાં જંદ, પેહલવી, ફારસી તથા સંસ્કૃત પુસતકો મલી આવે છે. જામેના "અ" ચરચા પત્રીએ તેમાં આ એક નવા અને જાણુવાજોગ દાખલાનો ઉમેરો કર્યો છે કે, ભરૂચવાલા કાબેલ ઉસતાદ મરહુમ દસતુર પેશોતન રામના હાથની ઇસવી સન ૧૩૯૭ માં લખેલી પેહેલવી "ગોસતફરીઆન" કેતાબ મોજુદ છે, કે જે વખત અકબરના કરતાં પણ જુનો, એટલે આજથી ૫૦૦ વરસ ઉપરનો છે. વલી મોબેદોને શીખવા તથા પઢવા માટેના વંદીદાદ ઇજશનેના, જુદા જુદા વખતમાં લખાયલા દસતુરોને હાથના જે પોથાઓ મલી આવે છે, તેઓ મધે તમામ પરગરદોની ઉપર તેઓ પોત-

પોતાનાં જોડેલાં ફારસી એતો લખી ગયલા છે, કે જે એતોમાં તેઓએ ઘણું કરી પ્રત્યેક પરગરદોના અરથોનો ટુક સાર આપેલો છે. જેઓ એમ કહે છે કે, તે વેલા અતરે જંદ પેહલવીનું ગ્નાન હતુંજ નહી, પણ તે ઇરાનના દસતુરોથી તેમને મલ્યું હતું, તેઓ આથી ભુલ કરતા ઠરે છે. એક બારગી તેમની એ વાત તકરારને ખાતર કબુલ રાખીએ; તો સવાલ ઉઠે છે કે, શું સંસકૃતનું ગ્નાન તથા અવસતાનો સંસકૃત તરજુમો પણ ગુજરાતના તે વેલાના દસતુરોને ઇરાનના દસતુરોએજ શીખવ્યો હતો? તેમ તો કદી બનેજ નહી. તે તો તેઓનો–ગુજરાતના જરથોસ્તીઓનો–પોતાનાં મથકનોજ એલમ હતો, અને તે એલમમાં પણ અવસતાના અરથો જાણવાનું સાધન–અવસતાનો સંસકૃત તરજુમો–થયલો મોજુદ હતો, અને તે તેઓમાં વંશપરંપરા શીખાતો આવ્યાથીજ અત્યાર સુધી જલવાઇ રહયો છે.

ત્રણસો વરસપર ગુજરાતના પારસીઓમાં ધર્મગ્નાનનું અંધારૂં જણાવતાં, તેના ટેકામાં મોટો આધાર, "રેવાયતો" નો તથા "કીસ્સે કાઉસ વ અફઝાદ" નો લેવામાં આવે છે. રેવાયતો મુખ્ય કરી, ગુજરાતના દસતુર દાવરોએ ધરમ સંબંધી બાબતની જે પુછપરછ વારંવાર ઇરાનના દસતુરોથી ચલાવેલી, તેના સવાલ જવાબોથી રોકાયલી છે; અને તે ઉપરથી એવો સાર કાઢવામાં આવે છે કે, અહીંના દસતુર દાવેરોમાં ધર્મગ્નાનનું અંધારૂં હોવાથી તેઓ ઇરાન વેરથી ખુલાસા મંગાવી અજવાળું મેલવતા હતા. અમે ધારીએ છીએ કે, એ પુછપરછની મતલબ જુદીજ છે. અહીંથી ઇરાન સવાલો પુછાવવાની વાત ખરી છે; પણ તે સવાલો એટલા માટે નહી પુછાતા હતા કે, તેઓ ધર્મની વાત જાણતા ન હતા. પણ તે, કાંઇ નવું અને વધુ ગ્નાન જો મલી શકે તો મેલવવા, તથા ઇરાનના પારસીઓની રાહેરશમથી વાકેફ થવા, અને જો કદાચ પોતામાં કાંઇ ભુલ ચાલતી જણાય તો તે સુધારવાના, વાજબી, વ્યવહારીક અને વીદવાનોને છાજતા હેતુથી ચલાવતા હતા. ઇરાન પોતાનું અને પોતાના ધર્મનું અસલ વતન હોવાથી, તેમને સ્વભાવીક રીતે તેના તરફ માન અને ઉંચો વીચાર રહેવો જોઇયે, અને તેથી તેઓ ત્યાંના પોતાના જાતભાઇઓને મોટપણ આપી સવાલો પુછાવે, તેમાં નવાઇ કશી નથી. આજે આપણાં મુંબઇ શેહરમાં પારસીઓ ધર્મ સંબંધી ગ્નાનમાં પોતાને ઉંચી ટોંચે પહોંચેલા સમજે છે, તે છતાં અહીંથી પણ વારંવાર યુરોપના ઓરીએંટલ સ્કાલરોને સવાલો પુછાવી, પોતાને લાગતી ચોકસ ભ્રાંતીઓ ભાંજવાની તેઓ કોશેશ કરે છે. હમણાંજ મી૰ કાબ્રાજીવાલી "નવરોજ કમીટી" એ પારસી વરસની તકરારના સંબંધમાં તેમનું મત મંગાવવાનો ઠરાવ કરયો હતો, જે ચોકસ સબબે માંડી વલાયો છે. એની આગમજ એજ બાબતના સંબંધમાં તેમનાં મતો મંગાવી તે છાપીને, ભાઇબંધ મુંબઇ સમાચારે એક જરૂરની ખુટ પુરી પાડી હતી. તેની આગમજ પણ કેટલીકવાર તેમનાં મતો મંગાવવામાં આવ્યાં હતાં. પણ એ ઉપરથી એવું કોણ માનશે કે, મુંબઇના પારસીઓમાં ધર્મ ગ્નાનનું અંધારૂં છે? અને આજથી ત્રણસો વરસ પછી એના આધારે જો કોઇ એવું સાબેત કરવા નીકલે કે, મુંબઇના ૧૯ મી સદીના પારસીઓ ધર્મ ગ્નાનમાં બોડડ હોવાથી તેમને યુરોપ્યન વીદવાનોની સલાહ પુછવી પડતી હતી, તો તે કેવું બેવકુફાઇ ભરેલું લાગે? ખરૂં છે કે ઇરાનમાં સવાલો પુછાવનારા ગુજરાતના પારસીઓ તે પુછપરછ કરતાં

પોતાને બહુ કમીના જણાવી તેમ કરતા હતા; પણ તે માત્ર તેમની નમ્રતા અને તે વેલાની લખાણ પોતાણની એક "ફેશન" બતાવે છે. એમ તો ખુદ ઇરાનના જરથોસ્તીઓ પણ તેવું, બલકે તે કરતાં વધારે કમીનાપણું તથા પોતાની નાચારી બતાવવાથી પછાત પડયા નથી; જે વીષેની સાબેતી નરીમાન હોશંગ મારફતે મલેલા તેમનાં જવાબનામાંમાંના નીચલા ફકરાથી મલી આવે છેઃ—

"અમારે ઉપર મુસલમાનોનો જુલમ ઘણો છે. કેહી મીશાલે કે એહેવો જુલમ જોહાકતાજીનો નહી. તથા અફરાશીઆબ તુરકીનો નહી. તથા તુર બરાતુરનો નહી. તેહેવો વધુ જુલમ અમારે ઉપર છે. **તેથકી અમારે હાથ દીનતું કામ ચાલતું નથી. વાશતે ચાર નાચાર ચલાવીએ છઇએ.**" [ જુઓ "કદીમ તારીખ પારશીઓની કશર" સફો ૧૨૦ ]

આ ફકરામાં કાલા શબ્દો અમે કીધેલા છે. એ ફકરો ઇરાનના તે વેલાના જરથોસ્તીઓની હાલત, તેમના હીંદવાસી જાતભાઇઓ કરતાં નબેતર દેખાડે છે, અને ઇરાનનો રાજ મામલો જોતાં તે તદન સ્વભાવીક છે. હીંદના પારસીઓ તે વેલા ગમે એવા નબલી સ્થીતીમાં હોય, તો પણ ઇરાનીઓના જેવા તો નહીજ. ઓર તેઓ તેમના કરતાં, સઘલી બાબતમાં, અકસર કરી દીનદારી તથા ધર્મ જ્ઞાનની બાબતમાં, વધારે ચઢતી સ્થીતીમાં હોવા જોઇયે. અને તેવા હતા, તેની સાબેતી ખુદ એજ ઇરાનવાસી જવાબ મોકલનારાઓના નીચલા ખુલ્લાં દીલના પ્રમાણીક એકરારમાંથી મલી આવે છેઃ—

"શદ હજાર આફરીન હાજો તમો જે જરથોસ્તી ટોલો છો તે ઉપર. કે આજ દીન સુધી અમોને એહેવી ખબર નહી હતી જે તમો હીંદોશતાંનમાંહાં એહેવો ટોલો શાબેત દીન શાથે છો. તેથી હમારો જીવ ઘણો ખુશહાલ થાઓ." [ એજ. ]

( અધુરૂં છે. )

---

## નાં૦ ૫૯.

## જામે જમશેદ.

(તા૦ ૮ મી સપ્ટેબર સને ૧૮૯૬.)

### ગુજરાતના ત્રણ સદી ઉપરના પારસીઓની હાલત વીશે મી૦ કરકરીયા.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

શેહેનશાહ અકબર અને પારસીઓ વીશે મી૦ રૂસ્તમજી પેસતનજી કરકરીયાએ આપેલાં ભાશણ વીષે કેટલીક ચરચા ઉતપન થઇ છે. નવસારીથી દસ્તુર મેહેરજીરાણા (કે જેમના બાપનું નામ વાછા હતું) અને કેટલાક પારસીઓ અકબરની દરબારમાં ગયા હતા અને તેઓએ આતશના કબલા, વગેરે વાશે શેહેનશાહને સમજ આપી હતી, એટલું તો ભાઇ કરકરીયાએ આપેલી વીગતો ઉપરથીજ સીધ થાય છે. પણ દસ્તુર મેહેરજીરાણા અને તેવણના વખતના ગુજરાતના પારસીઓનાં જ્ઞાન વીશે એ ભાઇ શક બતાવે છે. જેઓએ દીલ્લીની દરબાર સુધી જેહેમત ખેચતા જઇને પોતાના ટોળાની સેવા બજાવી તેવા ભલા અશો નરોની યાદગારી માન સાથે જાળવી રાખવાને બદલે તેઓના કામને "સુરતી લાલ્યાઓની ડફાંસ" જેવું જણાવવું, એ આજના કેળવાયલા જવાનો કેલવણીના છુટાપણાને અનુસરતુ ગણતા હોય તો ભલે,

પણ સમજુઓને એવા ટીકકા ઉછાછળાપણા જેવા લાગે છે. મરહુમ મેહેરજીરાણાની અગાઉ નવસારીમાં એકજ વડા દસ્તુર તરીકે કોઇ ગણાતો નહુતો પણ ભગર સાથના ભાગીદારો ચોકશ કામો વહેંચી લઇને ચલાવતા હતા એમ "પારસી પ્રકાશ" ઉપરથી જણાય છે. પણ દસ્તુર મેહેરજીરાણાએ પારસીઓની બજાવેલી સેવાઓના બદલામાં અંજુમને તેવણને વડા દસતુર નેમયા હતા જે દસતુરી આજ સુધી તેવણના કુટું-બમાં ચાલુ રહી છે. હરેક મોટા બનાવો તથા મહાપુરૂશોનાં સાહાસીક કામો વીશે વખતના વહેવા સાથે તરેહવાર દંતકથાઓ અને કીસસાઓ જોડાય છે, અને તમજ મેહેર-જીરાણાના બાબમાંબી બનયું હોય, તો તેમાં નવાઇ નથી. હીંદુસતાનના પારસીઓ આગલા વખતમાં તદન અજ્ઞાન હતા એમ કહેવાના ટેકામાં મી૦ કરકરીયા ઇરાની કાઉ-સ અફ્સાદનો કીસસો સાહદત દાખલ ટાંકે છે, પણ તે કીસસામાં જણાવયા જેવી હાલત જો તે વખતના પારસીઓની ખરેખરજ હતે, તો આજે હીંદુસતાનમાં પારસીઓનું નામ વટીક બાકી રહ્યું ન હતે. મજકુર ઇરાનીના કહેવાથીજ નવસારીવાળા તે વખ-તના બેહેદીન અકાબર માણેકશા ચાગાશાહે કુસતીઓ વણાવી અને જોડા સીવાડયા, એવી વાત આજના વખતમાં એક બચું વટીક ખરી માનશે નહી. જેઓ ધરમના જાળ-વણી ખાતર પોતાનું વતન, ઘરબાર અને સરવે તજીને, તરેહવાર મુસીબતો ખમતા પરદેશમાં આવી વસયા તેઓ તેજ ધરમની સઉથી અગતની સુદરેહ તથા કુસતી જેવી ચીજ તજી દે, એમ કદીબી માની શકાય? મજકુર ઇરાની જેઓ વીશે આમ કહે છે, તેઓ કોઇ પારસી નહી, પણ ઉતરતી જ્ઞાતીના હીંદુઓ હશે. તે વખતના પારસીઓ પોતાના ધરમની તથા પોતાની શેહેનશાહી ઓલાદની મોટા-ઇનું જાતી અભીમાન જાળવવા ખાતર, કોઇબી હલકો ધંધો અખતયાર કરવાથી પહરેજ રહયા હતા. વળી ધરમ ઉપર તેઓને એટલો બધો એતેકાદ હતો કે, કેટલાક બારીક સવાલોનો ખુલાસો તેઓ છેક ઇરાનવેરથી પુછાની મંગાવતા હતા. પણ આમ ખુલાસો પુછાવવાથી કાંઇ તેઓ અજ્ઞાન ઠરે નહી. પરાયા પરદેશમાં ધરમ સંબંધી બાબદો વીશે કાંઇબી શક પડે તો તે વીશે પોતાના અસલ વતન તરફથી ખરો ખુલાસો મેળવી, માત્ર તેઓ પોતાનો શક દુર કરતા હતા. એમ તો આજના પરદેશવાસી પારસીઓ એવા ખુલાસાઓ મુંબઇથી મંગાવે છે, પણ તેથી કાંઇ તેઓ પોતાનો ધરમ ભુલી ગયલા ગણાય નહી. કબીસાની તકરાર વખતે બેઉ બાજુવાળાઓ એક બીજા ઉપર ખોટા દસ્તાવેજો ઉભા કરવાનું તોહોમત મેલતા હતા, જેવા દસતા-વેજોમાં કાઉસ ઇરાનીવાળો કીસસોબી એક હતો. એજ કીસસામાં મજકુર માણેકશા-હની દરબારનું વરણન, તે કોઇ મોટા રાજ-વંશીની દરબાર હોય એવી રીતે કર્યું છે અને જણાવયું છે કે, તેવણ સોના, રૂપાની ખુરસી ઉપર બેસતા હતા. જો નવ-સારીના અકાબરની હાલત તે વખતે આવી જાહોજલાલીભરેલીજ હોય, તો નવસારી તે વખતે હીંદુસ્તાનના પારસીઓનું સર-વોપરી મથક હોવું જોઇયે અને તયારે તો તયાંના ધરમગુરૂઓબી બીજી તરફ કરતા વધારે સમજુ હોવા જોઇયે. નવસારીની તે વખતની મોટાઇની સાબેતી એટલાં ઉપ-રથી મળે છે કે, ઉદવાડેવાળા આતશબે-હરામ સાહેબબી બીજી કોઇ જગા લાયક નહી જણાવાથી, નવસારી લાવી રાખયા હતા. વળી નવસારીનાજ પ્રખયાત ખાન-દાનવાળાઓ, જેવા કે મેહેરજીરાણા, જામા-સપઆશા, દારાબ પહાલન, વગેરે ખાન-દાનવાળાઓ આજેબી વડા પંથકના અને વડી દરેહમેહેરને તાબેના ગણાય છે,

આગલા કેટલાક પારસીઓ વીશે એક ઈરાનીએ જે કાંઇ લખયું હોય તેથી બધાઓનેજ તેવા ગણવા નહી જોઇયે. એમતો આજના વખતમાંબી કેટલાક પારસીઓ ચીરૂટ પીયે છે, ઉઘાડે માથે ફરે છે, કુસતી પાદીઆબ કરતા નથી, ગુજરેલાંઓની ક્રીયા કરવા ના પાડે છે, અવસતાનો ઇનકાર કરે છે વગેરે, તેથી કાંઇ બધાજ પારસીઓ તેવા ગણાય નહી. આગલા લાચારીના વખતમાં કદાચ ગામડાંઓમાં કોઇ પારસીઓએ અડચણ વખતે ગેહાનને બદલે કરકટી વાપરી હોય, પઈસાની તંગી તથા ગુજરાતમાં પથરાની અછત હોવાથી ઈંટનાં દોખમા બાંધયાં હોય, તો તેમાં અજબ થવાનું કાંઇ નથી. આજેબી કેટલાંક ગામડાંઓમાંથી રવાંનોને લાકડાંની ગાડીઓમાં લાવવાં પડે છે. વળી આજના જેવા ચઢતા વખતમાંબી કેટલેક ઠેકાણે પારસીઓને પોતાના રવાંનો જમીનમાં ડાટવાં પડે છે, તો તે કરતાં તો ઇંટનાં દોખમાં બેહેતર ગણાય.

સેવક તમારો,

**બેહેરામજી ખરશેદજી દોરડી.**

મુંબઇ, તા૦ ૪ મી સપટેમબર ૧૮૯૬.

---

## ના૦ ૬૦.
## જામે જમશેદ.

(તા૦ ૧૦ મી સપ્ટેંબર સને ૧૮૯૬)

### ગુજરાતના પારસીઓની ૩ સદી પરની હાલત વીશે મી૦ કરકરીયા.

---

**જામે જમશેદના અધીપતી જોગ—**

**સાહેબ,**

તમારા ગઇ તા૦ ૫ મીના અંકમાં મી૦ રૂસ્તમજી પે. કરકરીયાનો કાગલ છપાયો છે, તેમાં તેવણ જણાવે છે કે, હું તેવણ આગળ "મેહેરજીરાણા કુટુંબ તરફથી તવારીખમાં ઘુમાવેલા ખોટા ફકરાઓની સાહદતો" લઈ ગયો હતો. તમને યાદ હશે કે, ત્રણ મહીનાની વાત ઉપર એવણે તમારા પત્ર મારફતે સરવેને જાહેરમાં અરજ કરી હતી કે, મેહેરજીરાણા દસ્તુરને લગતી કાંઇબી સાહદતો, લખાણો, વગેરે પુરાં પાડવામાં આવશે તે એવણ ઉપકાર સહીત સ્વીકારશે. એવણના આ લખાણથી મારા મીત્ર નવસારીવાસી ભાઇ પેશોતન નશરવાનજી દસ્તુર ઉપર લખાણ કરી મેં મંગાવ્યું, તથા અત્રેવાળા દસ્તુર જમશેદજી સોરાબજી પાસેનું લખાણ લઇ આ ભાઇને પુરાં પાડયા. જ્યાંથીબી કાંઇ લખાણ મળે તે એકઠું કરી આ સાહેબેએ સાચવી રાખેલું હતું, તે એક નુકતેચીન તવારીખ લખનારનાં કામમાં આવે એવા હેતુથી તેઓએ તે બધુ મને આપયું. અને તેમ કરતી વખતે નવસારીથી ભાઇ પેશોતને આવી મતલબનું લખયું હતું કે "આ કાગળોમાં જે ત્રણ કેતાબોની સાહદત ટાંકી છે, તે વીશ મારા ઉત્તર હીંદુસ્તાનના વસવાટ વખતે મેં ખોળ કરી પણ તે કેતાબો મને જડી નથી એમ શેઠ કરકરીયાને કહેજો." અને આ ભાઈનું પ્રમાણીક કાગજ મેં એવણને વંચાવ્યું હતું. આવું ખુલ્લે ખુલ્લું એવણને કહેવા છતાં એવણ પાછળથી તે મેળવી આપનારને બદનામ કરવા નીકળે, તે ઉપરથી મને ભય છે કે ભવીશમાં એવણની માંગણી ઉપર કોઇ ઇતબાર લાવી હાથે કરી ફજેત થવા ન જશે. મેં કાંઇ એવણને ખયાલ ટપાના પવાડા લઇ જઈ ન આપયા હતા, તેતો બીજા ધણીએજ એવણને પુરા પાડયા હતા. સારાં માણસની રીત છે કે જે આવે તે ઉપકાર સાથ લેવું ને નકામુ હોય તે રદ કરવું. એજ ભાઇએ પોતાની શીવાજીવાળી તવારીખમાં

શીવાજીપર ઘળેલા હતા, તેથી બધા સુધા તવારીખનવેશોને દીન દુશમન અને વેહમાયલા ગણી, એક મરાઠા ચોપાનીઆ ઉપર અને તેઓમાં ગવાતા પવાડાઓ ઉપર પોતાનો આધાર બાંધયો છે. મરાઠાઓના ખયાલ ટપામાં એવણને શીવાજી વીશે સાહદત મળી, અને પોતાના દીન દસતુર વીશે ખયાલ ટપા બાદ કરતાં આસપાસની બીજી સાહદતો છતાં તેવણના જવાના વીશે એવણને બધું અંધારૂંજ જણાયુ. કેવી કીસમની નુકતેચીન !

ઉતાવળમાં પોતાના હાથમાં જે આવી ગયું, તેપર પુરેપુરો મદાર બાંધી લેવો એ પણ ખોટુ છે. ત્રણ સદીની વાતપર ગુજરાતના પારસીઓમાં અંધારૂ હતું, તેના ટેકામાં પણ કાઉસ વ અફ્શાદનો કીસસો લાવ્યા હતા. મેં એ ચોપડીને બનાવટી કહી દેખાડયું કે એનું નામજ બતાવે છે કે તે એક જોડી કાઢેલી વારતા છે. કીસસાનો મીનીંગ તવારીખ ઉપરાંત જોડી કાઢેલી વારતાનો થાય છે. જુવો રીચરડસનની તથા મોલવી ફઝલેઅલીની ડીક્ષનરીઓ. આ કીસસામાં માણેકશાહની ગાડીઓ અને અરબી ઘોડાઓ, તેવણની બેસવાની સોનેરી ખુરસી, તેવણ આગળ સોનુ તથા રેશમી કપડું સરવે ઘાસ ગીસાલ હતું. અને રેશમી તાકાને તાકા લોકોને ભેટ કરતા હતા, તેની બુજરગી અને કઉવત અમસાસપંદોનાં જેવુ હતું, અને તેની ખીદમતમાં બેસો દેવાને ગોગા આસમાન વાંકુ થયુ. એ શું કોઇ બરજોરનામું વાંચતું હોય તેવું નથી લાગતું ? મારૂં કહેનું એ છે કે કદમી સાહેબોએ અસલી પારસીઓથી જુદા પાડી જ્યારે પોતાનું ભણતર, રાહરસમ વીગેરે ફેરવ્યું, તયારે જુદી રીતવાળાઓને તાણો મારવા માટે આ ચોપડી બનાવી કાઢેલી હતી. આ ચોપડી ભલે ૧૮૩૧ માં છપાયલી હોય ને તેનો થોડો તરજુમો ભલે ૧૧૨ વરસની વાતપર થયલો હોય, પણ છેક ઇ૦ સ૦ ૧૭૨૧ યાને ૧૭૫) વરસપર જામાસપ વીલાયતીએ એ સવાલ ઉભો કરયો, તયારથી એ ચરચા ચાલુ છે, ને ૧૭૨૧ ને ૧૮૩૧ ના વરસોના અરસામાં એ કેતાબ જેમ જણાતું ગયું તેમ થોડી થોડી યા બધી ઉભી કરવામાં આવેલી છે. એ કીસસો જો અસલજ હતે તો આપણા નેઆગાનોને નકલો કરી લેવાનો ઘણો શોખ હતો તો એની આજે પુશકળ નકલો મળી આવતે, પણ એની નકલો એકુએ ઠેકાણા સીવાય બીજે કેથેબી હોય તે જણાતું નથી. એજ બતાવે છે કે તેના બનાવનારે રખે તે તરતની લખાયલી પકડાઇ આવે એવા હેતુથી તે જમાનાના કોઇબી ભણેલા આસામીને બતાવવાના અખાડા કરી જઇ, તેના પાનાં જુનાં થવા બાદ તરજુમો કરનારાનાં હાથમાં મેલવામાં આવ્યા છે. એની વધુ નકલો હતીજ નહીં. એ દીબાચાનું ૧૪ મું પાનું વાચતાં જણાય છે, જેમાં તેવણ લખે છે કે "એ ગુજરાતીની કેતાબ વાંચવાથી જે સાહેબને શક પડે તો તે ફારસી કેતાબો (હાદેશાનામુ–કીસ્સે સંજાન–અને કાઉસ અફ્સાદનો કીસ્સો) હાલમાં સેવક પાસે હાજર છે તે તપાસી જુઓ." કીસસે સંજાનની ઘણી નકલો મળી આવે છે, પણ કાં નહી આ કીસસાની તેમ મળતી ? આ કીસસાને મળતું કાંઇક લખાણ એક રેવાયતમાંથી મળી આવે છે. એ બાબદ તેની તરફેણમાં જતી જણાવવામાં આવે છે, પણ એક જોડી કહાડનાર હોય તે તદન ગલત લખે તે આગમજ પોતાના ટેકામાં જતી કોઇ સાહદત હોય તેના આધારને અનુસરતુંજ લખે તો તેનું જરાબી મનાય. હાથની લખેલી ચોપડીઓમાં વાંધાભરેલા ફકરાઓ કેમ ઘુસી જાય છે, તે વીશે મી૦ કરકરીયાએ પોતાનાં

ભાશણમાં ઇસારો કરેલો છે તો બરજોર કામદીનની રેવાયતમાં એવા વાંધાભરેલા ફકરાઓ કોઇ મતલબીએ ઘુસાડેલા હોય તેમાં નવાઇ શી ? મહેરજીરાણા વીશે આગ્રા ખાતાની ચોપડીમાનો ફકરો ઘુસાડેલો છે. ( જુઓ ભાશણ ) એમ એવણનું કહેવું છે તેમ રેવાયતમાંબી ફકરા ઘુસાડેલા છે તે એવણ કાં ન માને ? એક ભણેલા બુઝરગ દસતુરની આ બાબદમાં મુલાકત લેતાં તેવણે પોતા પાસેની એક રેવાયત કાઢી બતલાવી કે, તેમાં એક મતલબયાએ પોતાનો સખુન ઉપર રાખવા માટે રેવાયતની ચોપડી સાથ ચેડાં કાઢેલાં હતાં. ભાઇ કરકરીયા લખે છે કે, ૧૮૩૧ માં છપાવનાર તો એક ચુસત શેહેનશાહી હતો. હા, તેમ હતું, પણ તેવણ સાહેબની સઘળી દીલસોજી કદમીઓ તરફ હતી એ પુરવાર થયલી બીના છે.* કારણ એજ ચોપડીને પાને ૯૫ તથા ૧૨૧ મે તેવણ કબીસાના મોટા હીમાયતી બેહેસતી ભરૂચવાસી દસતુર અસપંદીઆરજીની ભુલો નોટમાં બતાવી આપે છે. એક ખોટુ લખાણ કરનાર જો બાહોશ હોય તો જે બાબદસર તે લખવાનો હોય તે પેટામાં લાવયા વગરજ આસપાસથી વાંચનારનાં મનપર તેની અસર ઉપજાવી શકે તેમ આ ચોપડીનો તરજુમો જોકે એક શેહેનશાહીથી થયલો છે, તોયે તેમાં કદમીઓની સામેલગીરી ઉપલી નોટો ઉપરથી તેમજ પાને ૨૧૦ મે "તે લોકોનો રોજગાર દીસો આજ લગી રોજ ૨૧ ને માહા ૧ પેહેલે રસમીને દીને." આવા વાકયમાં રસમી બોલ આવયો છે. જો તરજુમો કરનાર ચુસત શેહેનશાહી હતે તો તે એ ઇમારત પોતા તરફથી લખે છે, તયાં આવો બોલ કદી વાપરતે નહી. વળી તરજુમો કરનાર જાતે શેહેનશાહી છતાં પોતાની વલણ તદન કદમીઓના રીવાજો તરફ હતી, તે આ ઉપરથી માલમ પડે છે જે એવણને કોઈ બેહેદીને સવાલો પુછયા છે તે તદન કદમીઓની રાહરસમને મળતા આવયા છે. જુઓ પાને ૨૧૪ થી ૨૩૧.

વળી આ કેતાબ ગુજરાતના જરથોસ્તીઓની ખોડખાપણ કાઢીને એવી તો અચબુચ બંધ થઇ જાય છે કે, એ ઉપરથી શક જાય છે કે તે બનાવટીજ છે, અને એવો શક તરજુમો કરનારને આવેલો હોય, એવું દીબાચાને પાને ૧૪ મે સાફ જણાય છે, પણ તેમ ન હોય તોબી કદમીઓના દસતુરોની તરફેણમાં રહીને એવણે તરજુમો કરયો છે, એતો ખુલ્લુ જણાઈ આવે છે.

સાહેબ, લખવાનું ઘણું છે, પણ અસલ એલમ હતો તેના પુરાવામાં બેજ બાબદો આપી રૂખસદ લઈશ. તે એ કે ૪૯૯ વરસની વાતપર "ગોસતફરીઆંન" કેતાબના લખનાર પેશોતનરામ પેહેલવી જાણતા હતા, કારણ મારા ભલા મીત્ર એરવદ મા. રૂ. ઉનવાળાએ મને કેટલીક પુરાણી કેતાબો દેખાડી તેમાંની એક "ગોસતફરીઆંન" ની નકલપરથી જણાય છે કે પેશોતનરામે પેહેલવીમાં સરનામું ૧૨-૧૫ લાઇનનું કરેલું છે. હવે સાહેબ, આપણે જાણયે છીયે કે ચોથા ધોરણનો ઈંગ્રેજી શીખેલો છોકરો ચાર લાઈન બરાબર લખી ન શકે, તેવું તે ઇંગ્રેજી જાણે છે એમ કહેવાય છે, તો ૧૨-૧૫ લાઈન પોતા તરફથી લખનાર તે ભાશા જાણતાજ ન હતા એમ કેમ કહેવાય-કોઇ કહે કે હું પેહેલવી અમથી વાંચી જાણું છું પણ તેનો અરથ સમજી ન શકું તેમ અસલવારેના લખનારાઓનું સમજવું. સાહેબ, પેહેલવી જાણનારા અને શીખવનારાથી મેં એ વાતની તેહકીક કરી તો જણાયું કે તેમ બનવું મુશકેલ છે. તેવો શખસ એકકો

*જુઓ નંબર ૧૨૩, ૧૨૪, ૧૨૫.

અક્ષર વાંચે પણ તેનાથી શબદ તો વંચાયજ નહી, કારણ ભાશાનું બંધારણ ઓરજ છે, તે લખનારને થોડી ઘણીઐ ભાશાની માહીતી હોવીજ જોઈયે.

સંવત ૧૬૧૦ યાને આજથી ૩૪૨ વરસની વાત ઉપર એરવદ કામદીન સુત એરવદ જાલ નામના બેહેદીને દીવ બંદરમાં "મીનો ખેરદ" નો તરજુમો નેરીયોસંગના સંસક્રીત ઉપરથી પ્રાકરૂતમાં કરેલો છે. એ બતાવે છે કે અસલમાં તદન અંધારૂં ન હતું, પણ એલમનો શોખ કોઇ કોઇમાં હતો.

ઇ૦ સ૦ ૧૮૫૨–૫૪ માં છપાયલાં વેસ-ટરગારડના પુસ્તકના અવસતાના ઉચારો શુધ ગણાય છે, ને તે પ્રમાણે એરવદ કાવસજી કાંગાએ પોતાની ચોપડીમાં ઉચારો આપયા છે. પણ આજે ૨૧૬ વરસપર લખેલી એક ભણવાની ચોપડી મને ઉપલા એરવદ માણેકજીએ દેખાડી તેમાં આબાદ વેસટરગારડનેજ મળતા ઉચારો જણાયા. એ રીતે સાહેબ, કાંઇ માયના પુતો આગળ ગુજરાતમાં વીદયાના પુજારીઓ થઇ ગયા હશે, તોય તકરારની સેવટે આટલું ગનીમત છે કે મી૦ કરકરીયા આગલા જરથોસ્તી-ઓને છેકજ બદતર અને ઓદીન ગણતા હતા, તે પછી પોતાનાં છેલ્લાં કાગજમાં તેઓને દીનદાર ગણે છે અને લખે છે કે, "મેં તો આગળથીજ કહયું હતું જે નવ-સારીના મોબેદો ઉરવીસઘાહ ને બીજી સઘળી ક્રીયાનું કામ જાણતા હતા, અને તેમાં માહીતગારબી હતા." મારા મુરબી નેઆગાનોને આટલોબી ઇનસાફ મળેલો જોઇ હું ખુશી છું.

મી૦ કરકરીયા પોતાના જવાબના છેલા ભાગમાં કહે છે કે, મારી અથવા બીજા કોઈની તકરારમાં કાંઇ વજુદ હશે તોજ જવાબ આપવાની તેવણ તસદી લેશે, પણ આ ઠેકાંણ એવણ ભુલ કરે છે. તકરારમાં વજુદ છે કે નહી, તે જોવાનું કામ જાહેર આલમનું છે. તકરાર કરનારી પક્ષો એક તરફી વીચારમાં આગમજથી ગુચવાઈ ગયલી હોવાથી પોતાની વીરૂધનું કાંઇ તેઓને સુઝે નહી.

સેવક તમારો,
રૂ૦ કે૦ મોદી.

મુંબઈ, તા૦ ૮ મી સપટેમબર ૧૮૯૬.

---

## નં૦ ૬૧.

## સત્ય મિત્ર.

તથા

હુખ મજદયસ્નનામ.

(તા૦ ૧૩ મી સપટેંબર ૧૮૯૬.)

### ત્રણ સદી ઉપર ગુજરાતના પારસીઓની ધર્મ જ્ઞાનની હાલત કેવી હતી તે વીષેની ચરચા.—૨.

ગુજરાતના દસ્તુરોએ ઇરાનના દસ્તુરો-પર સવાલો મોકલી તેના જવાબ મંગાવયા તેથી ગુજરાતમાં ધર્મ જ્ઞાનનું અંધારૂં હતું એમ માનવાની વીરૂધ જે જે ટીકા અમે કર્યા છે, તેમાં એક વધુનો ઉમેરો કરવાનો રહયો છે. એ સવાલ જવાબોથી ધર્મ સંબંધી કેટલીક છુટક બાબતોની માહીતી મલી શકે છે ખરી; પણ તે કાંઇ અવસ્તા અને પેહલવીના સીલસીલા બંધ અર્થો શીખવતા નથી. ત્યારે સવાલ ઉઠે છે કે, ગુજરાતના તે વેલાના દસ્તુર દાવરો તે અર્થ ક્યાંથી અને કોના પાસે શીખ્યા હતા? ઇરાનીઓ પાસે તો નહીજ. કાંકે તેની કશી શાહદત નથી, અને તે કાંઇ રેવાયતની પેઠે સવાલો પુછાવીને દુર બેઠાં શીખી શકાય નહી. બીજા હાથપર તેઓમાં જંદ પેહલ-

વીની મદરેસા હતી, અથવા તેના અર્થો શીખવાનાં શાધન હતાં, અને તે અર્થો તેઓ જાણુતા હતા, તેતો આપણે છેલ્લા અંકમાં જોઇ ગયા છીએ. સન ૧૭૨૧ માં–આજથી પોણી બસો વરસ પર–એટલે મજકુર વખત પછી સવાસો વરસની મુદત રહીને, ઈરાનથી જામાસ્પ વેલાયતી નામના એક કાબેલ દસ્તુર આ દેશમાં આવ્યા હતા, અને તેમની પાસે સુરતવાલા દસ્તુર દારાબ (ઉરફે કુમાના દાદદારૂ) તથા નવસારીવાલા દસ્તુર જામાસ્પઆસા અને ભરૂચના એક દસ્તુર મલી ત્રણ જણે તાલીમ લીધી હતી. તે ઉપરથી મી૦ કરકરયા એવો સાર કાઢતા દીસે છે કે, એ જામાસ્પ વેલાયતીથી ગુજરાતના દસ્તુરોમાં અવસ્તા પેહલવીના અર્થનું જ્ઞાન ફેલાયું હતું. પણ તે અનુમાન બી, રેવાયત ઉપરથી કાઢેલાં તેમના અનુમાનનાં જેવુંજ ભુલ ભરેલું લાગે છે. જો એકવાર એમ સાબેત થયું કે જામાસ્પ વેલાયતીની આગમજ અત્રે ધર્મનો એલમ જાએજ હતો તો પછી તે જામાસ્પથીજ તે એલમ અત્રે ફેલાવાની વાત પોતાની મેલે ભાગી પડવી જોઇયે. એટલું છતાં અહીંના ત્રણ નામીચા દસ્તુરો તેની તાલીમ હેઠલ ગયા, તો તેનું કારણ એવું નથી સમજવાનું કે તેઓ તે એલમ જાણુતા નહી હતા. પણ જામાસ્પ વેલાયતીનાં મોટાં નામથી, અને જો મલી શકે તો તેનાથી કાંઈ વધુ જ્ઞાન મેલવવાના વીદવાનોને છાજતા એરાદાથી, તેઓએ તેમ કીધેલું હોવું જોઇયે; કે જે પ્રમાણે આજે પણ બને છે. અમે માત્ર આ અનુમાનજ કરતા નથી, પણ તેનો દાખલો પણ મલી આવે છે. જામાસ્પ વેલાતીના આ ત્રણ કહેવાતા સાગરેદોમાંના એક દસ્તુર જામાસ્પઆસા, તેની આગમજ ધર્મનો એલમ નવસારીના દસ્તુર પહાલન ફ્રેદુન આગલ તેમજ ભરૂચ જઈને ત્યાંના દસ્તુર પાસે હાંસેલ કરી ચુકેલા હતા; અને તે એલમમાં તેઓ એટલા તો પ્રવીન થયલા હતા કે, અવસ્તાના અર્થની ચોકસ બાબતમાં તેવણે ખુદ જામાસ્પ વેલાયતીની ભુલ ભાંજી હતી, અને તે ભુલ તે ઇરાની દસતુરે પ્રમાણીકપણે તુરતજ કબુલ કીધી હતી. તે એ કે, જામાસ્પ વેલાતીએ પોતાના કાનમાં કલી પેહરેલી હતી, જેનું કારણ જામાસ્પ આસાએ પુછતાં તેણે એવું જણાવ્યું હતું કે, જરથોસ્તી દીનદારે કાનમાં કલી પહેરવી એવું દીનનું ફરમાન છે; અને પછી તેના ટેકામાં તેણે ઉસ્તવદ ગાથાના "અદક્રવખ્શીઆ" નામના હાનો શરૂઆઆતનો ફકરો તેના પોતા તરફના અર્થ સાથે રજુ કર્યો હતો. જામાસ્પ આસાએ તે અર્થને ખોટો પાડી તે ફકરાની ખરી મતલબ એવી સમજાવી હતી કે, જરથોસ્તી દીનદારે દીનની વાત સાંભળવા માટે પોતાના કાન ખુલ્લા રાખવા જોઇયે; અને તે અર્થ જામાસ્પ વેલાતીએ બાહલ રાખી તુરતજ પોતાના કાનમાની કલી કાઢી નાખી હતી. દસ્તુર જામાસ્પઆસાની કાબેલીયત એટલાંમાંજ અટકતી નથી. જંદ પેહલવી ઉપરાંત ફારસી એલમ અને હેકમતની બાબતમાં તેવણુ એટલા પ્રવીન હતા કે, તેવણે (તેમજ તેમના બેટા જમશીદે પણ) બેત બાજીમાં તેની કેટલીક નામીચી કેતાબો બનાવેલી છે; અને વલી જયારે તેવણ (જામાસ્પઆસા) ભરૂચ હતા ત્યારે દીલીથી ત્યાં આવેલા એક સરકારી ઓધેદારે તેમની કાબેલીઅતપર ફીદા થઇ તેમને પોતા જોડે દીલી લઇ જઇ ત્યાંના શેહનશાહના એક મુનશીનો અધીકાર બખશાવવાની ખાહેશ દેખાડી હતી, જે એ મરહુમ દસ્તુરે તુરતજ ઉંચકી લીધી હતી, પણ તેમના પીતા મરહુમ મોબેદ આસાજી, જેઓ તે વેલા હઇયાત હતા, તેઓને નહી ગમ્યાથી તેવણે તતકાલ ભરૂચ જઇ લાગી પોતાની મુરબીગીરીની સતાથી તે વાત ભાંજી પાડી હતી.

આજથી ત્રણસો વરસપર ગુજરાતના પારસીઓમાં ધર્મના એલમનું તથા દીનદારીનું અંધારૂ નહી પણ ઉજેરડું હતું, તેની તરફેનમાં ઉપલી, તેમજ અમે છેલા અંકમાં જણાવેલી વાતો એટલી તો ખુલી અને મજબુત છે, કે તેની આગલ "કીસ્સે કાઉસ વ અફ્સાદ" માં ગુજરાતના પારસીઓ વીષે અપાયલો સીહા ચીતાર આપોઆપ ઝાંખો પડી જાય છે, અને તે દલીલપર વધારે ચુનોચેરા કરવાની જરૂર થોડીજ રહે છે. આ કીસ્સો લખનાર કાઉસ અને તેનો જોડયો ઇરાની ભાઈબંધ ઇસ્ત્રી સન ૧૫૩૦ માં, એટલે આજથી ૩૬૫ વરસપર ઇરાનથી ગુજરાત આવેલા કહેવાય છે; પણ તેની બાવણુ વરસ આગમજ, યાને સન ૧૪૭૮ માં તો ગુજરાતના પારસીઓ ઇરાન ખાતે સવાલો પુછાવી જવાબો મંગાવવાનું મંડાણ કરી ચુકયા હતા. વલી એજ હંગામમાં એટલે કાઉસ અફ્સાદ અતરે આવ્યા તે શુમારે, ભરૂચ ખાતે દસ્તુર રામ કાહાનાન નામે કાએલ ઊસ્તાદ હોવાની વાત આપણી આગલ રજુ થઇ છે, અને તે પણ મરહુમ મુલ્લાં કાઉસ જેવા શેહનશાહીઓની વીરૂધ પક્ષના પણ કાએલ કદીમી દસ્તુરની શાહદત સાથે. વલી એથી પણ ૧૩૫ વરસ આગમજ ભરૂચવાસી પેશુતનરામને હાથની લખેલી ( નહી કે બનાવેલી ) પેહલવી "ગેસ્તફરીયાન" કેતાબ મોજુદ છે. તેની પણ આગમજના વખતથી ગુજરાતના મોબેદો બેહદીનોને ત્યાં જજમાન વૃતી ચલાવતા અને તે માટેના ભાગ હીસા નકકી કરતા હતા, તેમજ નાવર મરાતબ થવા ઉપરાંત નેરંગદીન વગેરે મોટાં ક્રીયા કામો કરતા હતા, તેના લેખપોટો મલી આવે છે. જે જગાએ અને જે વખતે સાદું પારસીપણુંજ નહા, સાધારણ મોબેદીજ નહી, પણ દીનદારીના ઊંચામાં ઊંચા તરીકાનાં પાવ મેહેલનાં કામો વટીક ચાલે, તથા જ્યાં અને જ્યારે દીનનો એલમ જાણનારા ધરમગુરૂઓ મલી આવે, તે જગાએ અને તે વખતમાં "કીસે કાઉસ અફ્સાદ" પ્રમાણે, પારસીઓ ઉઘાડે પગે ફરે, સુદરા કુશ્તી વગર ચલાવે, નસાની પરહેજ નહી કરે, ટુકમાં જુદદીન બલકે બદકારને અવતારે વખત કાઢે, એ કેમ બને ? એ વાત શું એક બીજાથી ઉલટી નથી ? અને એ કીસ્સો કલપીત નહી તો, ભુલાવો ખાધેલો અથવા શરાહઘાત ભરેલો શું લાગતો નથી? મી૦ કરકરયા પોતે પણ આટલું તો કબુલ કરે છે કે, તે વેલા, બલકે તેની આગમજથીજ ગુજરાતના પારસીઓમાં નેરંગદીન સુધીનો ચઢતામાં ચઢતો "ઉરવીસઘાહ" નો અંમલ ચાલતો હતો. તો જ્યાં અને જે વખતે એવો પવીત્રાઇથી પુર અને બારીકી ભરેલો અમલ ચાલે, ત્યાં અને ત્યારે તે પારસીઓ સુદરા કુસ્તી વગર ફરે, ઊંઘાડે પગે ચાલે, ઇત્યાદી, એશું બનાવા જોગ છે ? શું તે મોબેદો "ઊરવીસઘાહ" નાં કામો સુદરા કુસ્તી વીના અને ઊંઘાડે પગે કરતા હતા ? જે મોબેદો ભણતરના અકકેક શબ્દના મત ફેર માટે જુમ્બેશ ચલાવે, તેઓ શું દીનનાં અને મોબીદોનાં કામમાં મજકુર કીસ્સામાં જણાવ્યા સરખું જુદદીનને વીસરાવે તેવું અભેખડ ચલાવતા હતા ? તેમ કદી બનેજ નહી. એ બંને વાત એકમેકથી એટલી ઉલટી છે કે, એકને ખરી માનતાં બીજી પોતાની મેલે ખોટી ઠરે છે; અને શેવટે આપણને એવાંજ અનુમાનપર આવવું પડે છે કે, તે વેલાના પારસીઓ, ખસુસ કરી તે વેલાના અથોરનાનો એ કીસ્સામાં ચીતારેલા જેવા બેદીની ભરેલા નહી, પણ દીનદારી અને પરહેજગારી ધરાવનારા હતા. વલી તેમાં ઇંટના દખમાં તથા લાકડાનો કરકટી વાપરવાની જે વાત આવી છે, તે તે વેલાના

પારસીઓની બેદીનીના કરતાં તેમની નાણાં સંબંધી તંગદસ્તી વધારે દેખાડે છે. એમ તો આજે પણ એવા દાખલા ક્યાં નથી મલી આવતા? આજે પારસીઓ પઇસે ટકે સુખી છે, કેલવણી તથા સુધારામાં આગલ વધેલા કહેવાય છે, તે છતાં આજે દુરનાં મથકોપર વસનારા જરથોશ્તીઓ દખમાંની ગેરહાજરીમાં "ચોતરા" પર રવાન ચઢાવે છે; કોઇ કોઈ ઠેકાણે તો પારસી લાશને દાટવામાં પણ આવે છે. વલી રાણુવાડા વગેરેનાં ગામના કેટલાક પારસીઓ છડે ચોક જુદદીન સ્ત્રીઓને રાખીને તેમનાથી બચડવાલ થાય છે. પણ દુર ક્યાં જઇયે? આજે ખુદ આપણા મુંબઈ શેહેરમાં સંખ્યાબંધ પારસીઓ ફરંગી પોશાક પેહરી "ટોપસા"ને અવતારે ફરે છે; જુદદીન હાટેલો વગેરેમાં છડે ચોક જુદદીનોની સાથે ત્યાં બેસીને છરી કાંટા વડે નહી ખપતુંબી ભોજન જમે છે; કેટલાકો માથે બોડે ફરે છે; કેટલાકો બીડી પીએ છે; ઘણાખરાઓ આતશ બેહરામ તથા અગીઆરીને તદન નીવારી બેઠેલા છે; કેટલાકો સુદરે કુસતી રાખતા હોય તે વાંશે પણ શક છે; કેટલાકો પોતાનાં ઘરમાં દસ્તાનના પરહેજી મુદલ પાલતા નથી; ઇત્યાદી, ઈત્યાદી. આ ચીતાર શું થોડો સીહા છે? તે પારસીપણાંથી ઉલટો અને જુદદીન લોકોને મલતો શું નથી? ધારો કે આજથી ત્રણસો યા સાડી ત્રણસો વરસ પછી પારસીઓના એક ભાગનું આ સીહા ચીત્ર કોઇ જોય, અથવા તેવા હેવાલ વાંચે, ને તે જો એમ કહે કે, ઓગણીસમી સદીની આખેરીનાં પારસીઓમાં દીનનો એલમ નહી હતો; કાંકે તેઓ દીન ડુબાઉ હતા; તેઓ ફરંગી બની ગયા હતા; ઇત્યાદી, ઇત્યાદી, તો શું તે ખરૂં ગણાશે? એની મુન્સફી અમે વાંચનારાઓનો સારી સમજ ઉપરજ છોડીએ છીએ. એ દાખલો ધ્યાનમાં રાખીને જો તેઓ કાઉસ અફ્સાહના કીસામાંનાં સીહા ચીત્રપર વીચાર કરશે, તો તેઓ તની વીરૂધનાં સીવાય બીજાં અનુમાનપર આવી શકશે નહી. એકલો આ કીસ્સોજ છે, કે જેમાં સાડી ત્રણસો વરસ ઉપરના પારસીઓનું ચીત્ર એટલું હદ બાહેર સીહા દોરેલું છે. બાકી તે સીવાય બીજી શાહદતો, તે પારસીઓની તરફેનમાં એટલી બધી જાય છે, કે તેમને દીનના એલમમાં જો કે ચોકસ દરજજે, તો પણ દીન ઇમાનમાં તો પુરતે દરજજે, મજબુત અને આગલ વધેલા દેખાડી આપે છે. તેમનો એલમ આજના આપણા એલમથી ઉતરતો હોય, પણ તેમનું દીન ઇમાન, પાકી પરહેજગારી અને તેમનો મોબેદી અંમલ તો આપણાથી ઘણે દરજજે ચઢતાં હતાં, અને તેટલા માટે તેઓ આપણાં કરતાં વધારે માનવંત અને વધારે પુણ્ય પ્રતાપી થઇ ગયલા ગણાવા જોઇએ. મી૦ કરકરયા તેમના મોબેદી અમલને વજન આપવાને ના પાડે છે; બલકે તેનો ઠેકડી કરવાને મુનાસેબ સમજે છે. પણ અમે તેથી જુદોજ વીચાર ધરાવીએ છીએ. ખરૂં છે કે, તે મોબેદો પોતે જે ક્રીયા ભણતર કરતા તેના અર્થ જાણતા ન હતા, પણ તેટલાજ માટે તેમનો તે જાતનો અભ્યાસ નકામો ગણાશે નહી. તે પણ ધર્મના એલમનો એક ભાગજ ગણાવો જોઇયે; અને તે ભાગ એવો છે, કે જે પારસીઓનાં અસલ ક્રીયા ભણતરો જાલવી રાખવાના કીલ્લા સમાન થઇ પડેલો છે. તે વડે તેઓ ધર્મનો ઉંચામાં ઉંચો "અંમલ" કરી ગયા છે, અને અંમલ એ હરકોઇ ધર્મ પાલવાનું ખાસ લક્ષણ છે. આજે આપણામાં જ્યારે ધર્મનો એલમ ફેલાયો છે, ત્યારે ધર્મનો અંમલ ઘટતો ચાલ્યો છે, અને એ બાબતમાં તો આજે આપણે સામા તેમનાથી પછાત જઇયે છીએ. જે અંમલ વડે પારસી બાલકો

પારસીપણાંમાં દાખલ થઇ શકે, જે વડે તેમનાં સંસારી જોડાં સંધાય, ગુજરેલાંઓનાં હાડ ઠેકાણે પડે, તે ગુજરેલાંઓની આરાધનાની ફરજ અદા થાય, તેમનાં ધર્મનાં મકાનો સ્થાપન થાય; ટુંકમાં, જે અંમલ વડે પારસીઓનું પારસીપણું ચાલે તે અમલ અને તે કરનારાઓ કદી પણ ઉતરતાં ગણાય નહી. તે અંમલ, અલબતે, તે વખતના પારસીઓ તેનાં ભણતરના અર્થ જાણ્યા વગર બજાવતા હતા, પણ તે માટે તેઓ દોષને પાત્ર ગણાશે નહી, કેમકે તે વેલાની તેમની સ્થીતી તેટલી બાબતમાં તેમને પછાત રાખે તેવીજ હતી. જો આજના કેલવણી, સુધારા, દોલત વગેરેમાં આગલ વધેલા ગણાતા પારસીઓ, પોતાની સઘલી પતરાજી અને ઓહલી સગવડો છતાં એજ અગત્યની બાબતમાં હજુ પછાત પડી રહયા છે; એટલે આજના મોબેદો વટીક ક્રીયા ભણતરો તેના અર્થ જાણ્યા વીનાજ કરે છે, તો ત્રણસો વરસ ઉપરના પારસીઓથી તેટલી બધી આશા રાખવી ફોકટ છે, તેમના વખતની હાલત, સાધન અને જોગવાઇ પ્રમાણે, તેઓથી જે આશા રાખી શકાય તેટલું સઘલું, બલકે તે કરતાં વધારે, તેઓ બજાવી ગયા છે; અને તેજ સાદા, સંતોષી, સદગુણી અને દીનચુસ્ત પારસીઓ છે, કે જેઓએ, ધર્મના બચાવને ખાતર પોતાનું પ્યારૂં વતન ઈરાન છોડી હીંદ સરજમીનમાં નાહાસી આવેલા પોતાના દીનદાર વડીલોના કદમ, વચન તથા દાખલા પર વફાદારીથી ઉસ્તવાર રહી, પોતાનો ધર્મ જાલવવા તથા બચાવવાનાં કામને સરંજામ ઉતારી, તે ધર્મને જીવતો જાગતો રાખ્યો છે, અને તે ધર્મને એક સર્વોતમ વારસા તરીકે આપણને આપણા વીશ્વાસપર તેઓ હવાલે કરી ગયા છે. તેઓ તેટલા માટે, આપણાં માન અને વખાણનેજ નહી, પણ આપણાં એહસાન અને તાબેદારીને પણ લાએક છે.

## નાં૦ ૬૨.

## જામે જમશેદ.

(તા. ૧૪ મી સપ્ટેમ્બર સને ૧૮૯૬.)

### ગુજરાતના પારસીઓ વીશે મી. કરકરીયા.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

"કીસસે કાઉસ વ આફ્સાદ" હજુરતો ખોટો પાડીને બનાવટી ઉભો કરેલો પુરવાર થઇ શકતો નથી, તેટલે તમારો ચરચાપત્રી વળી બીજું ઇતીહાસીક કામ માથે હોરી લે છે અને તે એ કે રેવાયતોમાં જે જે એ કીસસાને ટેકો આપનારૂં છે તે સઘળું ઘુસાડેલું છે! કીસસે કાઉસ એની સામે જાય છે તો કહે છે કે એ કીસસો ખોટો ઉભો કરેલો ! હવે રેવાયતો એની સામે જાય છે તો કહેવા નીકળયા છે કે રેવાયતોબી ખોટી અને ફકરા ઉભા કરી ઘુસાડેલા ! એ કેવી વીચીત્ર અને હસવા સરખી તકરારની રીત અને તેનાં કારણો અને પુરાવો તો કેથે દીસતા નહી ! કીસસે કાઉસ બનાવટી નથી, તે વીશે મેં અનુક્રમે બતાવેલી દલીલો એ ચરચાપત્રી તોડી શકયો નથી, તે તો સઘળી એમનીએમ ઉભી છે. એ કબુલ કરે છે કે „ કીસસોનો મીનીંગ તવારીખ ઉપરાંત જોડી કહાડેલી વારતાનો છે." તયારે કયાં ગઇ એની તકરાર કે "જે ચોપડીનું નામજ કીસસો એટલે કહાણી કથા છે" તે કેમ માનવી? મેં પણ એમજ કહયું કે કીસસાનો મીનીંગ પહેલો તવારીખ છે. જો દરેક "કીસસો" નામ ધરાવનારી ચોપડી ખોટી કહાણીની ગણાવી જોઇયે તો "કીસસે સંજાન" વીશે શું એ ચરચાપત્રી કહે છે? એ "કીસસા" ઉપર તો પારસીઓ હીંદુસતાનમાં આવયા પછીની પોતાની સઘળી તવારીખનો મદાર બાંધે છે

તયારે એવી સઘળી "જોડી કહાડેલી વારતા," "કહાણી કથા" ઇતયાદી કે શું ? કીસસે કાઉસમાંની ભાશા અલંકારીક છે અને એવી ભાશા લખવાનો ફારસીમાં તવારીખવાળાઓનેભી ચાલ હતો, તે ચરચાપત્રી જાણતો હોવો જોઇયે. માણેકશાહની ગાડી, ઘોડા અને બીજી ચીજોનું વરણન કરતી વખતે એ માતર ફારસી લખનારાઓની જાણીતી અલંકારીક ભાશા વાપરે છે, જે બીજા સુધા તવારીખનવેસોમાંભી આવે છે. તેથી એનો કીસસો બનેલા બનાવો વીશે ખોટો કેમ ઠરે, તે સમજ પડતી નથી. પણ એની સામે મજબુત તકરાર તો આ છે કે જો એ કીસસો કદમીવાળાઓએ ખોટો ઉભો કરયો હોય તો તેઓએ હાથે કરીને આવી ભાશા કાં કાઉસનાં મોઢામાં મુકી હોય ? જો એવી ભાશાથી તમારો લખનાર કહે છે તેમ આખો કીસસો ખોટો ઠરતો હોય, તયારે તો બનાવટી ઉભા કરનાર તો જરૂર એવી ભાશામાં તે પકડાઇ આવશે માટે કદીભી વાપરતે નહી. પણ એ સઘળાં ફાંફાં મારવાની તકરાર છે.

વળી બીજી તકરાર એ કીસસો ઉભો કરેલો છે તે માટે એ લાવવામાં આવી છે કે, "જો કીસસો અસલજ હતે તો આપણા નેઆગાનોને નકલો કરી લેવાનો ઘણો શોખ હતો, તો એની નકલો આજે પુશકળ મળી આવતે, પણ એની નકલો એક બે ઠેકાણા સીવાય બીજે કેથેભી હોય તે જણાતું નથી. એજ બતાવે છે કે, એના બનાવનારે રખે તે તરતની લખાયલી પકડાઇ આવે એવા હેતુથી તે જમાનાના કોઈભી ભણેલા આસામીને બતાવવાના અખાડા કરી જઇ તેના પાના જુના થયા બાદ તરજુમો કરનારના હાથમાં મેલવામાં આવયાં છે." અપરથી એમ ઠરે છે કે જે કેતાબોની એકુ બેજ નકલો હવે મળે તે સઘળી બનાવટી ઉભી કરેલી ! જેની આપણા નેઆગાનોએ નકલ નહી કરી તે સઘળી કેતાબો બનાવટી ઉભી કરેલી ! મુલ્લાં ફીરોઝ જેવા નામીચા ઉસતાદ—જેના જેવો ઇરાનથી હીંદુસતાન આપણે આવયા પછી કોઈભી આપણો જરથોસતી કાબેલયતમાં થઈ ગયો નથી—પણ એ "પાના જુના થવા બાદ તરજુમો કરનારના હાથમાં મેલવામાં આવયા" તેથી ઠગાઇ ગયા ! તેવણેભી અસલ કેતાબ જોયલી નહી ! અને એ અસલ કેતાબ ફારસીમાં મુલ્લાં ફીરોઝનાજ પોતાનાં કેતાબખાનામાં હતી તેની સાબેતી છે ! તમારો ચરચાપત્રી કહે છે કે એની એકુ બે કરતાં વધુ નકલો હતીજ નહી અને તે માટે હાદેસાનામાના દીબાચાનું પાનું ૧૪ મું ટાંકે છે. પણ એજ પાને હાદેસાનામાવાળા કાબેલ દસતુર ફરામજી રબાદી તો એથી ઉલટુંજ કહે છે:—સેવકે મેહેનત લઇને ઉપર કહેલી બેઉ ફારસી કેતાબોની દશ બાર નકલો એકઠી કરી તપાસીને તેનો તરજુમો ગુજરાતી કરીને તે બેઉ કેતાબો બનાવીને છપાવી છે," અને વળી એવણ કહે છે કે 'ગુજરાતીની કેતાબ વાંચયાથી જે સાહેબને શક પડે કે એ તરજુમો ફારસી કેતાબ બરાબર કરયો હશે, યા એ તરજુમા મધે એ તરજુમાના કરનારે પોતાની તરફથી વધારયું હોય એ પ્રમાણે શક પડે, તો તે ફારસી કેતાબો હાલમાં સેવક પાસે હાજર છે. તે કેતાબો સાથે તપાસી જુએ. એજ અરજ." એ તો ખુલ્લું તેડું કરે છે કે સઉ કોઇએ આવી એ કેતાબ ફારસીમાં તપાસવી. તયારે એ ઢાંકવા સાંતવામાં આવી તે તોફો દલીલ કયાં ગઇ ? એ તયારે વળી તમારા ચરચાપત્રીનો નવો બોરંગો. કોણ પુછે છે, મારો ફૂડાકા ! એવી રીતે તમારો ચરચાપત્રી તકરાર ચાલુ રાખતો દીસે છે.

પેશોતન રામે "ગોસતફ્રયાન" કેતાબ મેં કહયું તેમ બીલકુલ લખી નથી,

એ વાત સીધ છે અને એ ઓરંગામાં પકડાઇ જવાથી હવે કબુલ કરે છે કે પેશૌતન રામે એ કેતાબની એક માત્ર નકલ કરી હતી એટલે અસલપરથી ઉતારી લીધી હતી! અને તેમાં પેહેલવીમાં ૧૨-૧૫ લાઇનનું સરનામું કરેલું છે" તેથી એ મોટો પેહેલવી કાબેલ ઉસતાદ થઇ ગયો અને તેથી એના ભરૂચવાસીઓ અને ગુજરાતના સઘલા પારસીઓ કાબેલ હતા! અને તેથી મેહેરજીરાણા અકબરની દરબારમાં જબરો "વાઘ મારી આવયા!" એ નવાં સીધાંતો!

વળી આ બાબદ અને ઇતીહાસની નુકતેચેનીના કાયદા સમજવાનું ઠેકાણું નહી મળે તેમાં શીવાજીની બાબદ વીવેચન કરવાનો શોખ થઈ આવેલો લાગે છે. મોચીએ ચામડાંનેજ વળગી રહેવું એવી નાદર કહેવત મુજબ એ નવસારી વીશેજ ઓરંગા મારવાને વળગી રહે તો બહુ સારૂં, નહી તો પોતેજ ઉપલાં ચરચાપત્રમાં કબુલ કરે છે તેમ "હાથે કરીને ફજેત થવા જશે." વાંચનારી આલમે અતયાર અગાઉ જોયું હશે કે મારી તકરારો જેમની તેમ ઉભી રહેલી છે અને એ ચરચાપત્રી તેને તોડી "કીસસે કાઉસ" ને તેમજ રેવાયતવાળા તેના ટેકાને બનાવટો ઉભા કરેલા બતાવી શકયો નથી, બલકે તેવી જાણુવાજોગ કોશેશબી નથી કરી. એવા સાથ વધુ તકરાર કરવામાં શો ફાયદો? હવે મારે બીજે વખતે મેહેરજીરાણાને અકબરે આપેલી કહેવાતી જમીનની સનદની તપાસ લઇ અને તેનાં ખરાપણાં વીશે બીજી વખતે અકબરે આપેલી ત્રાબાની અને બીજી સનદો સાથ સરખામણી લઇ વ્રુસતેજો કરી આ મેહેરજીરાણા વીશેની બાબત સમાપત કરવી છે. તયાર પછી એ સઘળું એક ચોપાનીઆના આકારમાં બહાર પાડી જાળવવું જોઇયે છે કે, ભવીશમાં કોઇ વળી એ બાબદસર બહાર નીકળી ખોટી ધાંધલ કરી પારસીઓને ભમાવવા નીકળે નહી કે મેહેરજીરાણાએ સુરજ આસમાનમાંથી ઉતારયો અને અકબર બાદશાહને સદરો કસતી પહેરાવી જરથોસતી કરયો હતો.

સેવક તમારો,
રૂસતમજી પે૦ કરકરીયા.

---

## ના૦ ૬૩.

## સત્ય મિત્ર.

(તા૦ ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૮૯૬.)

### ત્રણ સદી ઉપરના પારસીઓનાં જ્ઞાન વીશે ખુલાસો.

---

સત્ય મીત્રના અધીપતી જોગ.

સાહેબ,

ચાલતા મહીનાની તા૦ ૧૩ મીના સત્ય મીત્રમાં† ત્રણ સદી ઉપર ગુજરાતના પારસીઓની ધરમજ્ઞાનની હાલત વીશે બોલતાં મરહુમ દસતુર જામાસપ આસા વીશે આપ સાહેબ જણાવો છો કે "જયારે તેવણ (જામાસપઆસા) ભરૂચ હતા ત્યારે દીલીથી ત્યાં આવેલા એક સરકારી ઓધેદારે તેમની કાબેલીયત પર ફીદા થઇ તેમને પોતા જોડે દીલી લઇ જઇ ત્યાંના શેહનશાહના એક મુનશીનો અધીકાર બખશાવવાની ખાહેશ દેખાડી હતી, જે એ મરહુમ દસતુરે તુરતજ ઉંચકી લીધો હતી." એ વીશે શેવક ખરો ખુલાસો કરવાની રજા લીએ છે.

ઇ૦ સ૦ ૧૭૧૯ મા મરહુમ દસતુર જામાસપ આશા ભરૂચથી એલમ હાસલ કરી નવસારી આવયા પછી તેવણે દીલ્લીના તે વખતના શહેનશાહ મહમુદશાહ ઉપર ફારસી જુબાનમાં અરજી લખી તેની દરબારમાં ઓહદો મેલવવાની ઉમેદવારી કરી

---

† જુઓ નંબર ૬૧.

હતી. આ અરજીની એબારત બંદી ઉપરથી પાદશાહ મહમુદશાહ અને તેવણના દરબારીએ એવા અનુમાન ઉપર આવ્યા કે ઉમેદવારી કરનાર શખસ આલેમ હોવો જોઇએ. આ ઉપરથી પાદશાહે સુરતના તે વખતના નવાબ તગએબખાન ઉપર પાદશાહી ફરમાન મોકલી મરહુમ દસતુર જામાસપઆશાને દીલ્લી દરબારના મીર મુનશીના અધીકાર ઉપર મોકલી આપવાની ફરમાસ કરી હતી. આ વખતે મરહુમ દસતુર સુરત હતા. તેવણ ત્યાંથી દીલ્લી જવા રવાના થયા, હજુ તો ભરૂચ તરફ છે તેટલાં આપ સાહેબ જણાવો છો તેમ "તેમના પીતા મરહુમ મોબેદ આસાજી જેઓ તે વેલા હઇયાત હતા, તેઓને નહી ગમ્યાથી તેવણે તત્કાલ ભરૂચ જઇ લાગી પોતાની મુરબીગીરીની સતાથી તે વાત ભાંજી પાડી હતી" ઉપલી પાદશાહી ફરમાનની નકલ હમારા બાવા મઉવાલા દસતુર ખુરશેદજી જમશેદજીએ ભરૂચવાલા મરહુમ દસતુર જમશેદજી રૂસતમજી દસતુર કામદીનના કેતાબખાનામાં જોઇ હતી. આ ખુલાસો આપના પત્રમાં દાખલ થયલો જોવાનો ઉમેદવાર.

સીકનદ્રાબાદ તા૦ ૧૫–૯–૯૬.

સેવક અરદેશર ખુરસેદજી દસ્તુર
જામાસ્પઆશા.

---

## ના૦ ૬૪.
## જામે જમશેદ

(તા૦ ૨૧ મી સપ્ટેમ્બર સને ૧૮૯૬)

### ત્રણ સદીનો વાત ઉપરના પારસીઓ વીશે મી૦ કરકરીયા.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

મી૦ રૂ. પે. કરકરીયાના અસભ્ય પત્રનો હું જવાબ આપનાર ન હતો, પણ રખે મારા બસતેકુસતીઆન ભાઇઓમાં તેઓના હીંદી વડવાઓ વીશે માઠો ખયાલ રહી જાય, તે હેતુ ધ્યાનમાં લઇ આ લખવાની ફરજ પડે છે. પહેલે તો મને તુછકારી કાઢી જવાબ આપશેજ નહી, એવો એવણે ઠરાવ કરયો હતો, પણ જયારે તકરારોથી ખુણામાં ઘેરવામાં આવયા, તયારે તોછડાઇભરી ભાશા વાપરી ફરીથી બાહેર આવયા કે, "મારી તો તકરારો ઉભીજ છે." એવણની તકરારો કેવી ઉભી છે તે જો સાહેબ તમો મને જગા આપશો તો તેનું પુરતું ખંડન કરી બતલાવીશ.

એવણનું વાંચન ઉપર ટપકેનું છે, તે ઉંડું નથી, અને તેથી એવણ જે બાબદ હાથ ધરે છે, તેને બરાબર ઇનસાફ આપી શકતા નથી. મેહેરજીરાણા સાહેબની બાબદમાં એવણની અધુરી દલીલોને ગઇ તા૦ ૨૪ મીના "મુંબઇ ગેઝટમાં" † એક "એકીલત્રી" નામના ચરચાપત્રીએ તોડી જગતગુરૂનો અરથ, ઇતીસત નામના ફારસી લોગત સંબંધી ભુલ, બદાઉનોની તવારીખ ઉપરથી નવસારીવાળા દસતુરજીનાં દીલ્લી જવાના સને વગેરે બતલાવી, એવણને ખુલ્લે ખુલ્લી ચેલેંજ કરી. મેહેરજીરાણા દસતુરવાળી તકરારમાં તકી ન શકાવાથી તે તકરાર અધુરી છોડી એવણ ૩૫૦ વરસ ઉપરની કુલ હીંદી જરથોસતી આલમની ખોડખાપણ કહાડવા નીકળી પડયા. તયાંબી જયારે ન તકાયું તયારે આવીને એક એવી ચોપડીનો આશરો લીધો છે કે જે દેખઇતી કલપીત બનાવટની ઉભી કરેલી છે. એ કેતાબ કાઉસ-વ અફસાદના કીસા વીશે એવણ કહે છે કે ૧૮૩૧ માં તેનો તરજુમો બીજી વાર છપાયો હતો, પણ તેમ છેજ નહી. દીબાચાને પાને ૯ તથા ચોપડીના પાના પર માહેલી નોટમાં એરવદ ફ૦ રબાડી પોતે કહે છે કે તે "તમામ નહતી,"

---

† જુઓ નંબર ૯

એટલે તે હોય તો લખાયલી હાલતમાં હતી છપાયલી નહી. વળી તેના પહેલા અધુરા ગુજરાતી તરજુમાનો સને ઇ૦ સ૦ ૧૭૮૩નો આપવામાં આવયો છે, જે સનેમાં યાને આજે બરાબર ૧૧૩ વરસની વાત પર દાદીશેઠવાળાં આતશબેહેરામ સાહેબને પરથવામાં આવયાં હતાં, જે વખતેબી અલબત કદમી અને શેહેનશાહીઓ વચે ઝઘડો ચાલતોજ હતો, કારણ છેક ૧૭૨૧ થી તે ઝઘડાનું મુળ રોપાયલું હતું, તે અરસામાં કોઇબી વખત આ ચોપડી લખાયલી હોવી જોઇએ. આ ખોટી ચોપડીનો તરજુમો કરનાર એરવદ રબાડી--જેવણુ અને હાલના આપણા મી૦ કરકરીયા એકજ સાથના છે-ની લાગણી તદન કદમીઓ તરફ હતી, તેના દાખલા તેવણુની ચોપડીનાં પાનાઓ ટાંકી મેં બતાવી આપયું છે કે, આદરાનના આતશ દર વરસે સરદ કરવા વગેરેની કદમીઓની ચાલ તેને એવણે પુરતો ટેકો આપયો હતો, તે ઉપરાંત એક બીજો અગતનો દાખલો મળી આવયો છે, જે ઉપરથી સમજુ જરથોસતીઓ ચેતી જશે કે એરવદ રબાડી દસતુરજી સાહેબ મુલ્લાં ફીરોઝજીના હાથમાં રમી રહેલા હતા. જ્યારે મરહુમ દસતુરજી એદલજી સંજાનાએ પોતાની નામીચી કેતાબ "ખોરહે વહીજક" બહાર પાડી અવસતા વગેરેની બાબદોથી સાબેત કરયું કે દીનમાં કબીસો થાયજ છે, તયારે કદમી બેહેદીન સાહેઓએ પોતાના દસતુરજી ઉપર દબાણુ કરયું કે તમો એનો જવાબ આપો. આનો જવાબ આપતાં દસ્તુરજી મુલ્લાં ફીરોઝજીને બે વરસ લાગાં, જે અરસામાં તેવણે "અવીજેહદીન" નામની એક કાબેલીઅત ભરેલી ચોપડી બનાવી. પણ બે વરસના લાંબા અરસા સુધીમાં બેહેદીનો શાંત ન રહે, તેથી તેવણે તે ચોપડીનો મુખતેસર યાને ટુંક ઇનતેખાબ ૧૮૨૮ માં બહાર પાડ્યો, જેનું નામ "મુખતેસર રદ જવાબ કબીસાની ખોરેહ વહીજક કેતાબનો" કરી આપયું. આ ચોપડીને પાને ૫૫) મે એરવદ ફરામ અસપંદીયારજી રબાડી કરી બીજા મોબેદોની સાથે શેહેનશાહીઓની વીરૂધ પોતાની સહી કરી સાથે સેરો મારયો છે કે, "જાણવું જે આપરા નાઘલા તથા મોટા અવસતા મધે કોઇ જગો કબીસાની કાંઇ જીકર આવી નથી, જે મજદીઅસની દીનમાં કબીસો કરે, અને કબીસાનું નામ પણ જંદ અવસતા તથા પેહેલવીમાં કાંઇજ આવયું નથી, કાંય જે દીનમાં કબીસો જાયજ નથી અગરજો કરવો રીવાજ હતે તો અસલ કદીમથી આગલા બુજરોગો કરતા આવતે તે સત કરી જાણવું..." કયાં ગયા મી૦ કરકરીયાના "ચુસ્ત શેહેનશાહી?" બીજું સાહેબ, તમો જાણતા હશો કે, કદમી ભાઇઓ શેહેનશાહીઓને તોછડાઇથી રસમી કરી બોલે છે, પણ કોઇબી શેહેનશાહી પોતાને રસમી કરી બોલતો નથી, પણ એરવદ રબાડી પોતે શેહેનશાહીઓ માટે રસમી બોલ વાપરે છે. એ સંધુ શું બતાવે છે? અસલી રેવાયતોમાં પોતાની મતલબના ફકરા ઘુસાડવામાં આવતા હતા, તેનો નજરે જોયલો એક દાખલો મેં ગઇ વેળાએ આપયો હતો. કબીસાની ભાંજગડ વખતે ઘણીક ખોટી સાહદતો બંને બાજુ તરફથી લાવવામાં આવતી હતી, જુની કેતાબોમાં ફકરાઓ ઘુસાડવામાં આવતા હતા, અને ખોટા તરજુમાઓ કરવામાં આવતા હતા, એવું હું કાંઇ નવું નથી કહેતો. એ બાબદ મશહુર છે, અને તેને મી૦ નવરોજજી ફરદુનજી જેવા કાબેલ લખનારનો ટેકો છે. જુઓ એવણુની "તારીખે જરથોસતીઆંન" નામની ૧૮૫૦ માં નીકળેલી ચોપડીનાં પાંના ૪૫-૪૭-૧૩૧-૧૩૩-૧૬૭ વગેરે. સાહીત્યની તવારીખ જાણવાનો ફાંકો મી૦ કરકરીયા રાખે છે, તો એવણને માલુમ હોવું

જોઇયે કે ઘણીક બનાવટી ચોપડીઓને ખરી તરીકે મુલ્લાં ફીરોઝજી કરતાં ઘણા મશહુર આલમાઓએ એક વખત કબુલ રાખી હતી. જેવાં કે Ireland ના નાટકો, Chatterton ની કવીતાઓ, Psalmanazar ની ફોરમોસાની તવારીખ અને વયાકરણ, Phalaris નાં કાગજો વગેરે બાહોશ ભેજાંઓએ એક વખત કબુલ રાખયા છતાં પાછળથી જણાયું હતું કે તે બનાવટો forgeries હતી.

જ્યારે કાઉસની દફાંસો મેં ખોટી પાડી ત્યારે એવણ કહેવા નીકળાયા કે એ તો ફારસી લખનારાઓની સાહેરી છે. કબુલ કરયું, હોયબી. માણેકશાહના આરબી ઘોડા, ખરેખરી સોનેરી ખુરસી, એવણ સાહેબને લેવા મોકલેલી ધામધુમભરી સવારી વગેરે કાઉસની આપવડાઇની વાતો અલંકાર માનયે તો ચોકસ ટકા તેમાંથી બાદ કરવા જોઇયે, ત્યારે જરથોસતીઓનાં ઘરો કરતાં દોખમું ભલું, તેઓ કરતાં દેવોનો ટોળો ભલો, ઓરતો કસતી બાંધતી ન હતી, રવાંનોને દુરવંદો પાસે ઉંચકાવતા હતા, વગેરે બાબદોમાંથી કેટલા ટકા બાદ કરયે. મારા ભાઇ જાણતા નથી કે ગુજરાતમાં જરથોસ્તીઓને ઉંચ વરણના હીંદુઓ સાથે વહેવારમાં આવવું પડતું હોવાથી તેઓ સુરતી ઘેડા જેવાઓને પોતાના ઓટલા ઉપર ચઢવા દેતા ન હતા. ગુજરાતના કોલીઓ, દુબરા વતીક ઉંચ કહેવાય છે, તેઓ તો પારકાંનાં મુડદાંને કદી અડકે નહી. ત્યારે રવાન ઉંચકનાર રહયા કોણ? ઘેડ લોકજ કેની? આમ જો તે વખતના જરથોસ્તીઓએ ઘેડ લોક સાથે વહીવટ રાખયો હતે, તો ગુજરાતી હીંદુઓ તેઓ સાથે ભેળાતે? તેઓ પારસીઓને તો પછી ઘેડાઓની માફક દુરજ રાખતે! પોતાનાં બોહોળાં વાંચનનો લાભ આપી એવણ આપણુને કહે કે ઘેહેસારીયા પછી રવાંનોને દોખમામાં અવલમંજલ પહોંચાડતી વખતે આપણા વડવાઓ ઘેડાઓની મદદ લેતા હતા કે કેમ તેમ જો હોય તો ઘેહે સારેલી રવા કેમ રહેતી હશે. હું ધારૂં છું એવણ એમ તો કહેવા ન નીકળશે કે તે વખતનાં પારસીઓમાં ઘેહેસારણા જેવી ચીજ હનીજ નહી. મેં કહયું હતું કે આ કીસસાની જુની નકલો કેથેથીબી મળતી નથી, તો એવણ ભાઇ કહેવા નીકળયા છે કે એરવદ રબાડી પાસે તરજુમો કરતી વખતે ૧૦ થી ૧૨ નકલો હતી, પણ એમ ન હતું. એરવદ સાહેબ ૧૦ થી ૧૨ નકલો માટે બોલે છે તે તો કીસસે સંજાન અને કીસસે કાઉસની બે ચોપડીઓ માટે બોલે છે. હવે તેમાં કીસસે સંજાનની કેટલી હતી ને કાઉસની કેટલી હતી, તે જણાતું નથી. અલબતે કીસસે સંજાનની તો આજેબી ઘણી નકલો પુરાણી મળી આવે છે. પણ કીસસે કાઉસની તેવી ૧૬ કે ૧૭ મી સદીની નકલો કેથે મળી આવતી નથી. મુલ્લાં ફીરોઝ કેતાબખાનામાં જે કેતાબ હાલ મોજુદ છે તે થોડા વખત ઉપરની લખેલી છે, ને તેપર સને જણાતો નથી, જે બતલાવે છે કે વરસ મુકવાના અખાડા કરવામાં આવેલા છે.

મી૦ કરકરીયા અમો ગરીબ નવસારીવાસીઓને ડબરાવે છે કે હવે એવણ મેહેરજીરાણા સાહેબને આપેલી સનદ, અકબરે આપેલી ત્રાંબાની બીજી સનદો સાથે સરખાવીને ખોટી પાડવાનાં કામમાં મશગુલ થયલા છે. તેમ કરે તો ભલે પણ તે આગમજ ફારસી ભાશાનો પુરતો અભ્યાસ કરે તો ઠીક. સનદો ઉકલાવવી એ કાંઇ દબેસતાન યા બદાઉનીના બીજાએ કરેલા આઇતા તરજુમાઓ ટપકાવી લેવા જેવું સેહેલું કામ નથી. ૩૦૦ વરસની જાગીર જે જુદા જુદા રાજકરતાઓએ પકી કરી આપેલી છે, તેને ખોટી પાડવી તે કાંઇ સેહેલી બીના નથી. વળી મરહુમ દસતુર સાહેબનો

કીરતી એવણે થોડી ઝાંખી પાડી હોય તેમ તેને વધુ અંધારામાં લાવવા માટે એવણ એક જુદું ચોપાનીઉં છપાવનાર છે. ભલે તેમ કરે, પણ તે આગમજ બીજાઓની તકરારોના જવાબ આપી, પોતાનો રસ્તો સાફ કરી પછી તેમ કરે તો બેહેતર, કે હવે પછીની ઓલાદને એવણની કાબેલીયતનું તોલ કરવાને બની આવે.

સેવક તમારો,

**રૂસતમજી કે. મોદી.**

મુંબઇ, તા૦ ૧૮ મી સપટેમ્બર ૧૮૯૯.

---

## ના૦ ૬૫.

## અખબારે સોદાગર, સમાચાર દરપણ, તથા મુંબઇ ચાબુક.

---

દુનીયામાં વેપારથી દરવીય વધે છે અને માણસોનાં સુખમાં વધારો થાય છે.

(તા૦ ૨૧ મી સપટેમ્બર ૧૮૯૯ ને વાર સોમ.)

### ત્રણ સદી ઉપર ગુજરાતના પારસીઓની ધરમની સ્થીતી કેવી હતી?

---

આપણે આપણા બાપદાદાઓથી જાણતા તથા સાંભલતા આવયા છીએ કે, જ્યારથી પારસીઓ હીંદુસતાનમાં આવી વસયા તયારથી તેમની સ્થાતિ નાણા સંબંધી બાબતમાં મુફલેસ હતી, તોપણ તેમની ધર્મ સંબંધી હાલત સારી અને સંતોશકારક હતી. તેઓ ધરમના બચાવનેજ અરથે અહીં આવયા હતા, અને સદા તેજ નેમ ધ્યાનમાં રાખીને વરતયા હતા, તેઓ જાતે ધરમચુસ્ત, અતેકાદવાલા, પરહેજગારીમાં પુર, ભણનાર ગણનાર અને ધરમની જગાઓ તથા ધરમના તેહેવારો અને ધરમની ઠોરીઆઓપર જાનફેશાની કરનારા હતા. એજ કારણથી તે વેલા તેમનો અથોરનાન ટોલો બેહદીનોપર ચઢીઆતાપણું ભોગવતો, તથા તેમની રેહનુમાઇ કરતો હતો. તેમનામાંના દસ્તુરો તથા દાવરોતો તે વખતને અનુસરતો ધરમનો એલમ પણ જાણુતા હતા, અને તેઓમાંના મોબેદોનો મોબેદી પેશો ધીકતો હતો. તેઓ સંજાણથી આગલ વધી ગુજરાતમાં ઠરીઠામ થયા પછી તેમની એ હાલતમાં સુધારો અને વધારો થયો હતો, અને આજથી ચારસો વરસ પછી તો તેઓ ઇરાન ખાતે એપીઆ મોકલી પોતાના ધરમ જ્ઞાન તથા ધરમ પેશામાં મજબુત થવા માટે પુછપરછ ચલાવતા હતા. લગભગ એજ હીગામથી ભરૂચમાં એક જંદ પેહલવી મદરેસા ચાલુ થઇ હતી, અને નવસારી તો તે વેલા માણેકશાહ ચાંગાશાહ જેવા માતબર અને દીનદાર અકાબર ધરાવતું હતું. તે પછી બેહેસતનશીન દસતુરો મેહેરજી રાણા, આસદીન કાકા, પહાલન ફરેદુન, જામાસપ આશા, દારાબ પહાલન વગેરે જેવા પરહેજગાર અને એલમબાજ ધરમગુરૂઓ અનુકરમે તયાં થઇ ગયા છે. એટલું છતાં તે વાતપર શક નાખી આજે પારસીઓમાં ગંભીરાઇ સાથ સવાલ ઉભો કરવામાં આવ્યો છે કે, તરણસો વરસપર ગુજરાતના પારસીઓનો ધરમ સંબંધી હાલત કેવી હતી, અને તેમના દસતુરોમાં ધરમનું જ્ઞાન હતું કે નહી! એ સવાલ મી૦ રૂસતમજી પેસતનજી કરકરીઆના અકબર તથા પારસીઓ અને દસતુર મેહેરજી રાણાવાલા નીબંધથી ઉભો થયો છે, અને તે ઉપર સામસામી પુશકલ તકરાર ચાલે છે. મી૦ કરકરીઆ કહે છે કે, તે વેલા ગુજરાતના પારસીઓમાં દીનદારી તો હતીજ નહી, પણ સામુ અધરમીપણું ફેલાયલું હતું, કારણ કે "કોસે કાવુસ અફઝાદ"માં તેમને ઉઘાડે પગે તથા સદરા કસ્તી વગર ફરનારા અને દીનની રાહોરવેશથી ઉલતા ચાલનારા જણાવેલા છે. તે સાથે તેવણ એમ પણ

કહે છે કે, તે વેલાના દસતુરોમાં ધરમનું જ્ઞાન પણ કાંઇ નહીં હતું, અને માતર પોણીબસો વરસપર જામાસપ વેલાતી ઇરાનથી આવયો તેનાથી તેઓએ તે મેલવયું હતું. સામેવાળાઓ મી૦ કરકરીઆની એ તકરારોને તોડીને તરેહવાર નવી દલીલો રજુ કરે છે કે, તે વેલા ગુજરાતના પારસીઓમાં પુરતી દીનદારી હતી, તેમ તે વેલાના દસતુરો ધરમનું જ્ઞાન પણ સારૂં ધરાવતા હતા.

પણ એને માટે એટલું લંબાણ જવાની ઝાજી જરૂર નથી. દસતુર મેહેરજી રાણા, જેમના ચરીતરને લીધે આ તકરાર ઉભી થઈ છે, તેમનો મુલ દાખલોજ લેશો તો એ તકરારનો ફડચો થઇ જશે. અને તે ફડચો ત્રણસો વરસપર ગુજરાતના પારસીઓમાં દીનદારી તથા દીનનો એલમ હનો તેની તરફેણનોજ થશે. જો એટલું સાબેત થાય કે દસતુર મેહેરજી રાણા દીનદાર અને દીનના એલમવાલા હતા, તો પછી સાથે લાગું આ પણ સાબેત થવું જોઇયે કે તે વેલાના ગુજરાતના પારસીઓ પણ દીનદાર અને તે વેલાના દસ્તુરો દીનના એલમવાલા હતા; કેમકે મી૦ કરકરીઆએ એ સવાલ એટલુંજ શાબેત કરવા માટે જગાડયો છે કે, તે વેલા ગુજરાતના પારસીઓમાં ધરમનું અંધારૂં હતું, તેથી તયાંનો એક દસતુર (મેહેરજી રાણા) અકબરને પારસી ધરમ સમજાવી શકે નહી. મી૦ કરકરીઆ એજ સીધાંત લઇ બેઠા છે કે, દસતુરજી મેહેરજી રાણાએ નહીં પણ ઇરાનવાલા દસતુર અરદેશર કેરમાનીએજ અકબરને પારસી ધરમ સમજાવી તેને પારસીપણા તરફ ફેરવયો હતો. પણ અમે એથી જુદો વીચાર ધરાવીએ છીએ, અને તે તેનાં કારણો સહીત અમે આગલ જણાવી ગયા છીએ.† તે પછી એ બાબતપર ચાલેલી તકરારથી જે વધારે અજવાલું પડયું છે તેથી આટલું તો ખાતરી પુરવક સાબેત થયું છે, અને તેનો ઇનકાર મી૦ કરકરીઆ પણ કરી શકયા નથી કે, અરદેશર કેરમાની તો મેહેરજીરાણા દીલી જઇ આવયા પછી એક દાહેકાની મુદતે દીલી આવયા હતા, કે જે વેલા એ નવસારીવાસી દસતુર મીનોઇ દુનયાને રસતે પડી ચુકા હતા, તથા અકબરે ઉઠાવેલી ધરમ સંબંધી તપાસનો છેડો આવી ચુકેલો હતો, અને વલી અરદેશર કેરમાનાને જે ખાસ કારણસર બોલાવેલા તે તો ફારસી નવી બનાવવા ધારેલી ફરહંગમાં જંદ પેહેલવી લોગતોનો સમાવેશ કરવાનું હતું: એ ઉપરથી સાફ આઇનાની-મીસાલ દીસે છે કે, મજકુર ઇરાની દસતુર આવવાની અગાઉજ અકબર જરથોસતી ધરમની સમજ મેલવી ચુકયો હતો, તેના તરફ ધલી ચુકયો હતો, પવીતર આતશની સંભાલનો હોકમ ફરમાવી ચુકયો હતો, તથા કેટલાક જરથોસતી રેવાજો પણ ધારણ કરી ચુકયો હતો. તયારે તે સઘલું તેણે કોની સમજાવતથી કરયું? અલબત દસતુર મેહેરજી રાણાનીજ, કારણ તવારીખ આપણને જણાવે છે, અને તે તવારીખનો આધાર, મી૦ કરકરીઆએ પોતે પણ લીધો છે કે, અકબરે ચલાવેલી ધરમની જુસતેજો વેલા પારસી ધરમ તેને સમજાવવા માટે નવસારીથી આતશપરસતો દીલી આવયા હતા, તેઓએ શેહેનશાહની મેરબાની મેલવી હતી અને તેમના આગરહથી શેહેનશાહે આતશની જાલવણીનો હોકમ ફરમાવયો હતો. નવસારીથી ગયલા એ આતશ પરસતો દસતુર મેહેરજીરાણા અને મલતા વીશેકોજ હોવા જોઇયે, અને તે મી૦ કરકરયા પોતે પણ ના પાડતા નથી. વલી એ દસતુરજીને શેહેનશાહે ઇનામ તરીકે બખશેલા ૩૦૦ વીંગાનો ગંજાવર વજીફો તેની જીવતી શાહદત છે કે જે ઇનામ તેમની

† જુઓ નંબર ૪૪.

એ રાહબરીનુંજ હોવું જોઇયે. સારાંશ એકે, અકબરને પારસી ધરમ સમજાવી તેના તરફ ફીદા કરવાનું કામ દસતુર મેહેરજીરાણાએ બજાવયું હતું અને જે દસતુર એવું માહાભારત કામ બજાવે તે દીનના એલમવાલો અને દીનચુશત હોય તે વેલાના પારસીઓ દીનદારીમાં તથા દીનના એલમમાં તદન પછાત હોય એમ માનવું વાજબી ગણાય નહી. જે વેલાના લોકો ધરમનાં કામો કરવા માટે અગીઆરીઓ બાંધે અને તેમાં ધરમનાં મોટાં ગણાતાં કીરયાકામો ચલાવે, તેઓ ધરમથી તદન ઉલટી રાહે ચાલે અને ઉઘાડે પગે સદરા કુસતી વગર ફરે, એમ કદી બને નહી. અને તે વેલા એવાં કીરયા કામો થતાં હતાં તે તો મી૦ કરકરીઆ, પોતે પણ કબુલ કરે છે. આ સીવાએ બીજી ઘણી રીતે સાબેત કરી શકાશે કે, તરણસો વરસ ઉપરના ગુજરાતના પારસીઓ દીનદારીમાં સાબેત અને તે વેલાનાં દસતુરો ધરમનું જ્ઞાન ધરાવનારા હતા, પણ તુરતવેલા ઉપલી એકજ મુસતકીમ દલીલપર સંતોશ પામી, બીજી વાત અમે જોગવાઇ પર મુલતવી રાખયે છીએ.

---

## ના૦ ૬૬.

## કયસરે હિન્દ.

(તા. ૨૭ મી સપ્ટેમ્બર સને ૧૮૯૬)

# નમુનેદાર ઇતિહાસીક નુકતેચીની.

THE CRITICAL MR. KARKARIA.

---

થોડા વખત ઉપર અમે જણાવ્યું હતું કે મેહેરજીરાણાની કથાના બાબમાં મી૦ કરકરીઆ ફતેહમંદ ઉતર્યા નથી, અને અમે આશા બતાવી હતી કે કોઈ બીજા ભણેલા ગ્રહસ્થો બહાર પડીને એ વિષય ઉપર વધુ ચુનોચેરા ચલાવીને તે ઉપર કાંઇક વધુ અજવાળું પાડે. તે આશા ફળીભુત થઇ છે, અને "મુંબઈ ગેઝટ"ના એક ચર્ચાપત્રીએ† બહુજ માયાકુલ દલીલોથી મી૦ કરકરીઆના રેસાલના વાતટેવાવટા ઉરાડયા છે અને સિદ્ધ કરી આપ્યું છે કે તે એટલો તો કાચો, અધુરો અને તરેહવાર ભુલચુકો, તાલમેલો અને ગથલમથલોથી ભરપુર છે કે તે ઉપર, યાતો મી૦ કરકરીઆનાં હવે પછીનાં કોઇપણ લખાણ ઉપર બીલકુલ ઇતબાર રાખી શકાશેજ નહીં. અમે પોતે ઘણી વખત રાજદ્વારી બાબતોમાંનું મી૦ કરકરીઆનું પોકળપણું અને તેઓના અધકચડા વિચારો બતાવી આપ્યા છે, તોપણ આપણામાં કેટલાકો આજવેર એમ સમજતા આવ્યા છે કે હિન્દુસ્થાનની તવારિખને વિષે નવી શોધખોળ કરવામાં તો મી૦ કરકરીઆ થોડી ઘણી શકતી યા ભંડોળ ધરાવે છે. આ તર્કનો ઘણોખરો પાયો "ટાઈમસ ઓફ ઇંડયા"નાં છાપડે ચહડાવનારાં લખાંણો ઉપર બંધાએલો હતો, પણ હવે તો તે તદન ધસી પડયો છે. મી૦ કરકરીઆ ફારસીમાં લખેલી હિન્દુસ્થાનની તવારિખોમાંથી નવું શોધી કહાડવામાં અને તે કેહેવાતી નવી શોધોને આધારે કેટલાક મશહુર ઇતિહાસોની કહેવાતી ભૂલચુકો બતાવવામાં પેહેલાજ હોવાનું જે ખોટું માન ખાટી ગયા છે તે દાવાને હવે સજ્જડ ફટકો પડયો છે, કારણ કે પેહેલાં તો ફારસી તવારીખોના આ કહેવાતા નુકતેચીનને ફારસી ભાષાનું બીલકુલ જ્ઞાનજ નથી એમ હવે સેવટનું સાબેત થઇ ચુકું છે અને જણાઇ ગયું છે કે તેમનો સઘળો ભપકો સપકો અધુરા ઇંગ્રેજી તરજુમાઓ ઉપરજ લટકેલો છે. તે તરજુમાઓનો ઘણીજ બેહુદી ભુલો "કાપા દુ કાપી અને માખી દુ માખી" ની સાધારણ કે-

† જુઓ નંબર ૬

હેવત મુજબ ઉતારી લેવાથી તેઓનું આ જુનું ભોપાળું આખરે ફુટી ગયું છે. "દબેસ્તાન ઉલ મઝાહેબ" ના એક ઘણાજ અગત્યના ફકરાના બાબમાં એવણે જે થાપ ખાધી છે, તે ઉપરથી આઇનાની માફક રોશન થાય છે કે "તબકાતે અકબરી" "અકબર નામે" વગેરે મોટી કેતાબો જોએલી અને વાંચેલી હોવાનો, તેમાં જાણે કેવા માહેર હોવાનો, અને તેનાં પાનાના આંકો વટીક એવણનાં મોહોડાંમાં રમી રહેલા હોય એવો જે દાવો એવણ લઇ બેઠા છે, તે કેતાબો તો તેવણ ઉકલાવી પણ શકતા નથી!

હવે એ તો ફારસીની વાત થઇ, પણ મેહેરજીરાણાનો ખ્યાલ વટીક સમજી શકવા જેટલું ભંડોળ પણ એમનામાં નથી, કારણ કે "જગતગુરૂ" કરીને જે શબ્દ તેમાં ઘડી ઘડી આવે છે, તેને મી૦ કરકરીઆએ એક માણસનું પોતાનું નામ તરીકે ઠોકી બેસાડયું છે. જયારે ખરેખર તો તે રોમન કેથલીકોના 'પોપ' ને મળતો એક ખેતાબ યા ઓધો છે, અને હિન્દુઓ શ્રી શંકરાચાર્યની ગાદીના વારેસને હમેશ "જગતગુરૂ" કહીને બોલાવે છે. એક સાધારણ હિન્દુ છોકરાને વટીક પુછવાની કાળજી રાખી હતે તો તે આ શબ્દનો ખરેખરો ભાવાર્થ મી૦ કરકરીઆને આપતે. પણ એ ઉપરથી અને બીજી એમની સંખ્યાબંધ ભુલો ઉપરથી એટલુંજ માલમ પડે છે કે જોકે એમનું જ્ઞાન ઘણુંજ ઉપર ટપકેનું છે, તોપણ પોતાનાજ ખ્યાલો અને તુરંગોમાં એટલા તો એવણ ચકચુર રહે છે કે કોઇ પણ બાબદ ઉપર ચોકસાઇથી યાતો બારીકીથી લખવાને એવણને હજી લાંબો અભ્યાસ કરવાની જરૂર છે. હવે આપણે મૂળ બાબત ઉપર આવ્યે છીયે તો જણાય છે કે તવારીખરૂપી નુકતેચીનીનાં ઓથાં હેઠળ મી૦ કરકરીઆએ એક આગળા જમાનાનો ફેસાદ તાજો કરીને મેહેરજીરાણા અને તેનાં વારેસોને અપમાન અને હીણ-પસતી લગાડવાની મતલબ રાખી છે. તેવણ આપણને સમજાવા માગે છે કે મેહેરજીરાણાએ જગતગુરૂની નજરબંધીને શીકસ્ત કરવાની કથા બનાવટી છે એટલુંજ નહી, પણ તેવણ દીલ્લી ગયાજ હતા નહી, તેવણને જાગીર મળીજ હતી નહી અને તે જાગીરની જે સનદ તેવણના વારેસો ધરાવે છે, તે પણ બનાવટી અને પાછળથી ઉભી કરેલી છે. વળી તેવણ એમ પણ કહે છે કે જો તેવણ દીલ્લી ગયા પણ હોય, તો તેમનામાં અકબરને જરથુસ્ત્રનાં ધર્મના મૂળતત્વો પણ સમજાવવાનું અથવા તો તે વિષે તકરાર ચલાવવાનું સામર્થ હતુંજ નહી. આએ સઘલાં ગુલબાનોનાં કારણ તરીકે તેવણ એટલુંજ જણાવે છે કે દબે-સ્તાનમાં જુદા જુદા ધર્મોના ઉપાધ્યાઓ વચે જે સામ સામી જબાનદરાજી ચાલે છે તે ઉપરથી જણાય છે કે જરથોસ્તીઓનો હિમાયતી તર્ક શાસ્ત્ર, તવારીખ અને જુદા જુદા મઝહબોની ફીલસુફીમાં પ્રવીણ હોવોજ જોઇએ, અને મેહેરજીરાણા તો ગુજરાતનાં એક ખુણામાં જન્મેલા તેથી તેવણને તો કંઇ એવી આવડ હોય એમ કોઇ કાલે બનેજ નહી. હવે ખરી વાત તો એ છે કે દબેસ્તાનનો કર્તા તો એવું કાંઇજ કહેતો નથી. ધર્મ સંબંધી તક-રારોનાં આખાં પ્રકરણમાં જરથોસ્તીઓનો પ્રતિનિધિ ફકત બેજ લીટીનું એક વાકય બોલે છે અને મી૦ કરકરીઆએ કંઇ પણ આધાર વગર અને ફકત મેહેરજીરાણા ઉપર એક તાસુબી ભરેલો હુમલો કરવા સારૂ તવારીખનવેશને તો શું પણ એક સાધા-રણ માણસને પણ નહી છાજે એવી બાજી રચીને એક શરીઆમ ખોટી વાત અડાવી દીધી છે. ઇમાનદાર નુકતેચીનીનો આ નમુનો આપ્યા પછી તેવણ તેજ ઢબ ઉપર અબદુલકાદર બદાઓનીના ખુલેખુલા ફક-

રાઓમાંથી સૌથી અગત્યના ભાગ કહાડી નાખી અને તેને ખોડા કરીને પોતાના વાંચનારાઓ સનમુખ ધરે છે અને પછી તે ખોડા ફકરાઓ ઉપરથી કંઇપણ અનુમાન બંધાઇ નહી શકાય તો તેમાં શી નવાઇ? બદાઓનીનું કહેવું એમ છે કે નવસારીથી કેટલાક આતશપરસ્તો આવ્યા હતા, જેઓએ જરથોસ્તી ધર્મની મોતેબરી અને આતશની આરાધનાની બીજી સઘળી પરસ્તેશો ઉપર સર્વોપરી જાહેર કરી હતી, તેઓએ શેહેનશાહની મેહેરબાની પોતા તરફ ખેંચીને કેઆની પાદશાહોના રેવાજ, ક્રિયામાર્ગ, અને દીનઆઇનના હોકમો અકબરને શીખવ્યા હતા. અને તે ઉપરથી અકબરે અબુલફઝલને ફરમાવ્યું કે ઇરાનના અસલી પાદશાહોની માફક પવિત્ર આતશની હેફાઝત તેણે કરવી અને રાત દિવસ તેને સળગેલો રાખવો. બદાઓની કહે છે કે એ સઘળું ઇ. સ. ૧૫૭૮ ના સાલમાં બન્યું હતું, અને પછી ઉમેરે છે કે ઈ. સ. ૧૫૮૦ માં તો અકબરે નોરૂઝને દહાડે સુરજ અને આતશને જાહેરમાં સેજદો કર્યો હતો અને જ્યારે સાંજે બતીઓ સળગાવવામાં આવી ત્યારે પોતાના સઘળા ઉમરાવોને આદરમાનથી ઉભા રહીને નમવાની ફરજ પાડી હતી, એટલે કે ઇ. સ. ૧૫૮૦ ની અગાઉ અકબરે પારસીઓના ધર્મ તરફની પોતાની વળાણ અચુક આકારમાં બતાવી હતી, અને તે બદાઓનીના કેહેવા પ્રમાણે નવસારીના આતશપરસ્તોએ શેહેનશાહના મન ઉપર જે ઠસાવ્યું હતું તેનેજ લીધે હતું. પારસીઓમાં જે દંતકથા ચાલુ છે અને જેને અકબરે આપેલી સનદનો ટેકો છે, તે પણ બદાઓનીના એહેવાલને અજબ રીતે મળતી આવે છે. તે એમ કે પારસીઓ માનતા આવ્યા છે કે ઇ. સ. ૧૫૭૮-૭૯ માં એટલે કે બદાઓનીએજ કેહેલાં સાલોમાં મેહેરજીરાણા મોગલ દરબારમાં ગયા હતા. "અભણ" અને "હમેશનાં અંધારામાં ગરક થઇ ગયલા" નવસારી કસબાની આ દંતકથા બદાઓનીના ઇતિહાસથી કેવળ સ્વતંત્ર રીતે હસ્તીમાં આવી છે એમાં તો કંઇ શક હોયજ નહીં, અને તેથી તેઓનું આ લગભગ ચમત્કારિક મળતાપણું પુરવાર કરી આપે છે કે નવસારીથી જે આતશપરસ્તો ગયા હતા તેમાં નવસારીના મોબેદોના અગ્રેસર મેહેરજીરાણા તો હોવાજ જોઇયે. પણ મી૰ કરકરીઆની મતલબ તો મેહેરજીરાણાને હલકા પાડવાની એટલે બદાઓની અને પારસી કથાની બારીક બારીક બીનામાંનું એકાગ્રપણું બતાવવું એવણને કાંઇ પરવડે નહીં, તેથી તેવણે ઇ. સ. ૧૫૭૮-૮૦ વીગેરેની તારીખ વાર માટેનો કટકો દાબી દેવાની વેતરણ કીધી અને જણાવ્યું કે અકબરની પારસી ધર્મ ઉપરની આસ્થા તો મેહેરજીરાણાના નહી પણ અરદેશર નશરવાન કેરમાનીના પ્રતાપથી હતી. આ ઠીંગડાંનો સઘળો મદાર દબેસ્તાનના કર્તાએ પચાસ વરસ પછી એકુબે સાંભળેલી વાતો ઉપર બાંધેલો છે, જેમાં લખેલું કે અરદેશીરને અને આઝરકેવાંનને અને વળી બીજાબી કેરમાનના આતશપરસ્તોને અકબરે તેડાવ્યા હતા. પણ ત્યાં વળી પાછી એક મુદ્દાની બીના મી૰ કરકરીઆને દબાવી રાખવી પડી અને તે એ કે અરદેશર તો છેક ઇ. સ. ૧૫૯૭ માં એટલે કે મેહેરજીરાણાના ગયા પછી સતર, અઢાર વર્ષે હિન્દુસ્તાનમાં આવ્યા હતા. એજ સબબને લીધે બદાઉની તો પોતાની તવારીખમાં અરદેશરનું નામ આપતો નથી, કારણકે તે તવારીખ ઇ. સ. ૧૫૯૫ એટલે કે અરદેશરના આવી પોંહોંચવાની બે વર્ષ અગાઉ ખતમ થાય છે. અને વળી બદાઓની અને દબેસ્તાનનાજ કોલ પ્રમાણે ઇ. સ. ૧૫૮૦ ની અવલ અકબરે આતશ

અને ખુરશેદની એબાદત અને પારસીઓની બીજી કેટલીએક રાહરસમો અખત્યાર કીધા હતી. તો પછી એમ કેમ કહેવાઈ શકાય કે છેક ઈ. સ. ૧૫૯૭ વેર નહીં આવેલા અરદેશીરના સમજાવાથી અકબર પારસી ધર્મ તરફ દોરવાયો હતો? આટલુંજ કરીને આપણા "કાબલ અને અપક્ષપાત તવારીખનવેશ" ધરાયા નહીં. અરદેશરને તો ખસુસ કરીને "ફરહંગે જહાંગીરી" માંના ઝંદ અને પાઝંદ લફ્ઝોના અર્થો સમજાવવાને સારૂ પૈસા મોકલીને બોલાવ્યો હતો એમ એ ફરહંગનાજ કર્તા મીર જમાલ-ઉદ્દીન અનજુ, જે અરદેશરને ઘણીજ સારી પેઠે ઓળખતો હતો, તેણે ભાર મુકીને સ્પષ્ટ રીતે જણાવેલું છે. અને ગલોકમેનનો એક રેસાલો, જે મી૦ કરકરીયાએ બએ વાર ટાંકયો છે, તેમાં ફરહંગમાંના એ ફકરાઓ ઉતારી લીધા છે, તોપણ તે વિષે મી૦ કરકરીઆએ બીલકુલ અખાડા કરી જઈને અરદેશર તો મેહેરજીરાણાથી અકબર સંતોષ પામયો નહીં હતો તેથી ધર્મ સમજાવવાનેજ કાજે આવ્યા હતા એમ અડાવી દીધું અને વળી મેકસ મુલર પણ એમજ કેહે છે એવો બી ટોલ્લો માર્યો. આનું નામ તે ભરૂસો મુકવા લાયક નુકતેચીની! આ તે અપક્ષપાતપણું! આ તે સાહિત્યની શોધખોળ! ખરેખર જો નુકતેચીનીનો અર્થ પારસીઓના એક નામવર વડવાને વાભંગી અકટલોને આધારે ધુતારા તરીકે ઓળખાવવામાં સમાયલો હોય, તેત્રણને "લાલ્લીઆ પરાપરો" સાથે સરખામણી કરવામાં સમાયલો હોય અને અને જો તે તવારીખની મોજુદ શાહાદતો છુપાવવામાં અને નહીં હસ્તી ધરાવતી ઘુસાડી દેવામાં હોય, તો મી૦ કરકરીયા એક નુકતેચીન છે ખરા! પણ જો તેમ નહીં હોય અને નુકતેચીનીનો અર્થ પ્રમાનદારીથી જે સાચેસાચું હોય તે તાસુબી વિના દેખાડવું, અને બારીકેબારીક બીના કાળજીથી સમજવી તપાસવી, અને સરખાવવી અને ઉપર ટપકેનાં અને લઇ દોડેલાં જ્ઞાન ઉપરથી દોરવાઇ નહી જવું એમ હોય, તો બેશક મી૦ કરકરીયા નુકતેચીન તો નથીજ!

મી૦ કરકરીયાએ પોતાના રેસાલા પછી "જામે જમશેદ" માં અને "ટાઈમ્સ ઓફ ઇંડયા" માં† મેહેરજી રાણાને, નવસારીના મોબેદોને અને આપણા વડવાઓને ગાળો ભાંડવાનો જે ધંધો લઇ બેઠા છે, તે વિષે વિગતે બોલવાની અમને હમણાં તક નથી, પણ અમે આટલુંજ કહીશું કે મેહેરજી રાણા વિષેની તકરારની મૂળ બાબતમાં ઉઘાડા પડવાથી તેઓએ એક આડો માર્ગ લીધો છે તે સઘળાઓ સમજે છે. કાઉસ અફશાહના કાહાણી જેવા કિસ્સાને આધારે અને "પારસી પ્રકાશ" માંથી બે ત્રણ ભલતીજ બાબદો તારવી કાહાડીને પારસીઓના વડવા કેવળ અજ્ઞાન, દુરવંદો કરતાં પણ અધર્મી અને તેઓનાં ઘર દુખમાઓ કરતાં પણ વધારે નાપાક હતાં અને એજ કીસમનાં બીજાં ટાહેલાંઓથી વાંચનારી આલમનું ધ્યાન પોતાની શીકસ્ત ઉપરથી બીજી બોર્ડુએ ઘસડી લઇ જવાની જે તજવીજ કીધી છે, તેથી મી૦ કરકરીયાએ ઉલટી પારસી આલમમાં પોતાની હસી કરાવીને પોતાનુંજ અજ્ઞાનપણું વધારે આશકારા કર્યું છે.

---

## ના૦ ૬૭.
## અખબારે સોદાગર.

(તા૦ ૧ લી અકટોબર સને ૧૮૯૯.)

### તરણ શદી ઊપર ગુજરાતના પારશીઓની હાલત વીશે મી૦ કરકરીઆ.

---

મેહેરબાંન અખબારે શોદાગરના અધીપતી સાહેબ,

જત ગઇ તા૦ ૨૩ મીના "ટાઇમશ ઓફ ઇંડીઆ" માં* પીટ જેવા નામાકીત

---

† જુઓ નંબર ૧૦. * જુઓ નંબર ૧૦

વકતાનું વરતેલું એક ભવીશ ખોટું પાડતાં તેના લખનારે અતરેના એક માહાન નર ઉપર નાહકનો ઉતરી પડી જે જે ખરાબ વીશેશણો તેની આગલ લગાડયા છે તે વાંચવાથી અતરેના પારશીઓના દીલ ઘણાં દુખાયાં છે. શાહેબ તે લખનાર જો તે મરહુમને " obscure and ignorant parsi priest" (અપરશીધ અને અજ્ઞાન પારશી દશતુર) એટલુંજ લખીને અટકયો હોત તો તેના શામે ઘણું બબડવાનુ કાંઇ કારણ રહેત નહી. પણ તે મરહુમ માહાતમાના નેક નામ આગલ 'impostor' (ઠગ; પાંખડી) જેવો ખરાબ વીશેશણ મુકી તેઓને 'Cagliostro'( કેલી ઓશતરો) જેવા એક બદફેલ પાતરની ઉપમા આપવાથી લોક લાગણી વધારે ઉશકેરાઇ છે. એક જીવતાં માણસ શામે આવું ખરાબ લખવા ગમે એવું શખતમાં શખત અંતકરણ આંચકી ખાય તો મુવા પાછળ આવું હડહડતું બોલાય એ કયુ અંતકરણ શાંખી શકે? માણસ ગમે તેવું બદફેલ અથવા ખરાબ ચાલનું હોય તોપણ તે જીવતું હોય તયાં શુધીજ લોકો તેને માટે ખરાબ બોલશે. પણ તેના મુંવા પછી તેની કાલી બાજુ સઘલી ઢાંકીને ચલકતી બાજુજ પરજા હજુર ધરશે. તેમજ વલી તે લખનાર અંગરેજ થઇને અંગરેજ લોકોનો મુદરાલેખ જે 'Don't speak evil of the dead' ( મુવાની બદગોઈ કરવી નહી.) તે ભુલી જાય છે. એ ઘણી અચરતીની વાત છે જે વીશેશણો તે લખનારે એ મરહુમના નાંમ આગલ લગાડયાં છે તે જો તેણે તેઓનો બચાવ કરનારાઓના નામ આગલ લગાડયાં હોત તો તે જરા પણ વાજબી ગણાત કારણ કે તે મરહુમે પોતે તેવું માન લેવાનું કાંઇ પણ કરયું નથી પણ તેઓનો બચાવ કરનારાઓ તેઓને તે લાયક માન આપવા માંગે છે.

તેઓને કોઇ પણ રીતે માન લેવાનો અભખરો હોવોજ જોઈએ નહી કારણ જો તેમજ હોત તો પોતે કરેલાં આવાં માહાભારત કામની જાતે ટુંક નોંધ પણ રાખત. આગલા નેયાગાનોને તેવાં માનની ભુખ હતીજ નહીં. આટલું છતાં પણ ભલે જો તે લખનારે તે મરહુમને સતાવાનીજ નેમ રાખી હોય તો તે તેને મુબારક છે. "ટાઇમસ" જેવાં વગવાલાં પતરમાં આવું લખાણ પરગટ થવાથી ભલે તે મરહુમના વીરોધીઓ ખુશી થાય. પણ તેથી તે દસતુરના પક્ષવાલા કે કોઈ પણ તરાહીત શખશનું દીલ કેટલું દુખાય તેનો કયાશ કરવાનું કામ અધીપતી રાજ આપનીજ મુનશફી ઉપર શોંપુ છું.

ઉપલું લખવા પછી જયારે કલમજ પકડી તયારે તો વધુ લખવાની લાલચ દબાવી શકતો નથી. સાહેબ આપના પતર મારફતે એ મરહુમ દસતુર માંટે આરટીકલમાં થયલી ચરચા શેવકના વાંચવામાં પણ આવી છે. અને તે ઉપરથી એ બાબદ વીશે થોડીક શોધ કરવાનું મન થવાથી જે કાંઇ મલયું છે તે વાંચનારાઓ હજુર ધરવાની રજા લઉં છું. પરથમ તો મી૰ કરકરીઆ દસતુર મેહેરજી રાણાએ દીલીમાં ધરમ સંબંધી બાબદો શેહેનશાહ અકબરને સમજાવાની વાત નાપાડે છે. અને તેનું માન ઇરાનના એક દસતુર " અરદેશર કેરમાંની" ને આપવા માંગે છે. ' એના સંબંધમાં એટલુંજ લખવું બશ થશે કે જો મી૰ કરકરીઆને ફારશી ભાશાનો અભયાસ હોય તો તેઓએ "ફરંગે જાંગીરી" ના બીજા વાલમમાં " બરસમ " ( ! ! ) બોલ જોવાની તકલીફ લેવી. કે જે શબદની સમજણના શેવટની તરણ લીટીમાં સાફ લખેલું છે કે અરદેશર કેરમાનીને પાદશાહે પોતે ખરચ આપીને ઇરાનથી "ફરગ" બનાવવાને વાસતેજ બોલાવયો હતો. અને

તે દસતુર જે વખતે દીલી આવયા તે વખતે તો ધરમસંબંધી કામ ખલાશ થઇ ચુકયું હતું. અને તે અગાઉના કેટલાં વરશના દસતુર મેહેરજીરાણા તો જેમ મી૦ રૂ. કે. મોદી જણાવે છે તેમ જીનતગુજીનબી થયા હતા. તો પછી અરદેશર કેરમાનીની ધરમ સંબંધી સલાહ લેવાની મી. કરકરીઆની દલીલ કયાં રહી.

મી૦ કરકરીઆ પોતે જ્યારે એક દલીલમાં હારે છે. તયારે લાગલા બીજી બાબદને વલગી પડે છે. અને તેમ આપણે આ વખત જોઇ લીધું છે. જયારે દસતુર મેહેરજી રાણાં માટે તેઓથી જવાબ આપી શકાયો નહીં તયારે તેઓ "ગુજરાતના પારશીઓની હાલત ઉપર ઉતરી પડયા છે."

પણ તે બાબદમાં પણ મેશરસ અરદેશર દસતુર કામદીન તેમજ રૂ. કે. મોદી જેવા ચુનદા લખનારાઓએ શેકશત દીધા પછી તેઓ એકદમ "કાઉસ અફશાડ"ના કીસશાને વલગી પડયા છે. પણ તે કીસશાના તો મી૦ મોદીએ વાવટા ઉરાડી મુકયાં છે. તે કીસશા ઇંટના દખમાં તરફ કાઉશે બતાવેલો ધીકકાર મી૦ કરકરીયાએ પોતાની પક્ષની મજબુતી માટે આધાર તરીકે લીધો છે. પણ વંદીદાદ જેવું કીમતી ધરમ પુસતક તે આધારને કેવો ઢીલો કરી નાખે છે. તેમાં દાદાર અહુરમજદ જરથોસત સાહેબને છોંએ ઇંટ, અથવા પતથર, એ તરણે ચીજના દખમાં બનાવવાને સાફ ફરમાવે છે તો પછી વંદીદાદ જેવાં કદીમ ધરમ પુસતક ઉપર ઇતબાર રાખવો કે પેલા કીસશાને આધાર તરીકે પકડવો એ વાચનારી આલમની મુનશફી ઉપર રહે છે. આટલું છતાં ધરમની માહીતી બરાબર નહી ધરાવનાર કોઇ કાઉસ જેવા શખશના કીસશા કાહણી ઉપરજ મી૦ કરકરીયા આધાર બાંધતા હોય તો તેઓને આટલુંજ કહેવું પુરતું છે કે જો આગલા નેયાગાનોથી જેમ સાંભલતા આવયાં છીએ તેમ રવાનની નઇયતે દાદર ઇજાવવાની વાત ખરી હોય તોજ પછીજ જેમ મી. કરકરીઆ કહે છે તેમ ગુજરાતમાં ખરૂંજ અંધારૂ હતું.

મી૦ કરકરીઆ પોતે કીસ્સશા કાહનીને ઘણી બાબદોમાં સાહદત તરીકે ટાંકી દશતુર મેહેરજીરાણાની તારીફમાં જોડાયલો ખયાલ તેના ટેકામાં લેવા ના પાડે છે. પણ તે ખયાલના સંબંધમાં જણાવવાની અગત છે કે તે કોઇ તે દસતુરના સગા સનેહી કે ઓલખાણ પીછાનવાલા મોબેદ સાહેબે તો શું પણ કોઇ બેહેદીન સાંહેબે પોતાના દશતુરની તારીફમાં જોડયો નથી. "તોરાવાલાના" ઉસતાદ "મહારાજગીર" ના ચેલા "સુદનવ" નામના કોઇ હીદુએ જોડેલો છે. હવે જો તે દસતુરને પોતાની તારીફ પોતાને મોહડેજ ગાવાનો અથવા બીજા પાસે ગવાડવાનો અભખરોજ હતે તો પોતાના હમદીનોને છોડી જુદદીન ને હાથ તે કામ શું કરવા સોંપતે? અને જુદદીનવાલાને શું એટલી બધી પડેલી કે પોતાથી ઉલટા ધરમવાલાની એટલી બધી તારીફ કરે અને "જગતગુરૂ" જેવા સવ ધરમવાલાને ઉતારી પાડે. પણ જયારે આવી રીતે ખોલું એક જુદદીનથી જોડાયલું છે તયારે તેમાં કેટલી બધી સચાઇ હોવી જોઇએ તેનો તોલ વાંચનારાઓએજ કરવો.

શેવટે તવારીખનવેશને મારી એટલીજ ફરમાશ છે કે તેઓએ એક બાબદ ઉપર વાદવીવાદ ચલાવતાં બીજી બાબદને પકડવી નહી જોઇએ તેઓએ યાદ રાખવું જોઇએ કે તેઓ પોતાનો જનમ મુંબઇમાં થવાથી તેને પોતાનું વતન ગણુતા હોય પણ તે સઘલા પછી બાપેદાદે તેઓ પણ એક નોશાકરાજ છે. અને તે નોશાકરા તરીકે જાણવું જોઇએ કે નોશાકરાઓ જેનો

પીછો પકડે છે તેને છોડતા નથી. માટે મુંબઇવાલામાં જો ખપવા ગયા તો નોશાકારા સાથે કામ લેતાં સંભાલ રાખવી, એજ.
નવસારી તા૦ ૨૬ મી શપટેમબર ૧૮૯૬.

લી૦ શેવક "દરેજા"

---

## ના૦ ૬૮.

## સ્વતંત્ર.

(તા૦ ૪ થી અકટોબર સને ૧૮૯૬.)

### મી૦ કરકરયાને ગભરાવતો દસ્તુર મેહરજીરાણાનો ભુત!

'MEHRJI RANA ON THE BRAIN.'

---

શુરવીર શીવાજી ઉપર બીજાપોરવાળા ફએઝુલખાનને દગાથી વાઘનખ વડે મારી નાખવાનો જે કલંક મુસલમાન તવારીખનવેશોએ અમર ચોંહટાડયો છે, અને જેને આધારે પાછલથી જાણીતા અંગ્રેજ ઇતિહાસકર્ત્તાઓબી તેજ મતને સ્વીકારી શીવાજીને માથે બદનામીનો તોહલો એવડાં જોશથી માર્યો છે, તે હિન્દી ઈતિહાસમાં અગત ધરાવનારા અભીપ્રાયને મરાઠી શાહદતોને આધારે તકલીદી અને વજુદ વગરનો ઠરાવવાની જે કોશેશ થોડુંકની વાત ઉપર આપણા મી૦ રૂ. પે. કરકરયાએ રસાલા વાંચી તથા લખાણુ કરી કીધી હતી, તેની સ્તુતી વાસ્તવીક રીતે ઘણે ઠેકાણેથી થઇ હતી. શીવાજીના પરાક્રમોને શોભા લગાડનારી અને એક ઇતિહાસીક શોધખોલ કરનારને તદન છાજતી સ્વતંત્ર રીતે મી૦ કરકરયાએ તે અગતની બાબદને ઈનસાફ આપ્યો હતો, અને મરાઠી 'બાખરો' ને આધારે ગણી ભરૂસેદાર રીતે તેઓએ આખા મહારાષ્ટ્રના લોકોનાં દીલ મગરૂર બનાવ્યાં હતાં કે શીવાજીએ નીચ કાવાદાવાથી અફઝુલખાનનો જીવ વાઘનખે લીધો નહી હતો, પણ ખુદ અફઝુલખાને શીવાજીને જીવતો પકડવાનો પ્રપંચ આગળથી રચીને રાવગઢની ટેકડીપર મુલાકાત કરવાનું ચોકઠું રચવાથી શીવાજીને તે વીશેની છુપી ખબર મળતાં તે પોતાની જીંદગીના બચાવ અર્થે વાઘનખ છુપાવી મુલાકાતે ગયો હતો અને અફઝુલખાન સાથની ભેટમાં તે મુસલમાન સરદારની 'કાતેલ કોટી' ની મતલબ ઝટ પામી જઇને તે વાઘનખનાં સાધણુ વડે તેણે અફઝુલનો જીવ લઇ પોતાની જીંદગી બચાવી હતી.

વાંચનારને અત્રે જણાવવાની અગત છે કે, તે આખા રસાલામાં યા તેને લગતાં છપાયલાં વર્ણનમાં કેથેબી મી૦ કરકરયાએ સ્વભાવ ખોહી શીવાજીનો બચાવ કરતાં અફઝુલખાન યા મહુમદખાન ઈતીહાસ કર્ત્તાઓનું અપમાન કીધું ન હતું, યા 'હાંડા માસ્તરો' ની જાણીતી રીત મુજબ તુરતાતુરત તરયા પાવ પર આવી જઇ સામી બોર્ડુંને તોડી પાડવા માટે એઠાં વિશેષણો લગાડયાં ન હતાં. ખરી ઈતીહાસીક તકરારને છાજતી રીત મુજબ અને તકરારના અચુક કાનુનો મુજબ મી૦ કરકરયાએ તે વેળા કામ લઇ પોતાના વીશે અને પોતાનાં ભંડોળ વીશે સારો છાપ આસપાસ બેસાડયો હતો અને અમોએ બીજા ભાઇબંધો ભેગા તે માટે તેમને ઘટીત શાબાશી આપી હતી, પણ અફસોસ કે એક પાછલી વર્તણુકથી એ જવાન ગ્રેડયુએટે તે શાબાશીને નાલાયક થવા જેવું કામ કરીને પોતાનાં ભંડોળની કોતાઇ દેખાડવા સાથ કાચી બુદ્ધી, ઉતાવળ્યો સ્વભાવ, અને આજના વખતની ઇતીહાસીક શોધખોલ ચલાવનાર આસામીને બીલકુલ શરમાવે એવી પક્ષપાતીનો ખેદકારક પુરાવો આપ્યો છે. અમો નવસારીવાળા દસ્તુર મેહરજીરાણા અને અકબરવાળા જાણીતા ઈતીહાસની

બાબદમાં બોલ્યે છીએ, કે જે ઉપર થોડું-ઠની વાતપર મીં૦ કરકરયાએ રાયલ એશ-યાટીક સોસાઇટીની અત્રેની શાખા સમક્ષ વાંચેલા રસાલા પછી જે ગડબડ જાગી છે, તેથી વાંચનાર જાણીતા છે. એમના રસાલાની પ્રથમ નેમ અજાણ્યાઓને એવી લાગી હતી કે, દસ્તુર મેહેરજીરાણા અકબરની દરબારમાં ગયા, ત્યાં એક મોજેજો કરી દેખાડયો અને સેવટે અકબરને જરથોસ્તી મહજબમાં વટલાવી તેને સુદરે કુસ્તી પહેરાવી, એવી જે દંતકથા આજ ચારસો વર્ષ થયાં ચાલતી આવી છે, તે દંતકથા વીશે એઓ ( યાને મીં૦ કરકરયા ) કાંઇક નવું અજવાળું પાડવા માગે છે. પણ બીજી વખતના ઠાવકા વિચારે તે ખ્યાલને દફે કરી આ અટકળને મજબુત બનાવી છે કે, મીં૦ કરકરયા દસ્તુર મહેરજીરાણાવાળા અને તેને મલતા વીશેક ટોળાથી જુદા પક્ષને લગતા હોવાથી તેઓને ધારવા મેળે મહેરજીરાણા યાને ભગરયા પક્ષના વીરૂધવાળા કોઇક આસામીઓએ ઉશકેરીને છાપડે ચઢાવી દીધાથી એકદમ તેઓએ લાંબા વિચાર વગર આ રસાલો ચીત્રી કાઢી, દસ્તુર મહેરજીરાણાવાળી દંતકથાને ખોટી ઠરાવવા જતાં તે બાબદને લગતી અનેક પ્રકારની બેખબરી અને બીનમાહીતગારીથી પોતાનો રકાશ અને હસી કરાવ્યાં છે.

તે તો તેઓની અધુરી માહીતીને લીધે થયું. પણ બીજું તેઓએ જે કીધું છે તે એ છે કે, એક ઈતીહાસીક શોધખોલ ચલાવનારને ન શોભાવે એવો પોતાનો ખવાસ તેઓએ એ રસાલામાં અને તે પછીની તકરારને લગતી પોતાની તરફની છાપાછાપીમાં દેખાડયો છે. તેઓએ મહેરજીરાણાને ‘ દસ્તુર ’ નો એલકાબ આપવાના આખાડા કરી પોતાની પક્ષપાતી અદેખાઇની ગવાહી આપી છે. તેઓએ તે મરહુમ અશો દસ્તુરને ન છાજતાં વિશેષણો લગાડી પોતાનો અગ્રહસ્થાઇ ખવાસ દેખાડયો છે, અને ખોટી તારીફ અને મતલબી ખુશામતથી ફુલી ફાટી ગયલા એ જવાને તે વિશેષણો દસ્તુર મહેરજીરાણાને લગાડવામાં જે મજાહ લીધી છે, તેજ દેખાડે છે કે અપક્ષપાત શોધખોલ કરનારની ઉપમાને તે કેવળ અયોગ્ય છે. આ વીશે અમને બોલવું ન હતું. અમો તેના રસાલા ઉપર પ્રથમ ગુજરાતી કટારમાં ટકોરમાં શરેહ કરી ચુપ બેઠા હતા અને પાછળથી મીં૦ કરકરયાની વીરૂધ જુદે જુદે ઠેકાણેથી જે કાંઇ બોલાયું હતું તે અમો કેવળ પુરતું સહમજતા હતા, અકસર કરી ગુજરાતના પારસીઓની આગલી અધર્મી સ્થીતીના તેના લબાડ તડાકાને જે રીતેઆબાદતોડવામાં આવ્યો છે, તે પછી અમો માનતા હતા કે તે હવે ચુપ બેસશે અને પોતાનો જે રીતે ખામખા ફેસ્તો કરાવી ચુકયો છે તે પછી દસ્તુર મેહરજીરાણાની પવીત્ર યાદને પોતાની નાની જીભલી અને બેલગામ કલમથી વીના કારણે અપમાન આપવાથી હવે શરમાશે. પણ મીં૦ કરકરીયાને ગોયા દસ્તુર મેહેરજીરાણાના નામનું ઘેલું લાગ્યું છે, તેને એ નામેજ જાણે ભુત માફક ઘેરયો છે, જેથી પડેલો પડેલોબી એ જવાન ગાલો દેવા અને એઠાં વિશેષણો લગાડવામાં તે મુએલા દસ્તુર અને તેની પક્ષનાઓ ઉપર પોતાનું વેર લેતો સહમજે છે. પણ પહેલા દસ્તુર મેહેરજીરાણા સામે વગર આધારે અને કાંઇબી સંગીન દલીલ વગર, ચારસો વર્ષ પછી ધુલ છાંટવા બહાર પડેલા આ નોશાકશ જવાનને હવે જતો મુકવો જોઈતો નથી. “ટાઇમ્સ ઓફ ઇંડયાં” ના ગઇ તારીખ ૨૩ મી ના અંકમાં પ્રગટ થયલી એક આર્ટીકલમાં ઈંગ્લાડના નામાંકીત રાજદ્વારી પીટનાં નામ સાથ જોડાયલી એક અગતની દંતકથા વિષે વિવેચન કરવામાં આવ્યું છે કે જેમ

કરતાં બાપડા દસ્તુર મેહેરજીરાણાને પાછી છુટે મોઢે હલકી ભાશા વાપરવામાં આવી છે.

* *
*

હવે વાંચનારને જણાવવાની કશી જરૂર નથી કે, એ વિવેચન કરનાર કોઇજ નહી પણ તારા અને સેતારાની હરદમ ચાલ ગણનાર અને ગ્રહ મંડળ સાથ ચાલુ ગોફ્તેગો ચલાવનાર આપણા જીવતા જાગતા મી૦ કરકરયા છે. મજકુર પત્રમાં તેના મરહુમ કુશળ અધીપતી મી૦ ઠર્વ્‌ને એ જવાન્યાને થોડું થોડું લખાણ કરવાનું કામ સોપેલું ઘણાઓ જાણે છે, જેના પ્રતાપથી તે હજી ત્યાં ટકેલો છે અને તેથીજ એ પત્રના ગઈ તા૦ ર૩મીના અંકમાં તે નામાંકીત પત્ર વીશે બોલતાં દસ્તુર મેહેરજીરાણાપર પાછો પોતાનો ઉભરો પરદામાં ભરાઇને ખાલી કીધો છે. તે આટીકલમાં જ્યારે પોતાને તે બાહોશ અને અપક્ષપાત તવારીખનવેશ દાખલ જણાવે છે, ત્યારે દસ્તુર મહેરજીરાણાને 'પેલો ઈમપોસટર (Imposter) મહેરજીરાણા' કરી જણાવે છે. ઇમપોસટર સબ્દનો અર્થ ગુજરાતીમાં "ઠગ, ધુતારો, ઢોંગી યા પાખંડી માણસ" તરીકે થાય છે, એટલે કે મી૦ કરકરયા દસ્તુર મહેરજીરાણાને ઠગ, ધુતારા, ઢોંગી યા પાખંડી એમાંનો એકાદ અવગુણ ધરાવનાર યા સઘળા સામટા અવગુણ ધરાવનાર દાખલ આપણી સમક્ષ રજુ કરે છે. આગલ ચાલતાં એ જવાન તે દસ્તુરને એક ખુણે પડેલા (obscure) અને અજાણ (ignorant) મોબેદ દાખલ ઓળખાવી કહે છે કે, તેમની બાદશાહ અકબરના સંબંધમાં જે દંતકથા હસ્તી ભોગવે છે તે બનાવટી ઉભી કીધેલી છે. આગળ વધતાં તે એટલો બધો બેહકી ગયો છે કે "ઠગ, ધુતારા, ખોટા અને પાખંડી મહેરજીરાણાને તે નવસારીનો કેગળીઓસ્ટ્રો (Cagliostro)ની ઉપમા આપે છે, કે જે બોલનો અર્થ બી તેના ભાવાર્થમાં ઠગારાના કરતાં જુદો થતો નથી. સેવટે તે દસ્તુર મહેરજીરાણાને ("ચારલેટન પ્રીસ્ટ") યાને ધુતારો મોબેદ જણાવે છે અને તેમને લગતી દંતકથાને "લબાડ"ની ઉપમા આપે છે. આ સઘલું જેમનું તેમ પસાર કરી જવું જોઇતું નથી. માથામાં રાઈ અને પવન રાખી ફરતા ઉછાછલા માણસોની શુદ્ધ ઠેકાણે લાવવાનો એખલો ઉપાય તેમને તેમનાં ખરાં રૂપમાં ઉઘાડા પાડી બેહોરમત કરવાનો છે; જેથી દલગીરી સાથ કહેવું પડે છે કે, ઘટે તે કરતાં વધુ જાહેર અગત પામ્યાથી હુલકાઇ ગયલા મી૦ કરકયાનાં મગજ અને દીલમાંથી દસ્તુર મહેરજીરાણાના 'ભુત'ને કાઢી નાખવા કીજે કાંઇ ચાંપતા ઉપાય હવે લેવા જોઇએ.



પ્રથમ જે ઉપાય લેવો જોઇએ છે તે એ કે, આપણી વચમાંથી કોઇ અપક્ષપાત વલણના, સંગીન યુનીવરસીટી કેળવણીવાળા ઇતીહાસીક સારૂં ભંડોળ ધરાવનારા અને મી૦ કરકરયાને પેચે પેચ પોંહચી વળે એવા નરે–પછી અથોરનાન કે બેહદીને–મુંબાઇમાં મી૦ કરકરયાના ભુલભર્યા રસાલા વીરૂધ ગુજરાતી તેમજ ઇંગ્રેજીમાં જાહેર ભાષણો આપી તેનું ખોટારૂં ખુલું પાડી આપવું ઘટે છે. એ કામ બજા લાવવા માટે સાંધણો સંપુર્ણ પડેલાં છે. પ્રથમ તો દસ્તુર મહેરજીરાણા વીશે સારૂં ભંડોળ, બીજું તો અકબરની દરબારમાં પેહેલ વહેલા જરથોસ્તી દાખલ તેમના જવાની સત્તાવાર વાત, ત્રીજું તો (મોજેજાની વાત બાજુ રાખ્યે તોબી) અકબરના મગજ ઉપર તેવણે પારસી મહજબ વીશે પાડેલું લાભકારક અજવાળું અને તેથી અકબરના ધર્મ સંબંધી વિચાર આચારમાં થયલો ફેરફાર, ચોથું તો અકબરે તેમને નવસારીમાં બાઆબરૂએ આપેલી જાગીરની સત્તાવાર નોંધ અને પાછલથી તે જાગીરમાં કરી

આપેલો વધારો, પાંચમું તો અકબરની દરબારમાંથી પાછા ફર્યા પછી નવસારીની તમામ અનજુમને વડા દસ્તુર દાખલ તેમનો કીધેલો સ્વીકાર, છઠું તો અરદેશર કેરમાનીના મહેરજીરાણા પછી ઘણે વર્ષે અકબરની દરબારમાં જવાની મળી આવતી ભરૂસેદાર ખબર, સાતમું તો મહેરજીરાણાના વખતમાં અને ત્યાર પછી ગુજરાતના જરથોસ્તીઓની ધર્મ અને સંસાર સંબંધી હાલતની મળી આવતી સંતોષકારક વિગત. આ સઘળાંપરથી એક અચ્છામાં અચ્છો નીબંધ–મી૦ કરકરયાને અચુક કરર ભુસ કરી નાખે એવો રચી શકાય એમ છે. મુંબઇમાં પુખ્ત રીતે કેળવાયલા અથોરનાનો અને બહેદીનો ઘણા પડેલા છે, કે જેઓ થોડોક શ્રમ લઇ જો એકમતે આ કામ માથે ઉઠાવે તો મી૦ કરકરયાના વાંસેવાસા ભાંજી નાખવાનું સહેજમાં બને, અને ત્યારેજ તેની પક્ષપાતીપર અજાણ્યાઓનું ખાત્રીપુર્વક ધયાન ખેંચાય. અમારા વિચાર મુજબ એક ચંચળ ગ્રેડયુએટ મી૦ શાપુરશા હોરમઝશા હોડીવાળા એમ. એ. આ કામ માથે ઉઠાવવાને પુરતા લાયક છે. તેમને આ સમયે જોઇતું ઉતેજણ આપી બહાર પાડવાની દસ્તુર મહેરજીરાણાની પક્ષના અથોરનાનોની પહેલી ફરજ છે. બીજું તો એ કે, મી૦ કરકરયાના રસાલાની વીરૂધ એક બીજો ખરી વીગત આપનારો રસાલો દસ્તુર મહેરજીરાણા વીશે અંગ્રેજી તેમજ ગુજરાતીમાં બહુ અનુભવી હાથે લખાવો ઘટે છે, કે જેથી ભવિષની ઓલાદને તેમની શોધ કરનારાઓને, દસ્તુર મહેરજીરાણાની સામી પક્ષના આજના વખતના એ " છોકરા " ના ભુલાવો ખવાડનારાં લખાણથી અલગ રહેવાનું બને. ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં એક સુંદર સાહજે મી૦ હોડીવાલા જેવા ચબરાક જવાન જો ઉપલી બાબદ વીશે જાહેર ભાષણ આપવા બહાર પડે તો ત્યાં મી૦ કરકરયા વીરૂધ જે અજવાળું રજુ થાય તે જેમ પ્રજાને તેનાં ભંડોળ વીશે ખરો વિચાર આપનારૂં તેમજ એ જવાન્યાને પોતાનેબી હવે પછી દગલેને પગલે ધડો લેનારૂં થઇ પડે. ધારવા મેલે જે વખત જાય છે તેમાં મી૦ કરકરયાની વધુ ખબર જાહેરમાં લેવાનો સમય નજદીક આવતો લાગે છે, કે જે વેળા ગ્રહ મંડળ સાથ સંધેસા ચલાવનારો આ ગ્રેડયુએટ કાંઇ નવાજ રૂપમાં આપણાં માન મોહબત માટે રજુ થનાર કહેવાય છે!

---

## નાં૦ ૬૯.

## કયસરે હિંદ.

(તા૦ ૪ થી અકટોબર સને ૧૮૯૬)

### દસ્તુર મેહેરજીરાણા અને "કેલીઑસ્ટ્રૉ" ના સંબંધમાં "ટાઇમ્સ ઓફ ઇંડીયા."

---

કયસરે હિંદના અધિપતિ જોગ—

સાહેબ—ગઇ તા૦ ૨૩ મીના " ટાઇમ્સ ઓફ ઇંડીયા" માં પ્રગટ થયલી એક આરટીકલમાં દસ્તુર મેહેરજીરાણા જેવા મહાન માહાત્માનો મુકાબલો "કેલીઑસ્રો" જેવા બદફેલ અને બદકાર પુરૂષ સાથ કરવામાં આવેલો વાંચી તે મરહુમના કુંટુંબીઓ તો શું પણ દરેક દીનદાર વાંચનારાઓનાં દીલ પુશકળ દુખાયાં છે. તે લખનારે જો તર્ક શકિત ઉપર દોરવાઇ જવા પહેલાં " કેલીઑસ્રો " ના કુકર્મોનો બરાબર અભ્યાસ કર્યો હોત, તો તે ગમે તેવાં સખત દીલનો પુરૂષ પણ આવા એક મહાન નરને આવા એક બદકાર સાથ સરખામણી કરતાં જરૂર આંચકી ખાત. પરંતુ એ વિશે હાલ વધુ નહી બોલતાં "કેલીઑસ્રો " કોણ અને કેવી કીસમનો પુરૂષ છે તે વિશે જાણવું વધારે અગતનું હોવાથી આપના શોખીન ગુજરાતી વાંચનારાઓ હજુર તેની જીંદગીનો ટુંક હેવાલ આપવાની રજા લઉ છું, જે આપનાં

પ્રસિદ્ધ પત્રમાં સર્વની જાણ માટે છાપવાની કૃપા કરશો.

"કાઉન્ટ અલેકઝાન્ડર કેલીઑસ્ત્રો" એ એક ધૂતારાનું ધારણ કીધેલું નામ હતું, કે જેનું ખરૂં નામ "જોસફ બાલસમો" હતું. તેનો જન્મ "પાલરમો" માં થયો હતો. અને જ્યારે ઘણી નાની ઉમરનો હતો ત્યારે તેનો બાપ મરી જવાથી તેને મઠવાસીઓના રક્ષણમાં તેઓની દયા ઉપર સોંપવામાં આવ્યો હતો, જેઓના પંથમાં તે એક શીખાઉ તરીકે દાખલ થયો. અહીંયાં તેણે રસાયનશાસ્ત્ર અને વૈદાંને લગતું જ્ઞાન મેળવ્યું, પણ થોડા વખતમાં તે ત્યાંથી પલાયન કરી ગયો અને "પાલરમો" માં એટલાં કાવત્રાં કર્યાં કે ત્યાંથી તેને નાહાસી બાહાર ભટકવાની ફરજ પડી. જુદા જુદા ભાગોની મુલાકાત લીધા પછી તે 'નેપલ્સ' જઇ પોહોંચ્યો, કે જ્યાં તે એક બાયડી સાથ પરણ્યો કે જે પોતાના જેવી દુર્વ્યસની હતી. અને તેની સાથે તેણે સ્પેન, પોર્ટુગલ અને ઇંગ્લાંડમાં મુસાફરી કીધી, કે જ્યાં તેણે એક દેવતાનું રૂપ ધારણ કરીને જે તેના સપાટામાં આવ્યાં તેઓ પાસે પુષ્કળ નાણાં કઢાવ્યાં. ઇંગ્લાંડમાં આ નમુનેદાર જોડાંએ "ઇજીપશીઅન મેશનરી" નામનો એક નવો પંથ સ્થાપયો, અને ઘણા મોટી પંકતીના પુરૂષો તેઓના ભોગ થઇ પડવાથી તેઓ પાસે પુષ્કળ જવાહીર અને નાણાં કાંઇ ક્રીયા કરવાને બાહાણે મેળવ્યાં. આ બધું લઇને તેઓ પારીસ તરફ વટાણા વાવી ગયાં અને ત્યાં ઘણાજ ભપકાસપકાથી રહ્યાં. એમ છતાં કાઉન્ટ ઉપર "મેરી એનટૈનેટ" ની માળાવાળાં કાવત્રામાં સામેલ હોવાનું તોહમત મુકી તેને "બેસ ટાઇલ" ના કીલ્લામાં પુરવામાં આવ્યો. ત્યાંથી છુટો થયા પછી તે તુરતજ ફ્રાન્સ છોડી ગયો. તે ત્યાર પછી "ઇટલી" આવ્યો કે જ્યાં તેની તપાસ ચાલતી વખતે તેની બાયડીએ તેનાં કેટલાંક કાવત્રાં જાહેર કરવાથી તેને "સેન્ટ એનજેલો" ના બંદીખાનામાં કેદ કરવામાં આવ્યો, કે જ્યાં તે ૧૭૯૪ માં મરી ગયો."

અધિપતિ સાહેબ, આવી બદચાલનાં માણસ વિષે આ ઉપલું વાંચી તેવા માણસ સાથ એક ખરા પ્રાક્રમી પુરૂષની સરખામણી થયલી જોઇ કયા વાંચનારનું દીલ દુખાયા વગર ન રહેશે?

સાહેબ, હાલ લાંબુ થવાથી દસ્તુર મેહેરજીરાણાના સંબંધમાં કોઇ બીજે પ્રસંગે બોલવાનું દરૂસ્ત વિચારી આ પત્ર ખતમ કરૂં છું. એજ અરજ.

નવસારી, તા૦ ૩૦મી સપટેમબર, ૧૮૯૬

લી૦ સેવક,

રૂસ્તમજી મંચેરજી એરચજી દેસાઇ.

તા૦ ક૦—આપે આપનાં ગયાં પત્રમાં એ વિષય ઉપર દરશાવેલા કીમતી અને વજનદાર વિચારો વાંચી ઘણી ખુશી ઉપજી છે અને આશા છે કે આપે જ્યારે વિષય ખુલ્લો મુકયો છે ત્યારે તો તેને પુરોજ ઇનસાફ આપશો.

---

## નં૦ ૭૦.

## કયસરે હિન્દ.

(તા. ૧૧ મી અકટોબર સને ૧૮૯૬)

## જરથોસ્તી ધર્મ ઉપર આજ કાલ થતી સમજ વિનાની નુકતેચીની.

## MODERN CRITICISM ON ZOROASTRIAN RELIGION.

---

મેહેરજીરાણાની મૂળ બાબત વિષે મી૦ કરકરીયાએ પોતાના પેહલા રેસાળામાં અને ત્યાર પછી "જામે" અને "ટાઇમ્સ"માં જે જે લખ્યું હતું, તેનો મુખતેસર રદીઓ અને તે ઉપરથી ઉપજતા વિચારો અમે

આગળો અંકમાં આપી ગયા છીએ.† આજે અમે એજ વિષયનો પાછળો ભાગ ઉપાડી લઇને "મુંબઇ ગેઝેટ"ના એક ચર્ચાપત્રીએ કરેલાં કાબેલ અને ઝમકદાર લખાણને આધારે 'નુકતેચીન' મી૦ કરકરીઆની બીજી વાર તપાસ લઇશું. તવારીખરૂપી શાહુદતો પ્રમાણે તો જ્યારે એજ ઠરી ચુકું કે તે જીન્નતગુઝીન દસ્તુર દીલ્લીની દરબારમાં તશરીફ લઇ ગયાની વાત ઘણી સંભવિત છે, ત્યારે મી૦ કરકરીઆએ એક નવોજ રસ્તો પકડયો અને પારસીઓના પુર્વજો ઉપર ઉતરી પડયા. તેવણુની દલીલ એવી છે કે ઇ. સ. ૧૪૭૮ માં હિન્દુસ્તાનના પારસીઓએ ઇરાનના દસ્તુરો ઉપર કાસદો મોકલાવીને દીન આઇનના સવાલોની તલાસ કરી હતી અને ઇરાનીઓએ પોતાના જવાબમાં તેમને એવી ભલામણ કરેલી કે હિન્દુસ્તાનથી બે જરથોસ્તીઓએ ઇરાન આવીને પેહેલવી શીખવું. મી૦ કરકરીઆ વળી પારસી પ્રકાશમાં બે ચાર ઠેકાણે એ રેવાએતો વિષે જે કાંઇ ઉપર ટપકેનું લખાણ મળે છે તે આઇતું ઉતારી લઇને આપણને સમજાવવા માગે છે કે તે સવાલ જવાબો ઘણાજ નિર્જીવ અને શીખાઉ બચ્ચાંઓનેજ લાયકના છે અને તેથી તે જમાનાના પારસીઓની ક્રિયા કામ વગેરેની કોતાહી સાબેત કરી આપે એવા છે. અને આ તકલીફી તકરારોના ટુકડાઓ વતી એક કાગળનો કિલ્લો બાંધીને એવું અનુમાન કઢાવવા માગે છે કે તે અઇઆમના પારસીઓ બેહેદીન નહી પણ બેદીન, બેખબર અને એવા તો અધર્મી હતા કે તેઓમાંથી શેહનશાહ અકબરને સ્પીતમ જરથુશત્રરે સ્થાપેલા ધર્મના મુખ્ય કાનુનો સમજાવવા સારૂ એક પણ દસ્તુર શોધ્યો જડે નહીં. હવે ખરી વાત તો એ છે કે ઇ. સ. ૧૪૭૮નાં સાલમાં નવસારીના એક નામવર અને દીનચાશીદાર બેહેદીન ચાગાં આસાએ એ કીસમના ઇરાની ખુરસેશ પાસુખાની પેહેલ કાઢી હતી. અને ત્યાર બાદ ઇ. સ. ૧૬૭૩ સુધી અને તે પછી પણ હિન્દુસ્તાનના જરથોસ્તીઓ, જ્યારે પણ દીનઆઇનના બાબમાં કંઇ પણ શક શુબેહ ઇયાતો શરીયતના ફરમાનોને માટે કંઇપણ મતફેર જાગી ઉઠતો હતો, ત્યારે ઇરાની આલમાઓનાં મતો મંગાવતા હતા. એવી લગભગ બાવીસ રેવાયતો આપણી પાસે મોજુદ છે. એમાંની પંદર એક વિષે મી૦ બમનજી પટેલનાં ઉપયોગી દફતરમાં ઇશારા મળે છે, પણ બીજી છ સાત, જેવી કે કાઉસ કામદીન, જસા બેહેદીન અને ફરેદુન મરઝબાંનનાં નામો દારાબ હોરમજદીઆરના સંગ્રહમાં ટાંકેલાં મળે છે. મી૦ કરકરીઆએ એ રવાયતોનો કાળજીથી થોડો પણ અભ્યાસ કર્યો હતે, તો એમને માલમ પડતે કે આપણા નીઆગાનોએ દીનઆઇનની બારીકે બારીક તફસીલ મેળવવા સારૂ અને ક્રિયા કામમાં રખેને અજાણપણે કંઇપણ બેની ઇયા નારવા થતું હોએ તે અટકાવવા સારૂં મુશકેલી અને ગરીબાઇના વખતમાં રંજ અને ઝેહેમત ખેંચીને વખશુરે વખશુરાન જરથોસ્તનાં સઘળાં ફરમાંનો ઇરાનમાં વધારે સારી રીતે જળવાઇ રહ્યાં હોશે એમ માની લઇને કાસદો મોકલ્યા હતા. તે ઉપરથી કંઇ એમ ઠરતું નથી કે તેઓ દુરવંદો કરતાં પણ નબેતર હતા. પણ ઉલટું એમ સિદ્ધ થાય છે કે જે ચતુર કોમ લાગટ બસેં વરસ સુધી વીસ બાવીસ વાર એટલે કે દરએક દાહેકામાં એક વખત ધર્મ સંબંધી સવાલો વિષે ચુનોચેરા ચલાવીને દુરદરાઝ મુલકોમાંથી અજવાળું મેળવવાની કાળજી રાખે, તે પોતાના બાપીકા એતેકાદ ઉપર અસાધારણ આસ્થા બતાવ્તી કહેવાય એટલે કે તેવી કોમને અધર્મી કેહેવાને બદલે દીનદાર અને ધાર્મીકનાં વિશેષણ

---

† જુઓ નંબર ૬૯

લગાડેલાં વધારે દરોબસ્ત કહેવાય. વારૂં એમ પણ કબુલ કરીએ કે ઇ. સ. ૧૪૭૮માં પારસીઓ થોડા ઘણા અજ્ઞાન હતા. તો પછી શું મી૦ કરકરીઆ એમ કહેવા માગે છે કે એક આખી સદીના અરસામાં તેઓના જેવી કોમ, કે જેની ચબરાકી અને બુદ્ધીએ તે વખતના પણ બેગાના મુસાફરોનું ધ્યાન ખેંચ્યું હતું, તેવી કોમમાં કંઇ સુધારો થયોજ હતો નહીં ? ઉલટું એમ તો મશહુર છે કે સોલમી સદીમાં પારસીઓની હાલત ઘણી સુધરી હતી, અને એ બીના "મુંબઇ ગેઝટીઅર"ના વિદ્વાન કર્ત્તાએ દાખલાઓથી સાબેત કીધી છે. ઇંટના દુખમા અને લાકડાંની ગેહાન બે ત્રણ જગામાં એક વખત હોવા વિષે મી૦ કરકરીઆએ જે પીજન કર્યું છે, તે ઉપર તો હિન્દુસ્તાનના જરથુસ્તીઓનું ઇરાન તરફથી ધ્યાન ખેંચાવાથી તેઓએ થોડાક વખતમાં તે સઘળું સુધારી લીધું હતું, અને અંકલેશ્વર, નવસારી અને ખંબાતમાં ઇ. સ. ૧૫૧૭-૧૫૩૫ ના અરસામાં પથરનાં દુખમાંઓ નવેસરથી બનાવવાની તેઓએ કાળજી રાખી હતી, અને એ સિવાય આપણે એમબી યાદ રાખવું જોઇએ કે વંદીદાદની છઠી અને આઠમી ફરગરદો, જેમાં દુખમાં વિષેનાં ફરમાનો આવેલાં છે ત્યાં સ્પષ્ટ કહેલું છે કે દુખમાંઓ પથર, છોંય, ઇયાતો માટીનાં બનાવવાં. (દારમેસતેતે. ૭૪,૯૬). અલબત પથ્થરનું દખમું મજદયસ્નની ધર્મનાં મુળ તત્વો સાથે વધારે બંધબેસતું લાગે છે. પણ વંદીદાદ ઉપરથી સાબેત થાએ છે કે, દખમાં અવશ્ય કરીને પથરનાંજ હોવાં જોઇએ એવો વિચાર પાછલા રીવાજોને આધારે છે અને તે રેવાજ રેવાએતોને લીધેજ આપણાં મનમાં જડ ઘાલી બેઠો છે. એટલે કે બીજા બોલોમાં દખમાં બનાવવાની ત્રણ જાએઝ રીતોમાંની સૌથી ઉત્તમને માટે આપણે હવે એમ માની લઇએ છીએ કે તેજ રીત જાએઝ છે અને બીજીઓ નારવા છે. હિન્દુસ્તાનમાં સઘળુંજ અંધારૂ નહી હતું. અને અહીં તહીં કેટલાક પુરૂષો પોતાના મજહબ વિષે વાકેફગારી તેમજ તિક્ષણ લાગણી અને અત્યંત ભાવ ધરાવતા હતા, તે તો મી૦ કરકરીઆનાજ વખાણેલા અને માનીતા કાઉસના પોતાના એહેવાલ ઉપરથીજ આશકારા થાય છે; કારણ કે માણેક ચાંગા વિષે તે કહે છે કે "તેની પાકીજગીથી એહેરીમનનું દીલ શીકસ્ત થયું હતું" અને વળી ઉમેરે છે કે "માણેકશાહ જેવો દીન ઉપર જાન પછાડનારો મેં કોઇ નહીં જોયો." માણેકશાહાના છોકરા કેકોબાદ વાસ્તે તે કહે છે કે "તેના જેવો પાક કોઇ માએ નહી જણેઓ હોશે" અને એજ મીસાલે બીજા છોકરા એહેમનની પણ તારીફ કરે છે. ભરૂચના દસ્તુર રામયાર અને તેના છોકરા પદમને સારૂ કાઉસને જરા આનાકાનીથી કબુલ કરવું પડે છે કે તેઓને "દીનની થોડી એક ખબર હતી." અને "એહેરમની કામથી તેમનું દીલ પરહેજ કરતું હતું." અને વળી એજ રામીયારને માટે મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલ કહી ગયા છે કે તેવણ દીનઆગાહ અને ઉરવીસગાંહનાં કામમાં મોટા ઉસ્તાદ હતા. વળી એક રેવાયતમાં ઇરાનવાળા દસ્તુરો પોતે જણાવે છે કે અસપંદીઆર સોરાબથી તમારી તરફના ક્રિયા માર્ગોનું બયાન સાંભળીને અમે ખુશી થયા છીયે. એ સઘળું એટલું તો બતાવે છે કે જે સદીમાં મેહરજીરાણા જનમ્યા હતા, તે સદીમાં પારસીઓએ દીનના એલમમાં આગળ કરતાં ઘણો વધારો કર્યો હતો. દસ્તુર દારાબ હોરમજદીઆર અને બરજોર કામદીને જે સંગ્રેહો કીધા છે, તે હરેક બાબત ઉપર જુદી જુદી રેવાએતોમાં જે વિખરાયલું મળી આવે છે તે સઘળું એકઠું કરવાનો નિયમ રાખીને કીધા છે. પણ જો એ

રવાયતોને ફક્ત તેઓના હિન્દુસ્તાનમાં આવ્યાની તારીખ પ્રમાણે અનુક્રમે ગોઠવીને તપાસીએ છીએ તો તુરત માલમ પડે છે કે જેમ વખત જતો ગયો, તેમ હિન્દુસ્તાનના દસ્તુરોના સવાલો વધારે બારીક, વિગતવાર અને મુશકેલ બનતા ગયા, એટલે કે વખતના વેહેવા સાથે અને ખસુસ કરીને સોળમી સદીના પાછળા ભાગમાં મેહેરજીરાણાનાજ વખતમાં હિન્દુસ્તાનના દસ્તુરોની કાબેલ્યત ઘણી આગળ વધી હતી અને તેઓમાં વધારે "નુકતેચીન" સવાલો પુછવાની તાકત પણ થતી. દીન આઇનના એલમના બાબમાં સુધારો થયો હતો તેના બીજા મુસ્તકીમ પૂરાવા એજ કદીમ જમાનામાં જંદ પેહેલવી કેતાબોની સંખ્યાબંધ નકલો થયલી હાલ હસ્તી ધરાવે છે તે ઉપરથી આપણને મળે છે. ઇ. સ. ૧૩૨૩ માં ખંબાત ખાતે લખાયલા અવસ્તા અને પેહેળવીનાં ચાર દફતરો આજ વેર છે. પંદરમી સદીનું એક પાજંદ સંસ્કૃત અરદાવિરાફ નામું અને ખોરદેહ અવસ્તા પણ જળવાઇ રહ્યાં છે. એ તો મેહેરજી રાણાના જમાનાની ઘણી આગળની વાત થઇ; પણ મેહરજી રાણાના જન્મનીજ સદીમાં કોઇ પણ આગળી સદી કરતાં વધારે નુસખાઓ નકલ થયલા હોવાની આપણી પાસે ગવાહી છે. સૌથી જાણવા જોગ એ છે કે રાણા જેસંગ એટલે મેહરજી રાણાના પોતાનાજ બાવાને હાથે લખેલી પાજંદ 'જામાસ્પી' નવસારીના કેતાબખાનામાં મોજુદ છે. વળી તેવણેજ એક યજશને લખેલી છે એમ પણ જણાયું છે. ઇ. સ. ૧૫૨૦ માં નવસારીના પોલીઆ દેસાઇ ખાનદાનના બુઝોરગવાર બેહરામ પાહલણને માટે એક પાજંદ સંસ્કૃત 'મીનોખેરદ' લખાઇ હતી. તેવીજ રીતે "શીકંદ ગુમાનીક વજાર"ની એક નકલ ઇ. સ. ૧૫૬૯ માં નવસારીમાંજ દસ્તુર આસદીન કાકાએ લખી હતી. ઇ. સ. ૧૫૭૨–૧૫૭૬ માં તેવણેજ એક યજશને પણ લખેલી લાગે છે. વળી પેહેલવી તરજુમા સાથની એક ખોરદેહ અવસ્તા પણ એજ "પઢેલા અને ખબરદાર દસ્તુર" આસદીન કાકાની કલમનેજ આભારી છે. પેહેલવી વંદીદાદનો ઇ. સ. ૧૫૯૪ માં થયલો એક પોથો હસ્તીમાં છે અને એજ વખતની એક બીજી પણ નકલ આપણી યુનીવરસીટી લાયબ્રરોના હવાલામાં છે. વળી નેરીઓસંગ ધવલના સંસ્કૃત તરજુમાઓ વિષે હાઉગે કહેલું છે કે તેમની સોલમી સદીમાં થયલી ઘણીએક નકલો મળી આવે છે અને મીલસ ઉમેરે છે કે નેરીઓસંગ પોતે સંસ્કૃતમાં ખબરદાર હતા એટલુંજ નહીં પણ તેઓ પછી થઇ ગયલા દસ્તુરો પણ સંસ્કૃતમાં લખી શકતા હતા અને તેથી તેઓએ કોઇ કોઇ વાર નેરીઓસંગના ભાષાંતરોમાં પોતાની અક્કલ અને જ્ઞાન મુજબ સુધારા કરવાની કોશેશો કરી છે. એ સિવાય બીજી બીસીયાર નકલોની વિગતો જેલ્ડનરના અવસ્તાના જીલદોની પ્રસતાવના અને વિલાયતના કેતાબખાનાઓની ફેહરેસ્તો ઉપરથી મળી શકે છે. વળી સતરમી સદીના પેહેલા ભાગમાં લખાયલાં પુસ્તકો પણ મોટા જથામાં મળી આવે છે; પણ અમે ધારીએ છીએ કે આથી વધારે દાખલા ટાંકવાની હવે જરૂર રહી નથી, અને તેટલા ઉપરથીજ આટલું તો નિશ્ચય છે કે સોલમી સદીમાં ઝંદ પેહેલવીનું અસલી રૂઢીનું જ્ઞાન ઘણેક ઠેકાણે અને ઘણાક આસામીઓમાં હતું. નહી તો પછી આટલી બધી નકલો કરવાનો અર્થજ શું ? વળી આપણે યાદ રાખવું જોઇએ કે પેહેલવીનું બંધારણ કંઇ એવું સેહેલું નથી કે તે સમજયા વગર નકલ કરી શકાય. તેથી ઉલટુંજ પેહેલવી કેતાબોની એક સહી નકલ ત્યારેજ થઇ શકે કે જયારે લખનાર પેહલવીનું સારૂં ભંડોળ ધરાવતો હોય;

નહી તો જગેજગ ઉંધુ માર્યા વગર રેહેજ નહી એટલુંજ નહો, પણ આ ઘણી ખરી સઘળી પોથીઓને છેડે તેના લખનારાએ પેહેલવી ભાષામાંજ તે કયારે, કોણે અને શા સારૂં લખી તેનું વીવેચન કીધેલું મળે છે, જે ઉપરથી સિદ્ધ થાય છે કે એ લખનારો પોતે પેહેલવીમાંજ પોતાના વિચારો દર્શાવી શકતા હતા. આ સઘળાં ઉપરથી આટલું તો રોશન છે કે મી૦ કરકરીઆએ સોળમી સદીનાં કેહેવાતાં અંધારાં ઉપરથી મેહેરજીરાણા કદી દીલ્હી ગયાજ હોય નહીં એવાં અનુમાન કાઢયાં છે તે બીલકુલ ગલત છે. મી૦ કરકરીઆનાં જેવાં "ચતુર" માણસો કદાચ તે વખતે નહીં હોશે; પણ તેથી અકબરને મજદયસ્નની ધર્મની ખુબીઓ સમજાવી શકે એવો પણ માણસ નહીજ હતો એ કંઇ મનાઇ શકાતું નથી.

---

## નાં૦ ૭૧-૭૨

## કયસરે હિન્દ

(તા૦ ૧૧ મી અકટોબર સને ૧૮૯૬)

### શેહેનશાહ અકબર અને પારસીઓ.

---

**કયસરે હિન્દના અધિપતિ જોગઃ-**

સાહેબ-- આગળા રવીવારનાં તમારાં પ્રખ્યાત "કયસર" માં તમો સાહેબે એક "નમુનેદાર નુકતેચીની" નાં મથાલાં હેઠળ જે બીના લખી છે, તેને લગતી થોડીક ચર્ચા તમારાં પેપર મારફતે જાહેર કરવાની હીમત કરૂં છું તે દરગુજર કરશો. જે બાબદો વિષે તમોએ તમારા આગળા અંકમાં લખાણ કીધું છે, તેજ બાબદોના તેજ ઇતિહાસીક દાખલાથીજ હું પુરવાર કરી આપીશ કે મી૦ કરકરીઆ જેમ ઓરંગો મારી ગયા છે કે "અકબરને પારસી ધર્મ અરદેશરે સમજાવ્યો" તેમ નથીજ.

સાહેબ, એ બાબદ ઉપર જે બે કેતાબોનો આધાર મી૦ કરકરીઆ લઇ બેઠા છે, તેજ કેતાબોમાંથી ખુદ ફારસી ફકરાના બોલેબોલ ગુજરાતી તરજુમા ટાંકીનેજ હું હાલમાં એ ભાઇને ચેલંજ કરીશ.

પેહેલે આપણે બદાઉનીની તવારીખમાંનો દાખલો તપાસીએ, જેમાં નીચે મુજબ લખ્યું છેઃ—

"અને આતસપરસ્તો, જેઓ ગુજરાતના નવસારી શેહેરથી આવ્યા હતા તેઓએ જરતોસ્તી દીનને ખરી બતાવી અને આતશની બંદગીને ઘણી બુલંદ કેહેતા હતા. અને તેઓને **પોતાની તરફ બોલાવીને કયાંનીઓની વાપરવેસ રાહ્યા અને રવેશથી વાકેફ થયા એટલે સુધી** કે આતશને શેખ અબુફઝલને ઇરાની પાદશાહોની રીત પરમાણે જેમ તેઓના આતશ કદેહો હમેશાં ઝલતાં રહેતાં હતાં તેમ રાત અને દહાડો પોતાના મેહેલમાં નેગાહા રાખવાને કહયું, કારણકે આતશ ખોદાની બખશેશો માંહેલી એક બખશેશ છે અને તેના નુરો માહેલું એક નુર છે. અને જલુસી પચીસમાં વરસના નવરોઝને દહાડે આફતાબ અને આતશનો સેજદો બુલંદીથી કીધો અને દરબારીઓએ પણ દીવા બતી સલગાવતી વેળા સેજદો કરવાનો શરૂ કીધો."

હવે આએ ફકરો બદાઉની પોતાની તવારીખ લખતાં ૧૫૭૮ ના સાલની બીના લખતાં લખે છે અને એમાં ખોલું લખ્યું કે **નવસારીથી આવેલા આતસપરસ્તોએ જરથોસ્તી ખરી બતાવી અને પાદશાહ તેઓથી વાકેફ થયો** તો એમાં અરદેશરનું તો નામ વટીક નથી અને જેમ તમોએજ બતાવ્યું છે તેમ અરદેશરનું નામ તો આવેજ કયાંથી ? હવે સવાલ એ છે કે ૧૫૭૮ માં દસ્તુર મેહેરજીરાણા દીલી ગયલા જણાયલા છે અને ૧૫૭૮ માં નવસારીના

આતસ પરસ્તોની વીગત બદાઉનીએ લખી છે અને તેમાં સેવટે લખ્યું છે કે પારસી રસમ મુજબ આફ્તાબ અને આતશનો સેજદો પણ કીધો અને તે કયારે કે જયારે અરદેશર તો દીલી આવેલો પણ નહી, તો હવે એ નવસારીના આતશપરસ્તો કોણ હતા? અલબત દસ્તુર મેહેરજીરાણા અને તેઓનાજ સાથીઓ હોવા જોઈએ.

હવે મી૦ કરકરીયા "દબેસ્તાન" કેતાબનો આધાર બતાવે છે, તે પણ તેના ખુદ ફકરાથીજ તપાસીશું તો જેમ મી૦ કરકરીયા ઠસાવવા માંગે છે તેમ બીલકુલ નીકલતું નથીજ, કારણ "દબેસ્તાન" કેતાબવાળાએ પોતાનો આધાર બદાઉનીમાંથી લીધો છે અને તે બદાઉની પછી ઘણાં વરસે લખાઇ છે.

"એજ પ્રમાણે નવસારી કસબો, જે ગુજરાતમાં છે, ત્યાંથી આતશપરસ્તો આવ્યા હતા. તેઓ જરથોસ્તી દીનને ખરી અને આતશની બંદગીને બુજોરગ કેહેતા હતા. **અકબરે તેઓને પોતાની નજદીક બોલાવીને કયાંનીઓની રાહારવેશથી વાકેફગારી મેળવી હતી.** અને વળી અરદેશર નામના એક જરથોસ્તી દાનાવને પૈસા મોકલી ઇરાનથી લાવ્યા હતા. અને આતશને તમામ બુજોરગીથી શેખ અબુફઝલ નામના દાના નવાબને સોંફાયો હતો અને ઠેરાવ કર્યો હતો કે મોબેદોની રીત પ્રમાણે ઇરાનમાં આતશકદેહો જેમ હંમેશાં કાયમ હતાં તે પ્રમાણે રાતને દહાડો હંમેશાં મારા એવાનમાં સંભાળ રાખે, કારણ આતશ એ ખોદાતાલાની બખશેશો માહેલી એક બખશેશ છે અને બુલંદ ખોદાતાલાનાં નુરો માહેલું એક નુર છે."

ઉપલા ફકરા ઉપરથી પણ એમજ સીધ થાય છે કે નવસારીનાજ આતશપરસ્તોએ જરતોસ્તી ધરમ સમજાવ્યો, તો પછી હવે મી૦ કરકરીયા શા આધાર ઉપરથી એમ થોકી બેસાડવા નીકલ્યા છે કે "અરદેશરે ધરમ સમજાવ્યો?" પણ કદાચ એ ભાઈ ઉપલા ફકરામાં અરદેશરનું નામ આવેલું જાણી તે ઉપરથી લેઇ પડયા હશે, પણ એવણ ભાઇને ખબર નથી કે દબેસતાનવાળાએ એ નામ તો ફરંગે જહાંગીરીમાંના ફકરામાંની એક લીટી તાંકી બતાવી લીધું છે. હવે જયારે ઉપલા ફકરાઓમાંથી એમ નીકળે છે કે નવસારીનાજ આતશપરસ્તોએ ધર્મ સમજાવ્યો, તો તેઓ કોણ હતા એજ મી૦ કરકરીયાએ બતાવવાનું હવે રહયું છે.

અરદેશરને બાદશાહે ફરંગે જહાંગીરીમાંના પાજંદ અને અવસ્તાના બોલો માટે બોલાવ્યો હતો એમ દસ્તુર અસપનદીઆરજી કામદીનજી કહી ગયલા છે તે જયારે બતાવી આપ્યું, ત્યારે તે દલીલ મી૦ કરકરીઆને ગળે ઉતરી નહી, કારણ એ ભાઇની પોતાની ફારસી ભાષાની પ્રવીણતા આગળ એક દસ્તુરની કાબેલીયત એવણને પસંદ પડી નથી તો હવે ખુદ ફરંગે જહાંગીરીમાંથી તે અસલ ફકરાઓજ તાંકીને હું બતાવી આપીશ કે અરદેશરને તો બાદશાહે ખાસ ફરંગે જહાંગીરી સારૂજ બોલાવ્યો હતો, પણ ફીકર માત્ર એટલીજ છે કે તેજ વખતમાં લખાયલી એ ફરંગને પણ મી૦ કરકરીયા પોતાના બોલવાને ટેકો આપવા ખાતર ખોટી કેહેવા નહીં નીકળે. એ ફરંગે જહાંગીરીનો બનાવનાર નીચલા બોલોમાં બોલે છેઃ—

"આએ હરૂફોના બનાવનારે ફકીરે પારસીઓ, જેઓ જરતોસ્તી દીનમાં હતા, તેઓના એક બુઢાને જોયો કે જેની પાસે કેટલીએક જન્દ અને અવસ્તાની કેતાબો હતી, જયારે મને ફારસી (પારસી) બોલો એકઠા કરવાની ખાહેશ અને મરજી હતી અને ફારસી (પારસી) માં જન્દ

અવસતા સીવાય બીજી કોઈ મોતેબર કેતાબો નથી, તેથી બોલોની તજવીજ કરવાને સારૂં તેની સાથે મેં દોસ્તી કીધી હતી અને ઘણા ખરા જન્દ અને અવસ્તાના બોલો, જે આએ કેતાબના વધારામાં લખેલા છે, તે તે જરતોસ્તીની તરફનાજ છે.

આ ફકરા ઉપરથી ખોલું જણાય છે કે ફરંગે જહાંગીરીમાં જે જન્દ અને અવસતાના બોલો છે, તે કોઇ પારસી જરતોશ્તીએ બનાવેલા છે. હવે એ પારસી જરતોશ્તી કોણ હતો તે આપણે તપાસીયે. એજ કેતાબમાં તે વીગતવાર નામનીશાન સાથે લખેલું મળી આવે છે. તે નીચે મુજબ છેઃ—

"આએ બોલનું બ્યાન જે પારસી, કે પોતાની દીનની અંદર ઘણો હુશીઆર હતો અને જેનું નામ અરદેશર હતું અને જેને બીજા પારસીઓ મોબેદ (દાના) જાણતા હતા અને જેને હઝરત અકબરે ખસુસ કરીને પારસી બોલોની તેહકીક કરવા સારૂં પૈસા મોકલીને કેરમાનથી બોલાવ્યો હતો, તેની પાસેથી તેહકીક કરી લખ્યું છે."

હવે એ ખુદ ફરંગના આએ દાખલાઓ શું બતાવે છે અને હવે આઇના માફક ખોલું જણાઇ ગયું છે કે અરદશેરને તો ફકત ફરંગને સારૂંજ બોલાવ્યો હતો.

જયારે હવે મી૦ કરકરીયાની એ તકલીદી તકરારનો અહીં છેડો આવે છે કે નવસારીનાજ જરતોસ્તીઓએ ધરમ સમજાવ્યા અને અરદશેર તો ફરંગે જહાંગીરીને માટેજ આવેલો, તો હવે હું મી૦ કરકરીયાને ખોલો ચેલેંજ કરૂં છું કે મેહેરબાની કરી મારા નીચલા સવાલોનો જવાબ આપેઃ--

૧--દબેસતાન બેદાઉની અથવા બીજી કોઇ પણ કેતાબમાંથી એમ નીકલતું હોય કે અરદશેરે ધર્મ સમજાવ્યો તો તે અસલ એબારત તાંકી બતાવી પોતાના બોલવાને ટેકો આપવો.

૨--દબેસતાન બદાઉની અથવા બીજી કોઇ પણ કેતાબમાંથી બાદશાહાની દરબારમાં જે ધર્મ સંબધી તકરારો ચાલી હતી તેમાં તકરાર કરનાર તરીકે અરદેશરનું અથવા બીજા કોઇ પણ જરતોસ્તીનું નામ તાંકી બતાવવું.

૩--દબેસતાન અથવા બીજી કોઇ પણ કેતાબમાંથી ધર્મની તકરારોમાં કયા જરતોસ્તીએ કઇ કઇ મોતેબર તકરારોમાં ભાગ લીધો છે તે બતાવવું.

૪--જયારે દબેસ્તાન બદાઉની વીગેરે કેતાબોમાંથી એમ ખોલું જણાય છે કે ''નવસારીથી આવેલા આતશપરસ્તોએ બાદશાહને જરતોસ્તી ધર્મ સમજાવ્યો," તો તે જરતોસ્તીઓ દસ્તુર મેહેરજીરાણા અને તેઓના સાથી સીવાય બીજા કોણ હતા તે બતાવવું.

૫--જયારે ખુદ ફરંગે જહાંગીરીનો બનાવનાર પોતે અરદેશર માટે ખોલું લખે છે કે તેને બાદશાહે જંદ અને અવસ્તાની લોગાત બનાવવાને કેરમાન વેરથી પૈસા મોકલી બોલાવ્યો હતો, તો અરદેશરે ધર્મની સમાજમાં ધર્મ સમજાવ્યો એમ મી૦ કરકરીયા ભલતુંજ કહે છે તે શા આધાર ઉપરથી થોકી બેસાડયું છે તે દાખલા દલીલ સાથે બતાવી આપવું.

સાહેબ, હવે મી૦ કરકરીયાના ઓરંગાનું તકલીદીપણું બતાવી આપી સેવટે મારે એ ભાઈનો ઉપકાર માનવો જોઇએ કે જો એવણ ભાઇએ આવું ભલતું ભલતું બોલી નહી દીધું હતે, તાં આટલી બધી તકરાર ચાલી આટલું બધું અજવાળું એ બાબદ ઉપર પડતે નહી અને દસ્તુર મેહેરજીરાણાની ખરી બીનાથી જે વાંચનારાઓ

અજાણા હતા, તેઓને પણ હવે ખાતરીથી જણાઇ જવાનો વખત આવતે નહી.

લા૦ સેવક,

**પેસ્તનજી નસરવાંનજી દસ્તુર મેહેરજીરાણા**

૨.

**કયસરે હિન્દના અધિપતિ જોગઃ-**

સાહેબ–શાહનશાહ અકબર અને દસ્તુર મેહેરજી રાણાના સંબંધમાં મી૦ કરકરીયાએ જે મતલબી ભાષણ આપ્યું હતું, તેને માટે તમારાં જાણીતાં પત્રમાં વાજબી અને અપક્ષપાત ટીકા જે તમે કર્યા છે, તેને માટે અમો નોસાકરા તમારા ઘણા આભારી છીયે અને હું આશા રાખું છું કે જયારે તમારાં પત્રમાં એ તકરાર ચાલુ કીધી છે, તો મને પણ એ શબ્દ બોલવાની રજા આપશો.

મી૦ કરકરીયાની મતલબ છુપી રહી નથી. એવણનાં ભાષણની મુળ મતલબજ દસ્તુર મેહેરજીરાણાને હલકા પાડવાની માલમ પડી આવે છે. પણ જયારે તમે અને બીજાં પત્રવાળાઓએ એવણનું "કાબેળ્યતપણું અને અપક્ષપાતપણું" હવામાં ઉડારી દીધું છે, ત્યારે જો એવણ દલગીર હોય તો તેમાં મારી દીલસોજી છે, પણ એવણ જાણે તો છેજ કે "It is surely an iconoclastic age we are living in." પણ હવે એવણને હું પુછવા માગું છું કે જયારે મેહેરજીરાણાની બાબદમાં પાધરૂં કાંઇ વળ્યું નહીં ત્યારે "થાકયાના ગાઉ" કરીને એક બીજી ભળતીજ બાબદ પર–અને તે પણ ખોટા–ઊતરી પડયા, પણ જયારે તેમાં પણ હાથ ચાટતાં પેટ ન ભરાયું, ત્યારે વળી નાચારીએ ત્રીજી બાબદ પકડી! એ બધું શું બતાવે છે? અધિપતિ સાહેબ, એ ત્રીજી બાબદ તે શું? એવણ ફારસી ભાષાનો પુરતો અભ્યાસ કરીને દસ્તુર મેહેરજીરાણાને અકબર બાદશાહ તરફથી મળેલી જાગીરનું ફરમાન તપાસીને પછી એ બાબદ ખતમ કરવા માગે છે. વાહવાહરે મી૦ કરકરીયા! પહેલો તો એજ સવાલ ઉભો થાય છે કે એ સવાલ બંધ કરવાની તમને શું સત્તા છે? તમારો હીસાબ પતી રહયો તેથી કે? વારૂં તકરારને ખાતર કબુલ કર્યે કે તમને એમ કરવાની સાત્તા છે, તોપણ ફરમાન તપાસવાની હવે તમને શી જરૂર છે? તમે તો તમારી "મલબાર હીલ લોજીક"થી "અલટીમેટમ" પર આવ્યા છો, અને છેક વિલાયતમાં પેલી તમારી મોટી ચોપડી છપાવનાર છો તેમાં તો દસ્તુર મેહેરજીરાણાને બદલે દસ્તુર અરદેસરનું નામ મુકવાનો નાદાન બચ્ચાંને ધમકી આપનારા અવાજમાં તમારો ઇરાદો જણાવ્યો છે (અહીંયાં શેખસાદીની પેલા ચીતારા અને વાઘની વાત યાદ આવ્યા વિના રહેતી નથી) ત્યારે શું એ ફરમાનને "ફોરજરી" ઠેઠવવાનો ફાંકોબાંકો રાખોછો શું? ભલે, પણ પુન્ય કરો તો પુરૂંજ કરજો! જો એમજ કરો તો એ ૩૦૦ વીંઘાના મોટા વજીફા બાબેની તમારાં ફીલસુફી ભેજાંને આધારે હમેશ ટકી રહે એવું અનુમાન કાઢી તમારાં પેલાં બીજાં ચોપાન્યાંમાં જાળવી રાખજો કે આવતી ઓલાદના લોકો પાછાં ગુંચવાડામાં પડે નહીં. પણ એ સઘળું કયારે કરશો? અમો મેહેરજીરાણાવાળાઓને રાત્રે ઉંઘ અને દીસે ભુખ નથી. તમને ફારસી લેખો વાંચવાનો અનુભવ મેળવવાને તો કાંઇ વર્ષો લાગશે તેથી તમારા કોઇ ખાત્રીદાર પાસે એ કામ નહીં કરાવો? અથવા તો બીજાઓ ધારે છે તેમ "અખારા બેહદીન કાઉસ" કરીને એ બાબદપર બીલકુલ પાણી ફેરવવા માગોછો? એક પત્રના ફકટ તમને માફક આવતા શબ્દો લઇને ઇંગ્રેજી છાપામાં દોડી ગયા હતા તેવું પણ હવે તો કાંઇ રહયું નથી. તમારો "તરોઆપાવ"નો ખજાનો પણ હવે કાંઇ તમને

મદદ કરી શકવાનો નથી. ત્યારે હવે ઉપાય ફક્ત બે બાકી રહ્યા છે; એક તો એકે હવેથી સદાની ચુપકીદી પકડવી; કુતરાંને ભાંસવા દેવાં; અને કોઇ પુછે તો કહેવું કે તવારીખની શાહદત વગરવાળાઓને જવાબ આપવાનો તમારો કાયદો નથી. અને બીજો ઉપાય જે અતિ ઉત્તમ છે તે એક તમારી ભુલ કબુલ કરવી. ઈનસાન જાત ભુલને પાત્ર છે.

ભુલ (?) કબુલશો તો લોકોને જરા-પણ વિશ્વાસ રહેશે અને તમારૂં કહે-વાતું અપક્ષપાતપણું જળવાઇ રહેશે. તમારો માનીતો બદાઓની જેને તમે દાળમાં ને દોધીમાં આતળ્યા કરતા હતા, તેજ તમારી સામે ઉભો છે. દસ્તુર મેહેરજીરાણાનું નામ ગળે ઉતરતું નહિ હોય, તો તમારી "માહુભારત શોધ" ને આધારે કોઇ બીજાને શોધી કાઢો કે જેનું નામ તમે ધારો તેવા સબબોને લીધે તવારીખમાં આંવવા નહિ પામ્યું હોય. પણ દસ્તુર અરદેશરનું નામ તો હવે મેહેરબાની કરીને માંડીજ વાળજો. અમે ખોટાનુ ખરૂં કરવા માગતાજ નથી. માટે ઉપર કહ્યા પ્રમાણે તમને હવે કાંઇ પસંદ નહિ પડતું હોય તો "સબસે બરી ચુપ" એ કહેવતનો ઉપયોગ કરવાની તમને દરેક છુટ છે, કારણ કે માણસ પોતાની મરજીનો ધણી છે.

છેવટે મુંબઇ યુનીવરસીટીના બીજા વર્ગના ગ્રેડ્યુએટને તો શું પણ એક સાધારણ માણસને પણ નહિ છાજે એવા ખરાબ શબ્દો તે મરહુમને માટે તમે વાપર્યા તેથી એક સખતમાં સખત હૈયું પીગળાય તો મારા જેવાનું તો કેવું પીગ-ળાચું હશે તેનો તમને તો કયાંથીજ ખ્યાલ હોય ? તોપણ જેમ હરેક માઠાંમાંથી સારૂં નીકળી આવે છે, તેમ તમારી મતલબ ગમે તેવી હોય તોપણ તેમાંથી અમારે માટે તો ઘણુંજ સારૂં પરિણામ આવ્યું છે; જેથી હું તેમજ મારૂ આખું ખાનદાન તમારા આડકતરી રીતે આભારી છીએ. પણ એથી તમારી જે દયા કરવા લાયક હાલત થઇ પડી છે, તેમાં મારાં ખાનદાનની નહિ તો મારી તો દીલસોજી છેજ તે સત કરી માનજો. અધિપતિ સાહેબ, હાલ વધારે તો શું લખું ?

તારદેવ, તા૦ ૬ ઠી અકટોબર.

લા૦ સેવક,

**દારાશાહ સોરાબજી દસ્તુર મેહેરજીરાણા.**

---

## ના૦ ૭૩.

## સ્વતંત્ર.

(તા. ૧૧ મી ઓકટોબર સને ૧૮૯૬.)

**મી૦ કરકરયા-અધુરો ઘડો છલકાય ઘણો !**

સ્વતંત્રના અધીપતી જોગ—

**સાહેબ,**

જત તમો સાહેબે કેટલાંક અઠવાડયાંની વાત પર તેમજ તમારા છેલ્લા અંકમાં "મી૦ કરકરયાને ધભરાવતો દસ્તુર મેહરજી રાણા નો ભુત" એવાં મથાલાં હેઠલ તમારા નામને છાજતું, કોઇપણ રીતે ખોટી શરમ યા રાખ રખાવતને આધીન નહીં થતાં "સ્વતંત્રપણે" અંગરેજીમાં તેમજ ગુજ-રાતીમાં જે લખાણ કીધું છે† તે માટે આ તકે ખરાં જીગરથી મારા કુટુંબીઓ તરફથી તેમજ મારી પોતા તરફથી તમો સાહેબનો ઉપકાર માનવાની મારી ફરજ સમજું છું, અને આશા છે કે તમો તમારી એ અપક્ષપાત વર્તણુક ચાલુ રાખી મી૦ કરકરયાની શુધ્ધ ઠેકાણે લાવવા કીજે તેમજ બીજી વખતે "અધુરાં જ્ઞાન સાથ" "નવી શોધ ખોલને આધારે" રેસાલા ચીતરી કાઢી "સસ્તું માન" ખાતી જતાં

---

† જુઓ નંબર ૧૨–૬૮.

એ જવાનને અટકાવવા કીજે એજ પ્રમાણે તમારી અંગ્રેજી ગુજરાતી કટારોમાં લખાણ કરતા રહેશો, કે જેથી "જાતી ભેદ" વચમાં લાવી કોઇ મહરૂમ અશો નરને કહે રે મોઢાં શું ભાવે છે એવા હલકા અને એક "ઇતીહાસીક નુકતેચીન" માં ખપતા આજકાલના એ પારસી "જવાન" ને બીલકુલ નહી છાજે એવાં હલકાં વીશે-ષણો વાપડવાની એ પારસી ગરેડ્યુએટને પડી ગયલી નઠારી ટેવપર આંકોશ બેશક પડશે. તેની એ ટેવને અચુક શબ્દોમાં વખોડી કાઢીને જે ચીમકીઓ તમોએ બન્ને મરતબે લગાવી છે તેની સારી અસર હું ધારૂં છું. કે મી૦ કરકરયાપર થયા વિના રહેશે નહીં અને આશા રાખવામાં આવે છે કે એ ચીમકીનો ચચરાત લાંબા વખત સુધી યાદ રાખી ભવીષમાં એ વખત વી-ચાર કરીને પછીજ એ જવાન જાહેરમાં પોતાનાં "અધુરાં જ્ઞાનનું" ભંડોલ બતાવ-વાને બહાર પડશે. તમો સાહેબે જે લખાણ કીધું છે તે એટલું તો માઆકુલ અને બંધ બેસતું છે કે તે વીશે વધુ નહી બોલતાં નીચલી એક એલાહેદી બીના તમારાં પત્રની મારફતે બહાર લાવવાની મારી ફરજ સમજું છું અને આશા છે કે તમો સાહેબ તેને તમારાં પત્રમાં જગા આપીને સવખતે મારા હિન્દુ અને માહો-મેદન ભાઇઓને હમારા કુટુંબીઓના જેવી કઢંગી હાલતમાં આવી પડતાં બચાવશો.

સાહેબ, અત્રેનાં રોજીંદાં પત્રોના ગઇ તા૦ ૨ જી ના અંકમાં મી૦ કરકરયાએ મુંબઇના હીંદુ તથા માહોમેદન જાહેર ધરમ ખાતાંઓની વીગતો મેલવવા કીજે એક ચરચા પત્ર છપાવ્યો છે, કે જે વીશે બે બોલ બોલવાની રજા માંગુ છું. પેહલાં તો મારા નાકેશ વીચાર પ્રમાણે મી૦ કરકરયાએ ખુલ્લે ખુલ્લું જણાવવું જોઇતું હતું કે "વીલાયતનો એક જાણીતો અંગ્રેજ લખનાર જે આપણા દેશથી સારી રીતે વાકેફ છે" અને જેને ખાતર તેઓ ઉપલી વીગતો માંગે છે તે ગ્રહસ્થ કોણ છે, કે જેથી કરીને હીંદુ અને માહોમેદન ભાઇ-ઓને તેના નામના આધાર અને વજન પર એવણે માગેલી વીગતો પુરી પાડવાનું ઉત્તેજન મલત અથવા તો તે ગૃહસ્થ ઉપર બાહરો બહાર મોકલી આપવાનું સવલ પડત. એજ વેળા હું સમજી શકતો નથી કે તે જાણીતા અંગ્રેજે શા કારણસર હિંદુ અને મોહમેદન કોમના અગ્રેસરોને છોડી દેઈને મી૦ કરકરયા જેવા આજ કાલના પારસી જવાનને એવું કામ કરવાને લાયક ગણ્યા છે; પણ એ વીશે વધુ નહી બોલતાં નીચલી બીના મારાં હીંદુ તથા મોહમેદન ભાઇઓને ચેતવણી આપવા માટે જાહેરમાં લાવવાની હું મારી ફરજ સમજું છું.

આજ નજદીક ચાર માસ ઉપર મી૦ કરકરયાએ હમણાની માફક એવી મતલબનું છપાવ્યું હતું કે તેવણ (એક ઇતીહાસીક નુકતેચીન તરીકે "નવી શોધખોલ" ને આધારે) "અકબર અને પારસીઓ" વીશે રસાલો લખનાર છે, માટે દસ્તુર મેહેરજીરાણા વીશેની વીગતો જો તેવણને કોઈ પુરી પાડશે તો તેનો ઘટતો ઉપયોગ કરવામાં આવશે. એ ઉપરથી સાહેબ, મારા (મેહેરજીરાણાના) ભલા અને ભોળા કુટુંબીઓમાંથી ત્રણ ચાર જણાઓએ પોતા પાસે એ મરહુમ દસ્તુરને લગતાં જે જે ઓચરીઆઓ હતાં તે હમારા કુટુંબના એક ભલું ઇચ્છનારના લખવાથી હમોએ તે ગ્રહસ્થને સ્વાધીન કીધાં, એવી ઉમેદથી કે તે અમારો શુભેચ્છક મી૦ કરકરયાને તેનો ઘટતો ઉપયોગ કરવાને આપશે ને ત્યાર પછી મી૦ કરકરયા તે ઓચરીયાં તે ગ્રહસ્થને પાછાં સ્વાધીન કરશે. પણ સાહેબ, મને પોતાને આએ હકીકત જાહેરમાં લાવતાં

ઘણી દલગીરી લાગે છે કે એવણે ભાષણ કીધાંને નજદીક બે મહીના થયા છતાં અને તે ગ્રહસ્થ તરફથી તે ઓચરીઆંઓ પાછાં મેલવવાની અનેક માંગણીઓ થવા છતાં તે હજુ સુધી પાછાં મલ્યાં નથી. અને આપણામાં એક જાણીતી કહેવત છે કે "સુઇની સાંજ ને મોચીનું વાહણું" તેમ છેક નેપીઅન સી રોડ સુધી "સવાર સાંજ" એવણને ઘેર જઇ માગવા છતાં "આજે આપું છું, કાલે આપું છું" એમ વાયદા ઉપર વાયદા કર્યા જાય છે. એ તો જાણીતી બીના છે કે મી૦ કરકરયાને ફારસીનું જ્ઞાન નથી, તેથી પેહલાં તો અમારા શુભેચ્છકને એમ ધીરજ આપી કે "મેં નકલ કરનારાઓ રાખીને ઉતરાવવા માંડયું છે" પણ તે વાતનેબી આજે એક મહીનો થઇ જવા છતાં હજુ નકલ થઇ રહી નથી અને ખોદા જાણે કયારે થઇ રહેશે. પણ વાત એટલામાજ અટકતી નથી. વધારે અગત્યનું તો એ છે, કે અમારા એક કુટુંબી ભાઇ પેશતનજી નશરવાનજી દસ્તુરે ઉપલાજ શુભેચ્છકના લખવાથી નવસારીથી બીજાં ઓચરીઆંઓ સાથે ફારસીના ત્રણ ફકરા તેમના પર મોકલી આપ્યા અને તેવણને ખુલ્લે ખુલ્લું લખેલું કે જે ચોપડીમાંથી એ ફકરા ઉતારેલા જણાવયા છે તે બાબત વીશે મારા ઉત્તર હીંદુસ્થાનના પ્રવાસ દરમીયાન બનતી શોધ ખોલ કીધા છતાં તે ચોપડીમાં એ ફકરા જડતા નથી. મણ વાંચનારા સાહેબોએ અત્યાર આગમજનું જોયું હશે કે મી૦ કરકરયાએ તેનો કેવો સરસ ઉપયોગ કીધો છે! ભાઈ પેસતનજીએ મી૦ કરકરયાને ખુલ્લું કહેવાડયા છતાં મી૦ કરકરીયા તોહમત મુકવા નીકલે છે કે કાંઇ બીજું મલે નહી ત્યારે મેહેરજીરાણાના વારેસો ખોટા ખોટા ફકરાઓ મને પુરા પાડે છે. પેહલાં તો એવણે પોતાના રેસાલામાં જાણે પોતેજ "નવી શોધ ખોલ" કીધી હોય તેમ ઠંડે પેટે ઠોકી બેસાડયું કે એ બાબદમાં મારા હાથમાં એક કુટુંબી તરફથી ફકરા મુકવામાં આવ્યા છે, પણ ઘણું નવાઇ જેવું છે કે મારી હમેશની "શોધ ખોલ" છતાં તેજ ફકરાઓ મને તે ચોપડીમાં જણાતા નથી! મેં ઉપર કહયું તેમ મી૦ કરકરીઆને ફારસીનું જ્ઞાન નથી, તે છતાં કેવી ચાલાકીથી એવણે "નવી શોધ ખોલ" કીધી છે, તે ઉપલાં લખાણથી તુરત જણાઇ આવશે.

વાંચનારા સાહેબો જાણીને ખુશી થશે કે સાંભળવા મેલે ફકત ગયા રવીવારથીજ મી૦ કરકરીયા ફારસી ભાષાની Clerke's Manual" થી શરૂ કરીને એ ભાષાનો અભ્યાસ કરવા રોકાયલા છે, જેથી એવણ અત્યાર આગમજની પોતાની પુરવાર થઇ ચુકેલી અસાધારણ બાહોશીથી થોડા દીવસમાંજ એ ભાષા શીખી જશે. પણ અમો ગરીબ કુટુંબીઓને ભય લાગે છે કે રખેને એવણના એ પાટક જ્ઞાનને આધારે પાદશાહ અકબરે ૩૦૦ વીઘાં બક્ષેસ આપેલી જમીનનું અસલ ફરમાન જે હાલ અમારી પાસે મોજુદ છે તે પણ "ત્રાંબાની પતરીઓ" સાથે સરખાવીને ખોટું પાડે. અને અમો ગરીબ કુટુંબીઓ અમારા મરહુમ મુરબીજીની દોલતે આજ ત્રણસો વરસ થયા એ વજીફાની ઉપજમાંથી નીમક રોટી ખાઇએ છીએ તેના ઉપર પણ ત્રાપ મારવા જેવું કરે. ખોદા હાફેઝ!!

ઉપલી વીગતો ઉપરથી હું મારા નમ્ર હીંદુ તથા મોહમેદન ભાઇઓને સુચના કરવાની ફરજ સમજું છું કે બે વખત વીચાર કીધા પછીજ પોતાનાં ધર્મ ખાતાઓને લગતી વીગતો મી૦ કરકરયાને પુરી પાડવી.

મુંબઇ તા. ૭ મી અકટોબર ૧૮૯૬.

લા૦ સેવક,

D.

*** મી૦ કરકરયાવાળી બાબદના સંબંધમાં 'હેશાનમંદ' વખાણનારાઓ તરફથી અમને કેટલાંક લખાણો મળ્યાં છે તેમાં એ જવાન્યાને પુષ્કળ તુપી નાંખેલો હોવાથી અમોએ તે દાખલ કીધાં નથી, જે હાલમાં થયું છે તેજ અમોએ પુરતું ગણ્યું છે અને મી૦ કરકરયા કાંઇ નવો ફટવો લઇ પાછા બહાર પડે તેટલાં થોબવું ઘટે છે.

## નં૦ ૭૪.

## સત્ય મિત્ર

તથા

## હખ મજદયસ્નનામ.

( રવીવાર તા. ૧૧મી અકટોબર સને ૧૮૯૬ )

**મરહુમ દસ્તુર મેહરજીરાણા સંબંધી આગલ વધેલી તકરાર–તેમની તરફેનમાં રજુ થયલી નવી દલીલો.**

નવસારીના આગલા મરહુમ દસ્તુર મેહરજીરાણાએ અકબરને પારસી ધર્મ સમજાવી તે મહાત્મા પાદશાહનું દીલ પારસીપણાં તરફ ફેરવ્યું હતું, એવી ત્રણ સદીથી મનાતી આવેલી વાતનું ખંડન પેલા એક તવારીખનવેશમાં ખપતા જવાન મી૦ રૂસ્તમજી પેસતનજી કરકરયાએ એ માસની વાતપર રાયલ એશ્યાટીક સોસાયટીની અત્રેની શાખાની સભામાં ભાષણ રૂપે કરયું, તેની નોંધ લેતાં અમે એવો સંશય દેખાડયો હતો કે, દસ્તુર મેહરજીરાણાને એજ શેહનશાહ તરફથી જે ઇનામી મોટો વજીફો મલ્યો હતો, અને જે હજુ પણ તેમના વંશજોના હસ્તકમાં છે, તે ત્યારે તેમને શા માટે મલ્યો હતો તેનો નીર્ણય થવો જોઈએ. તે જોડે અમે એવી પણ ભલામણ કીધી હતી કે, એ મરહુમ દસ્તુરના વંશજોએ યાતો કોઇ બીજા તવારીખના અભ્યાસીઓએ એ બાબતના સંબંધમાં વધુ જુસ્તેજો કરી, મલી શકે તો તેમની તરફેનની નવી શાહદતો રજુ કરવી, કે જેથી એ દસ્તુરની કીર્તી એકવાર ફરી ઝલકતી થાય. અમે જોઇને ખુશી છીએ કે, અમારી તે ભલામણ ફોકટ ગઈ નથી. તે પછી એ ચરચા અત્રે ગુજરાતી તેમજ અંગ્રેજી પત્રોમાં નવેસરથી જાગી છે, અને તે અત્યાર સુધી ચાલુજ રહી છે. તે ચરચામાં જેમ દસ્તુર મેહરજી રાણાના વંશજો ઉતરયા છે, તેમ બીજા તરાહેત ગ્રહસ્થો પણ તેમાં ભાગ લેય છે. એ ભાગ લેનારા સઘલા ખરી રીતે જોતાં દસ્તુર મેહરજીરાણાંની તરફેનમાંજ તકરાર ચલાવે છે; જ્યારે તેમની વીરૂધ માત્ર એકલા મી૦ કરકરયા જેને પોતાનું વીરૂધ મત બાંધીજ લીધું છે તે રહી ગયા છે. આ ઉપરથી દીસે છે કે, અહીંના પારસીઓ પોતાના એક માજી ધર્મગુરૂની કીર્તી ફોકટની વગોવાતી જોવા ચાહતા નથી; અને એ તેમની લાગણી વાજબી અને માન ભરેલી છે. લાગણી ઉપરાંત દલીલોની તેમાં પહેલી જરૂર છે; અને અમો ખુશી સાથે જોઇએ છે કે, દસ્તુર મેહરજી રાણાની તરફેનમાં નીકળેલા તકરારીઓ પોતાના ટેકામાં કેટલીક નવી અને વજનદાર દલીલો રજુ કરે છે; અને તે એટલી હદ સુધી કે, મી૦ કરકરયાની દલીલોથી મેહરજીરાણાનાં કામ વીશે પ્રથમ લોકોનાં મનમાં જે ખતરો પડયો હતો તે હવે નીકળી ગયલો જણાય છે.

આટલું તો નક્કીજ છે, અને તે અમે અમારી પ્રથમ આરટીકલમાં જણાવી ગયા છીએ કે, શેહનશાહ અકબરે કરાવેલી ધર્મો સંબંધી તકરારનું પરીણામ મોટે ભાગે જરથોસ્તી ધર્મના લાભમાં ઉતરયું હતું, અને એ ધર્મની સમજાવટે તે ઘણે દરજ્જે પારસીપણાં તરફ ઢલ્યો હતો; તે અહીં વેર કે, એ ધર્મની ગોઠવણ પ્રમાણે તે

નામદારે આતશ તથા સુર્યને ખોદાઇ કેબલા તરીકે ગણ્યા હતા, તથા પારસી રોજ માહ પ્રમાણેનું પંચાંગ ચાલુ કરવા જોડે કેટલાક પારસી તેહવારો પણ પાલવા માંડયા હતા. પણ એખલો મી૦ કરકરીયા તકરાર એ કરે છે કે, તેને પારસી ધર્મ એવી સરસ રીતે સમજાવનાર કોણ? આપણા તરફ અસલથી મનાતું આવ્યું છે કે, એ સમજાવનાર તે મેહરજીરાણા; પણ મી૦ કરકરયાએ તે ના પાડીને એ કામ બજાવનાર તરીકે ઇરાનના તે વેલાના એક પારસી દસ્તુર નામે અરદેશીર કેરમાનીને રજુ કરયા છે. પણ હાલ રજુ થયલી દલીલોના આધારથી તો એવું સાબેત થાય છે કે, દસ્તુર અરદશીર કેરમાની અકબરને પારસી ધર્મ સમજાવનાર નહી હતા, તો પછી દસ્તુર મેહરજીરાણા સામે ઉભો થતો સંશય આપોઆપ નીકલી જાય છે, કેમકે આ બે યાદગાર દસ્તુર સાહેબો સીવાય ત્રીજો કોઈ દાવાદાર તો એ માન માટે છેજ નહી અને હતો પણ નહી. મેહરજીરાણાના હીમાયતીઓ જેમ આડકતરી સાબેતીઓથી એમ દેખાડવાને શકિતવાન થયા છે કે, અકબરને પારસી ધર્મ સમજાવનાર મેહરજી રાણા હતા, તેમ સીધી સાબેતીઓથી એમ બતાવવાને પણ તેઓ શકિતવાન થયા છે કે, અકબરને પારસી ધર્મ સમજાવનાર અરદેશીર કેરમાની ન હતા. એની ખાતરી માટે આ તકરારમાં રજુ થયલી દલીલોનો નીચલો ટુંક સાર વાંચનારાઓને ઉપયોગી થઇ પડશે.

શેહનશાહ અકબરે ધર્મો સંબંધી પુછપરછ અથવા તકરાર માટેનો જુદા જુદા ધર્મોના ઉપાધ્યાઓનો મહાન મેલાવડો સન ૧૫૭૮ ઇસ્વીમાં કર્યો હતો. એ મેલાવડામાં પારસીઓ તરફથી રજુ થનાર અને ભાગ લેનાર કોણ હતા તે વીષે વીગતવાર અને નામ નીશાન સાથનું લખાણ કેહે મલતું નથી. બદાઓની, જેણે આ બનાવની હકીકત તેજ હીંદામમાં અને જાતી અનુભવ ઉપરથી લખેલી છે, અને જેના ઉપર ખુદ મી૦ કરકરયાએ પણ મોટો આધાર લીધો છે, તે માત્ર તેનાં વીષે એટલુંજ જણાવે છે કેઃ—

“ આતશ પરસ્તો ( એટલે પારસીઓ ) જેઓ ગુજરાતના નવસારી કસબાથી આવ્યા હતા, તેઓએ પોતાના જરથોસ્તી ધર્મને સાચો બતાવયો, અને આતશની સેતાએશને ઘણી ઊંચી જણાવી. તેમને પોતા તરફ બોલાવીને ( પાદશાહ ) કયાની રાહો રવેશથી વાકેફ થયો; તે એટલે વેર કે આતશને ઇરાની પાદશાહોના તરીકા પ્રમાણે જેમ તેઓની આતશકદેહોમાં તે બલતો રેહતો હતો તેમ, પોતાના મેહલમાં શબોરોજ નેગાહ રાખવાને શેખ અબુફઝલને ફરમાવયું, સબબ કે આતશ ખોદાની બખશેશોમાંની એક બખશેશ, અને તેનાં નુરોમાંનું એક નુર છે. જલુસી પચીસમાં વરસના નોરોજને દહાડે સુરજ અને આતશનો સેજદો ( પાદશાહે ) ખરાં દીલથી કીધો. અને દરબારીઓએ પણ ચેરાગ સલગાવતી વેલા હંમેશ તેને સેજદો કરવા માંડયો. ”

આ ઉપરથી એટલું તો નકકી જણાય છે કે, અકબરના ધર્મ સંબંધી વાદવીવાદના આ મહાન મેલાવડામાં જે પારસીઓ હાજર થયા હતા, તેઓ ઇરાનના યા કેરમાનના હતાજ નહી. તેઓ નવસારીનાજ હતા; અને તે નવસારીના પારસીઓ કોણ તે જોકે તેમાં નામ નીશાન સીકે જણાવ્યું નથી, તો પણ તેઓમાં મરહુમ દસ્તુરજી મેહરજીરાણા અવશ્ય અને પહેલા હોવા જોઇએ; કેમકે (૧) તે પ્રમાણે તે વખતથી તે અત્યાર સુધી બોલાતું તથા મનાતું આવ્યું છે; (૨) તે માટેના ખ્યાલો તથા લાવણીઓ જોડાયલાં છે; (૩) તે બનાવનો

અને મેહરજીરાણાંનો વખત મલતો આવે છે; (૪) ત બનાવ પછી, યાને મેહરજીરાણાં દીલીથી નવસારી આવ્યા પછી, તેમને ત્યાંના પારસીઓએ પોતાના દસ્તુર નેમ્યા હતા; (૫) અને મેહરજીરાણાને એજ પાદશાહ તરફથી ખાસ સનદ સાથે મોટો ઇનામો વજીફો મલ્યો હતો. અથાર્થ, મેહરજીરાણા અકબરની દરબારમાં જવાની પરોક્ષ સાબેતી આમાંથી મલે છે, અને તે એવા લખનારથી મલે છે કે, જેને એ બનાવના સંબંધમાં સર્વથી ચઢતી સતા સરખો લેખવામાં આવે છે, અને તેને વલી ઉપર જણાવ્યા સરખી બીજી આડકતરી સાબેતીઓનો ટેકો છે. અગરજો અકબરને પારસી ધર્મ સમજાવવાનું કામ દસ્તુર અરદેશર કેરમાનીએજ બજાવયું હોત તો તેનો સેજ પણ ઇશારો બદાઓનીમાં આવ્યા વગર રહેત નહી. પણ તે આવ્યો નથી; અને આવી શકે એમ પણ નથી; કારણ દસ્તુર અરદેશર કેરમાની મજકુર વખતે અને ઉપલાં કારણ સર દીલી ગયાજ ન હતા. તેઓ તો એ બનાવ પછી ઓગણીસ વરસે ત્યાં ગયા હતા, અને તે પણ જુદાં કારણસર. તે કારણ, અકબરને પારસી ધર્મ સમજાવવાનું નહી, પણ તેણે બનાવવા ફરમાવેલી ફારસી ફરહંગમાં જંદ પેહલવી લોગાતોની સમજ આપવા માટેનું હતું, એ વીષેની સીધી અને ખુલી સાબેતી એ ફરહંગમાંથીજ મલી આવે છે, કે જે ફરહંગને પાછલથી "ફરહંગે જેહાંગીરી" નું નામ મલેલું છે, અને જે ફારસી ભાષાના ચઢતે દરજજેના અભ્યાસીઓમાં સારી રીતે જાણીતી છે. ખરૂં છે કે દબેસ્તાન કેતાબમાં અકબરને પારસી ધરમ સમજાવવાના સંબંધમાં દસ્તુર અરદેશર કેરમાનીનું નામ આપેલું છે; પણ તેથી ઉપલી મુલ બાબતમાં કશો ફેર પડતો નથી. અકબરની તવારીખના સંબંધમાં જેટલો આધરા બદાઓની પર લઇ શકાય તેટલો દબેસ્તાનપર લેવાય નહી, કારણ બદાઓનીની કેતાબ જયારે ખુદ દીલ્લીમાં અને ઉપલા બનાવના વખતે લખાઇ હતી, ત્યારે દબેસ્તાન કેતાબ ઇરાનમાં અને એ બનાવ પાછલ અરધી સદી પછી લખાઇ હતી, અને તેના બનાવનારે તેમાં પોતે લખેલી અકબરના ધર્મને લગતી બાબતનો મોટો આધાર પણ બદાઓની ઉપર લીધેલો જણાય છે. તેમાં તેણે પારસીઓને લગતો જે ફકરો લખેલો છે, તે પણ બદાઓનીના મજકુર ઊતારાને મલતોજ છે; અથવા બરાબર કહીએ તો તેણે તેનો ઊતારોજ કર્યો છે. ફરક એજ કે, તેમાં તેણે દસ્તુર અરદેશર કેરમાનીનું નામ ઊમેરયું છે અને બદાઓનીનું છેલ્લું વાકય લીધું નથી. તેણે અરદેશર કેરમાનીનું નામ કાં ઊમેરયું હશે તેનો ખુલાસો એજ સમજી શકાય છે કે, અરદશીરને દીલ્હી જવાનું કારણ તેણે ભુલથી પાદશાહને ધરમ સમજાવવાનું માની લીધું છે. પણ તે તેની દેખીતી ભુલ છે, અને તે ભુલ પાદશાહના ધરમ સંબંધી મેલાવડાના તથા અરદશીરની દીલ્લીની પધરામણીના સનેના મોટા તફાવતથી તરત માલુમ પડી આવે છે. આ રીતે જયારે અકબરને પારસી ધર્મ સમજાવનાર અરદીશર કેરમાની હતા એ વાત ભુલ ભરેલી ઠરે છે, ત્યારે તે કામ બજાવનાર મેહરજી રાણા હતા એ વાત વધુ મજબુતી પામે છે. એ રીતે મેહરજીરાણાની કીર્તી પાછી દીપતી થાય છે.

હવે આ રીતે જોતાં કોઇ પણ ધણી સાધારણ શાર કાઢે તો તે દશતુરજી મેરજીરાણાંની તરફેણમાંજ ઉતરે; તે છતાં મી૦ ઠરકરીઆ પોતાનું મત ફેરવતા નથી; એક વાર મત નહી ફેરવે તો તેનું એખલું મત તેને મુબારક; પણ તેમ કરતાં તે જે ઢપે લખવા લાગો છે, અને મરહુમ દશતુરજીને ખરાબ વીશેસનો વાપડે છે, તે હમો કહીએ છે કે ઘણાં નાપસંદ કરવા

જેવાં બલકે ધીકારવા જેવાં છે. તરણુશો સદીપરનાં એક અશો દશતુરને એવાં ખરાબ વીશેશનો લગાડવાં અને જે તેમનાં મનમાં કે દીલમાં નહી તેવું લખવું-કે તેવો ફલાણું કરી નહી શકે તેવાં છતાં જાણે તેવો કેહતા હોય કે તેઓ ફલાણી બાબદમાં હોશીઆર હતા–એવું તેમને ગળે પડવા જેવું મી૦ કરકરયાનું બેહુંદુ લખાણ ટાઈમસ જેવાં એક મોભાદાર પત્રની કાલમમાં આશકાર થવા પામે છે.† એ બહુ અજાયબ જેવું સાથે બહુ દલગીરી ભરયું છે; કેમકે એક વાર મી૦ કરકરયા જેવા જવાંન લખનારા તો મોહડે આવયું ગમે તે ભાંડે પણ તેવાં પત્રના બાહોશ અધીપતીઓએ તેવાં ના-લાયક લખાંણ પોતાનાં પત્રમાં દાખલ કરતાં ઘટતો આંકોશ રાખવો ઘટે છે, કારણ કે શમજુ લોકો મી૦ કરકરયાનું એવું ખરાબ લખાંણ વાંચી જેટલા દલગીર થાય છે, તેથી વધુ દલગીર અંગરેજી પત્રોમાં અન-જાણથી એવાં લખાણો પ્રગટ થવા માટે થાય છે; તે એવાં આબરૂદાર પત્રના અધી-કારીઓએ શારી પેઠે શમજવું જોઈએ છે.

---

## નં૦ ૭૫.

## અખબારે સોદાગર.

(તા૦ ૧૨ મી અકટોબર ૧૮૯૬)

### નવસારીવાલા દસતુર મેહેરજીરાણા બાબે ચાલતી તકરાર.

---

અખબારે સોદાગરના અધીપતી જોગ.

સાહેબ,—જત તમારા પતરના ગઈ તા૦ ૨ જીના અંકમાં મી૦ રૂ. પે. કર-કરીઆએ મુંબઈના હીંદુ તથા મહોમેદન જાહેર ધરમ ખાતાંઓની વીગતો મેલવવા જે ચરચાપતર છપાવયો છે તે વીશે બે બોલ બોલવાની રજા આપશો તો ઉપકાર થશે.

પેહેલાં તો મારા નાકેશ વીચાર પરમાણે મી૦ કરકરીઆએ ખુલ્લે ખુલ્લું જણાવયું હતું કે "વીલાયતનો એક જાણીતો અંગ-રેજ લખનાર આપણા દેશથી સારી રીતે વાકેફ છે," તે કોણ ગરહસ્થ છે; કે જેથી કરીને હીંદુ અને મહોમેદન ભાઈઓને તે ગરહસથનું નામ જાણવાથી બનતી વીગતો પુરી પાડવાનું ઉતેજન મલતે, અથવા તો તે ગરહસથના ઉપર બહારો બહાર મોકલી આપવાનું સવલ પડતે. તેમજ હું સમજી શકતો નથી કે તે જાણીતા અંગરેજે શા કારણશર હીંદુ અને મહોમેદન કોમના અગરેશરોને છોડી દઈને મી૦ કરકરીઆ જેવા આજ કાલના પારશી જવાનને એવું કામ કરવાને લાએક ગણયા છે. પણ એ વીશે વધુ નહી બોલતાં નીચલી બીના મારા હીંદુ તથા મહોમેદન ભાઈઓને ઉપયોગી થઈ પડશે એમ જાણી જાહેરમાં લાવવાની મારી ફરજ સમજુ છું.

આજ નજદીક ચાર માસ ઉપર એજ મી૦ કરકરીઆએ હમણાની ગાફક એવી મતલબનું છપાવયું હતું કે તેવણ (એક ઇતીહાશીક નુકતેચીંની તરીકે "નવી શોધ ખોલ" ને આધારે) "અકબર અને પાર-સીઓ" વીશે રેશાલો લખનાર છે. માટે દસતુર મેરજીરાણા વીશેની વીગતો જો તેવણને કોઈ પુરી પાડશે તો તેનો ઘટતો ઉપયોગ કીધામાં આવશે. એ ઉપરથી, સાહેબ, મારા ભલા અને ભોલા કુટુંબીઓમાંથી તરણ ચાર જણાઓએ પોતા પાશે એ મરહુમ દશતુરને લગતાં જે જે ઓચરીયાંઓ હતાં તે હમારા કુટુંબના એક ભલું ઇચછનારના સમજાવવાથી હમોએ તે ભલું ઇચછનારને સ્વાધીન કીધાં, એવી ઉમેદથી કે તે શુભઇ-ચછેક મી૦ કરકરીઆને તેને, ઉપયોગ કર-

---

† જુઓ નંબર ૧૦,

વાને આપશે અને તયાર બાદ મી૦ કરક-
રીયા તે ગરહસથને તે પાછાં સ્વાધીન
કરશે, પણ સાહેબ મને પોતાને આ હકીકત
જાહેરમાં લાવતાં ઘણી દલગીરી લાગે છે કે
એવણે ભાશણ કીધાને નજદીક બે મહીના
થવા છતાં અને તે ગરહસથ તરફથી તે
ઓચરીયાંઓ પાછાં મેલવવાની અનેક
માગણીઓ થવા છતાં તે હજુ સુધી પાછાં
મલ્યાં નથી. અને આપણામાં એક જાણીતી
કહેવત છે કે "શુઇની સાંજ ને મોચીનું
વહાણું" તેમ છેક નેપીઅનશી રોડ સુધી
"સવાર સાંજ" એવણને ઘેર જઇ માંગવા
છતાં "આજે આપું છું કાલે આપું છું"
એમ વાએદા ઉપર વાએદા કરયા જાય છે.
એ તો જાણીતી બીના છે કે મી૦ કરકરી-
આને ફારસી પુરૂં પાધરૂં આવડતું નથી,
તેથી પેહલાં તો તે ગરહશથને એમ ધીરજ
આપી કે નકલ કરનારાઓ રાખીને ઉતા-
રાવા માંડયું છે પણ તેનબી આજે એક
મહીનો થઇ જવા છતાં હજુ નકલ થઇ
રહી નથી અને ખોદા જાણે ક્યારે થઇ રહેશે.
એટલુંજ નહી પણ વધારે અગતયનું તો
એ છે કે હમારા એક કુટુંબી ભાઇ પેશ-
તનજી નશરવાનજી દશતુરે ઉપલાજ શુભ-
ઇચછેકના લખવાથી તે ગરહસથના ઉપર
નવશારીથી બીજાં ઓચરીઆંઓ સાથે
ફારસીના તરણ ફકરા મોકલી આપયા અને
તેવણને ખુલ્લે ખુલ્લું લખેલું કે મારા
ઉતર હીંદુસતાનના પરવાશ દરમીયાન જે
ચોપડીઓ પરથી એ ફકરાઓ લીધા છે
એમ લખયું છે તેની બનતી શોધખોળ
કીધી છતાં તે ચોપડીમાં એ ફકરા જડતા
નથી. પણ વાંચનારા સાહેબોએ અતયાર
આગમજનું જોયું હશે કે મી૦ કરકરઆએ
તેનો કેવો સરશ ઉપયોગ કીધો છે!!!
ભાઈ પેશતનજીએ મી૦ કરકરીઆને ખુલ્લે
ખુલ્લું લખયું છતાં તોહમત મુકવા નીકલે
છે કે બીજું કાંઇ મલે નહી તયારે મેરજી-
રાણાના વારસો મને ખોટા ખોંટા ફકરાઓ
પુરા પાડે છે. પેહલાં તો એવણે પોતાના
રેસાલામાં જાણે પોતેજ "નવી શોધખોલ"
કીધી હોએ તેમ ઠંડે પેટે ઠોકી બેસાડયું
કે એ બાબતમાં મારા હાથમાં એક કુટુંબી
તરફથી ફકરા મુકવામા આવયા છે,
પણ ઘણું નવાઇ જેવું છે કે મારી હમેશની
"શોધખોલ" છતાં તેજ ફકરાઓ મને તે
ચોપડીમાં જણાતા નથી!!! મેં ઉપર
કહયું તેમ મી૦ કરકરીઆને ફારસીનું
પુરેપુરૂં જ્ઞાન નથી તે છતાં કેવી ચાલાકીથી
એવણે 'નવી શોધખોલ' કીધી છે તે ઉપલાં
લખાણથી તુરત જણાઇ આવશે.

હજી મી૦ કરકરીઆ ગમે તો ફારસી
ભાશાની 'Clerke's manual' થી શરૂ
કરીને એ ભાશા શીખવા માંડે, જેથી કરીને
એવણ અતયાર આગમજની પોતાની પુર-
વાર થઇ ચુકેલી અશાધારણ બાહોશીથી
ગણતરીના થોડા દીવસમાં એ ભાશા શીખી
જશે. પણ હમો ગરીબ કુટુંબીઓને ભય
લાગે છે કે રખેને એવણનાં એ પાકટ જ્ઞાનને
આધારે પાદશાહ અકબરે ૩૦૦ વીઘાં
બક્ષેસ આપેલી જમીનનું અસલ ફરમાન
જે હાલ અમારી પાસે મોજુદ છે તે પણ
'તરાંબાની પતરીઓ' સાથે શરખાવી
ખોટું પાડે, અને હમો ગરીબ કુટુંબીઓ
હમારા મરહુમ મુરબીજીની દોલત આજ
તરણસો વરશ થયાં એ વજીફાની ઉપજ-
માંથી નીમક રોટી ખાઇએ છીએ તેના
ઉપર પણ તરાપ મારવા જેવું કરે. ખોદા
હાફેઝ!!!

ઉપલી વીગતો ઉપરથી હું મારા નમ્ર
હીંદુ તથા મહોમેદન ભાઇઓને શુચના
કરવાની ફરજ સમજું છું કે મી૦ કરકરી-
આને બે વખત વીચાર કરીને પછીજ પોતાનાં
ધરમખાતાંઓને લગતી વીગતો પુરી પાડે,
કારણ કે એવણને અતરે આપેલાં ઓચ-

રીઆંઓ પાછા મલ્યાં નથી તો તમો ભાઇઓની વીગતો છેક વીલાયત સુધી મોકલનાર છે એટલે તે ક્યારે પાછી ફરશે તે કાંઇ કેહવાઇ શકાએ નહી. અને જો પાછી ફરે તો આ જમાનાના એક મોજેજા જેવું થઈ પડશે.†

મુંબઇ તા૦ ૭-૧૦-૧૮૯૬

લી૦ સેવક--D.

---

## નં૦ ૭૬.

## મુંબઇ સમાચાર.

(તા. ૧૬ મી અક્ટોબર સને ૧૮૯૬.)

**મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ શેહેનશાહ અકબરની દરબારમાં કરી બતાવેલા જણાવવામાં આવતા મોજેજા વગેરેને લગતી તકરાર.**

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,-નીચલી સતરોને તમારાં માનવંતા પત્રમાં જગા આપવાથી મારીપરજ નહી પણ કુલે જરથોસ્તી ટોળાપર તમો સાહેબનો ઉપકાર થશેજી.

સાહેબ,-આજે કેટલા કેટલા દાહાડા થયા મુંબઇનાં વરતમાનપત્રોમાં જરથોસ્તીઓને લગતી એક ઘણી અગતની બાબતની ચકચાર ચલાવવામાં આવે છે. અંગ્રેજી પત્રોએ તેમજ ગુજરાતી પત્રોએ તે માટે પોતાની કટારો ખોલ્લી મેલી છે, અને ટાઇમસ ઑફ ઇનડીયા ને બોંબે ગેઝટમાં તો લાંબા લાંબાં ને કાબેલીયતભરેલાં ચરચાપત્રો છપાયાં છે. તે બાબત નવસારીના બેહેશતનશીન દસ્તુર મેહેરજી રાણાને લગતી છે. એ મરહુમ દસ્તુર સાહેબ નવસારીથી દીલ્લી ખાતે ગયા હતા અને શાહનશાહ અકબરને તેઓએ સુદરહે પેહેરાવયો હતો, તથા જે જગતગુરૂએ આસમાનપર એક થાલી ઉડારીને બે સુરજ ઉગેલા શાહનશાહને દેખાડયા તે જગતગુરૂનું જાદુમંત્ર તેઓએ તોડી નાખ્યું હતું, એવી વાત કંઈ વરસો થયાં જરથોસ્તી ટોળામાં, શું બેહેદીનોમાં કે અથોરનાનોમાં, જાએજ છે. એ વાત ખોટી છે એમ મુંબઈની રૅાયલ એશીયાટીક સોસાયટીની એક મીટીંગમાં મી૦ રૂ૦ કરકરયા નામે એક કાબેલ સભાસદે વાંચેલા નીબંધમાં જણાવયું છે, અને તે ઉપરથી એ બાબતને લગતી ચકચાર ઘણી તરફ ચલાવવામાં આવી છે. પણ સાહેબ, હું જોઇને હેરત થાઉં છું કે એવી અગતની બાબતને તમારા પત્રમાં કાંય હાથ ધરવામાં નથી આવી ? હું એ બાબત વાસ્તે બે બોલ બોલવા માંગું છું, તે તમો મેહેરબાન મને બોલવાની રજા આપશોજી. મરહુમ દસ્તુર સાહેબ મેહેરજી રાણા ૩૦૦ વરસપર થઈ ગયલા નવસારીના એક જરથોસ્તી વતની હતા. તેઓએ એક જરથોસ્તી તરીકે અકબર શાહનશાહની દરબારમાં જેવો જણાવવામાં આવયો છે તેવો ભાગ બજાની દેખાડયો હોય તો, તે જરથોસ્તી ટોળાની તવારીખમાં ખચીતજ અગતની જગા રોકવાને લાયકનો અને સોનેરી અક્ષરે નોંધવા જેવોજ બનાવ છે. જરથોસ્તી ટોળાને સામાનય રીતે અને અથોરનાન ભાઇઓને અકસર કરીને તે ખાસ જેબ આપનારો છે; અને તેટલા માટે એ બનાવ સંબંધી જેબી શાહદતો મળતી હોય તે એકઠી કરીને જરથોસ્તી ટોળાની તવારીખમાં જો તેમને ખાતરી ભરેલી નોંધપર ચહડાવી હોય, તો તેથી એ ટોળાનાં માન અને ઈઝતમાં તે વધારો કરનારૂં અને તેને

† આખરે કંટાળીને મી૦ મોદીએ રૂ. ૬૦ ના ખાડામાં ફોકટમાં ઉતરી મી૦ પેમાસ્ટર વકીલની મારફતે સોલીસીટરોની નોટીસ મોકલાવી ત્યારેજ મી૦ કરકરીઆએ ઉપલાં કાગળો આપ્યાં.

જેબાયશ આપનારૂંજ થઇ પડશેજી, એવું કમતરીન ધારે છે. એટલા માટે તમો સાહેબને મારી એટલીજ અરજ છે કે જેબી કોઇ જરથોસ્તી, પછી તે બેહદીન હોય કે અથોરનાન હોય, તે મુંબઇનો રેહવાસી હોય કે નવસારીનો વતની હોય, તે આએ બાબતમાં ખરેખરી જેબી શાહદતો રજુ કરવાને બાહેર પડે તેને તમો સાહેબ તમારાં માનવંતાં પત્રમાં જગા આપીને જરથોસ્તી ટોળાની ખરેખરી સેવા બજાવશોજી. હમણા એ બાબતની જે ચકચાર થાય છે તેમાં ઘણી ઘણી બાબતો એવી મુકાય છે કે તે મારા જેવા વીદયારથીઓને અને તવારીખના વાંચકોને ગુચવાડા ને ગભરાટમાં નાખનારી થઇ પડી છે. હું પોતે એક વીદવાન હોવાનો દાવો કરતો નથી, પણ જે રીતે એ ચકચાર રજુ થઇ છે તે સાધારણ સમજનાં માણસને સારી રીતે સમજ પડવાને મુશકેલ લાગે છે. માટે મારી નમનતાઇ ભરેલી અરજ છે કે, એ બાબતમાં લખાણ કરનારા સાહેબો પોતાની તરફથી ખેલાસાવાર લખાણ કરયા જશે તો જરથોસ્તી ટોળાની તેઓ સારી સેવા બજાવશે.

તમારો નમનતાઇ ભરેલો સેવક, ન. પા.

---

## ના૦ ૭૭.

## જામે જમશેદ.

(તા. ૧૯ મી અકટોબર સને ૧૮૯૬)

### આંકટીલ ડુ પેરોં—જરથોસતી ધરમનો અભયાસ કરનાર પહેલો ફ્રેંચ વીદવાન.

---

"કલકતા રીવયુ"ના છેલ્લા અંકમાં* એક લખનારે જરથોસ્તી ધરમનો અભયાસ કરનારા જાણીતા પહેલા યુરોપીયન વીદવાન આંકટીલ ડુ પેરોંને યાદ કરી તેની સેવાને ઇનસાફ આપયો છે. જંદ પહેલવીનું જ્ઞાન યુરોપમાં જયારે હસતી ધરાવતું ન હતું, જરથોસ્તી ધરમ શું છે અને તેની અવસતામાં કેવું ઉંડું ડાહપણ સમાયલું છે, તે વીશે દુનીયાના કોઇજ લોકમાં ફકત અટકળ થતી હતી, તયારે ફ્રાનસ જેવા દુરના એક દેશથી સંકટો ખમતા, દરીયા ડોહોળી એ ધરમનો અભયાસ કરવા તથા એ બહુ પુરાણો ધરમ પાળનારાઓનો અનુભવ મેળવવા એક ઉદયોગી ફ્રેંચ વીદવાન નામે આંકટીલ ડુ પેરોં હીંદુસતાન દેશમાં આવયો હતો. નજદીક ૧૦ વરસ સુધી અત્રે રહી, જંદ પહેલવીનો અભયાસ કરી, પોતા સાથ એ ધરમનાં કેટલાંક પુસ્તકો તે પોતાને સવદેશ લઇ ગયો હતો, જયાં એ ધરમના ભંડાલનો વધારો કરી, અવસતાનો ફ્રેંચ ભાશામાં પહેલો તરજુમો કરયો હતો, જે ખંત તથા ઉલટની જેટલી સતુતી થાય તેટલી બેશક થોડી ગણાય. આંકટીલ ડુ પેરોંએ જરથોસતી ધરમ યુરોપના વીદવાનો સનમુખ પહેલો રજુ કરી તેની ફીલસુફી દરશાવી, તેની ભાશાઓ સમજવાની ચાવી તેઓ સનમુખ ખુલ્લી મેલી આપી હતી. આંકટીલની અગાઉ એકાદ બે ઇંગ્રેજો, જેવા કે ફ્રેઝર વગેરેએ, એ ધરમનો અભયાસ કરવાની ઉલટ બતાવી હતી ખરી, પણ તેઓને ચોકસ સબબોને લીધે નાઉમેદ થવુ પડયું હતું. આંકટીલ પોતાનાં પુસતકમાં એ સબબો જણાવવા માગે છે, અને તે એ કે હીંદી જરથોસતીઓમાં તે વખતે ઘણું અજ્ઞાનપણું ફેલાયલું હતું, તેનાજ બોલો ટાંકયે તો "અજ્ઞાનપણું એ તેઓની સઉથી મોટી બદી હતી." જામાસપ વીલાયતી નામનો ઇરાની દસતુર સને ૧૭૨૦ માં ઇરાન દેશથી ગુજરાતમાં આવયો, તયારે તેને પણ એવો મામલો જણાયો હતો અને આંકટીલના કહેવા મુજબ, જામાસપ વીલાયતીએ ગુજરાતના ત્રણ દસતુરોને જંદ પહેલવી શીખવી હતી. જામાસપે શીખવેલા

---

* જુઓ નંબર ૧૫.

એ ત્રણ દસતુરોમાંના એક દસતુર દારાબ પાછળથી આંકટીલને ભાશાએ શીખવનારા ઉસતાદ થયા. જામાસપ વીલાયતી અત્રે આવવાની અગાઉ યાને આશરે ઇ૦ સ૦ ૧૭૦૦ નાં વરસમાં ફરેઝરે સુરત તથા બીજાં શેહેરોમાં જરથોસતી ધરમ શીખવાની ખાએસ રાખી હતી, પણ તે પાર પડી નહી, જેથી તેણે ખરી યા ખોટી રીતે એવો ખયાલ બાધયો હતો કે, તે વખતના જરથોસતી ધરમગુરૂઓમાં પોતાના ધરમને લગતું ઘણું જ્ઞાન જણાતું નથી. પણ જ્યારે જામાસપ વીલાયતી પાસે દસતુર દારાબ શીખીને તઇયાર થયો હતો, તયારે તેણે આંકટીલને પઇસા લઇ તે શીખવવાની કાંઇ અડચણ કરી નહી. તે વખતે હીંદુસતાનના જરથોસતીઓમાં પોતાના ધરમને લગતું ઘટતું જ્ઞાન ન હોવાથી–ફ્રાયર, ગ્રોસ, વગેરેના જણાવયા મુજબ ઘટતું જ્ઞાન ન હોવાથી–નવસારીથી ધરમના સવાલો લખીને તેના ખુલાસા જાણવા માટે ઇરાન મોકલવામાં આવતા હતા, જયારે "પારસી પ્રકાશ"માં જણાવવા મુજબ ઇરાનવાળાઓએ નવસારીવાળાઓને સુચવયું હતું કે, "અગર બે એરવદો અહીં તમારી તરફથી આવે અને પહેલવી શીખે તો તમને દીનની રાહ બરાબર માલમ પડે," એટલે કે ઇરાનવાળાઓને એવું લાગેલું હોવું જોઇએ કે, હીંદુસતાનના પારસીઓમાં કદીમ જરથોસતી ધરમનું પુરતું જ્ઞાન નથી. કોઇ પણ રીતે ઇરાનથી વખતે વખત કાબેલ નરો હીંદુસતાનમાં આવી હીંદના પારસીઓને કેટલુંક જ્ઞાન આપી ગયા હતા.

આંકટીલ ડુ પેરોંએ અવસતાના ફરેંચ તરજુમાના ત્રણ પુસતકો પગટ કરયાં હતાં, જેમાંનું પહેલું પુસતક દીબાચાથી રોકાયું હતું, જેમાં આંકટીલે ગુજરાતમાં કરેલા પ્રવાસનું વરણન આવેલું છે. એ પહેલાં પુસતકમાંથી પારસી તવારીખ તેમજ તેઓની આગલી હાલતનો કેટલોક ખયાલ આપવામાં આવયો છે, જેથી એ પુસતક કોઇ તવારીખ લખનારને, મી૦ કરકરીઆ યા એવા ઇતીહાસીક શોધ ખોળના શોખીનોને સારો ખોરાક આપનારૂં થઇ પડે, કદાચ પારસી આગલી તવારીખનો નહી જણાયલો સફો હાલના પારસીઓ સનમુખ રજુ કરી શકે. એ ફરેંચ પુસતકમાં "કીસસે સંજાન" માંથી પારસીઓ હીંદુસતાનમાં આવયા પછીની હાડમારીઓના હેવાલ આપયા બાદ આંકટીલ લખે છે કે, ગુજરાતના પારસીઓ અસલ ઇરાનથી પોતા સાથ વંદીદાદની નકલ લાવયા હતા, તે તેઓના હાથમાંથી ખોવાઇ ગઇ હતી, જેથી એ કેતાબ વગર તેઓને ચલાવી લેવું પડયું. પછી ઘણે વખતે જ્યારે ઇરાનના સીસતાનથી દસતુર અરદેશર અત્રે આવયો, ત્યારે તેની પાસેથી પારસીઓએ વંદીદાદની બીજી નકલ લીધી અને ગુજરાતના પારસીઓની વંદીદાદની સઘળી નકલો એ અરદેશર સીસતાનીની અસલ ઉપરથી ઉતારી લીધી છે, અને અરદેશર ૧૫ મી સદીમાં ગુજરાત આવયો હતો. પણ આપણે અત્રે રજુ કરી શકયે કે અરદેશર સીસતાનીને વંદીદાદની નકલ ગુજરાતમાં ન જણાઇ હોય, તે ઉપરથી કાંઇ એવું સીધ થતું નથી કે હીંદુસતાનના કોઇ પણ જરથોસતી પાસે વંદીદાદ હતોજ નહી. આંકટીલ આ દેશમાં આવયો છે, તે જરથોસતી ધરમ અભયાસ કરે છે, તેને વંદીદાદનાં પુસતકની બહુ અગત છે, એમ સઘળાજ જરથોસતીઓને જણાયું હશે એમ માની લેવાના સબબો શું છે? માટે એ અનુમાન ખરૂજ ન હોય. આંકટીલ વધુ જણાવે છે કે ફરોખશીની કેતાબ પણ જામાસપ વીલાયતી અત્રે પહેલો લાવયો હતો અને એ દસતુર પોતાની પહેલવી ફરહંગમાં લખે છે કે, ગુજરાતના પારસીઓએ લગભગ

૧૦૦૦ વરશ સુધી ફ્રરોખશી વગર ચલાવયું હતું, અને તે સામે પણ અમો ઉપલોજ સવાલ કરચે. જામાસપ વીલાયતીની એ પહેલવી ફ્રરહંગની નકલ મુલ્લાં ફીરોઝ કેતાબખાનામાં મોજુદ છે અને અભયાસ કરવા લાયક તે એક પુસતક છે. આંકટીલ વધુ જણાવે છે કે, જામાસપ વીલાયતી ફ્રરોખશી સાથ વજરકરદદીની અને નીરંગેસવાનનો તરજુમો પણ લાવયો હતો. ચાંગાશાહ નામના નવસારીના ભલી લાગણીના એક તવંગર બેહેદીને નવસારીના જરથોસતીઓ જેઓ દીનની રાહ ચુકેલા હતા, તેઓને પાછા રાહ ઉપર લાવવાને કોશેશો કરી હતી, એવું જણાવતાં આંકટીલ ડુ પેરોં જણાવે છે કે, " એ પુરૂષે પોતાની દોલત ગરીબોમાં વહેંચી, પારશીઓને સદરા કસતી પહેરાવયા અને લોકો જેઓ અજ્ઞાનપણાં તથા હાદેસાને લીધે ઘણીક ભુલચુકોમાં અટવાયા હતા, તેઓને જરથોસતી ખરી રીત પ્રમાણે ચલાવવાને મેહેનત લીધી. એ કામ માટે જરથોસતી રીતો જે ગુજરાતમાં ભુલાઈ ગઇ હતી, તે બાબે સલાહ લેવા કેરમાનના દસતુરો ઉપર ચાંગાશાહે કાગલો લખયાં. એની પછી જયારે પણ ધરમની બાબદ વીશે કાંઇ શક પડે, તયારે હીંદુસતાનના દસતુરો ચાંગાશાહનો દાખલો પકડી ઇરાન ખાતે લખતા હતા અને જે જવાબો આવતા તેની રેવાયત યાને તવારીખનાં નામ તળેની ચોપડીઓ બનેલી છે." આંકટીલે ઉપલું લખાણુ તે જયારે હીંદુસતાનમાં સને ૧૭૫૫ માં હતો, તયારે લખયું હતું. આંકટીલનાં ૩ માંના બીજાં તથા ત્રીજાં પુસતકોમાં અવસતાનો તરજુમો સમાયલો છે, જે તરજુમો દસતુર દારાબે તેને આપેલી તાલીમ મુજબ તેણે ફ્રરેંચમાં કરયો હતો, જે તરજુમો કોઇપણુ રીતે ખાતરીપુરવક કહેવાય નહી. તેની કીમત એટલીજ ગણાય કે યુરોપીયન ભાશામાં અવસતામાં તે પહેલો તરજુમો હતો. આંકટીલની એ કાચી પહેલથી બીજા યુરોપીયન, મુખ્ય કરી જરમન, વીદવાનોને જરથોસતી ધરમનો અભયાસ કરી શોધ ખોળ કરવાની ઉલટ થઇ આવી. કલુકર નામના એક જરમન વીદવાને આંકટીલનાં ફ્રરેંચ પુસતકોનો પોતાની સરેહ સાથ જરમન ભાશામાં તરજુમો કરયો. ઈંગ્રેજ વીદવાનોને કદાચ તેથી માઠું લાગયું, જેઓએ એવું બતાવવાની કોશેશ કરી કે, આંકટીલને ગુજરાતના મોબેદોએ ઠગયો હશે અને જે પુસતકો અવસતાના તરજુમા તરીકે તેણે બાહેર પાડયાં છે, તે કાંઇ ખરા અવસતા નથી, કારણ કે જરથોસતનું વખણાયલું ડાહપણ એ ફ્રરેંચ પુસતકોમાં જડતું નથી. અને ખરેખર એ કાચા તરજુમાઓ હોવાથી ઘટતા વીશવાસને લાયકના ન હતા. આખરે વધારે કાબેલ તરજુમાઓ બાહેર પડવાથી જરથોસતી ધરમની ખુબીઓ અને તેની ઉંડી ફીલસુફી યુરોપમાં વધુ પ્રકાશવા માંડી. ગમે તે હોય, પણ આંકટીલ ડુ પેરોંએ કહાડેલી પહેલ પછી તેનાજ બે ફ્રરેંચ જાતભાઇઓ બરનુફ તથા ડારમેસટેટે એ અભયાસમાં મોટું નામ કહાડી ગયા છે, જે માટે વાજબી રીતે આંકટીલને યોગ્ય કીરતી આપી શકાય, જે યુરોપમાં એ અભયાસની પહેલ કરનાર તરીકે માન સાથ લાંબી મુદત સુધી યાદ રહેવાની.†



† નંબર ૮૧ માં આ બાબદનો સરસ જવાબ છે. વળી જુઓ નંબરો ૧૬ અને ૮૪.

## ના૦ ૭૮
## મુંબઇ સમાચાર.
( તા૦ ૨૨ અકટોબર સને ૧૮૯૬ )

**મરહુમ દસ્તુર સાહેબ મેહેરજી રાણાએ અકબરને સુદરેહ પેહેરાવ્યા વીષે તથા બીજા મોજેજા કરયા વીષે મુંબઇ, પુણા તથા નવસારીના દસ્તુર સાહેબોને પોતાની પાસેનો ખુલાસો બાહેર મેલવા માટે કરવામાં આવતી વીનંતી.**



મુંબઇ સમાચારના અધીપતી જોગ--

સાહેબ,--ગયા શુકરવારના તમારા પત્રમાં મરહુમ દસ્તુર સાહેબ મેહેરજી રાણા વીષે તમારા એક ચરચાપત્રી મી૦ ન. પા. એ જે વીચાર આપ્યા છે તેને હું મળતો થાઊં છું. એ સવાલ વીષે બીજી તરફ ઘણી તકરારો થયલી મેં વાંચી છે, પણ તેમાં ગુચવાડો ઘણો કરવામાં આવયો છે, અને તે એવો છે કે તે ઉપરથી સાધારણ વાંચનાર કોઇ સાર-પર આવી શકે નહીં. તકરારની શુરૂઆત કરનાર તવારીખના નામીચા અભયાસી મી૦ રૂ. પે. કરકરયાએ જે વીચારો જણાવયા છે તેમાંના કેટલાક સાથે હું મળતો થાઊં છું, અને કેટલાક સાથે મળતો થઇ શકતો નથી. પણ તે વીષે હમણાં હું બોલવા ઇછતો નથી. આ લખવાનો મારો મુળ હેતુ તકરાર કરતી વખતે તે ચલાવનારાઓએ વીસારી મેલેલી દેખાતી એક અગતની બીના ઉપર તેમનું તથા બીજાઓનું ધયાન ખેંચવાનો છે. દસ-તુર સાહેબ મેહેરજી રાણા શેહેનશાહ અકબરની દરબારમાં જઇ આવયા તે પછી તેઓને નવસારી પંથકના સર્વ દસ્તુરોના વડા ઠરાવવામાં આવયા હતા એમ કહેવાય છે, અને તેઓને તથા તેમના વંશજોને આજે પણ સર્વ દસ્તુરોના વડા કબુલ રાખ-વામાં અથવા સમજવામાં આવે છે. તેમ હોવાથી એ તમામ દસ્તુરો પોતાના એ વડીલ દસ્તુરજીને લગતી નોંધો ધરાવતા તો હોવાજ જોઇયે, તે નોંધો બહાર મેલવાને તે સાહેબોને, અને અકસર કરીને આપણા વચે ભણેલા અને કાબેલ ગણાતા દસ્તુર સાહેબોને હું અરજ કરૂં છું. તે નોંધો બાહાર મેલાવાથી તેમને પોતાને તેમજ અથોરનાન ટોળાને જેબ મળશે અને તેઓની હોર-મતમાં વધારો થશે. એ દસ્તુરજીઓમાં પેહેલે, ભગરયા મોબેદો તરફથી નવું આતશ-બેહેરામ પરથવાનું કામ માથે લેનાર દસ્તુર સાહેબ ડાકટર જામાસ્પજીને હું અરજ કરૂં છું. મારા સાંભળવામાં આવયું છે કે એ દસ-તુરજીના વડીલોએ ખાસ તપાસ કરીને મરહુમ દસ્તુર મેહેરજી રાણા વીષે કેટલીક નોંધો તઇયાર કરી છે, અને તે નોંધો દસ-તુરજી ધરાવે છે. માટે જરથોશતી ટોળાની વાકેફી માટે ખોદાને હાજર નાજર જાણી તે નોંધો તથા બીજી જે ખબરો તેઓ ધરાવતા હોય તે તેઓએ બાહાર મેલવી;† અને તેમ મેલવાની તેમની અઇન ફરજ છે. એવી-જ અરજ પેહેલવી તથા ફારસી સાહીત્યમાં પંકાયલા પુણેવાળા દસ્તુર સાહેબ શમસુ-લઓલમા સરદાર ખાન બહાદુર ડાકટર હોશંગજીને કરવાની રજા હું લઉં છું. પકે-પણે મને મળેલી ખબર પ્રમાણે એ દસ્તુર સાહેબે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતા ઇતીહાસનો ખાસ અભયાસ કરયો છે, અને તેઓએ આગળ કેટલાંક વરસોની વાતપર તે બાબત લખાણ પણ કરયું હતું, તથા તેઓએ કે તેમના કોઇ વડીલે તે વીષે એક ચોપાનયું પણ કાહાડેલું જણાય છે. દસ્તુર સાહેબ હોશંગજી તેટલા માટે એ સવાલ ઉપર સારૂં અજવાળું નાખવાને શકતીવાન છે; અને પારસી કોમને પોતાની ફરજની રૂએ વાકેફગાર કરવાને તેઓએ આ વેળાએ બાહેર પડવાની તસ્દી લેવીજ ઘટે છે. એજ

† જુઓ નંબર ૮૭

પ્રમાણે શમસુલઓલમા દસ્તુર સાહેબ ડાકટર પેશોતનજી બેહેરામજી સનજાણાને પણ હું વીનંતી કરૂં છું. એમના મરહુમ બપાવા બેહેશતનશીન દસ્તુર સાહેબ એદલદારૂનું જે કીમતી કેતાબખાનું તેઓ ધરાવે છે, તેમાં પણ મરહુમ દસ્તુર મેહેરજીરાણા વીષે નોંધ મળી આવશે એમ એ દસ્તુર સાહેબના વડીલો અને મેહેરજીરાણાનાં ખાનદાન સાથના તેમના જુના વખતથી ચાલતા આવેલા ઘાડા સંબંધ ઉપરથી માનવાને કારણ છે. જેબી નોંધ કે ખબર દસ્તુરજી પેશોતનજી ધરાવતા હોય તે તેઓએ બાહાર મેલવાની તેમની ફરજ છે. પણ દસ્તુર સાહેબો જામાસ્પજી, હોશંગજી તથા પેશોતનજી એ બાબતમાં જે ફરજ ધરાવે છે તે કરતાં વધારે ચહડતી ફરજ, બેહેશતી મેહેરજી રાણાના ગાદીવારેસ ભગરયા પંથકના વડા નવસારીના હુમણુંના દસ્તુર સાહેબ દારાબજીની છે. તેઓ સાહેબ, પોતાના વડીલની કીરતીની સાથે ઘણો અતલગનો સંબંધ ધરાવનારા એક સવાલની બાબતમાં, ચુપ બેઠા છે તે મને ઘણું અજબ લાગે છે. તેઓ પોતાના એ મુરબી સાહેબ તથા તેમના ગાદીનશીન તમામ દસ્તુર સાહેબોનું દફતરખાનું તથા તેમને હાથની લખેલી તરેહવાર કેતાબો તથા નોંધો ધરાવે છે, અને ઘણાઓ કહે છે કે, તેમની પાસે ઘણા ઘણા જુના દસ્તાવેજો છે. ત્યારે મરહુમ દસ્તુર મેહેરજીરાણા વીષેની સઘળી નોંધ તેઓ કેમ નહીં બહાર મેલતા? સઘળું અજવાળું પાડવાને આપણા દસ્તુરજીઓ શકતીવાન છે, અને તેઓ જો આ વખતે પોતાની ફરજ અદા કરશે તો બીજાઓને વચમાં માથું મારવાનું કારણ રહેશે નહી, અને સઘળો ખુલાસો પારસી આલમ તથા બીજા અભયાસીઓ સેજમાં જાણી લેશે.

ધોબીતળાવ, ૧૯ મી અકટોબર.

સેવક

મા. કા. પા.

## નાં૦ ૭૯
## સ્વતંત્ર.

(તા. ૨૫ મી અકટોબર ૧૮૯૬)

### ઓલમા, 'ઉમરાવ' અને વળી 'પ્રોફેસર' મીં૦ કરકરીઆ!

---

સ્વતંત્ર ના અધીપતી જોગ—

સાહેબ,

પારસી ટોલાને હંમેશનો પ્રકાશતો કરનાર મરહુમ દસ્તુરાન દસ્તુરજી સાહેબ મેહેરજી રાણાએ અકબરની દરબારમાં કીધેલાં કામ દેખી નહી શકાવાથી મીં૦ કરકરીઆએ જે કકલાટ કરી મુકયો છે તે માટે આપ સાહેબે આપનાં માનવંત પત્રમાં લખાણો કરી મરહુમ દસતુરજીનો જે બચાવ કીધો છે તે માટે ઉપકાર માની મને મલેલો અનુભવ નીચે દરશાવવા માંગું છું તે પ્રગટ કરી સેવક ઉપર ઉપકાર કરશોજી.

સાહેબ, મીં૦ કરકરીઆને જાણ અજાણમાં આપણી પારસી કોમમાં વીદવાનોમાંના એક વીદવાન લેખે વીચારવામાં આવવાથી એઓ છળકાઇ જઇ 'તારાઓ સાથે વાત કરતાં' અહંકારમાં ગરૂર બની ગયા છે અને મારા જેવો કોઇજ નહી એવું સમજીને 'તરેહવાર રંગો બદલે છે.' રોયલ એશીયાટીક સોસાયટીમાં અકબર અને પારસીઓ વીશે ભાષણ આપી, કાંઇ આગલું પાછલું જોઇ આવ્યાથી તે મરહુમ દસતુરજી તરફ ધીક્કારવા જોગ તુચ્છકારથી વરતયા અને તેમ કરી એવો દેખાવ કીધો કે જાણે ભાષણ કરતા એક ઓલમાજ છે અને તેબી વળી પુરાણી ફારસીના!! પણ અંગ્રેજી તરજુમો કરનારાઓએ ફારસી શબદોની જે ખોટી જોડણી કીધી હતી તેજ એઓએ પોતાના ભાષણમાં વાપડી, તથા ફારસીજ વાંચી આવ્યા હોય તેસ ફારસી ચોપડીઓનાં પાના ટાંકી બતાવ્યાં!! કેમ સાહેબ, એઓ ફારસીના ઓલમા ખરા કે? પણ

મારી વાણી કદાચ ફ્લે ખરી. કારણ કે એવણે મારી જાણ પ્રમાણે ફારસીની કલાર્કસ મેન્યુઅલ (ફારસી ભણવાની શરૂઆતની ચોપડી) નો અભ્યાસ શરૂ કીધો છે. ત્યારે હવે શમશુલ ઓલમાબી થાય ખરા કે?!

અગરજો લોર્ડ મેકોલેમાં ખપવાનીબી એઓને હોંશ થાય તો હું અજબ થાવું નહી, કાંકે જુવો સાહેબ ગઇ તા૦ ૩ જી અકટોબરનું 'જામે જમશેદ' જેમાં 'પારસી રેવાયતો' વાલી આરટીકલમાં લખવામાં આવયું છે કે "મી૦ કરકરીઆએ આએ કટારેમાં ત્રણ સદીની વાત ઉપરના જરથોસ્તીઓની હાલતનો જે ઇતીહાસીક ચીતાર આપ્યો હતો તેથી કેટલાકો કચવાયા હતા. લખનાર તરફ કેટલાક જરથોસ્તીઓનો અણગમો ખેંચાયો હોય, પણ તેઓને જાણીને સધીઆરો મલવો જોઇએ કે મેકોલેએ ૧૭ મી સદીના અંગ્રેજ ધરમગુરૂઓની હાલત પણ ઘણી અભણ તથા હલકી ચીતારી હતી જેથી તેને પણ કેટલાક ધરમગુરૂઓના હુમલા ખમવા પડયા હતા." કેમ સાહેબ મી૦ કરકરીઆનાં મીત્રો તેમને લોરડ મેકોલેની સંફમાં મુકે છે એ શું તેમને મોટું માન નથી? અને તેઓ મોટા નહી તો નાના લોરડ મેકોલેમાં ખપે તો કાંઇ અડચણ તો નહી કેની?

વળી ધારવા મેલે તેવણને એક 'પ્રોફેસર-'ના જેટલું માન ખાટવાની કાંઇક ઉલટ થતી દેખાય છે! એહેસ્તનસીન દસ્તુર મેહેરજીરાણાને તા૦ ૧૩ મી સપટેબરના "ટાઇમસ ઓફ ઇન્ડીઆ" માં હલકી ગાલો ભાંડી પ્રોફેસરના જેટલું ભંડોલ ધરાવવાનું ડોલ ઘાલતાં લખવામા આવયું છે કે, મી૦ કરકરીઆના જેવીજ આબેહુબ નુકતેચીનીની રીતી પ્રમાણે "પ્રોફેસર ડાયસીએ પીતની દંત કથા ખોટી પાડી છે." શાબાશ,



કદાચ એમ તો નહી હોય કે પ્રોફેસર ડાયસી તથા બીજા વીદવાનોને પીતનું ખોતારૂં કેમ બાહર લાવવું તે આટલો વખત સુધી આવડયું નહી હોય, પણ તા૦ ૮ મી આગસતે મી૦ કરકરીઆએ આપેલું ભાશણ વાંચી પ્રોફેસર ડાયસી હુશીઆર થઇ ગયો હોય! પણ ત્યારે તો મી૦ ડાયસી પણ મી૦ કરકરીઆના જેવોજ અપક્ષપાત ટીક્કાકાર, અને ચાલાક તથા બાહોશ હોવો જોઇએ. કાંકે મી૦ કરકરીઆની માફક થોડાજ વખતમાં બધું શીખી જવાની શકતી ધરાવતો દીસે છે! હવે સાહેબ, મી૦ ડાયસીએ તો મી૦ કરકરીઆની રીત પોતાને લાગુ પાડી છે, ત્યારે મી૦ કરકરીઆને કયા પ્રોફેસર કહું? મારી અલપ શકતી પ્રમાણે અને યુકલીડના પેહેલા નીયમ પ્રમાણે મી૦ કરકરયાને પ્રોફેસર ડાયસીજ કહું તો બસ છેની?

મુંબઇ, તા૦ ૧૪-૧૦-૯૬.

લા૦ સેવક,

**નોશીરવાન જ. કોટવાલ.**

---

## ના૦ ૮૦

## કયસરે હિન્દ

(તા૦ ૨૫ મી અકટોબર ૧૮૯૬.)

### જરથોસ્તી ધર્મ ઉપર થતી સમજ વિનાની નુકતેચીની.

**MODERN CRITICISM ON ZOROASTRIAN RELIGION.**

---

આગળા બે અંકોમાં મેહેરજીરાણા વિષે મી૦ કરકરીઆએ જે ઠાલી ગડબડ જગાડી છે, તેના મુખ્ય મુદ્દાઓ હાથ ધર્યા હતા. આજે અમે એજ ખોખરા થઇ ગયલા રેસાલામાંની બે ચાર બાબદો વિષે થોડુંક બોલવાનો ઈરાદો રાખીયે છીયે. પેહેલાં તો

મી૦ કરકરીઆએ બે સુરજની દંતકથાના અર્થનો જે અનર્થ કર્યો છે તેજ દેખાડી આપે છે કે "આપણા એકપુરા તવારીખ-નવેશ" એવી સેહેલી વાતનો પણ ભાવાર્થ સમજવાની તકલીફ લેતા નથી યા તો તાકત ધરાવતા નથી. તેઓ ઘડી ઘડી મેહેરજી રાણાએ બે સુરજ દેખાડયા એમ લઇ પડે છે, અને પછી તેની ઠેકડી કરે છે; જયારે ખરેખર તો કથા ઇયા તો ખ્યાલમાં મેહેરજી-રાણાએ બે સુરજ દેખાડયા હતા એમ કદી પણ કહ્યુંજ નથી. ધાતુની ચળકતી થાળી ગગનમાં ચડાવીને તેને સૂર્યનું તેજ અને રૂપ આપનાર તો એક હિન્દુ જાદુગર હતો અને મેહેરજીરાણાએ જે કીધેલું કહેવાય છે તે એટલુંજ કે પોતાનાં જ્ઞાન યાને પોતાની પરહેજગારી એટલે પરવરદેગારે મોકળેલી અને પેગમબરે લાવેલી દીન ઉપ-રના ખાલેસ અને સાચા એતેકાદથી સંપાદન થયલાં આત્મિક જ્ઞાનનાં કૌવતે કરીને તેઓ તે બાજીગરની યુકતી સમજી જઈને તેને તોડી નાખી હતી. જગતગુરૂએ મદારીના જેવા એક અખતરાને કરામત યા મોજેજા તરીકે ઠોકી બેસાડયો હતો અને તેનો ઢોંગ નવસારીના એ પાકઝાદ દસ્તુરે ઉઘાડો પાડયો હતો. એવીજ રીતે "દબેસ્તાન" માં કહેલું છે કે જયારે ધર્મ સંબંધી તક-રારો કરતાં એક યાહુદીએ એમ કહ્યું કે તેના પેગમબર મુસાએ મીસરના ફરઉનને લાકડીનો સાંપ કરી બતાવ્યો હતો, ત્યારે એક હકીમે ત્યાંને ત્યાંજ તેવોજ એક ખેલ તે યાહુદીની દલીલની તકલીદી બતાવવા સારૂ ભજી બતાવ્યો હતો. જગતગુરૂએ કરેલી તેવીજ કીસમની નજરબંધી યા ઠગાઇ-થી જયારે સઘળાઓ ભોળવાયા હતા યાતો અચરત થયા હતા, ત્યારે મેહરજી રાણાએ એ સુરજ બનવા વિષેના ચમતકાર ઉપર શક લઇ જઇને તે માનવાને બીલકુલ ના પાડી અને તે હિન્દુ બાજીગરનો ભરમ ફાહેશ કરીને તેની ફજેતી કીધી અને તેથીજ મેહેરજીરાણા વિષેના ખયાલમાં કહેલું છે કે "બડાજી કાબીલ દસ્તુર ઉનપર નહી ચલા જાદુ કીસકા" હવે આ કાહાણી ખરી હોય કે ખોટી હોય તે તો જુદોજ સવાલ છે, પણ આટલું તો ખરૂં છે કે એ ઉપર મીં૦ કરકરીયાએ કંઇજ અજવાળું પાડયું નથી. તેઓ કહી કહીને એટલુંજ કહે છે કે એ બનાવ વિષેની શાહાદત તવારીખોમાં મળવી જોઈયે અને તે તો મળતી નથી. અમે પુછીયે છીયે કે શું પારસીઓ એ વિષે આજવેર વાકેફ નહીં હતા? અને વળી અમે પુછીયે છીયે કે જો એક નહિ પણ દસ તવારીખમાં પણ આ કેહેવાતા ચમતકાર વિષે પાનાનાં પાના ભર્યાં હતે તો શું તેથી એમ ઠરતે કે બે ખરેખરા સુરજ એકજ ઘડીયે આસમાનમાં પ્રકાશયા હતા? આ જાતની કથાઓ આપણા લોકોમાંજ છે એમ કંઇ નથી, પૃથ્વીના સઘળા ભાગોમાં તે પ્રસરેલી છે અને ખરેખરા નુકતેચીનનું કર્તવ્ય તો એજ છે કે એવી કીસમના બીજા એહવાલો સાથે તેને સરખાવવી, તે કેમ અને કેવા સંજોગમાં ઉત્પન્ન થઈ અને કેવી જાતના આચાર વિચારો ઉપર તેનો પાયો રચાયો છે તે તપાસવું. મી૦ કરકરીયામાં જો ખરા એલમ અને ફઝીલતનું કંઇ પણ ખમીર હોતે, તો તેઓ મેહરજીરાણાને અપશબ્દો કેહેવાને બદલે આવું કંઇ કરી બતાવતે. હિન્દુ જાદુગરો આગળા વખતમાં કેવા કેવા પ્રયોગો ભજવતા હતા, તે ઘણાક મુસાફરોએ વર્ણવ્યું છે. ચીનાઈ બાજીગરો સુર્ય અને ચંદ્ર બનાવતા હતા એમ ચૌદમી સદીના એક યુરોપીયન પ્રવાસીએ કેહેલું છે. અકબરનાજ છોકરા જાહાંગીરે પોતાના હાથે લખેલાં એક પોતાનાં ચરિત્રની એક આવૃતીમાં બંગાળના જાદુગરો ખુરશેદ અને માહા બતાવી શકતા હતા એમ ખુલે-ખુલું લખયું છે.

ધાતુની થાળી આકાશમાં ફેંકીને અતરંગ લટકાવી રાખવા જેવાજ એક ખેલનું બ્યાન ઇબન બતુતા નામના એક અરબ લખનારે પોતાની આંખે જોઇને કીધું છે. એ સીવાય બીજા ઘણુક દાખલાઓ મી૦ કરકરીઆમાં જો કંઇ ખરેખર ભંડોળ હતે તો તેમને મળી શકતે અને તે વતી તેઓ પોતાના લુખા અને દમ વગરના રેસાલાને ખરેખરો રસીક બનાવી શકતે. અલબતે એવા લખનારાઓના વચનને કેટલું માન ઘટે છે અને તેઓની સત્તા સામે શું કહેવાઇ શકાય તેથી અમે પુરતા જાણુકાર છીએ. એ દાખલાઓ ઉપરથી કંઇ એમ તો ઠરતુંજ નથી કે જગતગુરૂએ યા તો મેહેરજીરાણાએ કોઇપણ તરાંહનો મોજેજો બતાવ્યો હતો, પણ એવી સરખામણી કાળજીથી કરીએ તો આપણુને જગતગુરૂના ભરમની ચાવી હાથ લાગે છે અને તે ઉપરથી આપણે સમજી શકયે છીયે કે એવો કોઇ બનાવ બન્યો હોય તો તે કેવી તરેહની યુક્તિ યા છળભેદ કામે લગાડવાથી બની શકયો હોય.

નાની બાબદોમાં, મી૦ કરકરીઆએ કરેલી અગણીત ભુલચુકો ઉપર હવે અમે ભાર મુકવા માગતા નથી, કારણુ કે વાંચનારી આલમની મી૦ કરકરીઆનાં પોકળ જ્ઞાન અને બેહદ ગુમાન વિષે હવે પુરેપુરી ખાત્રી થઇ છે, નહીં તો અમે નેરીઓસંગ ધવલને મેહેરજીરાણાની પાંચસે વરસ અગાઉના એવણે ઠોકી બેસાડયા છે તે ઉપર મુજાહેમત ચલાવતે. ડાકટર મીલ્સના એક ફકરાને એવણુની હમેશની લેભાગુ અને બેદરકાર ઢપે વાંચવાથી એ ભૂલ ઉત્પન્ન થઇ છે. કારણુકે જરથુશ્ત્રના ગાથાના એ અથંગ અને બેમીસાલ અભ્યાસીએ પોતાના દીબાચામાં એમ કહ્યું છે કે નેરીઓસંગ આજથી આસરે પાંચસે વરસ અગાઉ થઇ ગયા હતા. "આજથી પાંચસે વરસ" ને મેહેરજીરાણુની અગાઉનાં પાંચસે વરસ સાથે મી૦ કરકરીઆએ ભેળી નાખવાથી આ ગથલમથલ થઇ છે. તેવીજ રીતે પારસીઓના કેહેવાતાં અજ્ઞાનપણા વિષે વેસ્તરગાર્ડના દીબાચામાંથી જે ફકરો એવણે ટાંકયો છે, તે તો વેસ્તરગાર્ડે, ઓકીટીલ ડુપેરોંમાંથી લીધો છે, તો પણ મી૦ કરકરીઆ એમજ અહાવે છે કે જાણે વેસ્તરગાર્ડ પોતેજ પોતાના અનુભવ ઉપરથી કહેતો હોય! 'અરદાવીરાફનામું' અને 'વીસપરદ'ની અસલ નકલો હિન્દુસ્તાનમાં ઇ. સ. ૧૫૨૭ ની અગાઉ હતીજ નહી એમ જે તેવણે કહ્યું છે, તે પણ સરીયામ ખોટું છે. એ તો સઘળું રહ્યું, પણ જયારે મી૦ કરકરીઆ કહે છે કે મેહેરજીરાણા ઇ. સ. ૧૫૭૯ ની અગાઉ એક "સાધારણ અધ્યારૂ" અને "મોબેદોના ગાદરીયા ટોળામાં" ના એક હતા અને દીલ્લીથી આવ્યા પછીજ "ફડાકા મારવાને" લીધેજ તેવણુને નવસારીની દસ્તુરી આપવામાં આવી હતી, ત્યારે તો તેવણુની ખબર લેવીજ ઘટે છે. હવે આટલું તો મુકરર છે કે સંવત ૧૬૨૨ (ઇ. સ. ૧૫૬૬), એટલે કે દીલ્લીથી પછા ફર્યાની તેર વરસ અગાઉ, મેહરજીરાણા નવસારીની અંજુમનના એક આગેવાન અકાબર હતા. આ વાત એક જુનાં કાગલ, જેની નકળ નવસારીનાં કેતાબખાનામાં દસ્તુર જામાસ્પજી સોરાબજીએ મુકાવલાં એ હાથનાં લખેલાં દફતરોમાં મોજુદ છે અને જેનો અસલ લેખ પણ હસ્તીમાં છે, તે ઉપરથી સિદ્ધ થાય છે. એ પત્રની મતલબ નવસારીની અગયારીમાં થતાં ક્રીયાકામ અને તેને લગતા હેરબદોમાં ચોકસ બંદોબસ્ત અને ચાંપતી દેખરેખ રાખવાની છે અને તે ઉપર નવસારીના ૨૩ હેરબદોએ સહીશાખ કરી છે, તેમાં વળી પાછી પેહેલી સહી માહીઆર વાછા એટલે કે મેહેરજીરાણાએજ (જેઓ

સંવત ૧૬૧૯ માં પોતાના કાકા વાછાના પાળક બેટા થયા હતા ) કરી છે. એનો અર્થ એટલોજ કે જોકે નવસારીની અંજુમને એક વડો દસ્તુર ખાસ ઠેડાવથી નેમવાનું પગલું હજી ભર્યું હતું નહી, તો પણ દીલ્લી ગયાની બાર તેર વરસ અગાઉ મેહેરજીરાણા એક જાતનું વડપણ ભોગવતાજ હતા. મેહેરજીરાણાના બાવા રાણા જેસંગ પણ કંઇ સાધારણ મોબેદ તો હતાજ નહી, તેની સાબેતી ઇ. સ. ૧૫૨૭ અને ૧૫૩૫ માં આવેલી રેવાયતોનાં સરનામાં ઉપર તેઓનું નામ પેહેલુંજ હોવા ઉપરથી અમે આપી છે; પણ તે વતરોગે આ એક વધુ મજબુત પુરાવો અમે રજુ કર્યે છીયે, તે એ કે સંવત ૧૫૭૬ (ઇ. સ. ૧૫૨૦) માં નવસારીના મશહુર માણેક ચાંગા અને આસદીન મેહેરવાન અને બીજા આઠ બેહદીનોએ " દીનને ખાતર " રાણા જેસંગને દસ વીંઘા જમીન અને સો તાડનાં ઝાડ બક્ષેશ આપવાનું લખત કરી આપેલું છે. અને તે હુમેશ સાલબસાલ પાળવાનો એકરાર કીધો છે. તે ઉપરથી તો નકી સિદ્ધ થાય છે કે રાણા જેસંગ પણ પોતાના વધારે નામવર બેટા માહીઆરની માફક નવસારીના આગેવાન હેરબદ હતા. મેહેરજીરાણાના બપાવા જેસંગ દાદાનું નામ પણ અસપંદીઆર સોહોરાબ અને માણેક ચાંગાના વખતમાં (૧૫૧૧ વાળી નહીં ) આવેલી એક રેવાયતમાં મળે છે. રાણા જેસંગ પોતે એક વખત પાંચ પૈસે સુખી હતા. અને તેઓ પાસે ઘણીક જમીનો હતી, તે પણ કેટલાંક જુનાં ખતપત્રો ઉપરથી સાબેત થાય છે. નવસારી કસબાનું ચોધરીપણું એટલે દેશાઇગરૂં પણ એવણ થોડોક વખત ધરાવતા હતા એમ પણ માનવાને કંઇક કારણ છે. વળી નવસારીના મોટાં દેશાઈ ખાનદાનના મૂળ પુરૂષ દેશાઇજી સાહેબ ખુરશેદજી તેહેમુરજીએ પોતાને હાથની લખેલી કેટલીક નોંધોમાં એમ સ્પષ્ટ લખેલું છે કે " દસ્તુર મેહેરજીરાણાજીને કસબે નોસારીનું તથા પરગણે પારચોલનું દેસાઇગરૂં અસલથી, ગુજરાતી પાદશાહોથી તથા પાદશાહ અકબરથી, છે તેનાં ફરમાન છે. અને દસ્તુર કેકોબાદજીએ તે દેશાઇગરૂં ચલાવ્યું " વગેરે. આ સઘળા પુરાવાઓ આપણી ખાતરી કરે છે કે નવસારીની અંજુમને સરખી પંકતીની પાંચ પોળનો પોતાનો રેવાજ એક કોરે મુકીને મેહેરજીરાણાને પોતા ઉપર રાજીખુશીથી સર્વોપરી આપી હતી. તે "ફડાકા અને લાંબી લાંબી વાતો" ને લીધે નહીં, પણ તેમની બાહોશી અને પરહેજગારી, અને તેમના બાવા અને બપાવાનાં મરતાબાને લીધે હતું. અમારા વાંચનારાઓમાંથી જેઓને કદીમ જમાનાની આવી બારીક વિગતો ધુંડી કાઢવાની ટેવ હોશે, તેઓ તુરત આ દાખલાઓની મોતેબરી સ્વીકારશે. મેહેરજીરાણાવાળા ફરમાની વજીફા અને તેની સનદો બનાવટી હોવા વિષે જે ખોટું ગુલબાન મીં૦ કરકરીયાએ ઉભું કીધું છે અને અકબરનાં ફરમાનને બીજી ત્રાંબાંની પતરીઓ સાથે સરખાવીને ખોટી પાડી આપવાની જે ધરપચી ધમકી આપી છે, તે વિષે અમારે એટલુંજ કહેવું છે કે મીં૦ કરકરીયા એવો તુરંગ બાંધવાને શાથી લલચાયા તેનાં કેહેવાતાં કારણો જાણવાને અમે અતિ ઘણા આતુર છીયે.



## નાં૦ ૮૧.

## જામે જમશેદ.

( તા૦ ૨૮ મી ઓકટોબર સને ૧૮૯૬ )

### આંકટીલ ડુ પેરેંનો આગલા પારસીઓ માટેનો કાચો અનુભવ.

— —

જામે જમશેદના અધીપતી જોગ.

સાહેબ,

તમારા ગઇ તા૦ ૧૯ મીના અંકમાં* "આંકટીલ ડુ પેરેં" નાં મથાળાં હેઠળ તમોએ જે આરટીકલ લખી છે, તે વીશે તમારાં માનભરયાં પત્ર મારફતે થોડુંક બોલવાની રજા આપશો.

દારાબ જામાસપ વીલાએતીનો ચેલો હતો, અને પોતાને તથા ઇરાનીઓને ચહડાવવાને અને પોતાનીજ કીમત વધારવા સારૂં પોતાનાજ અને પોતાના ઉસતાદનાં વખાણ કરયાં હતાં. દારાબ પાછો પોતે કદમીઓનો વડો હતો, અને તે પંથનો મુખય મદાર ઇરાનીઓની ખબરદારી તથા હીંદુસતાનના પારસીઓનું બેખબરપણું બતાવવા ઉપરજ બંધાયલો હતો. આંકટીલ પોતાના પુસ્તકમાં કહે છે કે, હીંદી જરથોસતીઓમાં તે વખતે ઘણું અજ્ઞાનપણું ફેલાયલું હતું અને તમો તમારી આરટીકલમાં લખો છો કે "જામાસપ વીલાએતી નામનો ઇરાની દસ્તુર સને ૧૭૨૦ માં ઇરાન દેશથી ગુજરાતમાં આવયો, તયારે તેને "પણ" એવો મામલો જણાયો હતો." તેને "પણ" કરી લખવાનું કારણ શું ? આંકટીલને જે કાંઇ પારસીઓ વીશે ખબર પડી હતી અને વળી જે કાંઇ લખી ગયો છે, તે તો તેના પોતાના કબુલવા પ્રમાણે ફક્ત દારાબના કહેવાથીજ હતું, અને નહી કે જામાસપ વીલાએતીએ એને એ વીશે ખબર કરી હતી ( જુઓ કાવસજી કાંગાની આંકટીલવાળી ચોપડી પાનું ૨૫ ).

હવે દારાબ કોણ હતો તે ઘણુખરા જરથોસતીઓમાં જાણીતું છે. દારાબ પોતે પહેલે શહેનશાહી પંથનો હતો અને પોતાના વડા ભાઇ, જેવણ સુરતમાં શેહેરમાંના દસતુર હતા, તેવણના ગુજરવા બાદ, તેના ભત્રીજાની દસતુરીના વખતમાં તેની સાથે કાંઇક ખટપટ થવાથી પોતે તે પંથથી જુદો પડીને ઇરાની રોજ માહા કબુલ કરયો હતો. તમો વળી લખો છો કે "પારસી પ્રકાશમાં જણાવવા મુજબ ઇરાનવાળાઓએ નવસારીવાળાઓને સુચવયું હતું કે અગર બે એરવદો અહીં તમારી તરફથી આવે અને પહેલવી શીખે તો તમને દીનની રાહ બરાબર માલમ પડે." પણ "પારસી પ્રકાશ" માં જે લખયું છે, તે તો ઇ૦ સ૦ ૧૪૭૮ ની વાત છે, અને નહી કે ૧૭૨૦ માં પણ એવોજ મામલો હતો. તમો લખો છો કે "ઇરાનથી વખતે વખત કાબેલ નરો હીંદુસ્તાનમાં આવી હીંદના પારસીઓને કેટલુંક જ્ઞાન આપી ગયા હતા," પણ ઇરાનથી કયા કયા ઇરાનીઓ હીંદુસ્તાન આવીને ધરમ જ્ઞાન આપી ગયા હતા, તેઓનાં નામો જણાવયાં હતે તો સારૂ.

રવાએતો સવાલ જવાબો ફક્ત doubtful points" વીશે છે, એમ આંકટીલ પોતે પણ કહે છે. મુશકેલ અને શક ભરેલા સવાલોના જવાબો ઇરાનથી પુછાવામાં આવતા હતા, તે ઉપરથી કાંઇ એમ સાબેત નથી થતું કે, તે વખતના હીંદુસ્તાનના પારસીઓમાં કાંઇ ધરમ જ્ઞાન હતુંજ નહી. તે લોકો કઇ કઇ બાબદોના અને કેવા બારીક સવાલો પુછતા હતા તે વાંચશો, તો તે વખતના પારસીઓ અભણ હતા કે શીખેલા હતા તે જાણવાને બની આવશે.

---

* નંબર ૭૭ નો જવાબ છે.

દારાબે પોતે ઈરાનીઓ ઉપર કદમીઓના ઝઘડા વખતે ઈઠોતેર સવાલો (જે હાલ ઈઠોતેર રવાએતને નામે ઓળખાય છે) મોકલયા હતા. તે ઉપરથી શું દારાબ પોતે પણ બેખબર અને અજ્ઞાન હતો એમ કહેવાય કે ?

વયાકરણ પ્રમાણે જંદ અવસતાનું જ્ઞાન, શું અરદેશર કેરમાનીને કે જામાસપને કે દારાબને કે આંકટીલને હતુંજ નહીં. તેઓ તો પહેલવીજ જાણતા હતા અને પહેલવી ઉપરજ જામાસપનો પણ બધો આધાર હતો. તેઓના વખતમાં જેટલું બધાઓ જાણતા તેટલું તેઓ પણ જાણતા હતા. જામાસપ વીલાએતી હીંદુસ્તાન આવયો તેની અગાઉ દસ્તુર પાલન ફરેદુન, દારાબ પાલન વગેરે ઘણા સારી રીતે પહેલવી જાણતા હતા અને જામાસપેજ આવીને બધાઓને પહેલવી શીખવી એમ માની શકાતું નથી, કારણ કે જામાસપ ફક્ત ૧૧ મહીના હીંદુસ્તાનમાં રહયો હતો. તે તા. ૨૬ મી નવેમ્બર ૧૭૨૦ માં હીંદુસ્તાન આવી તા. ૨૩ મી અકટોબર ૧૭૨૧ માં પાછો ઈરાન ગયો હતો. (જુવો "પારસી પ્રકાશ" પાને ૨૩-૨૪). જામાસપે હીંદુસ્તાનના પારસીઓની પેહેલવીમાં ભુલ કહાડી પણ જામાસપના ચેલા દારાબ અને તેના ચેલા આંકટીલે કેટલી ભુલો કરી છે? સઘળું પોતપોતાનાજ વખત પ્રમાણે જે લેવું અને સમજવું જોઇયે છે. તમો લખો છો કે "એ પહેલાં પુસ્તકમાંથી પારસી તવારીખ તેમજ તેઓની આગલી હાલતનો કેટલોક ખ્યાલ આપવામાં આવયો છે. તેથી એ પુસ્તક કોઇ તવારીખ લખનારને, મી૦ કરકરીયા યા એવા ઇતીહાસીક શોધ ખોળના શોખીનોને સારો ખોરાક આપનારૂં થઈ પડે." પણ આંકટીલે જેબી કાંઇ પારસીઓ વીશે લખેલું છે તેનો ઇંગ્રેજી તરજુમો આપણા જાણીતા એરવદ કાવસજી એદલજી કાંગાએ સને ૧૮૭૬ માં એટલે આજથી વીસ વરસ અગાઉનો કરેલો છે, તેથી મી૦ કરકરીયા જેવાને વાસતે હવે કાંઇ શોધખોળ કરવાનું રહયું નથી. તમો જે ફરેોખશીની ચોપડી વીશે લખો છો કે જામાસપ વીલાએતી આવયો તે અગાઉ હીંદુસ્તાનમાં ફરેોખશી જેવું કાંઇ હતુંજ નહી, તે પણ ખોટું છે. જામાસપે પોતે એવો દાવો કરયો છે ખરો, પણ વેસટરગારડ જેવા એક કાબેલ ઉસતાદ તે માનવાને આચકી કરે છે. પણ તે ઉપરાંત સંવત ૧૬૧૦ માહા ખોરદાદ, રોજ રસના, ફાગણ સુદ ૧૧ ને દીને ગુજરાતના બાદશાહ મહમુદશાહની સલતનતની આખેરીમાં એરવદ જાલ કામદીને મીનોખેરદ તેના ગુજરાતી તરજુમા સાથે અને ચાર યશતો લખી છે તે મધે ફરવરદીન યશત યાને ફરેોખશી લખી છે. તેવીજ રીતે સુરતમાં જમશેદ કેકોબાદ જમશેદે યઝદેજરદી ૧૦૭૮ (ઇ૦ સ૦ ૧૭૦૯) માં એટલે કે જામાસપ વીલાએતીના આવવાની ૧૧ વરસ અગાઉ એક તમામ ખોરદેહ અવસતા લખી છે તેમાં પણ ફરેોખશી આવી છે. તેવીજ રીતે એક ખોરદેહ અવસતા જે દારાબ હરમજદયારના બાપે લખેલી છે, તેમાં પણ ફરેોખશી છે. દારાબ હરમજદયારે પોતાની રવાએત ૧૦૫૪ યઝદેજરદી (ઇ. સ. ૧૬૮૫) માં લખી હતી એટલે એવણના બાવા તે આગમજ અને તેથી જામાસપ વીલાએતી આવવાની ઘણા વરસ પુરવે થઇ ગયલા પુરવાર થાય છે.

હું છું, તમારો સેવક,

માણેકજી રૂસ્તમજી ઉનવાળા.

હોરનબી રોડ, તા. ૨૭ મી અકટોબર.



## નાૅ ૮૨.

## મુંબઇ સમાચાર.

( તા. ૨૯ મી ઓક્ટોબર સને ૧૮૯૬. )

**મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ શેહેનશાહ અકબરને પારસી ધરમમાં વટલાવ્યો હતો એવી ચાલતી આવેલી કથા વીષે ભગરયા દસ્તુરો ખુલાસો કરવાને વધારે શકતીવાન છે એમ સામાન્ય રીતે માનવામાં આવે છે ત્યારે તેઓ કાં નહીં પોતાની પાસેનો ખુલાસો બહાર મેલતા ?**

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

**સાહેબ,**

મરહુમ દસ્તુર પહેલા મેહેરજી રાણા શાહેનશાહ અકબરની દરબારમાં ગયા હતા, અને ત્યાં તેઓએ મોજેજો કરી બતાવી જરથોસ્તી ધરમમાં શહેનશાહને વટલાવયો હતો, એવી કથાનો કાંઇ પણ પાયો છે કે નહી તે વીષે ખુલાસો કરવાને આપણા હાલના કાબેલ દસ્તુર સાહેબો વધારે શકતીવાન છે, એવા તમારા ચરચાપત્રી મીૅ મા. કા. પા. ના વીચારને હું પસંદ કરૂં છું. એ વીચાર મારા મનમાં કેટલાક વખતનો ઘોળાયા કરતો હતો, અને તે વીશે હું લખવા માંગતો હતો, તેટલાં તમારા આ ચરચાપત્રી બહાર પડયા હતા. દસ્તુર સાહેબો સાથના મારા વધતા ઓછા સંબંધ ઉપરથી તથા બીજી રીતે હું ખાતરી ધરાવું છું કે દસ્તુર મેહેરજી રાણા વીશે તેઓ જે ખબરો ધરાવે છે તે બાહાર મેલવાની મેહેરબાની તેઓ કરશે તો તેથી આસપાસ કાંઇ પણ શક રહે નહી એવું અજવાળું પડશે. તમારા ચરચાપત્રોએ એ બાબતમાં ખુલાસો કરવા આવવાને જે ચાર દસ્તુર સાહેબોને નોતરૂં દીધું છે તેઓમાં એકનો વધારો કરવાની રજા હું માગું છું. બાહારકોટની કપાવાળાની દરેમેહેરના દસ્તુર સાહેબ જમશેદજી સોરાબજી કુકાજીએ મરહુમ દસ્તુર મેહેરજીરાણાના ઇતીહાસનો ખાસ અભયાસ કરેલો કહેવાય છે, અને હું ભુલતો નહી હોઉં તો કેટલાંક વરસોની વાતપર તેવણે પોતાનો તે અભયાસ પારસી કોમની માહીતી માટે લખાણ મારફતે બાહાર પણ મેલયો હતો. આ પાંચે દસ્તુર સાહેબોને ખુલાસો કરવા માટે બાહાર આવવાનું નોતરૂં દેવાની ઇછા તકરારમાં ઉતરેલા બને બાજુના સામાન્ય રીતે ધરાવતા દેખાય છે. તવારીખના નામીચા અભ્યાસી મીૅ રૂૅ પેૅ કરકરયાએ દસ્તુર મેહેરજી રાણાનાં નામ સાથે જોડાયલી કથાને લગતો સવાલ તપાસ માટે હાથ ધરયો તે પછી તેમની સામે નીકળેલા એક ભગરયા મોબેદ સાહેબે બળાપો કરેલો મને યાદ છે કે, મી. કરકરયા એક ભગરયા નથી. મી. કરકરયાની વીરૂધવાળા તે મોબેદ સાહેબ એમ માનતા લાગા હતા કે ભગરયાઓ એ સવાલ વીષે વધારે સારૂં અજવાળું નાખી શકે. જોકે એ વીચાર સાથે હું મળતો થઇ શકતો નથી, તોપણ જ્યારે તેવણ ભગરયાઓનેજ શાહેદ તરીકે બાહાર પડતા જોવા માગે છે તયારે જે ચાર દસ્તુર સાહેબોના નામ તમારા ચરચાપત્રોએ સુચવયાં છે, તથા જે એકનું નામ મેં સુચવયું છે તેઓ કરતાં વધારે લાયક સાહેદો એ બાબતમાં મેળવવા મુશકેલ છે. દસ્તુર સાહેબો જામાસપજી મીનોચેરજી જામાસ્પ આસાના અને જમશેદજી સોરાબજી કુકાજી તો ભગરયા મોબેદોના આગેવાનો છે; અને તેઓ બંને સાથે મળીને ભગરયાઓ માટેનાં નવાં આતશબેહેરામ પરથવા વગેરેનાં કામમાં સઘળી તસદી લેતા આવયા છે. બીજા હાથ પર તેઓ બંને નવસારીના દસ્તુર સાહેબ દારાબજી માહીઆરજી મેહેરજીરાણાને પોતાના વડીલ ગણે છે તથા તેમના હાથ હેઠળ

કામ કરવામાં માન સમજે છે. દસ્તુર સાહેબ હોસંગજી અને દસ્તુર સાહેબ પેશોતનજી પણ ભગરયાજ છે, અને દસ્તુર સાહેબ દારાબજી તો દસ્તુર સાહેબ મેહેરજી રાણાના ગાદીવારેસજ છે. એમ હોવાથી એ પાંચે દસ્તુર સાહેબો મરહુમ દસ્તુર માટે જે ખુલાસો કરે તે સામે મી૦ કરકરયાની વીરૂધવાળા જેઓ મી૦ કરકરયા ભગરયા નથી તેટલા માટે તેમની તકરાર સામે અવીશ્વાસથી જોય છે તેઓને શક લાવવાનું કારણ રહેશે નહી. દસ્તુરજીઓને ખુલાસો કરવા માટે ભગરયાઓ તરફથી અરજ કરવામાં આવયા છતાં તેઓ ચુપ બેઠા છે તે અજાએબી ઉતપંન કરનારી બીના છે. મરહુમ મેહેરજી રાણાના નામ સાથે તેઓએ જે મોજેજો કરેલો હોવાની કથા ચાલે છે તેને ખાતર મને તેમની ચુપકીદીથી અજાએબી લાગે છે એમ નથી. તે મોજેજાની વાત તો હું માનતોજ નથી. તે હસી કહાડવા જેવી છે. તે વાત તો મી૦ કરકરયાની વીરૂધ તકરાર ચલાવનારાઓ પણ કબુલ રાખી ચુકા છે. પણ દસ્તુર સાહેબોની ચુપકીદીથી જે બીના શક ઉતપંન કરાબનારી થઇ પડી છે તે એ છે કે મરહુમ દસ્તુર અકબરની દરબારમાં ગયા હતા અને તેઓએ જરથોસ્તી ધરમની ફીલસુફી સમજાવી હતી તેથી અકબર જરથોસ્તી ધરમમાં વટલયો હતો, એવી જે કથા ચાલે છે તે પણ ખરી છે કે નહીં. તે સવાલ અગતનો છે, અને તેનો ખુલાસો વધારે સારી રીતે કરવાને ઉપર જણાવેલા દસ્તુર સાહેબો શકતીવાન છે અને તે કરવાને તેઓ બંધાયલા પણ છે.

તા૦ ૨૯ મી અકટોબર.

લા૦ કાવસજી પાલનજી બાપુજી.

---

## ના૦ ૮૩.

## મુંબઇ સમાચાર

(તા૦ ૩૦ મી આકટોબર સને ૧૮૯૯)

### મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ શેહેનશાહ અકબરને વટલાવ્યો હતો એવી ચાલતી આવેલી કથાને લગતી તકરારે પકડેલું અંગત મારામારીના જેવું રૂપ—પારસીઓએ પોતાની આબરૂને ખાતર પોતાને લગતી કથાઓ કેવી રીતે તપાસવી જોઇએ?

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,

પેહેલા દસ્તુર મેહેરજીરાણા વીષે ચાલતી કથાની તપાસને લગતું કામ શરૂ કરવામાં આવતાં, તે વીષે જે સારી આશા બાંધવામાં આવી હતી તે કમનસીબે ખોટી પડી છે. તકરારની શરૂઆત નામીચા કારલાઇલનું પુસ્તક એડીટ કરનાર જાણીતા વીદવાન મી૦ રૂ. પે. કરકરયાએ રાયલ એશયાટીક સોસાયટી જેવી નામીચી મંડળી આગળ એક ભાષણ મારફતે કરી હતી, અને તેમાં જે વીદવતા તેઓએ બતાવી હતી તે માટે તેઓને તેજ પ્રસંગે સભાના પ્રમુખ ડાકટર મેકડાનલડે તેમજ ડાકટર પોલને મુબારકબાદી ઇચછી હતી. પણ તે પછી માઠાં ભાગયે તકરારમાં સામેલ થયલા કેટલાક લખનારાઓ તકરાર ચલાવવાની રૂઢીથી માહીતગાર નહી હોવાથી કે બીજાં કારણોથી તકરારે અંગત મારામારી જેવું રૂપ પકડયું છે, અને મુળ સવાલને પડતો મેલી બાજુ બાજુથી ભલતા સવાલો ઉચકી લઇને તાસુબી સાથે તકરાર ચલાવવા તથા હુમલા કરવામાં આવે છે. મરહુમ દસ્તુર સાહેબ મેહેરજી રાણાએ ચમતકારો કરી બતાવવાની જે કથા ચાલે છે તે કોઇએ

ખોટી ઉભી કરેલી છે, એમ બતાવવામાં મી૦ કરકરયાએ પારસી કોમની અને અકસર કરીને તે દસ્તુર સાહેબની સેવા બજાવી છે. વીદયા હુનરમાં આગળ વધેલા આજના જમાનામાં ચમતકારો અને જાદુમંત્રની વાત ટકી શકતી નથી, અને તેવો દાવો કરનારાં સ્ત્રી પુરૂષો આજની વીદયાની મદદથી ઘણી વધારે સીફતથી કામ કરવા છતાં ટુંક વખતમાં ઉઘાડાં પડી ફજેત થવાના બનાવ છેલા દાહેકામાં થોડા બનયા નથી. ઘણી બારીકીથી અને ખંત સાથે તપાસ ચલાવનારા આજના જમાનામાં પારસીઓ તારે દેખીતી અસંભવીત અને ખોટી વાતો પોતાના ધરમ અને ધરમગુરૂઓના સંબંધમાં ચાલવા દે અથવા ચાલવા દેવાની હઠ લે, તો તેથી તેઓ પોતાને અને સાથે પોતાના ધરમને માટે આસપાસ કેવો ઉતરતો વીચાર ફેલાવે? પારસીઓની ફરજ પોતાની આબરૂને ખાતર તો એવી છે કે તેમના ઇતીહાસ અથવા તેમના ધરમના સંબંધમાં જેબી કલપીત અથવા હસવા જેવી વાતો ચાલતી હોય તે તેઓએ પોતેજ તપાસીને જેટલે દરજજે ખોટી દેખાય તેટલે દરજજે ખોટી ઠરાવી તેને રદ કરવી. તેથીજ તેઓ પોતાની આબરૂ જાળવી તથા વધારી શકશે. ખોટી વાતોને આધારે મેળવેલી આબરૂ કદી ટકી શકવાની નથી. તે બીના ધયાનમાં રાખીને મરહુમ દસ્તુરના ઇતીહાસની તપાસ કરવામાં આવે, અને તેમાં જેમ કોઇનું દીલ નહીં દુખાય તેની સંભાળ લેવામાં આવે, તેમ કોઇને છાપરે ચહડાવવાની અથવા રાજી કરવાની નેમથી વાતો નહીં કરવામાં આવે, એમ થયલું જોવાને હું તેમજ મારા ઘણા સાથીઓ ચાહે છે.

લા૦ સેવક,

દા૦ પે૦ બેંકર.

મુંબઇ તા૦ ૨૯ મી અકટોબર.

---

## ના૦ ૮૪.

## કયસરે હિન્દ.

( તા૦ ૧ લી નવેમ્બર સને ૧૮૯૬. )

### વંદીદાદ અને ફરોખશી વગર રહેલા કહેવાતા પારસીઓ.

### ANQUETIL DUPERRON AND THE PARSEES.

અકટોબર માસના "કલકત્તા રીવ્યુ"માં આંકીટીલ ડુપેરોં નામનો જે ફ્રેંચ વિદ્વાન, ઇ. સ. ૧૭૫૫ નાં આગસ્ટ મહીનામાં જરથોસ્તી ધર્મ પુસ્તકો અને તેમની ભાષાનો અભ્યાસ કરવા સારૂ ઘણીક રંજ અને ઝેહેમત ખેંચીને હિન્દુસ્તાન આવ્યો હતો તેની જીંદગીનું વૃત્તાંત મી૦ બેવરીડજે આપ્યું છે. શરૂઆતમાંજ મી૦ બેવરીડજ જણાવે છે કે ઝંદ અવસ્તા વિષે વિવેચન કરવા જેટલું બારીક જ્ઞાન તેનામાં નહીં હોવાથી અને તે બાબદ ઉપર બીજા કાબેલ ઓલમાઓએ વધારે મહત્વવાળાં લખાણો કીધેલાં હોવાથી તે પોતે તો આંકીટીલના પ્રવાસનુંજ વર્ણન, તેના જન્મ ચરિત્રનાં કેટલાક રમણીય બનાવોનુંજ બ્યાન અને અવસ્તા સિવાય થોડાઓનીજ જાણમાં આવેલાં તેનાં બીજાં એક બે પુસ્તકોની ખબર લઇને સંતોષ પકડશે. મી૦ બેવરીડજની આ આરટીકલના ઓઠાં હેઠળ વળી પાછો પારસીઓના પુર્વજો ઉપર એક નાલાયક હુમલો કરવામાં આવ્યો છે† "ખુણે પડેલા નવસારી કસબામાં" આગળા વખતમાં પણ સરકશી અને ફીતનેઅંગેઝીને માટે જાણીતા થયલા એક ટોળાનો જે નબીરો આજે ત્રણ માસ થયાં કેમ પણ કરીને અને કોઇપણ ખુણે ખંટોલે પડેલી અને ખરા ઓલમાઓનો એતબાર ખોઇ બેઠેલી કેતાબોને આધારે આપણા નીઆગાનોની નાલેસી કરવાનો ધંધોજ લઇ બેઠો છે, તેણેજ વળી પાછો આ ભડકો

† જૂઓ નંબર ૧૫ અને ૭૭.

સળગાવ્યો છે. સોળમી સદીના પારસીઓ દુરવંદો કરતાં પણ નએતર, નસાના ખાનારા અને દુખમા કરતાં પણ નાપાક ઘરોમાં રહેનારા હતા એવા એવા તડાકા તો જ્યારે હવામાંજ ઉરાડી દેવામાં આવ્યા, ત્યારે હવે અઢારમી સદી પકડીને તે અઇઆમના પારસીઓ પણ ઘણાજ અભણ હતા, અને તેઓના દસ્તુરો વટીક જામાસ્પ વિલાયતીના ઇ. સ. ૧૭૨૦ માં આવ્યા અગાઉ પોતાના ધર્મ વિષે કંઇ પણ જ્ઞાન ધરાવતા હતાજ નહીં, અને ઇ. સ. ૧૭૨૦ સુધી ફરોખશી શું તે પણ જાણતા હતાજ નહીં, અને વળી પંદરમી સદી સુધી તેઓ પાસે વંદીદાદ જેવી મોતેબર કેતાબ પણ હતીજ નહીં, અને એવાંજ બીજાં ભલતાં તોહોમતો કલકતા રીવ્યુવાળા રેસાલાનો એનતેખાબ આપવાને બાહાને અડાવી દીધામાં આવ્યાં છે; જોકે અમે આગળ કહ્યું તે પ્રમાણે મી૦ બેવરીડજે તો એ લખાણમાં જામાસ્પ યા ફરોખશી યા પંદરમી સદીમાંજ મળેલી કેહેવાતી વંદીદાદ યા પારસીઓના અજ્ઞાનપણાં વિષે એક હર્ફ પણ ઓચરયો નથી. આ જાતનાં કાચાં અને વગર વિચારનાં લખાણોને જાહેરમાં મેળવાની જોગવાઈ કરી આપવી એ દીનચુસ્ત અને અસલી એતેકાદ ઉપર આસ્થા રાખનારા સાહેબોને મનસે બહુ તાજુબીની બીના લેખાવી જોઇયે અને તોય તેવા વિચાર માટે જાણીતાં થયલાં ઠેકાણાથીજ તેવાં લખાણને ઉકમાઇથી જગ્યા આપવામાં આવે એબી ફેરવાયલા મામલાના ઢંગ સમજવા. એટલું તો ખુશી થવા જોગ છે કે પારસીઓમાં હજી પણ કેટલાક અભ્યાસીઓ મળી આવે છે જેઓ આવાં લખાણોના પેચે પેચ ખોલીને તેના સઘળા વાંસે વાંસા ભાંગી શકે છે. આ વખત પણ મુંબઇ "ગઝેટ" નાજ એક ચર્ચાપત્રીએ તેમ કરી દેખાડયું છે† અને પારસીઓના નીઆગાનોની કીર્તિને નાહક ઝાંખ લગાડવાની આ સઘળી કોશેશોને ઉંધી વાળવામાં "ગેઝેટે" જે મદદ આપી છે તેને માટે પારસીઓ તેના ખચ્ચીત આભારી થયા છે. ગેઝેટના ગઇ કાલના અને પરમ દીનનાં બે અંકોમાં આવેલાં કાગળોનો સાર હવે અમે અમારા હમદીન ભાઇઓ આગળ રજુ કરીશું અને તેમાનાં ત્રણ મૂખ્ય મુદ્દાઓજ લઇશું. પેહેલાં તો આંકીટીલને આધારે એમ કહેવામાં આવ્યું હતું કે જામાસ્પ વિલાયતી હિન્દુસ્તાન આવ્યો તે અગાઉ અહીંયાં પહેલવીનું જ્ઞાન હતુંજ નહીં અને તેણે તે ઉપરથી સુરતવાળા દસ્તુર દારાબ, નવસારીવાળા દસ્તુર જામાસ્પ આસા અને ભરૂચના દસ્તુર કામદીનને પેહેલવી શીખવી ત્યારેજ થોડો ઘણો પેહેલવીનો એલમ પારસીઓમાં આવ્યો અને જામાસ્પના પધારવાથીજ કરીને તેનો ચેલો દારાબ આંકીટીલને ઇ. સ. ૧૭૫૫–૧૭૬૦ પેહેલવી શીખવી શકયો, એટલે કે જામાસ્પ જો અહીંયાં અગીયાર મહીના રહી નહીં ગયો હતે તો બીચારા આંકીટીલને પણ કાંઇબી એલમ હાંસેલ કર્યા વગર પાછું સીધારવું પડતે. એની સાબેતી તરીકે એમ કહેવામાં આવે છે કે જેમસ ફ્રેસર નામનો એક ઇંગ્રેજ આંકટીલની અગાઉ સુરત આવ્યો હતો અને ઝંદ પેહેલવી શીખવાની ઘણીક પ્રયત્ન કીધી હતી પણ તે તેમાં નિષ્ફળ થયો હતો અને યજશને, રવાએત અને બીજી કંઇક ચોપડીઓ ખરીદીનેજ તેને પાછું ફરવું પડયું હતું. હવે ફ્રેસરનો ફેરો ફોકટ ગયો તેનું કારણ "ટાઇમ્સ" વાળો આપણો નમુનેદાર નુકેતેચીન એમ સમજાવે છે કે તે જામાસ્પની અગાઉ આવેલો અને તે વખતે તો દસ્તુરો પોતે કાંઇ શીખેલા નહી અને જામાસ્પે તેઓનાં અંધારાને ઉજરડાંમાં ફેરવી નાખેલું નહી એટલે પછી તેઓએ ફ્રેસર આગળ જરથોસ્તી ધર્મના ભેદો જુદીનોને શીખવવા વિષે પ્રતીબંધ હોવાનું

† જુઓ નંબર ૧૬. ૧૭.

બાહાનું કાહાડયું અને ડાહાપણુ ખરચીને પોતાનુ અજ્ઞાનપણું છુપાવી રાખયું. હવે આ સઘળી તર્કનો રદીઓ ઘણોજ સેહેલો છે અને તે એ કે ફ્રેસર જામાસ્પની અગાઉ નહી પણ ઘણા વરસ પછી આવ્યો હતો, તેણે પણ દારાબ પાસેજ શીખવા માંગ્યું હતું અને દારાબના પોતાનાજ કેહેવા પ્રમાણે પૈસા પણ આપવા માંગયા હતા, પણ તે વખતે દારાબે ના પાડી હતી. આટલું તો સીદ્ધ થાય છે કે જયારે ફ્રેસર આવ્યો ત્યારે આપણા નુકતેચીનના કેહેવા પ્રમાણેજ દસ્તુરો અને ખસુસ કરીને દારાબ પોતે જામાસ્પની બરકતથી કાબેલ થઇ ગયલા હતા. યજશનેની જે કેતાબ ફ્રેસરે સુરતથી વેચાતી લીધી હતી, તે હજુર બ્રીટીશ મયુઝીઅમમાં મોજુદ છે અને તે ઉપરથી જણાય છે કે તે ઈ. સ. ૧૭૩૫–૩૬ માં લખાયલી હતી એટલે જામાસ્પ આવ્યાની ઓછામાં ઓછાં પંદર વરસ પછીજ ફ્રેસર આવેલો હોવો જોઇયે. ફ્રેસર મુંબઇની કાઉનસીલનો એક મેમબર હતો અને ઝંદ પેહેલવી શીખવાને જે યત્નો તેણે કીધી તે ઇ. સ. ૧૭૪૨ પછી હતી એમ માનવાને ત્યારે કારણો છે. હવે ફ્રેસર જામાસ્પ પછી વીસ વરસે અવ્યો હતો ત્યારે તો તેની નિષફળતા દસ્તુરોના અજ્ઞાનપણાને લીધે નહી પણ જુદદીનો ઉપર તેઓને વિશ્વાસ નહીં આવવાને લીધેજ હોવી જોઇયે. હાઉગે ખુલ્લે ખુલ્લું કહયું છે કે, દસ્તુરોએ પહેલાં તો આંકીટીલ ઉપર પણ બીલકુલ વિશ્વાસ મુકયો હતો નહીં અને તેને ઝંદ પુસ્તકો વેચવા યાતો તે પુસ્તકોની ભાષા શીખવવાનું પેહેલાં તો નાજ કહયું હતું. આંકીટીલની ખંત અને તેના પૈસા આગળ પાછળથી તેઓ માહાત થયા હતા તેથી કાંઇ એમ ઠરતું નથી કે ફ્રેસરને ના કહેવાનું કારણ પોતાની કેહેવાતી નાકાબેલીયતને લીધેજ હતું.

પણ આ કરતાં પણ વધારે ચોંકાવનારો ઓરંગો મારવામાં આવ્યો છે. અને તે એમ કે પારસીઓ પાસે ઇ. સ. ૧૭૨૦ માં જામાસ્પ આવ્યો તે અગાઉ ફ્રોખશી એટલે ફ્રવરદીન યશતનું ભણુતર હતુંજ નહીં. આ ઉપરથી એ લખનારની મતલબ શું તે સહેલથી સમજી શકાય છે. તે એટલીજ કે ફ્રોખશી વગરની તે વખતની રૂવાનોની નઇયતે કીધેલી ક્રિયાઓ અધુરી, નારવા અને નકામી હોવી જોઇએ. આ કંઇ જેવી તેવી બાબત નથી અને તે વિષે કંઇ પણ લખવા અગાઉ ઘણીજ કાળજી અને ખાત્રી ભરેલી શોધ ખોળ થવી જોઈતી હતી. પણ તેવું કંઇ પણ કીધા વગર જામાસ્પે પોતે જે દાવો કીધો છે અને જામાસ્પના શાગેરદ દારાબે આંકીટીલને પણ એમજ સમજાવ્યું હતું તેથી એ સઘળી વાત માની લઈને આપણાં નુકતેચીન તો એમજ લઈ પડયા કે પારસીઓ ઘણાજ અજ્ઞાન અને અધર્મિ હતા. ફ્રવરદીન યશત વિષેનો જામાસ્પનો દાવો હમણાના આપણા જ્ઞાન આગળ એક ઘડીભાર પણ ટકી શકે એવો નથી. છેક ૧૮૫૪ માં વેસ્ટરગાર્ડે પોતાના પુસ્તકના દીબાચાના પંદરમાં પાનાની એક નોટમાં એ વિષે વિવેચન કર્યું છે અને તે ઉપરથી જણાય છે કે તે વખતે પણ જામાસ્પે કહેલી વાત માનવાને વેસ્ટરગાર્ડે આંચકી કરી હતી, કારણકે તેને માલમ પડયું હતું કે ફ્રવરદીન યશતની હિન્દુસ્તાનમાં મળી આવતી હાથની નકલોમાંનાં ઘણાંક વાચણો જામાસ્પવાળી નકલથી તદન જુદાં હતાં અને તે ઉપરથી તેણે અનુમાન કાહાડયું હતું કે, હિન્દુસ્તાનમાંજ લખાયલી ફ્રવરદીન યશતની એક અસલ નકલ હોવી જોઇએ; જે ઉપરથી બીજી સઘળી નકલો ઉતરેલી હોય. વેસ્ટરગાર્ડનું એ અનુમાન તદન ખરૂં પડયું છે. ડાકટર ગેલડનરે કાહાડેલાં અવસ્તા ભાષાનાં મશહુર પૂસ્તકોના છેલ્લા ભાગ,

જે હમણાજ મુંબઈમાં આવી પોહોંચ્યા છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે ફરવરદીન યશ્ત ઇયાને ફરોખશી જામાસ્પના આવવાની ૧૨૯ વરસ અગાઉ હિંદુસ્તાનમાં જણાયલી હતી. એ યસ્ત છાપવા અગાઉ ગેલડનરે સોલ નકલો તપાસી હતી, તેમાંની ત્રણ ઘણી જુની તેમજ જાણવા લાયક છે. તેમાંની પહેલી પોથી નવસારીવાળા પેલા "ખબરદાર અને પઢેલા દસ્તુર" આસદીન કાકાએ ઇ. સ. ૧૫૯૧ માં લખી હતી, તેમાં બીજાં ભણુતરો સાથે ફરવરદીન યશત પણ છે. બીજી પણ ઘણી જુની છે, અને તે એક વખતે મરહુમ દસ્તુર એદલજી દારાબજી સંજાણાનાં કેતાબખાનામાં હતી, તે પણ હિંદુસ્તાનમાંજ સતરમી સદીમાં લખાઇ હતી અને તેમાં પણ ફરોખશી મળી આવે છે. વળી આપણા જાણીતા દસ્તુર પેશુતનજી પાસે પણ એક ખોરદેહ અવસ્તા છે, જે ઇ. સ. ૧૬૨૫ માં સુરત બંદરે હોરમજદીઆર રામીઆરના એક વંશજ દારાબે લખી હતી. તેમા પણ ફરવરદીન યશત છે. તે સીવાય હેરબદ માણેકજી રૂસ્તમજી ઉનવાલા પાસે એક જુની પોથી છે, જેમાં આવાં, મેહેર, ફરવરદીન અને ઝમયાદ યશતો મળી આવે છે, અને તે પોથી ઇ. સ. ૧૫૫૪ માં દમણમાં જાલ કામદીને લખેલી છે એટલે કે જામાસ્પના આવવાની ૧૬૬ વરસ અગાઉ તો "ફરોખશી" હિન્દુસ્તાનની કેતાબોમાં મળી આવે છે. ઈ. સ. ૧૭૦૯ માં નકલ થયલી એક ખોરદેહ અવસ્તામાં પણ ફરવરદીન યશત મળે છે, જે કેતાબ પણ ભાભાની અગીયારીવાળા જુની કેતાબોના એજ શોખીન હેરબદની માલેકીની છે. આ ઉપરથી હવે કાંઇજ શક રહ્યા નથી કે જામાસ્પે કેહેલી વાત ખોટી છે. અને તે ઉપરથી કાઢેલાં પારસીઓની બેખબરી વિષેનાં સઘળાં અનુમાનો જમીનદોસ્ત થઇ જાય છે.

એજ કીસમની ત્રીજી બીના એ છે કે દારાબે આંકીટીલને કહ્યું હતું કે ઇરાનથી નાસી આવ્યા તે વેળાએ લાવેલી વંદીદાદ ચૌદમી સદીમાં પારસીઓએ ગુમાવી દીધી હતી અને તેઓને પંદરમી સદી સુધી પાછી મળી હતી નહીં અને વંદીદાદ વગર રેહેવું પડયું હતું, જ્યારે સીસ્તાનથી અરદેશર નામનો એક દસ્તુર હિન્દુસ્તાન આવ્યો હતો, અને તેણે પેહેલવી તરજુમા સાથની એક વંદીદાદ તેઓને પુરી પાડી હતી, જે ઉપરથી બીજી બે નકલો લખવામાં આવી હતી અને આ બે નકલો હિન્દુસ્તાનની સઘળી વંદીદાદોની અસલ લેખાય છે. હવે આ વાતમાં બીજી ઘણી એક વાતો માફક સચાઇનો થોડોક અંશ છે ખરો, અને તે એટલોજ કે હિન્દુસ્તાનની સઘળી વંદીદાદો બે જુની નકલો ઉપરથી ઉતરેલી છે. પણ તે સિવાય બીજુ બધું તદન ખોટું છે, અને તે ઘણું કરીને દારાબે એક ચોકસ ફકરો ખોટી રીતે સમજવાને લીધે છે, એમ સાબેત થઇ ચુકુ છે. ખરી બીના તો એમ છે કે ઇ. સ. ૧૧૮૪ માં અરદેશર નામના એક ઇરાનીએ વંદીદાદની એક નકલ યઝદ (સીસતાન) માં લીધી હતી. ત્યાર પછી માહીયાર નામનો એક હેરબદ, જે હિન્દુસ્તાનથી ઇરાન ગયો હતો અને છ વરસ સુધી સીસતાનમાં રહયો હતો, તે પાછો ફરતી વખતે પોતાની સાથે અરદેશરવાળી વંદીદાદની એક નકલ લેતો આવ્યો હતો. માહીયારની એ નકલ ઉપરથી ઇ. સ. ૧૨૭૦ ને આસરે રૂસ્તમ મેહેરબાને ઉતારો કીધો હતો. રૂસ્તમ મહેરબાનવાળી ચોપડી ઉપરથી ઇ. સ. ૧૩૨૩-૪ માં બે વંદીદાદો લખાઇ હતી, જે બેઉ હાલ મોજુદ છે. આ સઘળાનો અર્થ એટલોજ કે અરદેશરવાળી જે નકલ વીષે દસ્તુર દારાબ બોલ્યો હતો કે તે પંદરમી સદીમાં આવી હતી તે ખરેખર તો છેક બારમી સદીમાં લખાઈ હતી અને દારાબે ગેલડ-

નર કેહે છે તેમ તારીખના બાબમાં બહુજ મોટી થાપ ખાધા હતી. પંદરમી સદીવેર પારસીઓને હાથ નહી લાગેલી વંદીદાદ વીષેની વાત પણ ખોટી છે કારણ કે આપણે જોયું કે, ચૌદમી સદીમાં કરેલી બે નકલો તો હજી પણ હસ્તીમાં છે. હવે જો ચૌદમી સદીવાળી બે નકલો હાલ પણ બચી રહેલી હોય તો પછી કેમ કહેવાઈ શકાય કે તેજ સદીમાં પારસીઓની એક પુરી વંદીદાદ ગુમ થઇ ગઇ હતી? અહીંયાં અમે હવે ખતમ કરીશું અને પારસી વાંચનારાઓને ભલામણ કરીશું કે એવી બાબતોમાં ખબરદાર અને વિશ્વાસુ અભ્યાસીઓ પાસેજ કાળજીથી તલાસ કરાવ્યા વગર પોતાના વડવાઓ વિષેના કોઈપણ ખોટા ગુલબાનો ઉપર સહેજ પણ ઇતબાર રાખવો નહીં.

---

## નાં૦ ૮૫.

## મુંબઇ સમાચાર.

(તા. ૫ મી નવેમ્બર સને ૧૮૯૬)

**દસતુર મેહેરજી રાણાના નામ સાથે ચાલતી આવેલી કથા નાપાયાદાર છે એવી મી૦ ખ૦ રૂ૦ કામાએ ચાર વરસની વાત પર કરેલી જણાવવામાં આવતી ખાતરી. પોતાનો અનુભવ બાહાર મેલવાને તેમને કરવામાં આવતી સુચના.**

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—ચીકાગો ખાતે ચાર વરસની વાતપર જુદા જુદા ધરમવાળાઓના પ્રતીનીધીઓની જે પારલામેંટ ભરવામાં આવી હતી, તેમાં પારસીઓ તરફથી એરવદ જીવનજી જમશેદજી મોદીએ જવાની ઇચછા બતાવી હતી, અને મી૦ ખ૦ રૂ૦ કામાએ તેમને ત્યાં મોકલવાની ગોઠવણ કરવા માટે આગેવાની લીધી હતી. પારસીઓને તે કારણસર સમજાવવા અને જોઇતો ખરચ ભેગો કરવા તેટલા માટે તેમના તરફથી એવો દાખલો આપવામાં આવયો હતો કે જેમ મરહુમ દસ્તુર મેહેરજી રાણા દીલી ગયા હતા અને ત્યાં આપણા ધરમ વીશે અજવાળું પાડી આવયા હતા,† તેમ એરવદ જીવનજીને પણ ચીકાગો મોકલવા કે તેઓ પણ અમેરીકનો આગળ જરથોશતી ધરમ વીષે અજવાળું પાડી આવે. મરહુમ દસ્તુરે જેમ શેહેનશાહ અકબરને વટલાવયો હતો તથા બે સુરજનો એક સુરજ કરી બતાવયો હતો, તેમ એરવદ જીવનજી પણ કરશે એવી આશા તો તેઓએ અલબતે રાખેલીજ નહી હતી. પણ દસ્તુર મેહેરજી રાણાનો દાખલો બહાર મેલવામાં આવતાં, તમારા પત્રમાં કેટલાક ચરચાપત્રીઓએ તવારીખની શહાદતથી તથા બીજા દાખલા દલીલોથી જ્યારે દેખાડી આપયું કે મરહુમ દસ્તુર દીલી ગયાજ નહી હતા, ત્યારે બીજાઓની માફક મી૦ ખ૦ રૂ૦ કામાને પણ મરહુમને લગતી ચાલતી આવેલી કથા વીશે શક પડી ગયો હતો, અને તેથી મારા સાંભળવા પ્રમાણે તે વીષે ખાતરી મેળવવાનો ઇરાદો તેઓએ રાખયો હતો. અને તેવી ખાતરી નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજીને ત્યાંથી દસ્તાવેજો વગેરે મારફતે મેળવી શકાશે, એમ તેઓ માનવા લાગેલા જણાયા હતા. તે પછી તેઓ જયારે પરીક્ષાના કામ માટે નવસારી ગયા ત્યારે ત્યાં તેઓએ પુછપરછ કરી હતી તથા દસ્તાવેજો વગેરે જોવાની ખાએશ બતાવી હતી. અલબતે તે વેળાએ તેઓની મકસદ એવી હતી કે કોઇ ખાતરીપુર્વક શહાદત હાથ લાગે તો તે વાત પારસીઓ વચે આશકારા કરવી, અને દસ્તુર મેહેરજી રાણા દીલી ગયાજ નહીં હતા એવી તમારા પત્રમાં સાબેત થયલી વાત ખોટી

---

† જુઓ નંબર ૩૫

પાડી બતાવવી. પણ નવસારીમાં જે ખબરો તેમને મળી હતી અને જે દસ્તાવેજો તેઓએ જોયા હતા તે પછી, તેમના જેવા તવારીખના અભયાસીએ ચુપકી અખત્યાર કરવામાંજ સાર જોયો હતો. એમ છતાં તેઓનાં મનમાં ચટાપટી થયા કીધી હતી કે નવસારીના દસ્તુર તો કાંઈ ભણેલા નથી એટલે તેઓ એ બાબતમાં મદદ કરવાને અશક્ત થઇ પડયા હશે. તેથી તેઓએ પુણેવાળા કાબેલ અને વીદવાન દસ્તુરજી સાહેબ હોશંગજી જામાંસ્પજી જામાસ્પ આશાનાને એ બાબતમાં પુછવાનો વીચાર કરયો હતો. તે મુજબ થોડે વખતે તેઓ પુણે ગયા ત્યારે ત્યાંના દસ્તુર સાહેબથી પુછપરછ કરી. પણ ત્યાંથી તે દસ્તાવેજો અને નોંધો મળવાને બદલે તેમને એવી ખબર મળી કે તે વાત બંધ પાડવામાંજ તેઓએ ડહાપણ જોયું હતું. દસ્તુર મેહેરજી રાણાને લગતો સવાલ પારસીઓ વચે હમણાં જયારે ફરી ચરચામાં આવયો છે, ત્યારે એક આગેવાન પારસી અભયાસી દાખલ મી૦ ખ૦ રૂ૦ કામાને ઘટે છે કે તેઓએ પોતાની શોધખોળનું પરીણામ કોમની વાકેફી માટે બાહાર મેલવું.†

લા૦ સેવક,

R. F. Vakeel.



† જુઓ નંબર ૮૭.

## નાo ૮૬.

## મુંબઇ સમાચાર.

( તા૦ ૧૨ મી નવેમ્બર સને ૧૮૯૬. )

**દસ્તુર મેહેરજી રાણા દીલી ગયા તે આગમચ ભરૂચમાં તેઓએ કરી બતાવેલો કહેવાતો હેરત ઉપજાવનારો એક મોજેજો–ભરૂચા પારસીઓ દરદ દફે કરાવવા બેહુશ્તીની બાજ કરે છે એવી પણ તેની સાથે સાથે ચાલતી એક વાત–ભરૂચના સમજુ પારસીઓ પાસેથી તે માટે ખુલાસો મેળવવાને કરવામાં આવતી અરજ.**

મુંબઇ સમાચારના અધીપતી જોગ

સાહેબ,–મરહુમ દસ્તુર મેહેરજી રાણા દીલી ગયા હતા અને ત્યાં બે સુરજના એક કરી આપવાનો હેરત ઉપજાવનારો મોજેજો તેઓએ કરી બતાવયો હતો, તથા શેહેનશાહ અકબરની જરથોશતી ધરમ વીશે સંપુરણ ખાતરી કરી આપી તેને વટલાવયો હતો તથા સુદરેહ કુસ્તી બંધાવી હતી, એવી વાતો જ્યારે તમારાં પત્રમાં તથા બીજી તરફ વખતે વખત કરવામાં આવતી હું જોઉં છું, ત્યારે તેના કરતાં વધારે નહી તો તેટલીજ હેરત ઉપજાવનારી એક બીજી વાતની ચરચા કાં નથી કરવામાં આવતી તે હું સમજી શકતો નથી. તે વાત તમારા પત્ર મારફતે બહાર મેલવાની રજા હું માગું છું, અને આશા રાખું છું કે મરહુમ દસ્તુરના મોજેજા વગેરેની જે વાતો અને નોંધો એકઠી કરી નવસારીમાં તેમના એક કુટુંબી તરફથી છપાવવામાં આવનાર છે, તેઓમાં આ વાત પણ તેને લગતા ખુલાસા સાથે દાખલ કરવાને ભુલી જવામાં આવશે નહી. મી૦ રૂ. પે. કરકરયાનું ધ્યાન પણ તેપર ગયલું જણાતું

નથી. હું ઇચ્છું છું કે તેપર તેઓ તેમજ તવારીખના બીજા અભ્યાસીઓ ધયાન પહોંચાડે અને તેના અસલ દસ્તાવેજો મેળવવાની તેમજ તેને સાબેત કરવાની તજવીજ કરે. તે વાત બેહેશતી દસ્તુર દીલી ગયા તે વખતે મારગમાં ભરૂચ ખાતે તેઓ થોભયા ત્યારે શું બનાવ બનયો હતો તથા ત્યાં તેઓએ કેવો મોતેબર મોજેજો કીધો હતો તેને લગતી ઘણી રસીલી છે. મેહેરજી રાણાના ખાનદાનના કેટલાક નબીરાઓ તરફથી આજ કેટલોક વખત થયો એવું જણાવવામાં આવતું રહયું છે કે અકબરનો શાહજાદો સલીમ જેણે ગાદીએ બેઠા પછી પોતાનું નામ બદલીને જેહાંગીર રાખયું હતું, તે પોતાના માતુશ્રી સાથે ફરતો ફરતો સુરત આવયો હતો અને ત્યાં કેટલોક વખત સુધી તે રહયો હતો. તે પછી તે પાછો દીલી જવા નીકળયો તે વખતે તેણે પોતાના પેદર શેહેનશાહ અકબરને માટે કાંઇક લાયક સોગાદ લઇ જવાનો વીચાર કરયો. શેહેનશાહનો શોક કાબેલ તથા ફાજેલ પુરૂષોની સંગતમાં રહેવાનો અને તેમની સાથે ધરમ તથા ફીલસુફીને લગતી તકરાર ચલાવાનો હોવાથી, તેને એવી સલાહ આપવામાં આવી કે કોઇ કાબેલ અને ફાજેલ પુરૂષને શોધી કહાડી દીલી લઇ જવો. તે ઉપરથી પુછપરછ કરતાં જણાયું કે આખા ગુજરાત પ્રાંતમાં એવા કાબેલ અને ફાજેલ પુરૂષ તો એકલા નવસારીવાળા દસ્તુર મેહેરજી રાણાજ છે. શાહજાદા સલીમે તે ઉપરથી તુરતજ તેમના પર એક રૂકો મોકલી તેમને દીલી પધારવાનું પોતાના પેદરને નામે ઇજન કીધું. પણ દસ્તુર મેહેરજી રાણાને સાથે લઇ જવાને બને એટલો બધો વખત થોભી શકાય એમ નહીં હોવાથી તે પોતે દીલી ચાલી ગયો, અને જતાં જતાં મારગમાં દરેક સુબાને તાકીદ કરતો ગયો કે પારસીઓના મોટા ધરમગુરૂ દસ્તુર મેહેરજી રાણા શેહેનશાહના પરોણા તરીકે દીલી પધારવાના છે, માટે જયાંબી તેઓ થોભે ત્યાં તેમની ઘણી મદારત કરવી. તે પછી દસ્તુર સાહેબ દીલી જતાં રસ્તામાં ભરૂચ તરફ આવી લાગયા, ત્યાં તે વીષે ખબર થતાં ત્યાંની આખી પારસી અનજુમન સરહદ સુધી બા આબરૂ તેમને એસતેકબાલ આવી, અને તેઓ શેહેરમાં દાખલ થયા. પણ તેવામાં નાપાક સેહેતાન ઉંધો પડયો. ભરૂચનો નવાબ કેઠો ઘણો જુલમી હતો અને ત્યાંના પારસીઓ ઉપર ઘણી સખતી ગુજારતો, તેથી દસ્તુર સાહેબ ભરૂચ પધારયા તે વખતે ત્યાંના પારસીઓએ તેમને આજેજી કરી કહયું "તમો પાદશાહના બોલાવવાથી દીલીની દરબારમાં જાવો છો તો અહીંના ભરૂચના નવાબનો અમારી ઉપર અતી ઘણો જુલમ ગુજરે છે, માટે મેહેરબાની કરી પાછા આવો તે વારે આટલા અમારી ઉપર ગુજરતા જુલમને દુર કરાવીને આવશો તો તમારો મોટો ઉપકાર માનશું." ત્યારે મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ તે લોકોને જવાબ દીધો કે "મારાથી શું બનવાનુ છે, પણ મારો નેગેહબાન એક ખોદા છે, તે ખોદા તમને મદદ કરશે." નવાબને આ વાતની ખબર પડતાં તે બીધો કે દસ્તુર સાહેબ જો શેહેનશાહ આગળ ફરીઆદ બરીઆદ કરશે તો કમબખતી. તેથી તેણે તે મરહુમનો આંકો લાવી મેલવાની કોશેશ કરી. તેમને પાદશાહી મકાનમાં ઉતારો આપવાને બહાને એક જબરદસ્ત કીલામાં મોકલાવી ત્યાં તેમને તેણે બંધ કરયા, અને તેમનાપર ચોકી પોહોરા મેલ્યા. પેહેલાં તો દસ્તુર સાહેબને તેની સમજ પડી નહીં; પણ મધરાતે ખાબમાંથી જ્યારે તેઓ બીદાર થયા ત્યારે આસપાસનો દેખાવ જોઇ તેઓ વમળમાં પડી ગયા કે આ શું

સીતમ થઇ ગયો ? નાપાક સેહેતાનપર સદ હજાર લેયાનત નાખી, પોતાની સાથ જે એક ખીદમતગારને તેઓ લાવયા હતા અને જેને પણ કીલામાં તેમની સાથે બંધ કરવામાં આવયો હતો તેને તેઓએ જગાડયો, અને તેને ફરમાવયું કે કુસ્તી પાદયાબ કરવા કુવાનું પાણી લઇ આવ. પોહોરેગીરોને જેમ તેમ સમજાવીને પેલો ખીદમતગાર પાણી લઈ આવયો. અને દસ્તુર સાહેબે પાદીઆબ કુસ્તી કરી બુલંદ અવાજે બંદગી કરી, એટલે તેની ખુબીથી તેઓ પોતાની સાથના ખીદમતગાર જોડે પળ વારમાં ત્યાંથી ગેબી રીતે ઉડીને દીલીમાં શેહેનશાહની દરબારમાંજ જઈ ઉભા. ભરૂચથી દીલી તેઓ જઇ પાંહોંચયા તેના સંબંધમાં આ મતલબની એક કથા ચાલે છે; પણ બીજી કથા વળી એવી છે કે પાદયાબ કુસ્તી કરી દસ્તુરજીએ બંદગી કરી તેથી પળ વારમાં તેઓ દીલી ઉડી ગયા નહીં, પણ તેમની બંદગીની ખુબીથી કીલાનો એક દરવાજો ખુલો ગયો અને ત્યાં કોઇ પોહોરેગીર નહીં હોવાથી તે દરવાજા મારગે પોતાના ખીદમતગાર સાથે તેઓ બહાર પડયા અને ઉગત રાહે સેતાબ નીકળી ચાલયા. તેઓ એટલી બધી સેતાબીથી આગળ વધી ગયા કે સવાર પડતાં તેમની પાછળ નવાબે સવારો દોડાવયા તોપણ તેમનો પતો મળયો નહીં, અને તેઓ નાસીપાસ થઇને પાછા ફરયા. દસ્તુર સાહેબે કરેલો કહેવાતો આ મોજેજો, દીલીમાં તેઓએ કરેલા જણાવવામાં આવતા મોજેની સાથે સરખાવતાં ચહડયાતો નહી તો ઉતરતો તો નથીજ.

દસ્તુર સાહેબને ભરૂચના પારસીઓએ સોંપેલું કામ તેઓએ કેમ બજાવયું હતું તે માટે પણ એ જાતની વાત ચાલે છે. એક વાત એવી છે કે તેઓએ પાદશાહ અકબરને પેલા ભરૂચના નવાબની તરફથી પારસીઓ ઉપર ગુજારવામાં આવતી વાત સરવે કહી સમજાવી, અને અરજ કરી કે તે લોકો ઉપરનો જુલમ દુર કરવો જોઇએ. ત્યારે પાદશાહે સેતાબ ભરૂચના નવાબ ઉપર ઘણી તાકીદનું ફરમાન મોકલ્યું, તેથી ભરૂચના લોકો ઉપરનો જુલમ ટળી ગયો. પણ બીજી વાત એવી છે કે શહેનશાહને વટલાવી તેને સુદરેહ કુસ્તી પેહેરાવયા બાદ દીલીથી દસ્તુર પાછા ફરવા નીકળયા તે વખતે શાહજાદા સલીમે તેમને સવાલ કરયો કે મારગમાં કયા કયા સુબાએ તમારી ઘણી વધારે મદારત કીધી હતી. દસ્તુર સાહેબે તે ઉપરથી દુરંદેશી વાપરી ભરૂચના નવાબનું નામ આપયું હતું. શાહજાદાએ તે ઉપરથી નવાબ ઉપર નજરાણું મોકલાવી શાબાશીનો પત્ર લખયો હતો. દસ્તુર સાહેબના આવા લાગવગથી અને તેઓનાં આવાં હેસાનથી નવાબપર એટલી બધી અસર થઇ કે તેઓ ભરૂચ પાછા ફરયા તે વખતે તે શેહેરનાં નાકાં સુધી લશકર લઇ વાજતે ગાજતે તેમને એસતેકબાલ લેવા ગયો, તેમને તેણે ઘણો મરતબો આપયો, અને ભરૂચના પારસીઓ ઉપર તે પછી તે ઘણી મેહેરબાની તથા મોહબત રાખવા લાગયો હતો.

સાહેબ, આ જાતની વાતો એહેશતીનાં પરાકરમો વીશે ચાલે છે. કમનસીબે તેની કોઇ પણ તવારીખમાંથી શાહાદત મળતી નથી. પણ એ બનાવો આખાં હીંદુસ્તાન તથા મુખય કરીને ગુજરાતના ઇતીહાસના સંબંધમાં ઘણી અગતના ગણવા જાઇયે. ભરૂચના લોકોને તો દસ્તુર સાહેબે નવાબના જુલમમાંથી છોડવી સદાના ઉપકારી કરેલા, એટલે ત્યાંથી તો તેને લગતી નોંધ ખાસ કરી મળવી જોઇયે. અને વાત બી કાંઇ લાંબી મુદતની નથી; માત્ર ૩૦૦ વરસની છે. ભરૂચવાળા સાહેબોને અને અક-

સર કરીને ભરૂચના ઇતીહાસ વીષે અછી માહીતી ધરાવનાર જાણીતા વીદવાન દસ્તુર અરદેશર સોરાબજી કામદીનને હું અરજ કરૂં છું કે એ બાબતમાં શોધખોળ કરી અજવાળું નાખવાની મેહેરબાની કરવી. દસ્તુર સાહેબ અરદેશર સોરાબજી કામદીન ભરૂચને લગતા અને ત્યાંની પારસી અનજુમનને લગતા ઘણા ઘણા જુના દસ્તાવેજો તથા નોંધો ધરાવતા કહેવાય છે; અને વળી દસ્તુર મેહેરજી રાણાને લગતી કથાઓના સંબંધમાં શોધખોળ કરી પોતાની તરફથી મદદ આપતા પણ તેઓને જણાવવામાં આવે છે, તથા મરહુમને માટે તેઓ ઘણી દીલસોજી ધરાવતા કહેવાય છે, ત્યારે તો આ વાતો ઉપર પણ અજવાળું નાખવાની તસદી તેઓએ લેવી સજાવાર છે. હું માનું છું કે એ કામમાં તેઓને ઘણી મેહેનત કરવી પડશે નહીં; કેમકે મરહુમના કેટલાક નબીરાઓ તરફથી એમ પણ જણાવવામાં આવે છે કે મરહુમે ભરૂચના પારસીઓને જુલમમાંથી છોડવયા તેનાં હેસાનમાં ત્યાંના સઘળા પારસીઓ દર વરસે તેમની બાજ કરે છે, તથા મરહુમની મોજેજા કરવાની શકિત ઉપર એટલો બધો વીશ્વાસ તેઓ ધરાવે છે કે તેમને ત્યાં કોઈને દરદ થતાં તે દફે કરાવવા પણ મરહુમની બાજ તેઓ કરે છે.†

તા૦ ૮ મી નવેમબર.

ઇતીહાસનો શોકીન.



† જુઓ નંબર ૮૭.



## ના૦ ૮૭
## કયસરે હિન્દ.

(તા૦ ૧૫ મી નવેમ્બર સને ૧૮૯૬)

### એક નવો ફટવો.
### CONTROVERSIAL DEVICES.

---

મેહેરજી રાણાની મુળ બાબતમાં જે લખાણો આ કટારોમાં આવી ગયાં છે, તે પછી ખાસ જરૂર વગર કાંઇ વધારે લખવાનો અમારો ઇરાદો હતો નહીં, પણ અમે જોઇએ છીયે કે થોડાક વખત થયો મી૦ કરકરીઆના હમશરીકો, બંધુઓ અને આડાતેડા ફાંટાઓ કંઇ નવીજ વળણુ ઉપર ઉતરીને નવીજ તજવીજોથી પારસી આલમને ભમાવવાની તાલમાં લોટે છે. આપણા એ હવે જાણીતા થયલા "એકપુરા તવારીખનવેશ" ને પણ બદાઓની અને દબેસ્તાનનીજ શાહુદત ઉપરથી "ઓકીલત્રી" એ જયારે ખ્યાદાંની માહાત આપી હતી, ત્યારે તેઓએ પારસીઓનાં અજ્ઞાનપણા વિષેના એક જુના કુથલાને ઉપર ટપકેની થોડી ઘણી ટાપટીપ કરીને એક નવોજ ભુટો ઉભો કીધો હતો, તે પરપોટો પણ જયારે J. O. E. અને બીજાઓએ ફોડી નાખ્યો, ત્યારે એજ મુરશેદને પગલે ચાલતા તેવણના કેટલાક "ઇતિહાસના શોખીન" મુરીદો હવે એક નવી નવાઇ બાહાર લાવ્યા છે. પેહેલાં બાજી એમ હતી કે મેહેરજીરાણા દીલ્હી ગયલા હોવાની ખરી વાતની મુસ્તકીમ દલીલો ખાઇ જઇને તેવણે એક સુરજના બે સુરજ બનાવ્યા હતા એમ અડાવી દઇને તે પાકઝાદ દસ્તુર અને તેના વંશજોની નાલાયક ઠેકડી કરવી. તેમાં તો ઉઘાડા અને ફજેત પડયા, અને એમ બતાવી આપવામાં આવ્યું કે ખ્યાલના અહેવાલ પ્રમાણે પણ મેહેરજીરાણાએ એક સુરજના બે કીધાજ હતા નહી અને

"એક્કા દો" કરવા જેવો ખેલ એક તો હિન્દુ બાજીગરે કીધો હતો અને ખલકને ગુમ-રાહ કરનાર તે હિન્દુની ઠગાઇ તેઓએ આલમને જાહેર કરીને એક દીનદાર અને ઇમાનદાર માણુસ તરીકેની પોતાની ફરજ બજાવી હતી. એક કેહેવાતી કરામતની ઠઠા કરવાની અને તે ઉપરથી મેહેરજીરાણા વિષે નાલાયક સખુનો ઓચરવાની તક જતી રહી, ત્યારે ખુલ્લે ખંટોળે પડેલી એક બીજીજ કાહાણી ખોળી કાહાડવામાં આવી છે. નવસારીથી દીલી જતી વખતે માર્ગમાં ભરૂચ શેહરમાં પણ તેઓએ એક "મોતેબર મોજેજો" બતાવ્યો હતો એવી વાત લાવીને તેવણની મજાખ કરવાનું બાહાનું કોઈ ઇતિહાસના નહીં પણ ઢોંગ સોંગના શોખીને શોધીયું છે. એ કાહાણીના પણ અસલ દસ્તાવેજો મેળવવાની અને તે વિષે તરેહવાર માણુસોને શોધ ખોળ કરવાની પાક બેહાઇથી ભરપુર ભલામણ કરવામાં આવી છે. આ કરામતો અને મોજેજાઓની કથાઓ કદાચ "રસીલી" હશે, પણ તેને ઇતિહાસીક મુળ તકરાર સાથે શું નીસ્બત છે તે અમે જાણુવા માગીયે છીયે. મેહેરજી રાણુાના વખત પછી તેઓ વિષે જેમ બીજા માહાત્માઓના બાબમાં બન્યું છે, તેમ તરેહવાર વાતો જોડી કહડાયલી છે. તે વાતો કદાચ ખોટી હશે. તેથી શું તેઓએ ખરેખર કરેલાં પરાક્રમો પણ ખોટાંજ હોવાં જોઇયે? આદરબાદ મારે-સંપદે ખખળતી ધાતુ વતી કરેલો મોજેજો પારસીઓના ઘણાક પુસ્તકોમાં મળે છે. નેરીઓસંગ વિષે કેહલું છે કે આસમાનમાંથી આતશ પાડી તેવણે પેહેલાં આતશબેહેરામનો પાયો નાખ્યો હતો. અરદાવીરાફે પણ મોજેજા બતાવ્યા હતા. એટલુંજ નહી પણ ખુદ વખશુરે વખશુરાન અશો જરથોસ્ત વિષે પણ જરથોસ્તનામામાં ઘોડાના ઘુસી ગયલા પગ અને તે વગેરે બીજા મોજેજાઓનું બ્યાન મળે છે, અને ૫૦ વર્ષ ઊપર ઘણુાખરા સઘળા પારસીઓ તે વાતો માનતા હતા. આપણે હમણાં કદાચ આદરબાદના યા નેરીઓસંગના અને કદાચ જરથોસ્તના પણ મોજેજાની વાતો માન્યે નહી. પણ શું તેથી એમ કોઇ કહે છે કે નેરીઓ-સંગ યા આદરબાદ યા જરથોસ્તે કાંઇ પણ પરાક્રમો કીધાં હતાંજ નહી ? મેહેરજી-રાણુાના બાબમાં પણ સવાલ એંજ છે કે તેઓ (૧) દીલ્હી ગયા હતા કે નહી, (૨) શેહેનશાહને ધર્મ સમજાવ્યો હતો કે નહી, અને (૩) તેમને જાગીર બક્ષ-વામાં આવી હતી કે નહી? ઇતિહાસની એવી બારીક અને ઝીણી બાબતોના જવાબોમાં ભુમીતી યા બીજગણીતના જવાબો જેવું પૂર્ણ નિશ્ચયપણું તો હોયજ નહી, પણ જે શાહદતો આપણી પાસે મો-જુદ છે, તે ઊપરથી એમ લગભગ નકી થાય છે કે તેઓ ધર્મ સમજાવવા સારૂ દીલ્લી ગયા હતા અને તેમને જાગીર પણ એના-યત થઇ હતી. તવારીખને લગતો તો એટલોજ સવાલ છે. બંધ બારણુા મંત્ર ભણીને ઊઘાડી નાખવાં અને અલોપ થઇ જવું તથા એકના બે કરવા એ કાંઇ તવા-રીખની બાબતો નથી. એવીજ રીતે તો વળી કોઇ કાલે આવીને કહેશે કે મેહેર-જીરાણુાના એક નબીરાના બોલવા પ્રમાણે તેના ખાનદાનને આશકારા કરનાર એ બુજોરગે ફળાણુા શેહેરના અમુક ઘરમાંથી વંદીદાદ પઢીને ભુતપલીદ કહાડયા હતા, તેથી તેની શાહદતો પણ કોઇ પાસે મોજુદ હોવી જોઇયે. અને જો તે નહીં મળી શકે, તો પછી એમ ઠરવું જોઇયે કે મેહેરજીરાણુા દીલ્હી ગયાની વાત પણ ખોટી હોવી જોઇયે. આ જાતની ગલેપડુ તકરારના દહાડા વહી ગયા છે. અસલ બાબત છોડીને ભલતીજ દશાએ ઊતરી પડવાથી યા ખુલ્લે

ખુલ્લી શહાદતો ગટાવી જઇને બીજી શાહદતો ફલાણા પાસે છે અને ફલાણાને ખબર છે વગેરે લખાણથી કંઇ સહમજુ માણસો ભોળવાતાં નથી. ફલાણા દસ્તુરના "વડીલોએ ખાસ તપાસ કરીને કેટલીએક નોંધો તૈયાર કરાવી હતી તે જરથોસ્તી ટોળાની વાકેફીને માટે ખોદાને હાજર નાજર જાણીને બાહાર પાડવાની તેમની ફરજ છે,"† તે વિષે એટલુંજ જણાવવું બસ થશે કે તે દસ્તુર સાહેબ પાસે મેહેરજીરાણાની સામે જાય તેવી કંઇ નોંધ છેજ નહીં અને તેવણ પોતે તો મેહેરજીરાણા કાબેલ હતા અને દીલ્હી જઇને પારસી ધર્મ અકબરને સમજાવી આવ્યા હતા એમ સાફ દીલથી અને ખાત્રીથી માને છે. બીજા જે કાબેલ દસ્તુરે ખાસ અભ્યાસ કરીને ત્રીશ વર્ષ ઉપર મેહેરજી રાણા સામે જે લખાણ કરાવ્યું હતું,‡ તે હમણા તેવણના નામ સાથે પાછું છાપવામાં આવે તો તેથી કદાચ તેઓને પોતાને પણ દલગીર થવાનું કારણ મળે. પેહેલવીના જે ઉસ્તાદના બપાવાનાં કેતાબખાનામાં પણ "ઘણીએક નોંધો હોય એમ માનવાનાં કારણ છે," તે કારણો અને નોંધો તો હવામાંજ હસ્તી ધરાવતાં હશે. એવા રંગબેરંગી ભમરડાઓ ફેરવવાથી કંઇ એક ખરી વાતને સમજુઓના મનમાં ધોકકો પોહચતો નથી એમ હવે મેહેરજીરાણાના હરીફો સમજે તો સારૂં.

આ લખયા પછી અમારી જાણમાં આવ્યું છે કે આ પત્રના એક આગળા અંકમાં* આવેલા ચોકસ શબ્દો વિષે કેટલાકોનાં મન રંજીદા થયાં છે. કોઈપણ ખાનદાનનાં સઘળાં અશો રવાનોને ગાળો દેવા યા નામુનાસેબ લખવાની અમારી મકસદ હતીજ નહીં. ભગરીઆ અને કરકરીઆઓ વચે લાંબા વખતથી જે કમનસીબ મીનાકેશો ચાલતો આવ્યો છે તે વિષે એક કે બીજી બાજુ તરફ તાસુબીભરેલું મત આપવાની અમારી મતલબ હતીજ નહી. તે મીનાકેશાનાં કારણો અને તે અરસામાં બનેલા કેટલાક બનાવોના ખરા એહેવાલો વિષે ઘણોક મતફેર છે. તે સઘળી બાબતો ઉપર વિચાર કર્યા પછી કોઇપણ અપક્ષપાત બેહેદીન અભ્યાસીથી એમ તો કહેવાઇ શકાશેજ નહીં કે સઘળો વાંક એકજ બોર્ડુએ હતો. એ ફીતનો પહેલા જાગ્યો હતો તે વખતે અને ત્યાર પછી બેઉ બાજુ તરફથી કેટલુંક ઝનુન બતાવવામાં આવ્યું હતું. જેમ ભગરીયાના આખા ટોળામાં "ખરેખર સાલેસ અને લાયકીવાળા" ઘણા મોબેદો થઇ ગયા છે અને હમણા પણ છે, તેમ કરકરીઆની પોળવાળાઓમાં પણ હતા અને છે એમ કોઇપણ અકલમંદ આસામી નામુકેર જશે નહીં. મીનાચરહોમજી, દાદાચાનજી અને રબાડી વગેરેનાં ખાનદાનોમાં પણ દાનાવ અને આલેમ માણસો થઇ ગયા છે, અને હમણા પણ છે. તે અમે તેમજ સર્વ કોઇ કબુલ કરે છે. જયારે મી૦ કરકરીઆએ મેહેરજીરાણાને વિષેજ નહિ, પણ પારસીઓના સઘળા વડવાઓ વિષે તરેહવાર નાલાયક અણુઘટતાં લખાણો કીધાં હતાં, અને કેવળ ખોટાં આળો તેઓ ઉપર ઘણીજ તાઝુબીથી મુકયાં હતાં, ત્યારે અમે કહ્યું હતું કે આગળા વખતનો એક ફીતનો પાછો જગાડીને તેઓના ટોળામાંના કેટલાકોએ તે જમાનામાં આજના જેવું ઝનુન દેખાડયું હતુ તેવાજ ઝનુનની ઓગણીસની સદીમાં પણ તેઓએ આપણને યાદ આપી હતી, અને તેવી ચાલ તેવણના જેવા શીખેલા અને તવારીખ અને ફીલસુફીની લાંબી લાંબી વાતો કરનારા માણસને કેવળ નહીં છાજે એવીજ હતી.

---

† જુઓ નં. ૭૯—‡૯૩—*૮૪

## ના૦ ૮૮
## મુંબઇ સમાચાર.

( તા૦ ૧૯ મી નવેમ્બર સને ૧૮૯૬ )

**મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ કરેલા કહેવાતા મોજેજાની વાતોને વળગવા જતાં ખતા ખાવી પડશે અને હવે તે વાતોને દાબીજ દેવી એવી નવસારીના દસ્તુર દારાબજીને તેમના મીત્રો તરફથી મળેલી સલાહ—મોજેજાઓની વાતો હવે નહી કરવાની દસ્તુરજીએ પોતાના લગતા વળગતાઓને તે ઉપરથી કરેલી જણાવવામાં આવતી સુચના—એક નવો ગુચવાડો.**

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—ચાલતા માસની તા૦ ૩ જીના તમારા અંકમાં મારો પેહેલો પત્ર આવ્યા પછી તે બાબે તેમજ તે પછી બીજી જે બાબતો મરહુમ દસ્તુર મેહેરજી રાણા વીષે તમારા જુદા જુદા અંકોમાં પ્રગટ કરવામાં આવી છે તે ઉપરથી, અમારી નોસારીમાં કાંઇક ગભરાત સાથે ચરચા ચલાવવામાં આવે છે, મરહુમ દસ્તુર મેહેરજીરાણા દીલી ગયા હતા અને ત્યાં શેહેનશાહ અકબરને વટલાવવા આગમજ તેઓએ બે સુરજના એક કરી દેખાડવાનો મોજેજો કરયો હતો. એવી વાતની ઠેકડી આસપાસ થવા લાગ્યાથી અને તે વાત દેખીતી હસવા સરખી જણાયાથી તે તેમજ એવીજ બીજી વાતો ઉપર ઢાંકણુંવાળી દેવાની સલાહ અહીંના વડા દસ્તુરજી દારાબજીને તેવણના વીદવાન ગણુતા એક બે મીત્રોએ લખી મોકલાવેલી સંભળાય છે. "મેહેરજી રાણા બડાજી શીઆના" એવા શબ્દોથી શુરૂ કરવામાં આવતા એક બેવજન ખયાલ ઉપરજ તે વાતનો આધાર છે, અને તેવો આધાર પારસીઓની હાલની ઓલાદને સમજાવવા નીકળયાથી વધારે હસી થશે એમ તેઓએ તેમને સમજ પાડી છે. તે સમજ ઉપરથી ચોંકીને મરહુમ દસ્તુરને નામે કરવામાં આવતી બીજા મોજેજાઓની વાતો હવે બંધ પાડી દેવાને દસ્તુરજીએ પોતાના લગતાવળગતાઓને સુચના કરેલી જણાવવામાં આવે છે. જો કે તે વાત મેલી દેવાને તેમને ગમતું નથી તોપણ હવે તે ચાલવાની નથી ત્યારે ચારો નહી કરીને તે છોડી દેવા સીવાય છુટક લાગતો નથી. પણ તેમ છતાં ભરૂચના એક બંધબસ્ત ગંજાવર કીલામાંથી મરહુમ દસ્તુર ગેબી રીતે એક પળવારમાં ઉડીને દીલીની દરબારમાં જઈ ઉભા રહેવાની બીજી હસવા સરખી જે વાત મરહુમના કેટલાક નબીરા ઉકમાઈથી કરતા આવ્યા છે, તે પણ તમારા પત્રમાં પ્રગટ થઇ જવાથી અહીં કેટલોક ગભરાટ ચાલી રહયો છે. બાહાર પાડેલી એવી એવી વાતોને માટે હવે એવું ફેરવી તોળવાની ગોઠવણ થઈ છે કે મરહુમ દસ્તુરે બે સુરજના એક કરી બતાવવાની વાતમાં શરાહગાત થઇ છે. કોઇ જગતગુરૂએ હવામાં ઠાલી ઉડારેલી હશે તે કેવી રીતે તેનો ભેદ મરહુમે સમજાવ્યો હશે, અને તે ઉપરથી તેમના તરફ પયાર ધરાવનારાઓએ બે સુરજના એક કરી બતાવવાની વાત ઉભી કરી હશે, એવું એવું બોલી તથા બોલાવીને હવે ધીરજ લેવામાં આવે છે. એજ પ્રમાણે ભરૂચમાંથી મરહુમ દસ્તુર પોતાના એક ખીદમતગાર સાથે એક પળમાં ગેબી રીતે દીલી ઉડી ગયા હતા તે વાતને માટે હવે એમ સમજાવવામાં આવે છે કે આગલા વખતના કોઇ ઇરાની દસ્તુર વગેરેએ એવા કેટલાક મોજેજા કરવાની વાતો કેટલાંક પારસી પુસ્તકોમાં મળે છે તેમ મરહુમે પણ કરયું હોય, અથવા તેવી

વાતો વાચીને તેમના તરફ તેમની મોટી કાબેલ્યતને લીધે મોહબત ધરાવનારાઓએ તેમને માટે પણ એ વાત ઉભી કરી હોય. એ રીતે મુંબઇથી તાજી મળેલી સલાહ અને કેળવણીથી પડતાં અજવાળાંએ અહીંના કેટલાક ધામધુમયાઓને અને બીચારા દસ્તુરજીને પણ હા અને નાની વચે મેલી દીધા છે. મારે કહેવું જોઇયે કે મોજેજાઓ મરહુમ દસ્તુરે કરવાની વાત દસ્તુર દારાબજી અને તેમના કેટલાક કુટુંબીઓ તથા હમશરીકો હવે માનવાની ના પાડે છે, તોપણ હજુ કાંઇક ધચુપચુ પણ રહેવા માગે છે. અને એટલી પણ સમજણ તેઓમાં આવી છે તે બનાવને હવે પછીના વખત માટે સારા સગન હું સમજું છું; કારણ કે અમારા નોશાકરાઓમાં સાધારણ રીતે એવી ટેવ હોય છે કે એક વાર જે બોલ કાહાડયો તે ગમે તેવો હસવા સરખો છતાં તેને છોડવો નહી ને તેને વળગી રહેવું. દસ્તુર દારાબજીના હુશયાર મીત્રોએ તેમનાપર તથા તેમના કુંટુબીઓ ઉપર કરમ બક્ષેસ કરીને તેમને એટલા બી પાછા ત્યારે હટાડયા છે તેમાં તેવાઓનો કાંઇક ઉપકારજ માનવો પડશે.

એમ હોવાથી બેહેશતી દસ્તુર બાબે ચરચા ચલાવનારા તમારા ચરચાપત્રીઓને હું સુચવવા માગું છું કે હવે તેઓએ મોજેજાઓની વાતો બાબે વધારે ચરચા કરવાનું માડી વાળવું, અને ખરા મુદાને વળગી તે બાબે અજવાળું પાડવાની તસદી લેવી. હું આશા રાખું છું કે તમારા ચરચાપત્રીઓ સચાઇનેજ બાહાર લાવવાની નેમ રાખી ખાનગી લાગણીઓને વચે નહી લાવતાં એક જાહેર સવાલ તરીકેજ તે બાબે વિવેચન કરવાની કોશેશ કરશે. અત્યાર સુધી એ બાબતમાં જે લખાણો થયાં છે તે તરેહવાર વીચારોના વમળમાં અને ગુચવાડામાં ઉતારનારાં મને જણાયાં છે તેમ હવે થવું જોઇતું નથી. તવારીખની શહાદતથી જો એમજ જણાતું હોય કે મરહુમ દસ્તુર મેહરજીરાણા દીલી ગયા હતા, શેહેનશાહ અકબરને ધરમ તેઓએ સમજાવયો હતો અને જાગીર તેથી તેમને મળી હતી, તો તેટલું તે બેહેશતી માટે ઉભું રહેવા દેવું, અને તે માટે રકજીક કરવી નહી. તેવણને એ બાબતમાં ખરેજ માન ઘટતું હોય તો, તેમના કુંટુબીઓની કે બીજાઓની વરતણુક વગેરેનો વીચાર નહીં કરતાં તે તેમને આપવું. તેમાં પારસી ટોળાને પોતાને પણ માન મળશે. મરહુમના કુટુંબીઓ તથા તેમના લગતાવળગતાઓ હવે મોજેજાની વાત પર ઢાંકણું વાળી દઇને મરહુમ દીલી ગયા હતા કે નહીં, અકબર પાદશાહને તેઓએ ધરમ સમજાવયો હતો કે નહીં અને તેથીજ તેમને જાગીર મળી હતી કે નહીં, તેટલીજ બીના ઉપર આવી ઉભા છે. જ્યારે તેઓએ બી એટલા થોડાં ઉપર સંતોષ લેવાનો જીવ મોટો કીધો છે ત્યારે હવે તમારા ચરચાપત્રીઓએ પણ મોજેજાની હસવા સરખી વાતને મેલી દઈને ફકત એટલોજ સવાલ તપાસ માટે હાથ ધરવો, અને તેનું પરીણામ મરહુમની તરફેણમાં જતું હોય તો તેમને તે માટે ઇનસાફ આપવો એવી મારી એલતેમાસ છે.

મોજેજાઓની હસવા સરખી વાતો જ્યારે હવે ઉડી ગઇ છે ત્યારે બીજી વાતનો ગભરાટ દસ્તુર દારાબજી અને તેમના હમશરીકો અને દોસ્તોને લાગયો છે, અને તે બાબે તેમના કાબેલ મીત્રો ઉપર કાગજ લખાઇ ગયાં છે. નવસારીની મેહેરજી રાણા લાઇબરેરીમાં મેહેરજી રાણાના એક કુટુંબીએ હાથની લખેલી ચોપડી મેલેલી છે, તેમાં મેહેરજી રાણા દીલી ગયા હતા અને ત્યાં મોજેજા જેવું કરયું હતું અને તેની મોટી હોહા થઇ રહી હોય એવી

જાતના ખરી તવારીખમાં દાખલા હોય એવું કાંઇ લખેલું છે. તેનું શું કરવું? તે દાખલાઓને ખરા કહેવા કે ખોટા? તે બાબે વળી બીજો ગભરાટ ચાલી રહયો છે. તે દાખલા હું મેળવીને કદાચ તમો ઉપર મોકલી આપશ. તે વખતે માલમ પડશે કે તેમાં વળી શું દોહચાણુ કરવામાં આવયું છે.

એક ભરમપોરીયો.*

નવસારી તા૦ ૧૪ મી નવેમ્બર.

---

## ના૦ ૮૯

## મુંબઇ સમાચાર.

( તા૦ ૨૪ મી નવેમ્બર સને ૧૮૯૬ )

**મરહુમ દસ્તુર મેહેરજી રાણા દીલી ગયા હતા અને શેહેનશાહ અકબરને તેઓએ વટલાવ્યો હતો એવી ચાલતી આવેલી કથાનું તોલ બરાબર રીતે કરવાને બને તે માટે તેના સંબંધમાં સંભવીત કે અસંભવીત જે કાંઇ વાતો જણાયલી હોય તે સઘળી તેમના અસલ આકારમાં બાહાર મેલવા માટેની સુચના.**

---

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,-મરહુમ દસ્તુર મેહેરજી રાણા દીલી ગયા હતા કે નહીં અને ત્યાં તેઓએ શેહેનશાહ અકબર આગળ મોજેજા કરી બતાવી તથા બીજી રીતે જરથોસતી ધરમ વીશે તેની ખાતરી કરી હતી કે નહી, વગેરે સવાલો તવારીખ સાથે અને અકસર કરીને પારસીઓની તવારીખ સાથે સંબંધ ધરાવનારા છે; અને તેથી તવારીખને લગતા સવાલોની તપાસ જે રીતે લેવામાં આવે છે તે રીતેજ સંભાળથી અને બારીકીથી તેમની તપાસ કરવી ઘટે છે. ત્રણસો વરસની વાતપર એ સવાલોમાં જણાવેલા બનાવ બનેલા જણાવવામાં આવે છે, અને એટલી મુદ્દતમાં બનેલા બનાવોની તપાસ ચલાવવી મુશકેલ થઈ પડવી જોઇએ નહી. થોડાંક વરસ થયાં પારસીઓ વચે હા અને નાની વચે એ સવાલો અઠડતા રહયા છે, પણ તે વીષે જે તકરારો હમણા સુધી ચલાવવામાં આવી છે તે ખાતરી ભરેલાં સેવટ પર જવાને બની આવે એવી નથી. ખાતરી ભરેલાં સેવટ ઉપર આવવા માટે તકરાર ચલાવનારાઓ જેમ ધીરજવંતા હોવાની તેમજ તકરારી સવાલ સાથે સંબંધ ધરાવનારી તરફેણુ કે વિરૂધમાં જનારી કોઇપણ ખબરો ઘટતી રીતે બાહાર લાવવાને અચકાય નહીં એવા હોવા જોઇએ. વળી તે એવાં ધોરણપર ચલાવવી જોઈયે કે તકરાર સાંભળનારાઓને પોતાનાં મત બાંધવામાં ગુચવાડો ઉતપંન થાય નહીં, તથા હવે પછી જેઓ પારસીઓની તવારીખ લખવા બેસે તેઓને તે ઉપરથી પારસીઓ વીશે નઠારૂં મત બાંધવાને કારણ મળે નહીં. તેટલા માટે જેઓ આ તકરાર સાથે સંબંધ ધરાવનારી જેબી સંભવીત કે અસંભવીત દેખાતી વાતો અથવા ખબરો ધરાવતા હોય, તેમને મને અરજ કરવા દેશો કે તેઓએ તે સઘળી વાતો અને ખબરો જે આકારે તેઓ તે ધરાવતા હોય તે આકારમાંજ બાહાર મેલવી, જેથી એકવાર સંપુરણ રીતે તે સઘળીની તપાસ કરી તે વીશે ખાતરી ભરેલા નીવેડા ઉપર આવવાને બને. સંભવીત અથવા અસંભવીત સઘળી વાતો અને ખબરો તેમના અસલ આકારમાં બાહાર મેલયાથી સમજુ વીદવાનો તથા અભયાસીઓ ખરા મારગ પર કોમને મેલવાને શકતીવાન થશે. એજ વખતે તે વાતો અને ખબરો ધરાવનારાઓને હું સુચવીશ કે તે વાતો અને ખબરો તેઓની જાણમાં કેવી રીતે અને કયાંથી

---

* જુઓ નંબર ૯૬-૭

આવી, અથવા તે માટે તેઓ પાસે અસલ શાહેદત શું છે તે પણ સાથે સાથે જણાવવાની તસ્દી લેવી; કેમકે નહીં તો ગુંચવાડો નીકળી જવાને બદલે ઓર વધવાનો ભય રહેશે.

તમારા ચરચાપત્રી "ઇતીહાસના શોકીને" મરહુમ દસ્તુરે ભરૂચમાં કરેલા કહેવાતા જે મોજેજાની વાતો જણાવી છે તે લગભગ જીન અને પરીની વારતા જેવી દેખાય છે. હું ધારૂં છું કે વગર આધારે તે વાતો તેઓએ બાહાર મેલી નહીં હશે; તોપણ તેઓએ પોતાનો આધાર જણાવેલો નહીં હોવાથી, તેઓ તાસુબીથી કામ લે છે એવી તેમની વીરૂધમાં અટકળો કરવામાં આવવાનો સંભવ રહે છે. તેટલા માટે તમારા ચરચાપત્રી પોતાનો આધાર જણાવવાની તસ્દી લેશે તો બહુ સારૂં થશે. ફરીથી અહીં સુચવવાની રજા હું લઉં છું કે એવી વાતો જે આધારે જણાવવામાં આવે તે આધાર જાહેરમાં મેલવા સાથે તે જે આકારમાં મળી હોય તે આકારમાંજ વધઘટ વગર અને જેમ બને તેમ તેમના અસલ શબ્દોમાંજ બાહાર મેલવામાં આવશે તો ગુંચવાડો દુર કરવાને તવારીખના અભ્યાસીઓને તથા બીજા મત બાંધનારાઓને સવલ પડશે.

મારી જાણ પ્રમાણે મરહુમ દસ્તુરે દીલ્લી જઇ મોજેજા કરયા હતા અને શેહેનશાહ અકબરને સુદરેહ કુસ્તી પેહેરાવયો હતો એવી ફેલાયલી વાતોનો આધાર માત્ર એક ખયાલ ઉપરજ છે. જેઓથી એ વાતો મેં સાંભળી છે તેઓ મને તે ખયાલનોજ આધાર તે માટે બતાવે છે. મેં તે ખયાલ સાંભળ્યો નથી અને હું માનું છું કે ઘણાઓએ તે સાંભળ્યો નહી હશે. પણ એ વાતો તે ખયાલને આધારેજ ફેલાવવામાં આવી છે અને બીજો કોઇ આધાર તે માટે હોય એમ દેખાતું નથી. છતાં તે ઉપર ભરૂસો મેલવામાં આવે છે તેનું કારણ મને એમ સમજાવવામાં આવયું છે કે અકબરે મરહુમને એક જાગીર બક્ષી હતી અને તે જાગીર હજી પણ મરહુમના વારેસોના હાથમાં છે, અને તે ઉપરથી તે ખયાલને ટેકો મલી જાય છે. તે ખયાલનો જે સાર મને સમજાવવામાં આવયો છે તે ઉપરથી તો તેમાંની કેટલીક વાતો કેળવણીમાં આગળ વધેલા આજના જમાનાના પારસીઓ હસી કહાડે તેવી અને પારસીઓની બીજા લોકો વચે ઠેકડી કરાવવાને કારણ આપે એવી છે. પણ તેટલું છતાં મરહુમને લગતી સઘળી વાતોનો મુખય આધાર એ ખયાલ ઉપરજ લેવામાં આવેતો હોવાથી તે આખો ખયાલ સદાબરો પ્રગટ કરવાની જરૂર હું જોઉં છું, કેમકે તેમાંની શરાહગાત કાહાડી નાખયા પછી તેમાંનો કોઇપણ ભાગ ટકી શકે એવો છે કે નહીં તે વીશે વીચાર ચલાવવાને તે ઉપરથી બની આવશે. તેટલા માટે જો કોઇ સાહેબ એ ખયાલ ધરાવતા હોય તો તે એમનો એમ બહાર મેલશે તો બહુ મેહેરબાની.

લા૦ સેવક સો. કા. બ.



## ના૦ ૯૦.

## મુંબઇ સમાચાર.

( તા૦ ૨૭ મી નવેમ્બર સને ૧૮૯૬ )

**નવસારીની મેહેરજી રાણા લાઈબ્રેરીમાં મેલવામાં આવેલી હાથની લખેલી એક ચોપડીમાં મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ કરેલા કહેવાતા મોજેજાઓની આપવામાં આવેલી વીગત અને તેના ટેકામાં જણાવવામાં આવતી વગર આધારની શહાદતો—નવસારીના દસ્તુર દારાબજી અને તેમના મીત્રો વચ્ચે તેથી ઉભો થયલો ગુચવાડો.**

———

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—અત્રેની મેહેરજી રાણા લાઇબ્રેરીમાં મેહેરજી રાણાના ખાનદાનના એક નબીરાએ મેલેલી હાથની લખેલી જે ચોપડી વીશે ચાલતા માસની તા૦ ૧૪ મીના મારાં પત્રમાં મેં ઈશારો કરયો છે, અને જેને વીષે "પારસી પ્રકાશમાં" પણ કેટલેક ઠેકાણે ઇશારા મળે છે, તેમાં મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ કરેલા કહેવાતા મોજેજાઓ વીષે કરવામાં આવેલું લખાણ તેને માટે જણાવવામાં આવેલી શાહદતોના નામ સાથે આ જોડે હું મોકલી આપું છું. મોજેજાઓની વાતો હવે કરવીજ નહીં અને તેમને બાજુએજ મેલી દેવી એવી સલાહ અહીંના દસ્તુર દારાબજીને તેમના મુંબઈવાળા કાબેલ મીત્રોએ આપયાથી દસ્તુર અને તેમના કુટુંબીઓ વગેરે, ગુચવાડામાં આવી પડયા છે, એમ મેં ગઇ વેળા જણાવયું છે તેનું કારણ લાઇબ્રેરીમાં તેમના એક કુટુંબીએ મેલેલી ચોપડીમાંના આ જાતનાં લખાણો છે. મોજેજાઓની વાતનો આધાર માત્ર એક ખયાલ ઉપરજ રહેલો હોત તો તેને માત્ર હસી કહાડીનેજ કામ લઇ શકાત. પણ જે ચોપડીમાં આ લખાણ દાખલ કરવામાં આવયું છે તે તો નવસારીના દસ્તુર મોબેદો વગેરેના ઈતીહાસના જેવી ગણાવવામાં આવે છે, ત્યારે એ ચોપડીનું શું કરવું તે એક સવાલ થઇ પડયો છે. વળી એ ચોપડી છુપી રહી નથી. ખયાલમાં જણાવેલા મોજેજાઓના સંબંધમાં વધારે પુછપરછ કરવામાં આવતાં, મરહુમના કોઇ કોઇ નબીરાઓ એ ચોપડી મધેની તવારીખની શહાદત અવારનવાર આગળ કરતા રહયા છે, તેમજ તેમાંથી નકલો ઉતારીને તે પણ પોતાના લગતાવળગતાઓ વચે ફેરવતા રહયા છે. ઘણો ગુચવાડો એટલા માટે ઉભો થયો છે કે એ ચોપડીમાં જે શહાદતોને નામે વાતો કરવામાં આવી છે તેવી કોઇ શહાદત હસ્તી ધરાવતી નથી, અથવા તેમાં જણાવેલી જે કેતાબ હસ્તી ધરાવે છે તેમાં તેને નામે જણાવેલી વાતો મળતી નથી. એક શહાદત "બદલાની" ની લખેલી ચોપડીની જણાવવામાં આવે છે; પણ મને જણાવવામાં આવયું છે કે તે નામ લખવામાં ભુલ થઇ છે. "બદલાની" નહીં પણ "બહાઉની" ની તે ચોપડી છે; પણ તે ચોપડીમાં તો લાઇબ્રેરીમાં મેલવામાં આવેલી ચોપડીમાં લખયા છે તેવા કોઇ મોજેજાની કશી પણ વાત મળતી નથી. જેમ અહીંઆં તેમ મુંબઇમાં તે વીષે મારી જાણ પ્રમાણે ઘણી શોધખોળ ચલાવવામાં આવી છે અને હજુ પણ ચલાવવામાં આવે છે, પણ તેનો કાંઇ પણ પતો મળતો નથી. એવી આપેલી શહાદતોની ચોપડીનું કરવું શું તે વીષે ગભરાટ અને ગુચવાડા વચે વીચાર ચલાવવામાં આવે છે. શું પરીણામ તેનું આવે છે તે જોઇશું; અને તેટલાં નીચલા

ફકરાઓ બોલેબોલ જેમ એ ચોપડીમાં આપયા છે તેમ હું ઉતારી મોકલું છું.

એક ભરમપોરચો.

નવસારી, તા૦ ૨૩ મી નવેમ્બર.

---

## અસલ જુની ફારસી વહી ઉપરથી બરાબર નકલ કરી છે.

જમાનાનો પાદશાહ અને જમાનાના ઈનસાફવાળા બાહાદુર અકબર બાદશાહ કે ખોદાતાલા હમેશા તેના મુલકને કાયમ રાખે. તે પાદશાહના વખતમાં શને ૯૯૧ હીજરીના વરસમાં દીલી શેહેરમાં જગતગુરૂ નામનો એક બ્રાહમણ નીચ એલમમાં ઘણો ખબડદાર હતો. તેને અકબર પાદશાહની હજુરમાં ઘણો બોજ અને હોરમત અને આબરૂ મેળવી હતી અને તે જાદુઇથી હાથ ચાલાકી બતાવવામાં ઘણો પુરો હતો, તેથી પાદશાહ તે ઉપર બેહદ એતેકાદ રાખતો હતો અને તેનો તાબેદાર થઇને તેની ઉપર સઘળુ એકીન રાખતો હતો કે એ બ્રાહમણ કામો કરનારો ધણી છે. અને તે બ્રાહમણે છુપી રીતે જાદુઇ અને મકરપણાના ખેલથી એક સુનાની તસત ઇયાને થાળી બનાવીને તેને આશમાન ઉપર હવામાં આફતાબની સનમુખ અતરંગ ઉભી કીધી હતી. અને પાદશાહને અને તમાંમ પાદશાહી અકાબરોને નીશાન બતાવતો હતો કે મેં મારી કરામતથી બીજો આફતાબ બનાવયો છે, અને એમ કરવાની શકતી પરવરદેગારથી હું પામેલો છું કે કોઇની તાકાત નથી કે મારા સીવાય એવા મોટા કામની નીશાન બતાવે. અને પાદશાહીનો મોટો વજીર પોતાનાં દીલમાં જગતગુરૂ ઉપર ભરોસો નહી રાખતો હતો તેથી પાદશાહને સમજાવયો કે એ જનોઇ રાખનારે જાદુઇ અને મકરથી ફરેબ કીધો છે કે આશમાન ઉપર બે આફતાબની નીશાન બતાવે છે તેથી એમાં બેહદ ફરેબ માલમ પડે છે. તેવારે પાદશાહે ફરમાવયું કે આએ તરફમો કોઇ એલમના કામવાળા ભરોસાભરેલા આદમીને શોધી કહાડે કે તેથી એના ફરેબ માલમ પડે તેથી એની અજમાએશ કરવામાં આવે. તેવારે મોટા વજીરે તમામ હીંદુસ્થાન અને દક્ષીણનો મુલકો તરફમાં ઘણી તલાશ કરવાથી ખબર પડી કે સુરત બંદરની નજીક નવસારી નામનો એક મકાન છે. તે જગાએ એક પુરા એલમવાળો બંદગીના કામ કરનારો પાક દીનનો યજદાપરસ્ત છે. અગર તેઓને આએ જગાએ બોલાવે તો તેઓના મોબારક કદમ આવવાથી જગતગુરૂનો ફરેબ માલમ પડશે. તે વારે તે મોટા વજીરે મેહેરજી રાણા નામના યજદાપરસ્ત દસ્તુરને ઘણી ખાહેશ અને એજત અને માન સાથે દીલી શહેરમાં બોલાવીને બાહાદુર અકબર પાદશાહ સાથે મુલાકાત કરાવી અને બીજા આફતાબ વીશેનો શઘલો હેવાલ તેવણને સમજાવયો, તે વારે તે નામદાર દસ્તુરે ફરમાવયું કે કાલ રોજે પાદશાહા પોતાના પાદશાહી અકબરો સાથે એકઠા થાએ અને શેહેરની બાહેર જંગલમાં એક મીજલશ કરે તો ખુદાનો ચાહવું છે તો એના મકરનો ભેદ ખુલો થાશે. તેવારે પાદશાહે સવારને પોહોરે અમીર અને વજીર સાથે શેહેરની બાહેર જંગલમાં મીજલશ કીધી, અને તે પાક દીનનો દશતુર એખલો એક જગાએ ખોદાતાલાની બંદગીમાં બે ઘડી મશગુલ થયો હતો. અને ખુદાતાલાના બુજરગ નામની બરકતથી અને પાક દીનના પઢવાથી તે સુનાની થાળી કે જે જાદુઇથી હવા ઉપર અતરંગ ઉભી કીધી હતી તે જગોથી ફરીને ચકરાવો ખાઇને એકદમ પાદશાહની રૂબરૂ અને મજલેશના લોકો આગળ પડી. તે વખતે પાદશાહે અને તે મજલશના અકબરોએ તે જોઇને હજાર આફરીન કીધી

અને તે પાક દીનવાળા દશતુર ઉપર જાનો-
દીલથી ઘણો ભરોસો રાખનારા થઆ, અને
જગતગુરૂ શરમીંદા અને બેહોરમત થઇને
તે જગોથી નાસી ગીઓ. અને પાદશાહા
હુંમેશા તે પાક દીનવાલાના શખુનને પસંદ
કરતો હતો તે એટલી હદ સુધી કે પાદશાહા
તે પાક દીનવાલાના મજહબ અને રીતભાત
ઉપર અને ઇઅજદાની પરશતેશ કરવા
ઉપર પોતાનો દીલોજાનીથી પુરો એતેકાદ
રાખતો હતો, અને કુશતી શુદરાહા છુપી
રીતે પેહેરીને ખોદાની બંદગી કરતો હતો.
તેહેવાર પછી કેટલીએક મુદતે દશતુર
મેહેરજીરાણાને હદીઆ અને શોગાત અને
નીઆમત અને આબરૂ અને બખશેશ અને
શનંદ સાથે શરફરાજ કરીને નોસારી તેવ-
ણુને ઘેર મોકલેઆ. તેવી હજુર સુધી તેવ-
ણુની નેકનામી મશહુર અને જાહેર છે. એજ,
તા૦ ૫ મી માહે-શાઆબાને મઓાજમ સને
૧૨૦૨ હીજરી, એ બીર નામે જગોએ
લખીઉં.

લખનાર-કાજી હબીબ અલાખાન
દીલીના રેહેવાશી.

---

### શાહાદતો લખી છે.

મોટા મરતબાના પાદશાહાના અમીરો
મધેથી અબદુલ કાદેર બદલાની નામનો
શખસ પોતાની બનાવેલી વાકેઆતે અક-
બરીમો લખે છે કે મોબારક જલુશી શને
૩૩ ના શાલમો આલમની પહનાના અક-
બર પાદશાહાને તમામ મહજબો તપાસ-
વાનો શોખ થાએઆ તેટલા માટે ખબરદાર
નુજુમીઓ તથા ઠાએલ રમલ જાણુનારા અને
બીજા હુશીયાર દાનાઓાને હાજર કીધા હતા,
જેમાં ઇઆહવદી અંગ્રેજ અને પારસી અક-
બરો હતા. ફરાણુશના વકીલને હુકમ કરી બે
ત્રણુ પાદરીઓને બોલાવી તમામ અંજી-
લનું બીઆન સાંભલીઉ. તાર બાદ શેખ
અબુ ફજલની મારફતે તમામ હીંદુ શાશ-
તરનો તરજુમો ઠરાવી શાંભલેઓ. તે વખત
હીંદુઓનો એક શાશતરી જગતગુરૂ નામનો
હતો, જેણે જાદુઇના જોરથી પાદશાહાના
દીલને તાબે કરીને રોશની આપનારો સુરજ
અને ચાંદ આશમાનની બોલંદીના ઉપર
કાએમ કરીઓ હતો, જેથી મુશલમાની મજ-
હબના તમામ ઓાલમાઓ પુર ગોશો રાખતા
હતા અને ચાહતા હતા કે અગર કોઇ શખશ
એ જાદુઈને દુર કરે તો ઘણું શારૂં. કારણુ કે
પાદશાહાનું દીલ એના તરફ ઘણું છે માટે
રખેને હીંદુ મજહબ કબુલ કરે. એ વાતના
દરમીઆનમાં એવી ખબર પડી કે ગુજરાત
ઇલાકામાં નવસારી નામનું પરગણું છે તે
જગો ઉપર મેહેરજી રાણા નામનો દાનાવ
ઇઅજદા પરશત પારશી છે તેને જો બોલા-
વામો આવે તો આએ જાદુઇ તલેશમને
તોડે. પછી પાદશાહના હોકમથી મેહેરજી
રાણાને નવસારીથી ઇજન તથા હોરમતના
સાથે બોલાવેઆ. મેહેરજી રાણા ખોદાતા-
લાની બંદગીમાં મશગુલ રએઆ જેથી જાદુ
તલેશમાની સુરજ અને ચાંદ જમીન ઉપર
પડેઆ કે જેથી મજલેશના તમામ અક-
બરોએ હજાર હજાર આફરીન કીધી, અને
જગતગુરૂ શરમીંદા થએઓ અને મોડું પણુ
કાલુ થઈઉ જેથી નાથા વગર છુટકો થઓ
નહી. પછી કેટલાએક ઓાલમાઓએ મેહે-
રજી રાણાને દીન મજબ વીશે સવાલો કીધા.
જેના જવાબો મેહેરજી રાણાએ ઘણા આશા-
નીથી દીધા. પછી કેટલીએક ઈજત તથા
હોરમત અને આ ફરજનદાન ઇનામી જમીન
શાથે કેટલાએક માણુશોને સાથે આપી
પોતાને વતન રવાના કીધા.

---

### શાહાદત બીજી.

શેખ અબુફજલ તવારીખે માહાનામાંમે
લખે છે કે મોટા દરજાના મોહોમદ અકબર
જલાલોદીન પાદશાહાને હીજરી શને ૯૯૨

તેજલુશી શને ૩૩ ની શાલમે શઘલા મજઓ તપાસવાની મોટી ખાહેશ થાઇ. ઠાહા તલક કે જગતગુરૂ નામના હીંદુ શાશતરીએ અકબરને એટલો તો રજુ કરી રાખેલો હતો કે તેની મતલબ હીંદુ મજબ પાળવાની હતી. અને જગતગુરૂએ આશમાનની બુલંદી ઉપર ખુરશેદ અને ચાંદને કાએમ રાખી પોતાના મજબનો ફેલાવો કરવાને ધારણા રાખતો હતો. એવી તકરારના દરમીઆનમો ગુજરાત પ્રાંતના પરગણે નવશારીથી એક કાબેલ ઇઅજદાં પરશત મેહેરજી રાણા નામના શખસને પાદશાહાની દરબારમાં બોલાવેઆમાં આવેઆ, જેણે જાદુઇથી ઉભા કરેલા સુરજ અને ચાંદને જમીન ઉપર નાંખીઆ. આએ બનાવ જોઇ જગતગુરૂ શરમીંદો થઇ નાહાસી ગીઓ. પછી પાદશાહ શલામતે મેહેરજી રાણા મચકુરને કેટલાએક ઇનામ તથા એકરામ અને મોટી ઇજત સાથે પોતાને વતન રવાના કીધા.

---

### શાહાદત ત્રીજી.

મોલવી અબદુલ નબી શીશતાની પોતાની જણાવેલી તવારીખે તબકાતે અકબરી નામની કેતાબમાં જણાવે છે કે મોબારેક જલુશી શને ૩૩ તે હીજરી શને ૯૯૨ ની આખેરીએ પાદશાહ અબુઅલ ફ્જર જલાલોદીન મોહમદ અકબર પાદશાહ કે શાએઓ હોજો તેના ઉપર પરવર દેગારનો, તે શાહેબનો મેજાજે આલી તમામ મજહબોની તપાશ કરવાને રજુ થાએઓ હતો. તેથી હીંદુઓના ઓલમાઓને તથા પંડીત શાશતરી અને કાબેલ ઇઆહુવદી અને અંગરેજો તથા ઇઅજદા પરશતી ઓલમાએ વીગેરે સરવે મજહબોના અકાબરોને પોતાની હજુરમે હાજર રાખેઆ હતા, અને એક બીજામાં મજહબોની તકરાર ચલાવતા હતા.તે તકરારો સાંભળતા મોબારક પાદશાહની તબીઅત ઇઅજદાં પરશતી મજહબ તરફ વધારે પરીત ધરાવતી હતી. એ વાતના દરમીઆનમાં જગતગુરૂ નામનો શખસ બીરબલ વજીરની મારફતે પાદશાહની દરબારમો આવી પાદશાહનાં દીલને જાદુ અને તલેશમથી પોતાના મજહબ તરફ રજુ કરી, બે રોટલી ચોખાની બનાવી એક સુરજ અને બીજી ચાંદના આકારમાં જાદુઇથી આશમાન ઉપર ચહડાવી પોતાના મજહબનો ઢંગો વગાડતો હતો. એવા બનાવથી તમામ નાહુના મોટાઓ પોતાના દીલમે અદેખાઇ લાવી બોલતા કે આએ કાફરે શું કામ કરીઉ છે, વાસ્તે હેવું બનવું જોઈએ કે એણે ચડાવેલા ચાંદ સુરજને કોઇ હેઠે પાડનાર તજવીજ કરવો જોઈએ. એટલામાં પાદશાહને ખબર પડી કે ગુજરાત પરાંતમો નવસારી નામનું પરગણું છે, તાંહ મેહેરજીરાણા નામનો ખોદા પરશત એક જરથોશતી કાબેલ શખશ છે, તેને જો બોલાવવામાં આવે તો આએ જાદુઇથી ચડાવેલા ચાંદ સુરજને જમીન ઉપર લાવશે. એ વાત સાંભળતાંજ પાદશાહે ગુજરાતના શુબા તરફ હોકમ લખી મેહેરજી રાણાને બોલાવીઆ. જેથી મેહેરજી રાણા પાદશાહની દરબારમાં હાજર થઇ પાદશાહની મોલાકાત લીધા બાદ જગતગુરૂના તલેશમ તથા જાદુઇની હકીકતોથી વાકેફ થઇ ખોદાતાલાની બંદગીમાં મશગુલ રહેઆ, જેથી તલેશમાહી ચાંદ અને સુરજ પાદશાહની અનજુમનની રૂબરૂ આવી પડેઆ, જેથી જગતગુરૂ શરમીંદો થઇ પાદશાહના રોબથી ગરકાવ ગએઓ. પછી પાદશાહે તેહને શેહેર બાહાર ક્હાડયો. પછી મેહેરજીરાણાની કાબેલીઅત ઉપર શરવે મજલેશીઓએ આફરીન કરી, અને પાદશાહે કેટલાએક માણુસ શાથે અને જમીનના ઇનામ શાથે નોશારી રવાના કીધા.



## નાં૦ ૯૧

## મુંબઇ સમાચાર.

( તા. ૧ લી ડીસેમ્બર સને ૧૮૯૬ )

**મરહુમ દસ્તુર મેહેરજીરાણા દીલી ગયા હતા અને શેહેનશાહ અકબરને તેઓએ સુદરેહ કુસ્તી પેહેરાવ્યો હતો એવી ચાલતી આવેલી કથાના ટેકામાં આગળ કરવામાં આવતો એક ખ્યાલ.**

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,-તા૦ ૨૪મી નવેમબરનાતમારા પત્રમાં સો. કા. બ. ની સહીથી લખનાર એક ચરચાપત્રીએ એવી સુચના કરી હતી કે, મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ શેહેનશાહ અકબરને સુદરેહ કુસતી પેહેરાવયાની વાત જે ખ્યાલ મધે જણાવી છે તે ઉપર લગતા વળગતાઓ મોટો આધાર લેતા હોવાથી તે બાહેર મેલાય તો સારૂં. તે ખયાલ આ સાથ મોકલી આપવાની હું રજા લઉં છું. મુંબઇમાં આશરે ૩૦ થી ૩૫ વરસ ઉપર છપાયલી એક ચોપડીમાંથી મેં તે ઉતારી મોકલયો છે. તા૦ ૨૬ મી નવેમબર.

ભ. ઉ.

*** એજ ખયાલની નકલ બીજા ત્રણ ચરચાપત્રીઓએ અમારા ઉપર મોકલી આપી છે.-અધી૦ મુ૦ સ૦

---

### દસ્તુર મેહેરજી રાણાનો ખેઆલ.

મેહેરજી રાણાં બરા નેક થા પુરા બંદા શાહેબકા. પાદશાહા અકબર શુધરા પેહેનાં દેખ તમાશા મજહબકા-ટેક.

અકબર પાદશાહા બરે પાદશાહા ધોશા બાજે કંઇ મુલખોમે, જગતગુરૂને થાલી ઉરાઇ બીર જોરશે ગઘનમે. ઉશ થાલીકા સુરજ હુવા દો સુરજ દીખે બાદલમે, દો સુરજ દેખે રઇયત શારી અચરત હુવે અપને દીલમે. પાદશાહા આગે ઉશી દીનશે બરા મરાતબ જગતગુરૂકા, પાદશાહા અકબર શુધરા પેહેના દેખ તમાશા મહજબકા-[૧]

અકબર પાદશાહા જગતગુરૂકુ મુજરા કરતે ઉશ દીનશે, દીલબર વજીર થા જી શઆના અકલ તોલી દીલોશે. કમર બાંધકર બીરા ઉથાયા આયા નવસારી દેશે, મેહેરજી રાણાકુ લેકર ગયા જા પોંહોંચા પાદશાહા પાશે. પાદશાહજી તુમ શુનો શબોમે બરા મજહબ હએ પારસીકા, પાદશાહા અકબર શુધરા પેહેના દેખ તમાશા મહજબકા.-[૨]

મેહેરજી રાણા તેરા દેખું મજહબ કેહેતે પાદશાહા અકબરે, દો સુરજ કેઊ હુવા ઘઘનમેં જવાબ દેવો જલદી કરે. મેહેરજી રાણાકુ દીઆ બીછાના ના બેઠા ખરા દુરે, અપને પાશકા રેમાલ બીછાકર બેઠ ગયા ઉનકે પરે. પાહેજા કુશતી કરકર કામ શુરૂ કીઆ થા પહરનેકા, પાદશાહ અકબર શુધરા પેહેના દેખ તમાશા મજહબકા-[૩]

પાકી શાકીશે પહરને લાગા ધેઆન ધરતા સાહેબશે, થાલી આનકર ગીરી જમીંન પર જગતગુરૂકે ગહે હોશે. અકબર પાદશાહા દીલભર વજીર દેખ રહે મેહેરજી રાણાશે, ઉઠાઇ જમીનસે થાલી આલમ દેખ રહી શબ તમાશે. બરાજી કાબીલ વજીર ઉનપર ચલા નહી જાદુકી શકા, પાદશાહા અકબર શુધરા પેહેના દેખ તમાશા મજહબકા-[૪]

પારસીકા મજહબ દેખકર પાદશાહા હુવા મગને, શુધરા પેહેનકર બેઠા તખતપર જયશા ખીલ રહેઆ ચાને. કીબલે નુરાની કબુલ કરકે આતશ કીઆ રોશને, કઇ તરાંકે

દેખ મોજેજા લાએઆ રાશત યકીને. જરાતોશતી ઉપર ઇમાન લાએઆ બખશા નુર શાહેબકા, પાદશાહ અકબર શુધરા પેહેના દેખ તમાશા મજહબકા.–[૫]

જામાશપી ઓર જરાતોશતકી નજુમ ઉનકુ માલમે, અગર નામને કીશે રહે ગયા શાચી શીખા તાલમે. જાગીર દીઆ શાહ અકબરને મેહેરજી રાણાકુ ઇનામે, નવસારીમે આજ તક હયે ઉનકા વશીલાશે નામે. ઇલમ ઉપર અમલ કીયા પોંહોંચા બેહેશત મુકામે, આગે પીછે શબકુ મરના નેકીકા કર લેવો કામે. પાક દીનેકા ખરા મુરાતબ જરાતોશતી શાચા શીકા, પાદશાહા અકબર શુધરા પેહેના દેખ તમાશા મજહબકા.–[૬]

હીનદુ મુશલમીન ખરીશટી મજહબ નહી શાહાને ખાતર લાઇઆ, પારસીકુ શાચા ઠેરાકર ખુલી કબરશે ગઇઆ. રાજગીર ઉશતાદ હમારે ભલી દીનકે ગુન ગાએઆ, શુધનવ ખેઆલી બોલે બેએઆરો કુલ આલમકે મન ભાએઆ. લાખોકી ફોજોમે મોહોરા નહી છુપેગા પારશીકા, પાદશાહા અકબર શુધરા પેહેના દેખ તમાશા મજહબકા.–[૭]



## નાં૦ ૯૨

## મુંબઇ સમાચાર.

(તા. ૩૭ ડીસેમ્બર–૧૮૯૯.)

**મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ ભરૂચમાં બંધબસ્ત બંદીખાનામાંથી ગેબી રીત* દીલ્લી નીકળી જવાના કરેલા કહેવાતા મોજેજાનો મુંબઇ ચાબુકમાં અઠાવોસ વરસની વાત પર છપાયલો હેવાલ–"મેહેરજી રાણાનું પરભ" અથવા "દીસો" દર વરસે ભરૂચના પારસીઓ કરે છે એવી મરહુમના કોઇ કોઇ કુટુંબીઓ તરફથી હાથનાં લખાણ મારફતે ફેલાવવામાં આવતી વધુ બીના.**

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,–ભરૂચ ખાતે મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ કરેલા કહેવાતા મોજેજા સંબંધી જે વાતો તમારા પત્રના ગઇ તા૦ ૧૨ મીના અંકમાં હું જણાવી ગયો છું, તેના સંબંધમાં તમારા ચરચાપત્રી સો. કા. બ. એ જણાવેલા વીચારો બરહક છે, અને તેનો આધાર જાણવાને તેઓએ દેખાડેલી ખાહેશ સારી છે. ભરૂચમાંના મોજેજાની વાતો મારી તરફથીજ આ પેહેલી વાર બાહાર મેલવામાં આવી છે એમ નથી. એ વાતો આગળ પણ છપાઇ ગયલી છે, અને તે વીષે તે વખતે પણ કેટલીક ચરચા ચાલી હતી. મુંબઇ ચાબુક પત્રે ૧૮૬૮ ના વરસનાં જુન માસની તા૦ ૧૭ મીના અંકમાં તે છાપી પ્રગટ કરી હતી; અને તેની સામે જામે જમશેદ પત્રના એજ વરસના જુન માસની તા૦ ૨૫ મી અને જુલાઇ મા૦ની તા૦ ૨૮ મી

---

* આ "ગેબી રીતે" શબ્દો ઘુસાડી દીધા છે જુઓ નંબર ૯૭.

ના અંકોમાં લખાણ કરવામાં આવયાં હતાં. તે સઘળાં લખાણોની નકલ હું ધરાઊં છું. પણ તે લંબાણ હોવાથી પહેલાં મુંબઇ ચાબુક માંનું લખાણજ હું ઉતારી મોકલું છું. એક તરફ જોવામાં આવશે કે પેલા જગતગુરૂએ બે સુરજ તથા બે ચાંદ બનાવવાની અને મરહુમે તે આકાશમાંથી તોડી પાડી બતાવવાની વાતોને તો ચાબુકના અધીપતીએ હસી કાહાડવા જોગજ ગણી છે. ચાબુકમાંના આ હેવાલની સાથેજ પુરવણી તરીકે, મરહુમના કોઇ કોઇ નબીરાઓ તરફથી હાથની લખેલી એક નકલ મારફતે, જે એક વધુ વાત ભરૂચમાં મરહુમે કરેલા કહેવાતા મોજેજાના સંબંધમાં ફેલાવવામાં આવે છે તે પણ મોકલી આપવાની રજા લઉં છું. જામે જમશેદમાં આવેલાં લખાણો હવે પછી હું મોકલી આપશ.

તા૦ ૨૪ મી નવેમ્બર.

ઇતીહાસનો શોકીન.

---

(મુંબઇ ચાબુક, તા૦ ૧૭ મી જુન ૧૮૬૮.)

આવા એક પરતાપી તથા એલમ હુનરના કદરદાન રાજકરતા (અકબર) ની સલતનત માહેલા નવસારી કસબામાં એ વખતે દાનાઇ તથા અશોઇને માટે પરખયાત થયલા દસ્તુર મેહેરજીરાણા રેહતા હતા જેમની નામવરી બાબેની ઉતરતી આવેલી દંતકથા, જે પરભારી રીતે મલીચ તે નીચે મુજબ છે.

શાહનશાહ અકબરનો બેટો શીલીમ જે જીહાંગીરને નામે આશકારા થયો હતો, તે પોતાની માવતર સંગાથે પોતાના બાપની રાજસલતનતમાં સેલઘા કરવાને નીકળયો. જયારે તે સેલઘાથી પાછો ફરતા ગુજરાતની સરહદમાં આવયો તયારે જીહાંગીરશાહે પોતાની માને પુછ્યું કે હવે આપણે તો સઘળુ જોઇ પાછા આપણા પાયતખત શેહેરમાં જઇએ છીયે. તયારે હદીયા તરીકે અકબરશાહને માટે શું તોફો વસ્તુ આપણે લઇ જઇએ. તેને નજર કરયે. આના ઉતરમાં જીહાંગીરને તેની માએ જણાવયું કે બેટા તારો નામવર પીતા તો ઓલમાઓ તથા ફાજેલોનો બહુ શોખ રાખી તેમની ઉપર જાનફેશાની કરે છે. એ ઉપરથી જીહાંગીરશા જે પોતાની માએ સાથે સુરતમાં હતો તેણે તાંહા વસતા જુદી જુદી કોમના મુખીઓને બોલાવી એલમ હુનરમાં કાબેલ તથા કામેલ થયલાઓને મેળવી આપવાને ફરમાવયું. પારસીઓએ પોતાની કોમ તરફથી નવસારીવાળા દસ્તુર માહીઆર અથવા મેહેરજી રાણાને ચુંટી કાહાડીઆ. હવે જીહાંગીરશાહાને શાહનશા અકબર હજુર જવાની ઉતાવળ હતી. તેથી સુરતના નવાબને એવો હુકમ કરી ગએઓ કે દસ્તુર માહીઆરની બનતી માહવજત કરી તેને જોઇતા રીશાલા સાથે દીલહી રવાના કરવા. જે વેળાએ મેહેરજી રાણાને બોલાવવા માટે સુરતની સરકારે નવસારી મધે રંજ (?) દુતો મોકલયા ત્યારે સરકારી માણસોના બોલાવવા જવાથી દસ્તુર ગભરાટમાં પડીયા સુરત જવા માટે દસ્તુરે પોતાની સાથે કપડાંની એકાદ બે જોડ બાંધી લઇ ઉથાંતરી કીધી. જહાંગીરશાના હુકમ મુજબ સુરતના નવાબે દસ્તુરની માહવજત કરી. રાહાના દરમીઆનમાં તેમની ખીદમતને માટે તેમણી સાથે એકાદ બે પારસી નોકરો આપી તેમણે માન સહીત આગળ રવાનાં કરયા. દીલ્લી જતી વખતે જીહાગીરશાહે મથકે મથકના હાકેમોને હુકમ કર્યો હતો કે દસ્તુર તથા તેમના રેસાલાની અછી રીતે બરદાસત કરવી. દસ્તુર માહીઆરનાં આવવાની ખબર થવાથી ભરૂચનાં કેટલાએક પારસીઓ તેમણે એશતેકબાલ ગીઆજેવોએ પોતાના નવાબ તરફથી તેમની ઉપર પડતા જુલમની હકીકતથી તેમને

વાકેફ કીધા. જયારે દશતુર માહીયાર એશ-તેકબાલ લેવા આવનારા પારસીઓ સંગાથે શેહેરમાં દાખેલ થયા તયારે તે નવાબને શક ગએઓ કે તેની તરફથી પારસીઓ ઉપર ગુજરતા જુલમની ફરીયાદ શાહનશાહાની દરગાહમાં રજુ થશે. તેથી તેણે દસતુરને એક ઘણુંજ બંધબસત મકાનમાં ઊતારો આપી રાતને સમે બેમાલુમ રીતે તાંહાં ચોકી પેહેરા રાખીઆ. એટલા માટે કે વલતે દીને તે દસ્તુરની હઈઆતીનો આંકો લાવી મેલે. પણ તે કરીમો કારશાજની રેહેમથી તે નવાબની બુરી નેમ બરબાદ ગઇ. તે એવી રીતે કે રાતની વખતે પીશાબની હાજત થવાથી દસ્તુર માહીઆર ખોવાબમાંથી બીદાર થાએઆ તીઆરે પેહેરેગીરો ચોકી કરતા તેમની નજરે પડીઆ તેથી ગભરાઇને પોતાની સાથનાં એક માણસને જગાડી કહયું કે કુશતી પાદીઆબ કરવા માટે પડોશના એક કુવામાંથી ચોખું પાણી લઇ આવવું. દસ્તુરના માણસે દરવાજા આગળના પોહોરેગીરને આજેજી કરવાથી અને તેને રેહેમ આવવાથી તે માણસને પાણી લાવવા માટે જવા દીધો. પાણી લાવીયા પછી દસતુર કુશતી પાદીઆબ કરી પોતાની ઉપર એકાએક આવી પડેલી આફત ટાળવા માટે એબાદત કરવા મંડયા. એબાદતથી ફારેગ થવા પછી તે બંધબસ્ત મકાનમાંથી નહી જણાએ એવી રીતે નીકલી જવાનો મારગ તેમણી નજરે પડયો. જેમાંથી તે દસતુર પોતાના માણસો સહીત નીકલી ઉગત રાહે બનતી ઉતાવલથી ચાલ પકડી. બામદાદ પડવે ખોલ કરતાં જયારે દસતુર સાહેબ નીકલી ગયલા જણાયા તયારે તે જુલમી નવાબના હાંજા ગગરી ગીયા. તેથી સવારો તેમણી પાછળ દોડાવયા. પણ તે સઘળું બેજા હતું. એ પ્રમાણે ઘણીએક મનજલ કાપયા પછી દસતુર માહીયાર દીલી જઇ પુગા જાહાં તેમણે માટે આરાશતા કરેલા મકાનમાં ઇજત સાથ ઉતારો આપવામાં આવયો. શાહાનશા અકબરની દરગાહામાં તે વખતે મુલકે મુલકના ઓલમાઓ આવયા હતા. જેમણી સંફમાં મેહેરજી રાણા આવયાથી વધારો થયો. એક દીને શાહનશાહે પોતાની કચેરીમાં બીરાજવાને દસ્તુર માહીઆરને ઇજન કરીયું જાંહાં તેમણે જરથોસ્તી ધરમની બારીકી સંબંધી ઘણાએક બીકટ સવાલો ખુદ શાહાનશાહે તથા બીજા ઓલમા અને અમીર ઉમરાવોએ કરીઆ જે સઘલાનો જવાબ સહમજ પડે એવી રીતે ખુલાશા સાથે ચપલાઇ તથા ચંચલાઇથી વાળીઓ. જેથી શાહાનશાહા તેમજ બીજા દરબારીઓ તાજુબ તથા હેરત રેહયા. દસ્તુરની કાબેલીઅત તથા કમાલીઅત ઉપર આફરીન કરવા લાગા. જરથોસ્તી મહજબનાં પાકીજે કલામો દસ્તુરને મોડેથી સાંભળીઆથી શાહનશાહ અકબરને એ માજદીઅશની દીનમાં થોડો વખત સુધી આવવાની ઘણી ખાહેશ થઇ. જેથી પોતાની માતા તથા રાજના બીજા મોહોટા અધીકારીઓની મહા મુશકેલીથી રજા મેલવી શુદરો કુશતી પેહેરવા સારૂ અકબરશાહે દસ્તુર માહીયારને ફરમાશ કરી જે તે અશો દસ્તુર સાહેબે મોટી ખુશી સાથે બાહાલ રાખી. જગતગુરૂ સંબંધી નહી માનવા સરખી બીનાની હાલમાં જગો કરવી હમો બેજા સમજીએ છીયે. શાહાનશાહાની બજાવેલી ખીદમતના અવેજમાં દસ્તુર માહીયારને તેના માગવા મુજબ અકબરશાહે નવસારી કશબા મધે ૩૦૦ વીંઘાના વીસ્તારનો એક વજીફો બખશીયો. જે હાલમાં તેમનાં વંશજો વાપરે છે. જયારે દસ્તુર માહીયાર પોતાના વતન પાછા ફરવાની તઇયારી કરવા મંડયાં તયારે દીલી આવતાં રાહામાં મથકે મથકની

સરકારે દસ્તુરની મદારત શી રીતે કરી હતી તે બાબે જાહાગીરશાહે પુછતા દસ્તુર મજકુરે દુરઅંદેશીથી જણાવ્યું કે સઘળી સરકારો કરતાં ભરૂચના નવાબે તેમની આગતા સવાગતા સારી રીતે કરી હતી. જે સાંભળી ખુશી થઇ જાંહાંગીરશાહે ભરૂચના નવાબ ઉપર કેટલુંક નજરાણુ મોકલયું. નવસારી આવવા માટે દસ્તુર માહીઆર દીલ્લીથી નીકળે છે. એવી ખબર જયારે તે નવાબને થઇ તીઆરે કેટલીક મનજલ સુધી દશતુરને એશતકબાલ લેવા માટે મોહોટી ધામધુમ સાથે ભરૂચનો નવાબ ગીઓ અને તેમના ઉતારા માટે એક આલીશાંન મકાન આરાશતે કરાવયું જાહાં તેમની મેહેમાન-ગીરી મન માનતી રીતે કરી અને તેમણે તાહાંથી વીદાએ થતી વખતે ભરૂચના પાર-સીઓ ઉપર પડતા અનેક વેરાની જુશરી-માંથી તેઓને મોકળા કરવાને કબુલાત આપી.

[ મરહુમના કોઇ કોઇ નબીરાઓ તરફથી હાથની લખેલી નકલ મારફતે ફેલાવવામાં આવતી વધુ વાત. ]

જેવારે મેહેરજી રાણાં દીલી જાવા નીક-લેઆ અને ભરૂચ શેહેરમાં જઇ પોહોતા તે વારે તાંહાંનાં કેટલાએક પારસીઓએ આવીને મેહેરજીરાણાને આજેજી કરી કહીઉ કે તમો પાદશાહના બોલાવેઆથી દીલીની દરબારમાં જાઓછો તો ઇહાંનાં ભરૂચનાં નવાબનો હમારા ઉપર અતી ઘણો જુલમ ગુજરે છે માટે મેહેરબાની કરી પાછા આવો તે વારે એટલા હમારા ઉપર ગુજરતા જુલ-મને દુર કરાવીને આવસો તો તમારો મોટો ઉપકાર માનશું. તે વારે મેહેરજી રાણાએ તે લોકોને જવાબ દીધો કે મારાથી શું બનવાનું છે, પણ મારો નેગેહેબાન ખોદા છે તે ખોદા તમોને મદદ કરશે. એટલું કહીને ભરૂચથી રવાના થએઆ, અને જે વારે મેહેરજી રાણાં પોતાને સોફેલું કામ કરીને ફારેગ થએઆ અને ઇજત સાથે દીલ્લીથી પાછા ફરેઆ તેવારે પાદશાહા અકબરને પેલા ભરૂચના નવાબની જુલમ ગુજારવાની પારસીઓ ઉપરની વાત સરવે કહી સમજાવી અને અરજ કરી કે તે લોકો ઉપરનો જુલમ દુર કરવો જોઇએ. તે વારે પાદશાહાએ તુરત ભરૂચના નવાબ ઉપર ઘણી તાકીદ કરી કાગજ લખેઓ તેથી ભરૂચનાં લોકો ઉપરનો જુલમ ટલી ગીઓ છે. તેથી ભરૂચના પારસીઓ આજ દન તલક મેહેરજીરાણાંને ઇઆદ કરે છે, અને તેનાવોના રોજગારને દન "દરૂન, બાજ, ઇજશને, વંદીદાદ," વીગેરે સરવે પોતાની શકતી મુજબ જેને મલે તે કરાવે છે, અને તેને "મેહેરજી રાણાંનું પરબ" અથવા "દીસો" કરી બોલે છે, અને કેટલાએકો તો જે વખતે કોઇને કાંઇ દરદ થાએ છે તો મેહેરજી રાણાંના "દરૂન બાજ" કરવાની માનતા લીએ છે.



## ના૦ ૯૩

## મુંબઈ સમાચાર

(તા૦ ૫ મી ડીસેમ્બર સને ૧૮૯૯)

**મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ કરેલા કહેવાતા મોજેજાઓની તથા પાદશાહ અકબરને પારસી ધરમ તેઓએ સમજાવવાની વાતો હસવા સરખી અથવા ખોટી છે એવી મતલબનું જામેજમશેદ પત્રમાં અઠાવીસ વરસની વાતપર કરવામાં આવેલું લખાણ-કુટુંબીઓ સાથે ટંટો થયાથી કેટલાક પારસીઓ સાથે મરહુમ દીલી ગયા હતા જ્યાં અકબરને પારસી ધરમ સમજાવવાની કોશેશ કરતાં તેમને ગુચવાડો લાગ્યાથી ઇરાનથી દસ્તુરોને બોલાવવામાં આવ્યા હતા એવો આપવામાં આવતો ખુલાસો.**

---

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ—મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ ભરૂચના એક બંધબસ્ત કીલ્લામાંથી ગેબી રીતે દીલ્લી નીકળી જવાના કરેલા કહેવાતા મોજેજા વીષે મુંબઇ ચાબુક પત્રે પ્રગટ કરેલો હેવાલ મારા તા૦ ૨૪ મી નવેંબરના પત્ર મારફતે મોકલી આપયા પછી, તે પત્રમાં મેં આપેલી કબુલાત મુજબ તેની સામે જામેજમશેદ પત્રે ૧૮૬૮ નાં વરસના જુન માસની તા૦ ૨૫ મીએ કરેલાં લખાણની નકલ કરી આ સાથે મોકલી આપું છું. તેમાં મરહુમે કરેલા કેહેવાતા આ તથા બીજા મોજેજાઓની વાતોને તેમજ મરહુમે શેહેનશાહ અકબરને ધરમ સમજાવવાની તથા શુદરેહ પેહેરાવવાની વાતોને હસી કાહાડવા અથવા ખોટી ગણવાના કારણ નીચે પ્રમાણેનાં આપવામાં આવયાં છેઃ (૧) અકબરના વખતના કોઇ પણ ઇતીહાસમાં મરહુમ દસ્તુરનું નામ મળતું નથી, તો જો કે ધરમની તકરારમાં ભાગ લેનારા બીજા વીદ્વાનોનાં નામ તેમાં મળે છે; (૨) જેહાંગીર રાંદેર આવયો તે વખતે મરહુમ દસ્તુર હસ્તી ધરાવતા નહીં હતા; (૩) કહે છે કે મરહુમ દસ્તુર પોતાના કુટુંબ વચે થયલા ટંટાને સબબે નવસારી તજીને કેટલાક વેપારી પારસીઓની સોબતમાં દીલી ગયા હતા; (૪) અકબરની ઇચ્છાથી પારસી ધરમ વીષે ખુલાસો કરવાને તે પારસીઓએ મરહુમને આગળ કરયા હતા, અને તેઓએ ફારસી સદર કેતાબને આધારે ધરમ સમજાવવાની કોશેશ કરી હતી; પણ જંદ અને પાજંદ એટલે શું તે તેમને નહી આવડયાથી તેઓનીજ સુચનાથી (૫) ઇરાનથી મરહુમ દસ્તુર અરદેશર અને બીજા પારસીઓને ખાસ ખરચ આપી અકબરે તેડાવયા હતા; (૬) આ છેલી બીનાને દબેસ્તાન વગેરે કેતાબોથી ટેકો મળે છે; અને તેમની મારફતે શેહેનશાહે સંતોશ મેલવયો તેથી, કહે છે કે, ખુશી થઇને મેહેરજીરાણાને તેઓએ તેને દેખાડેલા ઉપાય માટે એક જાગીર બક્ષી હતી. લંબાણ નહીં કરતાં અસલ લખાણજ વાંચી જવાની વાંચનારાઓને હું ભલામણ કરૂં છું.

ઇતીહાસનો શોકીન.

તા૦ ૨૭ મી નવેમ્બર.

(જામેજમશેદ, તા૦ ૨૫ મી જુન ૧૮૬૮.)

આ જમાનો સચાઇ શોધવાનો તથા સચાઇ શાબેત કરવાનો છે તેમજ પારસીઓના આગળા વખતમાં થઇ ગયલી ઇતેહાસ તથા શાહાશીક કામોની ઘટતી નોંધ કરી રાખવાનો છે. પણ આએ કામ કેહેવી શોધો, મજબુત દલીલો અને કબુલ રાખવા જોગ બીનાઓથી અનુશરીને થવું જોઇયે? "દંતકથા" જેહમો શરાગાલ અને નહી મનાએ તેહેવી બાબતો ભેલાઇ

અસલ બાબતને ઠઠ્ઠરૂપી કરી હોય તે ખામીઓ તારવી કાહાડી ખરી સચાઇને બાહેર લાવવાનો આએ વખત છે.

નૌશારીના અશો દસ્તુરજી સાહેબ મેહેરજીરાણા વીશે તરેહવાર વાતો આપણને કેહેવામાં આવે છે, પણ તેમાં મરહુમના એશકુટુંબીઓએ કેટલી શરાગાટ વધારી અસલ વાત વધારી નાખી છે? એમાંથી જે ખરૂં નુર દીપી નીકળવું જોઇયે છે, તેમ ન થતાં દફાંસના અંધકાર તળે દબાઇ જાય છે. દસ્તુર મેહેરજીરાણા નામદાર અકબરશાહના વખતમાં થઇ ગયા હેવું કેહેવામાં આવે છે. હવે એ નામદાર પાદશાહના વખતની દરેબશ તવારીખ, ઈતીહાસ અને બનાવોની નોધો "રોજ નામચા," "તારીખે અકબરી" (અથવા "અકબર નામે") તથા "આઇને અકબરી"ની જુદી જુદી કેતાબોમાં ઠરેઆમાં આવી છે. ઉપલીમાંની કોઇબી કેતાબમાં એ મરહુમ દસ્તુર વીશે બલકે તેમનું નામ વટીક જોવામાં આવતું નથી. તેહારે જે નહી માનવા જોગ બનાવોનો એ દસતુર સાથે સંબંધ જોડે છે, તેની શાબેતી કે આધાર શું?

તેવણે "અકબર શાહાને શુદરેહ પેહરાવીને જરથોશતી કીધો" આ વાત હેવી હશવા સરખી છે. કાંજે અકબર પોતે ઘણો દાનેશમંદ હતો. જો કબુ તે શુદરેહ પેહેરી જરથોશતી થાએ તો જહનુની મુશલમાનો તેના શું હાલ કરે તે અછી પેરે જાણતો હતો. વારૂ એક બારગી આપણે કબુલબી કરીએ પણ બીજી તરફથી શવાલ ઉઠે છે કે હાવા મહાભારત બનાવની તેનીજ તવારીખમાં નોંધ નહી હોય? માટે ઉપલી વાત કબુલ કરતાં લગાર શક પેદા થાએ છે. અને માનીઆમાં આવે છે કે કોઇ છંદ બનાવનાર પારસીઓ એ બુટો ઉભો કરીઓ છે હેવું શુધ શીધ થાય છે.

બીજી ગમથી બેહેશતી મેહેરજી રાણાને અકબરના છોકરા "જેહાંગીરે" એક કાબેલ અને માહા વીદવાનના નમુના તરીકે પાદશાહાની દરબારમાં લઇ જવાનું કેહેવામાં આવે છે. હવે જેહાંગીર રાંદેરમાં આવી છાવણી કરી પડીઓ હતો તે વખત એ બેહેશતી (મેહેરજીરાણા)નો નહી પણ તેમના છોકરા કેકુબાદજીનો હતો. પણ તકરારને સારૂ આપણે કબુલ કરીએ કે બેહેશતી મેહેરજી રાણાને તેવોની કાબેલીયતને લીધે દીલ્લી લઇ જવામાં આવીયા હોય, પણ તેનીબી એકુ લેખી દલીલ આપણને મલતી નથી. પાદશાહાની દરબારના વીદવાનોના નામો ઉપલા ગરંથમાં છે, તેમજ ફરેસતા અથવા પારકા દેશના વીદવાનો જે પાદશાહથી શરફરાજ થએઆ હતા તેવોના નામો પણ જણાવીઆમાં આવીઆ છે, તેમ ઉપલા પુસ્તકોમાં એ મરહુમ દસતુરનું નામ વટીક જણાવીઉ નથી.

બીજી તરફથી જે ખોલાસો (તેબી જો કે દંતકથા છે તો પણ તે વધારે માનવા જોગ દીસે છે તે) કરીઆમાં આવે છે, તે હમારા વાંચનારાઓ માટે અતરે પરગટ કરીએ છે. કેહે છે કે સુરતથી તાલેયારખાનવાલા, ખાન સાહેબવાલા, રતી પંચીવાલા તથા તેમની જોડે બીજા ઘણાક જરથોસતીઓ વેપારના કારણસર સરકારની મદદથી દીલ્લી જઇ વસયા હતા, અને તેમજ નવશારીવાલા પરખીયાત પારસી માકાશાહા ચાંગાશાહનો તાંહા સંબંધ હતો. (આ વાતોના લેખી દાખલાઓ મોજુદ છે.) ઉપલા સાહેઓની સોહબતમાં દશતુર મેહેરજીરાણાએ (પોતાના લોકોમાં કાંઇ ટંટો હોવાથી) દેશ તજી પરદેશ ગમન કરીઉં હતું. ઉપલા વખતમાં પાદશાહ અકબર ખરા ધરમની શોધમાં રોકાએલો હતો, અને સઘળા ધરમોની તકરાર તથા તેમની ખાંમીઓની શોધ વીદવાનોથી આમનસામણ

બેશાદી કરાવતો હતો. આ વખતમાં જે જરથુશતીઓ તાંહાં હતા તેમાંથી ધરમ સંબંધી વધારે વાકેફગાર દશતુર મેહેરજી રાણા હતા. હેવું હોવાથી તેવોને આગલ કરેઆમાં આવીઆ હતા.

કહે છે કે દશતુરજીએ ફારશી "શદર" નામની કેતાબ ઉપરથી ધરમ શમજાવવા માંડીઓ હતો અને તે મધે લખે છે કે "બુજોરગાને વશતાવો પાજંદેજંદ" આ મીશરામાં કાલા કીધેલા હરફોનાં બે શબ્દ "પાજંદ" અને "જંદ" એ શું છે અને એ ભાશા તે કેહી તે જાણવાની પાદશાહે ખાહેશ દેખાડી, અને મરહુમ દશતુરજીએ ઉતર આપીઓ કે "ઇરાન મધે હમારામાંના કાબેલ શખશો છે, તેવો એ ભેદ શમજાવી શકશે."

એ ઉપરથી શાહે ઇજદ તથા કેરમાન પઇસા તથા કાગજો મોકલી તાંહાંથી ઘણા કાબેલ જરથુશતીઓને બોલાવયા હતા, જેઓમાં એક વીદવાન અરદેશર નામનો કેરમાનથી આવયો હતો, અને તેણે કાબેલીયતથી પોતાનો ધરમ શાહને સમજાવયો હતો. પાદશાહે પરશન થઇ, ઉપલી, દસ્તુર મેહેરજીરાણાની મદદ તથા મેહેનતના બદલામાં એક વજીફો જે "ગેલખરી" ને નામે ઓલખાએ છે તે જાગીર કરી આપી.

આ ઉપલી બાબદ જેમ શાધારણ માણવા જોગ તેમજ બીજી રીતે દાખલાવોથી શાબેત થાએલી જણાએ છે. શુરત તથા નવશારીથી ઘણાજ જરથોશતીઓ દીલ્લી તરફ ગએલા આપણે ખુબ અછી રીતે જાણીએ છે, અને તેનો દાખલો "દબેશતાન" કેતાબની ૧૦ મી તાલીમની બીજી નજરમાં આપણને આએ રીતે લખેલું જણાય છે.

**અસલ ફારસી એબારતઃ**—"વ હમચીનીન આતશપરસતાન અજ કસબે નોશારી કે અજ વેલાએતે ગુજરાત અશીઆંમદેહ બુદંદ દીને જરદોશતીરા હક વ તાઅજીમે આતશરા એબાદતે અજીમ ગોફતંદ હજરતએ શાંરા બજાંને બે ખુદ ખાંદ."

**ઉપલી ફારસી એબારતનો તરજુમોઃ**—"એજ રીતે નોશારી કસબો જે ગુજરાત પરાંતમાં છે તાંહાંથી આતશપરશતો (પારશીઓ) (દેલહીમાં) આવેલા હતા. તેવો જરથુશતી દીનને શાચી તથા આતશને માન આપવાને મોહોટી બંદગી કેહેતા હતા. તેવોને હજરતે (અકબરશાહે) પોતા પાશે બોલાવીઆ હતા."

વલી દશતુર મેહેરજીરાણા "પાજંદ અને જંદ" શહમજાવી ન શકીઆ હોય તેને લીધે ઇરાંનથી બીજા વધારે પઢેલ જરથુશતીઓને બોલાવવાની પાદશાહાને અગત પડી હોય, તેનો દાખલો મજકુર કેતાબમાં આએ રીતે મલી આવે છે.

**અસલ ફારસી એબારતઃ**—"હમ અરદેશર નામ જરદશતીએ દાનારા જર ફેરસતાદેહ અજ ઇરાન આવોરદંદ વ દકાએકે દીંન જરદોસત અજ એશાં પુરશીદંદ"

**ઉપલી ફારસી એબારતનો તરજુમોઃ**—"વલી અરદેશર નામના એક દાનાવ જરતોશતીને નાણા મોકલી (પાદશાહે) ઇરાનથી તેડાવીઓ હતો. એજ રીતે કેરમાનથી આતશપરસતો (પારસીઓ) ને તેડાવી જરતોશતી દીનની બારીકી તેવોથી પુછી હતી."

હવે છેલલો વાકીઅ જેમ ઉપર કેહેલી વાતને શાબેત કરે છે તેમજ ખોલી રીતે જણાવે છે કે "જરતોસ્તી ધરમની બારીકી નોશારીવાળા નહી પણ કેરમાનવાળા જરથોસ્તીઓએ બતાવી હતી."

આટલો ખોલાસો હમોને મળયો તે અમારા વાંચનારાઓની શેવામાં મુકી બે મુદઆ ધરીએ છઇએઃ—પેહેલું એકે મરહુમ સરીખા નામીચા દસ્તુર વીશે કોઇ લેખી

દાખલા હોય તે તેવોના લાયક કુટુંબી- ઓએ બાહેર પાડવા, જેની હમો ખુશીથી જગો કરીશું. તેમજ એક ખરા કીરતી- વાન પુરૂશની ખરી હકીકત દફાંસના અંધા- રામાં ડટાઇ જાય તેહેને બનતી કોશેશથી બાહેર લાવવી. આ બેહુ મુદઆ ઉપરથી છેલ્લા મુદઆ એ રાખીએ છે કે "જગટ ગુરૂનાં બે શુરીઅ," અકબર પાદશાહને મોજેજો દેખાડી "થાલી આકાશપરથી નીચે પાડી," "ભરૂચના બંદીખાનામાંથી ગેબ થઇ જાવું" હેવી હેવી હસવા સરખી નહી મનાએ એવી તાલો જોડીને નેકજાત દસ્તુર મેહેરજીરાણાની ખરી કીરતી ખોહી નાખી હમારા પારસી ભાઇબંધોએ પોતાની મુર- ખાઇ ભરેલી ભોલાઇના ભોગ ન થવું.

ઉપલી હકીકત મળી છે તે ઉપરથી મજકુર દશતુરજી ફારશીનું ગનીઆન ધરાવનાર અને (હાલના દસ્તુરો માફક ઠીગડાંમારૂ નહીં પણ) પરમાણીક શાબેત થાએ છે, અને પારકા રાજમાં કોઇભી રીતે તેવોએ વગ મેલવી એક જાગીરની ઇધાણી પોતાના કુતંબીઓ સારૂ મુકી ગએઆ છે. એ ખરેખર તેવોનાં કુતંબીઓને નકલ કરવા જોગ છે. તેમજ હાલના આપણા ધરમગુરૂઓ પણ મજકુર દસતુરનો દાખલો પકડે એ અમારી સુચના છે.

---

## નાં○ ૯૪
## કયસરે હિન્દ.

(તા. ૬ ઠી ડીસેમ્બર સને ૧૮૯૬)

### ડા. ગેલ્ડનરના અવસ્તા.
### DR. GELDNER'S AVESTA.

---

લગભગ બાર વર્ષ સુધી અઠાગ મેહેનત કરીને પ્રોફેસર કાર્લ ગેલ્ડનરે પોતાનું મહા- ભારત અવસ્તાનું પુસ્તક તમામ કર્યું છે. વેસ્ટરગાર્ડનું જે ૧૮૫૪ માં છપાયું હતું તે હવે બહુ કમઇયાબ થઇ ગયું છે, અને ગેલ્ડનરની કેતાબ વેસ્ટરગાર્ડની બીજી આવૃતી તરીકે લેખાય. હિન્દુસ્તાનના દસ્તુરો તેમજ બેહેદીનોએ તેને જે હાથની લખેલી નકલો પુરી પાડી હતી, તેને માટે તે બહુ ઉપકાર માને છે. એની લગભગ ૧૫૦ કેતાબો તેણે તપાસી અને સરખાવી હતી. અને તેઓની મદદથી વેસ્ટરગાર્ડે પોતાની બુદ્ધિ યા અટકલને આધારે કરેલા ઘણા સુધારા ખરા તરીકે હવે તેણે સાબેત કરી આપ્યા છે. યજશને અને ખુરદેહ અવસ્તાના બાબમાં ખસુસ કરીને એમ બન્યું છે. ખુરદેહ અવસ્તાની એક બહુજ પુરાણી નકલ, જે આસદીન કાકાને હાથે નવસારીમાં ઇ. સ. ૧૫૯૧ માં લખાઇ હતી, તે કેતાબની મદદથી ડા○ ગેલ્ડનર ખુરદેહ અવસ્તાના ટેક્ષ્ટમાં બહુજ સુધારા કરવાને શકિતવાન થયા છે. અમારા વાંચનારા- ઓને કદાચ યાદ આવશે કે આ તેજ નકલ છે કે જેનો દાખલો અમે થોડાજ દહાડા ઉપર આપ્યો હતો અને બતાવ્યું હતું કે ફરવરદીન યશત તેમાં મળી આવે છે અને તેથી કરીને જામાસ્પ વિલાયતીએજ ફર- વરદીન યશત હિન્દુસ્તાનમાં પેહેલે ૧૭૨૧ માં લાવવાનો કીધેલો દાવો ખખડી પડે છે. પારસીઓએ ડા○ ગેલ્ડનરને બહુ સારી મદદ કરી છે અને તેઓને માટે ડા○ ગેલ્ડનર તો એહેસાનના સખુનોજ ઓચરે છે. પણ પારસીઓમાંજ એક ચીબાવલો લખનાર બહાર પડયો છે,† તેણે ડા○ ગેલ્ડ- નરના પુસ્તકની પરીક્ષા લેવાનાં ઓઠાં હેઠલ પારસીઓના નામીચા દસ્તુરો પેશુતનજી, જામાસ્પજી અને હોશંગજી ઉપર એક નાલાયક અને હસદથી ભરપુર હુમલો કર્યો છે, તેઓમાં યા તો બીજા કોઇપણ પારસી- ઓમાં પોતાના ધર્મ વિષે કંઇપણ ઉપયોગી

† જુઓ નંબર ૧૯.

ઇયા મોતેબર પુસ્તક લખવાની તાકત નથી; યુરોપીયન વિદ્વાનોએ તેઓની કરેલી વખાણો ઠાલી ભટાઇજ છે અને તેઓને એનાએત થએલી માનપુર્વક ડીગ્રીઓ તેઓની વિદ્વતાને માટે નહીં પણ તેઓ પાસે અસ્લી ચોપડીઓ હોવાનેજ લીધે આપવામાં આવી છે; એવાં એવાં નાલેશી ભર્યાં તોહોમતો તેઓ ઉપર જોડયાં છે. આ સઘળાંનો જવાબ એટલોજ બસ થશે કે દીનકરદ જેવી મુશકેલ અને ગંજાવર પેહેલવી કેતાબની અસલ એબારત અને તરજુમા માટે આપણે દસ્તુર પેશુતનજીને આભારી છીયે. દસ્તુર જામાસ્પજીએ એક પેહેલવી ફરહંગનાં ચાર દફતરો બહાર પાડયાં છે અને દસ્તુર હોશંગ જામાસ્પની તો મારટીન હાઉગના અને એડવરડ વેસ્ટ જેવા નુકતેચીન ઓલમાઓએ મદદ માગીને તેવણુની સાથે મળીને અરદાવીરાફ, ફરહંગે ઓઇમયક, શીકંદગુમાનીક વજાર અને પેહેલવી પાઝંદ કોશ વગેરે કેતાબો બહાર પાડી છે. એ અર્વાચીન દસ્તુરોનીજ ગીબત કરીને આ લખનાર ધરાયો નથી, પણ ત્યારપછી વળી પાછા નામવર મેહેરજીરાણાને ગાળો ભાંડી છે અને અરદેશર કેરમાની અને પારસીઓનાં સામાન્ય અજ્ઞાનપણા વગેરેનું પોતાનું ટાહેલું પાછું જારી કર્યું છે. એ લખનાર એમ સમજતો લાગે છે કે જ્યારે એક તકરારમાં કંઇ વજુદ નહી હોય અને તેના ટુકડે ટુકડા થઇ ગયા હોય, ત્યારે પોતાને શરમીંદગીમાં નાખે એવી શીકસ્ત છુપાવવાનો એકજ રસ્તો એ છે કે તેનુ તેજ ગુલબાન ઘડીઘડી બોલ્યાજ કરવું. એટલું તો ગનીમત છે કે હવે એ લખનારને પણ કબુલ કરવું પડયું છે કે મેહેરજીરાણા બદાઓનીના કહેવા પ્રમાણે નવસારીથી જે પારસીઓ અકબરની દરબારમાં ગયા હતા તેમાં હતા, પણ હવે તો એટલુંજ બાહાનું રહ્યું છે કે તેવણથી અકબર નારાજ થયો હતો અને તેથી અરદેશરને બોલાવ્યો હતો. આનો રદીઓ પણ તુલોતવીલ રીતે એક વખતે આગળ અમે આપી ગયા છીએ અને હીઆં તો અમે એટલુંજ કહીશું કે અરદેશર તો મેહેરજીરાણા પછી છેક ઓગણીસ વરસે ફકત "ફરહંગે જાહાંગીરી"નાંજ કામને માટે ઇ. સ. ૧૫૯૭ માં આવ્યો હતો, અને ત્યારે તો મેહેરજીરાણા છ વરસના ગુજરી ગયલા હતા. વળી મેહેરજીરાણાને અકબરે બસેં વીંઘાંની એક જાગીર આપી હતી. જેવી જાગીરો, ઓલમાઓ, ધાર્મીક પુરૂષો અને એવા બીજાઓનેજ આપવામાં આવતી હતી, અને તેજ જાગીરના બસેં વીંઘાં ઇ. સ. ૧૫૯૫ એટલે કે અરદેશરના આવ્યાની બે વરસ અગાઉ ત્રણસેં સુધી વધારીને મેહેરજીરાણાના છોકરા કેકોબાદને બક્ષવામાં આવી હતી. એજ દેખાડી આપે છે કે અકબર કોઇ વખત પણ મેહેરજીરાણાપર નારાજ થયો હતો નહી અને બાદાઓની ખુલેખુલું કહે છે કે તેવણે તો અકબરના મન ઉપર ઘણીજ અસર કરી હતી—એટલે વળી પાછું આ બાહાનું જમીનદોસ્ત થઇ જાય છે. વળી આટલુંબી જાણવા લાયક છે, કે મેહેરજીરાણાના છોકરા કેકોબાદને જે જાગીર ઇ. સ. ૧૫૯૫ માં આપી હતી, તે પાછી અકબરે પોતે ઇ. સ. ૧૬૦૩ માં અસાધારણ કારણો અને સંજોગો વચે મુકરર કીધી હતી, અને વળી પાછી જાંહાગીરે પણ પોતે શેહેનશાહાતની મસનદ ઉપર બેસવા પછી બીજે વર્ષે મુકરર કીધી હતી. તે વખ્તના અસલના ફરમાનો અને તે સીવાય ગુજરાતના સુબાઓ અને મોગલાઈ દરબારના બીજા બીજા ઘણાક હાકેમોના પરવાનાઓ વગેરે હજી મોજુદ છે અને તે અમે તપાસ્યા છે. અને તે જો છપાશે તો પારસી આલમની એ જાગીર વિષે પરીપુર્ણ ખાત્રી કરી આંપ્યા વગર

રેહેશે નહી એમ અમે હિમતથી કહીયે છીયે. ત્યારપછી ફરવરદીન યશ્ત વિષે પોતે કીધેલું આગળું છબ્બર પાછું ભરડી ગયા છે, અને તેમાં હવે ગેલ્ડનરનીજ શાહાદત ટાંકવાની શોખાઇ કરી છે. પણ તે એમ કે તેના એક ફકરામાં એક બોલ ઘુસાડીને તેનો ઉલટોજ અર્થ કરી નાંખ્યો છે અને બીજો એક ફકરો દબાવી રાખ્યો છે, આવી આવી તાલમેલોનું નામ તે નુકતેચીની! ત્યાર પછી ગેલ્ડનર પરજ હુમલો કરવાને પણ પોતે ચુકયા નથી. તેને જે હાથની લખેલી કેતાબો સોંપવામાં આવી હતી તે કેતાબોને છેડે તેની લખાવાની તારીખો વિષે જે એહેવાલો આપવામાં આવે છે; તે તો બધા બનાવટી છે, અને તેમાં તો નકલ કરનારાઓએ જાણીજોઇને ઠગાઇ કરી હતી, અને પછી નવી કેતાબોને જુની દેખાડવા સારૂં ધુમાડો ખવાડયો હતો, એવી એવી અટકલોને આધારે તે કેહેવા નીકળ્યો છે કે ડાકટર ગેલ્ડનરે બહુ મોટી થાપ ખાધી છે, અને તે બહુ ભોળવાઇ ગયો છે. અને દાખલો વળી એવો ટાંકયો છે જે તદન પોતાનીજ સામે જાય છે. ઈ. સ. ૧૬૨૫ માં લખાયલી એક ખોરદેહ અવસ્તા દસ્તુર પેશુતનજી પાસે છે, જેમાંનું એક પાનું જતું રહેવાથી કોઇએ પછવાડેથી તેની તારીખવાર અને તેના લખનારનું નામ ઉમેર્યું છે. આ તારીખ તદન બનાવટી છે એમ આ લખનાર લઈ પડયો છે, પણ તેને ખબર નથી કે એજ કેતાબને તેના જેવીજ બીજીઓ સાથે ગેલ્ડનરે ઘણીજ બારીકીથી સરખાવી છે અને તેની તે ઉપરથી ખાત્રી થઇ છે કે જે તારીખ આપી છે તે તદન ખરી છે, અને તેને ચુંથવાનું કંઇ પણ મુસ્તકીમ કારણ મળતું નથી. પણ ગેલ્ડનર, જેણે અવસ્તાના કોઇ પણ બીજા અભિયાસી કરતાં વધારે હાથની લખેલી નકલો જોઇ છે અને તપાસી છે અને તે વિષે વધારે મહાવરો ધરાવે છે, તે જે કંઇ છેડતો નથી અને માનવાની આંચકી કરતો નથી, તે આપણા આ નુકતેચીનને ગળે ઉતરતું નથી, અને પોતે ઝંદ પેહેલવીનો અક્ષર જાણવા વગર, આ કાબેલ અને ફાઝેલ અભયાસીની ઉપર અલાપ લીધી છે, અને તેની કેતાબનો આખો પાયો ફકત એક અટકલને આધારે પોતાના વડવાઓજ ઉપર એક ગંભીર બોહોતાન મુકીને તોડી નાખવાની યુકતી કરી છે. હવે બહુ લાંબુ થયું છે અને આ "નુકતેચીન" ને કદાચ આવી રીતે તોડીને તેને ઘટતું હોય તે કરતાં અમે વધારે માન આપ્યું છે, પણ અમારી મકસદ એટલીજ છે કે પારસીઓ તરફથી આ બેખબર લખનારને કંઇ પણ ટેકો નથી અને તેણે આપેલા વિચારોને તેઓ માન્ય રાખતા નથી.

---

## ના૦ ૯૫

## સ્વતંત્ર.

(તા૦ ૬ ઠી ડીસેમ્બર સને ૧૮૯૬)

"MEHERJI RANA ON THE BRAIN."

---

હોર્નબી રોડમાં પેડેલો દસ્તુર મેહેરજીરાણાનો ભુત—ગયા શનીવારનાં 'મુંબાઇ ગેઝેટ' માં પ્રગટ થયેલી એક એડીટોરીયલ આર્ટીકલ જેઓએ વાંચી હશે તેઓ ખચીત માથું ધુણાવી કબુલ કરવાના કે દસ્તુર મેહેરજીરાણાનો ભુત "મુંબઇ ગેઝેટ" ની આફીસમાંબી જાગ્યો છે. તે ત્યાં કેમ દાખલ થવા પામ્યો તે જણાવવાનું હાલ અમારૂં કામ નથી, પણ મેહેરજી રાણાની પક્ષના અથોરનાન વર્ગ તથા એ મરહુમ દસ્તુરની અશોઇ અને તેવણે મેલવેલા દરજા તરફ માનની નજરથી જોનારા સઘલા જરથોસ્તીઓ એ આર્ટીકલ વાંચી આટલું તો કબુલ કરવાના કે "ગેઝેટ"

ના અધીપતીના વિશ્વાસનો એ દસ્તુરજીના કોઇ હેતના કટકા યા કટકાઓએ ઘણો અઘટીત લાભ લઇ, ગેઝેટ મારફતે એ મરહુમ નર તરફ પોતાનો ધીક્કારવા લાયક અણગમો વેરભાવથી દેખાડવાની તક હાથ ધરી છે. આ નીચ તક કેમ મળી ગઇ છે તે વીશે અત્રે થોડુંક જણાવશું. જરમનીમાં સ્ટટગારટ ખાતે ગયે મહીનેજ 'અવસ્તા, યાને પારસીઓના પવિત્ર લખાણો' એવે નામનું પુસ્તક બહાર પડયું છે, જેની ખબર લેતાં ખબર લેનાર "હેતના કટકા" એ દસ્તુર મહેરજીરાણાનું નામ તાણી તોડીને અપમાન આપવા ફીજે નીચે પ્રમાણે વાપરયું છેઃ—

"આગળા વખતમાં પણ આ ધર્મ પાળનારા (જરથોસ્તી) ઓને પોતાના પવિત્ર ઇલ્મની માહીતી મેલવવા માટે ઇરાન માહેલા પોતાના પરદેશી ભાઇબંધો ઉપર આધાર રાખવો પડતો હતો. છેક પંદરમી સદીને છેડે વટીક તેઓના (હિન્દુસ્થાનના પારસીઓના) ધર્મગુરૂઓ પોતાની પુરાતન પવિત્ર ભાષાઓથી અજ્ઞાન હતા અને ફારસી રવાયતના પહેલા હસ્ત લેખમાં જણાવ્યા મુજબ તો ઇરાનના દસ્તુરોએ તેમને કહેણ વટીક મોકલ્યું હતું કે "તમારામાના એક અથવા બેને એ ભાષાઓનું જ્ઞાન મેળવવા અમારી તરફ મોકલો કે તેઓ શીખી આવી પાછળથી પોતાના સ્વદેશીઓનેબી એ જ્ઞાન હાંસલ કરાવે." સોળમી સદીની આખેરીએ હિંદુસ્થાનના સરવેથી કીર્તિવંત મોગલ બાદશાહ જયારે ગુજરાતમાં આવેલો તે નવસારી મઠકના મોબેદો જેઓમાં પેલો ઠગારો મેહેરજી રાણાઓ હતો,—તેઓથી સંતોષ પામ્યો નહી ત્યારે તેને ઇરાનનાં કેરમાન શેહેરથી એક પઢેલ દસ્તુરને બોલાવવો પડયો હતો. ઇત્યાદી.

ઉપલા ફકરા ઉપરથી વાંચનાર જોશે કે જે જાતની સરકશી મેહેરજીરાણાની સામી પક્ષના પેલા પારસી જવાન નામે રૂશતમજી પેસતનજી કરકરયાએ "ટાઇમસ ઓવ ઇંડયા" માં થોડુકની વાત પર આ ખાબદના સંબંધમાં ટીકા કીધા હતા અને પરીણામમાં પગથી માથા સુધી છંટાયો હતો, તેવીજ સરકશી આ કોઇ નનામાં 'ગેઝેટના' ભોળા પણ અહસથાઇ ખવાસના અંગ્રેજ અધિપતિઓની ભોલાઇ અને મેહેરજીરાણાને લગતી તવારીખની બીનમાહીતીનો લાભ લઇ કીધો છે. પણ શક પેદા થાય છે કે તે કરનાર ઓસ્તા રૂસ્તમજી કરકરયા તો રખે ન હોય? કરકરયાજીની ચાલ 'ખુદ દોલાના ઘોડા' જેવી છે તેથીજ આમ અટકલ કરવી પડે છે, પણ જો તેમ ન હોય એટલે કે એવણનો કશો હાથ 'ગેઝેટ'નાઉપલા લખાણમાં નહી હતો એમ જો અમને સતાવાર જણાવવામાં આવશે તો ખુશીથી એ ભાઇને ઇનસાફ આપી લોકોને બા પોકાર કહીશું કે મીં૦ કરકરયા જેઓ હાલ મુંબઇમાં એક આર્ટસ કાલેજ કાઢવામાં રોકાયલા સંભલાય છે, તેઓપર નારવા શક નહો લઇ જવો.



## ના૦ ૯૬
## મુંબઈ સમાચાર.

(તા. ૮ મી ડીસેમ્બર ૧૮૯૯.)

**મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ કરેલા કહેવાતા મોજેજાઓની તથા પાદશાહ અકબરને પારસી ધરમ તેઓએ સમજાવવાની વાતો હસવા સરખી અથવા ખોટી છે એવી મતલબનું જામેજમશેદ પત્રમાં અઠાવીસ વરસની વાત પર કરવામાં આવેલું બીજું લખાણ.**

---

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,–મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ કરેલા કેહેવાતા મોજેજાઓની તેમજ શેહેનશાહ અકબરને ધરમ સમજાવી તેના બદલામાં જાગીર મેળવવાની વાતો હસવા સરખી અથવા ખોટી કાં છે, તે વીષે જામેજમશેદ પત્રના ૧૮૯૮ ના વરસના જુન માસની તા૦ ૨૫ મીના અંકમાં કરવામાં આવેલાં લખાણની નકલ તમો ઉપર હું મોકલી ચુકો છું. જામેજમશેદમાં આવેલાં તે લખાણ પછી કોઈ ચરચાપત્રીએ તે સામે ઉઠાવેલા ઝનુની અને વગર અરથના કેટલાક વાંધા ઉપરથી એજ વરસના જુલાઈ માસની તા૦ ૨૮ મીએ એક બીજું લખાણ તેમાં કરવામાં આવયું હતું, જેની નકલ પણ આ સાથે હું મોકલી આપું છું. તે ઉપરથી જોવામાં આવશે કે, સામે થવા નીકલનાર ચરચાપત્રીએ દબેસ્તાનની તથા બીજી શાહાદતો ખોટી પાડવાની તજવીજ કરવાને બદલે અધીપતી ઉપર ફકત અંગત હુમલો કરયો હતો. ચરચાપત્રીએ પોતાની તરફથી માત્ર શાહદત તરીકે દસ્તુર મેહેરજી રાણાના મરણ બાદ પોણીબસે વરસે કોઈ દસ્તુરે લખેલી કહેવાતી એક બેતમાંનો ફકરો ટાંકયો હતો, જેમાં એવું જણાવેલું હતું કે, મરહુમ "દુનીઆમાં મોટો દસ્તુર હતો." પણ મરહુમ દસ્તુર હતા કે નહીં તે સવાલ જુદોજ હતો અને હજી જુદોજ છે, અને જામેજમશેદે પણ તે વખતે તે જુદોજ પાડયો હતો. તે વખતે તપાસવાનો સવાલ માત્ર એટલોજ હતો કે, તેઓએ મોજેજા કરયા હતા કે નહીં તેમજ તેઓએ શેહેનશાહ અકબરને ધરમ સમજાવી તેના બદલામાં જાગીર મેળવી હતી કે નહીં. તેની સાબેતીમાં ઇતીહાસની કે માનવા જોગ કોઇ પણ બીજી શહાદત મરહુમના કુટુંબીઓ કે તેમના બીજા લગતાવળગતાઓ દેખાડી શકયા નહીં હતા; અને હમણાં સુધીમાં તે વીષે કોઇ ખાતરી ભરેલો પુરાવો દેખાડવામાં આવ્યો હોય એવું મારી જાણમાં આવયું નથી. જામેજમશેદ પત્રે કરેલાં બંને લખાણો સાથે સામાનય રીતે મળતાપણું બતાવી, મરહુમના કુટુંબીઓના હાથમાંની જાગીરની કેહેવાતી સનદ વીશે તેનાં પહેલાં લખાણમાં કરવામાં આવેલી એક ભુલની નોંધ હું આ જગોએ કરીશ. મરહુમના કુટુંબીઓ જે જાગીર હમણાં ધરાવે છે તે મરહુમે મેળવી હતી અને તેની કેહેવાતી સનદ મરહુમના નામની છે, એવી વાત સાધારણ રીતે તે વખતે ફેલાયલી હતી, અને તે માની લઇને જામે જમશેદે લખાણ કરયું છે. † પણ મરહુમને જાગીર મળી હતી તે વાત પુરવાર કરવાની રહી છે, અને મરહુમને મળેલી કોઇ પણ સનદ હમણાં હસ્તી ધરાવતી નથી. હસ્તી ધરાવતી સનદ તો તેમના દીકરા મરહુમ દસ્તુર કેકોબાદને મળેલી જણાવવામાં આવે છે. તુરત વેલા એટલીજ ટીકા કરી જામે જમશેદમાંનું બીજીવારનું લખાણ હેઠલ હું ઉતારી મોકલું છું.

તા૦ ૩૦ મી નવેંબર.

**ઇતીહાસનો શોખીન.**

---

† જુઓ નંબર ૧૯.

[ જામેજમશેદ તા૦ ૨૮ મી જુલાઇ ૧૮૯૮. ]

હરેક વાતની સચાઇ શોધી કાઢવાને માટે, કેટલીક રીતે ખોલ અને તપાસ કરવાની જરૂર છે. તેમજ મોટી જરૂર તે બાબતસર અપક્ષપાત વીચારો આપવાની છે. એક બાબદસર જો આપણે એક પક્ષ તથા એક તરફની વલાન રાખીએ તો બીજી તરફની હકીકત ગમે એવી વાજબી હોય તે આપણુને મનપતીજ લાગતી નથી. એ એક સાધારણ નીયમ છે. ખશુસન જાહેર લખનારાઓએ કોઇ શખશ કે કોઈબી ખાનદાન તરફ વલાણ રાખયાથી મુનસફ વાંચનારાઓ તે લખનારની મતલબ સમજી જાય છે.

હમારા તારીખ ૨૫ મી જુનના પત્રમાં હમોએ પાંકજાદ દસ્તુર મેહેરજી રાણા સાહેબ વીશે એક આરટીકલ લખી હતી. તે લખવામાં હમારી નેમ કાંઇજ નહી પણ એને લગતી ખરી હકીકતો જાહેર લાવવાની તેમજ એ મરહુમના કુટુંબીઓ પાસે કાંઇ દસ્તાવેજી દાખલો હોએ તે બાહેર પાડવાથી એ નેકનામ ઘરશથની કીરતીથી અનજાણાઓને વાકેફ કરવાની હતી. હવે હમોને એ બાબત લખવાનો સબબ તા૦ ૧૭ મી જુન અને બુધવારના મુંબઇ ચાબુકમાં જે એક બીના_મરહુમ દસ્તુર મેહેરજી રાણા વીશે પ્રગટ થઇ હતી તે ઉપરથીજ હતો. હમારી મતલબ કે હમારો હેતુ આએ મરહુમ તરફ કે એ મરહુમના માન પામેલાં ખાનદાન તરફ કશીબી રીતે મુજાહેમત કે ગેરવરતણુકનો નહીંજ હતો, અને હાલ બી નથી.

માત્ર કેટલીએક બીના નહીં માનવા તથા હશી કાઢવાજોગ (જેવી કે જગત ગુરૂએ થાલીને ઊંચે ચહડાવીને એ સુરજ બતાવયા હતા, તેને મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ નેરંગ પહડીને નીચે પાડી તે મોજેજાથી અકબરશાહે શુદરેહ પેહેડયો હતો!!! વળી ભરૂચના નવાબનાં કેદખાનામાંથી મરહુમ દસ્તુરજી સાહેબ મેહેરજી રાણા કાંઇ મનતરને જોડે ગેબ થઇ દીલ્લી પોંહુતા હતા!!! ઇત્યાદી ) બાબતોથી જે ખરી ખુબી તથા લાયકમંદ કીરતી હોય છે તે ઢંકાઇને સઘળીજ બાબત અને હકીકત ગપ તથા જુઠી બનાવટમાં પડે છે. તે છુટી પાડી ખરી હકીકત અજવાળામાં લાવવાની હમારી નેમ હતી અને છે.

આ ઓગનીસમી સદીમાં કોઇ પણ શખસ પેગમબરી મોજેજા કરી શકવાની તાકાદ ધરાવે અથવા પેગમબરી દાવો ચલાવે, એ જેમ નહી માનવા જોગ તેમજ હસી કહાડવા જોગ છે. અને ખરેખર એ શકતી હકતાલાના પોતાના ખરા પેગમબરો સીવાય બીજા દસ્તુરો, મુલ્લાંઓ, પાદરીઓ કે બ્રાહમણોમાં નહીજ હોવી જોઈએ એવું સરવે કોઇ માને છે. અગર એક દસ્તુર દીનદાર, કામેલ અને પરેહજગાર હોય તો તે વીશે હમોને કોઇ પરકારે વાંધો કે શક નથી.

હમો વળી ફરી ફરીથી કેહજીએ છે કે હમો દસ્તુરજી સાહેબ મેહેરજી રાણા તરફના માનનેજ ખાતર જણાવયે છે કે તે દસ્તુરાન દસ્તુર સાહેએ થાલીને નેરંગ ભણીને નીચે પાડી, એ સુરજને નહી શા કરીયા, તથા કેદખાનામાંથી નેરંગની પાકીથી ગેબ થઇ ગયા, એ વાત તદન કોઇએ શરાગાત તથા વધારીને એ બેહેસ્તીની ખરી ખુબી તથા કીરતીને શકમાં નાખી છે. અલબતાં હમો કબુલ કરયે છે કે એ શરાગાત તે મરહુમ તરફ માન તથા પયારથી થવી જોઇએ. પણ ઘણી વખતે હેવી ખોતી શરાગાતથી ખરી વાતો જે ખરેખર માનવા જોગ તથા બનેલી હોય છે તે પણ શકના પરદામાં ઢંકાઇ જાય છે.

કોઇ C. E. નામનો ચરચાપત્રી હમારાં ઉપલાં સાદાં અને સાચાં લખાણને અદાવટી અને હશદ ભરેલું શમજીને પોતાની નેક બુધીમાં આવયું છે તેમ ફાતી ગયો છે. પોતાના દાખલામાં તેણે દસ્તુર દારાબ પાહલણનું બનાવેલું એક બેટ ટાકીઉ છે; જેનો તરજુમો આએ રીતે કરયો છેઃ–"( કે તે માણેકજી દસ્તુર ) પાક તનના માહીઆર રાણાની નશલનો છે કે માહીઆર દુનીયામાં મોટો દસ્તુર હતો." તો હમો કાંહ તેને ના કેહજીએ છે? હમોએ મુતલગ એમ કહયું નથી કે મરહુમ દસ્તુર સાહેબ વડા દસ્તુર નહી હતા, તથા અનજુમનથી દસ્તુર તરીકે ચુંટી કહાડયા ન હતા, તેમજ તેઓની પવીત્રાઈ વીશે અમે શક બતાવયો નહી હતો. હમોને પોતાને એ બાબત સાથે કશું એ લાગતું વલગતું નથી, અને તે વીશેનો હમોએ ઇનકાર કરયોબી નથી, અને કરવા ચાહતાબી નથી. હમો જાણયેચ કે એ મરહુમના ખાનદાનના વારસો વડા દસ્તુર તરીકે નવસારીનાં ભગર સાથના પંથક ઉપર દસ્તુરી ચલાવતા આવે છે. તે બાબતને હમારી આએ બાબત જોડે કાંઇજ સંબંધ નથી.

મજકુર શાપુરજી માણેકજી સંજાણાની બનાવેલી નવસારીના આતશબેહેરામની તવારીખની જે શહાદત આપે છે તે હજુર લગે જાહેર પડેલી નથી, પણ તે ખરી તેમનીજ બનાવેલી કબુ રાખયે તો પ શું સાબેત થાય છે? આજ ૧૦૨ વરસ થયાં નવસારીના આતશબહેરામ થયા છે. તેની તવારીખ મરહુમ શાપુરજી સંજાણાએ મરહુમ દસ્તુર મેહેરજીરાણા ગુજરયા બાદ આશરે ૧૭૫ વરસ પછી બનાવેલી છે. તેનો આધાર એ ચરચાપત્રીએ મોટી દલીલ તરીકે વચે મુકયો છે. તે જોઇ એ ધણીની બોલ ઉપર હમોને હસવું આવે છે. અને વાંચનારી આલમને એવું જણાવવાની કોશેશ કરી છે, કે જાણે હમો દસ્તુર મેહેરજી રાણાને દસ્તુર લેખે નહીં ગણતા હોઇયે, યા મેહેરજી રાણાના દીલી જવા વીશે ઇનકાર કરતા હોઇયે તેમ ગાભરા પડીને તે મરહુમની તારીફનાં બેટો શાબેતીના દાખલામાં આપે છે. તો હમો કેહજીએ છે કે જેહારે એ ધણીએ ઉપલા બેટો લખવા તથા તેનો તરજુમો કરવાની તસદી લીધી તો તે કરતાંને પેલું છંદ "મહેરજી રાણા, બરાહી શીઆણાં, પુરા બંદા શાહેબકા, અકબર પાદશાહ શદરા પેહના દેખ તમાશા મેહેજબકા," એજ ટાંકતે તો બીજી કશી જોશતેજો કરવાનું નહીં રહેતે; અને ટેકામાં ૧૭ મી જુનના ચાબુકનો ઉતારો કરી લેતે તો એક મજબુત અને નહી પડે એવો ટેકો થઇ પડતે!!! હરેક દાખલો જાહેરમાં મુકવા આગમચ તે કેટલા ટોલનો થશે તે વીશે જોવા મેલે બીચારા ભોળા ચરચાપત્રીને બીલકુલ ભાણ નથી, તે એના પોતાના લખાનથી સાબેત થાય છે.

હમોએ દબેસતાન કેતાબમાંથી જે દાખલાને સારૂ ફકરા મુકયા હતા તે વીશે આ લખનાર મોટી બહાદુરીથી જણાવે છે કે, "અધુરા ફકરા ટાંકેઆ છે." જાણે અધુરા ફકરાની એબારતમાં મરહુમ મેહેરજીરાણા વીશે એબારત છુપાવી હોય યા હમોએ કાંઇ મતલબ શાહધી હોય અને ખાહમખાહ તે શબદો કહાડી નાખયા હોય; પણ મજકુર ચરચાપત્રીએ જાણવું જોઇયે છે કે જે બાબતસર હમોએ આરટીકલ લખી હતી તેને અને "કએઆની પાદશાહોની રીતભાતને" અને "આતશ પરઠીને કેબલો કરવાને" શું સંબંધ છે? હમોએ જે બાબત લખી હતી તેને મળતાજ ફકરા ઉતારી લીધા હતા. બીજી બીજી બાબતો લાંબી ટુકી કરવાની હમોને કશી જરૂર નથી.

હજુર હમો આશા રાખીયે છે કે મરહુમ દસ્તુરજી સાહેબ મેહેરજી રાણુાએ શું શું કરયું તે વીશે કોઇબી ગ્રહસ્થ તેઓના કુટું બીમાંથી લેખી દાખલા અને માનવાજોગ દલીલથી હમોને વાકેફ કરશે તો હમો મોટા ઉપકાર સાથે હમારી કાલમમાં જગો આપીશું. પણ C. E. જે પોતે બીચારો હસદ અને બળાપાના આતશમાં બળી રહેલો છે, તે મીશાલે પોતાની હશદ ભરેલી નેમ પારકાઓ તરફ જાહેર પાડવા માંગે તો તે ઉપર ધીકારની નજર સીવાય હમો બીજું કશું કરી શકતા નથી.

સેવટે આ બીના બંધ કરતાં હમો જણુાવયે છે કે હમોને કોઇ દસ્તુર કે દસ્તુરી ખાનદાન તરફ કશું લાગતું વળગતું નથી. હમો તો માતર એક ખરી હકીકત, ખરી તવારીખ અને ખરૂં ચરીત્ર જાણુવાની મકસદ રાખયે છે, અને તેમ કરતાં પાકજાદ અનોશેરવાન દસ્તુર મેહરજી રાણાં તરફ પ્રીતી તથા માનનાં નજરથી જોઇએ છે, કે તેહના રૂહને સારી જગા હોજો. †

---

## નં૦ ૯૬—ક.
## મુંબઇ સમાચાર.

( તા૦ ૧૯ મી ડીસેમ્બર સને ૧૮૯૬ )

### ચરચાપત્રી ઈત્યાદીને ખબર.

---

* દસ્તુર દારાબ ફરામજી મેહેરજી રાણા ભરૂચથી લખી જણાવે છે કે મુંબઇ સમાચારમાં "ભરમપોરયા" ની સહીથી જે ચરચાપત્રો પ્રગટ થયાં છે તે લખનારા તેઓ નથી.



## ના૦ ૯૭.
## કયસરે હિન્દ.

( તા૦ ૨૦ મી ડીસેમ્બર સને ૧૮૯૬ )

### મેહેરજીરાણા અને અકબર.
### AN UNSEEMLY CONTROVERSY.

---

નવસારીના પ્રસિદ્ધ દસ્તુર મેહેરજીરાણા વિષે કેટલોક વખત થયાં જે લખાણો થયાં છે, તે ઉપરથી આટલું તો હવે નકી થયું છે કે તેવણે અકબરને પારસી ધર્મ સમજાવવાની વાત સામે જે પણ હસદખોરી તકરારો આણવામાં આવી છે, તેનું પરીપુર્ણ ખંડન કરવામાં આવ્યું છે. 'બદાઓની' અને 'દબેસ્તાન' અને 'ફરહંગે જાંહાંગીરી' જેવાં મોતબર પુસ્તકો ઉપરથીજ જ્યારે મેહેરજીરાણાના હરીફોની દલીલોના તાંટીઆ તોડી નાખવામાં આવ્યા છે, ત્યારે હવે તેઓ ૨૮ વરસ ઉપર કોઇ નનામા ધણીએ "મુંબઇ ચાબુક" અને "જામે જમશેદ" માં કીધેલાં લખાણો† વતી મન સમજાવવા જેવી ખાંધઘોડી કરીને સમજુ પારસી વાંચનારાઓમાં પોતાનીજ હસી કરાવવા નીકળ્યા છે. પેહેલાં અમો "ચાબુક" નાં લખાણ વિષે થોડુંક બોલીશું. તે લખનાર મેહેરજી રાણા ઉપર ભરૂચમાં જે મુસીબત ગુજરી હતી તેનું બ્યાન કરે છે. એ કાહાણી મેહેરજીરાણાના હેતના કટકાઓએજ હવે મશહુર કરી છે, એટલે તે લંબાણથી દર્શાવવાની જરૂર નથી, તેઓની "ગળે પડુ" તકરાર એવી છે કે આ વાત પણ કોઇ કોઇ ઠેકાણેથી સંભળાય છે, તેથી એ પણ "ઇતિહાસોમાંથી ખોળી કાઢો, નહીં તો મેહેરજી રાણા વિષે તમે જેબી કંઇ કહો તે સઘળું ખોટું; એટલે કે આ કેહેવાતો મોજેજો સાબેત કરો, નહીં તો અમે મેહરજીરાણાએ કરેલાં ખરાં પરાક્રમ માનવાના નથી." આ

---

† જુઓ નંબર ૯૭. * જુઓ નંબર ૮૯—૯૦

† જુઓ નંબર ૯૨-૯૩-૯૬

બેહુંદી તકરાર વિષે વધુ નહી બોલતાં "ચાબુકે" છાપેલી કાહાણી ઉપર આવીશું. એમાં જાણવાજોગ એટલુંજ છે કે "ચાબુક" વાળો લખનાર પોતે જે એહેવાલ આપે છે, તે ઉપરથી કંઇ પણ મોજેજો થયો હોય એમ ઠરતુંજ નથી. એ અહેવાલ ઘણાક ભારબોજથી પાછો છાપતી વખતે જે લાંબુ લચ મથાલું મુકયું છે† તે એમ છે: "મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ ભરૂચમાં **બંધબસ્ત બંદીખાનામાંથી ગેબી રીતે દીલ્લી** નીકળી જવાના કરેલા કહેવાતા **મોજેજાનો** * * * * હેવાલ." પણ જો આપણે "ચાબુક" માંનો ફકરો વાંચીએ છીએ તો તેમાં ગે**બી** રીતે મોજેજો બતાવીને નીકળી જવાની વાત છેજ નહી, ફકત એટલુંજ છે કે કીલ્લામાં પોતે સપડાયા હતા તે વિષેનો શક જતાં તેવણે ખોદાની બંદગી કરવા પોતાના નોકરને પાણી લાવવા માટે મોકલ્યો અને "પાણી લાવ્યા પછી દસ્તુર કુસ્તી પાદીઆબ કરી પોતાની ઉપર એકાએક આવી પડેલી આફત તાળવા માટે એબાદત કરવા મંડયા. એબાદતથી ફારેઘ થવા પછી તે બંધબસ્ત મકાનમાંથી **નહી જણાએ એવી રીતે નીકળી જવાનો માર્ગ તેમની નજરે પડયો,** જેમાંથી તે દસ્તુરે પોતાના માણસો સહિત નીકળી ઉગત રાહે બનતી ઉતાવળથી ચાલ પકડી." હવે અમો પુછીએ છીએ કે એમાં મોજેજો શું થયો? એક સાધારણ રીતે નહિ જણાએલો દરવાજો અથવા બહાર નીકળવાનો માર્ગ જણાયો તેમાં કરામત શાની, અને મોજેજો શાનો? એમાં અસંભવીત શું છે? શું આજે પણ એવા કીલ્લાઓ હસ્તીમાં નથી, જેમાં ઘણાંક છુપાં બારી બારણાંઓ, ભોંયરાંઓ અને રસ્તાઓ રાખેલા હોય છે? શું આજે પણ એવી જાતના અચાનક અને નહી ધારેલી રીતે રક્ષણ થવાનું આપણે સાંભળતા નથી? શું તવારીખોમાં પણ એવા દાખલાઓ મળતા નથી? એમાં હસવા જેવું શું છે વારૂ? અને તોપણ ઉપર ટપકેથીજ વાંચનારાઓને ભમાવવા સારૂ મેહરજીરાણા કીલ્લામાંથી ગેબી રીતે નીકળીને દીલ્લી જઇ એકદમ ઉભા રહ્યા હતા એવું એવું લખાણ કરવામાં ખરેખરી મતલબ શી છે તે હવે ઊઘાડી પડે છે. "જામે જમશેદ" નાં એ લખાણોની કંઇ બીજું નહીં જડવાથી જે લાંબી લાંબી વખાણ કરવામાં આવી છે તેને માટે એટલુંજ કહેલું બસ થશે કે એ લખનારને છેક ઇ. સ. ૧૮૬૮ માં બહાઓનાના નામનો વટીક ખબર નહીં હતી—જોકે બહાઓનીએ લખેલો ફકરો વીલસને છેક ૧૮૪૦ માં બાહાર પાડયો હતો અને જોકે બહાઓનીને એલફીનસ્ટનની નીશાળ્યાઓને પણ જણાયલી તવારીખમાં જાબજા ટાંકવામાં આવ્યો છે. વળી તે એટલું પણ નહીં જાણતો હતો કે દબેસ્તાનમાં જે ફકરો છે તે તો બહાઓનીમાંથી ઉતારી લીધેલો છે અને 'બહાઓની' માં તો અરદેશરનું નામ વટીક આપવામાં આવ્યું નથી અને અરદેશરનું નામ તો દબેસ્તાનનાજ કર્તાએ અકબરના ગુજરી ગયા પછી લગભગ પચાસ વર્ષે પોતે કોઇ સાંભળેલી વાત ઉપરથી પોતાની તરફથીજ ઉમેર્યું છે, જયારે બહાઓની તો પોતે નજરે જોયલી અને પોતાનાજ વખતમાં બનેલી વાત કહે છે. બહાઓનીની શાહદત વિષે કંઇ પણ ખબર ધરાવ્યા વિના જે પણ લખાણ કરવામાં આવ્યું હોય તે નકામું છે, તે તો હવે સર્વે કોઇ સમજી શકશે, કારણ કે બહાઓની તો મેહેરજીરાણાના બાબમાં મુખ્ય ટેકો પુરો પાડે છે. તે વતરોગે એ લખનારે કેટલીક હસવા સરખી ભુલો કરી છે, તેજ દેખાડી આપે છે કે પારસી તવારીખનું તેને કેટલું

† જુઓ નંબર ૯૨.

જ્ઞાન તે વખતે હશે. "તાલેયારખાંવાળાઓ, ખાનસાહેબવાળાઓ વગેરે વેપારને કારણસર સરકારની મદદથી દીલ્લી જઇ વસ્યા હતા" અને "ઉપલા સાહેબોની સોહોબતમાં દસ્તુર મેહેરજીરાણાએ પોતાનાં લોકોમાં કંઇ ટંટો હોવાથી દેશ તજી પરદેશ ગમન કર્યું હતું" એમ આપણને સમજાવવામાં આવે છે. હવે અમે પુછીયે છીયે કે આ ગમન કર્યાની વાત કેઈ કેતાબમાં લખી છે વારૂં? "રેઝનામચે" માં, "અકબરનામા" માં કે "દબેસ્તાન" માં? અથવા તો કયો "લાલ બુઝરોગ" એ વાત "જામે જમશેદ"વાળા લખનારના કાનમાં ૨૮ વર્ષ ઉપર આવીને કહી ગયો હતો? એ વાતની શાહાદત કોઇ દસ્તાવેજોમાં છે, કે શું તે તેનાં ગજવામાંનીજ છે? વળી તાલેયારખાંવાળાઓ અને ખાનસાહેબવાળાઓ અકબરના વખતમાં દીલ્લી જઇ વસ્યા હતા તે કેઇ તવારીખમાં મળી આવે છે? ઉલટું તેઓ તો અકબર પછી લગભગ દોઢસો વરસે દીલ્લી ગયા હતા અને તેઓ સાથે મેહેરજીરાણા ગયાની વાત કેવળ બનાવટી છે. તાલેયારખાંનનાં નામીચાં ખાનદાનના વડવા સોરાબજી કાવસજી કોઇ ઇંગ્રેજ પાસે સુરતમાં ઘડીઆળ સમારવાનો ધંધો શીખ્યા હતા. પછી છેક ઇ. સ. ૧૭૪૪ માં દીલ્લીના બાદશાહા ઉપર રૂમથી આવેલું એક પુરાણું ઘડીયાલ બગડી જવાથી કોઇ હુશીઆર કારીગરની ખોળ થતાં સોરાબજીને દીલ્લી મોકલવામાં આવ્યા હતા. તેવણે તે કામ બહુ ચાલાકીથી કીધું હતું અને તેના બદલામાં તેમને "નેક સાઅતખાંન" એટલે કે "ભાગ્યશાળી ઘડીનો સાહેબ" નો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. ત્યાર પછી તેમના બે છોકરાઓને "તાલેયારખાં" અને "બેહેરેમંદખાન" ના એલકાબો આપવામાં આવ્યા હતા. (જુવો પારસી પ્રકાશ, પાનું ૪૯.) હવે આ ઉપરથીજ જણાશે કે આ ગપાટામાં કેટલું વજુદ છે. જે લખનાર એકે તડાકે દોઢસો વરસજ ગટાવી ગયો છે, તેને બીજું શું પુછવું પડે? અને છે પણ તેમજ. વળી એવીજ કીસમનો બીજો બોરંગો એણે માર્યો છે, તે એ કે મેહેરજીરાણા દીલ્લી ગયલા અને ધર્મ સમાજમાં સવાલ જવાબ કરેલા તે વાત ખરી છે, પણ તેવણે તો ફકત "સદદર"નેજ આધારે જરથોસ્તી ધર્મ સમજાવેલો અને "સદદર" ની શરૂઆતની એક બેતમાં "જંદ" અને "પાજંદ" એવા જે બોલો આવે છે, તે વિષે પાદશાહે સવાલ કરતાં તેવણે કહયું કે હું જાણતો નથી કે "પાજંદ" એટલે શું અને "જંદ" એટલે શું, તેથી ઇરાનથી દસ્તુર અરદેશરને બોલાવી મંગાવ્યો અને તલાશ કરાવી. હવે આ ગુલબાનની શાહાદત શી છે છે તે કોઇ પણ જાણવા માંગે તો તેમાં અચરત થવા જેવું કંઇ નથી. આ બારીક બીના અને પાદશાહાની દરબાબારમાં થયલી વાત એ લખનારની જાણમાં કયાંથી આવી તે કહેવાની તસ્દી લીધી હતે તો સારૂ, અને તોપણ એજ લખનાર આપણને કહે છે કે મેહેરજીરાણાનું નામ કોઇ પણ તવારીખમાં મળતું નથી, એટલે એવણને વીષેની વાત સઘળી ખોટી હોવી જોઈયે. વાહ વાહ! વળી મેહેરજીરાણાનેજ "પાજંદ" અને "જંદ" બે ભાષાઓનાં નામો છે એટલું પણ માલમ નહીં, પણ કોઇ બીજાને પણ આખી દરબારમાં ખબર નહીં, તેથી તે જાણવા સારૂ છેક કેરમાનથી અરદેશરને બોલાવ્યો, એ વાત કોણ માને વારૂં? અકબરના જમાના અગાઉ લખાયલી ઘણીક ફારસી ફરહંગો છે, તેઓમાંની લગભગ સઘળીઓમાં "જંદ" અને "પાજંદ" એ શબ્દોના અર્થ સમજાવવામાં આવ્યા છે અને એ સાધારણ શબ્દો, જે શાહાનામામાં સેંકડો

વખત વપરાયલા છે, તેના અર્થથી દરબારના સંખ્યાબંધ વિદ્વાનોમાંથી કોઇ પણ વાકેફ નહી હતો એજ હસવા સરખું છે, એટલુંજ નહીં પણ એ ફરહંગોમાંની ઘણીકોમાં ઘણાક બીકટ પેહેલવી અને પાજંદ શબ્દો પણ સમજાવવામાં આવ્યા છે. વળી આપણે એટલું પણ યાદ રાખવું જોઇએ કે મેહેરજીરાણાનાજ બાવા રાણા જેશંગ પોતે "પાજંદ" સારી પેઠે લખી વાંચી જાણતા હતા. તેવણે લખેલી એક પાજંદ "જામાસ્પી" હજુર પણ મોજુદ છે, અને તેજ રાણાજેશંગના કાબેલ દસ્તુર દીકરા, પાજંદ એક ભાષાનું નામ છે એટલું પણ નહી જાણે એ કેવી વાત? એ લખનારે "દબેસ્તાન" નો ફકરો ઉતારી લેવામાં પણ જે તાલમેલ કીધી છે અને તેના કાપી વહાડીને ટુકડા કરી નાખ્યા છે, તે વિષે ૨૮ વર્ષ પછી બોલવામાં હવે કંઇ સાર નથી. તેજ પ્રમાણે અરદેશરને મેહેરજીરાણાના કહેવાથી આમંત્રણ મોકલવાની કહાણી વિષે પણ અમે આગળ દેખાડયું છે કે અરદેશર તો મેહેરજીરાણા ગુજરી ગયા પછી છેક ૬ વર્ષે આવ્યા હતા, એટલે તે વિષે પણ અમે લંબાણ કરશું નહીં. મેહેરજીરાણાની જાગીર વિષે જે તરેહવાર બનાવટો ઉભી કરવામાં આવે છે, તે વિષે અમે બોલીશું. તે જાગીર પણ મેહેરજીરાણાને મળી નહી હતી એવી વાત વળી કોઇએ પોતાનાજ ભેજામાંથી કાઢી છે અને વળી ટોલ્લો માર્યો છે કે ફરમાન તો કેકોબાદને નામનુંજ છે. હવે ખરી વાત તો એ છે કે ઇ. સ. ૧૫૯૫ વાળાં ફરમાનમાંજ નહીં, પણ ઇ. સ. ૧૬૦૩ અને ઇ. સ. ૧૬૦૬ માં ફરીથી મળેલાં જાહાંગીરશાહનાં ફરમાનમાં પણ સાફ લખેલું છે કે એ જાગીરમાંના બસો વીઘાં આગળ મેહેરજીરાણાને જાગીર તરીકે બક્ષવામાં આવ્યાં હતાં. તેવીજ રીતનું લખાણ તે સીવાય બીજાં દશ બાર કાગળો અને ગુજરાતના સુબાઓ વગેરેના પરવાનાઓમાં મળી આવે છે. તે વતરોગે વળી એક બીજો ઘણોજ મજબુત પુરાવો ઇ. સ. ૧૫૯૬ ની તારીખની એક મેહેજરમાં મળે છે, જે ઉપરથી તદન નકી થાય છે કે એ અસલ જાગીર મેહેરજીરાણાનેજ એનાયત થઇ હતી, અને ત્યાર પછી કેકોબાદ ઉપર તો ફકત મુકરર થઇને વધારી આપવામાં આવી હતી. મોહર સાથના આ સઘળા પુરાવાઓ અને અસલ દસ્તાવેજો છાપવામાં આવશે ત્યારે પારસી આલમની પુરે પુરી ખાતરજમા થશે કે મેહેરજીરાણાને જાગીર મળી હતી તે વાતમાં જરા પણ શક છેજ નહી, અને ત્યારે એમ પણ જણાશે કે એવી જાગીરો ધાર્મીક અને વિદ્વાન માણસોનેજ આપવાનો કાયદો હતો. અઠાવીસ વર્ષ ઉપરના "જામે જમશેદ" ના લખનારને અમારે આટલો તો ઇનસાફ આપવો જોઇએ કે તે ગમે તે પણ એક આબરૂદાર અને લાયકીવાળો માણસ હતો. તેણે પોતાની કંઇ મતલબને સારૂ ઠીંગડાં માર્યાં તો હતાંજ, તોપણ મેહેરજીરાણાને ગાળો દેવાની યા નાલાએક સખુનો ઓચરવાની બેઅદબી તે કરતો નથી. તેથી ઉળતુંજ તે તો તેવણને "નેકજાત," "પ્રમાણીક" અને "ખરા કીર્તિવાન પુરૂષ" ની ઉપમાં આપે છે. તે કંઇ મેહેરજીરાણાને ધુતારા તરીકે ઓળખાવતો નથી અને તેથી તેની ખસલતમાં અને મેહેરજીરાણાના હમણા બાહાર પડેલા દુશમેનોનાં ખમીરમાં ઘણોજ તફાવત છે.



## નાં૦ ૯૮
## રાહે રેશાન.

( જુલાઇ–ઓગસ્ટ સને ૧૮૯૬ )

### દસ્તુર મેહેરજી રાણા અને બાદશાહ અકબર.

---

રાહે રેશનના અધીપતી જોગ,

સાહેબ,--પારસીઓ અને પાદશાહ અકબર એ વીશય ઉપર અતરેની "રોયલ એસીયાટીક સોસાયટી" ની મંડલી હજુર મી૦ રૂ. પે. કરકરીઆએ જે ભાષણ કરયું હતું, તે ઉપર તમોએ તમારાં દીનદાર ચોપાન્યાના છેલા ૪ થા અંકમાં* જે વીવેચન કરયું છે તે વાંચવાથી સંતોષ ઉપજયો છે.

સાહેબ, પાદશાહ અકબરે જુદા જુદા ધરમોની ખુબી શું છે તે જાણુવાની ખાહેશ રાખી જુદાજુદા ધર્મવળાઓની જે "કોંગ્રેસ" ઈસ્વી સને ૧૫૭૯ માં અકબરની દરબારમાં ભરી હતી તેમાં સામેલ થવા માટે નવસારીથી જે ધર્મગુરૂઓ ગયા હતા તે વીશે ભાષણકર્ત્તાએ જણાવ્યું છે કે અબુલ ફાઝલના તવારીખના પુસ્તકમાં પારસીઓ વીશે માત્ર નીચલો ફકરો જોવામાં આવે છેઃ–"નવસારીથી આતશપરસ્તોબો આવ્યા હતા, જેઓ જણાવતા હતા કે, જરથોસ્તી ધર્મ સાચો છે અને આતશને માન આપવું, એજ બંદગી કરવાની સૌથી સરસ રીત છે. તેઓબો પાદશાહની મેહેરબાની મેલવી શકયા હતા અને તેવણે અસલી ઈરાની પાદશાહો પેઠે આતશ રોશન રખાવવાને માથે લઇ આતશના કેબલાની સંભાળ અબુલ ફઝલને સોંપી હતી."

ઉપલો દાખલો કહી સમજાવવા પછી મી૦ કરકરયા બોલ્યા કે 'મેહેરજીરાણા કદાચ અકબરની દરબારમાં ગયા હશે કાંકે તેમના વારસો પાસે મોગલ દરબાર તરફથી મળેલી ૩૦૦) એકર જમીન જેટલી જાગીરની સનદ છે, પણ તેવણે કાંઇ ધર્મ સંબંધી તકરારોમાં અગતનો ભાગ લીધો ન હોય.' પાદશાહ અકબરને જરથોસ્તી ધર્મની ખુબી સમજાવવા માટે નવસારીથી જે ધર્મગુરૂઓ તેની દરબારમાં ગયા હતા તે દસ્તુર મેહેરજીરાણા હશે એમ મી૦ કરકરીઆ કબુલ કરે છે, તે છતાં તેવણે એ અશો દસ્તુરજી વીશે પોતાના ભાષણ વેળા શા માટે અણઘટતી કઠણાઇ વાપરી હતી તેની મને તેમજ બીજા ઘણાઓને સમજ પડતી નથી. પણ સંતોષની વાત તો એ છે કે ભાષણ પુરૂ કરવા પછી દસ્તુર મેહેરજીરાણાનો અછો બચાવ મુંબઈના હાલના વીદવાન કલેકટર દાકટર પોલને કરયો હતો.

હવે ભાષણકર્તાએ અબુલ ફઝલની તવારીખમાંથી જે દાખલો ટાંકી બતાવ્યો છે તે એકલો એકજ નથી. શાહનશાહ અકબરે જે વેળાએ દુન્યાના સઘળા ધરમો વીશે તેહકીક ચલાવી તે વેળાએ તેની દરબારમાં નવસારીથી જે જરથોસ્તી ધર્મગુરૂઓ ગયા હતા તે વીશે "ઇલીઅતસ હીસ્તરી ઓફ ઇંડયા" ના પુસ્તક ૫ માંને સફે ૫૩૦ મે જે લખાણ છે તેનો ઉતારો 'પારસી પ્રકાશ" ના પેહલાં વાલમને સફે ૮૩૮ મે નીચે મુજબનો જોવામાં આવેછેઃ–

"વળી ગુજરાતમાના નાવસારીથી પારસીઓ પણ આવ્યા હતા અને તેઓએ જરથોસ્તનો ધર્મ સાચો છે તથા આતશને માન આપવું એ બીજી બધી પુજાઓ કરતાં સરસ છે એમ જાહેર કીધું. તે લોકોપર શેહનશાહની મેહેરબાની ઉતરી અને તેઓએ ( નવસારીના ધર્મગુરૂઓએ ) તેને અસલી ઇરાની ધર્મ સંબંધી ક્રીયા મારગો, તેને લગતા સબકો, ફરમાનો, વગેરે શીખવ્યાં. અને સેવટે તેણે (અકબરે) આગલા ઇરાની શહનશાહોના મેહેલોમાં

---

* જુઓ નંબર ૫૪

રાત દહાડો આતશ જારી રહેતો તેમ પવીત્ર આતશને સંભાલથી રાખવાને પોતાના વડા વજીર અબુલ ફાઝલને ફરમાવ્યું કે તેને (આતશને) દીવસ યા રાત કોઇબી વખતે બુજાવવો નહી કાંયકે ખોદાનું નુર અને તેની પેદાયશોની ઘણીક રોશનીઓમાંની એ મુખ્ય છે."

વળી પ્રોફેસર જેમ્સ ડારમેસ્ટેટરે "હીંદુસ્તાનને લગતો પોતાનો અનુભવ" **જનરલ ડે ડીલાં** નામનાં એક ફ્રેંચ પત્રમાં છપાવેલો છે, તેમાં અફગાનોની તવારીખ આપતાં કાબુલ ખાતેની એકપુરી પારસી દુકાન વીશેનો એહવાલ આપતાં લખે છે કેઃ—

"મીં૦ દોરાબજીની કાબુલની દુકાનનો વહીવટ એક વરસ થયું મીં૦ પેશોતન (નોશરવાનજી દસ્તુર) નામનો એક જુવાન પારસી ચલાવે છે જેની ઉપર અમીર અબદુલ રહેમાનનો અતીશય ચાહ છે, અને પોતાના છોકરાઓના શીક્ષક તરીકે અમીરે આ મીં૦ પેશોતનને નેમ્યા છે. મીં૦ પેશોતન મેહેરજીરાણાના કુટુંબના છે જેના બાપદાદાઓએ અકબરશાહની દરબારમાં મોટાં કામો બજાવ્યાં હતાં."

સાહેબ, ઉપલા દાખલાઓથી જણાય છે કે અકબરે બોલાવેલી "કોંગ્રેસ" માં નવસારીથી જે ધર્મગુરૂઓ ગયા હતા અને પાદશાહને જરથોસ્તી ધર્મ સંબંધી ક્રીયામાર્ગો અને તેને લગતી સમજણો તથા ફરમાનો, આપ્યાં હતાં તે આપનાર અને સમજાવનાર કોઇ નહી પણ દસ્તુર મેહરજીરાણા હતા એમ અપક્ષપાત વાંચનાર સેહલાઇથી જોઇ શકશે.

લા૦ **સાચને આંચ નથી.**



## ના૦ ૯૯
## રાહે રોશન.
(જુલાઇ–ઓગસ્ટ.)
### "નોંધ અને નુકતેચીની"

---

મીં૦ રૂ. પે. કરકરીઆના "અકબર અને પારસીઓ" વિશેના છેલા ભાશણથી ચાલી રહેલી તકરારનો સાર પોતાની તરફથી આપતાં 'ટીકાકાર' લખી જણાવે છે કે:—

"અકબરને જરથોસ્તી દીન સમજાવનાર અને તેની તરફ ખેંચનાર પેહલા જરથોસ્તી મરહુમ દસ્તુર મેહેરજીરાણાજ હતા તે હવે સારી રીતે જાહેર થયું છે. મીં૦ કરકરીઆના પાછલા જવાબોમાં એ અનુમાનની સામે જાય એવી કંઈ પણ દલીલ નથી. તેવણનાં ભાષણ ઉપરની તમારી શાંત તથા અપક્ષપાત નુકતેચીની જોકે ટુંકી તો પણ લાંબા રદીઆઓ કરતાં અસરકારક છે. તમારા એ ટીકાને સંપુર્ણ જવાબ કરવા માટે જે બીના જરૂરની છે તે ફકત સનેની શાહદત છે. એક તવારીખનવેશને જો કોઇ દલીલ સૌથી અગતની હોય તો તે તારીખને લગતી છે. દસ્તુર મેહરજી રાણા ૯૬૦ યજદેજરદીમાં હક થયા અને ઇરાની દસ્તુર અરદેશર એ બનાવ પછી સાત વરસ રહીને એટલે ૯૬૭ માં અકબરની દરબારમાં આવ્યા એ સારી સતાને અધારે આપણા જાણવામાં આવ્યું છે. જયાંસુધી એ તારીખોને મીં૦ કરકરીઆ ખોટી પાડે નહી ત્યાં સુધી તેવણની બીજી બધી તકરારો નકામી છે. આ ચરચાના સંબંધમાં અંગ્રેજીમાં **ગેઝેટ, ટાઇમ્સ,** તથા **સ્વતંત્રની** કટારોમાં અને ગુજરાતીમાં **જામે જમશેદ, કયસરે-હિન્દ,** ઇ૦, માં જે કાંઇ પ્રસીદ્ધ થયું છે તે એટલું પુરતું છે કે વધારે લખી તમારી જગાપર દબાણ કરવા ચાહતો નથી."

## નં૦ ૧૦૦
## "સ્વતંત્ર."
## વિલાસ વાણી.

(એકજ પત્રના ત્રણ જુદી જુદી તારીખનાં આ લખાણો ઘણાં નાનાં તેમજ રમુજી હોવાથી, તે અત્રે સામટાં લીધાં છે.)

(તા. ૧૩ મી સપટેમ્બર સને ૧૮૯૯)

### સવાલ પુછતાં સંભાળજો, નહીં તો અજ્ઞાન ગણાશો.!

ત્રણસો વરસ ઉપરના ગુજરાતના પારસીઓમાં અંધારૂં અને અજ્ઞાનપણું હતું, એવાં પોતાનાં સીધાંતના ટેકામાં આપણા કાબેલ તવારીખ અભ્યાસી મી૦ કરકરયા એક દલીલ એવી દેખાડે છે કે, તેઓ ધર્મની બાબતના સવાલો ઇરાન ખાતે પુછી પુછાવી તેના જવાબ મંગાવતા હતા. તેનું સમજવું એ કે, સવાલ પુછાય ત્યાં અંધારૂં ને સવાલ પુછે પુછાવે તે અજ્ઞાન! ત્યારે તો મારા પોતાના પણ બાર વાગી જવાના; કારણ હું પોતે દર અઠવાડીએ સંખ્યાબંધ સવાલો પુછું છું! પણ હું એકલોજ કાં? આપણા સુધારાવાળા, જેઓ દરેક બાબતમાં કાં, કેમ, શું, શા માટે એવા તરેહવાર સવાલો ઉભા કરેછે, તેઓ પણ અજ્ઞાન! આપણા ધારા સભાના બીનસરકારી સભાસદો પણ અજ્ઞાન, કારણ તેઓ દર બેઠકે બેઠક સંખ્યાબંધ સવાલો સતાવાળાઓને પુછે છે! અને વેલાતની પાર્લામેંટના મેમ્બરો પણ અજ્ઞાન, કારણ તેઓ પણ પ્રધાનોને ધરાધર સવાલો પુછે છે! અરે તમરૂં અત્યાપાત થાય રે સવાલો! ત્યારે તમે તો કેઠા બરા ઢંક નીવડયા! ચાલો બા, ત્યારે હવેથી સવાલોના નામપર છેકો મેલો; નહી તો ત્રણસો વરસ ઉપરના પારસીઓનાં જેવા અભણ અને અજ્ઞાન ગણાશો!

(તા૦ ૧૧ મી અકટોબર સને ૧૮૯૯)

મી૦ કરકરયા કે મી૦ કરકરભુસ? જયાં સુધી મી૦ કરકરયાએ અકબર વીષેનાં પોતાનાં ભાષણમાં દસ્તુર મેહરજીરાણા વીષેની તકરાર નહોતી જગાડી, ત્યાં સુધી તેવણ ખરે મી૦ કરકરયાજ હતા, પણ એ તકરાર જગાડયા પછી અને તેમાં ગેઝેટવાલા મી૦ ઓકીલત્રીએ તેમજ મી૦ સ્વતંત્રજીએ પોતે તેમનું ખોટારૂં દેખાડી તેમની ઝાટકણી ઉતાર્યા પછી તેવણ મી૦ કરકરભુસ થઇ ગયા છે. મી૦ કરકરભુસ એટલે મી૦ કરકરયાની તકરાર કરકરભુસ! તવારીખની કીર્તીના મીનારાપર ચઢતો એક ઉલટમંદ જવાન, અધવચેથીજ આમ કરકરભુસ થાય, એ ખેદકારક છે; પણ જયાં મનપવનનો વંટોલ્યો પુકે ત્યાં ઉપાય નીરૂપાય, અને એલાજ લાએલાજ!

(તા૦ ૨૫ મી અકટોબર સને ૧૮૯૯)

મી૦ કરકરયા તવારીખરૂપી કરકરયાં (પોપટજી!) કરવામાં બડા ઉસ્તાદ જણાય છે. આગળ તેવણે શીવાજી વગેરેની તવારીખનાં કરકરયાં બનાવ્યાં હતાં, તે બહું મીઠાં, સ્વાદીષ્ટ અને સુગંધી નીવડયાં હતાં, અને વાંચનારી આલમે તે હોંસે હોંસે ચપાટયાં હતાં. પણ હમણાં અકબરની તાવરીખમાં નવસારીના માજી દસ્તુર મેહરજી રાણાંના જે કરકરયાં, આ કરકરીયા ભાઇએ બનાવ્યાં છે, તે ઘણાઓને કડવાં, ખોરાં અને નાપસંદ લાગાં છે. અને જયારે એ કરકરયાં જોઇ જીવતાં માણસો ઉંહું હું હું કરે છે, ત્યારે બેહસ્તી મેહરજીરાણાંના ગુજર પામેલા આત્માપર તેનું લુબાણ

મેલાંતાં તે કેમ તેને પસંદ કરશે ? પણ એ કરકરયાં એવાં ખોરાં કેમ થયાં હશે ? કદાચ તેમાં સોજા ઘીને બદલે ખોરૂં તેલ વપરાયું હશે !

---

## નાο ૧૦૧

## જામે જમશેદ.

( તાο ૧૮ ડીસેમ્બર સને ૧૮૯૭ )

### દસ્તુર એરચજી સોરાબજી મેહેરજીરાણાને ઈનસાફ આપવાની કાળજી.

---

જામે જમશેદના અધિપતિ જોગઃ--

**સાહેબ,**

તે દહાડાઓ શું વહી ગયા છે કે જયારે રોયલ એશીયાટીક સોસાયટી "ભણેલાઓનું મંડળ" કહેવાતી હતી ? જો કે હાલ ઘણાક શીખેલા આસામીઓ તેના સભાસદો છે અને તેઓના તાબામાં ચોપડીઓનો મોટો જથો છે, તે છતાં એ મંડળ જે અસલ સારી શોધખોળ કરનારૂં ગણાતું હતું, તેમ હાલ પણ ગણાય કે, એ સવાલ કરવા જોગ છે. એ મંડળીના થોડાક દીવસ ઉપર બાહેર પડેલાં ચોપાનીઆમાં એક એવો રેસાલો દાખલ થયલો છે કે, જેને ગયાં વરસના આગસટ માસમાં કેટલાક નુકતેચીનીઓએ ભુલોથી ભરેલો અને આડે મારગે દોરવનારો જણાવયો હતો. "અકબર અને પારસીઓ" ના લખનારે ગમે તેવાં બીનભરૂસેદાર લખાણ કરવા ઉપરાંત એક વીદવાન દસ્તુર ઉપર 'ફોરજરી' નું તોહોમત મેલ્યું છે. એ વીદવાન દસતુર જો પોતાનો બચાવ કરે એવી હાલતમાં હતે તો મને આ લખવાની જરૂર હતી નહી, પણ તેવણ પોતાની જઈફી તથા આંખનાં દરદને લીધે એકાંતવાસ પકડી બેઠેલા હોવાથી, અને કમનસીબે એ બાબતમાં તેવણ અને મીο કરકરીયા વચે મારી મારફતે કામ થયલું હોવાથી, એ ભણેલા બુજરગ દસ્તુર એરચજી સોરાબજી મહેરજીરાણા તરફથી મને બોલવું પડે છે.

સાહેબ, સને ૧૮૯૬ ના મે મહીનાની તાο ૩૦ મીના તમારાં "જામે" મારફતે મીο રૂસતમજી પેસતનજી કરકરયાએ ખાસોઆમને જાહેર કર્યું હતું કે શેહેનશાહ અકબરના પારસીઓ સાથના સંબંધ વીશે તેવણ એક રેસાલો લખનાર છે અને તેમાં દસ્તુર મેહેરજીરાણા વીશે ચાલતી આવેલી દંતકથા તેવણ સામેલ કરનાર હોવાથી, તેને લગતા કાંઇ પણ દસતાવેજો જો કોઇ પાસે હોય, તો તે પોતાનો સવાધીન કરવાની તેવણે અરજ કરી હતી. આ ઉપરથી એ બાબદ ઉપર સારૂં અજવાળું નાખવાના હેતુથી મેં નવસારીવાળા મજકુર દસતુર એરચજીના દોતરા મીο પેસતનજી નસરવાનજી દસતુર સાથે પત્રવહેવાર ચલાવયો હતો, જેના પરીણામમાં મીο પેસતનજીએ છાપેલી તેમજ લખેલી ચોપડીઓમાંથી કેટલાંક લખાણોની નકલ કરીને મારી ઉપર મોકલી હતી. એ ઉપરાંત એક બીજા બુજરગ દસતુરે સથાપક નયાગાન વીશે પોતે જે કાંઇ સમજેલું અથવા વાંચેલું હતું, તેની કરી રાખેલી અસલ નકલ પણ મોકલી હતી, જે સઘળાં કાગલો હાલ મીο કરકરીયા પાસે છે. મીο પેસતનજીએ ત્રણ તવારીખની ચોપડીઓમાંથી ત્રણ ફકરાઓ મોકલયા હતા, જે ચોપડીઓ "કવાઆતે અકબરી" તથા "તારીખે મહાનામે" અને "તબક્કાતે અકબરી" હતી, એમ જણાવવામાં આવયું હતું. સને ૧૮૬૫ માં પુનામાં રહેતો દીલ્હી તરફનો કાજી હબીબુલાખાન નામનો મુનસી દસતુર મેહેરજીરાણા વીશે કાંઇ જાણે છે એમ જણાવાથી, એક બુજરગ મોબેદે તેની પાસેથી મજકુર ત્રણ ફકરાઓ લખાવી લઇને દસતુર

એરચજી ઉપર મોકલ્યા હતા. દસ્તુર એર-ચજી જેવણે આજે ૨૫ વરસની વાત ઉપર એરવદ મનચેરજી વાછા સાથે મળીને દશ યશતોનો તરજુમો પહેલવહેલો બાહેર પાડયો હતો અને જેવણુની અવસતા, ફારસી તથા અરબી ભાષાનાં કાબેલીયત વીશે વીદવાનોને સારૂં મત છે, તેવણે એ ફકરાઓને ફારસી તવારીખની કેતાબો સાથે સરખાવયા, પણ તે ન મળી શકવાથી અને તે વીશે મજકુર મુનશીને લખી જણાવવાથી મુનશીએ જવાબ વાળયો હતો કે તેણે એ ફકરાઓ આગ્રા ખાતેની હાથની લખેલી કેતાબો ઉપરથી મેળવયા હતા. એ વીશે ઘટતી તપાસ કરવા માટે આગ્રા જવાને દસતુરજી તે વખતે શકતીમાન નહી હતા. ૧૮૮૬-૯૨ ના વરસોમાં જયારે પોતાના દોતરા પંજાબ તરફ વસતા હતા, તે વખતે મજકુર ત્રણ ફકરાઓ વીશે તેવણે તયાંની કેતાબોમાં તલાસ કરાવી હતી, પણ તે તયાંબી ન મળી શકવાથી તેવણે અનુમાન કરયું કે, મુનશી હબીબુલાખાને તેવણુને ભોળવેલા હોવા જોઇએ.

હવે સાહેબ, મી૦ રૂ૦ પે૦ કરકરયા એક મોટા તવારીખનવેશ, મોટા શોધક તથા બારીક તપાસ કરનાર છે, એવું મેં સમજેલું હોવાથી, જયારે તેવણે બાપોકાર જાહેર કરીને દસ્તુર મેહેરજીરાણા (હજારો હજાર દરૂદ હોજો તેવણુના રૂહ ઉપર) વીશે કાંઇ કામ લાગે એવું સાહીતય માગયું, તયારે મેં મજકુર ત્રણ ફકરાઓ જેની અસલ નકલ શોધી કહાડવામાં દસતુર એરચજી તથા તવણુની દીકરીના દીકરા નીશફળ થયા હતા, તે મેં મી૦ કરકરયાના હાથમાં મેલ્યા. એ ફકરાઓ મી૦ કરકરયાને આપતી વખતે તેઓની અસલ નકલ કેથે જડતી નથી તેને લગતા ખુલાસાનું મી૦ પેસતનજી દસતુરનું કાગલ મેં તેવણુને વાંચી સંભળાવીને તેવણુનેજ સપુરદ કરયું હતું. આ ઉપરથી તમો સાહેબ જોઇ શકશો કે મી૦ કરકરયાના ઓહોળાં વાંચણ વીશે મેં જે સાંભળયું હતું, તે ઉપરથી દોરવાઇને મજકુર ત્રણ ફકરાઓ તેવણુના હાથમાં મેં એવી આશાથી મેલયા હતા કે તેવણુના અભયાસ દરમયાન જો તેવું કાંઇ મળે તો તેવણુને જશ મળે અને તવારીખને પણ એક નવી બીના બાહેર આવયાથી કાંઇ ફાયદો થાય. પરીણામ એ આવયું કે, ગયાં વરસના આગસટ માસમાં મી૦ કરકરયાએ પોતાનો રેસાલો વાંચતાં જણાવયું કે "એ ત્રણ ફકરાઓને પારસીઓને રાજી રાખવા માટે પુનાના મુનશીએ ઘુસાડેલા ગણીને તેઓને નામંજુર કરવા જોઇયે. એ રેસાલો વંચાયા બાદ વીદવાન ઇડી ઓકલત્રી તથા બીજાઓએ તેની ખામીઓ બતાવી આપી હતી. બાદ મી૦ કરકરયાએ છેક દોઢ વરસ પછી, પોતાનો રેસાલો છપાઇને બાહેર પડયો તેમાં મજકુર મુનશી ઉપરનો આરોપ ઉભો રાખીને દસ્તુર એરચજી ઉપર પણ તે લાગુ પાડતાં તેવણ જણાવે છે કે "ઘણુંખરૂં તો નકલ કરનારે પોતે ફારજરી (બનાવટ) કરેલી છે." જે વીદવાનો અને બીજા ગ્રહસ્થો દસતુર એરચજીને ઓળખે છે તેઓ તો એ ભરમ ચેતી જશે, પણ બીજા વાંચનારાઓને માટે આ ખુલાસો લખી મોકલવાની જરૂર જણાઇ છે. પુનાવાળા મુનશીએ પોતાને હાથે લખી આપેલા મજકુર ત્રણ ફકરાઓ હજી દસતુર એરચજીના કેતાબખાનામાં મોજુદ છે અને જો તે બનાવટ હોય, તો તે મુનસીની બનાવટ છે અને દસ્તુર એરચજી તો તદન નીરદોશ છે. મરહુમ પાકજાદ દસ્તુર મેહેરજીરાણાનાજ વંશના દસ્તુર એરચજી, જેવણ પોતાના અભયાસના શોખથી પોતાની આંખો ખોઇ એકાંતવાસ ભોગવે છે, તેવણુને છેલ્લે દહાડે

આવું બોલીને મી૦ કરકરયા પોતાની કીર-તીમાં શું ઉમેરો કરનાર છે, તે સમજી શકાતું નથી.

સેવક તમારો,
રૂ. કે. મોદી.

મુંબઇ, તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૯૭.

---

## ના. ૧૦૨.

## જામે જમશેદ.

(તા. ૨૫ મી ડીસેમ્બર સને ૧૮૯૭)

### દસતુર મેહેરજીરાણા વીશેની તકરાર.

---

જામે જમશેદના અધીપતી જોગઃ—

સાહેબ,

મેહેરજીરાણા પાછો જાગયો છે. ગયે વરસે ટાઉનહોલમાં મારા ભાશણમાં અને ઈંગ્રેજી તેમજ ગુજરાતી પત્રોની કતારોમાં તયાર પછી લંડનના "ઇંડયન મેગેઝીન" અને "કલકતા રીવયુ" ની મારી આરટીકલોમાં અને હમણાજ પ્રગટ થયલા અમારી રોયલ એશીયાટીક સોસાયટીના "જનરલ"માં, એમ જુદે જુદે ઠેકાણે મેહેરજીરાણાની કથાનું ખંડણ હવે પુરતી રીતે અને દરેક તકરાર પીછાની શકનાર વાંચનારની ખાતરી પુરવક કરવામાં આવયું છે. મારી તકરારો ઉપર જણાવેલે ઠેકાણે ઉભેલી છે અને તેમાં દરેક પગલે મેં મારી સાહદતો ખુલ્લી આપી છે. જો મારા વીચારને ખોટો પાડવો હોય તો એ તકરારો તોડવી જોઇયે. પણ આજ દોઢ વરસ થયું સીધી રીતે તેને તોડવાની કાંઇ કોશેશ થઇ નથી. આડકતરી રીતે અને ખુણેખંટોલેની બાબદો ઉપર લાંબી લાંબી અને વગર અરથની તકરારો ચલાવી કેટલાક અણસમજુઓને ભોળવવાની ઘણી તજવીજ થઇ છે, પણ શયાણા વાંચનારાઓ એવી તકરારની રૂઢીનું પોકળપણું અતયાર અગાઉનું જોઇ ચુકયા છે.

હવે જયારે મેહેરજીરાણાવાળી બાબદ વીશે પાછો એક ચરચાપત્રી લખાણ કરવા નીકળયો છે, તયારે તેને મુળ બાબદ તો છોડી દેવીજ પડી છે. હવે તે ઉપર તકરાર કરવાનું રહયુંજ નથી. એ કથાનું પોકળપણું હવે કોઇબી રીતે તકરારથી તો ટકાવી શકાવાનું નથીજ. હવે તો માત્ર એક ખુણામાંની બાબદ બહાર કહાડી છે. પણ એ વીશે લખાણ કરતી વખતે સામી બાજુવાળાઓએ જેમ મને આગળ ગાળ દેવાનું દરૂસત વીચારયું હતું, તેમ હવે અમારી રોયલ એશીયાટીક સોસાયટીને ગાળ દેવામાં આવી છે. એ સોસાયટી હવે વીદવાન નથી, એ મંડળ શોધખોળ કરનારૂં નથી, ઇતયાદી. પણ વીદવાનોનાં એ મંડળ ઉપર મત ઉચારનાર એ તમારો ચરચાપત્રી પોતે કેવો મોટો વીદવાન છે, તે જેઓ જાણે છે તેઓ ખરેજ હસયા વગર રહયા નથી. જયાં ફરેસતાઓ આસતેથી ચાલતાં પણ બીએ તયાં મુરખો યાહોમ દોડવાને લજવાતા નથી, એ ઇંગ્રેજી કહેવત કાંઇ ખોટી નથી. વીદવાનોનાં મંડળની ઉપર નુકતેચીની કરવાને ખરેખરા વીદવાનોજ જયારે આચકી ખાય તયારે કેટલાક દોઢ ચતુરો બેધડક હુમલો લઈ જઇ પોતાની હુશીયારી બતાવાને ચુકતા નથી.

હવે તમારા ચરચાપત્રીએ ઉઠાવેલી ભાંજગડ ઉપર આવયે. મેહેરજીરાણાની કથાના ટેકામાં સાહદત તરીકે ખોટા ઉભા કરેલા ફારસી તવારીખમાંના ફકરાઓ લઇ એ તમારો ચરચાપત્રી મારી આગળ આવયો હતો. જે કાગજમાં એ ફકરાઓ સમાવેલા હતા તેને સાએતીઓના આકારમાં ગોઠવેલું હતું અને એ ૩ ખોટા ઉભા

કરેલા ફકરાઓ "સાબેતી છઠી, સાબેતી સાતમી, સાબેતી આઠમી" એમ ગોઠવયા હતા. હવે એ કાગજમાં જેણે એ ફકરાઓ લખયા તેનું નામ તેમાં લખવામાં આવયું નથી. હમણા કહેવામાં આવે છે કે નવસારીના અપંગ મોબેદ એરચજી મેહેરજીરાણાએ એ દસતાવેજ લખયો હતો. જેને પણ એ મળયો હોય પણ તે એ ફકરાઓ વીશે કાંઇ પણ નોધ કરતો નથી, કે તે ખોટા ઉભા કરેલા છે. તેની ફરજ હતી કે એ ફકરાઓ કયાંથી તે લાવયો તેની તેમાં નોધ મારી મેલે. પણ એ ૩ ફકરાઓને કશી નોધ મારી નથી. હમણા કહેવામાં આવે છે કે એતો કાજી હબીબુલાખાને એ ફકરાઓ ઉભા કરયા. તયારે કાં નહી મને જે દસતાવેજ મોકલવામાં આવયો તેમાં એમ લખયું. તેમાંતો એવું કશું નથી. કાજી હબીબુલાખાનનું નામ તો "સાબેતી ૫ મી"ની નીચેની નોધમાં છે, તેમાં તો બીજેજ એક ફારસી હેવાલ એ કાજીની સાહદત ઉપર આપયો છે. હવે એ કાજીને માથે જયારે એ "ફારજરી" ઘોળવવામાં આવે છે, તયારે એ સાબેત કરવું જોઇયે. તમારો ચરચાપત્રી કહે છે કે એ કાજીના હાથ દસકત અને બીજી સાહેદી છે, તો જરૂર એ સઘળું જાહેરમાં મુકી તેનો એ અપરાધ સાબેત કરવો જોઇયે. તયાં સુધી તો એ ફકરા ઉભા કરવાની જોખમદારી એ દસતાવેજ લખનાર મજકુર અપંગ મોબેદ ઉપરજ રહેશે.

પણ એક મુસલમાન કાજી એ ફકરાઓ ઉભા કરી આપે એ પહેલી નજરે માનવામાં આવતું નથી. મુસલમાન મોલવી અને કાજીઓ પારસી ધરમની કદીબી અતીશય તારીફ કરવાને મુદલ જાણીતા નથી. ઓર તેથી ઉલટું તેઓ તો એ ધરમ ઉપર હમેશ બખારે છે, અને વળી એવા ફકરા ઉભા કરી બદાઉની જેવા ચુસત અને મહામેદન ધરમ ઉપર અતી પ્રીહા એવા તવારીખનવેશનાં નામ ઉપરજ થોકી બેસાડે એબી ઘણુંજ નવાઇ જેવું લાગે છે. તોબી જો એ કાજીનો ગુનાહ સાબેત કરવામાં આવે, તો હું ખુશીથી મારો વીચાર ફેરવીશ.

પણ એક બારગી કબુલ કરયે કે એ મુસલમાન કાજીએ ફકરા ખોટા ઉભા કરી મજકુર નવસારીવાળા લખનારને આપયા, તોબી એ નવસારીવાળાએ કબુલ કેમ રાખયા? તે તો તમારો ચરચાપત્રી લખે છે તેમ મોટો ફારસીખાં છે અને ફારસી સાહીતય બધું જાણે છે, અને વળી મુલ્લાંફીરોઝ જેવાં મોટાં ફારસી કેતાબખાનાંનો લાઇબ્રેરીયન હતો. તયારે શું એ એવા ખોટા ફકરાઓ પારખી નહી શકયો? અને તેબી ૩૦ વરસની લાંબી મુદત સુધી, કારણ કે એ ખોટા ફકરાઓ આજ ૩૦ વરસ થયાં ખરા તરીકે ચાલતા આવયા છે. તે એટલે સુધી કે મેહેરજીરાણાવાળા નવસારીના કેતાબખાનામાં કહેવાતા અસલ દસતાવેજની ચોપડી —જે ચોપડીનો ઘણા જણાએ ભોળવાઇને આધાર લીધો છે—તેમાં પણ એ ખોટા ઉભા કરેલા ફકરાઓ મજકુર નવસારીવાળા મોબેદ સાહેબે ઉતારીને ગોઠવયા છે, અને તેબી કોઇને ચેતાવયા વગર કે એ તો કાજી હબીબુલાખાનની "ફારજરી" છે! વળી જયારેબી મેહેરજીરાણાની તકરાર અગાઉ નીકળતી હતી, તયારે એ ફકરાઓ સાહદત તરીકે લાવવામાં આવતા હતા, જેમ કે "સમાચાર"માં ૧૮૯૨ માં ચાલેલી તકરાર વખતે. એ સઘળું શું બતાવે છે, તે વાંચનારજ જોઇ લેશે. એ ખોટા ફકરાઓ ફેલાવાનો દોશ તો જરૂર મજકુર નવસારીવાળા મોબેદ સાહેબને લાગુ પડે છે; તેમાં શક નથી. હવે એની તરફથી કહેવામાં આવે છે કે એ તો મુસલમાન કાજી હબીબુલાએ એને ઠગયો ને એ તો નીરદોશપણે તે ફેલાવતો હતો. એ વાત સાબેત કરવાની રહી છે અને જયાં સુધી એ બરાબર

સાબેત નહી થાય તયાં સુધી એ માનવામાં નહી આવશે. વાસતે જેમ મેં "ટાઇમસ્ર ઓવ ઇંડયા" માં જણાવયું છે તેમ, હવે એ સાબેત કરી જાહેરમાં પોતાનું નીરદોશપણું બતાવી આપવાનું કામ એ એરચજી મેહેરજીરાણાનું છે અને વગર ઢીલે તેવણે એ માથે ઉઠાવવું. એ કાજી હબીબુલાખાન કોણ હતો, તેણે એ ફકરા કયારે બનાવયા અને કયારે એ એરચજીને આપયા, તેવણે કેમ કબુલ કરયા, એ આપતી વખત કોણ સાહેદી આગળ હતો, એ કાજીના દસકત છે તેની શું સાહેદી, ઇતયાદી સઘળી બાબદો જાહેરમાં મુકી સાબેત કરી નીરદોશપણું બતાવે, અને હું જરૂર મારાં લખાણની નવી આવરૂતીમાં એ અપંગ નવસાવાળા સાહેબને એ ઉભા કરવાના શકમાંથી મોકળા કરીશ--વાંચનારે ધ્યાનમાં રાખવું કે મેં શકજ બતાવયો છે, ચોકસ પણે નથી કહયું કે એવણેજ ઉભા કરયા-" Very likely a forgery by the copyist." પણ એ સાબેત થાય તયાં સુધી હું દલગીર છુ કે, મારૂં મત ફેરવવાનું હું કારણ જોઇ શકતો નથી. એ સાબેત કરવાની કોશેશ ખરેખર થશે તોજ હું એ બાબત વીશે લખાણ કરીશ, નહી તો ખાલી અહીં તહીંની ને વગર સારની તકરારમાં ઉતરવાને હું દલગીર છું કે હું વખત ફાલતુ પાડી શકીશ નહી.†

સેવક તમારો,

**રૂ. પે. કરકરયા.**

મલબારહીલ, તા. ૨૨ મી ડીસેમબર ૧૮૯૭.

*** મી૦ રૂસતમજી કરકરયાનું ઉપલું ચરચાપત્ર અમને મળયું છે, તેમજ અમોએ પ્રગટ કરયું છે.

**અધીપતી, જામે જમશેદ.**



† આ નંબર ૧૦૨ નંબર ૨૫ નો ગુજરાતી તરજુમો છે, નંબર ૧૦૨ (જામે જમશેદ) માં જેમ છપાવ્યું છે તેમજ તેજ તારીખનાં (૨૫-૧૨-૧૮૯૭ નાં) મુંબઇ સમાચારમાં પણ મી૦ કરકરીઆએ છપાવ્યું છે. ફરક એટલોજ છે કે, સમાચારમાં નીચે પ્રમાણે મથાળું કર્યું છે:—"શેહનશાહ અકબરને દસ્તુર મેહેરજીરાણાએ નહી, પણ કેરમાનવાળા દસતુર અરદેશરે પારસી ધરમ સમજાવ્યો હતો એવી પોતાની તકરાર વીશે મી૦ રૂ૦ પે૦ કરકરીઆએ કીધેલો વધુ ખુલાસો."

તેમજ શરૂઆતમાં દીબાચા તરીકે મી૦ કરકરીઆ "સમાચાર" મા એટલો ઉમેરો કરે છે:—"મેહેરજીરાણા વીશે 'ટાઇમ્સ ઓફ ઇંડીયા' ઉપર મેં જે પત્ર લખ્યો હતો તેનો આ સાથે મોકલેલો તરજુમો તમારા પત્રમા પ્રગટ કરવાની મેહેરબાની કરશો; અને હું આશા રાખું છું કે, ઇતીહાસના શોકીન તમારા વાંચનારાઓને તે ઉપયોગી થઈ પડશે."

આ પછી ચરચા પત્ર શરૂ થાય છે તે બોલેબોલ જામેના ચરચા પત્રને મળતુ છે. જામેમા જયારે તા૦ ૨૨ છે, તયારે સમાચારમાં તે તા૦ ૨૪ છે. જામેના અધીપતીએ નોધ મારી છે, જેમ સમાચારવાળાએ કીધું નથી.

## નાં૦ ૧૦૩
## નવસારી પ્રકાશ.
(૨૬ મી ડીસેમ્બર સને ૧૮૯૭)
### મરહુમ દસ્તુર મેહેરજીરાણા સંબંધી તકરાર નવેસરથી—દસ્તુર એરચજી સોરાબજી ઉપર મીં૦ કરકરયાનો નાલાએક હુમલો.

---

ચંચળ બુદ્ધીના તથા ભણીગણીને પસાર થયલા વીદ્યાર્થીઓ પણ ઉછાછલાપણું અને તાસુબીને લીધે પોતાની કીર્તીને કેટલીક વાર કેવી ઝાંખ લગાડે છે, તેનો એક ખેદકારક દાખલો આપણા પેલા તવારીખના શોધક ગણાતા મીં૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ મરહુમ દસ્તુરાન દસ્તુર પહેલા મેહરજી રાણા સામે લાધેલી વલણમાંથી મલી આવે છે. ગયાં સાલના આગસ્ટ માસમાં રાયલ એશીઆટીક સોસાયટીની મુંબઇની શાખા મંડલીમાં પોતે વાંચેલા "અકબર અને પારસીઓ" વીષેના રેસાલામાં, અને તે પછી વર્તમાન પત્રોની કટારોમાં એ ચંચળ ગ્રહસ્થે એ મરહુમ દસ્તુર સાહેબને જે ગેરઇનસાફ અને અપમાન કર્યાં હતાં, તે વાંચનારાઓની યાદદાસ્તમાં તાજું હશે. આજ ત્રણસો વરસથી મનાતું આવ્યું છે કે, મહાન મોગલ શેહનશાહ અકબરને પારસી ધર્મ સમજાવી તેની આસથા તે ધર્મ તરફ ખેંચનાર મુખ્ય પુરૂષ એજ દસ્તુર મેહેરજીરાણા હતા; અને આપણ સર્વેએ સ્વભાવીક રીતે વક્કી એજ રાખી હતી કે, મીં૦ કરકરયા પોતાના આ રેસાલામાં તે વાત મંજુર રાખવા જોડે, જો તેમાં કાંઇ શક સુબેહ હોય તો તે, પોતાની શોધ ખોળ વડે દુર કરશે પણ બન્યું તેથી ઉલટુંજ. મીં૦ કરકરયાએ દસ્તુર મેહેરજીરાણાને ઘટતું આ વાજબી માન તેમને આપ્યું તો નહીંજ, પણ સામી તેમની ઠેકડી કરવાની લાએકી દેખાડી એટલુંજ નહીં, પણ મેહેરજીરાણાના જમાનાના પારસીઓને અધર્મી જેવા તથા તે વેલાના દસ્તુર દાવરોને ધર્મજ્ઞાનથી નાવાકેફ જણાવ્યા. પણ તેમની એ નવી વીચીત્ર શોધો ઘડી ભરબી ટકી શકી નહી. "ઇંડી આકલત્રો" ની સહીના વીદ્વાન અને ખરેખરા શોધક અને ચરચા પત્રીએ અંગ્રેજી પત્રોની કટારોમાં, ઘણી બલતવારીથી મીં૦ કરકરયાનાં આ અનુમાનોનું પોકલ ઉઘાડું પાડવા સાથે, તવારીખી શાહદતો તથા દસ્તાવેજી પુરાવાઓ વગેરેથી સુર્યના તેજની પેઠે સાબેત કરી આપ્યું કે, અકબરને પારસી ધર્મ સમજાવી પારસો પણાં તરફ ખેંચનાર મરહુમ દસ્તુર મેહેરજી રાણાંજ હતા; એ દસ્તુરજી તેમજ તેમના જમાનાના દસ્તુર દાવરો ધર્મજ્ઞાનમાં પરીપુર્ણ અને તે વેલાના જરથોસ્તીઓ દીનદારીમાં નમુના સમાન હતા; અને અકબરને પારસી ધર્મ સમજાવનાર તરીકે મીં૦ કરકરયા ઇરાનના જે દસ્તુર અરદેશરને આગળ કરે છે, તે દસ્તુર સાહેબ તો મેહેરજીરાણાએ એ કામ બજાવ્યા પછી ઘણાં વરસની મુદતે, અને પાદશાહ તરફથી બનાવવામાં આવતી ફારસી ફરહંગમાં જંદ શબ્દો દાખલ કરવામાં મદદ આપવાના કામ માટે, દીલ્હી આવ્યા હતા. આ સઘળાં સીદ્ધાંતો અને તકરારોનું કશું ખંડન મીં૦ કરકરયા આજ સુધી કરી શકયા નથી; અને તેમની એ શીકસતથી એવી આશા રાખવામાં આવી હતી કે, તેઓ હવે પોતાની ભુલ જોઇ મરહુમ દસ્તુર મેહેરજીરાણાનો તથા તેમના ખાનદાનીઓનો પીછો છોડશે.

પણ નહી; "હારેલો જુગારી વધારે રમે" તેમ, મીં૦ કરકરયા પોતાની આ ખોટી બાજી છોડતાજ નથી. "અકબર અને પારસીઓ" વીષેના તેમના ધોંકાઇ ગયલા રેસાલાનો એવો હાલ થયા પછી

તે છપાયા વગર અભરઈપર મેલાશે એવી વક્કી હતી, પણ તે પાર પડી નથી; અને રાયલ એશીઆટીક સોસાયટીનાં ચોપાન્યાંમાં તેને દાખલ કરવાને તેના કારોબારીઓએ ઘટીત વીચાર્યું છે. તે ચોપાન્યું હાલ બાહેર પડયું છે, જેમાં આ રેસાલો પણ બીરાજેલો જોવામાં આવે છે. તે મધે મી૦ કરકરયાએ આપણા બુઝોર્ગ અને વીદ્વાન દસ્તુર એરચજી સોરાબજીપર ચોકસ દસ્તાવેજના સંબંધમાં "ફારજરી" કરવાનું તોહમત મેલ્યું છે. એ દસ્તાવેજ તેજ છે, કે જે છેક સન ૧૮૬૫ નાં સાલમાં દીલડ્ડી તરફનો એક મોલવી નામે કાજી હબીબુલાખાન, જે તે વેલા પુણામાં રહેતો હતો, તેની પાસેથી મલ્યો હતો, પણ પાછલથી ભુલ ભરેલો માલુમ પડયો હતો, અને જેની નકલ મી૦ કરકરયાની જાહેર માગણી ઉપરથી મુંબઇવાસી ભલા ગ્રહસ્થ એરવદ રૂસ્તમજી કેરશાસજી મોદીએ, નવસારીથી મી૦ પેશુતન નોશેરવાનજી દસ્તુર પાસે મેલવીને મી૦ કરકરયાને પહોંચાડી હતી. જે વેલા તેમને આ નકલ પહોંચાડવામાં આવી તેજ વેલા, એ દસ્તાવેજની તવારીખ તથા તેના સંબંધમાં ઊભા થયલા સંસયથી મી૦ કરકરયાને વાકેફ કરવામાં આવ્યા હતા; અને તે છતાં આજે તેવણ જો તેના સબંધમાં દસ્તુર એરચજી ઉપર આવું જબુન તોહમત મેલે, તો તે તેવણે ખોટું કીધેલું એટલુંજ નહી, પણ "ઉપકારને બદલે અપકાર" કીધેલો ગણાય. તેમના એ તોહમતનો રદીઓ એરવદ રૂસ્તમજી કેરશાસજી મોદીએ, તુરતજ ટાઇમ્સ ઑફ ઈન્ડીઆમાં તેમજ જામે જમશેદમાં આપ્યો છે.* પણ છેડો એટલાંમાંજ આવે એમ જણાતું નથી. હવે જયારે મી૦ કરકરયાનો આ વાંધા ભરેલો રેસાલો રાયલ એશીયાટીક સોસાયટીનાં ચોપાન્યામાં છપાઇ પ્રગટ થયો છે, ત્યારે તેનો રદીઓ, તેમજ મરહુમ દસ્તુર મેહેરજીરાણાની અકબરને જરથોશતી ધર્મ સમજાવવાની તવારીખ પણ, તેના દાખલાઓ તથા પુરાવાઓ સાથે, સામી બાજુથી છપાવાની વક્કી આપણે રાખવી જોઇયે. સાંભલ્યા મેલે, આ કામ તેને લાયકના એક વીદવાન હાથે થાય છે, જે બાહેર પડયાથી આ તકરારી સવાલ ઉપર પુરતું અને સતાવાર અજવાલું પડશે.

* જુઓ નંબર ૨૨-૧૦૧.

---

## નં૦ ૧૦૪
## જામે જમશેદ.

(તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૯૮)

### અકબર અને દસ્તુર મેહેરજીરાણા.

જામે જમશેદના અધીપતી જોગઃ—

સાહેબ,

તમારાં પત્રના ગયા સનીવારના અંકમાં* મી૦ કરકરીયાએ દસતુર મેહેરજીરાણા વીશેની તકરારના સંબંધમાં જે લખાણ કરયું છે, તેમાં તેવણ જણાવે છે કે સામી બાજુવાળાઓએ તેવણને ગાળ દેવાનું દરૂસત વીચારયું હતું. પણ સાહેબ એ તકરાર હું ઘણાજ ધયાનથી વાંચતો હોવાથી મારે જણાવવું જોઇયે કે સામી બાજુવાળાઓએ પોતાની તકરારમાં એક ગાળ તો શું, પણ એક આડો શબદબી મી૦ કરકરીયા સામે વાપરયો નથી. જો મી૦ કરકરીયા મને બતાવી આપીને મારી ખાતરી કરે કે તેવણને ગાળ દેવામાં આવી છે, તો તે માટે હું એક ગ્રહસ્થ તરીકે મારી ભુલ ખચીત કબુલ કરીશ. પણ મારે ફરી જણાવવું જોઇયે કે મી૦ કરકરીયાએ પોતેજ દસ્તુર મેહેરજીરાણાંને અપમાન કરીને

* જુઓ નંબર ૧૦૨.

આળો ભાંડી છે, જેના એકાદ બે દાખલાઓ તમો તેમજ તમારા વાંચનારાઓની ખાતરી માટે નીચે રજુ કરૂ છું.

મી૦ કરકરીયા દસ્તુર મેહેરજીરાણા વીશે લખતાં જણાવે છે કે "દીલ્હી ગયા એટલે નવસારીના ગરીબ અને અભણ કસબામાં એવણનો ભાવ વધયો. પછી દીલ્હીમાં ગમે તે કરયું હોય, દરબારમાં એક ખુણેખી કાં નહી પડયા હોય, તોપણ સવ-દેશમાં આવીને તો લાંબી લાંબી વાતો કરી હશે, કે અમે એમ કરયું ને અમે તેમ કરયું, અને તે ઉપરથી બીચારા ભોળા નોશાકરાઓ સમજયા કે ખરેખર કાંઇ વાઘ મારયોજ હશે, અને તેથી દસતુર બનયા." તેમજ "આપણા લાલયા પરાપર નોકરો મુંબઇમાં આપણે તયાં શું દરજનો ભોગવે છે, તે આપણે જાણીયે છીયે, પણ તેઓ ભાઠાં, સંજાણ, નવસારી, વગેરે પોતાના ગામમાં જઇ, પોતે મુંબઇમાં એમ કરયું અને તેમ કરયું કરીને પોતે શું એક મોટા 'આબીસર' હોય તેમ ગામના ભોળા લોકો આગળ ફડાકા મારે છે, જે ઘણાઓને ખબર હશે. તેમજ નવસારીથી દીલ્હી ગયલા મોબેદો નવસારી પાછા આ-વીને દીલ્હીમાં જાણે શું એક જાહોજલાલી ભોગવી હોય, તેવો દેખાવ કરીને ભોળા નોશાકરાઓને ભોળવેલા લાગે છે." એ ઉપરાંત મી૦ કરકરીયાએ પોતાના છેલ્લાં પત્રમાં કાબેલ દસતુર એરચજી સોરાબજી મેહરજીરાણા માટે અપમાન અને તુચછ-કારભરેલા શબદો વાપરયા છે, જેમ કે, "નવસારીના અપંગ મોબેદ એરચજી મેહેરજીરાણા તો તમારો ચરચાપત્રો લખે છે તેમ એક ફારસી ખાં છે, બધુ ફારસી સાહીતય જાણે છે અને મુલ્લાંફીરોજ જેવાં ફારસી કેતાબખાનાના લાઇબ્રેરીયન હતો," વગેરે. ઉપલા દાખલાઓ ઉપરથી તમારા વાંચનારાઓ જોઇ શકશે કે મી૦ કરકરીયા પોતા પાસે કાંઇ તકરાર નહી હોવાથી ગાળગલોચ કરીને "તરીયાપાવ" ઉપર આવયા હતા, અને મરહુમ દસતુર મેહેર-જીરાણા તથા તેવણના લાગતાવળગતાઓ તરફ દવેશભાવ બતાવયો હતો. એજ તકરાર દરમયાન મી૦ કરકરીયાએ પોતાના ટેકામાં, પોતાના મીનોચેહેર હોમજીની સાથના એક એરવદ ફરામજી અસપંદી-યારજી રબાડીને લઇને તેવણને દસતુરનો એલકાબ આપયો છે, જયારે મરહુમ દસ્તુર મેહેરજીરાણા તથા તેવણનાં નબીરા દસતુર એરચજી સોરાબજી મેહેરજીરાણાનાં નામો આગળ દસતુરનો તો નહીજ પણ એરવદ કે મોબેદ જેવા માનભરયા શબદો પણ મુકયા નથી. વળી એજ એરવદ રબાડીને મી૦ કરકરીયાએ પોતાના ટોળાના ચુસત શેહેનશાહી કહયા છે, જયારે તમારા પત્રમાં સામી પક્ષ તરફથી મી૦ મોદીએ "હાદેશાનામું" ખોટું પાડી બતાવી આ-પયું છે કે એ એરવદ રબાડી જાતે શેહેન-શાહી છતાં તેવણની સઘળી વલણ કદમી રીવાજો તરફ હતી. એ સઘળું શું દેખાડે છે? કાંઇજ નહી પણ મી૦ કરકરીયાનો દસતુર મેહેરજીરાણા તથા ભગરીયા મોબેદો તરફનો અણગમો. મી૦ કરકરીયાને મારે જણાવવું જોઇયે કે આગલા જમાનાના બુજરગોને "લાલયા પરાપર"ની ઉપમા આપવી એ તેવણ જેવા ભણેલા આથોરના-નને શોભા આપનારૂં લેખાય નહી. એ ઉપમામાં તો મી૦ કરકરીયાના મીનોચેહેર હોમજીની સાથનાઓ પણ સમાઇ જાય છે, જે એવણ સમજી શકયા નથી. આગલા જમાના-ના બુજરગો હાલના વખતના કરતાં ઉ-લટાજ યાને સાચા, પહરેજગાર, યકીન-દાર, આપલેમાં ચોખો વહેવાર રાખનાર અને હલાલ રોટી પેદા કરનાર હતા. પણ આજના જમાનામાં મુંબઇમાં વસતા કેટલાકો થોડું ઘણું શીખીને ફડાકા મારે છે. અને કદાચ અંજાણયાઓને ખુશી કરે છે.

મી૦ કરકરીયા પોતાના ગયા સનીવારના પત્રમાં લખે છે કે, "આડકતરી અને ખુણે ખંટોલેની બાબદો ઉપરથી અણુસમજુઓને ભોળવવાની તજવીજ થઇ છે." પણ એ તકરારના મારા અભ્યાસ ઉપરથી મારે જણાવવું જોઇએ, કે મી૦ કરકરીયાએ પોતેજ એવી કોશેશ કરી હતી જે ઉપરથી એવણુની તકરારનું પોકળપણું જણાઈ ચુકયું છે. એક લખનાર અ૦, મી૦ પેસતનજી નસરવાનજી દસ્તુર તથા બીજાઓને સીધો જવાબ આપવાને બદલે મી૦ કરકરીયા ખોટાં ઠરેલાં "હાદેશાનામા"નાં ઓઠાં હેઠળ "ત્રણ સદી ઉપર ગુજરાતના પારસીઓની હાલત" જેત્રી ભલતી બાબદ ઉપર ઉતરી પડયા હતા, જે પણ મી૦ મોદી અને "અ૦" એ ખોટું પાડી આપયું હતું. મી૦ પેસતનજી દસતુરે પોતાની તકરારના ટેકામાં જે ફારસી ફકરાઓ ટાંકી બતાવયા હતા, તેનો જવાબ આપવાનું અખાડા કરીને મી૦ કરકરીયાએ, જરા નાટકના શોખીન હોવાને લીધે, કોઇ કોઈ વખતે નાટક પણ ભજી બતાવયો હતો. જેમ કે "ડાબા હાથપર જાવોજી, નીરંગ લેવોજી, પુલીઉં પાણીમાં બોળોજી, ચીકાગોની ધરમસમાજમાં કોઇ કાકા પાહલન ઉસતાદને કાં નહી મોકલયો," વગેરે. જયારે તકરાર આગળ વધી તયારે મી૦ કરકરીયાએ જણાવયું કે "એ ચરચાપત્રી તેમજ બીજા ચરચાપત્રીઓ તવારીખનું સારૂં ભંડોળ અને ઇતિહાસીક નુકતેચીનીની કરવાની રૂઢીથી—નવસારીની પેટંટ નહી હો—પોતાને વાકેફ દેખાડે નહી, તયાં સુધી તકરારમાં ઉતરવાને હું દરૂસત સમજીશ નહી." આ ઉપરથી હું અને મારા મીત્રો તથા બીજાઓ, જેઓ એ તકરાર વાંચતા હતા, તેઓ સમજયા કે "ઠાકાના ગાઉ." પણ પેલા કોઇ મી૦ મોદી તો જબરા ઠરયા. તેવણે મી૦ કરકરીયાને પાછા તકરારમાં ઉતરવાની ફરજ પાડીને લખ્યું કે "તકરારમાં વજુદ છે કે નહી, તે જોવાનું કામ જાહેર આલમનું છે." આ ઉપરથી મી૦ કરકરીયા એક વખત પાછા બાહેર પડયા અને પોતાનો લુલો જવાબ આપતાં જણાવયું કે "એવા સાથે વધુ તકરાર કરવામાં શો ફાયદો ?" બીજા બોલોમાં મી કરકરીયાએ તકરાર બંધ પાડી, "દરદીને જોઇતું વઇદે ફરમાવયું !"

સેવક તમારો,
રતનજી પાલનજી કુતાર,
હોરનબી રો, તા૦ ૨૯મી ડીસેમબર ૧૮૯૭.

---

## નં૦ ૧૦૫.

## કયસરે હિન્દ.

(તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૮૯૮.)

### અકબર અને દસ્તુર મેહેરજી રાણા.

---

કયસરે હિન્દના અધિપતિ જોગઃ—

સાહેબ, રોયલ એશીઆટીક સોસાયટી માટે અકબર અને પારસીઓ વીશેના એ સોસાયટીના છેલ્લા જરનલમાં છપાયલા રસાલા ઉપરથી ચોકસ ટીકા થયા છે, જેના જવાબમાં મી૦ રૂ૦ પે૦ કરકરીઆ બચાવ કરે છે કે "વીદવાનોના એ મંડળ ઉપર મત ઉચારનાર......પોતે કેવો મોટો વીદવાન છે તે જેઓ જાણે છે તેઓ ખરેજ હસ્યા વગર રહયા નથી. જયાં ફરેસ્તાઓ આસ્તેથી ચાલતાં પણ બીહે ત્યાં મુરખાઓ યાહોમ દોડવાને લજવાતા નથી." હવે એ બાબદ મી૦ કરકરીયા અને ટીકા કરનાર મી૦ રૂ૦ કે૦. મોદી વચ્ચેજ હતી, પણ મને લખવાનું કારણ નહી ધારેલા બનાવ ઉપરથી મળ્યું છે. મી૦ કરકરીઆએ પારસી કોમની કેવી સેવા બજાવી છે તે

બતાવવાનું છે. મી૦ મોદીએ એ સોસાયટી વીશે કરેલા ટીકા જે દહાડે ( ગઈ તા૦ ૧૮ મી ડીસેમબરે ) બાહર પડયા તે દીવસે સાંજે પ્રગટ થયલાં "એડવોકેટ ઓફ ઇંડીયા" પત્રમાં† એ સોસાયટી માટે ટીકા થયા છે અને મી૦ કરકરીયાના રેસાલા માટે પણ નીચે પ્રમાણે ટીકા થયા છે.

"એડવોકેટ ઓફ ઇંડયા" માં લખે છે કે "આપણી એસીયાટીક સોસાયતીના નવા બહાર પડેલા અંકના પહેલા સફા ઉપર મી૦ રૂ૦ પે૦ કરકરીઆએ એ સોસાયટી હજુર તા૦ ૮ મી આગસ્ટ ૧૮૯૬ ને દીને વાંચેલો "અકબર અને પારસીઓ" નો વીશય છે; એની પછી એજ વરસના પાછળા અરધા ભાગમાં વંચાએલા ત્રણ રેસાલા છે અને ત્યાર પછી જેમ મુંબઇ શેહરમાં બીજી સરવે ચીજ ઉપર બુરા વખતમાં જમ દેવે પોતાનો હાથ લંબાવ્યો હતો તેમ આ સોસાયટી ઉપર પણ લંબાવેલો દીસે છે, કારણ કે બાકીનો છેલ્લો વીષય છેક ૧૮૯૭ ની ૧૭ મી જુને વંચાયો હતો. આ અંકમાં સોસાયટીના કામકાજનો હેવાલ સમાયલો છે જે ઉપરથી માલમ પડે છે કે વચમાં વચમાં વંચાયલા કેટલાક રેસાલાઓને સોસાયટીના એ જરનલમાં જગા આપી નથી. આગલા વખતમાં એવી બાબદમાં ઘણી છુટ મુકાએલી હતી, જેનું પરિણામ એ થતું કે ખરેખર કીમતી લખાણો બીજાં હલકાં લખાણોની વચમાં આવી જવાથી તેઓની કીમતની પીછાણ થઇ શકતી ન હતી. આશા છે કે હાલની સુધરેલી વલાણ ચાલુ રહેશે. જોકે દર વરસે સોસાયટીએ નવી શોધ ખોલનો હેવાલ બાહર પાડવો એ સોસાયટીને તદન અગત્યનું બલકે ઘણુંજ લાભકારક છે, તો પણ બોજું કાંઇ નહી મલતું તે માટે મગજમાંથી નીકલેલો કચરો ( ઇનતલેકચુઅલ રબીશ ) પ્રગટ કરવો એ બહુ વાંધાભરેલું છે. આજ કાલ તો એવી વલાણ લગાર વીશેશ લીધેલી દીસે છે. મી૦ કરકરીઆના લખાણ પર હાલ અમો બોલવા માંગતા નથી કારણ કે મી૦ રૂ. કે. મોદીએ આજના "ટાઇમ્સ ઓફ ઇંડીઆ" માં તે લખનારપર ટીકા ચલાવ્યા છે. એ તો જાણીતી વાત છે કે શેહનશાહ અકબર પોતાના બોહોલા મુલકની સઘળી દીન સાથે સીફતથી રમત કરતો હતો એ બીના જેટલી ધારવામાં આવે છે તેટલી અજાયબી ઉપજાવનારી નથી. હિન્દુસ્તાનના ઘણાક રાજાઓએ એમ કર્યું છે. બીજી ગમથી દાખલો લેઇએ તો આપણા પોતાના માહરાણી જ્યારે ઇંગલંડ છોડી સ્કોટલંડ જાય છે ત્યારે ધર્મ સંબંધી પોતાના વીચારોમાં ફેરફાર કરે છે. અમારે જણાવવું જોઇએ કે મી૦ કરકરીઆ ધારે છે તેમ કહેવાનું કાંઇ કારણ નથી કે અકબરે પારસીઓના પુરાના અને પવિત્ર ધરમ ઉપરથી પોતાની સુર્ય આરાધના સ્થાપી હતી. સુર્યની આરાધના કાંઇ હિન્દુસ્તાનમાં બાહરથી આવી નથી. રીગવેદમાં તે જગેજગ મલે છે. ખરૂં કહીએ તો તે મનુષ્ય જાતનાં ખાશીએતમાંજ મુકાયલી છે. "મીરેબો" ને માટે કહેવાયલું છે કે જયારે તે મરવા સુતો હતો ને સુર્યને છેલ્લીવાર ઉગતો દીઠો ત્યારે તે બોલ્યો કે, 'ખચીત આ સુર્ય ખોદા હોવો જોઇએ, નહીં તો ખોદાનો પીત્રાઇ તો જરૂરજ હશે.' એ કાંઇ તે પારસીઓ પાસથી શીખ્યો નહતો. એ તો ખુદરતેજ તેને શીખવ્યું હતું. જેમ ખુદરતે આજ હજારો જમાના થયા વપરાતી બ્રાહમણોની બંદગી હજારો વરસની વાત પર પહેલાં માણસને શીખવી હતી તેમ."

આ ઉપરથી તમારા વાચનારાઓ જોશે કે એ સોસાયટી માટે મી૦ મોદીનું કહેવું

---

† જુઓ નંબર ૨૪.

વાજબી હતું. વળી એ તરજુમામાં મેં કરેલા કાળા અક્ષરો ઉપરથી તમારા ચંચળ વાંચનારાઓ જોશે કે "દસ્તુર મેહરજી રાણાની" કીર્તીને જાંખ લગાડવાની હોંસમાં મીo કરકરીયાએ છબરડો કરી પારસીઓની તવારીખને જાંખ લગાડી છે. મીo કરકરીયાએ જણાવ્યું છે કે "અકબરે પારસીઓના પુરાણા અને પવીત્ર ધર્મ ઉપરથી પોતાની સુર્ય આરાધના સ્થાપી હતી" જ્યારે "એડવોકેટ ઓફ ઇંડીયા" પત્રના વીદવાન અધીપતી જણાવે છે કે "સુર્યની આરાધના કાંઇ હિન્દુસ્તાનમાં બહારથી આવી નથી. રીગવેદમાં તે જગે જગે છે." વગેરે. દસ્તુર મેહરજી રાણાની તવારીખનું ખંડન કરવાને મોટા તવારીખનવેશો અને નુકતેચીનો હીમત કરી શકયા નથી ત્યારે મીo કરકરીયા તેનું ખંડન કરવાના કામ ઉપર દોડવાનેલજવાયા નથી. અંગ્રેજી કહેવત પ્રમાણે પારસી કોમ જરૂર કહેતી હશે કે મીo કરકરીયાથી હમોને બચાવો. મીo કરકરીયાની વીદ્વતા અત્યાર અગાઉની જણાઇ ચુકી છે. "એડવોકેટ" ના અધીપતી સોસાયટીના એ જરનલમાં પ્રગટ થયલા બીજા ગ્રહસથોના રેસાલાઓ વીષે સારા વીચારો આપે છે જ્યારે મીo કરકરીયાને માટે ચુપકીદીજ અખત્યાર કરવામાં વાજબી જુવે છે. આજ દેખાડે છે કે એ રેસાલાને તેઓ કેટલી અગત આપે છે. જોઇને ખુશી થાઉં છું જે આપણી કોમના જાણીતા અથોરનાન (ભગરીયા સાથના) શમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીના "મીસર દેશના અસલી રહેવાસીઓ અને પારસીઓના વડવાઓમાં આત્માના ભવીષય વીષેના વીચારોની સરખામણી" એ નામના એક રેસાલા માટે "એડવોકેટ" ના અધીપતીએ લખયું છે કે "આ જરનલના છેલ્લા લખાણમાં મીસર દેશના અસલી રહેવાસીઓ અને પારસીઓના વડવાઓમાં આત્માના ભવીષય વીષેના વીચારોની સરખામણીના કેટલાક રસીલા દાખલા મીo જી. જ. મોદી આપે છે જે વીષે અમો સોસાયટીને ખરાં દીલની મુબારકબાદી ઇછીએ છીએ. પણ બીજી તરફથી દલગીર છું જે બીજા અથોરનાન (મીનોચેર હોમજી સાથના) મીo રૂ. પે. કરકરીઆના રેસાલાને લેશભારબી એ અધીપતીએ અગત આપી નથી.

સાહેબ આ લગાર લંબાણ પત્ર લખી આપને તસદી આપવાનું કારણ એજ છે કે બેહેશતનશીન દસ્તુરજી સાહેબ મેહેરજીરાણા માટેની તકરારમાં તમારી કીમતી કટારો ખુલ્લી મુકી આરટીકલોમાં માથાકુલ તકરાર ચલાવી પારસી કોમની પસંદગી મેળવી હતી, તેની જળવાયલી નોધોમાં એ પણ નોધ રહે એવો મારો હેતુ છે.

લીo દુવાગો,

**નોશીરવાન જમશેદજી કોટવાલ,**

મુંબઇ, તાo ૧૫–૨–૯૮.

---

## નાં. ૧૦૬

## જામે જમશેદ.

(તા. ૨૪ મી સપટેમ્બર ૧૮૯૯.)

---

**૧૬ મી સદીના પારસીઓના** કહેવાયલાં અજ્ઞાનપણાં વીશે તથા ભગરીયાઓના અતી માનીતા કદીમ દસ્તુર મેહેરજી રાણા વીશે જાણીતા જંદ અને પહેલવી સકાલર ડાકટર વેસટનો અભીપ્રાય અત્રેના એક ગ્રાજ્યુએટ આથોરનાન એરવદ મનચેરજી પાલનજી કુટાર, બી. એ; એ પાંચ સવાલો લખી મોકલીને મંગાવયો હતો,†

† અસલ (અંગ્રેજી) સવાલો તથા તેના જવાબો માટે જુઓ નંબર ૨૬ થી ૩૯.

જે ક્ષાએલ જરમન વીદ્વાને વધારે વીગતવાર લખી મોકલયો છે, અને તે આજના અંકના ૯ મા સફા ઉપર શરૂ થયલો જોવામાં આવશે. વીદ્વાન ડાકટર વેસટનો એ અભીપ્રાય અભીયાશ કરવા જોગ છે અને એ અભીપ્રાય ઉપરથી એ સવાલ ઉપર વધુ અજવાળું પડશે એમ લાગે છે. ગમે તે હોય, પણ ગુજરાતના જરથોસતીઓને—મુખય કરી આથોરનાનોને—વીદ્વાન ડાકટર વેસટના એ અભીપ્રાય ઉપરથી પોતાના વડવાઓ માટે વધું મગરૂર થવાનો સબબ મળે, એ બનવાજોગ છે. નવસારીના આથોરનાનો કેળવણીમાં સારા આગળ વધેલા છે, હીંદુઓના બ્રાહમણો માફક ભગરપંથ મગજનું બહુ સારૂં કઉવત ધરાવતો માલમ પડયો છે, અને પોતાના બડવાઓને થયલા યા થતા ગેરઇનસાફને પખોડી નાખવા માટે એ પંથના ચંચળ બેટાઓ એવી સારી ખંત બતાવે, તો આપણે ઉમેદ રાખયે કે પોતાના પંથ તેમજ પોતાની કોમની આબાદીના વધારા માટે પણ, તેઓના ઉદયોગ હુનરોના વધારા માટે પણ, એ અથોરનાન જવાનો એવીજ ખંત વધારે ઉમંગ સાથ બતાવી, પોતાના જરથોસતી ભાઇઓને તેજ પગલે ચાલવાને ઉશકેરે, અને તેમાંજ સઘળા ભલા આથોરનાનોની ફરજ સમાયલી લેખાવી જોઇયે. ભગરપંથની કેળવણી વીશે બોલતાં ધયાન ખેંચી શકાય કે હાલ ફતેહમંદ નીવડેલા સીવીલીયન મી૦ બેહેરામજી ધનજીભાઇ મેહેતા જેમ એ પંથના છે, તેમ એક બીજા ચુનંદા પારસી સીવીલીયન મી૦ કાવસજી જામાસપજી બાદશાહ પણ ભગરપંથનાજ એક છે.



## ના૦ ૧૦૭.

## જામે જમશેદ.

(તા૦ ૨૪ મી સપટેમ્બર સને ૧૮૯૮)

**ડાકટર વેસટનો દસતુર મેહેરજીરાણા તથા ૧૬ મી સદીના પારસીઓના કહેવાતાં અજ્ઞાનપણા વીશે અભીપ્રાય.**

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

દસતુર મેહેરજીરાણાએ દીલ્લી દરબારમાં જઇ અકબર પાદશાહને જરથોસતી ધરમ સમજાવયો હતો, તે બાબદ વીશેની ચરચા આજ ઘણાંક વરસો થયાં ચાલયા કરતી હતી. તે પાછી આજ બે વરસ ઉપર તાજી થઇ હતી અને તે વખતે ઘણીક લાંબી તકરારો તમારાં પત્ર મારફતે તથા "ટાઇમ્સ ઓવ ઇંડયા", "બોંબે ગેઝેટ" અને "કયસરે હીંદ" મારફતે ચાલી હતી. તે તકરારી બાબદ વીશે મેં ગઇ તા૦ ૧૫ મી એપ્રેલે યુરોપના વીદ્વાન જંદ પહેલવીના સકાલરો ઉપર એક પત્ર લખી તેઓના મત મંગાવયાં હતાં. તે સાથે "ટાઇમસ ઓવ ઇંડયા" અને "બોંબે ગેઝેટ" માં તે વીશે ચાલેલી બેઉ બાજુની તકરારનાં નયુસપેપર "કટીંગસ" તેઓ ઉપર મોકલી આપયાં હતાં અને તેઓ પાસે નીચલા સવાલોનો ખુલાસો માગયો હતો. તેનો ખુલાસેવાર જવાબ ડા૦ વેસટે ઘણી મેહેનત કરી મોકલી આપયો છે. આ વખતે પણ પોતાની ખંત પ્રમાણે આ પત્રનો ઘણી મેહેનતથી ડા૦ વેસટે ખુલાસો મોકલી આખી પારસી કોમને તેવણની વધારે આભારી કરી છે. પારસીઓ ૧૬ ની સદીમાં તદન અજ્ઞાન અને અંધકારમાં હતા કે નહી તે અને બીજી ઘણીક બાબદો આખી પારસી કોમને લાગતીવળગતી

હોવાથી તે વીદવાન સકાલરે જે ખુલાસો મારી ઉપર મોકલ્યો છે, તે તમારાં પત્ર મારફતે પારસી કોમને જાહેર કરવા માગું છું.

મારા મોકલેલા સવાલો નીચે પ્રમાણે હતાઃ—

૧–શું ૧૬ મી સદીની આખેરીએ હીંદુસ્તાનના પારસી ધરમગુરૂઓ એટલા બધા અજ્ઞાન હતા કે તેઓમાંથી પાદશાહ અકબરને જરથોસતી ધરમ સમજાવવાને એક પણ લાયક શખશ મળી શકે એમ હતું નહી?

૨–તે વખતે જંદ, પહેલવી, પાજંદ અને સંસકરૂતનું સારૂં જ્ઞાન ધરાવનારા (અલબતાં અસલના કાયદા પ્રમાણે) કોઇ પારસીઓના ધરમગુરૂઓ હતા કે?

૩–રેવાયતોમાં જે સવાલો પુછાયલા મળે છે, તે શું માત્ર એવાં ધરમના મુળ તતવો (Elementary) વીશે હતા કે તે ઉપરથી તે સવાલના પુછનારાઓ પોતાના ધરમના મુળ પાયાથી તદન અજ્ઞાન હતા એમ કહેવાઇ શકાય?

૪–શું તે સવાલો ધરમની બારીકીઓ, ક્રીયાઓ તથા શકભરેલી બાબદોને લગતા નહી હતા, અને તે ઉપરથી શું એમ નથી દીસતું કે તે વખતના પારસીઓ જેવા કહેવામાં આવે છે તેવા અજ્ઞાન અને બેદરકાર નહી હતા?

૫–શું "ફરવરદીન યશત" પહેલવહેલી હીંદુસ્તાનમાં જામાસપ હકીમજ લાવયો હતો? અને શું તે ઇ૦ સ૦ ૧૭૨૧ ની અગાઉ હીંદુસતાનમાં લખાયલાં "મેનયુસ્ક્રીપટો" માં મળતી નથી?

સેવક તમારો,

**મનચેરજી પાલનજી કુટાર.**

પીરોજબાઇ દાદાભાઇ વાછાની અગીયારી, હોરનબી રોડ, મુંબઇ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૯૮.

## નં૦ ૧૦૮

## જામે જમશેદ.

(તા૦ ૨૪ મી સપટેમ્બર સને ૧૮૯૮)

### વીદવાન ડાકટર વેસટે ઉપલા પત્રનો મોકલેલો જવાબ.

મેપલ લોડજ, વેટફરડ,
તા૦ ૧૦ મી જુન ૧૮૯૮.

વહાલા સાહેબ,

તમારૂ તા૦ ૧૫ મી એપ્રેલનું પત્ર આઠ બોંબે ગેઝેટનાં અને ત્રણ ટાઇમસ ઓવ ઇંડયાના નયુસપેપર "કટીંગસ" સાથે મને મળયું છે, પણ તે વખતે મારા ઘર અને મારી ચોપડીઓથી દુર રહેવાના સબબે મારેથી હાલના કરતાં જલદીથી જવાબ લખવાનું બનયું નહી. મેં એ નયુસપેપર કટીંગસમાંની બાબદો ઘણી સંભાળથી વાંચી છે અને હું એટલું કહેવા માગું છું કે, તકરારી બાબદોને લગતા મારા વીચારો 'એડી ઓકલત્રી,' અને જે. ઓ. ઇ. ના તખલ્લુસથી લખનારાઓના વીચારોને ઘણાખરા તદન મળતા છે.

મહેરજીરાણા ઇ૦ સ૦ ૧૫૭૮ ને આશરે દીલ્લી ગયા હતા, તે બીના તો તે વખતેજ તેવણને આપેલી જાગીર ઉપરથી સીધ થાય છે. પણ તેવણે કીધેલો કહેવાતો આવેલો મોજેજો બેશક એક કથા છે, કે જે હાલના વખતનો કોઇ પણ શીખેલો પારસી ખરેખર માને નહી (જોકે તે કદાચ કોઇક વધારે માનવાલાયક અથવા વધારે માનવાજોગ બીનાની ગેરહકીકત અથવા ગેરસમજુતીથી ઉતપન થઇ હોય.) આટલું સમજવું તો સેહેલ છે કે સુરજને માટે પારસીઓનું આદરમાન બીજા ધરમના તકરારીઓ હસી કાઢવાને યતન કરે

અને હીંદુઓ કરતાં કદાચ મુસલમાનો અને રોમન કેથલીક ધરમગુરૂઓ તેમ કરવામાં વધારે આગળ પડે, અને તેથી એક હુશીઆર હીંદુ બાજીગર કેવી સેહેલાઇથી જેટલા જોઇએ એટલા બનાવટી સુરજો પેદા કરી શકે છે, તે કરતાં પારસીઓની હસી કરવા સારૂં અને તેમને પજવવા સારૂં વધારે બંધ બેસતી બાબદ બીજી કઇ ઉભી કરી શકાય ? મેહેરજીરાણા નવસારી પાછા ફરયા પછી થોડે વખતે એવી કોઈ કથા ઉપજાવવા સારૂં આવો કોઇક ઇસારો તદન પુરતો થઇ પડે એમ મને લાગે છે.

આ કથા હમણા કેવાં રૂપમાં ચાલે છે, તે લગાર અચોકસ છે. મી૦ આર. પી. કરકરીયા એક બનાવટી સુરજ વીશે બોલે છે કે જેથી એક છોકરૂં પણ કદાચજ ઠગાઇ શકાય, પણ પ્રોફેસર જે. ડારમેસટેટર પોતાના "વનંત યશત" ના તરજુમાના દીબાચામાં ( જુઓ તેનું જંદ અવસતાનું ફરેંચ ત્રાંસલેશન વોલમ ૨ પાનુ ૬૪૪ ) મી૦ પેસતનજી નશરવાનજીના આધાર ઉપરથી તે કાહાણીનું નીચે પ્રમાણે વરણન કરે છેઃ—"કેટલાંએક રાજદવારી કાવતરાંની અંદર ભાગ લેનાર દીલ્લીના એક જાદુગરે એક વાદળું ઉપજાવયું, જેથી સુરજ ઢંકાઇ ગયો અને મેહેરજીરાણાએ વનંત યશત ભણી તે વાદળાંને વીખેરી નાખયું, " હવે હીંદુસતાનમાં મેં પોતે જોયું છે કે સુરજની પોતાની ગરમી બીજા કશાંની પણ મદદ વગર તેની આગળ આવતાં સઘળાં વાદળાંઓને આપણી પરૂથવી અને સુરજની વચેથી પસાર થઈ જાય, તે આગમજ વારંવાર વીખેરી નાખે છે. ( જેમ બીજે ઠેકાણે બનતું નથી. )

સોળમી સદીમાં ગુજરાતનાં પારસી મોબેદો તેમજ બેહદીનોનાં કહેવાતાં અજ્ઞાનપણા અને નાકાબેલીયત વીશે તો હું ધારૂં છું કે એવું કોઇપણ તોહોમત મુકવું તે ખરેખરી બીનાની ઘણીજ સરાગાત કરેલી કહેવાય.

ઇ૦ સ૦ ૧૪૭૮ અને ૧૪૮૬ માં ઈરાનથી નરીમાન હોશંગ જે 'રેવાયતો' લાવયો હતો, તેની અંદરની ચોકસ બાબદો ઉપર આ તોહોમતનો પાયો રચાયેલો લાગે છે. હવે ખરી રીતે બોલતાં તે રેવાયતો તો મેહેરજીરાણાની એક સદી આગમજ લખાઇ હતી, પણ તેઓના પોતાના વખતમાં પણ એ બાબદો કેટલી હદ સુધી ખરી હતી, તે તપાસવું બોધકારક થઇ પડશે. હવે ઇ૦ સ૦ ૧૪૭૮ ની રેવાયતના એક ઇરાની લખનારે નીચે મુજબ ફારસી ભાશામાં લખયું હતુંઃ—" મેં આ બાબદો પહેલવી અક્ષરે લખી નથી, તે આએ કારણથી કે નરીમાન હોશંગે કહયું અને જાહેર કરયું કે, કદાચ ( મગર ) નવસારી, ખંભાત, ભરૂચ, સુરત, અંકલેશવરનાં હોરમઝદની પરસતેસ કરનારા મોબેદો અને બેહદીનો પહેલવી લખાણ સમજતા હશે નહી. તેણે કહયું કે આ શહેરમાં બેહદીનો અને કદાચ મોબેદો એવા છે કે જેઓ કદાચ પહેલવી લખાણ સમજશે નહી.' પણ એજ 'રેવાયત'ના આગલા ભાગમાં જરથોસત અને હોરમજદની વચે પાઝંદમાં થયલી વાતચીત અવસતા અક્ષરોમાં લખાયલી છે, અને વળી ગાથાના કેટલાક ચુંટી કાઢેલા ફકરાઓ અવસતા અને પાઝંદમાં અને વળી તે સાથે થોડાંક પહેલવી વાકયો પુશકળ ફારસી લખાણો સાથે તેમાં સમાવેલાં છે. હવે તયારે અવસતા અને ફારસી લખાણોનો આવો છુટથી કરેલો ઉપલો ઉપયોગ અને વળી તે સાથે સમાવેલું કેટલુંક પહેલવી, ખુલ્લી રીતે દેખાડે છે કે, ઇરાનનો લખનાર હીંદુસતાનના પારસીઓ ( જેઓની ભાશા જુની ગુજરાતી હતી અને જેઓને ફારસી પણ પારકી ભાશા

હતી ) તેનાં લખાણુ સમજશે નહી એવી ખરેખરી ધાસતી રાખતો હતો નહીં, સીવાય કે જો તે પહેલવીનો જોઈયે તે કરતાં પણુ વધારે ઉપયોગ કરે.

હવે નરીમાન હોશંગ જે સવાલો ચઝદ તરફ લઇ ગયલો, તે બાબદ ઉપર આવતાં તો (તેના આશરે ચાળીસ જવાબ કે જે દારાબ હરમજદીયારની 'રેવાયત'ના સંગ્રહમાં જુદે જુદે ઠેકાણે વીખરાઈ ગયલા મળી આવે છે તે ઉપરથી અનુમાન કરતાં) મને લાગે છે કે જે સવાલો હીંદુસતાનના પારસીઓએ સુચવયા હતા, તે કાંઇ તયાંના મોબેદોનું અજ્ઞાનપણું દેખાડતા નથી, પણુ તે ઉપરથી એટલુંજ લાગે છે કે તયાંના બેહેદીનો પોતાના મોબેદોએ આપેલું ધરમનું શીક્ષણુ અને તેઓના ફ્ટવાઓ પ્રમાણે ચાલવાને કાંઇક નામરજી બતાવયા કરતા હતા. એકલે કે બેહેદીનોને કુદરતી રીતે બીજા ધરમવાળાઓની વચે વસવાટ કરયાથી પોતાના મોબેદોએ ફરમાવેલી કેટલીએક સાવચેતી ભરેલી રીતી અને રીવાજો કંટાળાભરયા અને જુલમાત ભરેલા લાગે, એવા સંજોગની અંદર મોબેદો અને ચાલતી રીતીને વળગી રહેનાર બીજા ઘણાક બુજોરગોએ એવી તકરારી બાબદોમાંની મુખય વીશે ઇરાનમાં વસતા પોતાના જાતભાઈઓને પુછાવવાનું અગતયનું વીચારયું, કે જેથી પોતાની કોમમાં એવી સરકસી કરનારા ઘણાઓની સામે તેઓનાં (ઇરાનીઓનાં) મત ટાંકી બતાવવાને તેમને બની આવે.

જો હીંદુસતાનનો પારસી મોબેદ વરગ ખરેખર પોતાના ધરમ વીશે એવો અજ્ઞાન અને બેદરકાર હતે, તો તે ઇરાની મોબેદ વરગ (કે જેને હીંદુસતાનના પારસીઓને અપીલ કરવા લાયક એક મોટી અદાલત સમજતો હોવો જોઇયે,) તેની આગળ આવી બાબદો પુછવા વીશે આટલી મેહેનત અને ખરચ કરવાનું માથે લેતેજ નહી. વળી જે સવાલો તેઓ તરફથી પુછવામાં આવયા છે, તેમાં પારસીઓના ધરમનાં મુળ કાનુનો વીશેના સવાલો કવચીતજ મળે છે. પણુ બધા સવાલો ઘણાખરા હમેશાં ક્રીયા અને ચોખાઇની બારીકીઓને લગતા છે, અથવા તો તે અને બીજી ઝીણી બાબદોના સવાબ યા ગુનાહના વાદવીવાદ સાથે તાલુકો રાખે છે.

બીજી સઘળી રેવાયતો અને લખાણો કે જે વખતે વખત બીજી બે સદી દરમયાન ઇરાનથી લાવવામાં આવયાં છે, તે વીશે પણુ એમજ કહેવાઇ શકાય. તે સઘળું પારસી મોબેદો અને બેહદીનોની ઉંડી દાળજી દેખાડી આપે છે કે જે તે લોકોએ પોતાના ધરમની સંભાળ કરવામાં અને ઘણી મુશકેલીથી મળી શકે એવાં લખાણોની કોપી કરવામાં લીધી હતી.

જે હાલતમાં પહેલાં પારસીઓ ગુજરાતમાં આવી વસયા હતા, તે ખચીતજ તેઓમાં એલમની જાળવણી માટે લાભકારક હતી નહી. તેઓ ઘણુા ખરા વેપારી ટોળીઓ માફક પોતાના કુટુંબો, તાબેદારો અને ખીદમતગારો સાથે ઇરાનથી આવી વસયા પછી તેઓને પોતાનાં ગુજરાનને માટે એક કરકસર કરનારી અને ઉદયોગી કોમ સાથે હરીફાઇ કરવી પડી હતી. થોડાએક મોબેદો તેઓ સાથે આવયા હતા, તેમાં તો કાંઇ શક નથી અને સાથે સાધારણ પરસતેસ ચાલુ રાખવાના જરૂરજોગાં આલાતો અને હાથનાં લખેલાં પુસ્તકો જેવાં કે ખોરદેહ અવસતા અને વંદીદાદ સાથે લાવેલા હોવા જોઇયે, પણુ તે વખતે તેઓનાં અભયાસ અને કેળવણીનાં સાધનો થોડાં હોવાં જોઇયે.

પારસીઓ સંજાણુમાં આવયાની તારીખ ઘણી અચોકસ છે. "પારસી પ્રકાશ" માં ઇ. સ. ૭૧૬, ૭૪૫, ૮૦૬ અને ૮૨૦

વગેરે સુચવવામાં આવ્યા છે, પણ ઇ. સ. ૮૮૧ માં ઇરાનનો મોટો દસ્તુર માનુશચેહાર લખે છે કે (Epistle. II. VIII. 5) "તેને દરીયા મારગે ચીન લગણુ ભટકવું પડશે" અને તે હીંદુસ્તાન વીશે તેમાં જરા પણુ બોલતો નથી, અને તયાં જો તે વખત ઘણા પારસીઓ વસતા હતે, તો જરૂર તે વીશે તે બોલતે. બીજા હાથ ઉપર દક્ષીણુ હીંદુસ્તાનમાં મળેલી ધરમાદાનને લગતી એક ત્રાંબાની તખતી ઉપર સાક્ષી દાખલ કેટલાએક પારસીઓએ પોતાની સહી પહેલવીમાં કરેલી છે, અને તે ઘણુંખરૂં ઇ૦ સ૦ ૮૫૦ ની આગમજની છે. જો કે તે લોકો કદાચ ઇરાનથી આવેલા તયાંના વેપારી રહીશો હોય. તોપણુ કોઇપણુ રીતે જે પારસીઓએ "કેનરી" ના ગુફાઓમાં ઇ૦ સ૦ ૧૦૦૯ અને ૧૦૨૧ માં પોતાની પહેલવી સહીઓ કોતરેલી છે, તે પારસીઓ સંજાણુથી આવેલા હોવા જોઇયે.

બીજી એક તારીખ કે જે જાણુવી ઘણી મુશકેલ છે, તે પ્રખયાત નેરીઓસંગ ધવલની છે, જેને હીંદુસ્તાનના આગલા પારસી મોબેદોમાં સરવેથી ભણેલો સઘળા જણાઓ એકમતે કબુલ કરે છે. તેનો સંસકરૂતમાં કરેલો પહેલવી ઇજશનેનો અધુરો તરજુમો તેનાં બેઉ ભાશાનાં ઓહોળાં જ્ઞાનનો ખાતરીલાયક પુરાવો છે, કે જે વખતમાં દરેક તરજુમો કરનારને પોતાનાજ શબદકોશ અને વયાકરણુ રચવાં પડતાં હતાં. તેણે વળી ખોરદેહ અવસતાનો કેટલોક સંસકરૂત તરજુમો કરયો હતો અને પહેલવી મીનોખેરદનું પાઝંદ સંસકરૂત ભાશાંતર બનાવયું હતું કે જે તયાર પછી થયલા પહેલવી અરદાવીરાફનાં એક ભાશાંતર કરતાં ચઢયાતું છે.

હવે મને લાગે છે કે ભરૂચના દસતુરની ઇ૦ સ૦ ૧૮૮૯ માં લખાયલી વંશાવળીથી નેરીઓસંગની તારીખ સઉથી સેહેલી રીતે જણાય છે. તે વંશાવળીમાં પેશોતન રામના જનમથી તે ૧૮૩૮ સુધી ૧૯ પેહેડીનાં નામ આવે છે. પેશોતન રામનો જનમ ૧૩૭૩ થી ૧૩૮૨ ની અંદર થયલો જણાવે છે, કારણુકે ૧૩૯૭ નું તેને હાથનું એક જુનું લખાણુ મોજુદ છે અને તે વખતે (૧૩૯૭ માં) તે ઘણો નાનો હોવો જોઇયે, કારણુકે છેક ૧૪૧૦ માં એક બીજું "મેનયુસક્રીપટ" તેના બાપે લખયું છે. ૪૬૫ અથવા ૪૫૬ વરસમાં ઓગણીસ પેહેડી થઈ જવાથી દરેક પેહેડી ૨૪॥ અથવા ૨૪ વરસની ગણી શકાય. ૧૩૯૭ નાં "મેનયુસક્રીપટ" ના "કોલોફોન" માં પેશોતન રામની વંશાવળી હરમજદીઆર જેનો અને નેરીઓસંગનો જમાનો એકજ હતો, તયાં સુધી પાછળ લઇ જતાં નવ પેહેડી થાય છે, (પણુ એમાંની ત્રણુ પેહેડી ગોસતેફરીઆન નામની કેતાબના ઇંગ્રેજી તરજુમામાં ભુલથી રહી ગઇ છે, જે પહેલવી ટેક્ષટ ઉપરથી જણાશે.) આ નવ પેહેડી ઉપલી ૧૯ પેહેડીઓના જેટલીજ લાંબી ગણીએતો ૨૨૧ અથવા ૨૧૬ વરસ સુધી લંબાય અને ઇ૦ સ૦ ૧૧૫૨ અથવા ૧૧૬૬ હરમજદીઆર અથવા નેરીઓસંગના જનમની તારીખ લેખાય. તેટલા માટે આએ આધાર ઉપરથી આપણે એવાં અનુમાન ઉપર આવયે છીયે કે નેરીઓસંગ ૧૨ મી સદીની આખેરીએ થઇ ગયેલો હોવો જોઇયે, અને જયારે હીંદુસ્તાનના પારસીઓ નેરીઓસંગની અગાઉ ત્રણુ કરતાં વધારે પેહેડી અથવા ઘણીજ મુશકેલીથી ૧૧૦૦ થી વધારે આગળ લઇ જઈ શકતા નથી, તયારે આપણુને ધારવું જોઇયે કે ઘણાં નામો જતાં રહેલાં હોવાં જોઇયે.

નેરીઓસંગ એક ખરેખરજ ઘણોજ વીદવાન મોબેદ હતો, કે જેની સાથે

આગલા પારસી મોબેદોમાંના કોઈને પણ ખરી રીતે કવચીતજ સરખાવી શકાય. તોપણ તેઓમાં બીજા ઘણા વીદવાન અને ઉદયોગી મોબેદો હતા અને તેમાં ખસુસ કરીને આપણે, બાબદોની જેઓએ ઘણી-ખરી સઘળી વીગત આપનારી ( Encyclopœdical ) 'રેવાયત' બનાવી હતી અને જુનાં લખાણો ઘણી સંભાળથી નકલ કરયાં હતાં તેઓની નોંધ લેવી જોઈયે. ટુ-કમાં ખરેખરતો તેઓમાં ઘણાજ થોડા કોઇ પણ રીતે નાલાયક હતા. હવે જો આપણે હીંદુસ્તાનના નેરીઓસંગને માનુશચેહાર જેવો ઇરાની કે જેણે "દાદેસતાને દીની" લખી હતી, અને આતર ફ્રનબગ અને આતરપદ જેવા ઇરાનીઓ જેઓએ "દીનકરદ" લખી હતી, તેઓ સાથે સર-ખાવયે તો આપણે હીંદુસતાનના ઘણાખરા દસતુરોને પણ ઇરાનના ઘણાખરા દસતુરો સાથે લાયકાત, જ્ઞાન અને કાબેલીયતને માટે વાજબી રીતે સરખાવી શકયે. પહે-લવીનાં જ્ઞાનની કાંઇક કોટાઇ વીશે બોલતાં આપણને યાદ રાખવું જોઇયે કે પહેલવી ભાશા લગભગ નવમી સદીની આખેરી સુધી સઘળા ઇરાનીઓની સવદેશી ભાશા હતી, અને તયાર પછી પણ પારસી મોબેદોમાં કેટલીએક સદી સુધી ચાલુ રહી. જયારે હીંદુસ્તાનમાં તો મોબેદોને રોજના ચાલુ વપરાસને ખાતર બીજી ભાશાઓ વાપરવી પડી, જેથી તેઓના પહેલવી અને ફ્રારસી ભાશાના અભયાસમાં ઘણી ખલલ પડી.

---

## નાં૦ ૧૦૯
## જામે જમશેદ.
(તા. ૨૬ મી સપટેમ્બર ૧૮૯૬.)

---

મરહુમ દસ્તુર મેહેરજીરાણા તથા ૧૬ મી સદીના પારસીઓના કહેવાતાં અ-જ્ઞાનપણાં વીશે ગયે વરસે અમારી કટારોમાં ચાલેલી ચરચા ઉપરથી એક ખંતીલા અ-થોરનાન ગ્રાડયુએટ મી૦ કુટારે ડાકટર વેસટના મેળવેલા અભીપ્રાયનો શરૂઆતનો ભાગ ગયા સનીવારના અમારા અંકમાં અમોએ પ્રગટ કરયો હતો, જયારે તેનો બાકી રહેલો ભાગ આજના અંકના પાછલા સફા ઉપર અમો રજુ કરયે છીયે. ડાકટર વેસટ ઉપરાંત એ ખંતીલા એરવદે બીજા બે જાણીતા ઓરીયેંટલ સકાલરો ડાકટર મીલ્સ તથા ડાકટર ગેલ્ડનરના અભીપ્રાયો પણ, તેજ પાંચ સવાલો તેઓ ઉપર લખી મોકલીને, મેળવયા છે અને એ બે વીદવા-નોના મળેલા જવાબો પણ, એરવદ કુટારની ખાએસથી અમે પ્રગટ કરયા છે.

હવે જયારે આપણે હીંદુસ્તાનના દસ-તુરોને ઇરાનના દસતુરો પાસે ચોકસ "મેન-યુસક્રીપટો" માંગતા જોઇયે છીયે, તો તે ઉપરથી આપણને એમ ધારવાનો કાંઇ હક નથી કે હીંદુસ્તાનમાં તે વખતે કોઇપણ ઠેકાણે તે "મેનયુસક્રીપટો" હસતીમાં હતાં નહી. પણ તે ઉપરથી ફ્કત એટ-લુંજ કહી શકયે કે જે ચોકસ દસતુરો તે મંગાવતા હતા, તેઓની પાસેજ તે હતાં નહી. દાખલા તરીકે ફ્રવરદીન યશતનું ફારસી અક્ષરે લખાયલું અવસતા ટેક્ષટનું એક "મેનયુસક્રીપટ" જે હાલ "મયુનીચ" ખાતે ડાકટર હાઉના કલેકશનમાં છે, તે "મેનયુસક્રીપટ" ના કોલોફ્રોન ઉપરથી આપણને માલમ પડે છે કે જામાસપ હકી-મને યઝદથી સુરત ખાતે કેટલાક સવાલના જવાબો, હોમ અને વરસનો કાંઇ જથો આપી તથા ફ્રવરદીન યશતનું અવસતા "મેનયુસક્રીપટ" જે સુરતખાતે તે વખતે નહી હતું તે સાથે મોકલયો હતો. ૧૭૨૨ માં મુંબઈ આવયા પછી તેણે સમજાયું કે રૂસતમજી માણેકજી જેઓની આગળ તે

આવયો હતો, તે લગભગ બે વરસ અગાઉ ગુજરયો હતો. સુરત જઇને તેણે જે દસતાવેજો અને મેનયુસક્રીપટ તે લાવયો હતો તે આપયાં અને સવદેશ પાછા ફરતી વખતે ફરવરદીન યશતની અવસતા ટેક્ષટ ફારસી અક્ષરમાં લખવાને માટે લગભગ છ મહીના સુધી મુંબઇની નજદીક રહયો હતો અને તે મેનયુસક્રીપટ હાલ મયુનીચમાં છે. આએ "કાલોફોન" ઉપરથી કોઇએ ભુલભરેલું અનુમાન કરયું છે કે ફરવરદીન યશત પહેલવહેલી ઇ૰ સ૰ ૧૭૨૨ માં જામાસપ હકીમ હીંદુસ્તાનમાં લાવયો હતો. પણ પ્રોફેસર ગેલ્ડનરને પોતાની શોધખોળ દરમયાન ત્રણ "મેનયુસક્રીપટો" હીંદુસ્તાનમાંથી મળયાં છે, કે જે જામાસપ હકીમના "મેનયુસક્રીપટ" થી તદન જુદાજ છે અને તોપણ તેમાં ફરવરદીન યશત આવેલી છે. તેમાનું F I ૧૫૯૧ માં આસદીન કાકાએ લખેલું, Pt I ૧૬૨૫ માં લખાયલું અને E I જેની ફરવરદીન યશતની કોપી F I ની કોપી ઉપર ઘણી ખરી રચાયલી છે, F I ના કોલોફોનનો મોટો ભાગ પછવાડેથી પાછો લખાયલો છે, કારણકે છેલ્લું પાનું (વરક) ખવાઇ ગયલું હતું, પણ અસલ કોલોફોનની કેટલીએક આગલી લાઇનો ટેક્ષટની છેલ્લે હજુર રાખેલી છે અને તે બીજા લખનારે બરોબર નકલ કરી છે. આએ "મેનયુસક્રીપટ" ના અક્ષર તે પછી ૨૧ વરસે આસદીન કાકાને હાથનું લખેલું "શીકંદ ગુમાની" નું મેનયુસક્રીપટ Ak 2 ની સાથે પણ સરખાવવામાં આવયાં છે. અને બેઉ અક્ષરો ઘણાખરા મળતા આવે છે. Pt I નો કોલોફોન પણ ફરીથી લખાયલો છે. E I તેના કરતાં પાછલા વખતની છે પણ તેમાંની ફરવરદીન યશત F I ની નકલમાંથી અને નહી કે જામાસપ હકીમનાં મેનયુસક્રીપટમાંથી લીધેલી છે. એ સઘળાં ઉપરથી આપણે એજ અનુમાન ઉપર આવયે છીયે કે આએ (ફરવરદીન) યશત સુરતમાં જામાસપ હકીમ જે મેનયુસક્રીપટ લાવયો તેની ૧૩૧ વરસ કરતાં પણ ઘણી અગાઉ નવસારીમાં હતી, જો કે તે હીંદુસ્તાનમાં પહેલવહેલી કયારે આવી તે વીશે રેવાયતમાં નોંધેલું મને ખબર નથી.

જો પારસીઓ પ્રોફેસર ગેલ્ડનરના દીબાચાનો જયાં સુધી તેઓ તે સમજે તયાં સુધી વાંચી વાંચીને અભયાસ કરશે, તો તેઓને ખોટા "કોલોફોન" (જો તેવું કાંઇ હીંદુસ્તાનમાં હોય તો) થી ખોટે રસતે દોરવાઇ જવાની જરા પણ ધાસતી રહેશે નહી. આવા ખોટા કોલોફોન પારસી મેનયુસક્રીપટોમાં કદાચજ હોય છે અને મારા ૩૦ વરસ ઉપરના અનુભવમાં એવો એક પણ કોલોફોન મને મળયો નથી. કોઇ કોઇ વખત વાંચનારાઓ તેને બરોબર સમજતા નથી. પણ તે તો તેઓનાજ કાચા અનુભવ ઉપરથી બને છે. જબાનસનાસો તો સાધારણ રીતે બીજા વીદવાન માણસોની માફક પોતાના મન ઉપર પડેલા પહેલાજ છાપ ઉપર ઘણો ઇતબાર રાખતા નથી અને જયાંસુધી તેઓએ બરાબર ઉલટપાલટ તપાસ કરી નહી હોય અને ભુલ થવાના સઘળા બનવાજોગ સંજોગો ધયાનમાં નહી લીધા હોય, તયાંસુધી કાંઇપણ માની લેતા નથી.

ઇરાનીઓ અને હીંદુસ્તાનના પારસીઓ સાથની સંબંધ રાખનારી સથીતી અને તેઓ વચેના વહેવાર સાથે તાલુકો રાખતી ઘણીક બાબદો છે, જેની શોધખોળ હજી થઇ છે તે કરતાં વધારે કાળજી ભરેલી અને અપક્ષપાત થવી ઘટે છે. માનુશચેહારનાં કાગલો ઉપરથી માલમ પડે છે કે ઇ૰ સ૰ ૮૮૧ માં યાને પારસીઓના પાદશાહોમાંનાં છેલ્લા પાદશાહનાં મરણ પછી ૨૩૦ વરસે ઇરાનમાં ઘણીક જરથોસતી કોમો હતી.

માનુશચેહાર પોતે મોટો ધરમગુરૂ અને પારસ અને કેરમાનમાં વસતી કોમોનો મુખય અધીકારી હતો અને તે શીરાઝ, સરકન, કેરમાન, રય, અને સરખસને કદીમ ધરમનાં મુખય મથકો તરીકે લખે છે. આએ શેહેરો ઇરાનના મોટા ભાગ ઉપર વહેંચાઇ ગયાં છે અને પહેલવી વંદીદાદના જુનામાં જુના કોલોફોન ઉપરથી જાણુયે છીયે કે ઇ૦ સ૦ ૧૨૦૫ માં સંગેસતાનમાં જરથોસતી કોમ રહેતી હતી. પારસીઓ તેટલા માટે ઇરાનમાં ઘણા અને આબાદ હતા, જયારે તેઓના જાતભાઇઓ હીંદુસ્તાનમાં ઠરીઠામ થવાને માટે ફાંફાં મારતા હતા. દીનકરદનાં ૮ અને ૯ માં દફતરો ઉપરથી માલમ પડે છે કે નવમી સદીની આખેરી સુધી તેઓએ તેઓનાં ધરમશાસ્ત્રના આગલા ૨૧ નુસકમાંથી ૧૯ નુસક ઇરાનમાં જાળવી રાખયાં હતાં, જયારે હીંદુસતાનમાં આપણે જોયું તેમ તેઓને ઘણીજ જરૂરજોગી સાધારણ બંદગીને લગતાં ત્રણ અધુરાં નુસક ઉપરજ સંતોશ પામવું પડયું હતું.

દશમીથી પંદરમી સદી સુધી, જયાંસુધી જાણુંછ તયાંસુધી, પારસીઓની તવારીખ ઘણીખરી ખાલી છે. ઇ૦ સ૦ ૧૦૦૯ અને ૧૦૨૧ માં કનેરીના ગુફા તરફ પારસીઓની લાંબી મુલાકાત, ૧૧૪૨ અને ૧૨૧૫ માં નવસારી ખાતે મોબેદોનું આવવું, ૧૨૦૫ માં માહીયારનું સગેસતાનમાં છ વરસ રહયા પછી પહેલવી વંદીદાદના "મેનયુસક્રીપટ" સાથે પંજાબમાં ઉંચ તરફ પાછા ફરવું, ૧૨૬૯ પછી ઇરાની મોબેદ રૂસતમ મેહેરપાનનું આવવું અને ૧૨૭૮ માં અંકલેશવરમાં તેનું વીસપરદનું લખવું, વળી તેના ભાઇના છોકરાના છોકરાનો છોકરો મેહેરપાન કેખુશરૂ કે જેણે ખંબાતનો ચેહાલસંગ નામનો એક ગુજરેલો પારસી (કે જેને માટે મેહેરપાનના પાંચ "કોલોફોન" સીવાય બીજું કાંઇપણ લખાણ મળતું નથી,) તેને માટે બે પેહેલવી ઇજશને અને બે પહેલવી વંદીદાદ અને બીજાં કેટલાંએક ઇ૦ સ૦ ૧૩૨૩ અને ૧૩૨૪ માં મેનયુસક્રીપટો લખયાં હતાં, અને ઇ૦ સ૦ ૧૩૦૯ માં ભરૂચમાં ઇંટના દોખમાનુ બાંધવું, એ સીવાય બીજું શું જાણુયે છીયે?

આપણે ધારી શકયે કે ઇ૦ સ૦ ૧૪૭૮ કરતાં આગળ પણ રેવાયતો હીંદુસ્તાનમાં આવવી જોઇયે. હવે તયારે હું પુછુંછું કે જાણવાજોગ બનાવોની જે નોંધો "ફરેસત" અને "બારમાસીયા" કે જે ઘણા પારસી મોબેદો હીંદુતસાનમાં રાખતા હતા, તેમાં એ વીશે શું કાંઇ પણ મળે નહી?

આપણી મોજુદ રેવાયતો ઇ૦ સ૦ ૧૪૭૮ માં શરૂ થઇ, તયાર પછી તરત માલમ પડી આવે છે કે ઇરાનમાં પારસીઓ પોતાનું બળ ખોતા ગયા અને હીંદુસ્તાનના પારસીઓની સ્થીતીમાં સુધારો થતો ચાલયો છે. ઇ૦ સ૦ ૧૫૧૧ માં ચાર ઇરાની વેપારીઓ ગુજરાતમાં એક કાગલ લઇ આવયા, જેમાં ઇરાની પારસીઓ પોતાની વસતી સરફાબાદ અને તુરકાબાદમાં ૪૦૦, યઝદમાં ૫૦૦, કેરમાનમાં ૭૦૦, સીસતાનમાં ૨૭૦૦, અને ખોરાસાનમાં ૧૭૦૦ માણસો (નફર) ગણે છે. જો આપણે "નફર" નો અરથ "કુટુંબનો વડો" તરીકે ગણુયે તો આએ ૬૦૦૦ નફર મળી આખી પારસી વસતી ઉપર કહેલાં પરગણાઓમાં ૨૫૦૦૦ અને ૩૦૦૦૦ ની વચમાં થવા જાય, કે જે વસતી હીંદુસ્તાનનાં પારસીઓની વસતી કરતાં વધારે ગણી શકાય નહી.

જો તે વખતના હીંદુસ્તાનના દસતુરોએ પોતાના રીવાજો અને દંતકથાઓ ઇરાનના દસતુરોની માફકજ છે કે નહી, તે

જાણવાને પુછપરછ કરી તે સારૂં તેઓને નાકાબેલ ગણીને આપણે તેઓને ઠપકો આપચે. તો ઇરાની દસ્તુરો કે જેઓએ પોતાનાં ધરમનાં પવીત્ર નુસકનો ⅔ ભાગ દશમી અને પંદરમી સદીની વચે ખોઇ દીધો અને તારાજ થવા દીધો, તેઓને કેટલો ઠપકો આપવો જોઇએ ? ખરૂં છે કે તે વખત ઇરાનનાં દસતુરો માટે ઘણો સંકટ ભરયો હતો, તોપણ તે લોકો સઘળા અજ્ઞાન થઇ ગયા હતા નહી, કારણ કે ઘણાં કીમતી " મેનયુસક્રીપટો " ની કેટલાકોએ નકલ કરી હતી, પણ કેટલાકોએ ફકત ખંતની ગેરહાજરીથી અગતયના "મુનયુસક્રીપટ " ની બેદરકારી કરી અને તેથી તે નકલ કરવાનાં રહી ગયાં અને આખરે બધાં ગુમ થઇ ગયાં અને જયારે હીંદુસતાનના દસતુરોએ ઇ૦ સ૦ ૧૪૭૮ માં ૨૧ નુસકો માટે પુછાવયું, તયારે તેઓમાંની સાધારણ બાબદોમાંની ઘણી ટુંક વીગતોજ તેઓ મેળવી શકયા અને તે પણ થોડી ઘણી ભરોસાલાયક હતી.

શું આવીજ ખંતની ગેરહાજરીથી હાલના પારસીઓએ તેઓની સઘળી કેળવણી, સાહાસકામ અને સાદી સમજ છતાં, ઘણા જુના દસતાવેજો જેવા કે ફરેસત અને બીજી તેઓની કોમના નયાગાનોની નોધો (જેની પુરેપુરી નકલો તેઓના અકાબરો ભવીશયની ખબર અને તેઓની કોમના ઉપયોગને માટે એકઠા કરીને જાળવી રાખે, તો તેઓની તવારીખના ઘણાખરા ભાગનો સમાવેશ તેમાં થઇ જાય,) ધીમે ધીમે નાશ થવા દીધો નથી અને હજુર તેનો નાશ થવા દેતા નથી.

હું ધારૂં છું જે આ કાગલમાં તમારા સઘળા સવાલોના જવાબો તમુને મળશે, જો કે તમે જે અનુક્રમે પુછયા હશે તેમ નહી હશે. તમે જોશો કે મારા વીચારો માટે લંબાણથી તેનાં કારણો દરશાવવાની જરૂર પડી છે. આ કાગલ તમારી મરજી માં આવે તો છપાવવાની યાતો તેનો કોઇ પણ રીતે ઉપયોગ કરવાની તમુને છુટ છે અને જો તમોને નયુસપેપર કટીંગસ પાછાં જોઇતાં હોય તો મહેરબાની કરી મને જણાવજો.

તમારો સેવક,
ઇ. ડબલ્યુ. વેસટ.

---

## ના૦ ૧૧૦
## જામે જમશેદ.

(તા. ૨૯ મી સપટેમ્બર સને ૧૮૯૮)

### ડાકટર મીલસનો અભીપ્રાય.

---

ઓકસફરડ, મે-૨૫-૧૮૯૮.

મારા વહાલા સાહેબ,

તમે કાબેલીઅત, મધયમપણુ, અને વીચારવંતપણાથી (Scholarly Judicious and moderate) પુછેલા સવાલોના જવાબો વીશે મારો અભીપ્રાય તમે જે કહયું છે તે સાથે તદન મળતો છે. નેરીઓસંગની તવારીખ પણ તમે જે જમાનામાં તેને મુકયો છે તયાં વેર, તદન નહી તો લગભગ તયાં વેર જાય છે. અને કેટલાક (વીદવાનો) તો જેવા કે મારો મરહુમ દોસત ડારમેસટેટે નેરીઓસંગના સઘળા વીચારોને સવીકારવામાં કાંઇ પણ મના રાખતો નથી.

આપણા પહેલવી તરજુમા તો અકબરના જમાનાની અગાઉનાજ છે, અને નેરીઓસંગના પહેલવી ઉપરથી કીધેલા સંસક્રીત તરજુમાઓ દેખાડે છે કે (તેના

જમાનાની) કેટલીએક સદી આગમજ પણ પહેલવીનું વંશપરંપરા ઉતરેલું જ્ઞાન હતું. નેરીઓસંગ પોતે પણ તેના જેવોજ (કાબેલ) નહી હોય ત્યાં સુધી પહેલવી કેમ શીખે ? ટુંકમાં હું (તમારા સવાલોના જવાબમાં ) કહું છું કે "હા." ખચીત અકબરના વખતના તેમજ તેની આગળના પારસી મોબેદોમાં એક ઘણુંજ ઉંચી પંક્તીનું વંશપરંપરા ઉતરી આવેલું જ્ઞાન હતું, અને અકબર ખચીત કાંઇ એવો બેવકૂફ નહિ હતો કે પોતે પારસી ધરમથી વાકેફ થવા સારૂ તે ખાસ એવાજ કોઇ પારસીને બોલાવે કે જે તે વાશે કાંઇજ જાણુતો નહી હોય.

હું છું તમારો વીશવાસુ,
એલ. એચ. મીલ્સ.

તા૦ ક૦—મને હમણા કામનો બોજો ઘણોજ છે.

---

## નં૦ ૧૧૧
## જામે જમશેદ.

(તા૦ ૨૬ સપટેમ્બર સને ૧૮૯૮)

### ડાકટર ગેલ્ડનરનો અભીપ્રાય.

---

બરલીન, ૨૫-૮-૧૮૯૮

માનવંતા સાહેબ,

તમારાં તા૦ ૧૫ મી એપ્રેલના કાગલ માટે અને તે સાથના "કટીંગસ" માટે ઉપકાર માનતાં મારે તમારા સવાલોના આ અસુરા જવાબને માટે દરગુજર ચાહવી જોઇયે. સોળમી અને અઢારમી સદીની વચેના પારસી મોબેદોનાં જ્ઞાન સંબંધી હાલત વીશે ચોકસ જવાબ આપવો કાંઇ સેહેલું નથી, કારણુ કે તે માટે ખાતરી લાયક ખબરોની લગાર ખુટ છે, પણ આંકેટીલનો એ બાબદ વીશેનો અભીપ્રાય તો કાંઇજ કીમતનો (કામનો) નથી. જંદ પહેલવી જબાનોનું તેનું પોતાનું જ્ઞાન ઘણુંજ ઉપર ટપકેનું હતું અને બનવાજોગ છે કે તેણે પોતાના ઉસતાદને એવા સવાલો પુછ્યા હોય કે જેના સઉથી સરસ દસતુરો પણ ઉતર આપી શકે નહી અને તેટલાં ઉપરથીજ તેણે બાંધેલો વીચાર ઘણો ઉતાવળાયો હોવા વગર રહે નહી. ૧૬ મી અને ૧૭ મી સદીઓના જુના "મેનયુસક્રીપટો" ની નકલ કરનારાઓમાં ઘણાકો એવા હતા કે જેઓ ઘણાજ કાળજીમંદ કહેવાય, જો કે ખુદ અવસતા ભાશાનું તેઓનું જ્ઞાન ઘણું ઓહોળું નહી હતું એમ મને જરાક શક છે. હીંદુસ્તાનમાં ત્યાંના મોબેદોને સારૂં અવસતાનું વયાકરણ અને તે શીખવાની મદરેશાઓ નહી હોવાથી, ત્યાંના પારસીઓને અવસતા લખાણો સમજવાનું વધારે અને વધારે મુશકેલ થઇ પડયું. પણ એ ખુટ પહેલવી તરજુમાઓથી અને બાકીનાં તમામ પહેલવી સાહીત્યથી પુરવામાં આવી હતી. (ખરેખર તો) ખુદ અવસતામાં આપણને જરથોસતી મહજબનો ખુલ્લો અને પુરેપુરો ચીતાર કાંઇ હમેશ મળતો નથી, અને એવો કોઇ ચીતાર આપવાનું કામ તો પહેલવી સાહીતયને માટેજ રાખી મુકવામાં આવયું છે. એટલે કે થોડોજ શક છે કે સોળમી સદીમાં એવાબી દસતુરો હતા કે જેઓ પહેલવી પુખત રીતે સમજતા હતા. (Understood Pahalvi thoroughly) એવા દસતુરો ગુજરાતના એક અંધારાં ખુણામાં રહેતા હતા તો શું થયું, એમ તો બ્રાહમણો અને યાહુદીઓમાં પણ ધરમને લગતાં વંશપરંપરા ઉતરી આવેલાં ખરેખરાં જ્ઞાને ઘણીક વખતે એવાં ખુણાં-

ખંટોલાંઓમાંજ વાસો કરેલો મળે છે; અને એજ મીસાલે હીંદુસ્તાનનાં ચોકસ દસતુરી ખાનદાનોમાં પહેલવીનું જ્ઞાન તે વખતે પેહેડી દર પેહેડી ઉતરી આવેલું હોવું જોઇયે. અને તેજ મીસાલે હમણા પણ છે, નહી તો (ફકત એકજ દાખલો આપું તો) પેલા તમારા પુનાવાળા બુજોરગ દસતુર હોશંગજી જેઓ યુરોપીયનોના ઉસતાદ થાય છે, તેવણ પોતે પણ પહેલવીનું જ્ઞાન કયાં સંપાદન કરતે?

એવાં બધાં કારણોને લીધે હું ધારૂં છું કે એવો કોઇ વીદવાન પહેલવી ઉસતાદ મહાન મોગલ (પાદશાહ અકબર) ને જરથોસતી ધરમના કાનુનો ઘણીજ ખાતરી લાયક રીતે સમજાવી શકયો હતો.

વળી "રેવાયતે" માં પણ કાંઇ સાધારણ મુળતત્વોનીજ બાબદોનું બયાન આવતું નથી, પણ ઘણી વખતે તેમાં ઘણાજ મહત્વના સવાલોનો સમાવેશ કરેલો છે. (જુઓ Sacred Books of the East VOL. XXXVII P. 419) અને તેઓમાં વળી વાર વાર ઈરાનના વીદવાન દસતુરોના સતાવાર ફટવાઓ પણ મળે છે.

એમ કહેવામાં આવે છે કે જાપાસપ ઇ૦ સ૦ ૧૭૨૧ માં ફરવરદીન યશત હીંદુસ્તાનમાં લાવયો હતો, જયાંથી તે ગુમ થયલી કહેવામાં આવતી હતી. પણ એ ગુમ થયલી હોવાની વાત ઘણું ઘણું તો પારસીઓના ચોકસ પંથકોનેજ લાગુ પડે, નહી કે હીંદુસ્તાનના તમામ પારસીઓને. ખરી બીના તો એ છે કે એ યશત તે વખતે (૧૭૨૧ માં) હીંદુસ્તાનની ઘણીક નકલોમાં મોજુદ હતી. અને તેબી વળી કેટલેક દરજજે તો જામાસપની ઇરાની નકલ કરતાં પણ વધારે સારી (સુધ) હાલતમાં. જોકે કદાચ એમ હોય કે તેના માલેકોએ તે તેઓથી છુપી રાખી હોય.

પ્રાચીન લેખો ઉકલાવવાની વીદયા ઉપરથી તથા અસલ એબારતની બારીક નુકતેચીની ઉપરથી (Palaeographical and text-critical reasons) થોડોજ શક રહે છે કે જે-"મેનયુસક્રીપટો" ને મેં F I અને Pt. I ના નામ આપયાં છે, તે ખરેખર તેના "કોલોફોન" માં જેટલાં જુનાં કહેવામાં આવયાં છે તેટલાંજ પુરાણાં છે.

હું છું, તમારો તાબેદાર,
કે. એફ. ગેલડનર.

---

## નં૦ ૧૧૨

## મુંબઇ સમાચાર.

(તા. ૨૮ સપટેમ્બર ૧૮૯૮.)

### મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને પાદશાહ અકબરે આપેલી કહેવાતી જાગીરની સનદની નકલ બાહેર મેલવાની કરવામાં આવતી માગણી.

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,--મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને લગતી તકરાર વળી પાછી નવાં રૂપે શુરૂ કરવામાં આવી છે. જાણીતા અંગ્રેજ વીદવાન ડાકટર વેસ્ત ઉપર ચોકસ સવાલો મરહુમ દસ્તુરજીના ખેશીઓ તરફથી મોકલાવી તેનો અભીપ્રાય તેની પાસે પુછાવવામાં આવયો હશે; અને તે ઉપરથી તે વીદવાને એવું મત આપેલું જણાવવામાં આવે છે કે, "મેહેરજી રાણા "ઇ૦ સ૦ ૧૫૭૮ ને આશરે દીલ્લી ગયા હતા, તે બીના તો તે વખતેજ તેવણને આપેલી જાગીર ઉપરથી સીધ થાય છે." પણ, સાહેબ, અગતનો સવાલ તો એ છે કે જાગીર તે વખતેજ મળી હતી કે કેમ અને

શા માટે?† તેનો ચુકાદો સંતોષકારક રીતે લાવવાનો અકસીર ઇલાજ તે જાગીરને લગતી સનદની નકલ બાહેર મેલવાનો છે. તે નકલ બાહેર મલવામાં આવે તો સઘળી લંબાણ તકરારોનો ટુંકમાં નીવેડો આવી જાય. પ્રોફેસર વેસ્તે તો, મરહુમના ખેશીઓની એવી વાત માની લઇને જવાબ આપયો છે કે મરહુમ દસ્તુર મેહેરજી રાણાને ૧૫૭૮ માં અકબરે જાગીર આપી હતી; પણ તે વાત ખરી છે કે કેમ તે દેખાડવાને તેની સનદ કાં નહીં બાહેર મેલવામાં આવતી ?

તકરાર કરવાની ખરી રૂઢી.
મુંબઇ, તા૦ ૨૬ મી સપતેમબર.

---

## ના૦ ૧૧૩.

## જામે જમશેદ.

(તા૦ ૧ લી અકટોબર સને ૧૮૯૮)

### અકબર અને દસતુર મેહેરજી રાણા.

---

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

દસતુર મેહેરજીરાણાની હીમાયતમાં ડાકટરો વેસ્ટ, મીલ્સ અને ગેલ્ડનર જેવાઓના જે અભીપ્રાયો તમારાં પત્રમાં છપાયા છે, તેથી વીરૂધવાળાઓ ઘણાજ મુજાયા છે. બદાઓનીએ તો ભર દરીયે તરાપો ડુબાવ્યાથી, સોળમી સદીના પારસીઓનું કહેવાતું "અજ્ઞાનપણુ" હવે ચાલે નહીં એવું હોવાથી, અને ફરવરદીન યશતવાળું ઓથું પણ જમીનદોસત થવાથી, હવે તેઓએ તકરાર કરવાની એક નવીજ રૂઢી અખતયાર કરી છે, અને તે એ કે તેઓ મેહેરજી રાણાને મળેલી જાગીર, જે હમણા સુધી સઉ કોઇ કબુલે છે, અને જેની સનદનો ભાવારથ "પારસી પ્રકાશ" માં આપેલો છે, તે ઉપર શંક નાખવો. આ સઘળી કાએલીયતને માટે મારે જણાવવું જોઇયે કે મેહેરજી રાણાને જાગીર મળી હતી તે બીના એક સનદ ઉપરથી નહી, પણ પાંચ સાત ઘણાજ જુના દસતાવેજો ઉપરથી સંતોશકારક રીતે સાબેત થઇ શકે એમ છે. એ જાગીર પહેલાં તેમનેજ મળી હતી તે વીશે કાંઇ પણ સંદેહ નથી. આ દસતાવેજોમાંનો મોટો ભાગ પેચવાન ફારસી ભાશામાં લખેલો છે અને જો પારસી કોમમાંથી ફારસીના ઉંડા જ્ઞાન ધરાવનારો કોમમાં માન પામેલો ગ્રહસ્થ એ દસતાવેજો જોવા માંગશે તો ઘટતી સાવચેતી સાથે તેમને તે દેખાડવાની જોગવાઇ કરી આપવાને મેહેરજીરાણાના ખેશીઓ ખુશી થશે. તેટલાં એ સઘળા દસતાવેજો તેની અસલ ફારસો તેમજ તરજુમા સાથે છપાવીને બાહેર પાડવાની કાંઇક તજવીજ થાય છે, અને હું આશા રાખું છું કે એ કોશેશનું ફળ થોડા વખતમાં ચોકસ રીતે પારસી આલમ આગળ ધરવામાં આવશે.

આપનો સેવક,
દારા એસ. દસતુર મેહેરજી રાણા.
ચોપાટી, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૮.

---



† હા તેજ વખતે મળી હતી. જુઓ ના. ૧૧૩.

## ના૦ ૧૬૪.

## મુંબઈ સમાચાર

( તા૦ ૫ મી અકટોબર સને ૧૮૯૮ )

### મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને શેહેનશાહ અકબરે આપેલી કહેવાતી જાગીરની સનદના સંબંધમાં માગવામાં આવતો ખોલાસો.

---

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ–મરહુમ દસ્તુરજી મેહેરજી રાણા વીષે તેમના ખેશીઓ તરફથી પાછી તકરાર જગાડવામાં આવતાં તે વીષે મેં એક ઘણીજ સાદી સુચના તમારાં પત્ર મારફતે તેમને કરી હતી. મને, સાહેબ, જણાવવા દેશો કે દસ્તુરજીને લગતી તકરારમાં હુમણાં સુધી જેવો ભાગ લેતા આવ્યા હતા તેમને લગતો હું નથી. હું પોતે એક ઇરાની છું, અને આગલ બે ત્રણ વરસ ઉપર ચલાવવામાં આવેલી સામસામી તકરારો હું ધીરજથી વાંચતો હતો. તે વેળાએ મને લાગ્યું હતું કે તકરાર જેવાં શાંત મનથી ચલાવવી જોઇએ તેવાં શાંતમનથી ન ચલાવતાં તકરારમાં ઉતરેલા મુખય પક્ષોએ નઠારા શબદોનો એક બીજા સામે વધારે ઉપયોગ કરયો હતો. તે કારણે તકરારનું સેવટ આવયું ન હતું; અને પોતાના વડીલોના ખરા ઇતીહાસથી વાકેફ થવાની હોંસ ધરાવનારા મારા જેવા બીજા કેટલાકો તેથી દલગીરજ થયા હતા. પણ તકરાર હુમણાં જ્યારે પાછી જગાડવાની તજવીઝ કરવામાં આવી છે, તયારે વળી તે આડે રસ્તે ઉતરી નહીં જાય તે અરથે મેં તમારાં માનવંતાં પત્ર મારફતે સુચવવાની રજા લીધી હતી કે, તકરારનો સેહેલથી નીકાલ આણવાના ઉપાય તરીકે મરહુમ દસ્તુરજીને શેહેનશાહ અકબરે આપેલી કહેવાતી જાગીરની સનદ બાહેર મેલવી. પણ મારી દલગીરી વચ્ચે હું જોવું છું કે તે સીધો સવાલ ઉપાડી લેવાને બદલે તેને ઉડાવી દેવાની તજવીઝ કરવામાં અવી છે. મી૦ દારા એસ૦ દસ્તુર મેહેરજી રાણા મરહુમના એક ખેશી તરીકે તકરારનાં મેદાનમાં બાહેર પડયા છે, અને તેઓએ મારા સવાલના જવાબમાં જણાવ્યું છે કે, "મેહેરજી રાણાને મળેલી જાગીર, જે "હુમણા સુધી સઉ કોઇ કબુલે છે, અને "જેની સનદનો ભાવારથ 'પારસી પ્રકાશ' "માં આપેલો છે તે ઉપર શક નાખવો" એવી નવીજ રૂઢી મેં ધારણ કરી છે. આગલ વધી તેઓ જણાવે છે કે, "આ સઘળી કાબેલીયતને માટે મારે "જણાવવું જોઇયે કે મેહેરજી રાણાને "જાગીર મળી હતી તે બીના એક સનદ "ઉપરથી નહીં, પણ પાંચ સાત ઘણાજ "જુના દસ્તાવેજો ઉપરથી સંતોષકારક રી- "તે સાબેત થઇ શકે એમ છે." "આ સઘળી કાબેલયત" તે કઇ તે જણાવવામાં નથી આવ્યું; પણ તે સવાલ હુમણાં હું પડતોજ મેલું છું. મી૦ દારાના ઉપલા શબદો ઉપરથી જો હું તેમને સમજવામાં ગેર ઇનસાફ કરતો નહીં હોઉં તો એમ ઠરે છે કે, મરહુમ દસ્તુરજીને મળેલી કહેવાતી જાગીરની કોઇ સનદ હસ્તી નથી ધરાવતી. મારૂં તે અનુમાન ખોટું હોય તો મી૦ દારા તે સુધારવાની તસદી લેશે. જે શહાદતનો ઉપયોગ કરવાની ભલામણ તેઓ મને કરતા લાગે છે તે શહાદત તપાસતાં મારાં તે અનુમાનને ટેકોજ મળતો હું જોવું છું. મારાં ગયાં લખાણમાં ડાકટર વેસ્તના સંબંમાં લખતાં મેં જણાવયું હતું તેમ પારસી પ્રકાશના બનાવનારે તો મરહુમના ખેશીઓ તરફની વાત માની લઇને એમ જણાવેલું માલમ પડે છે કે, શેહેનશાહ અકબરને તેઓએ જરથોસ્તી ધરમ સમજાવયાથી તેણે

તેમને જાગીર બખશી હતી. તેની સનદ હસ્તી ધરાવતી હોત તો તેજ પુસ્તકમાં બીજી કેટલાક ખબરોના સંબંધમાં જોવામાં આવે છે તેમ સનદની તારીખ વગેરેની નોંધ આપવાને તેઓ ચુકત નહીં. દાખલા તરીકે મરહુમના દીકરા દસ્તુર કેકોબાદને મળેલી કહેવાતી જાગીરની સનદની તારીખ તેમાં આપવામાં આવી છે. તટલામાટે મી૰ દારાને નીચલા બે સવાલોનો જવાબ આપવાની સુચના હું કરૂં છું* (૧) મરહુમ દસ્તુરજીને મળેલી કહેવાતી જાગીરની સનદ હસ્તી ધરાવે છે કે નહી, અને હોય તો તે ઉપર કઇ તારીખ આપી છે? (૨) જે જુના દસ્તાવેજોની વાતો તેઓ કરે છે તે કોઇ જાહેર ઇતીહાસને લગતા છે કે ખાનગી, અને કોણુને હાથના લખાયલા છે?

તકરાર કરવાની ખરી રૂઢી.

---

## નં૰ ૧૧૫.

## નવસારી પ્રકાશ.

(તા૰ ૯ મી અક્ટોબર ૧૮૯૮ ને વાર રવેૐ.)

### મરહુમ પહેલા દસ્તુર મેહેરજી રાણાને તથા તેમના જમાનાના બીજા હીંદવાસી દસ્તુર મોબેદોને યુરોપના જંદ વિદ્વાનો તરફથી મળેલો ઇન્સાફ.

---

આપણામાં એવી એક કહેતી ચાલતી આવી છે કે, હરએક મહા પુરૂષ યા ભલા પુરૂષને ખરો ઇન્સાફ તેની જીંદગીમાં નહી, પણ તેનાં મરણ બાદ મલે છે. એ કહેતી ખરી છે; અને અમે તેમાં માત્ર એક ઉમેરો કરીએ છીએ કે, હર કોઇ મહા પુરૂષ યા ભલા પુરૂષને ખરો ઇન્સાફ જેટલો તેના સ્વદેશીઓથી મલતો નથી એટલો પરદેશીઓથી મલી શકે છે! એવોજ એક સંતોષકારક બનાવ, હાલ મરહુમ અશો દસ્તુરજી સાહેબ પહેલા મેહેરજી રાણા તથા તેમના જમાનાના બીજા હીંદવાસી દસ્તુર મોબેદોના સંબંધમાં બન્યો છે. વાંચનારાઓને યાદ હશે કે, આજથી ત્રણ વરસની વાતપર આપણા એક ચંચલ ગ્રાજ્યુએટ મી૰ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ, રાયલ એશીઆટીક સોસાયટીની મુંબઇની શાખા મંડલીમાં પોતે વાંચેલા હીંદુસ્તાનના પારસીઓ તથા અકબર વિષેના રેસાલામાં એવો અભિપ્રાય આપ્યો હતો કે, અકબરને જરથોશ્તી ધર્મ સમજાવવા માટે નવસારીથી તે વેલાના દસ્તુર મરહુમ મેહરજીરાણા દીલ્લી ગયા હતા, અને તેવણુની સમજાવટથી અકબર જરથોશ્તી તરીકા તરફ ખેંચાયો હતો, એવી જે વાત ત્રણસો વરસથી પારસીઓમાં બોલાતી તથા મનાતી આવી છે તે ખોટી છે, કાંકે અકબર જેવા મહાન શેહનશાહ ઉપર એવી ચમતકારીક અસર કરનાર તો અરદશીર કેરમાની નામનો એક ઇરાની કાબેલ દસ્તુર હતો, જેને અકબરે ખાસ રીતે પોતાની ધર્મ સંબંધી તકરાર સમાજમાં ભાગ લેવા માટે અત્રે બોલાવ્યો હતો. મી૰ કરકરયાનો આ વિચાર દેખીતોજ ઉતાવલ્યો, ભૂલ ભરેલો તથા એક તરફી હતો; અને જયારે તેમની તે ભુલ મુંબઈનાં પત્રોમાં કેટલાક ગ્રહસ્થો તરફથી દેખાડવામાં આવી, ત્યારે તે સુધારવાને બદલે તેમણે મરહુમ મેહરજી રાણા સામે, તે નિરદોષ દસ્તુરજીને અપમાન થાય અને તેમના વંશજોનાં દીલ નાહક દુખાય એવાં તોછડાં લખાણો કર્યાં; અને તે ઉપરાંત પોતાનાં સીદ્ધાંતની સાબેતી તરીકે એક દલીલ એવી રજુ કીધી કે, મરહુમ મેહેરજી રાણાના વખતના તથા તેની આસપાસના વખતના હીંદુસ્તાનના પાર-

---

* જવાબ માટે જુઓના ૧૨૦ નો છેવટનો ભાગ.

સીઓ ધર્મ સંબંધી બાબતમાં એટલા બધા તો બેદરકાર બેશહુ અને બેએલમ હતા, તથા અકસર કરી તે વેલાના દસ્તુર મોબેદો પોતાના ધર્મની બાબતોથી એટલા તો બેખબર હતા, કે તેઓમાં પુરૂં પાધરૂં પારસીપણું પણ રહેલું ન હતું, તો તેઓ અકબર જેવા શેહનશાહને ધર્મ સમજાવી શકેજ નહી, અને ધર્મ સંબંધી ચુનોચેરા માટે તે શેહનશાહે ભરેલી વિદ્વાન ધર્મગુરૂઓની સમાજમાં ભાગ પણ લઇ શકેજ નહી. આ ઉપરથી તે વેલા મુંબઈનાં ગુજરાતી તેમજ અંગ્રેજી પત્રોમાં એ બંને સવાલોપર બહુ ગરમા ગરમ ચરચા ચાલી, જેમાં એક બાજુ મી૦ કરકરયાએ પોતે, અને બીજી બાજુ "એડી ઓકલત્રી" નામના એક પરદેપોશ કાબેલ વિદ્વાનના ઝુંડા હેઠલ બીજા કેટલાક લખનારાઓએ ભાગ લીધો હતો. અને તેનું શેવટ મી૦ કરકરયાની જબરદસ્ત શીકસ્તમાં આવ્યું હતું કેમકે બાહોશ લખનાર "એડી ઓકલત્રી"—જેનું નામ જાણવાથી હવે થોડાઓજ અણજાણ્યા હશે—તેણે જેમ મી૦ કરકરયાનાં પોતાનાં લખાણુથી, તેમજ કાબેલીઅત ભરી તકરારો, સંખ્યાબંધ દાખલા દલીલો તથા ઈનકાર નહી થઇ શકે એવા કેતાબી પુરાવાઓથી સાફ આયના પેરે દેખાડી આપ્યું કે, મરહુમ મેહેરજી રાણાના અથવા ઈસ્વી સોલમી સદીના વખતના જરથોશતી દસ્તુર મોબેદો પોતાના ધર્મના એલમ તથા જ્ઞાનમાં પરીપુર્ણ, ક્રિયા ભણતરોમાં ચુસ્ત તથા દીનદારીમાં નમુના સમાન હતા, અને તેટલા માટે અકબર પાદશાહને ધર્મ સમજાવવાને તેઓ શકતીમાન હતા. એજ શોધક બુદ્ધીના કાબેલ કલમકશે વલી સાબેત કરી આપ્યું હતું કે, અકબરને જરથોશ્તી ધર્મ સમજાવવા માટે ગુજરાતના (નવસારીના)જ જરથોશ્તીઓ દીલહી ગયા હતા, જેઓમાં આગેવાન ભાગ બજાવનાર મરહુમ દસ્તુર મેહરજી રાણાજ હોવા જોઇયે; કાંકે તે વેલાની તવારીખમાંથી જોકે તેમનાં નામ સાથની સીધી સાબેતી મલી શકતી નથી, તોપણુ આડકટરી સાબેતીઓ પુષ્કલ અને મજબુત છે. જેટલી મજબુતીથી "એડી ઓકલત્રી" એ આ સીદ્ધાંત સાબેત કરી દેખાડયું, તેટલીજ ઉસ્તવારીથી તેણે વલી મી૦ કરકરયાનું, અરદેશર કેરમાનીએ અકબરને ધર્મ સમજાવવાનું સીદ્ધાંત જમીનદોસ્ત પણ કરી નાખ્યું હતું; એવું દેખાડીને કે, આ કાબેલ ઇરાની દસ્તુર તો અકબરની ધર્મ સંબંધી તકરાર સમાજ ખલાસ થયા પછી લગભગ બે દાહેકાની મુદતે, અને વલી અકબરે રચાવવા માંડેલી ફારસી મહાન ફરહંગમાં જંદ પેહલવી શબ્દોની પુર્ણી કરવાનાંજ ખાસ કારણથી દીલહી આવ્યો હતો. એ તકરારની બરકતથી બાહેર પડેલું સાહીત્ય એક પુસ્તક ભરાય એટલું થયેલું છે; અને તેટલું જાણે પુરતું નહી હોય તેમ, મરહુમ દસ્તુર મેહરજી રાણાના લગતા વલગતા ચોકસ આસામી, વધારે કેતાબી તથા દસ્તાવેજી પુરાવા સાથનું એક કીમતી પુસ્તક તેમની એ એતીહાસીક કીર્તીની હીમાયતમાં કાઢવાની તૈયારીમાં છે, એમ જાણી અમોને ખુશાલી ઉપજે છે.

પણ મી૦ કરકરયા તથા તેમના પક્ષકારો હજુ પોતાનો ભૂલ ન સુધારતાં, તે ફેલાવવા તથા અણજાણ્યાઓને ભોળવવાની કોશેશ કરતા રહયા છે, જેથી આ અગત્યના સવાલોનો ફડચો, બાહેરના કોઇ તાસુબીથી મોકલા અને અપક્ષપાટ હાથોથી કરાવવાની એક બહુ અસરકારક તથા માન ભરેલી કોશેશ કરવામાં આવી છે. આપણાં હમવતન નવસારીનાં મરહુમ દસ્તુર દારાબ પહાલનનાં ખાનદાનના એક ઉલટંમદ નબીરા એરવદ મીનોચેહરજી પહાલ-

નજી કુતાર જેઓ યુનીવર્સીટીના એક ગ્રાજ્યુએટ છે, અને હાલ મુંબઇ રહે છે, તેમણે એ સઘલી તકરારે તેના અસલ આકારમાં યુરોપના ત્રણ નામીચા જંદ વિદ્વાનો ડાકટરો વેસ્ટ, મીલ્સ અને ગેલ્ડનર ઉપર મોકલીને, તે ઉપરથી ઉપજાવી કાઢેલા મુદ્દાના પાંચ સવાલોના જવાબો મંગાવ્યા હતા, જે જવાબો તેમનાપર ફરી વલ્યા છે, અને તે મુંબઇનાં જામે જમશેદ તથા કયસરે હિંદ પત્રોમાં પ્રગટ થયા છે. તે સવાલો આ પ્રમાણેછેઃ—

૧ શું ૧૬ મી સદીની આખેરીએ હિંદુસ્તાનના પારસી ધરમગુરૂઓ એટલા બધા અજ્ઞાન હતા, કે તેઓમાંથી પાદશાહ અકબરને જરથોસ્તી ધરમ સમજાવાને એક પણ લાયક શખસ મલી શકે એમ હતું નહી?

૨ તે વખતે ઝંદ, પહેલવી, પાઝંદ અને સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવનારા (અલબતાં અસલના કાયદા પ્રમાણે) કોઇ પારસીઓમાં ધરમગુરૂઓ હતા કે?

૩ રવાયતોમાં જે સવાલો પુછાયલા મલે છે, તે શું માત્ર એવાં ધરમનાં મુળતત્વો (Elementary) વીશે હતા, કે તે ઉપરથી તે સવાલના પુછનારાઓ પોતાના ધરમના મુળ પાયાથી તદન અજ્ઞાન હતા એમ કેહેવાઇ શકાય?

૪ શું તે સવાલો ધરમની બારીકીઓ, ક્રીયાઓ તથા શક ભરેલી બાબદોને લગતા નહી હતા, અને તે ઉપરથી શું એમ નથી દીસતું, કે તે વખતના પારસીઓ જેવા કહેવામાં આવે છે તેવા અજ્ઞાન અને બેદકાર નહી હતા?

૫ શું "ફરવરદીન યશત" પહેલવહેલી હિન્દુસ્તાનમાં જામાસપ હકીમજ લાવ્યા હતા? અને શું તે ઇ૦ સ૦ ૧૭૨૧ ની અગાઉ હિન્દુસ્તાનમાં લખાયલાં "મેનયુસક્રીપટો" માં મલતી નથી?

એ સવાલોને જો સગવડને ખાતર આપણે ટુકા રૂપમાં મેલી તેનો એકજ સવાલ બનાવીએ, તો તે એવો થશે કે, આ તકરારમાં ખરો કોણ અને ખોટો કોણ—મી૦ કરકરયા કે "એડી ઓકલત્રી"? અને તેનો જવાબ પણ મજકુર ત્રણે ઓલ્માઓનાં પત્રોનો અર્ક ખેંચીને આપણે એકજ વાકયમાં સમાવીએ, તો તે એવોજ નીકલી શકે છે કે, ખરો "એડી ઓકલત્રી" અને ખોટા મી૦ કરકરયા! એટલે, યુરોપના આ જગપ્રસીદ્ધ અને પારસી પ્રિય ઓરયંટલીસ્ટોએ એવી મતલબનો જવાબ વાલ્યો છે કે, સોલમી સદીની આખેરીના, યાને મેહરજી રાણાના જમાનાના પારસી ધર્મગુરૂઓ અકબરને પોતાનો ધર્મ સમજાવી શકે તેવા જ્ઞાની અને એલ્મી હતા; મેહરજીરાણા દીલહી એજ કારણસર ગયા હતા; તેવણે તેને પોતાનો ધર્મ સમજાવી મોહીત કરયો હતો; રેવાયતોના સવાલો મી૦ કરકરયા સમજાવે છે તેમ માત્ર ધર્મ સંબંધી અજ્ઞાનપણાંને કારણે ધર્મનાં મુલતત્વો જાણવાના હેતુથી હિંદવાસી દસ્તુરોએ પુછેલા નહી, પણ તેવણના હરીફો સમજાવે છે તેમ ધર્મની બારીકીઓ, ક્રિયાઓ તથા શક ભરેલી બાબતોની ચુનોચેરા કરવા, તથા ખુલાસા મેલવવા માટે તે પુછેલા હતા; અને ફરવરદીન યશત (ફ્રવસી) મી૦ કરકરયા જણાવે છે તેમ હીંદુસ્તાનમાં માત્ર ૧૭૨૧ માં દસ્તુર જામાસપ વેલાયતી ઈરાનથી લાવ્યાથીજ અહીંના લોકમાં જણાઇ ન હતી, પણ તેવણના હરીફો જણાવે છે તેમ તે તો તે આગમજ પણ હીંદુસ્તાનના દસ્તુર મોબેદોમાં જાણીતી તથા માનીતી હતી. પોતાના આ જવાબો,

ડાકટરો મીલ્સ તથા ગેલ્ડનરે રોકાણને લીધે ટુંકમાંજ આપ્યા છે, પણ ડાકટર વેસ્ટે તો બહુ લંબાણથી ખુલાસાવાર જવાબ આપી પોતાનાં અનુમાનના ટેકામાં, કહો કે "એડી એકલત્રી"ની હીમાયતમાં, દાખલા તથા પુરાવાઓ વટીક રજુ કરયા છે. અમોને ઘણી લાલચ થાય છે કે, આ મહાન યુરોપ્યન આલ્માઓના જવાબોમાંના અગત જોગ ફકરા, અમારા વાંચનારાઓની વાકેફી માટે અત્રે ઉતારી લઇએ, પણ આ બાબત લંબાણ થયાથી તે હવે પછીની જોગવાઇ ઉપર અમે મુલતવી રાખીએ છીએ.

અપક્ષપાટ અને કાબેલ યુરોપ્યન આલ્માઓનાં આ ખુલ્લાં મત, મરહુમ દસ્તુર મેહેરજી રાણા તથા તેમના જમાનાના આપણા દીનદાર, ધર્મજ્ઞાની તથા ધર્માભીમાની વડીલોપર મેલાયલો એક નાલાએક તથા નાસાબેત કલંક ધોઇ નાખી તેમને તેમની અસલ નીરમલ કીર્તીમાં આલમ હજુર પાછા ઝલકતા કરે છે, જે માટે આપણે નવસારીવાસીઓ ખરેજ મગરૂર રહીશું. યુરોપ્યન આલ્માઓનાં એ મત વળી આ નાખુશ જીકરનો મનમાનતો અને શેવટનો ફડચો પણ કરી નાખે છે; પણ તે છતાં આ તાજુબી ભરેલું છે કે, હજુ કેટલાક તાસુબીવાલા આસામીઓ સુર્યપર ધુલ છાંટવાના જેવી રમત કરી, એવી માંગણી કરતા જણાય છે કે, મરહુમ મેહેરજી રાણાના હીમાયતીઓ આ જાતની કોશેશ કરે છે તે કરતાં, એ મરહુમ દસ્તુરજી અકબરને ધરમ સમજાવવા હીલહી ગયા હતા તેની સીધી સાબેતીજ કાં નહી રજુ કરતા? અને એ માગણીને તેઓ "તકરાર કરવાની ખરી રૂઢી"નું નામ આપે છે! પણ તેમની એ તકરાર માત્ર "ઠાઠાના ગાઉ" ગણવા જેવી, તેમની નીરાશી દેખાડનારી છે. તેઓ ભુલી જાય છે કે, જો ચોકસ બાબતની સીધી સાબેતી હાજર નાજર હોય, તો પછી તકરાર ઉઠેજ શાની અને મતભેદ પડેજ કેમ? સીધી સાબેતી નહી મલ્યાથી યા ગુમ થયાથીજ હા કે ના એવી તકરાર ઉભી થવાને કારણ મળે છે; અને આ તકરારમાં પણ તેમજ બન્યું છે. સીધી સાબેતીની ગેરહાજરીમાં આડકતરી સાબેતીઓ જોવી તથા પકડવી પડી છે, પણ તે એટલી મુસ્તકીમ છે, કે સીધી સાબેતીની ગરજ પુરતી રીતે સારે છે, અને તે એટલે સુધી કે, યુરોપના મજકુર ત્રણે નામીચા જંદ આલ્માઓ તે વડે 'કન્વીન્સ' (ખાતરી ભરેલા) થયા છે. પણ એટલુંજ નથી. જો આપણા પેલા ઉલટમંદ હમવતની મી૦ દારાશાહ સોરાબજી દસ્તુરના જામે જમશેદ મારફતે બાહેર પડેલા સુખનને આપણે પાયદાર તરીકે લઇએ—અને તે પાયદાર નહી હોય એમ માનવાને કશું કારણ નથી—તો મરહુમ દસ્તુર મેહેરજી રાણાની અકબરને ધરમ સમજાવવા સંબંધી બાબતની તરફેણમાં સીદ્ધી સાબેતીઓ પણ મલી આવી છે, અને તે તેમનાં જન્મ ચરિત્ર સાથે બાહેર પાડવાની ગોઠવણ વટીક થઇ ચુકી છે. આપણે ત્યારે સામી પક્ષવાલાઓને એટલુંજ કહીશું કે, "જીવો અને જુઓ"!



## નં૦ ૧૧૬
## જામે જમશેદ.

( તા૦ ૧૦ મી અકટોબર સને ૧૮૯૮ )

### યુરોપીયન વીદવાનો તથા દસતુર મેહેરજી રાણા.

---

જામે જમશેદના અધીપતી જોગ--
**સાહેબ,**

તા૦ ૧૫ મી, ૨૨ મી તથા ૨૪ મી આગસટ ૧૮૯૬ ને દીને મેં તમારાં પત્રમાં ૩ ચરચાપત્રો છપાવયાં હતાં, તેને હાલ યુરોપીયન વીદવાનોથી ટકો મળેલો જોઇ મને ખુશી ઉપજી છે. વળી "હાદેસા નામા" ઉપરથી જરથોસ્તીઓએ ભુલાવો ખાવો નહી જોઇયે, તે વીશે મેં લખ્યું હતું. હાલ મારા જાણવામાં આવયું છે કે છેક તા૦ ૪ થી જુન ૧૮૩૨ નાં સાલમાં "જામે જમશેદ" માં "હાદેસા નામા" વીશે હેવાલ છપાયો હતો.† તે પણ મારાં મતને ટેકો આપે છે, જે જોઇને મને ખુશી ઉપજી છે.

સેવક તમારો,
અ. સો. દ. કામદીન.
મુંબઇ, તા૦ ૯ મી અકટોબર ૧૮૯૮.



† જુઓ નંબર ૧૨૩-૧૨૪-૧૨૫.

## નં૦ ૧૧૭
## મુંબઇ સમાચાર.

(તા. ૧૨ મી અકટોબર સને ૧૮૯૮)

### મરહુમ દસ્તુરજી મેહેરજીરાણાને મળેલી કહેવાતી જાગીર વીશે ચાલતી ચરચા—દસ્તુર અરદેશર નોશેરવાન કેરમાનીએ ભરૂચવાળા મરહુમ દસ્તુર કામદીન પદમ ઉપર લખેલા પત્રના સંબંધમાં મી૦ અરદેશર સોરાબજી દસ્તુર કામદીનને કરવામાં આવતી એક સુચના.

---

મુંબઈ સમાચારના અધીપતી જોગઃ-

સાહેબ,—મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાના સંબંધમાં જે બે સવાલો, તકરાર કરવાને બાહેર આવેલા મરહુમના એક ખેશી મી૦ દારા એસ૦ દસ્તુર મેહેરજી રાણાને તમારા પત્ર મારફતે પુછવાની રજા મેં લીધી હતી, તેનો જવાબ વાળવાની તસદી તેઓએ લીધી નથી. મારાં ગયાં લખાણમાં મેં જણાવયું હતું કે, "મી૦ "દારાના ઉપલા શબદો ઉપરથી જો હું "તેમને સમજવામાં ગેરઇનસાફ કરતો "નહી હોઉં તો એમ ઠરે છે કે, મરહુમ "દસ્તુરજીને મળેલી કહેવાતીજાગીરની કોઇ "સનદ હસ્તી નથી ધરાવતી. મારૂં તે અ-"નુમાન ખોટું હોય તો મી૦ દારા તે "સુધારવાની તસદી લેશે." એમ જણાવી "મેં તેમને નીચે પ્રમાણે બે સવાલો પુછયા હતાઃ "(૧) મરહુમ દસ્તુરજીને મળેલી "કહેવાતી જાગીરની સનદ હસ્તી ધરાવે "છે કે નહી અને હોય તો તે ઉપર કઇ "તારીખ આપી છે? (૨) જે જુના દસ્તા-"વેજોની વાતો તેઓ કરે છે તે કોઇ જાહેર "ઇતીહાસને લગતી છે કે ખાનગી, અને "કોણુને હાથના લખાયલા છે?" મી૦

દારાએ તે સવાલોના સંબંધમાં કાંઇ પણ ખોલાસો કરવાની તસ્દી નથી લીધી, અને તેથી ઠરે છે કે તેમના શબ્દોનો મેં જે અર્થ કરયો છે તે ખરો છે એમ તેઓ કબુલ રાખે છે; એટલે કે મરહુમ દસ્તુરજીને મળેલી કહેવાતી જાગીરની કોઇ સનદ હસ્તી નથી ધરાવતી. તેમની ચુપકીનો વધુ અર્થ એવો થાય છે કે જે જુના દસ્તાવેજોની વાતો તેઓએ કરી છે તે કોઈ જાહેર ઇતીહાસને લગતા નથી; પણ જો તેમ નહી હશે તો તેઓ તે વીષે ખોલાસો કરવાની તસ્દી લેશે એવી આશા હું રાખું છું. એજ વખતે અગતના આ સવાલનો ફડચો આણવાને એક સુચના કરવાની રજા હું માગું છું. મને લાગે છે કે, દસ્તુર અરદેશર નોશેરવાન કેરમાની જેઓને શેહેનશાહ અકબરે ઇરાનથી ખાસ બોલાવયા હતા, તેઓ સાહેબે ભરૂચવાળા દસ્તુર મરહુમ કામદીન પદમ ઉપર જે કાગજ તા૦ ૧૯ મી નવેમબર ૧૫૯૭ ને દીને લખયો હતો, તે આખો પ્રગટ કરવામાં આવે તો તકરારી સવાલ ઉપર રોશની નાંખવાને તેથી બની આવશે. પારસી પ્રકાશના બનાવનારે તે કાગજનો શરૂઆતનો થોડોક ભાગ આપી શેવટે એમ જણાવયું છે કે, "એ પછી આતશબેહેરામ બનાવવાની ક્રીયાને લગતી મુખય બાબદો એ કાગજમાં લખી છે." ઘણી દલગીરીની વાત છે કે પારસીઓના લાભ સાથે સંબંધ ધરાવતો તે આખો પત્ર હજી સુધી બાહેર આણવામાં નથી આવયો. મી૦ અરદેશર સોરાબજી દસ્તુર કામદીન ભરૂચવાળા મરહુમ દસ્તુર કામદીન પદમના હું ધારૂં છું કે એક વંશજો છે, અને તેઓ સાહેબ પારસી ધરમના સવાલો ઉપર ઇંતેજારીથી જે ધયાન આપતા આવયા છે તે જોતાં, તેમને અરજ કરવી ફોકટ નહીં કહેવાશે કે તેઓએ તે આખો પત્ર મેળવી પારસીઓની જાણ માટે જાહેરમાં મેલવવાની તસ્દી લેવી. તેઓ તે રીતે પોતાના વડીલનું અને તેમના મીત્ર દસ્તુર અરદેશરનું માન જાળવશે તથા વળી પારસી કોમનું હીત સાચવશે. મારી ખાતરી છે કે તે આખો પત્ર જાહેરમાં આવયાથી મરહુમ દસ્તુરજી મહેરજી રાણાને લગતી તકરારોનો ફડચો ઝટ આવી જશે, અને તે મરહુમ દસ્તુરજીને તથા બીજાઓને ઘટતો ઇનસાફ આપવાનો બની આવશે. †

---

## નં૦ ૧૧૮

## મુંબઇ સમાચાર.

(તા ૧૩ મી અકટોબર સને ૧૮૯૮.)

### મી૦ અરદેશર સોરાબજી દસ્તુર કામદીન તરફથી પોતાના કેટલાક વડીલો વીષે આપવામાં આવતો ખોલાસો.

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,–દસ્તુર અરદેશર નોશેરવાન કેરમાનીએ ઇ૦ સ૦ ૧૫૯૭ માં મારા બપાવાના બપાવાના બપાવાના બપાવાના બાવા ભરૂચના મરહુમ દસ્તુર કામદીન ફ્રનદામ (પદમ) ઉપર કાગળ લખયો હતો તે સદાબરો પ્રગટ કરવાને મારી તરફથી તમારા ચરચાપત્રી "તકરાર કરવાની ખરી રૂઢી" ખાહેશ રાખે છે. પણ એટલો જુનો દસ્તાવેજ મારી પાસે નહી હોવાથી હું દીલગીર છું કે તે ખાહેશ હું પાર પાડી શકતો નથી. મેં ૨૦ વરસો ઉપર "ભરૂચના દસ્તુર ખાનદાનની વંશાવળી" પ્રગટ કરી હતી, તે સુધારીને ૧૦ વરસો ઉપર મેં એ વંશાવળી ૩૦ પેઢી સુધીની બનાવી હતી. તે એરવદ જીવનજી મોદીએ ડાકટર વેસ્ટ ઉપર મોકલાવી હતી. મારાથી ૨૦ પેઢીના વડવા ઉસ્તાદ પેશોતન રામે "ગોસ્ટ ફ્રીયાન" વાળી પેહેલવી કેતાબની નકલ

---

† જુઓ ના. ૧૨૦નો છેવટનો ભાગ.

ઇ૦ સ૦ ૧૩૯૭ માં કરી હતી. એ કેતાબનો તરજુમો દસ્તુર હોશંગજી તથા ડાકટર વેસ્ટે કરયો છે. તેમાં ઉસ્તાદ પેશોતન રામની પેહેલવીમાં લખેલી વંશાવળી છે. પણ તેના તરજુમામાં ૩ નામો રહી ગયાં છે. મેં તરજુમા ઉપરથી ઉસ્તાદ પેશોતન રામની વંશાવળી લીધાથી ડાક્ટર વેસ્ટે એ ભુલ ઉપર એરવદ જીવનજીનું ધયાન ખેંચ્યું. એરવદ જીવનજીએ ડાકટર વેસ્ટનો અસલ કાગજ મારા ઉપર મોકલ્યો હતો. એ ત્રણ નામો ઉમેરતાં ભરૂચના દસ્તુર ખાનદાનની વંશાવળી તેત્રીસ પેઢી સુધીની થાય છે. એ વંશાવળી બનાવતાં મને રાા વરસો લાગયાં હતાં, કારણકે બને તેટલી સંભાળ મારે રાખવાની હતી. હવે એ વંશાવળી ઉપરથી આગળા વખતનો કેટલોક ખુલાસો કરવાની હું રજા લઈશ. મરહુમ કાવુસ જલાલ (મુલ્લાં ફીરોઝજીના બાવા) ના લખવા પ્રમાણે રામયાર કહાનાન (દસ્તુર કામદીન પદમના બપાવા) મોબેદાન મોબેદ, સઘળા મોબેદો અને હેરબદોના ઉસ્તાદ, હીંદુસ્તાનના તમામ હેરબદોને ઉરવીસગાહને લગતું પવીત્ર કામ શીખાડનાર અને હીંદુસ્તાનનાં જેબી શેહેરોમાં જરથોસતીઓની તે વખતે વસ્તી હતી તેમાં મોબેદી કામને રેવાજ આપનાર એક નામીચા ઉસ્તાદ હતા. દસ્તુર ફ્નદામ (પદમ) વીશે બરજોર કામદીનવાળી રવાયતમાં કંઈક ખુલાસો મળે છે. એ દસ્તુરના વખતમાં ભરૂચાના જરથોશતીઓએ કામદીન શાહપુર નામના ખંભાતના એક રેહવાસીને ઇરાન મોકલી દીનને લગતી કેટલીક કેતાબો તથા વરસીઆના બાલ મંગાવયા હતા. ઇરાનના જરથોશતીઓએ મજકુર દસ્તુર ફ્નદામ રામયાર જોગું ઇ૦ સ૦ ૧૫૫૯ માં કાગજ સાથે તે મોકલયું હતું, તથા તે સાથે વરસીઓ કેમ કરવો તે વિશેનો ખુલાસો તે કાગજમાં લખયો હતો. (જોવો પારસી પ્રકાશ, સફો ૮ મો). દસ્તુર કામદીન દસ્તુર ફ્નદામ વીશે પણ દારાબ હોરમજદયારે લખેલી રવાયતમાંથી નીચલી બીના મળે છે. તે એ છે કે પાદશાહ અકબરને જરથોશતી દીનને લગતી સમજ આપવાને ઇરાનથી દસ્તુર અરદેશર નોશેરવાન કેરમાની દીલ્લી ખાતે આવયા હતા, તે વીશેની ખબર મજકુર દસ્તુર કામદીનને પડવાથી તેણે તેની ઉપર એક કાગળ લખી દીનને લગતી કેટલીક બીનાઓ પુછાવી હતી. જેનો જવાબ દસ્તુર અરદેશર કેરમાનીએ ઇ૦ સ૦ ૧૫૯૭ માં લખયો હતો કે "સાડા પાંચ મહીના થયા તમારી ઉપર મેં કાગજ લખયો, પણ તેનો કાંઇ જવાબ તમારી તરફથી મળયો નહીં. પછી હું જયારે દીલીથી નીકળી મુલતાન આવયો તયારે બેહદીન કાઉસ માહીયાર મને તયાં મળયો, અને તેનાથી મેં બધો હેવાલ જાણયો. અગરજો કાઉસ મને લાહોરમાં મળતે તો હું જરૂર તમારી ખેદમતમાં ભરૂચ આવતે. વળી મને કાઉસે કહયું કે તમો ઇરાન આવવાની ઘણી ખાહેશ રાખો છો, તેથી મને ધીરજ આવી કે તમારી સાથે મારી મુલાકાત થશે, અને રસ્તાખેજ સુધી તમારી યાદગારી હીંદુસ્તાનમાં રહેશે. તમો આવો તો કાઉસની સાથે આવજો, રસ્તાનો કંઇ દગદગો કરશો ના, અગર તમારૂં આવવું નકી નહીં થાય અને કાગજ લખવું પડે તો યઝદના મોટા દસ્તુર મેહેરવાન ઉપર અથવા કેરમાનના દસ્તુર બેહેરામશાહ ઉપર યા મારી ઉપર લખજો." એ પછી એજ કાગજમાં આતશબેહેરામ બનાવવાને લગતી મુખય બાબતો લખી જણાવી હતી. (જોવો પારસી પ્રકાશ, સફો ૧૦). નોસારી,

સુરત, તથા ભરૂચના જરથોશતીઓએ સુરતના એક બેહદીન બહમન અસ્ફંદીયારની મારફતે ઇરાનના દસ્તુરોને જરથોશતી ધરમને લગતા કેટલાક સવાલો પુછાવયા હતા, જેના જવાબ ઇ૦ સ૦ ૧૬૨૬ માં મજકુર બેહદીન બહમન લાવયો હતો, તેમાં વડા દસ્તુર તરીકે ભરૂચના મજકુર દસ્તુર કામદીન દસ્તુર પદમનું નામ દસ્તુર બેહરામ અરદેશર તથા બેહદીન આશા જમશેદનાં નામો સાથે જોવામાં આવે છે. ( જોવો પારસી પ્રકાશ, સફો ૧૧ ). દસ્તુર કામદીન પદમના એક દીકરા બેહરામ વીશે જણાય છે કે તે પોતાના વખતમાં ઘણા કાબેલ પુરૂષ હતા. તેણે કબીસા વીશે ઇરાનના દસ્તુરોને પેહેલવેહેલો કાગજ લખયો હતો, જેનો જવાબ ઇ૦ સ. ૧૬૩૬ માં ઇરાનના દસ્તુરોએ લખેલો આવી પોંહોંચયો હતો, પણ તે વખતે બેહેરામ ભરૂચમાં ગુજરી ગયલા હતા. દસ્તુર કામદીન દસ્તુર ફ્રેનદામના દીકરા દસ્તુર ફ્રેરેદુનના દીકરા દસ્તુર કામદીનના દીકરા દસ્તુર જમશેદ આસરે ૨૨૫ વરસો ઉપર ભરૂચના દસ્તુર થઇ ગયા છે. ભરૂચના એ દસ્તુર જમશેદ કામદીન પાસે દસ્તુર જામાસ્પઆશા ઇ૦ સ૦ ૧૭૧૨ માં જંદ પેહેલવી શીખવા ભરૂચ ગયા હતા, અને ઇ૦ સ૦ ૧૭૧૯ સુધી એટલે ૭ વરસો સુધી ભરૂચમાં રહયા હતા.

સેવક તમારો,

અ૦ સો૦ દ૦ કામદીન.

મુંબઇ, તા૦ ૧૨ મી અકટોબર.



## નં૦ ૧૧૯

## મુંબઇ સમાચાર.

( તા૦ ૧૪ મી અકટોબર ૧૮૯૮. )

**મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને મળેલી કહેવાતી જાગીરનાં સંબંધમાં ચલાવવામાં આવતી તકરાર–પારસી પ્રકાશના બનાવનારને કરવામાં આવતી સુચના.**

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—મી૦ અરદેશર સોરાબજી દસ્તુર કામદીને લખેલો જે પત્ર આજના તમારા અંકમાં પ્રગટ કરવામાં આવયો છે તેથી મને જેટલી અજાએબી એટલીજ દલગીરી ઉપજી છે. એઓના વડીલો કેટલા અને કોણ હતા તે સાથે મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને મળેલી કહેવાતી જાગીર અને તેની સનદને લગતા સવાલને શું લગતુંવળગતું છે તે હું જોઇ નથી શકતો; તેમજ કેરમાનવાળા દસ્તુર સાહેબ મરહુમ અરદેશર નોશેરવાનને ભરૂચવાળા દસ્તુરજી મરહુમ કામદીન પદમે કીધેલું નોતરૂં તેઓ સ્વીકારવાને કાં અશકત હતા તે ખબરથી હું અજાણયો નહી હતો, અને પારસીઓને તે કંઇ નવું જણાવવાનું નહીં હતું. પારસી પ્રકાશમાં તે બીના આવેલી છે તે હું પોતેજ મારા આગળા પત્રમાં દેખાડી ગયો હતો. પારસીઓને જે નવું જણાવવાનું છે તે કેરમાનવાળા દસ્તુર સાહેબે ભરૂચના દસ્તુરજી ઉપર તેઓએ દીધેલું નોતરૂં નાકબુલ રાખતાં આતશબેહેરામની ક્રીયા વીષે કરેલાં વીવેચન સંબંધી છે. કેરમાનવાળા દસ્તુર સાહેબનું લખાણ મી૦ અરદેશર પાસે નથી તે દલગીર થવા

જેવી બીના છે. હું આશા રાખતો હતો કે તેઓ સાહેબ તેની નકલ બીજી તરફથી મેળવવાની કોશેશ કરશે, અને તેવી આશા મેં એટલા ઉપરથી બાંધી હતી કે પારસી પ્રકાશના બનાવનારના જણાવ્યા પ્રમાણે તે લખાણની નકલ હસ્તી ધરાવે છે, અને તેનું અસલ લખાણ મી૦ અરદેશરના એક વડીલ ઉપર આવેલું હોવાથી તેઓ તે અસલ લખાણ મેળવવાની, અને તેમ નહીંજ બની શકે તો પોતાના વડીલ તરફની મોહોબત અને તેમના પ્રતયેના માનને ખાતર તેની નકલ પણ મેળવવાની, અને તે પોતાની પાસે જાળવવા અને કોમના લાભ માટે પ્રસીદ્ધ કરવાની તજવીઝ તેઓ કરે તે સ્વભાવીક હતું. પણ દલગીર છું કે તેવી આશા તેમના ઉપર બાંધવામાં મેં ભુલ કરી હતી.

મી૦ અરદેશર જયારે આ બાબતમાં કાંઇ પણ કરવાને અશકત છે, તયારે હવે હું પારસી પ્રકાશના બનાવનારને પોતાને તેના સંબંધમાં એક એલતેમાસ કરવાની રજા તમારાં પત્ર મારફતે લઉં છું, અને હું ધારૂં છું કે તેઓ પોતાનાં પુસ્તકને ખાતર તે ઉચકી લેશે. તેઓએ મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાના સંબંધમાં પ્રગટ કરેલી જાગીરને લગતા સવાલની વાતો તો તેઓએ જોયું હશે કે શકમંદ થઇ પડી છે, કેમકે જાગીરને લગતી સનદ કે એવાજ સતાવાર દસ્તાવેજો હસ્તી નથી ધરાવતા, અને વળી એકના બે સુરજ કરી બતાવવાની ઠગાઇનું પોકળ દેખાડી આપવાની જે કથાને મુખય કરી જાગીર તેમને મળવાના ટેકામાં આણવામાં આવતી હતી તે ખોટી અને હસવા સરખી છે, એમ સરવ કોઇ હવે કબુલ રાખે છે. સઘળો આધાર હવે કેરમાનવાળા દસ્તુર સાહેબ મરહુમ અરદેશર નોશેરવાનના ઉપર જણાવેલાં પત્રની તારીખ ઉપર, શેહેનશાહ અકબરને મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાએ જરથોશતી ધરમ સમજાવવાના બદલામાં જાગીર તેમને મળી હતી એવી તકરારનો લેવામાં આવે છે. તે કારણે પારસી પ્રકાશના બનાવનારને પુછવાની રજા હું લઉં છું કે જે પત્ર વીષે તેઓએ પોતાનાં પુસ્તકમાં ઈશારો કરયો છે તે તેઓએ પોતે જોયો અને વાંચયો હતો કે તેનો જેટલો ભાગ તેઓએ પ્રગટ કરયો છે તે કોઇએ તેમને પુરો પાડયો હતો? અને કોઇએ પુરો પાડયો હોય તો તે કોણે? તેમજ અસલ દસ્તાવેજ મેળવી તે આખો પ્રગટ કરવાની તસદી તેઓ લેશે? તેઓને હું જણાવીશ કે તકરારનો ફડચો લાવવા માટે તેઓએ જણાવેલી તારીખ તેહેકીક કરવાની જેટલી જરૂર છે, તેટલીજ જરૂર તેમાં આપવામાં આવેલું આતશબેહેરામની ક્રીયાને લગતું વરણન પણ બાહેર મેલવાથી માલમ પડશે.

તકરાર કરવાની ખરી રૂઢી.

---

## નં૦ ૧૨૦.

## કયસરે હિન્દ.

(તા. ૧૬ મી અકટોબર ૧૮૯૮.)

### યુરોપીઅન જબાનશનાસો અને દસ્તુર મેહરજીરાણા.

### DASTUR MEHERJIRANA VINDICATED.

---

અમારા વાંચનારાઓ કદાચ વિસરી ગયા નહિ હશે કે ૧૮૯૬ નાં સાલના પાછલા ભાગમાં એક કેહવાતા "પારસી નુકતેચીને," મોગલ તબક્કાના બખ્તાવર પાદશાહ અકબર સાથે પારસીઓના સંબંધ ઉપર અજવાળું પાડવાનાં ધરપચીઆં બાહાનાં હેઠળ એક રેસાલો વાંચ્યો

હતો, જેમાં તેણે નવસારીના પેહલા દસ્તુર મેહરજીરાણા ઉપર હુમલો કરવાની પેરવી કીધી હતી, અને પારસીઓમાં તે મરહુમ વિષે ચાલતી આવેલી કથા બીલકુલ નાપાએદાર હતી એવું સમજાવવાને પોતાની અક્કલ ખરચી હતી. આ રેસાલો આપણાં રોજીંદાં વર્ત્તમાન પત્રો મારફતે આશકારા થયો ત્યારેજ એમાંની કેટલીક તકલીદીઓને લીધે અમારૂં માથું તણખ્યું હતું, અને અમે તેની ખબર લેતાં ઉમેદ બતાવી હતી કે કોઇ બીજા ભણેલા ગ્રહસ્થો એ રસીલા સવાલ ઉપર ચુનોચેરા ચલાવવાને બાહાર પડે. આ પછી એક હફતાની મુદતમાંજ મુંબઇ ગેઝેતમાં "એદી ઓકીલત્રી જૂનીઅર"ના તખલ્લુસ હેઠળ કોઇ ઉસ્તાદે મેદાન પડીને એ લખનારની સામે જબરૂં જંગ મચાવ્યું હતું અને તેની તકરારોનું માથું એવી તો સાબેત રીતે ભાંજયું હતું કે કોઇ કોઇ શખસોનાં મનમાં એ હકીકત વિષે જેબો ખતરા ઉભા થયા હતા, ત હમેશના ભોંયે પડી ગયા હતા. આ કેહવાતા નુકતેચીનની મુખ્ય દલીલ એ હતી કે મેહરજીરાણાનું નામ અબદુલકાદર બદાઓનીની "મુનતખબ ઉત તવારીખ," અબુલફ્ઝલનાં "અકબરનામાં," નીઝામઉદદીન એહેમદની "તબક્કાતે અકબરી" કે કોઇ બીજા મુસલમાન ઇતિહાસમાં મળતું નથી. પણ ઓકીલત્રીએ એનાજ માનીતા બદાઓનીમાંથી મળતા નવસારીના આતશપરસ્તોને લગતા અગત્યના ફકરાનો ખરો ભાવાર્થ સમજાવીને દેખાડી આપ્યું હતું કે મરહુમ દસ્તુર વિશે આપણામાં આલતી દંતકથા અને આ ઝનુની મુસલમાનનાં લખાણ વચ્ચે બારીકે બારીક બાબદમાં જે અજબ જેવું મળતાપણું હતું તેથી તે કથાને મુસ્તકીમ ટેકો મળતો હતો. પોતાની લુલી લંગડી તકરારની પુષ્ટી કરવા સારૂ મેહરજીરાણાના મુદઇએ વળી 'દબેસ્તાન'ની શાહદત ટાંકવાની કાંઇ તજવીજ કીધી હતી, પણ અહીં વળી ઓકીલત્રીએ તેની દુંબાલ પકડીને સાબેત કીધું હતું કે તેણે દબેસ્તાનનું નામ અમથુંજ અડાવ્યું હતું અને તે કેહતો હતો તેવી મતલબનું લખાણ દબેસ્તાનમાં હતુંજ નહિ. પણ એવી રીતે મુદ્દાની બાબદમાંજ તેના ટાંકા ઢીલા કરીનેજ "ઓકીલત્રી" અટકયો હતો નહિ. તેણે એ લખનારની બીજી ઘણી ભુલ ચુકો બતાવી આપી હતી અને "ઇતીસત" અને જગતગુરૂના બાબમાં તેણે કીધેલા છબરડા ઉઘાડા પાડીને તેની નાવાકેફીના ભરમનો પરદો ફાડી નાખ્યો હતો. ટુંકમાં એ સઘળાં ઉપરથી રોશન રોજની માફક ખુલ્લું થયું હતું કે આપણી એશીઆતીક સોસાયતીનો એ મેમબર ફારસીના એલમથી બીલકુલ બેનસીબ હતો એટલુંજ નહિ, પણ ઇંગ્રેજી તરજુમાઓની મદદ છતાં પણ તે ફારસી તવારીખનવેસોનાં લખાણો પૂરાં પાધરાં સમજવાની તાકાત ધરાવતો હતો નહિ. હવે જ્યારે ગેઝેતના આ ચર્ચાપત્રીએ એ કાચા રસાલાનો કાદવનો પાયો ધસાવી નાખ્યો ત્યારે તેના લખનારે તેને કાંઇ પણ ઉત્તર આપવાના અખાડાજ કીધા, અને કોઇ પણ માઆકુલ જવાબના વાખા હોવાથી ઓકીલત્રી તો હસદથીજ લખતો હતો અને તે તો બધું નોનસેન્સજ ભરડી ગયો હતો વગેરે વગેરે બોલીને પોતાની શાનસલુકાઇમાં જરૂર જોગો વધારો કીધો હતો. પણ પોતાના હમનબર્દનેજ ગાળો દઇને તે ધરાયો નહિ હતો. મેહરજીરાણાને લગતી મુળ તકરારમાં શીકસ્ત મળવાથી તેણે હવે એક જુદીજ વળાણ

પકડી હતી અને એક જુદેજ રસ્તે ઉતરી પડવાનું દરૂસ્ત જોયું હતું. મેહરજીરાણાના જમાનામાં તો નવસારીમાંજ નહિ પણ ગુજરાતમાં ધર્મ સંબંધી અંધારૂં હતું અને ત્યાંના સઘળા જરથોસ્તીઓ ધર્મના કાનુનોથી બીલકુલ બેખબર અને નાવાકેફ હતા અને તેઓમાં કોઇ પણ ભણેલો શખસ શોધ્યો જડે નહી એમ હતું અને તેઓ બધા દુરવંદની મીસાલે રેહતા હતા વગેરે વગેરે ઘણુંક લાંબું પોહોળું લખવા તેણે માડયું. આ બધું બોલવામાં તેની મતલબ ખુદ મેહરજી રાણાનેજ હીણું લગાડવાની હતી અને તેની તકરાર એજ હતી કે જ્યારે ગુજરાતના પારસીઓ એવા અજ્ઞાન અને અર્ધમી હતા ત્યારે એ પ્રાંતના એક ખુણામાં પડેલા એક દસ્તુર અકબરની દરબારમાં જઇને બીજા આલમાની સામે ઉભા રહી પોતાના ધર્મની સચ્ચાઇ અને ખુબી કેમ સમજાવી શકે? આ બાબદન સંબંધમાં તેણે આડું તેડું ચીતરવામાં કંઇ કસર રાખી હતી નહિ અને રવાયતોમાંથી લીધેલા બે ચાર ભલતા ફકરાઓને આધારે અને કાઉસ અફરાદ નામના કોઇ બે ઇરાનીઓને નામે લખેલાં એક બનાવટી ભુતીઆંનો આશરો પકડીને તેણે આપણા બુજોર્ગવારોની નાલેશી કરવામાં કમાલ કીધી હતી. ત્યાર પછી વળી પોતાની દાનાઇના દરીયામાં ડોહોવી ડોહોવીને તેણે એક બીજું રોખડું બાહાર કાહાડયું હતું અને તે એ કે જામાસ્પ વિલાયતી ઇ૦ સ૦ ૧૭૨૦-૧૭૨૧ માં ઇરાનથી હિન્દુસ્તાન આવ્યો તે અગાઉ અહીંના સઘળા દસ્તુરો પેહેલવી વગેરેથી અનજાણા હતા અને ધર્મ જ્ઞાનમાં તેઓનું કાંઇ ઠેકાણું નહિ હતું, અને અહીંઆંના જરથોસ્તીઓ પાસે ક્રેવરદીન યશત પણ નહિ હતી. આ સઘળાં ગુલબાંગોના અક્કલ પસંદ જવાબો વળી પાછા ગેઝેતમાંજ J. O. E. ની સહી હેઠળ પ્રગટ થયા હતા, જે સહી અમારી જાણ મુજબ "એડી ઓકીલત્રો જુનીઅર" ના તખલ્લુસનુંજ બીજું રૂપ હતી. J. O. E. એ એવી રીતે તેનું મોહોડું બંધ કીધાથી આ તકરાર ૧૮૯૬ ના દીસેમબર મહિનામાં ખતમ થઇ હતી. પણ તે પછી કેટલેક મહિને "અકબર અને પારસીઓ' ઉપરના આ છિન્ન છિન્ન થઇ ગયલા રેસાલાને તેના લખનારે જેમ તેમ સાંધી જોડી અને ઠીંગડાં મારીને એશીઆતીક સોસાયટીનાં ચોપાનીઆમાં છપાવ્યો હતો. એમ કરતાં તેણે ઓકીલત્રી અને J. O. E. એ બતાવેલી ઘણી ભુલચુકો પોતાના એ હરીફનું નામ લીધા વગર ચુપાચુપ સુધારી હતી એટલુંજ નહી, પણ એ સઘળું તો પોતે આગળથીજ જાણતો હતો, એવુંબી ડોળ ઘાલ્યું હતું. એ સિવાય તેણે બીજા ઘણાક ફેરફારો કીધા હતા અને અસલ રસાલામાં નહિ હતું તેવુંબી ઘણુંક ઘુસાડયું હતું અને સાથે સાથે વળી પોતાની હમેશની આદત પ્રમાણે બીજી બે ચાર નવી ભુલો પણ કરી બતાવી હતી. એવી રીતે આ રસાલો છપાયા પછી મેહરજીરાણાની તરફથી એ તકરારમાં ઝીપલાવનાર આગેવાનને એવો ખ્યાલ આવ્યો કે સોળમી સદીના પારસીઓનાં અજ્ઞાનપણાના બાબમાં એ લખનારે જે ભમરડા ઘુમાવ્યા હતા તે વિષે કોઇ અપક્ષપાત યુરોપીઅન વિદ્વાનોનાં મત મેળવવાં. એ ઉપદથી દાકતરો વેસ્ત અને મીલ્સ અને પ્રોફેસર ગેલ્દનર ઉપર એ તકરારની ઉત્પત્તિની સમજણ આપનારો એક કાગળ લખવામાં આવ્યો હતો, અને એ જીકરને લગતા પાંચ મુદ્દા ઘડી કાહાડવામાં આવ્યા હતા, અને તે સાથે બેઉ બાજુ તરફથી ઇંગ્રેજીમાં જેબી કંઇ લખાયું

હતું તેની નકલો સમાવવામાં આવી હતી. આવી રીતે તઇઆર કરેલાં કાગજ ઉપર એરવદ મંચેરજી કુતાર નામના એક જુવાન ગ્રેજ્યુએતની સહી મેળવવામાં આવી અને તે તેમને નામે રવાના કરવામાં આવ્યો હતો, જેના જવાબો થોડુંક ઉપર ફરી વલ્યા છે. આ જવાબને માટે અમે મેહરજીરાણાના નબીરાઓ અને વખાણનારાઓનેજ નહી પણ હિન્દુસ્તાનના તમામ જરથોસ્તીઓને દિલોજાનથી મુબારકબાદી આપીએ છિયે; કારણકે જોકે સોળમી સદીના પારસીઓનાં કેહવાતાં અજ્ઞાનપણાના સવાલને મેહરજીરાણા અકબરની દરબારમાં જઇ આવ્યા હતા કે નહી તે સાથે ખરેખર તો થોડોજ સંબંધ છે, તોપણ જ્યારે એ મસે પારસીઓની અક્કલ ચોરીને મેહરજીરાણાનેજ નહિ પણ આપણ સઘલાઓના વડવાઓને નામોસી લગાડવાની વેતરણ થઇ છે, ત્યારે એવા નામચીન કાબેલોએ એવાં નાલાયક "ઓહતાનોને મારેલા છેલ્લા ફટકા" માં કુલ જરથોસ્તી આલમને લાભ છે, અને એ જવાબોનો બારીકીથી અભ્યાસ કરવાને અમે દરેક દીનદાર જરથોસ્તીને ભલામણ કરીયે છિયે. એ ત્રણમાં દાકતર વેસ્તનો જવાબ સૌથી લાંબો અને અગત્યનો છે, અને ખરૂં બોલ્યે તો એ કીસમના સવાલમાં દાકતર વેસ્તનું મત યુરોપના બીજા કોઇબી હયાત વિદ્વાનનાં મત કરતાં વધારે માન અને સત્તા ધરાવે છે, કારણકે જેવી રીતે તેણે આપણા પેહેલવી અને પાછલા જમાનાનાં ફારસી લખાણોનો અભ્યાસ કીધો છે તેવો બીજા કોઇએ કીધો નથી. હીંદુસ્તાનમાં લાંબો વખત વસવાટ કીધાથી જેવો તે આપણા વડવાઓની "તવારીખનો ભોમીઓ" છે તેવો બીજો કોઇ નથી. વળી રવાયતોનો તો તે કીડોજ છે, અને આપણા દસ્તુરોના ખાનગી કેતાબખાનાઓમાં કે યુરોપનાં જાહેર સંગ્રહસ્થાનોમાં આપણા મઝહબને લગતા જે પૂરાણા હસ્તલેખો મળે છે તેનું જેવું તે બારીક જ્ઞાન ધરાવે છે તેવું (કદાચ ગેલ્દનર સિવાય) બીજો કોઇ ઉસ્તાદ ધરાવતો નથી. તેના લાંબા અને દાખલા દલીલોથી ભરપૂર કાગજનો સાર તે પેહેલા ફકરામાંજ જણાવી દેએ છે અને તે એજ છે કે આ તકરારમાં તેના વિચારો એદી ઓકીલત્રી અને J. O. E. ના "વિચારો સાથે ઘણાખરા તદન મળતા છે." એદી ઓકીલત્રી જે તો બધું "હસદખોરૂં નોનસેન્સ"જ ભરડી ગયો હતો તેને આટલી "સરતીફીકેત" બસ છે. તેની મહેનતનો આટલો બદલો તેને ઇઆ કોઇબી બીજાને માટે પૂરતો છે. એટલું કહીને દાકતર વેસ્ત આ અજ્ઞાનપણાના સવાલના ઉંડાણમાં ઉતરે છે, અને રવાયતોના જે ફકરા ઉપર મદાર બાંધવામાં આવ્યો છે તેનો ખરો અથ સમજાવીને બતાવે છે કે તે ઝાઝા ભરૂસો મુકવા લાયક નથી. વળી એ રવાયતોમાં આવેલી બીનાઓ મુળતત્વોને લગતીજ છે એવું જે કહેવામાં આવ્યું હતું તે પણ ખોટું છે એમ તે સાબેત કરેછે. તેજ પ્રમાણે તે કહે છે કે હિનદુસ્તાનના તે વખતના પારસીઓએ ધર્મ સંબંધી સવાલોને લગતાં નામાંઓ મોકલવાનો જે રેવાજ પાડયો હતો તે તેઓનું અજ્ઞાનપણું નહિ પણ ઉલટું તેઓની ઉંડી કાળજી દેખાડે છે. એ ઉપરાંત તે કહે છે કે "હિનદુસ્તાનના તે વખતના દસ્તુરો તે વખતના ઇરાની દસ્તુરો સાથે લાયકાત, જ્ઞાન અને કાબેલીઅતને માટે વાજબી રીતે સરખાવી શકાય" એવા હતા અને જાણે એ બધું પાકું કરવા તે ઉમરે છે કે "તેઓમાં ઘણાજ થોડા કોઇ પણ રીતે નાલાયક હતા." ફ્રવરદીન યશતના બાબમાં પણ તે J. O. E. નેજ ટેકો આપે છે અને મેહેરજી રાણાના બેખ-

બર મુદ્દઇએ પ્રોફેસર ગેલ્દનર સામે માથું ઉંચકવાની જે શોખાઇ કીધી હતી તેને જબરી ચીમકી લગાવે છે અને ખોટા અને બનાવટી કોલોફોનોથી તે પ્રોફેસર ઠગાયો હતો એવો જે ઓરંગો તેણે માર્યો હતો તેની ટકોરમાં તે કહે છે કે જો "પારસીઓ પ્રોફેસરના ગેલ્દનરના દીબાચાનો જ્યાં સુધી તેઓ તે સમજે ત્યાં સુધી વાંચી વાંચીને અભ્યાસ કરશે તો તેઓને ખોટા કોલોફોનથી ખોટે રસ્તે દોરવાઇ જવાની જરા પણ ધાસ્તી રહેશે નહિ." એટલે કે બીજા બોલોમાં દાકતર વેસ્તનાં મત પ્રમાણે આપણી એશીઆતીક સોસાઈતીવાળો 'નુકતેચીન' ગેલ્દનરનો દીબાચો સમજ્યોજ નથી! એ સિવાય એ કાગજમાં બીજું ઘણુંક જાણવાજોગ છે અને ખુદ મેહેરજી રાણાને વિષે તો દાકતર વેસ્ત કેહે છે કે મેહેરજીરાણા દીલી ગયા હતા તે બીના તો તેવણને આપેલી જાગીર ઉપરથીજ સીદ્ધ થાય છે. વળી એજ સુધ્ધો વિદ્વાન પેલી બે સુરજની કથા વિષે પણ કંઇક માઆકુલ સમજણ આપે છે, અને કેટલાક અધુરા ઘડાઓની માફક તેને માત્ર હસી કહાડવાને ઇઆ તેને માટે બીચારા મેહેરજીરાણાને ગાળો ભાંડવાને બદલે તે કોઇ "વધારે માનવા લાયક ઇઆ વધારે માનવા જોગ બીનાની ગેરહકીકત ઇઆ ગેરસમજુતીથી ઉત્પન થઇ હોય" એમ તે ધારે છે, અને તે વિષે પોતાની એક તર્ક પણ આપણી સનમુખ ધરે છે. દાકતર મીલ્સનો જવાબ કામની રોકાણને લીધે ઘણો ટુંકો છે, પણ એ વિદ્વાન પણ થોડા બોલોમાં દા. વેસ્ત સાથે મળતો થાય છે અને કેહેછે કે "અકબરના વખતમાં તેમજ તેની અગાઉના પારસી મોબેદોમાં એક ઘણુંજ ઉંચી પંકતીનું વંશ પરંપરા ઉતરી આવેલું જ્ઞાન હતું અને અકબર ખચીત કંઇ એવો બેવકુફ નહિ હતો કે પોતે પારસી ધર્મથી વાકેફ થવા સારૂ ખાસ એવાજ કોઇ પારસીને બોલાવે જે તે વિષે કાંઇજ જાણતો નહીં હોય." તેજ પ્રમાણે પ્રોફેસર ગેલ્દનર પણ કેહે છે કે "સોળમી સદીમાં એવાબી દસ્તુરો હતા, જેઓ પહેલવી પૂખ્ત રીતે સમજતા હતા;" અને તે કારણો આપીને પોતાનું મત જાહેર કરે છે કે "એવો કોઇ પહેલવી ઉસ્તાદ મહાન મોગલ (અકબર)ને જરથોશતી ધર્મના કાનુનો ઘણીજ ખાતરી લાયક રીતે સમજાવી શકયો હતો." પણ હવે બસ. એ સઘળાં ઉપરથી અમારા વાંચનારાઓએ જોયું હશે કે આ તકરારમાં આ ત્રણે બોલમાં એકમત છે અને તેથી આપણા પારસી નુકતેચીનની અડધી પડધી કાબેલીયત અને ધાંધલ ધરપચ હવામાં ઉડી જાય છે.

અહીં અમારે કેહવું જોઈએ કે આ ત્રણ કાગજો ભાઇબંધ "જામે જમશેદ" માં તેમજ અમારી કટારોમાં છપાવવામાં મેરહજીરાણાના વખાણનારાઓની મતલબ કંઇ એ તકરારને પાછી જગાડવાની નથી. તેઓએ એટલા સારૂજ તે પ્રગટ કીધાં છે કે તેમાં એવું ઘણુંક છે જે પારસી આલમને માટે અગતયનું અને જાણવા જોગ છે. અમે જોઇએ છિયે કે એક ચોકસ ઠેકાણેથી એક નનામો ચર્ચાપત્રી જે પોતાને એક 'ઇરાની'* તરીકે જણાવે છે, અને જે બે વર્ષ ઉપર ચાલેલી તકરાર પોતે ધ્યાનથી વાંચેલી હોવાનો દાવો કરે છે તે હમણાં બેઉ બાજુવાલાઓનેજ નહિ પણ દાકતર વેસ્તને પણ "તકરારની ખરી રૂઢી" શીખવવા નીકળ્યો છે. એ દાનાવ સાહેબનો વિચાર એવો છે કે આજ લગણ ચાલેલી સઘલી તકરાર નકામી છે અને સઘળાઓ આજ સુધી આડે માર્ગેજ ઉતરતા આવ્યા છે. એવણની અકકલમાં હવે એમ આવે છે કે મેહરજીગણાને મળેલી

* જુઓ નંબર ૧૧૪.

જાગીરની તારીખ કયાંથી પણ પેદા કરવી જોઇએ. જો તે મળે તો એ ખરૂં અને નહી મળે તો બીજું બધું ખોટું, એમ તે સમજે છે ઇઆ સમજાવવા માગે છે અને તે સારૂ તે અસલ સનદ જાહેરમાં મુકાવવાની માંગણી કરે છે. મેહરજીરાણા ખાનદાનના એક નબીરાએ તેને પોતાના નામ સાથે જણાવ્યું છે કે એ જાગીરને લગતી બીના સાબેત થાય છે તે કાંઇ એક સનદ કે ફરમાન ઉપરથીજ નહિ, પણ પાંચ સાત સનદો, પરવાનાઓ અને દસ્તાવેજો ઉપરથી તે સંતોષકારક રીતે સીદ્ધ થાય છે અને તેણે ઉમેરયું છે કે એ સઘળા દસ્તાવેજો પ્રગટ કરવાની હીલચાલ થાય છે. પણ આ નનામા ઇરાનીની ધીરજ રેહેતી નથી, અને દોહોડસો વખત સાબેત થઇ ગયલી એ જાગીરની બીના તે પાછી ચુંથવા પડી ગયો છે, અને એ સનદો ખાનગી છે કે સરકારી એવા એવા નામાઆકુલ સવાલો કરવા પડી ગયો છે, જે બીજું નહિ તો એટલું તો દેખાડે છે કે તેણે બે વર્ષ ઉપર ચાલેલી તકરાર વાંચીજ નથી યા વાંચી હોય તો સમજ્યો નથી. વળી હમણા અમે જોઇએ છિયે કે તે ૧૫૯૭ વાલા દસ્તુર અરદેશર કેરમાનીના કાગજને વળગ્યો છે, અને તે કાગજ ભરૂચના એક અશો દસ્તુર ઉપર લખાયો હતો તેથી આપણા જાણીતા ભરૂચા મી૦ અરદેશર દસ્તુર કામદીનને ખાસ અરજ કરે છે કે તેવણેજ તે છપાવવો. શું એ "ઇરાની" એમ સમજે છે કે મી૦ અરદેશર પાસેજ એ કાગજ છે, યા શું તેને કાંઇ એવો ખ્યાલ છે કે તેને મી૦ અરદેશરે તાળાં કુંચીમાં રાખેલો છે? અને એ કાગજને છપાવવાથી તેનું શું વળવાનું છે? તેમાં જે કાંઇબી અગતનું છે તે અનેક વાર છપાઇ ગયું છે, અને મી૦ બ. બે. પટેલે તેનો જે સાર અને તારીખ વાર આપ્યાં છે તે તદન દરૂસ્ત છે, અને તેમાં જેબી કાંઇ છે તે મેહરજીરાણાનાજ દાવાની તરફેણમાં જાય છે. મી૦ અરદેશરે તેને રોકડું પરખાવ્યાથી હવે તે મી૦ બ. બે. પટેલને નકામા સવાલો પુછવા પડયો છે,† જેના ચોખ્ખા જવાબો "પારસી પ્રકાશ"ના દસમાં પાનાની પેહેલી નોતમાં અત્યાર અગાઉ તેવણ આપી ચુકયા છે. મતલબ એ કે એ સઘળાં ફાંફાં છે અને નવસારીના એ મરહુમ દસ્તુરના હિમાયતીઓને અમારી સલાહ તો એ છે કે એવા લખનારાને હવે કંઇ પણ જવાબ આપવા ઉપર પોતાનો વખત ગુમાવવો નહી, કારણકે ગયાં પખવાડીઆંમાં પ્રગટ થયલા આ ત્રણ વજનદાર કાગજોથી સમજુ પારસી આલમની તો સેવટની ખાતરી થઇ છે કે મેહરજી રાણાની સામે લાવવામા આવેલી તકરારોમાં કાંઇજ વજુદ નથી. આ બીના અહીં ખતમ કરતાં અમે એટલુંજ કહીશું કે મેહેરજી રાણાનો મુદૃઇ પણ એ સઘળું સમજીને હવે ચુપ બેસશે તોજ તેની શોભા રેહશે અને અમે તેને ખાતરી આપ્યે છિયે કે જો તે આ નામવર યુરોપીઅન ઉસ્તાદોનો ઉપરવારી થઇને તેઓનાં મત સામે માથું ઉંચકશે, ઇઆ સુખનપરવરીને વશ થઇને પોતાનો કકો ખરો કરવા સારૂ વળી પાછાં કાંઇ ઠીગડાં ઠાંગડી મારીને અહીં કે કલકતામાં કે કોઇબી બીજે ઠેકાણે બાહાર પડશે, તો ૧૮૯૬ માં તેના જેવા હાલ થયા હતા તેવા એક વાર ફરીથી થયા વગર રેહશે નહિ.



† જુઓ નંબર ૧૧૯.

## નં૦ ૧૨૧
## મુંબઇ સમાચાર.

( તા૦ ૧૯ મી અકટોબર સને ૧૮૯૮. )

### મરહુમ દસ્તુરજી મહેરજી રાણાને મળેલી કહેવાતી જાગીરની સનદ હસ્તી નથી ધરાવતી અને તેને લગતી દંતકથા ખોટી છે એમ કબુલ રાખવામાં આવ્યું છે ત્યારે તેના સંબંધમાં જોઇતું અજવાળું મેળવવા શું કરવું જોઇયે?

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ:--

સાહેબ,—મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને મળેલી કહેવાતી જાગીરને લગતી ચરચા તેમના ખેશીઓએ નવેસરથી જગાડી તયારે તે વીશે લખતાં મેં આશા બતાવી હતી કે, ગઇ વેળાએ જેમ તે તકરારમાં ઉતરેલા મુખય પક્ષોએ તકરારને સીધે રસ્તે નહીં ચલાવતાં એક બીજા સામે નઠારા શબદો ઉચારવામાં વખત કહાડી નાખયો હતો, અને તકરારને તે રીતે ગુચવી નાખી હતી, તેમ હવે કરવામાં નહીં આવશે. પણ હું દલગીર છું કે વકરાર સીધી રીતે ચલાવ વાને મરહુમના ખેશીઓ ખુશી નહીં જણાતા. મારી સામે તકરાર કરવાને બાહેર પડેલા મરહુમ દસ્તુરજીના એક ખેશી મી૦ દારા એસ૦ મેહેરજીરાણાના જવાબ ઉપરથી તમો સાહેબે તથા તમારા વાંચનારાઓએ ખાતરી મેળવી છે કે મરહુમ દસ્તુરજીને મળેલી કહેવાતી જાગીરની સનદ હસ્તી ધરાવતી નથી. તે જાગીર તયારે તેમને મળી હોય તો તે શા માટે, તેનો માત્ર એકલો આધાર દંતકથા ઉપર જઇ પડે છે. પણ તે દંતકથા તો તદન હસી કહાડવા જેવી છે એમ મરહુમના અંગ્રેજી ભણેલા ખેશીઓને હવે કબુલ રાખવું પડે છે; તો જો કે મરહુમ દસ્તુરજીને નામે ચાલતી મેહેરજીરાણા લાઇબ્રેરીમાં મરહુમના ઈતીહાસ વીષે હાથની લખેલી જે ચોપડી મેલવામાં આવી છે, તે મધે તો દંતકથાને ઘણી ઉકમાઇથી તે જાગીરના પાયા સમાન દેખાડવામાં આવી છે. દસ્તુરજીએ બે સુરજનો એક કરી આપયો હતો તથા ભરૂચનાં એક બંદીખાનામાંથી ગેબી રીતે ઉડીને તેઓ દીલી જઇ પોંહાંચયા હતા, એવી કલ્પીત વાતો દંતકથામાં ચાલતી આવી છે, અને દંતકથા પ્રમાણે તો તેવા મોજેજા કરી બતાવવા માટેજ તેમને શેહેનશાહે જાગીર આપી હતી. પણ હવે જયારે તે દંતકથાને મરહુમના અંગ્રેજી ભણેલા ખેશીઓ પોતેજ ખોટી પાડે છે, અને વળી જયારે મરહુમને મળેલી કહેવાતી જાગીરની સનદ પણ હસ્તી નથી ધરાવતી, ત્યારે શેહનશાહ અકબર તરફથી દસ્તુરજીને શા માટે જાગીર મળી હતી તે દેખાડવાનું કામ મરહુમના ખેશીઓ માટે ગુચવાડા ભરેલું બેશક થઇ પડયું છે. પણ તેટલા માટે, સ્વભાવ ખોહી દઇ નઠારા શબદોનો ઉપયોગ કરવો એક ગ્રહસ્થ લખનારને કદી પણ નહીં છાજે. માઠાં ભાગયે તેવી સમજ મરહુમના કેટલાક ખેશીઓ અને મીત્રો નહીં ધરાવતા જણાતા. તેઓએ તેમની સાથે બે વરસની વાત ઉપર તકરારમાં ઉતરેલા એક ગ્રહસ્થને અને મને ભેલી નાખવાની ચુક કરી છે. એક ગ્રહસ્થ તરીકે મેં જણાવેલી વાત તેઓએ કબુલ રાખવી જોઈતી હતી કે હું તદન જુદોજ લખનાર છું; પણ ગ્રહસ્થાઇનો તે નીયમ નહીં જાળવતાં મને અને આગળા તકરાર કરનારને સાથે ભેળી નાખી તે બીજા ગૃહસ્થ સામે ઘણા નઠારા શબ્દો વાપરવામાંજ તેઓએ સંતોષ મેળવયો છે.

પણ, સાહેબ, તેઓની તેવી રીતની હું નકલ કરીશ નહી, અથવા તેઓ જે ખોટે

રસ્તે ઉતરી ગયા છે તે રસ્તે હું ઉતરનાર નથી. પ્રથમથીજ હું જણાવી ચુકો છું તે પ્રમાણે મારી નેમ ખરો ઇતીહાસ જાણવાની અને કીરતી જેમને ઘટતી હોય તેમને મળતી જોવાની છે. તે કારણે આ તકરારી સવાલને દરેક બાજુએથી તપાસવાની ઇચછા હું ધરાઉં છું. કેરમાનવાળા મરહુમ દસ્તુર સાહેબ અરદેશર નોશેરવાનના સંબંધમાં મેં જે સવાલ પારસી પ્રકાશના બનાવનારને પુછયો છે, તથા મરહુમ દસ્તુર સાહેબનો આખો પત્ર પ્રગટ કરાવવાની માગણી મેં કરી છે, તેનાં કારણો હું જણાવીશ. પ્રથમ તો "પારસી પ્રકાશ" ના બનાવનારે, દસ્તુરજી મેહેરજી રાણાના સંબંધમાં આપણે જોયું છે તેમ, મરહુમના ખેશીઓ ઉપરજ આધાર રાખીને તેઓએ જણાવેલી વાત પોતાના પુસ્તકમાં ઉતારી લીધી છે. દસ્તુર અરદેશરના સંબંધમાં પણ તેઓએ તેમજ કરેલું ચોકસ સંજોગો ઉપરથી ધારવાને બને છે. તેમનો આખો પત્ર પ્રગટ કરયાથી જણાશે કે "પારસી પ્રકાશ" માં જે તારીખ તે પત્રની આપવામાં આવી છે તે ખરી નથી, અને જેમ દસ્તુરજી મેહેરજી રાણાના સંબંધમાં તેમ આ બાબતમાં પણ તેઓએ પારકે આધારે કામ કરયું છે. તે બાબતમાં ખરો ખોલાસો બાહેર મેલવામાં "પારસી પ્રકાશ" નો પોતાનો લાભ સમાયલો છે, એમ જણાવવાની જરૂર નથી. પણ, સાહેબ, તે પત્ર ઉપરની તારીખ એકલીજ કાંઈ ઘણો અગતનો સવાલ નથી. વધારે અગતનો સવાલ તેમાં કરવામાં આવેલાં આતશ બેહેરામની ક્રીયાના વરણનનો છે; કેમકે તે ઉપરથી શેહેનશાહ અકબર તથા કેરમાન અને નવસારીવાળા દસ્તુરજીઓ વચેનો સંબંધ ઘણી અસરકારક રીતે જોવાને બની આવશે.

સાહેબ, યુરોપના ઓલમા સાથે તમારો સેવક પણ પત્ર વેહેવાર ચલાવવાનું માન ધરાવે છે, અને તેમના અભીપ્રાયો વગેરેથી સેવક માહીતગાર છે. જે તકરાર તમોએ તમારાં પત્ર મારફતે ચલાવવાની રજા મને આપી છે તેથી તેમને વાકેફ કરવાની ગોઠવણ મેં રાખી છે, અને તકરારનું સેવટ આવ્યા પછી તે બાબતનો તેમનો સેવટનો અભીપ્રાય મેળવી તે પણ બાહેર મેલવાનો ઇરાદો હું રાખું છું. †

તકરાર કરવાની ખરી રૂઢી.

---

## નાο ૧૨૨

## જામે જમશેદ.

(તા. ૨૪ મી ઓકટોબર સને ૧૮૯૮)

### ૩૦૦ વરસો ઉપર પારસીઓની હાલત કેવી હતી?

---

જામે જમશેદના અધીપતી જોગ,

સાહેબ,

ઉભાં કરેલાં "હાદેસાનામા" ઉપરથી કેટલાકો ભુલાવો ખાય છે કે ૩૦૦ વરસો ઉપર પારસીઓની હાલત દુબરાઓ જેવી હતી, ધરમનો એલમ તેઓમાં કાંઈ નહી હતો, કુસતી, જોડા, સપાટ તેઓ પહેરતા નહી હતા, ગુજરેલાંઓની લાસને કરકટી ઉપર મુકી હલકી વરણના હીંદુઓ પાસે

‡ આ પત્રમાં એટલી બધી શું તકરાર ચાલી છે કે તે ઉપરથી યુરોપીઅન વીદવાનો મત આપે! પણ એ વીદવાનોએ મી. કુતારને મત આપ્યાં છે તેનું શું? શું એ મતો ખોટાં કહેવાઇ શકાશે? આજ લગભગ સોલ વરસ થવા છતાં એ મતો હજી બાહેર પાડવામાં આવ્યાં નથી, તો હવે કયારે બાહેર પાડવામાં આવશે?

અવલમંજલ પહોંચાડતા હતા, વગેરે, હાદેસાનામામાં લખેલું હોવાથી કેટલાકો એવું જણાવવા માંગે છે કે ૩૦૦ વરસો ઉપર જરથોસતીઓમાં બધું અંધારૂં હતું. પણ એ સદંતર ખોટું છે, તે હું પુરવાર કરી શકીશ. નવસારી તો બામુદત ઉદવાડાના આતશબેહેરામનું મથક હતું. તયાં પાંચે વખત બોય દેવા વગેરે, ધરમક્રીયા થતી હોવી જોઇયે. આજે નવસારીમાં ઘણાં કાબેલ ભેજાંઓ છે, તેથી નવસારીમાં બનેલા દાખલાઓ રજુ કરવા હું તેઓ ઉપર રાખીશ. પણ દસતુર મેહેરજી રાણા વીશે હું કહીશ કે તેઓ દીલ્હી ખાતે ગયલા હોવા જોઇયે, જે બદાઉનીનાં લખાણ ઉપરથી માલમ પડે છે. તેણે જણાવયું છે કે નવસારીથી જરથોસતીઓ અકબરની દરબારમાં દીન સમજાવવા આવયા હતા, જોકે તેણે ખુલ્લી રીતે દસતુર મેહેરજી-રાણાનું નામ લખયું નથી, પણ યાદ રાખવું કે તેણે જેમ દસતુર મેહેરજી રાણાનું નામ લખયું નથી, તેમ બીજી કોઈબી કોમોના ઓલમાઓ અકબરની દરબારમાં પોતાના ધરમોની સમજ આપવા ગયા હતા, તેઓનાં નામો પણ લખયાં નથી. પણ દસતુર મેહેરજીરાણા દીલ્હી ખાતે ગયા હતા, તેની ખાતરી એટલા ઉપરથી થાય છે કે તે હીંગામપર નવસારીના જરથોસતીઓએ મેહેરજીરાણાને પોતાના દસતુર ઠરાવયા હતા, અને અકબરથી તેઓને મળેલી જાગીરીની વાત પણ વંશપરંપરાથી ચાલી આવે છે. કેટલાક સાહેબો જાગીરીની અસલ સનદ હાલ મોજુદ નહી હોય તો દસતુર મેહેરજીરાણા દીલ્લી ગયા હતા એવું માનવાજ ના પાડે છે. ૩૦૦ વરસો ઉપરનો કોઇ દસતાવેજ આજે હસતી નહી ધરાવે, તે બનવા જોગ છે. માટે એવી ભાંજગડ કરનારાઓ સાથે માથાઝીકણ કરવી નકામી છે. એટલું કહી હું ભરૂચનો રહેવાસી હોવાથી તયાં બનેલા દાખલાઓથી સાબેત કરીશ કે હાદેસાનામામાં જણાવેલી બીના ઉભી કરી છે ભરૂચમાં આજથી ૯૪૪ વરસોની પણ આગમજ અગીયારી હતી; તે પણ જાણીતી વાત છે. મોબેદ હોરમઝદયાર એરવદ રામયાર આજથી આશરે ૬૭૫ વરસો ઉપર થઇ ગયા છે, તેઓના બાપના પીતરાઇના દીકરા મોબેદ નેરીઓસંગ ધવલ હતા. મોબેદ શાહપુર મોબેદ શેહેરીયાર આજથી ૭૨૫ વરસો ઉપર થઇ ગયા છે. એ ત્રણે સાહેબોનાં નામો હીંદુસ્તાન સરજમીન પર જરથોસતી ક્રીયાઓમાં યાદ કરવામાં આવે છે. પણ યાદ રાખવું કે આજથી ૬૭૫ વરસો ઉપર થઈ ગયલા મોબેદ નેરીઓસંગ ધવલ, પ્રખયાત નેરીઓસંગ ધવલથી, જુદા પુરૂષ હતા. પેશોતન રામે "ગોશતફ્રીયાન તથા અરદાવીરાફ" વાળી પેહેલવી કેતાબની આજથી ૫૦૦ વરસ ઉપર નકલ કરી હતી. રામયાર કાહનાન વીશે મુલ્લાં ફીરોઝજીના બાવા દસતુર કાઉસ જલાલ લખે છે કે તેઓ "મોબેદાન મોબેદ, સઘળા મોબેદો અને હેરબદોના ઉસતાદ, હીંદુસ્તાનના તમામ હેરબદોને ઉરવીસગાહને લગતું પવીત્ર કામ શીખાડનાર, અને હીંદુસતાનના જેબી શેહેરોમાં જરથોસતીઓની તે વખતે વસતી હતી, તેમાં મોબેદી કામને રીવાજ આપનાર નામીચા ઉસતાદ હતા." દસતુર ફ્રનદામ રામયાર વીશે બરજોર કામદીનવાળી રવાયતમાંથી કાંઇક ખુલાસો મળે છે. એ દસતુરના વખતમાં ભરૂચના જરથોસતીઓએ કામદીન શાહપુર નામના ખંબાતના એક રહેવાસીને ઇરાન મોકલી દીનને લગતી કેટલીક કેતાબો વગેરે મંગાવયું હતું. ઇરાનના જરથોસતીઓએ મજકુર દસતુર ફ્રનદામ જોગું ઇ. સ. ૧૫૫૯ માં

કાગજ સાથે તે મોકલ્યું હતું, તેમાં કેટલીક દીનને લગતો ખુલાસો લખયો હતો. એક ઠેકાણે ઈરાનના દસતુરો લખે છે કે રાજયકરતાઓના જુલમને લીધે તેઓથી ધરમ સચવાતો નથી, અને સાએસત લાસાએસત તેઓ ચલાવે છે, અને તેઓ ખુશી છે કે હીંદુસતાનમાં તેઓના હમદીનો સારી રીતે વખત ગુજારે છે. દસતુર કામદીન ફ્રનદામ વીશે દારાબ હોરમજદયારની રવાયતમાં બીના આવી છે. વળી પાદશાહ અકબરને દસતુર મેહેરજીરાણાના વખત પછી ફરહુંગને માટે દીનને લગતા લોગતોની સમજ આપવાનાં કારણુસર ઇરાનથી દસતુર અરદેશર નોશરવાન કેરમાની દીલ્લી ગયા હતા. તે વીશેની ખબર મજકુર દસતુર કામદીન ફ્રનદામને પડવાથી તેઓએ તેમના ઉપર એક કાગજ લખી દીનને લગતી કેટલીક બીનાઓ પુછાવી હતી, જેનો જવાબ દસતુર અરદેશર કેરમાનીએ ઇ. સ. ૧૫૯૭ માં લખયો હતો, તેમાં લખયું છે કે જયારે હું દીલ્લીથી નીકળી મુલતાન આવયો, તયારે બેહેદીન કાઉસ માહીયાર મને તયાં મળયા અને તેમનાથી મેં બધો હેવાલ જાણયો. જો કાઉસ મને લાહોરમાં મળતે તો હું જરૂર તમારી ખેદમતમાં ભરૂચ આવતે. વળી મને કાઉસે કહયું કે તમો ઇરાન આવવાની ઘણી ઉલટ રાખો છો, તેથી મને ધીરજ આવી કે તમારી સાથે મારી મુલાકાત થશે, અને રસતાખેઝ સુધી તમારી યાદગારી હીંદુસતાનમાં રહેશે. તમો આવો તો કાઉસની સાથે આવજો. રસતાનો કાંઇ દગદગો કરશો ના. અગર તમારૂં આવવાનું નહી થાય અને કાગજ લખવું પડે તો યઝદના મોટા દસતુર મેહેરવાન ઉપર અથવા કેરમાનના દસતુર બેહેરામશાહ ઉપર યા મારી ઉપર લખજો. પછી નવસારી, સુરત તથા ભરૂચના જરથોસતીઓએ સુરતના એક બેહેદીન બહુમન અસફંદીયારની મારફતે ઇરાનના દસતુરોને જરથોસતી ધરમને લગતા કેટલાક સવાલો પુછયા હતા, જેના જવાબ ઇ. સ. ૧૬૨૬ માં મજકુર બેહદીન બહુમન લાવયા હતા. તેમાં વડા દસતુર તરીકે ભરૂચના મજકુર દસતુર કામદીન ફ્રનદામનું નામ જોવામાં આવે છે. દસતુર કામદીન ફ્રનદામના એક દીકરા બેહેરામ પોતાના વખતમાં ઘણા કાબેલ પુરૂશ હતા. તેઓએ કબીસા વીશે ઈરાનના દસતુરોને પહેલવહેલો કાગજ લખયો હતો, જેનો જવાબ ઇ૦ સ૦ ૧૬૩૬ માં ઇરાનના દસતુરોએ લખેલો આવી પહોંચયો હતો, તે વખતે બેહેરામ ભરૂચમાં ગુજરી ગયલા હતા. દસતુર જમશેદ દસતુર કામદીન આશરે ૨૧૫ વરસો ઉપર ભરૂચના દસતુર થઇ ગયા છે. ભરૂચના એ દસતુર પાસે દસતુર જામાસપઆસા ઇ૦ સ૦ ૧૭૧૨ માં જંદ પેહેલવી શીખવા ભરૂચ ગયા હતા, અને ઇ૦ સ૦ ૧૭૧૯ સુધી, એટલે ૭ વરસો સુધી, ભરૂચમાં રહયા હતા. દસતુર ફ્રેદુન જમશેદ થઇ ગયા છે, તેઓ ઘણા કાબેલ હતા તે એટલા ઉપરથી માલમ પડે છે કે તેઓ મોઢાંપર ને મોઢાંપર બેતો બનાવી શકતા હતા. દસતુર કામદીન દસતુર ફ્રેદુન કેવા કાબેલ હતા તે તો સરવે કોઇને જાણીતું છે. દસતુર અસફંદીયાર દસતુર કામદીનનું નામ, કબીસાની ઝુબેસ વખતે પ્રખયાતી મેળવયાથી, હીંદુસતાન સરજમીનપર શેહેનશાહી જરથોસતીઓને તયાંની ક્રીયાઓમાં યાદ કરવામાં આવે છે. ઉપર મુજબ ભરૂચમાં ૩૦૦ વરસો ઉપર તથા તેની આગમજ તથા તેની પછીના કેટલાક બનેલા બનાવો મેં આપયા છે, તે ઉપરથી જરથોસતીઓની ખાતરી થશે કે કેટલાકો ભુલથી ધારે છે કે આજથી ૩૦૦ વરસો ઉપર હીંદુ-

સતાનના જરથોસતીઓમાં બધું અંધારૂં હતું, તે વાત સરતાપા ગલત છે, અને હાદેસાનામામાં જે બીનાઓ આવી છે તે ઉભી કરેલી છે. હાદેસાનામા વીશે તમારાં પત્રમાં છેક ઇ૦ સ૦ ૧૮૩૨ માં ચુનોચરા થઇ હતી તે ઉપરથી પણ સાબેત થાય છે કે હાદેસાનામું ઉભું કરેલું છે. એ નામા ઉપરથી જે સાહેબો એવું માને છે કે ૩૦૦ વરસો ઉપર પારસીઓની હાલત ડુબરાઓ જેવી હતી, તેઓ પોતે પોતાને ઠગે છે અને બીજાઓને ખોટી રીતે શકમંદ કરે છે.

સેવક તમારો,

અ. સો. દ. કામદીન.

મુંબઇ, તા૦ ૨૧ મી અકટોબર ૧૮૯૮.

---

## ના૦ ૧૨૩

## મુંબઇના જામે જમશેદ

(તા૦ ૪થી જુન સને ૧૮૩૨)

હમારા વાંચનારાઓને માલમ થાએ જે હવડાં થોડા દહાડા થએઆ હાદેશાનામું એવે નામની ઘણીએક ચોપડીઓ બાહર પડી છે, ને તે ચોપડીનાં મથાલાનાં પાનાંમાં જાહેર લખેઆ પરમાણે ફરામજી અસપનદીઆરજી રબાડીએ છપાવી છે; પણ બાતેનમાં કેટલાએક ચુરીગરોએ એ ફરામજી આસપનદીઆરજી રબાડીને નામે તેને આગલ પાડીને તે પાસે છપાવી છે તે હમુને તથા બીજા ઘણાએક શાએશતા તથા નામીચા સાહેબોને ખબર છે. એ ચોપડી તેનાં મથાલેનાં પાનાંમાં લખેઆ પરમાણે સને ૧૨૦૦ ઇઅજદેજરદી, તા૦ સને ૧૮૩૧ ઇસવીનાં વરસમાં ચુરીગર અંધીઆરૂ ફરદુનજી મરજબાનજીનાં મુંબઇ સમાચાર છાપખાનામાં છપાઇ છે, અને તા૦ ૨૯મી મેએ ૧૮૩૨ રોજ ૧લો માહ ૯મો સને ૧૨૦૧ ઇઅજદે જરદીને દીનથી જાહેર બાહર પડીછે, ને એ ચોપડીના લેનાર ઘણું કરીને શકતા ચુરીગરો છે, અને ચુરીગરોની મતલબની ગોઠવણો પરભાડે હાથે તથા પરભાડે નામે ગોઠવવા સારૂ, તથા એ રબાડીને વરતાવવા સારૂ એ ચોપડી બનાવીછે. એ ચોપડીના ભાત્ર દર ચોપડી એકના રૂ. ૪) કાહાડેઆછે, અને સાંભલીઆમાં આવ્યું છે જે એ ચોપડી ૧૦૦૦) છપાઈ છે. તેમાં કાગજ તથા છપામનીનો ખરચ રૂા. ૧૫૦૦) કાહાડેઆછે, ને રૂા. ૨૫૦૦) ની કમાઈ એ રબાડીને દેખાડીછે. તેમાં કોઇ ચુરીગરેએ એ ચોપડીમાંની ૫) અને કોઇ ચુરીગરે ૧૦)ને કોઇએ ૨૦)ને કોઇએ ૨૫)ને કોઇએ ૫૦) લીધીછે. હવે હમારા વાંચનારા સાહેબોએ જાણવું કે જે શહેનશાહી જરથોસ્તીઓ, ખુલ્લું, જેનાવોને લાંચખોરા અથવા લાલચુ અથવા પેટભરા જેહાનબોરા મોબેદો કરી કહેછે તેમાંનો એક એ ઉપર લખેલો ફરામજી અસપનદીઆરજી રબાડી છે, અને શ્રી મુંબઈના રેહવાસી જરથોસતીઓ જે એ ધણીને ઓલખે છે તેનાવોને સારીપેઠે માલમ છે કે ચુરીગરના વડા અંધીઆરૂ મુલ્લાં ફીરોજ બીન મુલ્લાં કાઉશે એ રબાડીને શ્રી સુરતથી બોલાવી મંગાવીને આજ આશરે છ વરસ થએઆં પોતાના અથવા પોતાના શકતા ચુરીગરોના પઇશાની લાલચથી એ ફરામજી રબાડીને કરી રાખેલો છે, તે કાંહ સુધી જે પોતે આજ આશરે વીશ માસ ઉપર ગુજરેઓ તાં સુધી અને તેવાર પછીથી તે આજ દીન સુધીબી એ રબાડી સાથે કેટલાક ચુરીગર લોકોએ તેજ રીત રાખી છે; ને જેવારે શ્રી સુરતથી એ રબાડીને બોલાવી મંગાવીઓ તેવારે પેહલાં તો આસરે વરસ ૨ સુધી

મુલ્લાં ફીરોજે ચુરીગરી આતશ બેહરામવાળાં ઘેરમાં પોતાની સાથે રાખીઓ હતો, ને આશરે ૪ વરસ થએઆં તે રબાડીનો કાલીલો બોલાવીઆ પછી એ ચુરીગરી આતશબેહરામની સામે પોતાની નજદીક રાખેલો છે, અને એ મરનાર મુલ્લાં ફીરોજને જે જે કામ પરભાડે હાથે કરવું હતું તે પોતાની હૈયાતીમાં એ રબાડીને તથા બીજાઓને હાથે પોતાની મતલબ મુજબ કરાવી લીધું. તેજ પરમાણે હવડે આએ ચોપડીનું કામ કેટલાએક ચુરીગરોએ એ રબાડીને હાથે કરાવીઉં છે, અને જાહેર છે જે એ રબાડીના વજુદનું ઝાડ આજ કેટલાક વરસ થએઆં ચુરીગરોના પઇશાની લાલચનું પાણી પીઇ પોશાઈ પરવરશ થયું છે, ને હજુરબી પરવરસ થાએચ, અને એને દીનનું કામ સુધારવા તથા બીગાડવાનું કશું દરદ હોએ એવું દીસતું નથી. તથા એવો મોતો ગુનાહ કરવાથી શરમ નથી. તેવારે એ પાલેલો રબાડી પાલનારનું કહેવું કરે તેમાં શું નવાઈ, જેમકે એક પાલેલું કુતરૂં તેના પાલનાર ધણીના ટુકરા ખાધા ઉપરથી તે પાલનાર ધણીનાં ઘેરની ચોકી કરે છે. પછી તેની નઇએત નેક હોય યા બદ. પણ ખરૂં છે જે જે ઇનસાન દીલનું દરદ રાખે અને પઈસાનેજ પીઆરો નહી કરે અને ખોદાનો કોફ રાખે અને ગુનાહથી નાશે તે શખશ હરગેજ થઇને એવું કામ કરે નહિ, ને એનાં એવાં કામ કરવાની એક શાએદી તો એજ ઉપર લખેલી ચોપડી છે (પણ અનજાના લોકોની નજદીક કેઆરે જે જેવારે ખોલાસો થાએ) અને બીજી શાએદી જોઇએ તો સને ૧૮૨૮ ઇસવીમાં ચુરીગરોના વડા અંધીઆરૂં મુલ્લાં ફીરોજ બીન કાઉશે રદ જવાબ નામનું એક ચોપાનીયું છપાવી બાહેર પાડીઉંચ તે છે, કે જેમાં ઘણુંએક ખોટું લખેલું છે ને તે ઉપર જણુ ચારની શહી લીધી છે, તેમાં એક શહીનો કરનાર એ રબાડી છે. ને સરવે કોઇ વાંચનારા મુંબઇના રેવાસી જરથોસતીઓને રોશન છે જે તે શહી કરનારમાંથી જાહેર થઈ ચુકેલું છે કે ખવરાવી પીવરાવી મસત કરી લાંચ અપાવી શહી લીધી છે તેમાં એ રબાડીએ રાસ્તીથી દુર થઈને પોતાની શહીમાં કેટલીએક જુઠી ભટાઇ સાથે લખીઉં છે જે કબીશો દીનમાં જાએજ નથી, અને એ વીના બીજી ઘણી શાહેદીઓ છે. વળી જાણવું જે એ ફરામજી અસપનદીઆરજી રબાડી વીશે ઘણું થયું સાંભલીઉંચ જે જેમ કેટલાએક અંધીઆરૂઓ લાલચમાં લપેતાઇને ચુરીગરો થયા છે ને આજ હવડાંબી થાએ છે તેમ એ ઘણી પણ થનાર છે પણ ચુરીગર લોકો સાથે રદ બદલીમાં થોડોએક વાંધો રહીઓ છે તેથી ઢીલ પડી છે એમ સાંભલીઉં છે. પણ વળી એમ પણ સાંભલવામાં આવીઉં છે જે હાલના ચુરીગરોના દસતુર મુલ્લાં ફીરોજના જાએનશીન એ રબાડીને ચુરીગર કરવામાં રાજી નથી. કાંએજે એમ સાંભલીઉંચ જે તે ઘણી એમ ધારેચ જે એ રબાડીનો પગપેસારો સારી પેઠે ચુરીગરોમાં થયેલો છે ને જેવારે એ ઘણી ચુરીગર થાશે તેવારે ચુરીગરો મને હાલની પેઠે ગણશે નહી વાસતે એને કેઠે ઠેકાણે પાડી આપીને ચુરીગર કરવા નહી દીજીએ તો સારૂ. વળી એમ પણ સાંભળવામાં આવીઉંચ કે કોઇ ચુરીગરનું તથા એ રૂસતમજી કેકોબાદજીનું ધારેલું થનાર નથી. પણ જે કાંઇ મુંબઇ સમાચારવાળા ફરદુનજી મરજબાનજીએ ધારીઉં હશે તે થાશે કાંએ જે કહે છે જે ચુરીગરવાળા સાહેબોનાં એવાં સઘલાં કામો વીશે જેટલું પાણી ફરદુનજી પાએચ તેટલું પીએ છે ને જે

જે કામો એવણે એ રબાડીને હાથે કરાવી લેવા ધારવીઆ હશે તેટલા કરાવી લીધા પછી એને ચુરીગર કરાવશે એવી રીતે જુદું જુદું સાંભલવામાં આવીઉં છે પણ હજુર ચોકસ માલમ પડીઉં નથી જે કહીઉં ખરૂં ને કહીઉં ખોટું છે. હવે એ વાતને અહીંઆં રાખીને એ ઉપર લખેલી હાદેશાનામાની ચોપડી બનાવવામાં શું જીવ છે તે શેજમાં અરસતો લખી જણાવીએચ જે એ ચોપડી અવલથી તે આખેર સુધી વાંચીઆથી નજર એ આવેચ જે એમાં અંધીઆરૂ મુલ્લાં ફીરોજની આગલી જાહેર કીધેલી કેટલીક વાતોને ટેકો આપેઓછે અને વલી કેટલીક ચુરીગરોની ખોટી વાતને પુસતી કીધીચ. તેમાં કેટલેક ઠેકાણે કાન મેલવતાં નાખ ખોયું છે ને ઊઘાડું માલમ પડેચજે કબીસાના એકરારના કરનાર શહેનશાહી જરથોસતીઓના કોઇ બલાપા ભરેલા દુસમને પોતાના ચુરીગર લોકોની મતલબ મુજબ ગોઠવણ કરાવીછે પણ તે ખબરદાર તથા અકલમંદ લોકોની નજદીક વગર હાથ પગની છે અને તે ગોઠવણોને મજબુતી આપવા સારૂ જે દલીલ તથા શાહેદીઓ લાવીઆછે તે જો આપવા બેસીએ તો ઘણીએક દલીલ તથા શાહેદીઓથી સેજમાં રદબાતલ થાએ તેવીછે અને કસી વાતે માનવાજોગ નથી. ને વલી એ ધણીની આપેલી શાહેદી એવીછે કે જેમ એક આંધલું ઢોર એક તરફનો કચરા ભરેલો ચારો ચરે ને બીજી તરફની લીલી દરોઇ દેખી નહી શકેઆના સબબથી તદન પડતી મેલે તેવી છે. હવે ઉમેદ છે જે કોઇ તેજ કલમવાલો સાહેબ એ ચોપડીમાંની ચુરીગરોની મતલબની ખોટી ગોઠવણને સચાઇ તથા મજબુતીથી ખોલાસા સાથે રદ બાતલ કરી આપે એવી રીતે જે અનજાના લોકો ફરેબ નહી ખાએ. પણ હમો આએ લખીઆથી કબુલ થાઇએચ જે એ રબાડી આએ હમારાં ઉપલાં સઘલાં લખેલાંને કોઇબી સમાચાર પતરની મારફતે આડો પડે તો હમો એ ચોપડીમાંનું ખોતારૂં મજબુત દલીલ તથા દાખલા સાથે બતલાવી આપીશું.

---

## ના૦ ૧૨૪
## મુંબઇના જામે જમશેદ

( તા૦ ૧૧ મી જુન સને ૧૮૩૨ )

શ્રી મુંબઇના જામે જમસેદના અધીપતી સાહેબ,

હાદેશાનામું એવે નામની એક ચોપડી શને ૧૨૦૦ ઇઅજદેજરદી તથા શને ૧૮૩૧ ઇસવીના વરસમાં છપાએલી તા૦ ૨૯ મી મેએ ૧૮૩૨ ને દીને બાહેર પડી છે તે ચોપડીને જાહેરમાં પોતાને નામે છપાવનાર અંધીઆરૂ ફરામજી અસપનદીઆરજી રબાડીને તથા બાતેનમાં જેનાવોએ તે ચોપડી બનાવીચ તે ચુરીગરોને તમારા પતરની મારફતે કેટલીક વાતો તે ચોપડી વીશે પુછવાની ઉમેદ રાખીને તે બાએ કેટલુંએક લખી મોકલીઉંચ તેને મેહેરબાની કરીને તમારા પતરમાં જગા આપવી. હેશાન થાશે.

અંધીઆરૂ ફરામજી અસપનદીઆરજી રબાડીની ખીદમતમાં એક અરજ એ છે જે તમોએ હાદેશાનામાની એક ગુજરાતી ચોપડી તમારે નામે શને ૧૮૩૧ ઇસવીમાં છપાએલી તા૦ ૨૯ મી મેએ ૧૮૩૨ ને દીને બાહેર પાડી તે વાંચીને તે ઉપર કેટલાએક કમતરીને તમુને નીચે સવાલ કીધાચ તેનો મેહેરબાની કરીને રાસતી તથા દરૂસતીથી જવાબ દેશો તો તમારીજ જુબાનથી અનજાણ્યા જરથોસતીઓ તે બીના વાંચી વાકેફ થાશે અને

ખરાં ખોતાંની પરીકસા કરશે તેથી તમોને સવાબનો બેહુરો હાંસેલ થાશે. પણ એ બાબમાં કાંઇ કસુર કરશો તો અનજાણા લોકો જે એ ચોપડીની બીના વાંચી શારી-પેઠે ગોર કરી નહી શકશે ને કોઇ ગેરરસ્તે ચાલસે તો તેની ફરજ તમારી ગરદન ઉપર રહેશે. વાસતે હરેક પતરની મારફતે નીચે લખેલા સવાલોના જવાબ વીગત સાથે જાહેર કરવા કે તેમાંથી જરથોસતી લોકોને ઉપર લખીઆ પરમાણે ગુણ થાએ, ને તમારા જવાબ આપીઆમાં જે જે હમો તમારી કસુર તથા ચુક સમજશું તે વીસે સઘલા જરથોસતીઓને વાકેફ થવા સારૂ હમો જેટલું જાણુતા હોઇશું તેટલું જાહેર કરશું.

**કાઉશ તથા અફ્સાદના કીસ્સા વીશે.**

**૧ લો સવાલ.** કીશએ કાઉશ વ અફ્સાદ નામનો કરી કીશશો છાપેઓ છે તેના દરમેઆન લખેલું છે તેથી હેવું માલમ થાએચ જે તે શને ૯૦૦) ઇઅજદેજરદી બનેઓ છે પણ એ લખીઆનો ચોકસ દહાડો વાર લખેલો નથી વાસતે પુછીએચ જે તમારા લખીઆ પરમાણે કેટલીએક ફારશી નકલો તમે તપાસીને તેનો તરજુમો ગુજરાતીમાં કીધો અને તે બધી નકલોમાં દહાડો વાર લખેલો છે કે નહિ તે જાહેર કરો અથવા લખેલો હોએ તો તે દહાડો વાર લખી જણાવો.

**૨ જો સવાલ.** એ કાઉશ તથા અફ્સાદનો બનાવેલો અસલ કીશો તમારી પાસે છે અથવા કોઇ બીજા પાસે છે તે જો જાણુતા હોઓ તો લખી જણાવવું.

**૩ જો સવાલ.** એ કીશો કાઉશ તથા અફ્સાદ નામના શ્રી ઇરાનથી આવેલા બે શખશોએ બનાવીઓચ હેવો તમોને પકો ભરોશો છે કે કોઇએ તેઓને નામે આજ ૧૦૦) વરસની અંદર એ કામ કીધુંચ એમ પકો ભરોશો રાખોચ કે એ વીશે શું તમારી ધારણા છે તે સઘલું લખી જણાવવું.

**૪ થો સવાલ.** એ કાઉસ તથા અફ્શાદના કીસામાં જે લખેલું છે તે સઘલું ખરૂં છે એમ કબુલ રાખોચ તે લખવું.

**૫ મો સવાલ.** તમોએ લખીઉંચ જે બેએ કીશાની દસ બાર ફારસી નકલ એકઠી કરી તપાસીને તેનો તરજુમો ગુજરાતીમાં કીધોચ એમ લખીઉચ તે ઉપરથી પુછીએચ જે તે તમારી લખેલી દશ બાર નકલોમાં એ કાઉશ તથા અફ્સાદના કીસાની કેટલી નકલ તમોએ તપાસીને તેનો તરજુમો કીધોચ ને તે સઘળી નકલ એક બીજા સાથે મલતી છે કે ફેરફાર છે અને તે નકલો કીઆ કીઆ શખશોની અને કીઆ કીઆ શાલમાં કીએ કીએ દહાડેવારની લખેલીઓ છે ને તે લખનાર ધણીઓ હએઆત છે કે નહિ અને અગર ગુજરી ગયા હોએ તો તેનાવોના દશખત સાબેત થાશે એવું છે કે નહિ તે સઘલું વીગત સાથે લખી જણાવવું. અને અગર તે કીસાઓમાં ફેરફાર લખેલું હોય તો તમોએ તેનો તરજુમો શી રીતે કીધોચ. શું એક નકલનેજ શહી રાખીને તેના સલંગ તરજુમો કીધોચ કે એ સઘળી નકલોમાંથી થોડો થોડો તરજુમો કીધોચ ને થોડો થોડો પડતો મેલીઓચ કે કેવી રીતે કીધોચ તે લખી જણાવવું.

**૬ થો સવાલ**—એ ગુજરાતી ચોપડીને પાને ૫૨) માં નોટ કરીને તમોએ લખીઉચ જે ( મોબેદ એદલદારૂ નવરોજદારૂ આતીઆ નોશારીવાલાએ ગુજરાતીમાં એક કેતાબ દીનનાં જવાબ સવાલની સને ૧૧૫૩ ઇઅજદેજરદીમાં લખેલી હમારી

પાસે મોજુદ છે તે મધે એ કાઉસ અફ્શાહનો કીશો મુખતેશર ગુજરાતીમાં લખેલો છે ) એમ લખીઉચ તે લખીઆથી તમારી મોરાદ શું છે. શું એમ મતલબ છે કે તે એદલદારૂ આંતીઆએ અવલથી તે આખર સુધી એ સઘલા કીશાની મતલબનો તરજુમો કીધોચ કે શું. શું એમ મતલબ છે જે તે ધણીએ અવલથી તરજુમો કરવા માંડીઓ ને થોડોએક કરીને બાકીનો પડતો મુકીઓચ તે લખજો ને તે સાથે વળી જણાવજો જે તે તરજુમાના સઘલા મુદદા તમારા તરજુમા સાથે મલતા છે કે તેમાં કાંઇ ફેરફાર છે તે લખજો. વલી એજ નોટમાં ગેઆન બાબે એ નવરોજદારૂને નામે લખીઉચ તે વીશે પુછીએચ જે તે નવરોજદારૂએ કાંઇ લખી જણાવીઉચ જે ફલાણી મજબુતી ઉપરથી એ વાત લીધી છે કે નથી લીધેલું તે લખજો અને અગર લખેલું હોય તો તે લખેલું તમારા માનવામાં આવે તેવું છે કે નહી ને તે શું લખેલું છે ને નહી લખેલું હોય તો એ ગેઆન બાબદની વાતપર ભરોસો રાખવો જોઇએચ કે નહી તેબી લખી જણાવજો.

**શનજાણના કીશા તથા બીજા વીશે.**

૧ લો સવાલ. તમોએ લખીઉચ જે બેએ કીસાની દશ બાર ફારશી નકલ એકઠી કરીને તપાસીને તેનો તરજુમો ગુજરાતીમાં કીધોચ એમ લખીઉચ તે ઉપરથી પુછીએચ જે તે તમારી લખેલી દશ બાર નકલોમાં એ શનજાણના કીશાની કેટલી નકલ તમોએ તપાશીને તેનો તરજુમો કીધોચ અને તે સઘળી નકલો એક બીજા સાથે મલતી છે કે ફેરફાર છે.

૨ જો સવાલ. એ સનજાણના કીશાના તરજુમામાં શનજાણમાં ઉતરીઆનો દહાડો વાર નથી આપીઓ તે શું પેલી તમારી નકલોમાં છે કે નહી તે લખજો.

૩ જો સવાલ—એ ઉપર લખેલા બંધે કીસાઓનો તમોએ ફારશીમાંથી ગુજરાતી તરજુમો કીધો કરી લખીઉચ તે ઉપરથી પુછીએચ જે તમોને એટલી ફારસી જબાન આવડેચ કે તમો તેમાંથી ગુજરાતીમાં તરજુમો કરી શકો ને એ તરજુમો તમોએ પોતે કીધોચ કે કોઇ બીજાએ કીધોચ અથવા કોઈ બીજા શખસ સાથે તમોએ મળીને કીધોચ તે સઘળું લખી જણાવજો.

૪ થો સવાલ—શ્રી વરીઆવના બેહદીનો મારીઆ ગીઆ તેને સારૂ તમોએ લખીઉચ જે મરદ ઓરત તથા બચ્ચાં સઘલાં મારીઆં ગીઆં. પણ તે સઘલાં મળીને કેટલાં હતાં, પાંચ, પંદર, પચીસ-પચાસ કે તેથીબી વધારે હતાં ને તે કીઆ શનેમાં ને કીઆ રોજે અને કીઆ માહે તે લડાઇ થાઇ તે જો તમોને માલમ હોએ તે લખી જણાવજો ને નહી માલમ હોય તો તેવું લખજો.

**આતશબેહરામ વીશે.**

૧ લો સવાલ:—શ્રી આતશ બેહરામ સાહેબને નજરે જોએ તો મરગરજાની થાએ એમ તમોએ લખીઉ છે તો હમો તમોને પુછીએચ જે એ વાત સાબેત કરવાની જંદ અવસતાની તમારી પાસે કશી શાહેદી છે. જો હોએ તો તેના પદ તેની માએની સાથે લખી તરત જાહેર કરજો. વળી પુછીએચ જે એ વીશે તમોએ રવાએતોને નામે શાહેદી આપી છે તો તે રવાએતમાં જે જે લખીઉ છે તે સઘળું તમોને કબુલ છે અને તે રેવાએતોમાં લખેલું છે તે સઘળું ખરૂં છે અને તે રેવાએતોમાં કોઇ કોઇએ કલમ મારીને કંઈ કમજાદા અને હતાંનું નહી હતું અને નહી હતાંનું હતું કીધેલું છે કે અસલ મુજબ દરોસ્ત છે ને જેવું તમો સમજતા હોઓ તેવું લખી જણાવજો ને તે રવાએતો કયા

એનેમાં અને કોણુ કોણુના હાથની લખેલી છે તે જાહેર કરજો. અને અંધીઆરૂ મુલ્લાં ફીરોજીએ કેતાબોને નામે હતાનું નહી હતું ને નહી હતાનું હતું કીધેલું છે તેમ એ રેવાએતોમાં કોઇએ હેવું કામ કીધું હોએ હેવી તમોને સમજ પડેચ યા હેવું કામ તે રેવાએતમાં થયુંજ નથી એમ સમજોચ કે શું સમજોચ તે સઘળું લખી જણાવજો.

૨ જો સવાલઃ—તમોએ શ્રી સુરતમાં તથા શ્રી નોશારીમાં તથા શ્રી ઉદ્દેપુરમાં* વગર ખુબે નજરે જોઇને આતસ બેહરાંમ સાહેબની નીઆએશ કીધીચ અથવા નહી તે લખી જણાવજો અને કીધી હોએ તો તમારા લખીઆ પરમાને તમો મરગરજાન થાએઆ કે નહી તેબી લખી જણાવવું ને જે સખસ મરગરજાન થાએ તેને શું સજા વાજેબ છે અને તે શજાને પેલો મરગરજાની નહી પોંહચે તો તે મરગરજાની ગુનાહથી છુટે કે નહી તેબી લખજો અને અંધીઆરૂ મુલ્લાં ફીરોજ બીન કાઉશ સાથે તમો ઘણું સુધી તેવણુના ચુરીગરી આતશબેહરામવાલા ઘેરમાં એકઠા રહીઆ તથા લોકોને ત્યાં ઉઠીઆણે તથા ઓટલે તથા વાડીઓમાં સાથેના સાથે જાવ આવ કરતા હતા તેથી તમોને તો સારી પેઠે માલમ છે જે ચુરીગરોના દસતુર અંધીઆરૂ મુલ્લાં ફીરોજ હમેશાં હર તીજે અથવા ચોથે દહાડે હજામ પાસે માથુ બોડાવતા હતા અને તેઓ તે આતશબહેરામને નજરે જોતા હતા વાસતે શું તેવણ હર જોતી વખતે મરગરજાન થયા કરતા હતા અને હવડાં તેજ પરમાણે તે મરનારના જાએનશીન અંધીઆરૂ રૂસતમજી કેકોબાદજી કે જેઓની સાથે ઉપર લખીઆ પરમાણે ફરો છો ને સાથે બેસોચ ઉઠોચ તેવણુબી હજામ પાસે માથુ બોરાવેચ તેબી તમોને સારી પેઠે રોસન છે તેવણુબી આતશબેહરામને નજરે જોએચ કે નહી તે તમોને સારી પેઠે રોશન હશે ને જેવારે તમો એમ કહેશો જે હા જુવેચ ત્યારે રૂસતમજી કેકોબાદજીબી હર જોતી વખતે મરગરજાન થાએચ કે નહી તે લખજો. કાંએજે તમારાજ લખીઆ પરમાણે ખુબ કીધા વગર આતશબેહરામને જુવે તો મરગરજાન થાએચ, ને એ ચુરીગરના અંધીઆરૂ તો ખુબ કરતા નથી કાંહ સુધી કે આતશબેહરામની બોએનો દેનારબી પોતે ખુબ કરતો નથી અને એ ચુરીગરનો મરનાર દસતુર અંધીઆરૂ મુલ્લાં ફીરોજ તથા હાલનો દસતુર અંધીઆરૂ રૂસતમજી કેકોબાદજી ખુબ કરાવતા નથી. તે વાસતે સઘળાઓ હર જોતી વખતે મરગરજાન થાએઆ ઠરેચ અને ચુરીગર બેહદીનો મરદો તથા ઓરતો નાન નાહીને ચુરીગર આતશબેહરામને નજરે જોઇને નીઆએશ કરેચ તે સઘળાઓ મરગરજાની થાએચ કાંએ જે તમારા લખીઆ પ્રમાણે વગર ખુબે તથા વગર એરવદ થએલો જે કોઇ આતશબેહરામને નજરે જુવે તે મરગરજાન થાએ તેવારે હવે એ સઘલાઓ શું ચુરીગરના દસતુરો તથા મોબેદો તથા બેહદીનો મગરજાન થાએ તે તમારા લખેઆ પરમાણે મરગરજાન થાએઆ કે નહી તે લખી જણાવજો. ને એ વાત તમારા હીમાએતી તથા વરતાવનાર ચુરીગર શેઠીઆઓ તથા ચુરીગરના હાલના દસતુર કબુલ રાખેચ તે પણ લખી જણાવવું.

હમો હવે કુલે એ ચોપડી બનાવનાર ચુરીગર સાહેબોની ખીદમતમાં અરજ કરીને પુછીએચ જે એ ઉપર કહેલી ચોપડીમાં હરએક કીસા તથા રેવાએતોને નામે જે ગુજરાતીમાં લખેલું છે તે

* ઉદવાડા હોવું જોઈએ.

સઘલું અને દરોસત છે અને તે સઘળાને તમો કબુલ રાખોચ અને એ અંધીઆરૂ ફરામજી અસપનદીઆરજી રબાડીને નામે જે જે ચોપડોમાં લખેલું છે તે સઘળાને પણ તમો એજ પરમાણે કબુલ રાખોચ તે જરૂર હરએક પતરની મારફતે જાહેર કરવું.

સાહેબો

હું તમારો નમતાઇ ભરેલો સેવક

**અસપનદીઆર.**

તા૦ ૫ મી જુન ૧૮૩૨

---

## ના૦ ૧૨૫.

## મુંબઇના જામે જમશેદ.

(તા. ૧૬ મી જુલાઇ ૧૮૩૨).

**શ્રી મુંબઇના જામે જમસેદના અધીપતી જોગ**

**સાહેબ,**

હાદેશાનામું હેવે નામે એક ચોપડી જાહેરમાં અંધીઆરૂ ફરામજી અસપનદીઆરજી રબાડીને નામે થોરાક દહાડા ઉપર મુંબાઇ સમાચારમાં છપાએલી બાહેર પડી છે તે ઉપરથી કેટલાક મુખતેસર સવાલો એ અંધીઆરૂ ફરામજી રબાડીને તથા બાતેનમાં જેનાવોએ તે ચોપડી બનાવીચ તે ચુરીગરોને તમારા જામે જમસેદની પતરની મારફતે તા. ૧૧ મી જુન સને ૧૮૩૨ ની તારીખે પુછીઆ હતા તે અમારા સવાલોના જવાબો હજુર સુધી વાળીઆ નથી વાસતે તમોને તસદી આપુચ કે આએ એક ટુક પતર તમારાં આવતાં સોમવારના પતરમાં પરગટ કરવું કે તેથી તેવણને બીજી વાર જાહેર થાએ અને તે ચોપડી જાહેરનામે બનાવનાર અંધીઆરૂ ફરામજી રબાડી જો તમારૂં પતર નહી લેતા હોએ તો તેવણને તથા હાલના ચુરીગરોના શીરમુંદા દસતુર અંધીઆરૂ રૂસતમજી કેકાબાદજી નહી લેતા હોએ તો તેવણનેબી હમારી તરફથી તા. ૧૧ મી જુન સને ૧૮૩૨ નું તમારૂં પતર તથા જેમાં એ બીના છાપો તે પતરો એ બંધ જણાવો ઉપર જુદાં જુદાં મોકલજો અને તેની કીમતના રૂા. ૨ હમો તમોને રોકડા મોકલશું તે જાનજો.

અંધીઆરૂ ફરામજી રબાડી તથા બાતેનમાં જેણાવોએ ઉપર કહેલી ચોપડી બનાવીચ તેઓને માલમ થાએજે હાદેશાનામું એવે નામની એક ગુજરાતી ચોપડી જે જાહેરમાં અંધીઆરૂ ફરામજી અસપનદીઆરજી રબાડીને નામે પરગટ થાઇ છે તે બાબે હમોએ ઉપર કહેલી તારીખના જામે જમસેદના પતરમાં તમોને કેટલાક સવાલો કીધા છે તેને આજે આસરે એક માસ થવા આવીઓ તોપણ તમોએ હમારા છપાવેલા સવાલનો જવાબ પરગટ કરીઓ નથી તે કાંઇ સારૂં નથી કરતા વાસતે તે સવાલોના જવાબ મેહરબાનીની રાહથી વાજબી તથા દરોસ્તી સાથે હરએક પતરની મારફતે છપાવી પરગટ કરો કાંએજે હમારે બીજા કેટલાક સવાલો એ ચોપડી વીશે પુછવા છે તથા કેટલુંક બોલવું છે અને અગરજો જવાબ નહી આપશો તો નામુનાસેબ થાશે. એજ અરજ તા. ૮મી જુલાઇ સને ૧૮૩૨. સાહેબો હું તમારો નમનતાઇ ભરેલો શેવક,

અસપંદીઆર

ભાઇ અસપનદીઆરને (તથા બાકીના હમારા સઘળા લખનારાઓને) માલમ થાએજે તમારા લખીઆ પરમાણે બંધે ઠેકાણે બએ પતર આજ દીને મોકલીશું પણ અગર તમો એમ સમજીને મોકલાવતા હોઓ જે, જે ધણી હમારા પતર નહી લેતા હોએ તેનાવો વીશે હમારાં પતરમાં જે જે બીના છપાએચ તે તેવણના જાણેઆમાં તથા વાંચીઆમાં આવતું નહી હશે તો હમો કહીએચ જે તે વીચાર ખોટો છે.

---

**જામે જમશેદના બનાવનાર.**

## ના૦ ૧૨૬.

## મુંબઇના જામે જમશેદ

મુંબઈના જામે જમશેદ તા. ૧૨ મી ડીસેમ્બર ૧૮૩૯



સવરગવાશી દસ્તુરાંન દસતુર મેહેરજી રાણા કે તેના પવીતર આતમા ઉપર હજારો હજાર સલામ હોજો કે તે સાહેબનાં એક જીવથી પારસીના આખા ટોળાને એક મોટું માન અને નામીચી આબરૂ શ્રી દીલ્લીના પાએતખતથી મલી હતી અને જે સાહેબને પારસીના ટોળાના પાંચે પંથકવાલાઓએ પોતાના દસતુર ઠેરવીઆ હતા તે સાહેબની ગુણગારી માએઆની ઇધાણી શું મોબેદ કે શું બેહદીનોનાં દીલમાંથી ઉઠી ગએલી જોઇઆમાં આવેચ તેથી હમોને મોટો સંતાપ અને ભારે કુરાપો લાગેચ. એ નામીચા દસતુરના ખાનદાનમાંના ઘણાએક એરવદો શ્રી મુંબાઇમાં હઇયાત છે તેઓને જે માન મલવું જોઇએચ તેમાં હમો અતી ઘણી કોતાઇ જોઇએચ તેની ફરીયાદ હમારા વાંચનારાઓ આગલ કરીઆ વીના ચાલતું નથી. એ સવરગવાસી દસતુરનાં ખાનદાનમાંના બે સાહેબો તેમાં એક એરવદ બેહરામજી તથા બીજા એરવદ રૂસતમજી અતરે છે તેઓની સાહેસતગી અને તેઓની આદરમાન ભરેલી ચાલચલણથી આ ટાપુના થોડાક જરથોસતીઓ અનજાણા હશે. અને આ માહેલા પેહલા ધણી આપણામાં વખનાએલા બેહસ્તી ફરામજી સોરાબજી દસતુર કે જેની યાદગારી આપણાંમાં રહી ગઈ છે તેનાં છોકરા થાએ, અને બીજા નોશરવાન શોરાબજી દસતુરના છોકરા થાએ એ બંધે સાહેબો ગઇ કાલ દીને એક ઉઠીઅમનાની મીજલશમાં હાજર હતા તે છતાં ............. ખાનદાનમાંના એક ધણી નામે એરવદ ............. એતે મીજલશમાં પતેત માંડી એ જોઇ હમો થોરા અચરત નથી થએઆ, અને જોયું જે જે બેહદીનને ત્યાંનું ઉઠમણું હતું તેના પંથકીએ ઉપર કહેલા દસતુર બેહરામજી ફરામજી તરફ હાથ કરીને પતેત માંડવા કહી તોપણ પેલા ........... એ પતેત માંડી એ એક જુલમ જેવું છે. ભાએગ સારાં તેથી એ બાબેની તજવીજ કરવાને હમોને તે મીજલસમાં સારો સમો મલીઓ હતો તેથી હમારી તજવીજથી હેવુંજ માલમ પડીઉં જે જે વેળાએ હરેક ઉઠમણાની મીજલસમાં આપણા નામીચા દસતુર સાહેબ એદલજી દારાબજી સંજાણાની ગેરહાજરીએ જામાસપ આશાના ખાનદાનમાંના એક બુજરગવાર સાહેબ દારાબજી પતેત માદે છે અને તે સાહેબની ગેરહાજરી હોએચ તો ...... ખાનદાનમાંનો હરેક સાહેબ પછી તે ગમે તેવી હોરમતવાલો હોએચ તો તે બરાએખુદીથી પતેત માદેચ તેથી ઘણાખરા મોબેદો પણ દલગીર છે અને જો હરેક ધણી મેહરજી રાણાનાં ખાનદાનમાંના સાહેબો પાસે દસતુર સાહેબ એદલજી સનજાનાની ગેરહાજરીએ પતેત મંદાવા માગેચ તો તેની સાથે એ ............. વાલાઓ તે મીજલસમાં તંતો અને બખેડો કરેચ અને તેઓની એવી ભુંડી ચાલથી સઘલાઓ કંટાળો ખાઇ મુગા મુગા જોયા કરેચ. રે ................. ખાનદાનવાલાઓ તમે કયે દહાડે સલુખાઇના મારગ ઉપર આવસો—તમો કહે જનમે ભલાઇ ભરેલાં કામો કરી ભલાઇની પંગતમાં બેશશો—તમો કહી વેલાએ તોલાનું ભલુ ચાહવામાં તમારી દામન ઓસતવાર કરશો. હમો સઘલા બેહદીનો તથા મોબેદોને ભલામણ કરીએચ કે સહુ

કોઇએ મેહેરજીરાણાના ખાનદાનમાંના ઉપલા કહેલા બે શખશોમાંથી જે વડા હોએ તેવો પાસે દસતુર એદલજી દારાબજી સનજાણા તથા દસતુર સાહેબ દારાબજી જમશેદજીની ગેરહાજરીમાં પતેત મંદાવવી અને જો એ બે સાહેબની ગેરહાજરીએ ............... ખાનદાનમાંનો હરેક ધણી પતેત માડવા માગે તો તે પાસે હરગેજ પતેત નહી મંડાવવી કાએજે એવા માનને લાએક હમો ............ ............ ............વતરાગે બીજા કોઇને જોતા નથી. એ ખાનદાનમાંનાં બીજા સઘલાઓએ ફેસાદના બીછાના ઉપર પોતાનો વાસો કરીઓ છે. આએ જે હમો કહેજીએચ તે ખરેખરૂ અને વગર તરફદારી તથા વગર કપટથી કહેજીએચ, અને એટલું બધું હમોને બોલવાની પણ કશી ગરજ નહી હતી પણ જારે હમો હરેક જુલમાત હમારી આખોથી જોઇએચ તે જાહેર કીધા વીનાએ છુટાતું નથી. અને એ હમારા બોલવાને થોડાજ લોકો નાપસંદ કરશે કાએજે જેવોને જે હક આપવો ઘટેચ તેનીજ માતર હમો ફરીઆદ ઉઠાવીએચ, કે વાજબી હક અપાવવાની સઉ કોઇ પેરવી કરે. સઘલાઓને જાહેર છે કે એ ......... ખાનદાનવાલાઓમાંથી કેટલાએક ધણીઓના આપેલા જુઠા ફતવા ઉપરથી પારસીના ટોલામાં અતી ઘણો બીગાડ અને કંકાસ ઉઠી ઉભો થયો છે અને મેહેરજીરાણાવાલાઓથી સારાં અને ભલાઇ ભરેલાં કામો થયાં છે. ત્યારે સા વાસતે આપણે તેવા ભલા લોકોને માન નહી આપીએ અને શું કરવા જેવો અનગટતુ માન લીએચ તે નહી છીનવી લીજીએ. *

---

*આ લખાણમાં જયાં ખાલી જગ્યા મુકી છે તે ઠેકાણે ચોકસ ઇસમનું યા તેના ખાનદાનનું નામ આપેલું હોવાથી અમારી બાબદને તેની સાથ કાંઈ સંબંધ નહી હોવાથી તે કાઢી નાખ્યું છે.

## નાૅ ૧૨૭

## મુંબઇ સમાચાર.

( તારીખ ૨૬ મી અકટોબર સને ૧૮૯૮ )

**દસ્તુરજી મેહેરજી રાણાને શેહેનશાહ અકબર તરફથી મળેલી કહેવાતી જાગીરના સંબંધમાં મીૅ અરદેશર સોરાબજી દસ્તુર કામદીને ઉભી કરેલી તકરારો-હીંદના પારસીઓ જ્યારે જરથોસ્તી ધરમનો ઉંચો અભ્યાસ ધરાવતા હતા ત્યારે છેક ઇરાનથી "દીનના લોગતો સમજાવવા" દસ્તુર અરદેશરને બોલાવવાની જરૂર કાં પડી હતી?**



મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—મીૅ અરદેશર સોરાબજી દસતુર કામદીન જેવા ગ્રહસ્થ મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને લગતી તકરારમાં ભાગ લેવાને મરહુમના બેશીઓ તરફથી બાહેર પડયા છે, તેથી સેવકને ખુશીજ ઉપજી છે. તેઓ સાહેબે એવી તકરાર ઉભી કરી છે કે, "કેટલાક સાહેબો જાગીરીની અસલ સનદ હાલ મોજુદ નહીં હોય તો દસતુર મેહેરજીરાણા દીલ્લી ગયા હતા એવું માનવાજ ના પાડે છે." સાહેબ, આવો વીચાર કોઇએ હમણાં સુધીમાં જણાવ્યો હોય એવી ખબર હું નથી ધરાવતો; અને દસ્તુરજી મેહેરજી રાણા દીલ્લી ગયા હતા કે નહીં તે સવાલ અગતનો છેજ નહીં. જાગીરની સનદ બાહેર મેલવાની જે માગણી મેં કરી છે તે એટલુંજ નકી કરવા કે જાગીર તેમને મળી હોય તો તે શા કારણે? જાગીર જો શેહેનશાહ અકબરને જરથોશતી ધરમની ખુબી સમજાવવાને ખાતર મળી હોય તો, સનદ મધે તે વીષેનો એશારો મેળવવાની વકી

સ્વભાવીક રીતે આપણે શખવી જોઇયે. પણ મી૦ અરદેશર તકરાર કરે છે કે "૩૦૦ વરસો ઉપરનો કોઈ દસ્તાવેજ "આજે હસ્તી નહીં ધરાવે તે બનવા જોગ "છે, માટે એવી ભાંજગડ કરનારાઓ સાથે "માથાંઝીકણુ કરવી નકામી છે." તેમની તે તકરાર ખાતરી ભરેલી ગણુવામાં નહીં આવશે; કેમકે દસતુરજી મેહેરજી રાણુાને જે વરસમાં સનદ મળેલી જણાવવામાં આવે છે તે પછી માત્ર સોળ વરસે તેમના દીકરાને મળેલી ઘણી ઓછી અગતની સનદનો દસ્તાવેજ જાળવી રાખવામાં આવયો, અને તે કરતાં હજારો દરજજે વધારે અગત ધરાવનારા દસ્તાવેજની જાળવણી કરવાની સંભાળ લેવામાં નહીં આવી, તે બીના ભેદભરી નહીં તો ખરેજ અજાએબી ઉતપંન કરનારી ગણાવી જોઈએ. પણ તે બાબતમાં લંબાણુ કરવાની જરૂર નથી. બીજી રીતે તકરારી સવાલનો નીવડો આણી શકાતો હોય તો તે બાબતને વળગી રહેવાની જરૂર નથી રહેતી, તે કબુલ રાખવા હું તઇયાર છું. મી૦ અરદેશર તકરાર કરે છે કે, "દસતુર મેહેરજી રાણા વીષે હું કહીશ "કે તેઓ દીલી ખાતે ગયલા હોવા જોઇયે, જે "બદાઉનીનાં લખાણુ ઉપરથી માલુમ પડે છે. "તેણે જણાવયું છે કે નવસારીથી જરથોસ્તી- "ઓ અકબરની દરબારમાં દીન સમજાવવા "આવ્યા હતા, જોકે તેણે ખુલ્લી રીતે દસ્તુર "મેહેરજી રાણાનું નામ લખયું નથી; પણ "યાદ રાખવું કે તેણે જેમ દસ્તુર મેહેરજી "રાણાનું નામ લખ્યું નથી, તેમ બીજી કોઇબી "કોમના ઓલમાઓ અકબરની દરબારમાં "પોતાના ધરમોની સમજ આપવા ગયા "હતા, તેઓનાં નામો પણ લખયાં નથી." મી૦ અરદેશર આ પ્રમાણે એમ સમજતા જણાય છે કે શેહેનશાહ અકબરે પોતાના ઇલાહી ધરમની સ્થાપના આગમચ જુદી જુદી કોમોના ઓલમાની સાથે જે વાદવીવાદ ચલાવયો હતો, તેની નોંધ બદાઉનીના સીવાય બીજા કોઇ પુસ્તકમાં મળતી નથી. તે બીના દેખાડે છે કે તેઓ કાચે પાયે તકરાર કરે છે, અને આ બાબત ઉપર અજવાળું નાખતા સઘળા ઈતીહાસ વાંચવાની તસદી તેઓએ લીધી નથી, અથવા તેવા ઈતીહાસ હસ્તી ધરાવે છે એવી ખબર તેઓ નથી ધરાવતા. બદાઉની ઘણા જુના વિચારનો હતો અને શેહેનશાહે જે સુધારા દાખલ કરવાની તજવીઝ કરી હતી તેની સામે તેમજ શેહેનશાહને તેના સંબંધમાં સલાહ આપનારાઓ સામે તે સારી લાગણી ધરાવતો નહીં હોવાથી, તે સંબંધી હકીકત ઘણીજ ટુંકમાં અને કાંઇક બેદરકારીથી તેણે લપેટી લીધી હોય તેમાં અજબ થવાનું થોડુંજ છે. તેટલા માટે બદાઉનીનાં લખાણને બાજુએ રાખતાં તે વેળાનાં બીજાં સતાવાર લખાણો ઉપર નજર કરવી નકામી થઇ નહીં પડશે. મી૦ અરદેશરને તેટલા માટે હું સુચવીશ કે દએસ્તાનનો અભયાસ તેઓએ કરવો. તે ઉપરથી તેઓ જોશે કે જેઓએ અકબરને જુદા જુદા ધરમ સમજાવવામાં આગેવાન ભાગ લઇ નામના મેળવી હતી, તેમનાં નામ વીગતે તે મધે આપવામાં આવયાં છે. અને તે ઉપરથી તેઓ વળી જોશે કે, "પાદશાહ અકબરને દસ્તુર "મેહેરજી રાણાના વખત પછી ફરહંગને "માટે દીનને લગતા લોગતોની સમજ "આપવાનાં કારણુસર ઈરાનથી દસ્તુર અરદે- "શર નોશેરવાન કેરમાની દીલ્લી ગયા હતા," એમ જે તેઓએ જણાવયું છે તે નાપાયદાર છે અને તેમાં તેઓ ભુલ્યા છે. પણ તે બીના ઉપર જવા આગમચ તેમને એકજ સવાલ પુછીને તરત વેળા હું સંતોષ પામીશ. તેઓ જયારે પોતાનાં લખાણમાં દાવો કરે છે કે હીંદુસ્તાનમાં જરથોસ્તી ધરમનો અભયાસ અકબરના વખતમાં ઊંચા પ્રકારનો હતો. તયારે "દીનના લોગતોની સમજ આપવાનાં

કારણસર " છેક ઈરાનથી દસ્તુર અરદેશર નોશેરવાન કેરમાનીને ખાસ ખરચ આપીને બોલાવવાની જરૂર શા માટે પડી હશે? તેનો ખોલાસો મી૦ અરદેશર કરી શકશે? †

તકરાર કરવાની ખરી રૂઢી

---

## ના૦ ૧૨૮

## કયસરે હિન્દ

(તા. ૩૦ મી ઓકટોબર સને ૧૮૯૮)

### અકબર અને અરદેશર કેરમાની.

---

કયસરે હિન્દના અધિપતિ જોગ;—

સાહેબ—કોઇ નનામો ચર્ચાપત્રી ડાહયામાં ખપીને અવિચારી બાબતો લખે છે તે અજબ જેવું છે. તે મી૦ કામદીનને સવાલ કરે છે કે જયારે હિંદુસ્તાનમાં ધર્મનો અભ્યાસ હતો ત્યારે છેક ઈરાનવેરથી અરદેશર કેરમાનીને શા માટે બોલાવ્યા હશે? એ ઉપરથી નનામો ચર્ચાપત્રી એવો સાર કહાડવા માંગતો લાગે છે કે હિંદુસ્તાનમાં ધર્મનો અભ્યાસ નહીં હતો. એના જવાબમાં હું એટલુંજ કહેવશ કે હાલમાં નવસારીવાળાઓએ ઝંદ તથા પેહેલવી ખોસ્ટી વિદ્વાનો પાસે મત મંગાવ્યા છે, તે ઉપરથી શું એવો સાર કહાડવો કે હાલમાં મુંબઈમાં કોઇ પારસી ઝંદ તથા પેહલવી જાણનાર નથી? મી૦ કામદીનને હું ભલામણ કરીશ કે એવી અવીચારી તકરારમાં સામેલ થવું નહીં.

૨૭મી અકતોબર.

લા૦ શાપુરજી સોરાબજી નવસારીવાલા.

---

† જુઓ ૧૨૮, ૧૩૦ (છેવટનો ભાગ) ખાસ કરી ૧૫૯

## ના૦ ૧૨૯

## મુંબઇ સમાચાર

(તા૦ ૨ જી નવેમ્બર સને ૧૮૯૮)

### મરહુમ દસ્તુરજી મેહેરજીરાણાને શેહેનશાહ અકબરે આપેલી કહેવાતી જાગીરના સંબંધમાં ચલાવવામાં આવતી તકરાર.



મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને લગતી તકરારના સંબંધમાં મી૦ અરદેશર સોરાબજી દસ્તુર કામદીને મને પુછેલા સવાલોનો ગયા બુધવારના અંકમાં જે જવાબ મેં આપયો હતો તેથી તેમની ખાતરી થઇ ગઇ છે અને તેથી તેઓ ચુપ બેઠા છે. મી૦ અરદેશર કેવા ચીવટ તકરાર કરનારા છે તે તો મી૦ ખ૦ રૂ૦ કામા સામે જે સંખયાબંધ ચરચાપત્રો તેઓ લખયા જાય છે તે ઉપરથી આપણે જોઇએ છીયે. મી૦ કામા તેમની દરકાર જોકે નહી કરતા તોપણ સચાઇને ખાતર તેઓ મી૦ કામાએ ઉભા કીધેલા સવાલને મજબુતીથી પીખયાજ જાય છે, અને પોતાને ખરા દેખાડવા માટે તરેહવાર સવાલો અને ગણતરીઓ તેના સંબધમાં બાહેર મેલવાને અજાયબ જેવું ચીવટપણું બતાવતા આવયા છે. તેવા ચીવટ ગ્રહસ્થ જયારે ચુપ બેઠા છે, તયારે મારા જેવા અદના લખનારને ખુશહાલી ઉપજે છે કે મારો એક નાનો પત્રજ તેમની ખાતરી કરવાને અને તેમને સંતોષ આપવાને કામે લાગયો છે. તેઓની ખાતરી થઇ છે કે દસ્તુરજી મેહેરજીરાણાને લગતી તકરારનો આધાર એકલા બદાઉનીના લખાણ ઉપરજ મેલવાનો નથી; પણ વધારે વીગતવાર હેવાલ તો નામીચી દબેસ્તાન

કેતાબ મધે આવેલો છે, અને તે મધે શેહેનશાહ અકબરની દરબારમાં જુદા જુદા મઝહબો વીષે તકરાર ચલાવવામાં જેઓએ આગેવાનીભરેલો ભાગ લીધો હતો તેઓનાં નામ આપવામાં આવયાં છે. એવી રીતે જે જુદા જુદા મઝહબવાળાઓનાં નામ તેમાં આપવામાં આવયાં છે તેઓ મધે પારસીઓમાંથી એકલા કેરમાનવાળા દસ્તુર સાહેબ અરદેશર નોશેરવાનનુંજ નામ મળે છે. તે દસ્તુર સાહેબને માટે તે નામીચી કેતાબનો લખનાર જણાવે છે કે જરથોસ્તી ધરમ વીષે વાકેફી મેળવવાને શેહેનશાહ અકબરે તેમને ખાસ ખરચ આપીને બોલાવયા હતા, અને વળી તેમની સાથે કેરમાનથી એજ કારણુસર બીજા પણ કેટલાક જરથોસ્તીઓ આવયા હતા. ઉપરાંત નામીચા દસ્તુર સાહેબ આઝર કયવાનને પણ શહેનશાહે નોતરૂં દીધું હતું પણ તેઓ પોતે હાજર થઇ નહી શકયાથી પોતાની તરફથી પોતાને હાથનું તઇયાર કરેલું એક ધરમપુસ્તક તેઓએ મોકલી આપયું હતું. દબેસ્તાન મધે દસ્તુરજી મેહેરજીરાણાનું નામ પણ મળતું નથી. તેમાં માત્ર એટલુંજ મળે છે કે ગુજરાતથી પણ કેટલાક "આતશપરસ્તો" આવયા હતા. હવે જો ગુજરાતવાળા "આતશપરસ્તો" એ કાંઇ પણ નામના મેળવી હોત તો કેરમાનવાળા વીદવાન દસ્તુર સાહેબ અરદેશર નોશેરવાન અને દસ્તુર આઝર કયવાનની માફક તેઓનાં પણ નામ આપવાને દબેસ્તાનનો લખનાર ચુકત નહી. મી૦ અરદેશર સોરાબજી કામદીનનું ધ્યાન તે બીના ઉપર મેં ખેચ્યું હતું અને તે વીષે તેમની ખાતરી થયાથી તેઓ ચુપ બેઠા છે. અગર નહી તો તેમના જેવા ચોવટ તકરાર કરનારા ચુપ કદી પણ બેસે નહીં તે તો તેમનાં લખાણો વાંચનાર પારસી ભાઇઓ સારી રીતે જાણે છે. તેઓએ એવી અટકળ કરી હતી કે દસ્તુર સાહેબ અરદેશર નોશેરવાનને તો "દીનના લોગતો સમજાવવાને" ખાતરજ બોલાવવામાં આવયા હતા. પણ તેમની તે તકરાર પણ તેમની વીરૂધજ કેવી રીતે જાય છે તે વીષે ગયા અંકમાં મેં કરેલો ખુલાસો તેમનાં મનની પતીજ કરનારો થઇ પડેલો હું જોઉં છું. પણ તેમના જેવા ગ્રહસ્થ જયારે તેનો જવાબ આપી નહીં શકાયાથી ચુપ બેઠા છે તયારે કોઇ મી૦ શાપુરજી સોરાબજી નવસારીવાળા તેમની તરફથી બચાવ કરવાને બાહેર પડયા છે. પણ તે બચાવ વાંચીને, મારી ખાતરી છે કે, મી૦ અરદેશર ઘણુ કચવાયા હશે અને બોલયા હશે કે, "મને મારા મીત્રથી બચાવો." તેમની હેમાયતમાં નીકળેલા મી૦ શાપુરજી સોરાબજી નવસારીવાળા તકરાર કરે છે કે, "હાલમાં નવસારીવાળાઓએ ઝંદ તથા "પહેલવી ખ્રીસ્તી વીદવાનો પાસે મત મંગા- "વ્યા છે, તે ઉપરથી શું એવો સાર કહાડવો કે "હાલમાં મુંબઇમાં કોઇ પારસી ઝંદ તથા પહેલવી જાણનાર નથી?" આ તકરાર તદન બેહુદી છે. ખ્રીસ્તી વીદવાનો પાસે મત મંગાવવામાં આવયા છે તે શાનાં? દસ્તુરજી મેહેરજીરાણાને લગતા સવાલ વીષે પારસીઓ વચે જે મતભેદ ચાલે છે તે વીષે. પણ દસ્તુર સાહેબ અરદેશર નોશેરવાનને અકબરની દરબારમાં ગયલા ગુજરાતના "આતશપરસ્તો" વચે મતભેદ પડયાથી તેડાવ્યા હતા એમ કાંઇ મી૦ અરદેશર કામદીન કેહેતા નથી. તેઓ તો એમ કહે છે કે 'દીનના લોગતો" સમજાવવા તમને ખાસ તેડાવવામાં આવયા હતા. બીજા શબદોમાં બોલતાં ગુજરાતના "આતશપરસ્તો" દીનના લોગત સમજતા નહી હોવાથી તેમને પડતા મેલીને અને કદાચ તેમની પોતાનીજ અરજ ઉપરથી ઇરાનના ઓલમા દસ્તુરો આઝર કયવાન અને અરદેશર નોશેરવાન વગેરેને શેહેનશાહ અકબરે ખાસ

ખરચ આપીને બોલાવયા હતા; અને "દીનના લોગતો" સમજાવવાને ગુજરાતના "આતશપરસ્તો" શકતીવાન નહી થયા તયારે એમ કેહેવામાં જરા પણ સહુરાગાત કરેલી નહી કહેવાશે કે હીંદુસ્તાનમાં તે વેળાએ જરથોસ્તી ધરમનું જ્ઞાન દસ્તુર મોબેદો જાણવા જેવું ધરાવતા નહીં હતા. સેવટે એક વધુ બીના ઉપર મીં૦ અરદેશર સોરાબજી કામદીન અને મેહેરજીરાણાના ખાનદાનના કુટુંબીઓ તથા મીત્રોનું ધયાન ખેંચી હું આ લંબાણ પત્ર તુરત વેળાખતમ કરીશ. તેઓ તકરાર કરે છે કે દસ્તુર સાહેબ અરદેશર નોશેરવાને ભરૂચવાળા દસ્તુર કામદીન પદમ ઉપર ૧૫૯૭માં કાગજ લખયો હતો તેથી તેઓ તેજ વરસમાં હીંદુસ્તાન આવયા હતા. તે તકરાર પણ બેહુદી છે. તે ઉપરથી એમ નથી ઠરતું કે તેજ વરસમાં તેઓ પહેલવેહેલા હીંદુસ્તાન આવયા હતા. તે વરસે તેઓ નામીચા ફારસી શબ્દકોષ "ફરહંગે જેહાનગીરી" માં ઝંદ પહેલવી તથા ફારસીના જરથોસ્તી ધરમને લગતા લોગતો દાખલ કરવાનાં કામમાં મદદ આપવાને આવયા હતા, અને તે ઉપરથી તો એમ ઠરે છે કે ૧૫૭૮–૭૯ માં અકબરની દરબારમાં તેઓએ દેખાડેલાં ચહડતા પ્રકારનાં જ્ઞાન ઉપરથી હીંદી દસ્તુર મોબેદોને પડતા મેલી શેહેનશાહે દસ્તુર અરદેશરને ઇરાનથી ખાસ બોલાવયા હતા.*

**તકરાર કરવાની ખરી રૂઢી**



* બદાઉની બીલકુલ અરદેશરનું નામ લેતોજ નથી; પણ તે નવસારીના પારસીઓ માટે લખે છે.

## ના૦ ૧૩૦
## કયસરે હિન્દ
(તા૦ ૬ થી નવેમ્બર સને ૧૮૯૮)

### અકબર, મેહેરજીરાણા તથા અરદેશર કેરમાની.

---

**કયસરે હિન્દના અધિપતિ જોગ:—**

સાહેબ—કોઇ નનામો ચર્ચાપત્રી મોટાં તખલ્લુસથી લાંબી મુદત થઇ ૩૦૦ વર્ષો ઉપર થઇ ગયલા દસ્તુર મેહેરજીરાણા, જેઓ આજે પોતાનો બચાવ કરવા હાજર નથી, તેઓનાં હાર ધુજાવે છે; અને આજના જમાનામાં જયારે મીનોચેહર હોમજીવાળા તથા મેહરજીરાણાવાળાઓ વચે પૂર એખલાસ છે ત્યારે મીનોચેહરહોમજીવાળાઓનો પક્ષ પકડી મેહેરજીરાણાના કુટુંબીઓને સતાવે છે. જયારે તેઓ તથા બીજા સાહેબો એવા નનામા ચાર્ચાપત્રીને કોહું આપતા નથી ત્યારે તે અભીમાનીથી એવું માની લે છે કે તે બધાઓને માહુત કરે છે! તેની એક સુફીઆની દલીલ એ છે કે મેહેરજી રાણા અકબરની દરબારમાં ગયાજ નહિ હતા, અને જો ગયા હોય તો તેઓને મળેલી જાગીરની સનદ તેઓનાં કુટુંબીઓએ બતલાવવી. પણ એ નનામા ચરચાપત્રીને એટલુંબી માલુંમ નથી કે મેહેરજીરાણાને મળેલી ખુદ જાગીર હાલ મોજુદ છે, એટલુંજ નહિ પણ ત્યાર પછી તેઓના દીકરા દસ્તુર કેકોબાદને પણ જાગીર મળી હતી જે પણ હાલ મોજુદ છે, અને તેની સનદ પણ હાલ હસ્તી ધરાવે છે, અને તે ખુદ સદનમાં દસ્તુર મેહેરજીરાણાને આગળ મળેલી જાગીર વિષે ખુલ્લે ખુલ્લું લખેલું છે, અને તે ઉપરાંત બીજા પાંચ છ દસ્તાવેજો મેહેર જીરાણાને મળેલી જાગીરીની સાબેતી રજુ કરે છે. એવી રીતે મેહેરજીરાણાને મળેલી જાગીરના હાલ છ સાત દસ્તાવેજો હસ્તી

ધરાવે છે. એ નનામા ચરચાપત્રોની બીજી સુફયાની દલીલ એ છે કે ઈરાનથી અરદેશર કેરમાની અકબરની દરબારમાં ધર્મની સમજ આપવા માટે ગયા હતા, અને નહિ કે મેહેરજીરાણા. પણ ખુલ્લી સાબેતી છે કે નવસારીના જરથોસ્તીઓ અકબરની દરબારમાં ધર્મની સમજ આપવા માટે ગયા હતા. તેની ત્રીજી દલીલ એ છે કે ફરહંગે જાહાંગીરી માટે ઇ. સ. ૧૫૯૭માં દસ્તુર અરદેશર કેરમાની દીલ્લી ગયા હતા, તે ઉપરથી તે એવો સાર કાઢે છે કે ઇ. સ. ૧૫૭૮માં તેઓએ દેખાડેલાં ધર્મ જ્ઞાનને લીધે તેઓને ઇ. સ. ૧૫૯૭માં ફરહંગે જાહાંગીરી માટે દીલ્લી બોલાવવામાં આવ્યા હતા ! એ નનામો ચરાપત્રી દેખાડી શકશે કે ઇ. સ. ૧૫૭૮માં દસ્તુર અરદેશર કેરમાનીએ ધર્મ જ્ઞાન દીલ્લી જઇને દેખાડયું હતું ? એક માણુસે આજે પ્રખ્યાતી મેળવી હોય તે ઉપરથી ૨૦ વરષો ઉપર પણુ તેણે પ્રખ્યાતી મેળવી હતી એવું ધારવું શું વાજબી છે ? એવો વિચાર તો કોઇ ડાહયો પુરૂશ નહિ પણુ એ નનામો ચરચાપત્રીજ કરી શકે. તેની આ ત્રીજી દલીલ તો બહુજ સુફયાની છે ! હું હવે કહીશ કે એવી ઢંગધડા વગરની તકરારમાં મેહેરજીરાણાના કુટુંબીઓએ સામેલ થવું નહીં. તેઓ એ સંબંધી ચોપડી કાઢનાર છે એવું મારા સાંભળવામાં આવ્યું છે તે ઉપરજ સંતોષ પકડવો. એ નનામા ચરચાપત્રીનાં લખાણુ ઉપરથી મને લાગે છે કે તેણે બદાઉની યા દબેસ્તાન વાંચી પણુ નથી. જો એ નનામો ચરચાપત્રી ખરાં નામે બાહાર આવે તો જરથોસ્તીઓ જોઇ શકે કે એ કેવો અને કેટલો ભણેલો છે. ગુજરેલા દસ્તુરનું હાર ધુજાવવું હીચકારાપણું છે.

એ બેખબરા ચરચાપત્રીને એટલી ખબર નથી કે અબકરે પોતાના દરબારમા તથા પોતાના દેશમાં માહ્ુ ઓલમાઓ હોવા છતાં બાહારથી ફકત અરદેશર કેરમાનીનેજ નહીં પણુ બીજા ભણેલા શખસોને પણુ બોલાવ્યા હતા. તેનો હું એકજ દાખલો આપીશ:—જો કે અકબરની દરબારમાં હિંદુસ્તાની મુસલમાન ઓલમાઓ તથા ફાઝેલોનો ટોટો નહીં હતો, તોપણુ તેણે શીરાઝ વેરથી પઇસા ખર્ચીને ચલપીબેગ નામના કાબેલ મુસલમાનને પણુ તેની દરબારમાં આવવા ખાસ તેડું કર્યું હતું, જેની નકલ એ નનામા ચરચાપત્રીને (જો તેને ફાર્સી ભાષા આવડતી હશે તો ઇનસાએ અબુફઝલનાં ૭૭માં પાને મળી શકશે.

૨જી નવેમબર.

લા૦ સેવક,

શાપુરજી સોરાબજી નવસારીવાલા

---

## ના૦ ૧૩૧.

## મુંબઇ સમાચાર.

(તા. ૯ મી નવેમ્બર સને ૧૮૯૮)

### મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને શેહેનશાહ અકબરે આપેલી કહેવાતી જાગીરના સંબંધમાં ચલાવવામાં આવતી તકરાર.

---

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—મરહુમ દસ્તુરજી મેહેરજી રાણાને લગતી તકરારમાં મી૦ અરદેશર સોરાબજી કામદીન જેવા ચીવટ લડનારા પોતાની ભુલ જોઇને જયારે ચુપ બેઠા છે, તયારે કોઈ મી૦ શાપુરજી સોરાબજી નવસારીવાળાએ તેમની હેમાયત કરવા નીકલવાને બહાને વધારે અને વધારે છબરડો કરવા તથા મી૦ કામદીનના હેમાયતી તરીકે પોતાને ગણાવી તેમને નઠારૂં લગા-

ડવાનું ચાલુજ રાખયું છે. મી૦ નવસારીવાળાના હાથમાંથી તકરાર ખુટી ગઇ છે ત્યારે હવે તેઓ ગાળો દેવા અને અજાણુયા લોકોને ઉસ્કેરવાની તજવીઝ કરવા પડયા છે. "ગુજરેલા દસ્તુરનું હાડ ધુજાવવા" ની, "મેહેરજી રાણાના કુટુંબીઓને સતાવવા" ની, "હીચકારાપણાં" ની અને એવીજ બીજી નઠારી વાતો આ લખનારે કરી છે. આગળ પણુ એવીજ રીતે નઠારા શબ્દો મારફતે તકરારને ભાંજી નાખવાની તજવીઝ કરવામાં આવી હતી, પણુ તે તજવીઝ આ વેળાએ ફાવી નહી શકશે; કેમકે મેં પ્રથમથીજ જણાવયું છે તેમ મુળ તકરારને તે રીતે ઢાંકી દેવામાં નહીં આવે તે અરથે એવા શબ્દોને હું વજન આપીશ નહીં. મી૦ નવસારીવાળા મારા મોહડાંમાં એવા શબ્દો મેલે છે કે "મેહરજી રાણા અકબરની દરબારમાં ગયાજ નહીં હતા." મેં આવા શબ્દોનો કોઈપણુ વાર ઉપયોગ કરયોજ નથી. મારી માગણી પ્રથમથી એટલીજ છે કે જે જાગીર દસ્તુરજીને મળેલી જણાવવામાં આવે છે તે શેહેનશાહ અકબરને તેઓએ ધરમ સમજાવયો હતો તેટલા માટેજ મળી હતી એમ દેખાડવું, અને તે પુરવાર કરવા માટે જાગીરને લગતી સનદ ઉપયોગી થઇ પડવી જોઇયે. દસ્તુરજી શેહેનશોહની દરબારમાં ગયા હતા અથવા તેઓએ જાગીર મેળવી હતી તે કાંઇ અગતનો સવાલ નથી. અગતનો સવાલ તો એ છે કે તે જાગીર શા કારણુ સર તેમને મળી હતી. જાણીતી આ વાત છે કે આગળા દેશી રાજાઓના અમલમાં પટેલો અને દેશાઇઓ જેવા મેહેસુલી અમલદારો અને કામદારોને રોકડ નાણાંને બદલે ચોકસ વીસ્તારની જમીન ખેડીખાવા આપવામાં આવતી હતી. મરહુમ દસ્તુરજી મેહેરજીરાણાને પણુ દેશાઇ તરીકે જાગીર મળી હોય, અથવા તેમના જે વડીલ દેશાઇ હતા તેમનાથી વારસામાં તે જાગીર તેમને મળી હોય, તે અસંભવીત નથી. † જાગીરની સનદ જોવા માગવાનો તે મુખય સબબ છે. મી૦ કામદીનને જવાબ વાળતાં મેં જણાવયું હતું તેમ દસ્તુરજી મેહેરજી રાણાને જે વરસમાં જાગીર મળેલી જણાવવામાં આવે છે તે પછી માત્ર સોલ વરસે તેમના દીકરાને મળેલી ઘણી ઓછી અગતની સનદનો દસ્તાવેજ જાળવી રાખવામાં આવયો, અને શેહેનશાહ અકબરને ધરમ સમજાવી તે વીષે તેની ખાતરી કરવા માટે માનારથે મળેલી કહેવાતી હજારો દરજજે વધારે અગત ધરાવનારી જાગીરને લગતા દસ્તાવેજની જાલવણી કરવામાં નહી આવી, તે બીના ભેદભરી નહીં તો ખરેજ અજાયબી ઉતપંન કરનારી ગણાવી જોઇએ. મી૦ કામદીનની તરફથી તકરાર કરતાં મી૦ નવસારીવાળા પુછે છે કે ઇ૦ સ૦ ૧૫૭૮ માં દસ્તુર અરદેશર કેરમાનીએ ધરમજ્ઞાન દીલ્લી જઇને દેખાડયું હતું તે માટે મારી પાસે પુરાવો શો છે? પુરાવો દબેસ્તાન કેતાબનો હું આપી ચુકો છું. તેમાં જણાવયા પ્રમાણે શેહેનશાહ અકબરની દરબારમાં જુદા જુદા મઝહબોની તકરાર ચાલતી હતી તે વેળાએ ગુજરાતના કેટલાક પારસીઓ તયાં જઇ લાગયા હતા, અને તેઓએ એવો એકરાર કરયો હતો કે જરથોસ્તી ધરમ બરહક અને ખુબીવંતો છે. તે ઉપરથી અકબરની જીજ્ઞાસા તે ધરમના

† દેશાઈઓ દસ્તુરોના વડીલ હતા એ વાત બીલકુલ ખોટી છે. તેમજ દેશાઇગરૂં પહેલાં તો મેહેરજીરાણાના દીકરા કેકોબાદનું હતું જેવણુને ત્યાં દેશાઈઓના વડીલ હોમજી ફરેદુન દેશાઈગીરાની ગુમાશતાગરી કરતા હતા; જયાર પછી, લાંબે વખતે દેશાઇ તેમુલજીથી એ લોકો (દેશાઇઓ) દેશાઇ કહેવાવા લાગયા.

સંબંધમાં ખોલાસો મેળવવાને ઉસ્કેરાયલી જણાય છે, અને તેનો ખોલાસો તેઓ જોઇયે તેઓ આપી નહીં શકયાથી અને કદાચ તેમની પોતાનીજ ભલામણ ઉપરથી શેહેનશાહ અકબરે કેરમાનથી ખાસ ખરચ આપીને દસ્તુર અરદેશર કેરમાનીને બોલાવયા હતા, અને તેઓએ તેને આતશની જાળવણી તથા તેને લગતી ક્રીયા સમજાવી હતી. વળી તે બનાવ શેહેનશાહે પોતાનો નવો ધરમ સ્થાપ્યો તે આગમચ બનેલો હોવાથી, સ્વભાવીક રીતે દસ્તુર અરદેશર ૧૫૭૮ માં દીલ્લી આવેલા ઠરે છે. મી૦ કામદીને પ્રથમમાં જણાવવાની ભુલ કરી હતી કે અકબરની દરબારમાં ધરમ સમજાવવાને ગયલા બીજી કોઇબી કોમના ઓલમાના નામ મળતાં નથી; પણ તેમની હેમાયતમાં તકરાર કરનાર કબુલ રાખે છે કે શેહેનશાહને ધરમ સમજાવવા માટે નામીચા થયલા ઓલમાના નામ મળે છે, અને તેઓ મધેના એક મેહોમેદનનું નામ ચલપી બેગ હતું.

તકરાર કરવાની ખરી રૂઢી.

---

## ના૦ ૧૩૨

## રાસ્ત ગોફ્તાર.

( તા. ૨૯ મી અકટોબર સને ૧૮૯૯ )

**અકબર બાદશાહ અને દસ્તુર મેહેરજી રાણા.**



રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦ ના અધિપતિ જોગ—

સાહેબ, મરહુમ મુનસફ સાહેબ મોબેદ નશરવાનજી સોરાબજી વજીફદાર દસ્તુર મેહેરજીરાણાનાં કાગળો ખોલતાં હેઠલ ટાંકેલો કીમતી દસ્તાવેજ તેવણના કુટુંબીઓને હાથ લાગ્યો છે, જે અકબર શાહે દેહલવી મુગલ શેહનશાહે મેહરજી-રાણાં ખાનદાનને બક્ષેશમાં આપેલા વજીફા બાબત કીમતી અજવાળું પાડતો હોવાથી, તમારાં નામીચાં પત્રમાં સદાબરો ટાંકી લેવાની રજા માગું છું. ચકચારમાં ચરવાયલા એક ચાલુ સવાલ ઉપર તેનો પ્રકાશ અજબ તરેહની સાબેતી દર્શાવે છે. ભુલથાપ ખાઈ જનારા ઘણા આસામીઓને રાસ્ત માર્ગે મેલવાનો દાવો કરતો તે ગોયા આલમ સનમુખ ખડક માફક ખુલો ખડો રહ્યો છે. લાજમ છે કે તેની સચાઇ ઉપર કશોબી સુખન નાખવા આગમચ તેને ઉઠલાવનારી કોઇ વજનદાર દસ્તાવેજી હકીકતો રજુ કરવામાં આવે, અને નહી કે ટીકાનાં અને સુખનબાજીનાં તકલીફી બાનો ઉપર પાયો રચી તેની સત્યતાને તોડી પાડવાની નાહેક અને બીનફેકટની કોશેશ કર્યામાં આવે. અસલ્લી ફારસી લેખનો જોકે તે ગુજરાતી તરજુમો છે, તોબી તેનાં ખરાંપણાંનો પુરાવો તેથી જરાબી ઓછો થતો નથી. ઐારબી તેની ચમક વીજળીના ચમકારાના તેજ સમાન દીપે છે. એ લેખ દસ્તુર કેકોબાદ દસ્તુર માહયારને નામનો એટલે કે બેહસ્તનશીન દસ્તુરજી સાહેબ મેહરજીરાણાંના દીકરાને નામનો છે. અનુમાન જાય છે કે માહયારજી, જેઓ ખુદાઇ જ્ઞાનમાં મશગુલ રેહતા હતા, તેઓએ પોતે યા તો વજીફો લેવા ના પાડી પોતાના દીકરાને નામનો લેખ કરાવી માંગ્યો હોય, અગર તેમ નહી તો એવું બન્યું હોય કે માહયારજીના ગુજર પામવા બાદ લેખ તૈયાર કીધામાં આવ્યો હોય, અને નવસારી ખાતે રવાના કરવામાં આવ્યો હોય. નવસારીની સુબાગીરીમાં બસેં વીંઘા અને એરૂ પારચોલની હદમાં સો વીંઘાંનો એ લેખ ખુલ્લો છે તેના ઉપર મુબારક બાદશાહીની, અબુલફઝલની મેહેસુલખાતાંના વજીર દાખલની ખાન

ખાનાનની, તથા બીજા ઘણાએક શાહી દરબારીઓની મોહર છે, તેની તારીખ માહ અને સાલ જે મીસાલે મુગલાઈ વંશના જમાનામાં ઈરાની રોજુક પર લખાતાં હતાં તે મીશાલ મોજુદ છે. કાગદીઓને હાથના બનાવેલાં જુનાં અસલી ઢપનાં કાગજ ઉપર પાકા ખતથી તે લખાયલોછે. તેના ઘડી વાલેલા સલ એટલા તો કાપામાંથી કત્રાઈ ગયાછે. અગર કસારાંથી ખવાઇ ગયાછે કે વચમાંની એક લીટીના કેટલાક અક્ષરો અને શબદો ગેબ થઇ ચાલ્યાછે. મઠાલેજ સાત મોહરોનો જુમખોછે. ત્રણ. પેહલી ઓલમાં; વચલી ઓળમાં એક મોહટી; અને નીચલી ઓલમાં બીજી ત્રણ. પેહલી ઓલની વચલી મોહર "સાહેબ કેરાન મીર તેમુર"ની, વચલી ઓલની એકલીજ મોહર "જલાલોદ્દીન અકબર પાદશાહ ગાજી"ની અને બાકીની મોહરો ખાલી મુકેલી હોવાથી અનુમાન જાયછે કે તરજુમો કરનાર સાહેબને તેની ઉપરનાં નામો ઉકલી શકવાં મુશકેલ થઇ પડયાં હોય. ફરમાનની સેવટે આઠ મોહર તેમાં જમની તરફ ત્રણઃ—"મુરાદ અકબર પાદશાહ ખાનખાનાં;" "મીરજા ગોગે;" અને "કમાલોદ્દીન". દાબી ઓરદુએ ચાર, તેમાં ત્રણ ખાલી ખોખાં મુકેલાં છે (ધારવા મુજબ નામો નહી ઉકલી શકવાથી), અને ચોઠી "સદર જેહાં કમતરીં બંદે" ને નામની છે. ડાબી અને જમણી એ સાત મોહરના જુમખા નીચે લોલક પેઠે ટંગાયલી છે. આઠમી મોહર "જલાલોદ્દીન હશીન"ને નામની છે. દસ્તાવેજને મઠાલે પેહલો લેખ "અલ્લા અકબર" નો; અને બીજો "ફરમાન જલાલોદ્દીન મહમદ અકબર પાદશાહ ગાજી" નો. આઠ મોહરના દસ્તાવેજની આખરના જુમખા વચે આ પ્રમાણેનો લેખઃ— ફાયદાની પનાહના તથા બખશેશની કુદરતના નવાબ શેખ અબ્દુલ ફજલના રેસાલા તથા બખત વાકે નવીશ માજનોદ્દીન હસીનના વખતમાં પોંચ્યો." લેખ ટાંકવા આગમજ તેના સાથે મલી આવેલી વંશાવલી વીશે બે બોલ બોલી લીજયે. કેકોબાદજી માહયારજીના વડા દીકરા મેહરનોશજી. તેમની વડપણની ઓલાદઃ—માણેકજી, મેહેરજી, ફરદુનજી, માણેકજી, રૂસ્તમજી, ખુરશેદજી, શોરાબજી અને નાશેરવાનજી (તે મરહુમ મોબેદ મુનસફ સાહેબ પોતે.) કેટલાકો જાણીતી લાવણીનાં ગાયનને ખોટું ગણી હસી કાહડેછે કેઃ—"મેહરજીરાણા, બડાજી શ્યાણા, પુરા બંદા સાહેબકા; અકબર બાદશાહ સદરા પેહના દેખ તમાશા મેહજબકા" ઇત્યાદી, કે એ તો બનાવટી છે, અને પાછલથી દફડાં બજાવનાર કલગીર તોરાવાલા માસ્ટરે જોડી કાઢેલું છે. એવા ખાં સાહેબોને સને ૧૮૬૨માં "નીતી પ્રકાશ" છાપખાનામાં છપાયલી "કબીરી ગાયણ" નામની ચોપડી ઉપરથી ઉતારેલો અકબરના જગતપ્રસીદ્ધ ગવૈયા તાનસેનનો "સારંગ" રાગમાં ખેંચેલો હેઠલો સરોદ ભેટ કરૂં છું:—

યા અહુ ! પારસી પઢે સો કબુલ;
યા ધણી ! પારસી પઢે સો કબુલ.
અંગરકી પીઠ ચંદન લપેટયો, જે સોઇ
સુઘડ મકબુલ૦ યા અહુ૦
લંબી લંબી દહાડી શાહ મેહેરયાર, તેરે
મુખપર બરસત નુર;
કેહત મીયાં તાનસેન સુન શાહ અકબર
એહી બેહસ્તકો ફુલ૦ યા અહુ૦

"અંગર" બોલને વગર અનુસ્વારે લેયે તો મતલબ એવી ઉઠાડી શકાય કે "અગર" જેવાં સોડમદાર સાંવલાં બદન પર જાણે સુખડનો ઉજલો લેપ ચઢાવ્યો હોય તેવો સફેદ પોશાક પેહેરેલો સુઘડ પવીત્ર પરેહજગાર. આતશના અંગારાપર

સુખડ ચઢાવવાની પારસી રીતનેબી કવીની એ કલ્પના ઉત્તમ લાગુ પડેછે. લાજમ છે મેહરજીરાણાની કીર્તીના ભલું ચાહનારાઓને કે મીયાં તાનસેન, જે અસલ ગ્વાલ્યરનો બ્રાહમણ હતો, અને જેની પંડીતાઇ તેનાં ધ્રૂપદોમાં જાવેદાન સુધીની યાદગીરીમાં મોજુદ પડેલીછે, તેની કુલ્યાત પેદા કરીને, અથવા તેનાં ગાયણોની વધુ જુસ્તેજુઇ કરીને, મેહેરજીરાણાંની બાબતમાં વધુ ગાયણી સાહીત્ય મેળવે. પણ એ બાબદમાં સત્તાધારી રીતે બોલવાનો અધીકાર જેટલો આ **રાસ્ત** પત્રના તેજ કલમકશ અધીપતી શેઠ કેખુશરૂ નવરોજજી કાબરાજી ધરાવેછે, તેટલો કવચીતજ બીજા સાહેબો ધરાવતા હોય, એવો મારો મુદ્દામ અભીપ્રાય છે. તેથી ઘટેછે મેહરજીરાણાના ચાહનારાઓને કે એવણ સાહેબની સારી સલાહ લઇ પોતાનું કામ આસાનીથી સરંજામ ઉતારે.

આતશપર સુખડ બાલવું તે અંગારની પીઠ પર ચંદન લપેટવું, એમ કવીએ કલ્પ્યુંછે. એ બાબત પર લાગુ પડતું બીજું ગાયણ જોકે ઉપર ટાંકયુંછે તેટલે દરજજેનું નથી, તોબી મંજેલા દરજ્જાનું એ ગાયણ સને ૧૮૩૮ માં દમણ ખાતે આ૦ કાવશજી ફરદુનજી મરજબાને છાપેલી મી૦ બેરામજી ટેમુલજી ચીનાઇની "રાગસ્તાન પોથી" ને નેવુંમે પાણેથી 'ગોરી" રાગણીનું ટાંકી બતલાવું છું. તે પુરવારી આપેછે કે અકબરની દરબારમાં **પારસી** પગદંડો કમતી ન હતો. બલકે પારસીઓનું માન એટલું મોટું હતું કે તેમની તારીફમાં દરબારી ગવૈયાઓ "તાનસેન—મંગલ—ગોસલખાન" પારસી કીર્તી ગાવામાં મોટો મરતબો માનતા હતા, અને પોતાના અદલ શાહ તરફથી તેમાં સરફરાજી અને ઘણી નવાજેશ પામતા હતા.

ચંગે કામ, હોય આસાન, તતછન **પારસી**,
યેહી દરબાર, જે તન હોત મન આરામ.
બોલ્યા કે ચરણપર ભોમ બીશ્રામ,
કાટન કાટા દાલદર દામ૦ ચંગે૦
તું શાહે અકબરપર હોજી મેહરબાન,
હેત કર પાંઉં, અચલે નાંઉં, **તાનસેન**
મંગલ ગોસલખાન૦ ચંગે૦

એ બંને ગાયણોમાં તેમજ નીચલાં ફરમાનમાં દસ્તુરજીને "પારસી" ના પ્રજા એલકાબથી પીછાણવામાં આવ્યા છે, તે એકસરખાપણું અચરતીભરેલું છે. "પારસી" શબ્દ અને બીજા અગતના શબ્દો કાલા કરવાની મેં છુટ લીધીછે કે જેથી વધુ ભાર મુકવાને બની આવે.

**ફરમાન જલાલોદીન મહમદ અકબર પાદશાહ ગાજી.**

એ વખતમાં ફરમાન બુલંદ શાનનું મેહરબાનીની નીશાનનું ઉતરવાની ઇજત પામ્યું કે જમીન વીંઘાં ૩૦૦ ખોદાઇ ગજથી, તાડ તથા ખજુરાંનાં ઝાડો સાથે કે જે તે જમીન મધે છે, કસ્બે નોશારી વગેરે જીલ્લા મધેથી નીચે લખેલી તફશીલ મુજબ, **પારસી** કેકોબાદ વલદે માહીયારની રોજીના ખરચમે જાગીરદારની તગીર કરેલી તે, કોઇઓઇલની ફસલથી સુરતની સરકારથી મુકરર કરીછે, કે સાલ દર સાલ તેની ઉપજને પોતાના વખતનાં ગુજરાણના ખરચમે લાવીને દોલત તથા એકબાલનાં વધારો થવાની દોઆમાં શુકર કરયા કરે. જાણવું જે હાકમો તથા અમલ(દારો તથા) કરોરીઓ તથા જાગીર ( દારો ) માહાલના જે હાલ છે, અને હવે પછી થાય, તે આય લખ્યા પ્રમાણે અમલ કરીને જમીન મજકુરને માપી તથા ચક બાંધીને કેકોબાદ મજકુરના કબજામાં સોંપે; અને તે બખશેશને કાયમ જારી રાખવામે કોશેશ કરીને તગીર તથા બદલ કરવું નહી કરે, અને તેના માલ

બાબે તથા તમામ બાબતો, મીસાલે—
દહીનો મટકો, તથા પેશકશ તથા માપણી,
તથા જાબેતો, તથા મોહોરાણું, તથા
દારોગો, તથા મોહોશલ, તથા દેહનીમી
તથા શદદોઈ, તથા મજમુદારી, તથા
જીરાયતની તકરાર, તથા તરકારી, તથા
જમીનનું જગાત, તથા હરસાલની જપતી,
ખાશ માપીને તથા ચક બાંધીને આપ્યા
પછી તમામ સરકારી ઇજા અને પાદશાહી
ચરચો વીશે કાંઈ મુજાહેમત નહી પોંચાડવી,
અને સર્વ પ્રકારથી માફ અને કલમ
કાપીને, તે જમીનની આસપાસ જાવું
નહી, અને એ બાબતમાં હરસાલ ફરમાન
અથવા પરવાનો નવો નહી માંગવો, અને
જ્યારે બુર્જોરગ બુલંદ હુકમ પોંચે તે ઉપર
ભરૂસો કરવો. તા૦ ૧૦ મી આખર માહે
સફંદારમદ ૪૦—બેઆન તાલુકે રોજ તીર
માહે આંવાં સને ૪૦ ની તારીખે હોકમ
ફરમાવ્યો કે ૩૦૦ વીઘાં જમીન તાડ
તથા ખજુરીનાં ઝાડ વગેરે સાથે, કે જે તે
જમીનમાં મોજુદ છે, કસ્બે નોશારીની
સરહદમેંથી નીચે લખેલી તફસીલ મુજબ
કેકોબાદ વલદે માહીયાર પારસીના રોજી
ખરચમે મુકકર થઇ. તેને વાસ્તે આગળ
તા૦ ૧૫ મી માહે મેહેર સને ૪૦ ને
રોજે હોકમ થયો હતો, મગર વાંકાનવી-
શની શરેહમાં દાખલ નહી થઈ હતી.
તેથી તફસીલથી દાખલ કરી આપી છે.
બખશેશ અને દાનાઇના વાકેફ શેખ અબુલ
ફઝલના રેસાલામાં દાખલ થઈ; અને
ખાજે મજનોદીન હશીનના વખતમાં
બયાન રાખીને વાંકાનવીશના દસ્તખતથી
જમીનની શહરે માજનોદીન હશીનના વાંક
મુવાફેક છે. શહરે બીજી મુલ્લાં નજરના
દસ્તખતથી જાગીરદારની તગીરીથી ખોદાઇ
ગજથી હવાલે કરે કાઇ ઓઇલની ફસલથી
૩૦૦ વીઘાં કસ્બે નોશારીમેંથી, કે જમીન
મજકુર એની આગળ માહીયારના રોજી
ખરચમે હતી તે ૨૦૦ ) વીંઘાં. એરૂ
પરગણે પારચોલ, ૧૦૦ ) વીંઘાં.

નોટઃ—ઉપલી બીના લખતી વખતે
મને ખબર નહી હતી કે માહીયારને બસેં
વીંઘાં જમીનની જે આગળી જાગીરી
હતી, તેમાં સો વીંઘાં એરૂની જમીન
ઉમેરીને ત્રણસો વીંઘાંનું તેમના દીકરા
કેકોબાદને નવું ફરમાન બક્ષવામાં આવ્યું
હતું. પણ એ બીના ફરમાનની પાછલી
બે ત્રણ લીટીઓથી સાફ આંયના મીસાલે
રોશન થઇ આવે છે. ફરમાનમાં વલાયા
( ) માં મુકેલાં શબ્દો મારી અટકળના
છે, પણ તે એબારતબંદીને છાજતા છે.
કેટલીક ટાંપો પણ મારા તરફની છે, અને
શબ્દ રચણા હાલના અવસરને અનુસરતી
કીધી છે. એ ફરમાનની લીટીએ લીટી
સચાઇનો અંશ ઢબકે છે. તેના ઉપર
નકામી તાણાજાણી અને સુખનપરવરીની
હુજતી મુજાહેમત કરવી તે ગોયા બેહેસ્તી
રૂંવાનોને રૂંવે રૂંવે ઠંપારી છુટાવ્યા
બરાબર છે.

લી૦ સેવક, રૂસ્તમજી હો. ખુરશેદજી.
તા૦ ૨૨ મી અકટોબર ૧૮૯૯.

---

## ના૦ ૧૩૩
## રાસ્ત ગોફતાર
( તા૦ ૧૨મી નવેમ્બર સને ૧૮૯૯ )
### અકબર બાદશાહ અને દસ્તુર મેહરજીરાણા.



રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦ ના અધિપતિ જોગ

સાહેબ, આપણા ગયા અંકમાં અમારા
જીજ્ઞાસુ શુભેચ્છક મેર્બાન ભાઇસાહેબ રૂસ્ત-
મજી હો૦ ખુર્શેદજીનું ઉપલી બીના વીશે

આપે પ્રગટ કરેલું પત્ર વાંચી હું અને મારાં ખાનદાનનાં દસ્તુર્જાદા નેહાયત ખુશી થયા છીયે, અને આપે એ વીશે રોકેલી જગા કીજે ઉપકાર માન્યે છીયે. દસ્તુર્જી મેહેર્જીરાણા-ની યાદગારી વગોવવાને ઘણું ગેં ગેં ફેં ફેં ફર્વામાં આવ્યું છે. પણ તે દાહડા હવે વહી ગયા છે કે તે વીશેનો જવાબ આપવાની કોઇએ દરકાર ન કરી. આજે અમારા પાસે એવા એવા કીતાબી અને સનદી પુરાવાઓ પડયા છે કે ગમે એવાબી નાસ્તીકની ફીફડી ફાડવાને બસ પડે. વધુ દમશુમારી નહી ચલાવતાં હું કહીશ કે એ વીશય ઉપર રચવા ધારેલું એક પુસ્તક તયાર થવા આવ્યું છે. ખોતી માત્ર છાપવાના ખરચની જોગવાઇ કર્વાની છે. તે થતેજ સાબીતી પુરાવા સીકકે અમે આલમની મુન્સફી સન્મુખ કુર્નીશ બજાવી ખડા રહીશું. તેટલાં મારે ટુકમાં જણા-વવું જોયે કે સાર્ગલ અથવા મદદે માશની જમીન આપવાનો નામદાર જીન્નતગુજીન અકબરશાહ બાદશાહનો રવૈયો તેના મુલ-કોના પંડીતો કીજે જાયજ હતો. તેની શાહદત અબુલ ફઝલની આઇને અકબરી ઉપરથી તથા બદઓનીની તવારીખ ઉપરથી સાફ મળેછે. તેનો અને અકબરની સુરત સુધીની ચઢાઇનો વધુ પુરાવો ઇલયટ, ડાઉ, હંટર, મેલીસન, હોલડન વગેરેના ઇતીહાસી પુસ્તકોમાં મોજુદ છે. મીયાં તાન્સેન જેવા દરબારી ગવૈયાએ જે દસ્તુ-ર્જીની કીતીંમાં ધ્રુવપદો બનાવ્યાં, તે સાહેબ શેહનશાહે આદેલાન આદેલ અકબરની નજ-રમાં કેટલા પ્યારા હશે તેનું ગુમાન સેહ-જજ થાયછે. ઇબાદતખાનામાં એકઠા થયલા કુલ પંડિત, ધર્મગુરૂ, એલમી, આકેલ, ફાઝેલ, દાના અને દસ્તુર્માં ઝઘડો બર્પા થયો. તેમાં કંકાસક લોકોએ બાદશાહની પણ મુર્વત ન રાખતાં શોરબકોર ને કલા-હોલ મચાવી મુકયો. ત્યારે શાહે તેઓ ઉપર ખફગીથી લ્યાનતના સુખન વર્શાવી બદઓનીને રીપોર્ટર નેમ્યો કે આડી ચાલના મીજલશીઓ બાબે હજુર આગળ દર્ગામાં રીપોર્ટ કરે. મને લાગેછે કે તે વેળાએજ મીયાં તાનસેને તાણાજાણીનું આ નીચલું ગાયણ એબાદતખાનાના જુબાન જંગ બાહદુરો વીશે બનાવી ગાયું હોય. તે બેભા-શમાં છે, અને રાગસ્તાન પોથીને ૨૦૯ પાને છેઃ—

બીદ્યા ધર ગુણીઅનસે, કયું વઢયે,
ગુણ ચર્ચાકી લડાઇ લડયે,
જો કછુ જાણયે તવીયે ના બોલ્યે,
દોડ ગુણીનકે ચરણ ન પડયે.
તેરો મેરો ન્યાય નીરંજન આગે,
ચંદન બાબુલ કેસે એક ઠોરીયે;
તાનકુ ઝગડો માનકુ પકડો,
કેહતે તાનસેન જ્ઞાનનસુ તરીયે.

બીના પાયે દસ્તુર્જીની યાદદાસ્તને સતાવવા નીકળેલા સાહેબોનેબી એમાંની સુફીયાણી શીખામણ ઠીક લાગુ પડેછે. એ સાહેબો તારીમારીપર ન જતાં "ગુણ ચર્ચાની લડાઇ" લડવામાંજ પોતાની વડાઇ માને તો સારૂં, પછી તો તેઓ મુખ્ત્યાર છે. એમ પણ બને કે ઉપલાં ગાયણમાં તાનસેને પોતાનો તરફથી તમાચો લગાવ્યો હોય. તેવું હોય તો તે છતાંબી તે આબાદ અજ્ઞાન અનાડીઓની અપટ આડાઇને સખ્ત ટક્કર લગાવે છે. મેહરજીરાણાની પાકી-ઝગી અને એલમ ઉતારી પાડવા ખાતર ઇરાનવાળા દસ્તુર અર્દેસરનું ઓઠું નાહક વચમાં લાવવામાં આવેછે. પુરતો પુરાવો મોજુદ છે કે દસ્તુર અર્દેસર ફરહંગે જાંહાં-ગીરી નામની ડીક્ષનરીનાં સંબંધમાં હીંદુ-સ્તાન ખાતે ખાસ આવ્યા હતા. એ કીતાબ અકબરના વખતમાં શુરૂ થઇને તેના દીકરા જાંહાંગીનાં રાજઅમલમાં તમામ થઇ. પણ અગર મેહેરજીરાણા ઉપરાંત દસ્તુર અર્દેસરની કીર્તીબી ઘણી વધી ગઇ હોય તો જરથોસ્તી દાખલ સર્વથી

પેહલો હું મગરૂબ અને ખુશી થઇશ. મગર મેહેરજીરાણાનો વગવસીલો કેટલો મોટો હતો તે લાહોરના જરથોસ્તીઓએ તે વેળાએ લખેલાં એક કાગજ ઉપરથી રોશન થાય છે. દસ્તુરજીએ બાદશાહની બજાવેલી ખીદમત અને સારી સેવાથી બાદશાહની મેહરબાની લાહોર્યા પાર્સીઓ ઉપર ઘણી ઉત્રી હતી. મી૦ રૂસ્તમ્જીએ પોતાનાં પત્રમાં આપેલાં નામો ઉપ્રાંત તેઓએ લખેલાં ખાલી સીલોપરનાં બીજાં નામો પણ ઉકલાવવામાં આવ્યાંછે, અને મને ખબર પડીછે કે એ નામવાળા ધણીઓ કેટલો ભારે મરતબો ધરાવતા હતા, તે પણ શોધી કહાડવાને મી૦ રૂસ્તમ્જી શકતીવાન થયાછે. દરેક દીનદાર જરથોસ્તીને વધામણીની વાત છે કે મર્હુમ દસ્તુર્જી મેહેર્જીરાણાની યાદદાસ્તને ખરો ઈન્સાફ આપી તવારીખના એક ધુંધવાયલા સફા ઉપર ચમકતું અજવાળું પાડવાનો અવસર નજદીકીમાં આવી પોંહચ્યોછે.

(તાન્સેન્નાં ઉપ્લાં પદમાં 'તાનનસુ તરીયે' ફેરવીને મેં 'જ્ઞાનનસુ તરીયે' કીધું છે, કેમકે તે એબારતબંદીને બંધ બેસ્તુ જણાયછે.)

મેહર્જીરાણા.

---

## ના૦ ૧૩૪.

## રાસ્ત ગોફતાર.

(તા૦ ૧૯ મી નવેમ્બર સને ૧૮૯૯.)

### પાદશાહ અકબર અને દસ્તુર મેહરજીરાણા.

---

રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦ ના અધિપતિ જોગ

સાહેબ, મને કેહેવાની રજા આપશો કે મી૦ રૂસ્તમજી હોરમજજી ખરશેદજીનો લાંબો પણ રસીલો અને વાંચવાલાયક કાગળ ગઇ તા૦ ૨૯ મીના તમારાં માન પામેલાં રાસ્તમાં છાપીને તમોએ મારી ઉપરજ નહી, પણ દસ્તુર મેહેરજીરાણાનાં આખાં ખાનદાન ઉપર અને તેઓનાં સેંકડો બીજા વખાણનારાઓ ઉપર ઉપકાર કર્યોછે. મેહેરજીરાણાવીશે તાનસેનના ગાયણોમાંથી મળતા એશારાઓ ઉપર હમારૂં ધ્યાન તેઓએ ખેંચ્યુંછે, અને તે વોશે વધારે જોસતેજો કરવાની સલાહ આપીછે, તે ઉપર અમલ કરવાને હમો હમારેથી બનતું કરીશું. મેહેરજીરાણાને મળેલી જાગીરને લગતાં ફુરમાનનો ગુજરાતી તરજુમો તમારાં માન પામેલા રાસ્તની મારફતે છપાયાથી પારસી આલમમાં તે વધારે પ્રસીદ્ધ થયોછે, અને તેથી હમોને વધારે ખુશી થઇછે, જોકે મારે કેહેવું જોઇએ કે એ દસ્તાવેજ હમણાં પેહેલીજવાર જાણમાં આવ્યો નથી. જે અસલ ફારસી ફુરમાનનો એ ગુજરાતી તરજુમો છે તે યાને જે અસલ સનદ દસ્તુર કેકોબાદજીને આજથી ૩૦૪ વરસ ઉપર મળી હતી, તે આજે પણ નવસારીના વડા દસ્તુરજી પાસે મોજુદ છે. તેની ફારશી નકલ મારી પાસે તેમજ મારાં કુટુંબના બીજા ઘણાકો પાસે પણ છે અને તેમજ એક નકલ આજથી વીસ વર્ષ કરતાં વધારે ઉપર મારા મમાવા દસ્તુર એરચજી શેરાબજી મેહેરજીરાણાએ ખાનબહાદુર બહમનજી બેહેરામજી પટેલને બતાવી હતી અને તે ઉપરથીજ તેઓ સાહેબે પોતાના "પારસી પ્રકાશ"ના નવમાં પાણામાં નોંધ લીધીછે. એ ફારશી સનદના ગુજરાતી તરજુમાની એક નકલ જે મી૦ રૂશતમજીને મરહુમ મુનસફસાહેબ નશરવાનજી વજીફદારના કાગલોમાંથી મલી છે, તે પણ હમારા ઘણાક કુટુંબીઓ પાસે મોજુદ છે, કહો કે ગેલખડીના વજીફામાં ભાગલાગ ધરાવતા ઘણા ખરા સઘળા ધણીઓ પાસેથી તેવો કાગલ મલેછે. મી૦ રૂશતમજીએ એ દસ્તાવે-

જની સતા અને સચાઇ વીશે જે લખ્યુંછે તે તેમને ઘણું માનભરેલું છે અને તે બેશક ખરૂં છે. પણ તે વીશે જો કાંઇ પણ શક હોય તો તે ઇ૦ સ૦ ૧૮૯૬-૯૭ માં મેહેરજીરાણા બાબે ચાલેલી તકરારના દરમ્યાનમાં નવસારીમાં ચલાવેલી કેટલીક શોધ ખોલ પછી હાથ લાગેલા બીજા અગત્યના દસ્તાવેજોથી દુર થાયછે. અકબરના ૪૦ માં વરસમાં દસ્તુર કેકોબાદજીને આ સનદ મલ્યા પછી આઠ વરશે એવીજ એક બીજી સનદ તેઓએ શાહાનશાહી દરબારથી મેળવી હતી, જે એ પેહેલીને મજબુત ટેકો આપે છે. તેજ પ્રમાણે અકબરશાહાના ગુજરવા પછીથી જાંહગીરશાહે પોતાના અમલનાં બીજા વરસમાં એજ દસ્તુરને જે સનદ નવી કરી આપી હતી, તે પણ હાથ લાગીછે. તે સીવાય ખાનખાનાન અબદુલ રહીમ અને બીજા કેટલાક અમલદારોએ મેહેરજીરાણાને મલેલી જાગીરના સંબંધમાં કાઢેલા "હસ્બઉલ હોકમો" પણ જડયા છે. વલી એ ઉપરાંત એક લંબાણ મેહેજર પણ હસ્તી ધરાવેછે, જેની ઉપર નવસારીના શેકદાર (મેહેસુલી કામદાર) કાજી દેસાઇ, અને બીજા કેટલાક આગેવાનોની મોહોરો અને સહીઓ છે જે સાબેત કરેછે કે એ જાગીર અસલ મેહેરજીરાણાનેજ મલી હતી અને ત્યાર પછીજ તેમાં ૧૦૦ વીંઘાંનો વધારો કરીને કેકોબાદજીનાં નામ ઉપર કરી આપવામાં આવી હતી. આ સઘળી સનદો અને પુરાવાઓ આજે પણ મુંબઇમાં છે અને મેહેરજીરાણાને લગતા કેટલાક ઘણાજ અગત્યના પુરાણા દસ્તાવેજો તેમજ આ ફારસી સનદોની ફોટોગ્રાફીની મદદથી આબેહુબ નકલ લેઇને તે એક કેતાબમાં સમાવવાનો હુમારો વીચાર છે. આ કેતાબમાં હમોએ મરહુમ દસ્તુરને લગતા આખા સવાલની ઘણીજ બારીકીથી તપાસ કરીને તેનો સેવટનો નીર્ણય કરવાની મતલબ રાખીછે અને હમો આશા રાખીયે છીયે કે થોડા વખતમાં તે બહાર પડશે.

સેવટે મારે એક બીજી અરજ કરવીછે કે હીંદી ગાયણના સૌથી ચુનંદા પારસી ઉસતાદ તરીકે મી૦ રૂશતમજીએ આપને તાનસેનમાં મલતા મેહેરજીરાણાને લગતા એસારાઓ ઉપર કાંઇ વધુ અજવાળું પાડવાની અપીલ કીધીછે, તે અપીલ ફરીથી હમો પણ કરવાની રજા લઇયે છીયે અને આશા રાખીયે છીયે કે હીંદી ગાયણના ઉસતાદ તરીકેજ નહી પણ એક પારસી તરીકે અને પારસી કીતીના એક ઉતસાહી અભ્યાસી તરીકે આપ એ બાબત ઉપાડી લેઇને પારસી આલમ ઉપર ઉપકાર કરશોજી.

લા૦ શેવક,
પેશતનજી નશરવાનજી દસ્તુર કેકોબાદ
મેહેરજીરાણા.

મુંબઇ, તા૦ ૧ લી નવેંબર ૧૮૯૯.

---

## ના૦ ૧૩૫.

## મુંબઇ સમાચાર.

(તા. ૨૦ ડીસેમ્બર સને ૧૯૦૧.)

### શેહેનશાહ અકબરની દરબારમાં પારસીઓ અને મહેરજીરાણા વીષે એરવદ મોદીએ વાંચેલો રેસાલો.

---

રોયલ એશીએટીક સોસાયટીની મુંબઇની શાખા તરફથી શમશુલઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદીએ ગઇ કાલે સોસાયટીને લગતા હોલમાં "શેહેનશાહ અકબરની દરબારમાં પારસીઓ અને મેહેરજીરાણા" એ વીષય ઉપર એક લંબાણ રેસાલો વાંચી સંભળાવયો હતો.

પ્રમુખસ્થાને મી૦ મેકડોનેલ્ડ બીરાજ્યો હતો, અને સભામાં બે પારસી બાનુઓ ઉપરાંત ૧૬ યુરોપીયન, પારસી, હીંદુ વગેરે મળી આસરે ત્રીસ ગ્રહસ્થોએ હાજરી આપી હતી.

પોતાના વીષય રજુ કરતાં એરવદ મોદીએ જણાવયું કે મારો રેસાલો બહુ લંબાણ હોવાથી તેમજ સોસાયટીને લગતાં જનરલમાં તે પ્રગટ થનાર હોવાથી હું તે આખો વાંચી નહી સંભળાવતાં માત્ર અગતના ભાગો ઉપરજ તમારૂં ધયાન ખેંચીશ. ધરમ અને હકુમતની બાબતમાં અકબરે આગલ થઇ ગયલા રાજકરતાઓની નકલો માત્ર કરવાની કોશેશ કરી હતી અને તેણે તે માટે અરદેશર બાબેગાન અને ટોલેમીની પુઠે ચાલવાનું પસંદ કરયું હોય એમ લાગે છે. તેનો પોતાનો કોઇ ખાસ ધરમ હોય એમ જણાતું નથી, પણ તેનો ધરમ જુદાં જુદાં તતવોનો માલમ પડે છે અને એક લખનાર તેનો ધરમ પારસી સુન્ની અને હીંદુઓના ધરમ સંબંધી વીચારોનું મીશ્ર જણાવે છે. હવે તેના ધરમમાં પારસીપણાનું જે તતવ આમેજ થવા પામયું તે કેવી રીતે અને તે વીશેનો છાપ તેના મન ઉપર પાડવામાં કોણે મુખ્ય ભાગ બજાવયો હતો તે વીશે ઘણો મતભેદ વીદવાનોમાં જોવામાં આવે છે. જો કે પારસીઓના ઘણાક રેવાજો, કીરીયાઓ અને વીચારો તેણે સવીકારીયા હતા તે વીશે તો સઘળા એકમત છે. આપણને આજે મુખ્ય સવાલ તપાસવાનો છે તે એ કે અકબરના મન ઉપર પારસીપણાનો છાપ પાડનાર હીંદના કે ઈરાનના જરથોસ્તીઓ હતા?

તવારીખના જાણીતા અભયાસી મી૦ કરકરયા જેઓએ એ સવાલ વીશે તપાસ ચલાવી તે વીશે એક રસાલો પ્રગટ કરાવયો છે તેમનું મત એવું છે કે અકબરને પારસી ધરમ તરફ ખેંચવામાં હીંદના જરથોસ્તીઓનો કશો હાથ નહી હતો અને તે કામ ખરેખર બજાવનાર તો ઇરાનના જરથોસ્તીઓ હતા. મી૦ કરકરયાએ પોતાનો એ અભીપ્રાય દરશાવયા પછી પારસીઓમાં તે વીશે ભારે ચકચાર ઉભી થઇ હતી અને તે ઉપરથી ઉભી થયલી તકરાર પછી એ સવાલના ઉંડાણમાં ઉતરવાની મેં કોશેશ કીધી છે, અને તે માટે હાથે લખેલા દસ્તાવેજો, અસલી લેખો, પત્રવહેવાર, તવારીખની શાહાદતો વગેરેના બારીક અભયાસ પછી મી૦ કરકરયાના કરતાં જુદાંજ સેવટ ઉપર હું આવયો છું, અને તે સઘળી શાહાદતો નજરે જોઇ ખાતરી કરવા માટે હું તમારી હજુર લાવયો છું. આ તકરારનું સેવટ લાવવા માટે આપણને જે પેહેલો સવાલ હાથ ધરવાનો છે તે એ કે પારસીપણા તરફ તેને ખેંચવામાં સરવથી પહેલો ભાગ કોણે બજાવયો હતો. એ સવાલનો જવાબ આપવા માટે સ્વભાવીક રીતે આપણું ધયાન પહેલવહેલું જાણીતા તવારીખનવેશ બદાઉનીની તવારીખ ઉપર ખેંચાય છે, તે પોતાના તવારીખના જાણીતા ગ્રંથમાં લખે છે, કે અકબરની દરબારમાં

નવસારીથો આવેલા આતશપરસ્તો એ અકબરના મન ઉપર પોતાના ધરમની બુલંદી વીષે એટલી મજબુત છાપ મારી હતી કે અકબરે તેમની ઘણીક ક્રીયાઓ અને રેવાજો ગ્રહણ કરી લીધા હતા એટલુંજ નહી પણ અબુલ ફઝલને એમ પણ ફરમાવયું હતું કે તેમના જેવું આતશકદેહ બરપા કરી તેમાં હમેશાં રાત અને દીન આતશ રોશન રાખવો. ના એટલુંજ નહી પણ તે પછીથી અકબર આતશ અને ખુરશેદની હજુરમાં જાહેર રીતે શેતાયસ

કરવા લાગયો હતો. બદાઉનીના એ ફકરા ઉપરથી નીચલી વીગતો પુરવાર થાય છે :—(૧) અકબરની દરબારમાં પધારેલા પહેલ-વહેલા જરથોસ્તીઓ નવસારીના પારસીઓ હતા; (૨) પોતાના ધરમ વીશે અકબરનાં મન ઉપર સંતોષકારક અસર તેઓ કરી શકયા હતા; (૩) અકબર તેમનાં શીક્ષણ તરફ ઢલયો હતો; (૪) તેણે અબુલ ફઝલને આતશકદેહ બરપા કરી કેબલે રોશન રાખવાનું ફરમાન આપયું હતું; (૫) તે ખુરશેદ અને આતશની ખોલી રીતે પરશતેશ કરવા લાગયો હતો અને (૬) દોખમાઓ તેણે ઉભાં થવાં દીધાં હતાં. આ ઉપરથી સાબેત થાય છે કે જેમ કેટલાક બીજા ધરમવાલાઓના વીચારોથી અકબરે પોતા ઉપર અસર થવા દીધી હતી તેવીજ અસર જરથોસ્તી ધરમ વીષે પણ તેના ઉપર મજબુતીથી પાડવાને તેની દરબારમાં ગયલા નવસારીના જરથોસ્તીઓ ફતેહમંદ ઉતરયા હતા. આ બીના પણ યાદ રાખવી જોઇયે છે કે બદાઉની ફકત એકલા નવસારીના પારસીઓનુંજ એ કામ જણાવે છે અને બીજે કોઇ ઠેકાણેના જરથોસ્તીઓ વીશે તે ઇશારો કરતો નથી. પ્રોફેસર વીલસન સરખો એક ખ્રીસ્તી પણ બદાઉનીની સતાને આધારે પોતાના રેસાલામાં કબુલ રાખે છે કે નવસારીથી આવેલા આતશપરશતોએ અકબરનાં મન ઉપર જરથોસ્તી ધરમ વીષે અસર કરી હતી, અને ઘણાકોને જરથોસ્તી ધરમમાં વટલાવયા હતા અને એવી રીતે જરથોસ્તી ધરમ સ્વીકારનારાઓમાં ચોકસ દરજજે શેહેનશાહ અકબર પોતે પણ હતો એમ કહી શકાય; તે હોમની ક્રીયા જે ચોકસ અંશે આતસની પરશતેશને મલતી છે તે કરવામાં મદદ કરતો હતો. અકબરના ઇતીહાસ માટે બદાઉની એક મોટી સતા સરખો છે અને બદાઉનીના કહેવાનો ખરો ભાવાર્થ ઉઠાવવામાં વીલસનની બરાબરી કોઇજ કરી શકે; કોંટ દનોયે એ નામનો બીજો એક લખનાર પણ વીલસનના કહેવાને ટેકો આપે છે, અને તે પ્રમાણે આ તકરારી સવાલના સંબંધમાં તેઓ સઘળા એક મત છે.

## દબેશતાનની શહાદત.

હવે એ સવાલના સંબંધમાં બીજો અગતનો સવાલ દબેશતાનની શહાદતનો છે. પણ એ ગ્રંથની શહાદત ધયાનમાં લેતી વેળાએ આટલું યાદ રાખવાનું છે કે બદાઉનીના મરણ પાછી સતાવન વરસો રહીને એ ગ્રંથ લખાયો હતો. હવે એ દબેસ્તાની શહાદત શું છે? બદાઉનીની માફક તેમાં પણ જણાવયું છે કે અકબરના દરબારમાં આવેલા પારસીઓ નવસારીના જરથોસ્તીઓ હતા અને તેઓએ કરેલી અસરને લીધે અકબર જરથોસ્તી મઝહબ તરફ ઢળયો હતો; પણ દબેસ્તાનમાં એ ઉપરાંત વધુ એમ પણ જણાવયું છે કે અકબરે ઇરાનથી અરદેશર નામના એક પારસી ઓલમાને બોલવયો હતો અને મુસાફરીનો ખરચ પણ તેને પુરો પાડયો હતો. દબેસ્તાનના એશારાવાળા ફકરા ઉપરથી ત્યારે આપણે જાણયે છીએ કે (૧) નવસારીથી આતશપરશતો અકબરની દરબારમાં ગયા હતા, (૨) અકબરે તેમને પોતાની રૂબરૂમાં રાખી તેમના હાથ હેઠળ ખુશી સાથે તાલીમ લીધી હતી અને (૩) આતશકદેહ બરપા કરાવયું હતું. આટલે સુધી દબેસ્તાન બદાઉનીની હકીકતને ટેકો આપે છે પણ તે વચે જે ફેર જોવામાં આવે છે તે એકે (૪) દબેશતાન પ્રમાણે અકબરે નાણાં આપી ઇરાનથી અરદેશરને અને કેરમાનથી બીજા આતશપરશતોને પણ બોલાવયા હતા. દબેસ્તાનની આ વધુ વીગત ઉપરથી એવો મદાર બાંધવામાં આવે છે કે નવસારીના મોબેદોથી અકબર સંતોષ

પામયો નહી હતો અને તેથી તેને ઇરાન અને કેરમાનથી જરથોસ્તી ઓલમાઓને બોલાવવા પડયા હતા. બદાઉનીની તવારીખ સાથે દબેસ્તાનની બારીક સરખામણી કરતાં જણાય છે કે દબેસ્તાન કોઇ પણ પ્રકારે વધારે વીગતવાર પુસ્તક નથી. પણ બરાબર તેની સમોંતર આવી રહે એવું છે. અને તેમાં આપેલી વીગતો માટે મોટે ભાગે બદાઉનીનોજ આધાર લેવામાં આવેલો છે. હાલના જમાનાની ભાષામાં કહીએ તો દબેશતાન માટે 'તફરામચી' શબ્દ અનુકુળ થઇ પડે. અત્રે એરવદ મોદીએ એ તકરારના ટેકામાં કેટલાક ઉતાઉઓ ટાંકી જણાવ્યું કે દબેસ્તાનના કરતાએ પોતાની હકીકતનો મોટો ભાગ બદાઉની ઉપરથી લીધો છે અને તેમાં તેણે જે કાંઇ ઉમેરો કરયો છે તે તેણે પોતાના ભેજામાંથી ઉપજાવી કહાડેલો હોવો જોઇએ. હવે સવાલ એ છે કે એ બે પુસ્તકોમાં કઇને વધારે સારી શહાદત ગણી શકાય. વીલસન અને બલોકમેન જેવા વીદવાનો તે વીષે એક મત છે અને તેઓ દબેસ્તાન કરતાં બદાઉનીની તવારીખને વધારે અગત લાગુ પાડે છે.

### ઇરાનથી અરદેશરને અકબરે શું કામ બોલાવયો હતો?

ઇરાનથી અકબરની દરબારમાં એક ભણેલો પારસી પધારયો હતો તે ખરૂં છે; પણ તે ધરમ સંબંધી તકરારમાં ભાગ લેવા માટે આવયો નહી હતો તેમજ અકબરે જરથોસ્તી ધરમ અંગીકાર કરયો તે પછી લાંબો વખત રહીને તે આવયો હતો. મીર જમાલુદ્દીન નામનો ઇસ્લામી ગ્રંથકાર 'ફરહંગે જહાંગીરી' નામના પોતે રચેલાં શબ્દ કોષમાં તેઓ અભીપ્રાય દરશાવે છે. તે જણાવે છે કે મારી ઉમરનો એક મોટો ભાગ પુસ્તકો અને શઅરો વાંચવામાં મેં ગાળયો છે અને તેમાં દરી, ઝંદ, પાઝંદ વગેરે ભાષાએના ઘણાક અરથ જણાયલા શબ્દો મને માલમ પડવાથી ફારસી શબ્દ કોષોનો ઉપયોગ તે માટે મેં કર્યો હતો પણ તેમાં તે ન જડવાથી ઘણાક નહી જણાયલા બોલો મારી પાસે ભેગા થયા હતા જેમને વીષે જુસ્તેજુ ચલાવવામાં મેં એક જમાના એટલે ત્રીસ વરસ સુધી મહેનત કરી હતી. અકબરની દરબાર જ્યારે કાશમીરના પાયતખત શ્રીનગર ખાતે થઇ તે વેળાએ મારા એક મીત્રે તેની સાથે મને ઓલખ કરાવી હતી અને તે વેળા અકબરે મને જણાવ્યું હતું કે એ બાબત વીષે એક ગ્રંથ તઇયાર કરવાનું મેં ફરમાન આપયું હતું પણ તે બજાલાવવાને લાયકનો કોઇ મને મલયો નથી માટે તારે તે પાર પાડવું; અને એ શબ્દકોષ રચવામાં સહાયતા આપવા માટેજ અકબરે અરદેશરને નાણાં આપી ઇરાનથી બોલાવયો હતો. એ શબ્દ કોષમાં 'બરસમ' શબ્દનો અરથ આપતાં જે ખોલાસો આપવામાં આવયો છે તે ઉપરથી એ વાતને ટેકો મલે છે. તે ખોલાસો એ છે કે 'અરદેશર' નામનો મજુસ જે એક મોટો ધરમગુરૂ હતો અને જેને ખરચ આપી કેરમાનથી ખાસ બોલાવવામાં આવયો હતો, તે એ શબ્દનો અરથ આ પ્રમાણે આપે છે. આ ઉપરથી શીધ થાય છે કે અરદેશરને ઇરાનથી ધરમ સંબંધી તકરારોમાં ભાગ લેવા માટે બોલાવવામાં આવયો હતોજ નહી. પણ એટલું છતાં કોઇ તકરાર કરશે કે અરદેશરે અકબરની દરબારમાં ચાલેલા ધરમ સંબંધી વાદવીવાદમાં ભાગ લીધો હતો પણ તવારીખની તારીખો આગળ એ તકરાર ઉડી જાય છે. અરદેશર ૧૫૯૨ નાં વરસ પછી હીંદુસ્તાન આવયો હતો જ્યારે એ તકરાર તો ૧૫૭૯ નાં વરસમાં ચાલી હતી એટલે આ ઉપરથી ફરીને સાબેત થાય છે કે અકબરને જરથોસ્તી ધરમ તરફ

ખેંચનારાઓ પહેલવહેલાં નવસારીવાસી પારસીઓજ હતા. અરદેશર હીંદુસ્તાન આવવાની વાત જણાયા પછી દબેસ્તાન લખાઇ હતી અને કરતાની જાણમાં તે આવવાથી તેણે પોતાના પુસ્તકમાં કદાચ તે વીષે એશારો કરયો હશે; તોપણ તે ઉપરથી નવસારીના પારસીઓએ અકબરનાં મન ઉપર અસર કરી હતી તે બીના ખોટી પાડવા માટે સેજ પણ આધાર મળતો નથી. સામું તે કબુલ રાખે છે કે નવસારીના પારસીઓએ અકબરનાં મન ઉપર અસર કરી હતી અને પોતાના મઝહબની સચાઈ તેને દેખાડી આપી હતી. બીજો એક સવાલ એ છે કે અરદેશરે જો અકબરના મનનું સમાધાન કરયું હોય તો પછી આઝર કયવાનથી તેણે વધુ પારસીઓ શા સારૂ બોલાવયા હતા? અકબરે ગોવાના પાદરીઓએ ખ્રીસ્તી ધરમ સમજાવવા છતાં યુરોપથી ઓલમાઓ બોલાવયા હતા, અને તે સાથે સરખામણી કરતાં ખાતરી થાય છે કે નવસારીના પારસીઓથી તે સંતોષ પામયો નહી હતો એવી તકરારમાં કશું વજુદ નથી. અરદેશર ૧૫૯૨ ની આગમચ હીંદુસ્તાન આવયો નહી હતો અને બદાઉનીના જણાવા પ્રમાણે પારસી ક્રીયા વગેરેનો અંગીકાર અકબરે કરયો તેને એ વેળાએ અગયાર વરસ જેટલી મુદત ઘટી ગઇ હતી.

## તારીખે મમાલીકની શહાદત.

'તારીખે મમાલીક' જે જોકે પાછળથી લખાયલી તે પણ મારા વીચારને ટેકો આપે છે. તેનો કરતા જણાવે છે કે અકબરના રાજ્યના ચોવીસમાં વરસમાં કેટલાક કુફ્ર પારસીઓ અને મજુસોએ પાદશાહના મન ઉપર ખરાબ અસર કરી તેનું મન ફેરવી નાખયું હતું. હવે એ પારસીઓને તે બીરબલ સાથે જોડે છે અને બીરબલ તો અરદેશર ઇરાનપર આવયો તે પહેલાં મરણ પામયો હતો. તે પણ સીધ કરે છે કે બીરબલનાં નામ સાથે જે કુફ્ર પારસીઓને જોડવામાં આવયો છે તેઓ નવસારીના પારસીઓજ હતા.

## ગુજરાતના પારસીઓની કેળવણીના આધારની તકરાર.

અકબરની દરબારમાં ગયલા પારસીઓ નવસારીના પારસીઓ નહી હોવા જોઇએ એવા પોતાના અભીપ્રાયના ટેકામાં મી૦ કરકરયા ગુજરાતના પારસીઓની તે વેળાની કેળવણી સંબંધી હાલતનો આધાર લેય છે અને જણાવે છે કે ધરમ સંબંધી બાબતોને લગતી તકરારોમાં ભાગ લઇ શકે એવી તે વેળાની તેમની સ્થીતી ન હતી. સામટી રીતે લેતાં પારસીઓ કદાચ લાયક નહી હોય તોપણ તેઓમાંથી તેવા લાયક આસામીઓ મલી નહીજ આવે એમ કહેવું બેહુદું છે. અબુલ ફઝલ જણાવે છે કે સચાઇની શોધમાં ઉપયોગી અને મદદગાર થઇ પડે એવા મોબેદો વીષે એશારો કરે છે; હવે મી૦ કરકરયા જણાવે છે તેમ ગુજરાતના સઘળા પારસીઓ અજ્ઞાનજ હતા ત્યારે આજે મોબેદો વીષે એશારો છે તે કોણ હતા?

## મહેરજીરાણા.

મેં આપેલી શહાદતો ઉપરથી હવે જો તમારી ખાતરી થાય કે અકબરને જરથોસ્તી ધરમ તરફ ખેંચનાર નવસારીના પારસીઓજ હતા તો સવાલ ઉઠશે કે તેમનો આગેવાન કોણ હતો? હું તે માન દસ્તુર મહેરજીરાણાને આપુ છું. તેમને માટે એવું કહેવામાં આવયું છે કે તેઓ તો નવસારીના ખુણે પડેલા એક નહી જણાયલા મોબેદ હતા; પણ દસ્તાવેજી પુરાવાઓ જે હું તમારી હજુર મેલીશ તે ઉપરથી તમો જોશો કે તેમનું આ વરણન કેવલ કલ્પીત છે. અત્રે એરવદ મોદીએ કેટલાક દસ્તાવેજી પુરાવાઓ સહીશાખ સાથના રજુ કરી જણાવયું કે પહેલો દસ્તાવેજ નવસારીના મોબેદોએ ખરસનુમ અને બોય દેવાની કીયા વેળાએ તાડી

નહી પીવાના કરેલા ઠરાવને લગતો છે અને તે ઉપર સપર પહેલી સહી મહેરજી રાણાનીજ જોવામાં આવે છે. તેમની સહી પહેલી છે તે દેખાડે છે કે તેઓ નવસારીના ખુણે ખંટોળે પડેલા મોબેદ નહી હતા. બીજો એક દસ્તાવેજ ધરમની ક્રીયાઓ ધરમના ફરમાનોને અનુસરીને ઘટતી રીતે બજાવવાના કબાલાને લગતી છે, અને તે ઉપર પણ મહેરજીરાણાનીજ સહી પહેલી જોવામાં આવે છે. ત્રીજો પુરાવો નવસારીના આગેવાનોએ તેમને ભેટ કરેલી દશ વીંઘા જેટલી જમીનનો છે; એવી બખશેશ કોઇ ઓછાં જણાયલાં આસામીને કરવામાં આવે નહી. ચોથો પુરાવો રેવાયતોનો છે અને ધરમ સંબંધી સવાલોના ઠરાવથી જે જવાબ વાળવામાં આવયા હતા તે ઉપર પહેલું નામ મહેરજીરાણાનું છે. તેઓ સારી પેઠે જણાયલા હતા તેનો એક વધુ પુરાવો તેમના પીતા રાણા જેસીંગ ઉપરથી મલે છે. તેઓ પણ ભણેલા હતા અને ઇરાનની રેવાયતોમાં તેમને વીષે એશારો આવેલો છે. અત્રે એરવદ મોદીએ મહેરજીરાણાનાં કુટુંબને જાગીર ભેટ આપતાં તેમના બેટા કેકોબાદને અકબરે પોતાની મોહર સાથનું જે ખત આપયું હતું તે અસુલ રજુ કરી તેઓએ જણાવયું કે તે પરથી ખોલું જણાય છે કે મહેરજીરાણાને આપેલી બસો વીંઘા જેટલી જમીન ઉપરાંત તેમના બેટા કેકોબાદને એકસો વીંઘા જુદી જમીન આપવામાં આવી હતી. એ ખતમાં 'મદદે માસે માહીઆર' એવા શબદો ખોલી લખાયલા છે, અને અકબરે જયારે પાછલથી બીજા ઓલમાઓને આપેલી મદદે માસ અરધે ભાગે પાછી લઇ લીધી હતી ત્યારે મહેરજીરાણાના બાબમાં તેમ કરયું નહી હતું. આ પછી જાગીરની હદનાં સંબંધમાં ઉઠેલા વાંધાને લગતી તપાસ ઉપરથી એક વધુ પુરાવો રજુ કરી જણાવયું કે એકસો ને નેવું વરસ જેટલી ભણતરની એક જુની કીતાબમાં ( જે રજુ કરવામાં આવી હતી ) પણ દસ્તુર મહેરજીરાણાનું નામ મોજુદ છે અને તે ઉપરથી પણ સાબેત થાય છે કે મી૰ કરકરયા ધારે છે તેમ તેઓ ખુણેખોચરે પડેલા મોબેદ નહી હતા.

### રાગસ્તાનની શહાદત.

હવે એ બાબતના સંબંધમાં રાગરાગણીઓની શેહાદત હું રજુ કરીશ. મી૰ કરકરયા મહેરજીરાણાના નામ સાથે જોડાયલાં ગીતોને 'ડાગરેલ' ની ઉપમા આપી હસી કહાડે છે, પણ સર દીનશા પીટીટના એક આગલા વડવા માટે લખાયલી એકસો દશ વરસની એક જુની કેતાબ ( જે રજુ કરવામાં આવી હતી ) માં આવેલાં એક ગીતમાં મહેરજીરાણા અને અકબર વીષે એશારો છે. હવે એ ગીતનો લખનાર કોણ છે તે તપાસીયે. મને તે અકબરના જાણીતા ગવઇયા તાનસનનું જણાયું હતું અને તે વીષે વધુ સતાધારી શહાદત મેળવવા માટે બંગાલવાલા મહારાજ તાગોર જેઓ હીંદ ગાયનના સંબંધમાં એક સતા જેવા છે તેમની ઉપર તે મોકલાવી તેમનો અભીપ્રાય મંગાવયો હતો. તેમનો જવાબ આજેજ તાર મારફતે ફરી વળયો છે. અને તેમાં તેઓ જણાવે છે કે તાનસને તે રચેલું લાગે છે. હવે આ કરતાં વધારે મજબુત શહાદત બીજી શી હોય ? પ્રોફેસર હોડીવાલા જેઓએ આ સવાલને લગતી આગલી ચરચામાં ઉલટમંદ ભાગ લીધો હતો તેમના તરફથી મળેલા બે મરાઠી ગાયનો (જે રજુ કરવામાં આવયાં હતાં) પણ એવો સંબંધ પુરવાર કરી આપે છે. એક બીજાં ગીતમાં જણાવયું છે કે અકબરે સુદરેહ કુસ્તી પણ પહેરયો હતો; ખીસ્તી મીશનરીઓના લખાણ ઉપરથી એ વાતને ટેકો મળે છે, કેમકે તે મુજબ તેણે ખ્રીસ્તી અને હીંદુ ધરમનાં ચીનહો પણ સજયાં હતાં,

અને તે જોતાં તેણે જરથોસ્તી મઝહબના એ ચીનહો પણ સ્વીકારયાં હોય તેમાં કાંઇ નવાઇ જેવું નથી. બદાઉનીમાં પણ એક ઠેકાણે જણાવયું છે કે અકબર પોતાના કપાલ ઉપર તીલક કરતો અને કમરે 'ઝનાર' (કુસ્તી) લપેટતો હતો; તે દેખાડે છે કે સદરા કુસ્તીની વાત પાછળથી પારસીઓએ ઉભી કીધી નથી, પણ આવા ખોલાસાઓને આધારેજ તેઓ દોરવાયા હતા. દસ્તુર શાપુરજી સંજાણા પણ લખી ગયા છે કે મેહેરજી રાણાએ અકબરની જનાબમાં જઇ તેને દીનએહ દેખાડી હતી. એક સવાલ એવો કરવામાં આવે છે કે તેમના જમાનામાં મહોમેદન તવારીખનવેશોએ મહેરજી રાણા વીશે કાં એશારો નથી કરયો ? પણ યાદ રાખવું જોઇએ છે કે બદાઉની એક ધરમચુસ્ત એસ્લામી હતો અને તેથી તેમનું નામ લખવાની તેણે દરકાર કરી નહી હોય. વળી ખ્રીસ્તી મીશનરીઓમાં પણ સઘળાઓનાજ નામ તે વેળાના તવારીખનવેશોએ ઉતારયાં નથી તે ઉપરથી પણ એને ટેકો મલે છે. મેહેરજીરાણાએ કરેલી મોજેજાની બાબત ઉપર આવતાં એરવદ મોદીએ જણાવયું કે આવી બાબતોને આપણે હાલ કાંઇ ઝાઝું વજન લાગુ પાડયે નહી. તવારીખમાં જો મોજેજાની શહાદતોનો આધાર લેવામાં આવે તો તે સામે કોણ બચી શકશે. વરજીલનો દાખલો લેવો, તેને નામે શું થોડા મોજેજા અરાવી દેવામાં આવયા છે ? પણ એ આધારની તકરાર કાંઇ ઘટતી તકરાર કહેવાય નહી. તેમ છતાં મોજેજાની બીના એક બીજી રીતે સમજાવી શકાય. ખગોળવેતા અને વાયુશાસ્ત્રીના અભયાસીઓ ખોટો ચાંદ કે સુરજ દેખાવાનું કબુલ રાખે છે, અને તેવા કોઇ કુદરતના ભેદ વીશેની તકરારમાં મહેરજીરાણાએ ભાગ લેવાથી મોજેજો કરનાર તેમને ઠોકી બેસાડવામાં આવયા હોય. અકબરના જમાનામાં એક ધુમકેતુ જણાવાથી તેની છાવણીમાં તે વીશે ભારે ખળભળાટ ચાલી રહયો હતો અને તે જોતાં આ તવારીખનો બનાવ બનયો નહીજ હતો એમ કહી નહી શકાય. અને એરવદ મોદીએ જણાવયું કે મી૦ કરકરયાએ મહેરજીરાણાના વંશજોને હડહડતો ગેરઇનસાફ કરયો છે. તેમના કનેના દસતાવેજો વાંચવામાં તેઓએ થાપ ખાધી છે. પોતે જે દસતાવેજો તપાસયા હતા તેના સંબંધમાં ભવીશમાં પોતાનું રક્ષણ થાય એવી મતલબથી તેઓએ બે જાણીતા ગૃહસ્થોની તે ઉપર સહીઓ કરાવી હતી અને તે સહીવાળા દસ્તાવેજોજ તમારી આગળ હું રજુ કરૂં છું તે ઉપરથી ખાતરી થશે કે મી૦ કરકરયાએ જણાવયું છે તેમ એ દસ્તાવેજમાં બદાઉનીનું નામ નથી પણ બદલાની એવું નામ ખોલું લખેલું છે. વળી નામના મલતાપણાને લીધે ભુલ થઇ હોય એમ પણ નથી કેમકે સાથે પુસતકનું નામ વાકેઆ તે અકબરી કરી લખેલું હતું જયારે બદાઉનીનાં પુસ્તકનું નામ તો મી૦ કરકરયા જાણે છે તેમ મુનતખબઉલ તવારીખ છે. આવી રીતે મહેરજીરાણાના વંશજોને ખોટા રૂપમાં મેલવાનું કામ ઘણું અણઘટતું છે.

અત્રે લગભગ દહોડ કલાક રહીને એરવદ મોદીએ પોતાના રેસાલાના અગતના ભાગોનો સંક્ષેપ વાંચીને પુરો કરયો હતો.

અત્રે વખત થઈ જવાથી પ્રમુખની સુચના ઉપરથી તે વીષેની તકરાર મુલતવી રાખવાની દરખાસ્ત મી૦ કામાએ મેલી હતી.

મી૦ કરકરયાએ તેને ટેકો આપતાં પોતા સામે લાવવામાં આવેલી તકરારોના જવાબમાં એક યાદી લખી વધુ તકરાર માટે સગવડ કરી આપવાની કબુલાત

આપતાં ટીકા કરી કે મી૦ મોદી પોતે જે દસ્તાવેજો અને સાધનો ધરાવે છે તેમના સંબંધમાં બહુ ઇરશાની લાગણી ધરાવે છે અને ખસુસ કરીને ગ્રાનતને લગતું ખત તેઓએ મારી તરફ આવવા દીધું નહતું તે બહુ સુચક થઇ પડે છે.

મી૦ મોદીએ તે તેમને દેખાડવા જણાવયું હતું.

બાદ દરખાસ્ત પસાર કરી મી૦ મોદી તથા પ્રમુખનો ઉપકાર માની સભા વીસરજન થઈ હતી.

---

## ના૦ ૧૩૬.

## અખબારે સોદાગર

(તા૦ ૨૦ મી ડીસેમ્બર સને ૧૯૦૧)

**"અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહરજી રાણા" એ વીશય ઉપર સમસુલઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદી બી. એ. નું ભાષણ.**

---

ગઇ કાલે ટાઉન હોલમાં રોયલ એસીયાટીક સોસાયટીની મુંબઇની સાખા તરફથી એરવદ જીવણજી જમશેદજી મોદીએ "અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહરજી રાણા" એ વીશય ઉપર એક નીબંધ વાંચી સંભળાવયો હતો.

અમારા આજના અંકપર અસાધારણ દબાણ હોવાથી સમસુલઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ કીધેલું ભાષણ આજરોજે લંબાણથી અમો આપી શકતા નથી, પણ અમારા આવતી કાલના અંકમાં તે વીગતવારે આપવામાં આવશે. મી૦ મોદીએ પોતાનાં ભાશણ દરમયાન અકબર બાદશાહની દરબારમાં ગયલા પારસીઓને લગતું ઘણું રસીલું વરણન કહી સંભળાવયું હતું અને તેમ કરતાં તેવણે તરેહવાર પુસતકોની શાહદતો ટાંકી બતાવી સાબેત કરી આપયું હતું કે એ પ્રખ્યાત પાદશાહની દરબારમાં દસ્તુર મેહેરજી રાણા ગયા હતા અને તેવણ પોતાના જમાનામાં એક નહી જણાયલા ધરમગુરૂ નહી પણ આગેવાન જરથોસતી ધરમગુરૂ તરીકે જાણીતા થયલા હતા. ૧૯૦ વરસની વાતપર લખાયલી ચોકસ બંદગીની ચોપડીમાં દસતુર મેહેરજીરાણાનું નામ માલમ પડે છે. બાદશાહ અકબર કાંઈ એકજ ધરમ પાલતો નહી હતો. તે હીંદુ ધરમ પાલતો જણાયલો હતો તેમજ તે કરીશચીન ધરમને પણ માનતો હતો અને તેમજ તે સુદરો કુસતી પણ પેહેરતો માલમ પડયો હોય એ બનવાજોગ છે. મી૦ કરકરયાએ દસતુર મેહેરજીરાણાને અને તેવણનાં કુટુંબને ઘણો ગેરઇનસાફ કરયો છે. છેવટે મી૦ મોદીએ મી૦ હોડીવાલાનો કેટલીક સાહદતો ટાંકી બતાવવા માટે તેમજ પુરાના પુસતકો રજુ કરવાની જે તક આપી હતી તે માટે ઉપકાર માનયો હતો. બાદ મી૦ મોદીની તકરારનો વળતો જવાબ આપવાનું મી૦ કરકરયાએ વખત થઇ જવાથી મુલતવી રાખયું હતું.



## નાં૦ ૧૩૭.

## અખબારે સોદાગર, સમાચાર દરપણ, તથા મુંબઇ ચાબુક.

(તા૦ ૨૧ મી ડીસેંબર સને ૧૯૦૧.)

### દસ્તુર મહેરજીરાણા અને શાહેનશાહ અકબર.

---

નવસારીના અસલી વખતના પ્રખ્યાત દસ્તુર મહેરજીરાણા મોગલ વંસના શાહેનશાહ અકબરની દરબારમાં ગયા હતા, અને એ પ્રખયાત પાદશાહના દીલમાં જરથોસ્તી ધરમ તરફ બહુ સારી લાગણીઓ પેદા કીધી હતી તે વીશે અસલી જમાનાથી જુદા જુદા તવારીખનવેશોએ નોંધ કીધો છે, એટલુંજ નહી, પણ એ બનાવની યાદગીરીમાં કેટલાંક ગાયનો પણ હસ્તી ભોગવતાં જણાવવામાં આવે છે. દસ્તુર મહેરજીરાણાને લગતી આ સઘળી હકીકત પર તવારીખના બારીકબીન અભયાસી મી૦ કરકરયાએ ભારે શકની નજરથી જોઇ આજ પાંચ વરસની વાતપર એવો અભીપ્રાય ઉચારયો હતો કે, દસ્તુર મહેરજીરાણાને લગતી જે કીસ્સાકહાણી પારસીઓમાં ચાલે છે તે તવારીખની શાહદતો તપાસતાં વજુદ વીનાની ઠરે છે. મી૦ કરકરીયાના આ અભીપ્રાય પર તે વેળા પારસીઓમાં ભારે ચરચા ચાલી રહી હતી, પણ જેમ હંમેશાં બને છે તેમ એ ચરચાએ થોડોક વખત ગરમી દેખાડી પાછી તે ઠંડી થઇ ગઇ. આપણા કાબેલ એરવદ સમસુલઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ એ બંધ પડેલી ચરચા હાલ પાછી જગાડી છે. એ ચરચા પાછી જગાડવામાં સારૂં થયું છે કે નરસું થયું છે તે વીશે કાંઇ પણ મત નહી ઉચારતાં અમો એટલુંજ કહીશું કે, એ મરહુમ દસ્તુરની તરફેણમાં જાય એવી જે કાંઇ મોતેબર તકરારો લાવવામાં આવશે તે પારસી કોમ ભારે આવકારદાયક ગણી ખુશીથી સાંભળશે. પારસી કોમની આવી લાગણીનો ખયાલ કરીનેજ મી૦ મોદીએ કદાચ આ ચરચા પાછી જગાડી હોય. જે વીદવતાથી મી૦ મોદીએ મરહુમ દસ્તુર મહેરજીરાણાની કથાને સાચી ઠેરવી આપવાની કોશેશ કીધી છે તે એ ચાલાક ધરમગુરૂના ઉંડા અભયાસ અને બહોળાં જ્ઞાનની બહુ અચછી સહાદત પુરી પાડે છે. મી૦ કરકરીયા તવારીખ વીશે જે ખંત અને ઉલટ ધરાવે છે, તે જોતાં તેવણ પોતે પણ જો કાંઇ સંગીન ઇતીહાસીક તકરાર પોતાની આગળ રજુ થતી જોશે તો તેવણ ખરેજ ખુશી થશે. મી૦ કરકરીયાએ આજ પાંચ વરસપર કરેલાં ભાશણનો રદયો આપવાની કોશેશ મી૦ મોદીએ કીધીછે, તે ઉપર હાલ તરત તકરાર ચલાવવી કવખતની ગણાશે. કારણકે ખુદ મી૦ કરકરીયા એ ટીકાઓનો રદ જવાબ રોયલ એશયાટીક સોસાયટી આગળ આપવાના છે. ઉંડાણમાં જઇ સઘળી બાબદની મજબુત જુસતેજો કરીનેજ તવારીખની બાબદ પસાર કરવા દેવા માટે એવણની ઉલટ એટલી જાણીતી છે કે, આ બાબદ ઉપર જયારે એવણ ફરીથી ધયાન આપવાના છે તયારે ઘણું રસીલુંજ લખાણ આપણને વાંચવાનું મળશે.

મી૦ મોદીએ પોતાના ભાશણ દરમયાન ખદાઉનીની તવારીખપર મુખય મદાર બાંધેલો માલમ પડે છે, અને તેની તવારીખમાં જણાવેલી વીગતો જો ખરી હોય તો મી૦ મોદીના જણાવયા મુજબ નીચલી વીગતો પુરવાર થાય છેઃ— (૧) અકબરની દરબારમાં પહેલવહેલા પધારેલા જરથોસ્તીઓ એ બીજા કોઇજ નહી પણ નવસારીથી ગયલા

પારસીઓ હતા. (૨) શાહ અકબરના મનપર જરથોસ્તી ધરમની મોટાઇ વીશે તેવણે સંતોશકારક છાપ મારયો હતો. (૩) તેમના શીક્ષણથી અકબર કુદરતીજ રીતે જરથોસ્તી ધરમ તરફ ઢલ્યો હતો. (૪) એક આતશકદેહ પરથાવી તેમાં આતશ રોશન રાખવાને એ બાદશાહે અબુલફઝલને ફરમાન આપયું હતું. (૫) સુરય અને અગની દેવતાને તે ખોલી રીતે પુજવા લાગયો હતો, અને (૬) દોખમાઓ ઉભાં થવાં દીધાં હતાં.

બદાઉનીએ જાહેર કીધેલી આ સઘળી વીગતોનો મી૦ કરકરીયા કેવો જવાબ આપે છે તે જયાં સુધી આપણે જાણીએ નહી તયાં સુધી એ વીશે મત ઉચારતાં અટકીશું. મી૦ મોદી દસ્તુર મહેરજીરાણાના વંશજો કનેના દસ્તાવેજોના સંબંધમાં જણાવે છે કે, એ દસ્તાવેજો તપાસતાં મી૦ કરકરીયાએ થાપ ખાધી છે. પોતે તપાસેલા દસ્તાવેજોના સંબંધમાં પાછળથી કાંઇ વાંધો નહી ઉઠે તેટલા અરથે મી૦ કરકરીયાએ આ દસ્તાવેજોપર બે જાણીતા ગ્રહસ્થોની સહી કરાવી હતી, અને તે સહીવાળા દસ્તાવેજો સભા આગળ રજુ કરી મી૦ મોદીએ જણાવયું હતું કે, એ દસ્તાવેજોમાં 'બદાઉની'નું નામ નથી પણ 'બદલાની' એવું નામ ખુલ્લી રીતે લખેલું છે. વળી 'બદલાની'નું નામ ભુલમાં 'બદાઉની'ના નામ સાથે ભેળી દેવાયું હોય એમ પણ નથી, કારણકે 'બદલાની' એ લખેલાં પુસ્તકનું નામ તેની સાથેજ "વાકેઆતે અકબરી" એ મુજબ લખેલું છે, અને બદાઉનીના પુસ્તકનું નામ તો મી૦ કરકરીયા જાણે છે તેમ 'મુનતખબઉલ તવારીખ' છે."

મી૦ મોદીના કહેવા મુજબ મરહુમ દસ્તુર મહેરજીરાણાના વંશજોને આ અચાનક ભુલથી ગેરઇનસાફ કીધો છે. મી૦ કરકરીયા જેવા તવારીખની સચાઈને ચહાનારા ગ્રહસ્થ તરફથી આ વીશે શો વધુ ખુલાસો થાય છે તેની આપણ ખરેજ ભારે ઇનતેજારી સાથ રાહ જોતા રહીશું.

---

## નો. ૧૩૮.

## જામે જમશેદ

(તા૦ ૨૧મી ડીસેંબર સને ૧૯૦૧)

### દસ્તુર મેહેરજીરાણા અને અકબરની દરબાર.

---

### રોયલ એશીયાટીક સોસાયટી સનમુખ એરવદ જીવનજી મોદીનું ભાષણ.

રોયલ એશયાટીક સોસાયટીની મુંબઇની શાખાની સભા, સોસાયટીના ટાઉનહોલમાંના દીવાનખાનામાં ગયા ભરેસપતવારે પા કલાકે મળી હતી જે વેળાએ સમશુલ ઓલમાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ, શેરીફ મી૦ મેકડોનલડના પ્રમુખપણા હેઠળ "અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા," એ વીશય ઉપર ભાષણ આપયું હતું. એ વેળાએ સરનશીન ઉપરાંત મીસીસ દોરાબજી જમશેદજી તાતા, મીસ ખરશેદજી રૂસ્તમજી કામા, વીલસન કોલેજના પ્રાનસીપલ રેવરંડ મી૦ સકોટ, મેસરસ ખરશેદજી રૂસતમજી કામા, બેહેરામજી નશરવાનજી સીરવઇ, ફરામરોજ અરદેશર વકીલ, પીરોઝશાહ જહાંગીર મરઝબાન, ડી. મેકડોનલડ, જમશેદજી મેરવાનજી આંટયા, દોરાબ જમશેદજી તાતા, રૂસતમજી પેસતનજી કરકરયા, નવરોજજી આદરજી ડેપયુટી, એરવદ માણેકજી રૂસતમજી ઉનવાળા, રૂસતમજી મેહેરનોસજી મસાની, વગેરે હાજર હતા.

* ભાશણ પુરૂં થવા બાદ મી૦ ખ. રૂ. કામા ભાશણ કરતાનો ઉપકાર માનવાની દરખાસ્ત કરતાં બોલ્યા કે આ તકરારી બાબદ-નો એરવદ મોદીએ ઘણો ઉંડો અભ્યાસ કરેલો દીસે છે. અલબતા એ ઘણી રસીલી, બાબદ છે અને કુદરતી રીતે તેનો રદ જવાબ મી૦ કરકરયા તરફથી મળેલો જોવાને આ-પણે ઇંતેજાર છીયે. પણ તે તકરાર હમણાજ લંબાયલી જોવા મોડું થઇ ગયાના સબબથી કદાપી આ સભા રાજી હશે નહી; અને હમણાજ જવાબ આપયાથી મી૦ કરકરયા પોતાને તથા પોતાની બાબદને ઈનસાફ આપી શકશે નહી. માટે હું સુચવું છું કે મી૦ કરકરયાએ પોતાનો જવાબ બીજી વખતે સભા બોલાવીને આપવો.

પ્રમુખ મી૦ મેકડોનલ્ડે પણ આવીજ સુચના કરયાથી મી૦ કરકરયાએ કહ્યું કે તેવણ જોકે તયાંને તયાંજ જવાબ આપવા તઇયાર છે તોપણ વધારે લંબાણથી ઉતર-વાને બની આવે માટે એવણ પોતે જુદો નીબંધ લખી બીજી સભા આગળ રજુ કરશે. મી૦ કરકરયાએ દલગીરી બતાવી કે જે અસલના દસતાવેજો અને કેતાબો ઉપર એરવદ મોદી પોતાનો આધાર રચવા માંગે છે તે છુટથી સભામાં બતાવવામા આવયા નથી, તેવણને પોતાને એ દસતાવેજો જોઇ તપાસવા માટે અગતયના છે, માટે તે સોસાયટીમાં તપાસ માટે ખુલ્લા રહેવા જોઇયે. મી૦ કરકરયાએ વધુ જણાવયું કે "બદઓની" નામના જે તવારીખન-વેશનો ફકરો એરવદ મોદીએ ટાંકયો છે તેની અસલ કેતાબ બતાવવી. એરવદ મોદીએ એ સઘળા દસતાવેજો તપાસવા દેવા કબુલયું હતું.

---

* આ સંપુર્ણ ભાષણ માટે જુઓ એરવદ જીવનજી મોદીનો "શાહ અકબરની દરબારમાં પારસીઓ–અને દસ્તુર મેહેરજીરાણા" વાળો ગ્રંથ પાના ૧૭૯-૩૬૮

## ના૦ ૧૩૯.

## મુંબઇ સમાચાર.

( તા. ૨૮ ડીસેંબર સન ૧૯૦૧ )

**મરહુમ દસ્તુર મેહેરજી રાણાને લગતી ચાલતી આવેલી દંતકથાના ટેકામાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ ગયાં અઠવાડયાંમાં આપેલાં ભાષ-ણમાં જણાતી મુસ્તકીમ દલીલો તથા સંગીન શહાદતો-ની ખેદ કરવા જેવી ગેરહાજરી.**

---

મરહુમ દસ્તુર મેહેરજીરાણા દેહલીની દરબારમાં ગયા હતા, શેહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવ્યો હતો, અને મોઅજેઝો કરી બતાવી તે મહાન શેહેન-શાહને એ ધર્મમાં વટલાવ્યો હતો, એવી અકસર કરીને નવસારીના પારસીઓમાં ચાલતી આવેલી દંતકથાની તરફેણમાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ અત્રેની રૉયલ એશીઆટીક સોસાઈઍટી આગળ જે ભાષણ ગયા અઠવાડયાંમાં કીધું છે તેની ટુંક તપાસ અત્રે અમો લઇશું. આ બાબત વીષે થોડાંક વરસ ઉપર અમો લંબાણથી વીવેચન કરી ગયા હતા તે કદાચ વાંચનારના ધ્યાનમાં હશે. તે વેળાએ દંતકથાનું ખંડન એજ સોસાઇઍટી આગળ ઇતીહાસના જાણીતા વીદ્વાન અભ્યા-સી મી૦ રૂ૦ પે૦ કરકરયાએ કર્યું હતું, અને તેઓ જે દલીલો લાવ્યા હતા તે સાથ અમો મળતા થયા હતા. કહેવાને અમને ખેદ ઉપજે છે કે હાલમાં એરવદ જીવનજીએ મી૦ કરકરયાનો દલીલોને નાપાયદાર ઠરાવવા માટે, ફતેહ મેળવવાની આશા બીલકુલ છોડી બેઠેલા એક આસામી તરફથીજ કરવામાં આવે એવી મીથ્યા

તજવીઝ કીધેલી અમને લાગે છે. આશરે પાંચ વરસ ઉપર એ ઇતીહાસીક સવાલનો નીર્ણય શેહેનશાહ અકબરને લગતી હયાત તવારીખોને આધારે કરવામાં આવ્યો હતો. તે વેળાએ તે દંતકથાની તરફેણ કરનારા તથા તેના વીરોધીઓએ પોતાની તકરારો પુરતી છુટથી રજુ કરી હતી, અને કાંઇ પણ તાસ્સોબી વગર ધીરજથી વિચાર કરનારાઓને પોતાનું મત બાંધવા અને સામસામેની તકરારો વચ્ચે તોલ કરવા માટે પુસ્કળ જોગવાઇ મળી હતી. તેમ છતાં એ દંતકથાને લગતો સવાલ તેના નીર્ણય પછી પાંચ વરસ ગુજરી ગયા બાદ પાછો ઉભો કરવાની ખબર એરવદ જીવનજી તરફથી બાહેર મેલવામાં આવી, ત્યારે ફારસી ભાષાનાં તેમનાં જ્ઞાન સંબંધી કેટલાકો વચ્ચે ચાલતાં મતને કારણે તે સવાલના સંબંધમાં તેમના ભાષણ મારફતે કાંઇ નવીજ શહાદતો જાહેરમાં આવવાની તથા તેની ઉપર નવુંજ અજવાળું પડવાની અમોએ સ્વભાવીક રીતે વકી રાખી હતી. પણ જણાવવાને દલગીરી ઉપજે છે કે અમારી તે વકી ખરી નથી પડી. મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ દેહલીમાં મોઅજેઝો કરી બતાવી શેહેનશાહ અકબરને જરથોશ્તી ધર્મમાં વટલાવવાને લગતી દંતકથા ઉપર મજબુત શક નાખવાની ફરજ પોતે એક જરથોસ્તી તથા અથોરનાન હોયા છતાં મી૦ કરકરયાને પડી હતી; કારણકે હયાત તવારીખો મધેથી એ દંતકથાને ટેકો આપે એવી સીદ્ધી સાબેતી જેમ મળી શકતી નથી, તેમ આડકતરી શાહદતો તેની સામુ વીરૂદ્ધ જાય એવીજ જણાય છે. એ દંતકથા વીરૂદ્ધની તેમની દલીલોને નાપાયદાર ઠરાવવાની આગળ બહુ કોશેશ થઇ હતી, પણ સમજુઓની નજરમાં તેને લગતો શક હમણા સુધી કોઇથી દુર થઇ શકયો નથી. તે શક દુર કરવાનું એરવદ જીવનજીએ માથે લીધું તે વેળાએ, અમોએ ઉપર એશારો કર્યો છે તેમ, તેમની તરફથી કોઇ સંગીન તથા સીદ્ધી દલીલો અને શહાદતો જાહેરમાં મેલાવાની વકી અમોએ રાખી હતી. પણ એકવાર ફરીથી અમો જણાવીશું કે એમનાં લંબાણ ભાષણમાં તે શકને દુર કરનારી અથવા તો તે દંતકથાને ખાતરી પુર્વક રીતે સાચી દેખાડનારી કોઇ તેવી દલીલો કે શહાદતો અમારા જોવામાં નથી આવતી. તે કારણે તે દંતકથાને લગતો સવાલ એકવાર ફરીથી ચર્ચા માટે ઉભો કરીને સામાન્ય રીતે પાર્સીઓને તથા ખાસ કરીને મરહુમ દસ્તુરના કુટુંબીઓને, ઇતીહાસનાં સાહીત્યને કે પોતાની જ્ઞાન સંબંધી પ્રતીષ્ઠાને તેઓ કાંઇ પણ લાભ કરી શકયા હોય અથવા હવે પછી કરી શકે એમ અમને નથી લાગતું. ઉલટું તેઓએ રજુ કરેલી નબળી તથા નાપાયદાર અને કેટલાક દાખલાઓમાં હસી કાહાડવા સરખી જણાતી દલીલો તથા શહાદતો મારફતે તેમની જ્ઞાન સંબંધી પ્રતીષ્ઠાને નુકસાન પોંહોંચવાનોજ અમને તો સંભવ જણાય છે.

એ દંતકથાના જે ભાગો મોઅજેઝા અને શેહેનશાહ અકબરના વટાળને લગતા છે, તેઓ વીશે એરવદ જીવનજીએ જે વીચારો અને દલીલો રજુ કરી છે તે ઉપર અમો બે બોલ શુરૂઆતમાં બોલીશું. પાંચ વરસ ઉપર થયલી ચુનોચેરા પછી અમે એમ માનતા હતા કે એ દંતકથાના ગમે એવા ચુસ્ત હેમાયતીઓ પણ તેના એ ભાગોને કાંઇ પણ વઝન લાગુ પાડવાને ના પાડી તેમને ભવીષયમાં બાજુએજ મેલતા જશે અને તેમની ઉપર મીથ્યા વાદવીવાદ નહીંજ ચલાવશે. તેમ માનવાનું પહેલું કારણ એ કે પાર્સી ધર્મના સ્થાપક અને પયઘમ્બર હઝરત જરથોશ્ત સાહેબ અને આદરબાદ તથા અરદાવીરાફ જેવા તેમના જાયનશીનો સેવાયના પ્રાચીન તથા અરવાચીન કાળના

ગમે એવા બાહોશ અને પરહીઝગાર દસ્તુરના સંબંધમાં પણ મોઅજેઝા કરવાની શકતી ધરાવવાનો પયઘમ્બરી દાવો કરવાનું કામ, કાંઇ નહીં તો ઓગણીસમી સદીને છેડે અને વીસમીની શુરૂઆતમાં સૌથી પુરાતન તથા પવીત્ર જરથોશ્તી મઝહબને અપમાન કરનારૂં અને, નરમમાં નરમ શબ્દમાં બોલ્યે તો, જેમ પાર્સીઓને તેમ બીજા ધર્મો પાળનારાઓને પણ બેહદ અજાયબીમાં ગરકાવ તથા બીલકુલ ડંગ કરનારૂંજ ગણાવું જોઇએ; અને બીજું કારણ એ કે, અકબરજેવા એક મહાન શહેનશાહને કોઇ પણ પારકા ધર્મમાં ફતેહમંદી સાથે વટલાવવાનો બનાવ બહુજ મહત્વનો હોયાથી તેની અનેક નોંધો તે વેળાની સઘળી જાણીતી તવારીખોમાં સ્પષ્ટ ભાષામાં જલવાયલી હોવી જોઇયે તે તદન દેખીતું છે, તે છતાં તેવી એક પણ નોંધ કેથે નથી મળની. તે બંને ભાગોને તદન નાપાયદાર ઠરાવનારાં તે બંને મુસ્તકીમ કારણોની હસ્તીને લીધેજ, અમો ધાર્યે છીયે કે, આગલાં વરસોના અરસામાં તેમના હેમાયત કોઇએ પણ કરવાનું હસી કાહાડવા જેવું ઉછાછળાપણું બતાવ્યું નહી હતું. તેમ છતાં પુર્વ તથા પશ્ચીમને લગતાં જ્ઞાનનું અજવાળું અને જરથોશ્તી ધર્મની કેટલીક માહેતી ધરાવનારા એરવદ જીવનજી જેવા એક ગ્રહસ્થ તરફથી દંતકથાના તે બે ભાગોની હેમાયત થયેલી જોઇને, પોતાના ધર્મ તથા સમજ શકતી વીષે માન ધરાવનારા પારસીઓ તેમજ બીજા ધર્મો પાળનારાઓ શું વીચારશે તે ભાષા મારફતે દર્શાવવાને અમો તો કેવળ અશકતજ છીયે.

ખુદ એરવદ જીવનજીનાજ કહેવા પ્રમાણે બદઓની લખે છે કે અકબરે બ્રાહ્મણો પાસેથી જનોઇ લીધી હતી; ત્યારે જો સુદરેહ અને કુસ્તી એ મહાન શેહેનશાહે ઉપયોગમાં લીધાં હોત તો તેવા તદન અસાધારણ બનાવની કાંઇ પણ નોંધ તે જાણીતો તવારીખનવીસ લીધા વીના નહીજ રહ્યો હોત, એવી દલીલ સઉ કોઇના ધ્યાનમાં ઉતરશે. મોઅજેઝા વીશે એરવદ જીવનજી તરફથી એવો બહુજ નબળો ખોલાસો આપવામાં આવે છે કે, બીજા સુરજ જેવો કાંઇ કુદરતી આકાર આસમાનમાં દેખાયો હોય, અને મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ કુસતી કીધા બાદ તે આકાર પાછો કુદરતી રીતેજ ગુમ થઇ ગયાથી લોકોએ એમ ધાર્યું હોય કે મરહુમની બંદગીને કારણેજ તે આકાર નાબુદ થઇ ગયો, તો તે તદન નહી બનવા જેવું નથી! એ ખોલાસો ખરેખર બહુ વીચીત્રજ લાગે છે. બીજો સુરજ દેખાવાના બહુ અજબ જેવા બનાવો નોંધાયલા છે તે ખરૂં, પણ જો તેઓ બહુજ અદભુત અને કદાચજ દેખાતો આકાર મહાન અકબરના વખતમાં જોવામાં આવ્યો હોત તો, મોસલમાન તવારીખનવીસો તેની નોંધ લેવાની જરૂર નહી બાજુએ મેળી શકાય એવીજ સમજત. બદઓની એવા વીચીત્ર કુદરતી દેખાવોજ નહીં પણ બીજા કહેવાતા ચમતકારોની પણ પોતાની તવારીખમાં વારંવાર નોંધ લેતો હોયાથી, એકજ વખતે આસમાન ઉપર બે સુરજ દેખાવાનો બનાવ જો અકબરના વખતમાં ખરેખર બનયો હોત તો, તેની નોંધ તે જાણીતો ઇતીહાસકર્તા પોતાની તવારીખમાં જરૂરજ લેત, એમ માનવાને મજબુત કારણ મળે છે. પણ તેવી કોઇ નોંધ તેની તવારીખમાં હસ્તી ધરાવતી નહી હોવાને લીધે એટલોજ સંભવીત સાર ખેંચી શકાય છે કે, તેવો કોઇ અદભુત બનાવ અકબરના વખતમાં બન્યો નહોજ હશે. મોઅજેઝા વીષેના એરવદ જીવનજીના નબળા ખોલાસા સામે પેહેલા જેવોજ બીજો મુસ્તકીમ વાંધો એ ઉભો થાય છે કે, જે ચમતકાર કરી બતાવવાની કીર્તી મરહુમ દસ્તુરને લોકો તરફથી આપવામાં આવી

હતી તે, એ ખોલાસા મારફતે કબુલ રાખવામાં આવે છે તેમ, તેઓએ કરેલો નહી હોયાથી, અને જણાવવામાં આવે છે તેમ તેઓ ભણેલા અને પરહીઝગાર હોવાને લીધે, તે ખોટી કીર્તી પોતે લઇ બેસવાને બદલે તેઓએ ખરી હકીકત જાહેરમાં મેળી લોકોનો તેવો વેહેમ તથા ખોટો વીચાર દુરજ કર્યો હોત. બીજા શબ્દોમાં બોલ્યે તો, મોઅજેઝાને લગતી દંતકથા જે રૂપમાં હસ્તી ધરાવે છે તે તે ધારણ કરવાજ નહી પામત. એ દલીલ ઉપરથી પણ એટલોજ સાર ખેંચી શકાય છે કે, એકજ વખતે બે સુરજ આસમાન ઉપર દેખાવાનો અદભુત બનાવ અકબરના વખતમાં બન્યોજ નહી હશે, અને તે મોઅજેઝાને લગતી દંતકથાને મરહુમ દસ્તુરનાં મરણ પછીજ માત્ર કલ્પના શકતીને આધારે ઉભી કરવામાં આવી હશે. વળી હિંદુ જોગીઓ વીશે બદઓની વારંવાર તીરસ્કાર બતાવે છે, એટલે જો જગતગુરૂ જેવા ધુતારા હીંદુએ કોઇ ચમતકાર કરી બતાવ્યો હોત, અને તેને મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ તોડયો હોત, તો તે બહુજ જાણવા લાયક બીનાની નોંધ લેવાથી તે જાણીતો તવારીખનવીસ કદી પણ પાછળ નહી પડત. અમોએ ઉપર જે દલીલો આપી છે તે ઉપરથી વાંચનાર જોઈ શકશે કે મોઅજેઝા વીષેનો એરવદ જીવનજીનો ખોલાસો નબળો, કલ્પીત, અને બીલકુલ નાપાયદાર છે. તે કારણે એ ખોલાસોનું પોકળ દેખાડવા માટે વધારે લંબાણ કરવાની અમો જરૂર નથી જોતા. એ ખોલાસાને જેમ પારસીઓ તેમ બીજી કોમોને લગતા સમજુ વર્ગ તરફથી હસી કાહાડવામાં આવશે તો અમો અજબ નહી થઇશું.

મરહુમ દસ્તુર મેહેરજી રાણા શેહેનશાહ અકબરને પાર્સી ધર્મ સમજાવી વટલાવી આવ્યા તેના બદલામાં તે નામદારે તેમને જાગીર આપી હતી એવી નાપાયદાર તકરાર વળી ફરીથી એરવદ જીવનજીએ રજુ કરી છે. તેમ છતાં અજબ જેવું તો એ છે કે એ જાગીર ખુદ મરહુમ દસ્તુરને મહાન અકબરે આપી હતી એવું પુરવાર કરનારી કોઇ સનદ હસતી ધરાવતી નથી, એમ એરવદ જીવનજી કબુલ કરે છે. તે કારણે કુદરતી રીતે સવાલ ઉભો થાય છે કે, તે તકરાર કઇ મુસ્તકીમ શહાદતને આધારે તેઓ રજુ કરે છે? પોતાનાં ભાષણ મારફતે તેવી કોઈ શહાદત તેઓએ જાહેરમાં મેલી હોય એમ નથી જણાતું, એટલે તેવી કોઇ શહાદત તેઓ નહીંજ ધરાવતા હશે એમ આપણે માની લઇશું. બીજા શબ્દોમાં બોલ્યે તો, તેમની તે તકરારને કોઇ પણ જાતની મુસ્તકીમ શહાદતનો ટેકો નહી હોયાથી તે બીલકુલ નાપાયદારજ જણાય છે. જે સનદ હસ્તી ધરાવે છે તે તો મરહુમ દસ્તુરના બેટા મરહુમ કયકોબાદને નામની છે. વળી તે સનદમાં પણ જાગીર મરહુમ કયકોબાદને શા માટે આપવામાં આવી હતી તે જણાવવામાં નથી આવ્યું. મરહુમ દસ્તુર મેહેરજીરાણાનાં મરણ પછી પાંચ વરસ ગુજરી ગયા બાદ તે સનદ મરહુમ કયકોબાદને આપવાનાં આવી હતી. તે રીતે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને જાગીર આપવામાં આવી હતી એમ પુરવાર કરનારી કોઈ મુસ્તકીમ શહાદત નહી હોયા છતાં, માત્ર તકરારને ખાતેર આપણે કબુલ રાખીશું કે મહાન અકબરે તેમની ઉપર કોઈ જાગીરની નવાજેશ કીધી હતી. ત્યારે કુદરતી રીતે એવો સવાલ ઉભો થાય છે કે, પોતાને જરથોશ્તી ધર્મ સમજાવી તેમાં વટલાવવાને સામર્થવાન થયલા એક પાર્સીને અકબર જેવા મહાન શેહેનશાહે માત્ર બસોથી ત્રણસો વીંઘા જેટલી જમીનની જાગીર આ-

પીનેજ સંતોષ પકડયો હતો ? તે બીના તે શેહેનશાહની જાહોજલાલી તથા તે નામદારની સલતનતનો વીસ્તાર ધ્યાનમાં લેતાં કોઇના પણુ ધ્યાનમાં ઉતરી શકે એવી નથી. જેમ જણાવવામાં આવે છે તેમ મરહુમ દસ્તુર મેહેરજીરાણાની બાહોશી તથા જરથોશ્તી ધર્મને લગતાં તેમનાં જ્ઞાન વીષે મહાન અકબરે બહુ ઉંચો અભીપ્રાય બાંધ્યો હોત તો, તે નામદાર તેમને બહુ મોટીજ જાગોર બખશત. મરહુમ દસ્તુર મેહેરજીરાણા દેહલી ગયા હતા એવી પણુ કોઇ મુસ્તકીમ શહાદત હસ્તી ધરાવતી નહી હોયા છતાં, તેમને મળેલી કહેવામાં આવતી જાગીરને લગતી બાબતની માફક તે બીના પન માત્ર તકરારને ખાતેર કબુલ રાખી તેનું પરિણામ આપણે તપાસીસું. બસોથી ત્રણસો વીંધા ઝેટલી જમીનની જાગીર એટલી નાની છે કે તે સામું આપણને એવું અનુંમાન કરવાનું કારણ આપે છે કે, શેહેનશાહી ઈજનને માન આપીને છેક નવસારીથી દેહલી સુધીનાં લોખંડની સડક જેવાં બહુજ સગવડભરેલાં સાધનની ગેરહાજરીમાં, રંજ ભરેલી મુસાફરી કરીને મોગલ સલ્તનતનાં તે પાયતખત શહેરમાં માત્ર હાજર થવાના બદલામાંજ રૂખસત લેતી વખતે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને તે જાગીર મહાન અકબરે આપી હશે. વળી એમ કહેવામાં આવે છે કે મરહુમ કયકોબાદ જ્યારે દેહલી ગયા ત્યારે મહાન અકબરે તેમને સો વીંઘા જેટલી બીજી વધુ જમીનની જાગીર આપી હતી ત્યારે શું મરહુમ કયકોબાદે પણુ શેહેનશાહને જરથોસ્તી ધર્મ સમજાવ્યો હતો ? મરહુમ કયકોબાદે શહેનશાહને જરથોસ્તી ધર્મ સમજાવ્યો હતો એવો દાવો કોઇપણુ તરફથી કરવામાં નથી આવતો, તે છતાં તેમને પોતાને સો વીંઘા જમીનની જાગીર મળી હતી તે બીના કબુલ રાખવામાં આવે છે, ત્યારે સ્વભાવીક રીતે સવાલ ઉભો થાય છે કે બસોથી ત્રણસો વીંઘાની આગલી જાગીર જો ખરેખર મરહુમ દસ્તુર મેહેરજીરાણાનેજ મળી હોય, તો તે જાગીર તેમના બેટાનીજ માફક તેમને પણુ જરથોસ્તી ધર્મ અકબરને સમજાવ્યા તથા તેમાં તે શેહેનશાહને વટલાવ્યા વગર કાં નહી મળી હોય ? ટુકમાં કહે તો, મહાન અકબરને જરથોશ્તી ધર્મ સમજાવવા તથા તે નામદારને તે મધે વટલાવવાના બદલામાં મરહુમ દસ્તુર મેહેરજીરાણાને જાગીર મળવાની બીનાને તવારીખ કે બીજી કોઈ મુસ્તકીમ શહાદત મારફતે બીલકુલ ટેકો નથી મળતો; એટલુંજ નહો પણુ કેટલીક મુસ્તકીમ દલીલો તે બીનાની બીલકુલ વીરૂદ્ધ જતી જણાય છે

એરવદ જીવનજીનાં ભાષણમાં કોઇ ઇતીહાસીક શહાદત પણુ નજરે નથી પડતી. ફકત જાણીતા તવારીખનવીસ બદઓનીના નામીચા ઈતીહાસ માહેલા એક ફકરા ઉપર તેઓ કાંઈ પણુ પાયા વગરનો સઘળો મદાર બાંધે છે; અને તે ફકરા મારફતે એવું બતાવવાની નાપાયદાર તજવીજ તેઓ કરે છે કે, મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ જરથોશ્તી ધર્મનો સઘળો મર્મ મહાન અકબરને સમજાવ્યો હતો, અને એ શેહેનશાહનાં એબાદતખાના માહેલા જુદા જુદા મઝહબોને લગતા વાદવાવાદમાં જરથોસ્તી ધર્મના સંબંધમાં મુખ્ય ભાગ તેઓએજ લીધો હતો. પણુ તે ફકરામાં મરહુમ દસ્તુર મેહેરજી રાણાનું નામજ નથી. તે મધે બદઓની માત્ર એટલુંજ જણાવે છે કે, નવસારીથી પાર્સીઓ ગયા હતા અને શેહેનશાહને આતશને લગતી ક્રિયા તેઓએ દેખાડી હતી. નવસારીના પારસીઓ એવાં બહુ વચનનો બદઓની ઉપયોગ કરે છે, તે બીના ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. તે પારસીએ મધે મરહુમ દસ્તુર મેહેરજી રાણા પણુ

હતા એમ માન લેવાને આપણને કશું કારણ નથી; તેમ છતાં તકરારને ખાતેર આપણે તે બીના એકબારગી કબુલ રાખ્યે તો સવાલ ઊઠે છે કે મરહુમ દસ્તુરે આગેવાન ભાગ લીધો હતો એવો સાર આધારે શા તે ફકરા મારફતે ખેંચી શકાય ?

તે પારસીઓ મધેથી કોઇ પણ એક જરથોસ્તી જો જણાવવા જોગ બાહોશી ધરાવતો હોત અથવા મઝહબોને લગતા વાદવીવાદમાં તેણે આગેવાન ભાગ લીધો હોત તો બદઓની તે બીનાની ખાસ નોંધ લેવાને અને તે આસામીનું નામ પોતાની તવારીખના સફા ઉપર જાળવી રાખવાને પાછળ નહીંજ પડત. એમ કહેવામાં આવે છે કે બદઓની એક ચુસ્ત મોસલમાન હોયાથી તેણે તે બીનાની કે તે આસામીની નોંધ નથ લીધી. જો ખરેખર તેમજ હોય તો સવાલ ઉઠે છે કે, બદઓનીએ ત્યારે નવસારીથી આવેલા પારસીઓ વીશે ખોલ્લો એશારો કરી તેઓએ આતશને લગતી ક્રીયા શેહેનશાહ અકબરને દેખાડી હતી તે બીનાની નોંધ કાં લીધી છે ?

મહાન અકબરનાં મરણ પછીનાં પચાસ વરસની અંદર ધર્મ સંબંધિ બાબતોના એક ઉંડા અભ્યાસનો કલમથી લખાયલી દબેસ્તાન નામની નામીચી ફારસી કેતાબમાં અકબરના ધર્મ વીષે કરવામાં આવેલું વીગતવાર વીવેચન ઈતીહાસના સાધારણ અભ્યાસીઓ વચ્ચે પણ બહુ જાણીતું છે. તે વીવેચનમાં ખોલ્લું જણાવવામાં આવ્યું છે કે, અર્દશીર નામના વીદ્વાન ઇરાની મોબેદ ઉપર શેહેનશાહે નાણાંની મદદ ખાસ મોકલી આપીને તેમને કેરમાનથી દેહેલી જરથોશ્તી ધર્મ પોતાને સમજાવવા માટે બોલાવ્યા હતા. ત્યારે સવાલ ઉઠે છે કે નવસારીના પારસીઓ અથવા તેઓ માહેલા કોઈ એક અથવા અનેકે જો મહાન અકબરને જરશ્તી ધર્મ સંપુર્ણ રીતે સમજાવ્યા તેમાં તે શેહેનશાહને વટલાવ્યો હતો, તો છેક કેરમાનથી અર્દશીરને જરતોશ્તી ધર્મ સમજાવવા માટે બોલાવવાની જરૂર શા કારણે પડી ? કદાચ એમ કહેવામાં આવે કે નવસારીથી પારસીઓ આવ્યા તે આગમજ અર્દશીર આવ્યો હતો; તો પણ સવાલ ઉઠે છે કે તે પારસીઓએ પાછળથી જો સંપુર્ણ રીતે ધર્મ સમજાવ્યો હતો, તો તમના નામો આપવાને બદલે દબેસ્તાનનો કર્તા અર્દશીરનું નામ આપી તે ઇરાનીને કાં ખાસ અગત લાગુ પડે છે ? દબેસ્તાનનો કર્તા જરથોશ્તી આલેમ આઝર કેઇવાનનો શાગેર્દ હતો, અને આઝર કેઈવાન અકબરના વખતના બહુ મોટા આલેમ અથવા જુદા જુદા મઝહબોના ઉંડા અભ્યાસી તરીકે પ્રસીધ્ધ હતા. અકબરે ખુદ એમને પણ પોતાની દરબારમાં બોલાવ્યા હતા, પણ તેઓથી આવવાને બન્યું નહીં એમ દબેસ્તાનનો [illegible]વલ્લું જણાવે છે. વળી અકબરના મેહેરજીરાણાના[2] અબુલફઝલના આઝર ગુજરી ગયા બાદ મીત્ર હતા, એટલે દબેસ્તાનમાં અકબરના ધર્મ વીશે જે અહવાલ આપવામાં આવ્યો છે તે ઘણો સત્તાવારજ ગણાવો જોઇએ. તે ઉપરાંત સર વીલીઍમ જોન્સથી મૅકસ મુલર સુધીના સઘળા અરવાચીન યુરોપીઍન આલમો એ કેતાબને બહુ કીમતિ તથા સત્તાવાર ગણે છે અને ઘણી મહેનતે અને ખરચે એ ફારસી કેતાબનો તરજુમો અંગ્રેજી તેમજ ફ્રેંચ ભાષામાં બે વીદવાનો પાસે યુરોપની વીદવાન મંડલીઓએ કરાવી પ્રગટ કરેલો મોજુદ છે. તેમ છતાં એરવદ જીવનજીએ

દબેસ્તાન કેતાબને ઉતારી પાડવાની જે કોશેશ કીધી છે તે વીદ્વાનો વચ્ચે હસીનુંજ મુળ થઇ પડશે, એમ અમો માન્યે છીએ.

અત્રે અમો એરવદ જીવનજીની એક બીજી ઘણી ગંભીર તેમજ હસવા સરખી ભુલ સુધારીશું. તેઓ અબુલફજલનાં અકબરનામામાંથી એક ફકરો એવી મતલબનો ટાંકે છે કે, જરથોશ્તી ધર્મના વીદ્વાનો સાથે વાદવીવાદ કરવામાં તેનો કર્તા મજાહ મેળવતો હતો, અને પોતાની તરફથી એવી શરેહ તેઓ ઉમેરે છે કે તે ફકરામાં તે રીતે મરહુમ દસ્તુર મેહેરજીરાણા વીષેજ એશારો કરવામાં આવ્યો છે. એ ફકરો, એરવદ જીવનજી પોતેજ જણાવે છે કે, ૧૫૭૪માં લખવામાં આવ્યો હતો. પણ મેહેરજીરાણા તો તે સાલ પછી પાંચ વરસે દેહલી ગયા હતા એમ ખુદ એરવદ જીવનજી પોતે કહે છે ત્યારે દેખીતું છે કે અબુલફજલ તે ફકરામાં મરહુમ દસ્તુર વીષે કશો પણ એશારો કરી નહો શકે ખરી બીના તો એ છે કે, અબુલફઝલ દસ્તુર આઝર કેઇવાન વીષે પોતાના ફકરામાં એશારો કરે છે; કેમકે દબેસ્તાનમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે અબુલફઝલ દસ્તુર આઝર કેઇવાનને ઘણું માન આપતો હતો અને તેના ઉપર સંપુર્ણ વીશ્વાસ રાખતો હતો.

તવારીખને લગતી એરવદ જીવનજીની એક ત્રીજી ઘણી ગંભીર ભુલ ઉપર હવે વાંચનારનું અમો ધ્યાન ખેંચીશું. તેઓ જણાવે છે કે મરહુમ દસ્તુર મેહેરજીરાણા ૧૫૭૯ માં દેહલી છોડી ગયા પછી અકબરની દરબારમાં ધર્મના વાદવીવાદ માટેની મજલેસો બંધ થઇ હતી. એરવદ જીવનજીની એ ટીકાને તવારીખ સીધી રીતે ખોટી પાડી આપે છે. એબાદતખાના માહેલી ધમના વાદવીવાદ માટેની મજલેસો ૧૫૭૯ પછી બંધ તો નહીં થઇ હતી, પણ સામું ખરેખર તો તેઓ ૧૫૮૦થી શુરૂ થયલી ગણાવી જોઇએ, કેમકે ૧૫૮૦ના ફૅબરૂઍરી માસમાં ગોઆથી બોલાવેલા ખ્રીસ્તી પાદરીઓ પેહેલી વેળાજ અકબરની દરબારમાં જઇ પુગ્યા હતા. વળી બીજા ખ્રીસ્તી પાદરીઓ અકબરની દરબારમાં છેક ૧૫૯૫ માં પણ ગયા હતા; એટલે તે વરસ સુધી મ હબોને લગતા વાદવીવાદો અકબરની દરબારમાં અવારનવાર ચાલુજ રહ્યા હતા. દબેસ્તાનના અહવાલમાં ધર્મોને લગતા વાદવીવાદનો જે નમુનો આપ્યો છે, તેમાં જરથોશ્તી સાથ ખ્રીસ્તી પાદરીને તકરાર કરતો બતાવ્યો છે. હવે એ જરથોશ્તી મરહુમ દસ્તુર મેહેરજીરાણા હોઇ નહીં શકે એમ સેહેલથી બતાવી શકાશે. એરવદ જીવનજી પોતેજ કહે છે ક, મરહમ મેહેરજીરાણા ૧૫૭૯ માં દેહલી છોડી નવસારી આવ્યા હતા, અને ૧૫૮૦ માં નવસારીમાં તેઓને દસ્તુર બનાવવામાં આવ્યા હતા એવી નોંધ હસ્તી ધરાવે છે. પણ ખ્રીસ્તી પાદરીઓ ૧૫૮૦ની આગમજ અકબરની દરબારમાં ગયા હતા નહીં, એમ કાઉંટનર જેને એરવદ જીવનજી વારંવાર ટાંકે છ તે પોતે કહે છે. વળી તે જર્મન લખનાર અર્દશીર કેરમાનીનું નામ આપી જણાવે છે કે, જરથોશ્તી ધર્મ પોતાને સમજાવવા માટે તેમને અકબરે ખાસ બોલાવ્યા હતા, અને મરહુમ દસ્તુર મેહેરજીરાણા વીશે તે એક હરફ પણ લખતો નથી!

એરવદ જીવનજી પોતાનાં ભાષણુ મારફતે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથા ઉપર કાંઇ પણ નવું

## ના૦ ૧૪૦.

## મુંબઇ સમાચાર.

(તા૦ ૮ મી જાન્યુવારી સને ૧૯૦૨)

**દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાના આડકતરા ટેકામાં ફરહંગે જેહાનગીરી માંહેલા અમુક વાકયના એક ભાગ ઉપરથી એરવદ જીવનજી જમશેદજી મોદીએ કહાડેલાં અનુમાનનું પોકળએ દંતકથા વીષેના શકને શેહેનશાહ અકબરના જમાનાના નવસારી ખાતેના પારસી દસ્તુરો તથા મોબેદોની જરથોશતી ધર્મને લગતાં જ્ઞાન સંબંધી બહુજ ઉતરતા પ્રકારની સ્થીતી મારફતે મળતો મજબુત ટેકો.**

---

મરહુમ દસ્તુર મેહેરજીરાણા દેહલી ગયા હતા અને શેહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવી તે નામદારને એ મઝહબમાં વટલાવ્યો હતો, એવી જે દંતકથા અકસર કરીને નવસારીના પાર્સીઓ વચ્ચે ચાલે છે, તેના ટેકામાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ જે ભાષણ ગઇ ૧૯ મી તારીખે રૅયલ એશીઍટીક સોસાઇએટીની મુંબઇ ખાતેની શાખા સનમુખ આપ્યું હતું, તેના મુખ્ય મુદ્દાઓની ટુંક તપાસ ગઈ ૨૮ મી તારીખે અમો લઇ ગયા છીયે. તે તપાસ મારફતે અમો દેખાડી ગયા છીયે કે, તે દંતકથાની સચ્ચાઇના સંબંધમાં જે શક આસરે પાંચ વરસ ઉપર ઇતીહાસના જાણીતા વીદ્વાન અભ્યાસી મી૦ ૩૦ પે૦ કરકરયાએ ઉભો કર્યો હતો તે હજુ સુધી દુર થઇ શકયો નથી, એટલુંજ નહી પણ કેટલીક સંગીન દલીલો તથા મુસ્તકીમ બીનાઓ તે દંતકથાની બીલકુલ વીરૂદ્ધમાંજ જાય છે. તે તપાસ મારફતે વળી એરવદ જીવનજીની તવારીખ સંબંધી ગંભીર અને અજવાળું નાખવાને તેમજ કોઇ પણ મજબુત દલીલો કે મુસ્તકીમ શહાદતો તે દંતકથાના ટેકામાં રજુ કરવાને શકતીવાન નથી થયા, એમ અમોએ ઉપર કરેલાં વીવેચન ઉપરથી વાંચનારે સારી રવેશે જોઇ લીધું હશે. જુના અસલી દસ્તાવેજો અને નહીં જણાયલી કેતાબો પોતાનાં ભાષણ દરમીઆન રજુ કરવાની તેઓએ કબુલાત આપી હતી. પણ તે દસ્તાવેજો અને કેતાબો કયાં છે અને તેમની મારફતે શું સાબેત થાય છે, તે ખુદ તેમનાં ભાષણ વેળાએ તેઓ બતાવી શકયા નહી હતા. તે કહેવાતા દસ્તાવેજો અને કેતાબો ભાષણને ટાંકણે જેમ લાવવામાં આવ્યાં હતાં તેમજ ઉતાવળે થોડાંક દેખાડીને પાછાં લઇ જવામાં આવ્યાં છે. તે રીતે હમણાં સુધીમાં તો તે કહેવાતા દસ્તાવેજો તથા કેતાબો મારફતે કાંઇ પણ મુસ્તકીમ શાહાદતો મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાના ટેકામાં જાહેરમાં મેળવાને એરવદ જીવનજી નીષ્ફળજ નીવડયા છે. તે કારણે અમો એકવાર ફરીથી જણાવીશું કે તે દંતકથાની સચાઇ વીષેનો શક હજુ સુધી દુર કરી નથી શકાયો, અને તેને ઇતીહાસીક અથવા બીજી કોઇ પણ પ્રકારની મુસ્તકીમ શહાદતનો ટેકો નથી એટલુંજ નહી, પણ સામું ઘણીક મજબુત દલીલો તથા બીનાઓ તે દંતકથાની બહુ વીરૂદ્ધમાંજ જાય છે.

**દેલસુઝ**



કેટલાક દાખલાઓમાં તો હસી કાહાડવા સરખી ભુલો ઉપર પણ અમો ધ્યાન ખેંચી ગયા છીયે. તે ભુલોનું ગંભીરપણું દેખાડી આપી સાથે સાથે અમોએ પુરવાર કરી આપ્યું હતું કે, ઇતીહાસમાં નોંધાયલી બીનાઓને આધારે પોતાની તરફથી અનુમાન કાહાડવાની એરવદ જીવનજીની શકતી બહુ કાચી અને ઉતરતા પ્રકારની છે. એઓનાં ભાષણની તપાસ આજે આગળ ચલાવતાં એમની તેવી કાચી અને ઉતરતા પ્રકારનો શકતી દેખાડનારા કેટલાક વધુ દાખલાઓની નોંધ લઈ, એમનાં ભાષણનું વધુ પોકળ અમો દેખાડી આપીશું. બદ-એનીની નામીચી મોન્તખબોત તવારીખ માહેલા નવસારીના પાર્સીઓને લગતા ફકરા મધે મરહુમ દસ્તુર મેહેરજી રાણાને વીષેજ એશારો કરવામાં આવ્યો છે એવું પોતાની તરફનું નાપાયદાર અનુમાન કાહાડતાં, મોહસેન ફાનીની જુદા જુદા ધર્મો સંબંધી દબેસ્તાન નામની જે જાણીતી કેતાબમાં અર્દશીર કેરમાનીનાં નામની ખોલ્લી અને ખાસ નોંધ લેવામાં આવી છે તેને તોડી પાડવાનો તેઓએ કરેલી મીથ્યા અને હસવા સરખી તજવીઝ વીષે અમો ગયે અઠવાડયે બોલી ગયા છીયે. દસ્તુર અર્દશીર કેરમાનો માટે તેઓ એમ કહે છે કે, તેઓને તો માત્ર ફારસી શબ્દોના અર્થો નકી કરવા માટે શેહેનશાહ અકબરે બોલાવ્યા હતા. પોતે જણાવેલી એ બીનાના ટેકામાં "ફરહંગે જેહાનગીરી" ના બનાવનાર મીર જમાલોદદ્દીન અન્જુના શબ્દ કોષમાંથી તેઓ એક વાક્ય ટાંકે છે. "બરસમ" શબ્દનો અર્થ આપ્યા પછી મીર જમાલોદદ્દીન અર્દશીર કેરમાનીના સંબંધમાં એવી ટીકા કરે છે કે શેહેનશાહ અકબરે નાણાંની મદદ તેમની ઉપર મોકલી આપીને ફારસી શબ્દોના અર્થો નક્કી કરવા માટે તેમને કેરમાનથી બોલાવી મંગાવ્યા હતા. પણ અર્દશીર કેરમાનીના સંબંધમાં માત્ર તેટલોજ વાકય હસ્તી ધરાવતો હોત તોપણ, તે ઉપરથી એવો સાર ખેંચી નહી શકાય કે તેમને જરથોશ્તી ધર્મની સમજણ મેળવવા માટે શેહેનશાહ અકબરે બોલાવ્યા નહીં હતા, કેમકે માત્ર શબ્દોના અર્થો નક્કી કરવા માટેજ તેમને ખાસ બોલાવવામાં આવ્યા હતા એમ તે વાકયમાં નથી આવ્યું. ફકત તેટલીજ બીના ધ્યાનમાં નથી લેવાની એરવદ જીવનજીએ ટાંકેલા તે વાકયના ઉપલા ભાગમાં મીર જમાલોદદ્દીન ખોલ્લુ જણાવે છે કે, અર્દશીર કેરમાની જરથોશ્તી મઝહબનું બહુજ ઉત્તમ પ્રકારનું જ્ઞાન ધરાવતા હતા અને જરથોસ્તીઓ તેમને મોબેદ ગણતા હતા. અલબતે મીર જમાલોદદ્દીને મોબેદ શબ્દનો માત્ર જરથોશ્તી ભણતરો સમજ્યા વીના મોહોડેથી ભણી જનારનો જે અર્થ હાલમાં કરવામાં આવે છે તેવો નથી કીધો, તે સેહેલથી દેખાડી શકાશે. ઇરાનના મરહુમ શાહ નાસેરોદદ્દીનના વખતમાં બનાવવામાં આવેલી ફરહંગે અન્જોમન આરાયે નાસેરીમાં મોબેદ શબ્દનો ખરો ઉચ્ચાર મોબઝદ છે એમ જણાવી, હેદાયતનો તખલ્લોસ ધરાવનારો તેનો રચનાર રઝા કોલીખાન એ શબ્દનો અર્થ "હકીમ" એટલે ફીલસુફ અને "દાના" એટલે જ્ઞાની કરે છે. આગળ ચાલતાં તે જણાવે છે કે, મધોબેદ જેનો અપભ્રંશ મોબદ છે, તેનો અર્થ મોધાન એટલે જ્ઞાની લોકોનો સરદાર થાય છે. સેવટે એ શબ્દનો અર્થ યઝદાનપરસ્તોનો રાહબર થાય છે, એમ ફરહંગે નાસેરીનો રચનાર ખોલ્લું જણાવે છે. ફરહંગે જેહાનગીરી ઉપર આપણે પાછી નજર દોડાવીશું. "આઝર" શબ્દનો અર્થ આપી મીર જમાલોદદ્દીન સ્પષ્ટ જણાવે છે કે જરથોશ્તી અર્દશીર ફારસી

ભાષાનો ઊસ્તાદ હતો અને ઝન્દ, પાઝન્દ, અને અવસ્તા કેતાબોનું સારૂં જ્ઞાન ધરાવતો હતો એ કોષના બનાવનારના પોતાનાજ શબ્દો બ્લૉકમૅન આ પ્રમાણે આપે છેઃ "આ ચોપડીના અદના લખનારને જરથોશ્તી ધર્મ પાળનારા એ દીનના એક રાહબર સાથે ઓળખ પડી હતી; તે પારસી ઝન્દ અવસ્તા કેતાબના કેટલાક ભાગો ધરાવતો હતો. ફારસી ભાષાના શબ્દો ભેગા કરવાનો મને બહુ શોક અને ઇચ્છા હોયાથી તેમજ ફારસી ભાષામાં ઝન્દ અવસ્તા કરતાં કોઇ વધારે ઉત્તમ કેતાબ નહી હોવાને લીધે, શબ્દોના અર્થો નક્કી કરવા માટે હું તેની સાથે ચાલુ સમાગમમાં આવતો હતો. આ કેતાબ (એટલે ફરહંગે જેહાનગીરી) ને છેડેના વધારાના કોષમાં જે ઝન્દ અને પાઝન્દ શબ્દોનું બયાન આપવામાં આવ્યું છે, તેમના મોટા ભાગનું વર્ણન એ જરથોસ્તીએજ મને પુરૂં પાડયું હતું. ઝન્દ વાંચતાં જયારે, પણ આ શબ્દ (એટલે 'આઝર' શબ્દ) આવતો ત્યારે એનો ઉચ્ચાર તે 'આદોર' કરતો," તે રીતે જોતાં ખુદ ફરહંગે જેહાનગીરીનો કર્તા, જેને એરવદ જીવનજી બહુ ઉકમાઇથી ટાંકે છે, તેણે અર્દશીર કેરમાની વીષે કરેલી ટીકાઓ સામું એરવદ જીવનજીનાં જે નાપાયદાર અનુમાન વીષે અમોએ ઉપર એશારો કર્યો છે તેની વીરૂદ્ધજ જાય છે. વળી મીર જમાલોદ્દીનને અર્દશીર કેરમાનીએ સાધારણ ફારસી બોલો નહી, પણ "બરસમ" અને "આઝર" અથવા "આદોર" જેવા જરથોસ્તી ધર્મ સાથે નીકટનો સંબંધ ધરાવતા શબ્દોના વીગતવાર અર્થ પુરા પાડયા હતા, અને તે અર્થો મારફતે દસ્તુર અર્દશીરનું જરથોસ્તી ધર્મ સંબંધી ઉડું જ્ઞાન પ્રગટી નીકળે છે એમ કહેવાની જરૂર નથી. તે બંને બીનાઓ પણ એરવદ જીવનજીનાં અનુમાનની વીરૂધ્ધજ જાય છે. ખુદ ફરહંગે જેહાનગીરી માહેલીજ જે આડકતરી શહાદતો એરવદ જીવનજીનાં અનુમાનની વીરૂદ્ધ જાય છે તેમને ગણતરીમાં લીધા પછી, વીરૂદ્ધ જતી દબેસ્તાનની તથા કાઉંટ ડનરની તેમજ બીજી સીધ્ધી શાહ્દતો ઉપર આપણે ધ્યાન પોહોંચાડીશું. દબેસ્તાનમાં તેનો કર્તા સ્પષ્ટ ભાષામાં કહે છે કે, "અને વળી અર્દશીર નામના જરથોશ્તી વીદ્વાન (દાના) ને નાણાંની મદદ મોકલી ઈરાનથી બોલાવી મગાવ્યા." વળી આગળ ચાલતાં જુદા જુદા ધર્મોને લગતી એ નામીચી અને સત્તાવાર કેતાબનો કર્તા જણાવે છે કે, "તેજ પ્રમાણે કેરમાનથી આતશપરસ્તો (એટલે જરથોસ્તીઓ)ને બોલાવી મંગાવ્યા, અને જરથોશ્તની દીનને લગતા ભેદભરમો વીષે તેમને સવાલો કર્યા." એ વાકય ઉપરથી પણ ખોલ્લું દેખાય છે કે કેરમાનથી બીજા જરથોસ્તીઓ પણ આવેલા હોયા છતાં, અર્દશીરેજ તેઓ મધે આગેવાન ભાગ લીધાથી, તે વીદ્વાનનુંજ નામ નોંધી રાખ્યાની મોહસેન ફાનીએ જરૂર વીચારી છે. ત્યારે જો મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ મોઅજેઝા કરી બતાવી અને ધર્મ વીષેની પોતાની કાબેલયત બાબે ઉંચો વીચાર ઉત્પન્ન કરી શહેનશાહ અકબરને પાર્સી ધર્મમાં વટલાવ્યો હોત, તો મોહસેન ફાની તે મરહુમ દસ્તુરનું નામ ખચીતજ જાળવી રાખવાની જરૂર વીચારત, અને "ગુજરાતના મુલક માહેલા નવસારી કસ્બામાંથી આતશપરસ્તો (એટલે પાર્સીઓ) આવ્યા હતા" એટલુંજ માત્ર નહી લખત, એવી મુસ્તકીમ દલીલ સઉ કોઇનાં ધ્યાનમાં ઉતરશે. વળી જર્મન તવારીખનવીસ કાઉંટ ડનર જેને એરવદ જીવનજીએ પોતાની તરફેણમાં ટાંકયો છે, તે ખોલ્લું લખે છે કે, "અર્દશીર નામના પાર્સી દસ્તુરને પોતાના ધર્મની

ફીયા અને ફરમાનો શેહેનશાહ ( અકબર ) ને સમજાવવા માટે મોટે ખરચે ઇરાનથી બોલાવવામાં આવ્યા હતા. ” એ તવારીખનવીસ એ બનાવ માટે હીજરી ૯૮૮ એટલે ઇસવી ૧૫૮૦-૮૧ ની તારીખ આપે છે. વળી ફારસી રેવાયતમાંથી પણ દસ્તુર અર્દશીર વીષે એવોજ એશારો મળે છે, અને “ પારસી પ્રકાશ ” ના બનાવનાર પણ બોલ્લું એ રેવાયત ઉપરથી લખે છે કે, દસ્તુર અર્દશીર “ જરથોશ્તી ધર્મને લગતી સમજણો આપવાને ઇરાનથી દીલ્લી ખાતે આવ્યો હતો. ” મરહુમ શેઠ સોરાબજી બંગાલી પણ પોતાના ૧૮૫૮ માં પ્રગટ કીધેલા “ જરથોશ્તી લોકોનાં ધર્મ પુસ્તકો બાબેના નીબંધ ” માં દસ્તુર અર્દશીર વીશે એજ પ્રમાણે લખે છે. વળી ઉપલી શહાદતો ઉપરાંત બે દલીલોને પણ ગણતરીમાં લેવી જોઇશે. નવસારીના પારસીઓએ અકબરની દરબારમાં જઇ ત્યાં પોતાનાં ધર્મ સંબંધી જ્ઞાનને લગતી પોતાની બાહોશી વીષે દંતકથા પ્રમાણે બહુ ઉંચો છાપ બેસાડયો હોત તો, અર્દશીર કેરમાનીની નહી પણ નવસારીના પાર્સીઓનીજ મદદ મીર જમાલોદદીનને જરથોશ્તી ધર્મને લગતા ફારસી બોલોના ખોલાસા માટે શેહેનશાહ અકબર અપાવત. શેહેનશાહના પોતાના મુલકમાં નવસારીનો કબ્જો આવેલો હતો, અને તે કારણે ઇરાન જેવા પારકા દેશમાંથી જરથોશ્તી ધર્મને લગતો વીદ્વાન બોલાવવાને બદલે પોતાનાજ મુલકમાં જો એવો વીદ્વાન હસ્તી ધરાવતો હોત તો તેનેજ તેડી મંગાવવાનું શેહેનશાહ અકબર વધારે પસંદ કરત. ઉપલી સઘળી સીદ્ધી તેમજ આડકતરી શહાદતો તથા દલીલો ઉપરથી વાંચનાર જોઇ શકશે કે, અર્દશીર કેરમાનીને પાર્સી ધર્મની સમજણ મેળવવા માટે નહી પણ માત્ર ફારસી શબ્દોના અર્થો નકકી કરવા માટેજ બોલાવવામાં આવ્યા હતા, અને શેહેનશાહ અકબરે તેમની પાસે પાર્સી ધર્મને લગતી સમજણ મેળવી નહી હતી એવું જે અનુમાન ફરહંગે જેહાનગીરી માંહેલા અમુક વાક્યના એક ભાગને આધારે એરવદ જીવનજીએ કાહાડયું છે, તે બીલકુલ નાપાયદાર છે, અને ખરી બીના તો તે અનુમાનથી તદન ઉલટા પ્રકારની છે.

દસ્તુર અર્દશીર કેરમાનીએ અકબરને પારસી ધર્મ સમજાવ્યો હતો અને ફરહંગે જેહાનગીરી માંહેલા પારસી ધર્મ સંબંધીં ઝન્દ તથા પહલવી શબ્દોના અર્થો મીર જમાલોદ્દીનને તેઓએ પુરા પાડયા હતા તે બીનાને ઇતીહાસ મારફતે સાધો ટેકો મળે છે એમ અમોએ ઉપર દેખાડયું છે. વળી શેહેનશાહ અકબરના વખતના હીંદી પારસીઓ સંબંધી આજુબાજુના સંજોગો તપાસીશું તો તે બીનાને વધારે ટેકો મળતો જણાશે. શેહેનશાહ અકબરે અર્દશીર કેરમાનીને બોલાવી મંગાવી તેમની મારફતે જરથોસ્તી ધર્મની સમજણ મેળવી હતી, અને આઝર કેઇવાનને તેજ કામ માટે તેડાવ્યા છતાં તેઓ આવ્યા નહી હતા, પણ પારસી મઝહબને લગતી સઘળી સમજણ આપનારો એક રેસાલો તેઓએ શેહેનશાહ ઉપર લખી મોકલ્યો હતો. બીજા શબ્દોમાં બોલ્યે, તો, પારસી ધર્મને લગતી બાબતોની સમજણ મેળવવા માટે શેહેનશાહ અકબરને હીંદુસ્તાન નહી પણ ઇરાન તરફજ નજર ફેરવવાની ફરજ પડી હતી. તેજ પ્રમાણે નવસારી તથા ગુજરાતના પારસીઓ પણ જરથોશ્તી ધર્મને લગતી સાધારણ બાબતોની સમજણ ઇરાનનાં દસ્તુરો સાથેજ ખેપ્યાઓ મારફતે પત્ર વેહેવાર ચલાવીને મેળવતા હતા. તેવા પત્ર વેહેવારનાં પરીણામમાં ઇરાન ખાતેના દસ્તુરો

મારફતે જરથોસ્તી ધર્મને લગતી બાબતોની જે સમજણુ હીંદી પારસીઓએ મેળવી હતી તે રેવાયતને નામે ઓળખાતાં લખાણોમાં આજે પણુ મોજુદ છે. વળી ભરૂચ ખાતેના દસ્તુરે દેહલી કાગજ લખી આતશ બેહેરામને લગતી ક્રીયા સાથે સંબંધ ધરાવતા સવાલો દસ્તુર અર્દશીર કેરમાનીને પુછાવ્યા હતા તે જાણીતી બીના છે. નવસારીના દસ્તુરો તથા મોબેદોની શેહેનશાહ અકબરના જમાનામાં ધર્મને લગતાં જ્ઞાન સંબંધી જે સ્થીતી હતી તે પણુ આપણુને એવુંજ અનુમાન કરવાનું કારણુ આપે છે કે, શેહેનશાહ અકબરની દરબારમાં પોતાનો ધર્મ શ્રેષ્ટ છે તે બીના ખાત્રીપુર્વક રીતે બીજા ધર્મ પાલનારાઓ સાથે તકરાર કરી બતાવી આપવાની શકતી તેઓ ધરાવતા હોવા નહી જોઇયે. સઘળે ઠેકાણેથી કબુલ રાખવામાં આવ્યું છે કે, તે વખતે નવસારીના દસ્તુરો તથા મોબેદો જરથોસ્તી ધર્મને લગતું લગભગ નહી જેવું જ્ઞાન ધરાવતા હતા, અને વંશપરંપરા ઉતરી આવેલાં ભણુતરો સેવાય ખુદ દસ્તુરો પણુ બીજું કશું જાણુતા ન હતા. વળી અવસ્તાની સઘળી કેતાબો પણુ તેઓ પાસે હતી નહીં. ખુદ વંદીદાદ ચૌદમી સદીમાં અર્દશીર નામનો ઇરાની સીસ્તાનથી ગુજરાતના પારસીઓ માટે લાવ્યો હતો. ફરવરદીન યશ્ત છેક અઢારમી સદીમાં જામાસ્પ વેલાયતી નામના કાબેલ ઇરાની દસ્તુરે ગુજરાતના પારસીઓને આપી હતી જામાસ્પ વેલાયતીના જમાના પછીજ ગુજરાતના દસ્તુરો જરથોસ્તી ધર્મને લગતું જ્ઞાન સંપાદન કરવા લાગ્યા તે બીના સર્વ તરફથી કબુલ રાખવામાં આવી છે. જામાસ્પે નવસારીના દસ્તુર જામાસ્પઆસાને અને સુરતના દસ્તુર દારાબને જરથોસ્તી ધર્મની અને ઝન્દ તથા પહલવી ભાષાના પેહેલો વેળાએજ તઅલીમ આપી હતી. પુર્વ તરફની ભાષાઓના નામીચા ફ્રેંચ વીદ્વાન આંક્વેટીલ-ડુપરોં, જેને દસ્તુર દારાબે જરથોસ્તી ધર્મ અને ઝન્દ તથા પહલવી ભાષાઓનું શીક્ષણુ આપ્યું હતું, તે ઝન્દ અવસ્તાના પોતાના તરજુમાનાં પેહેલાં દફતરમાં ગુજરાતનાં પારસીઓમાં આગળ જરથોસ્તી ધર્મને લગતું જ્ઞાન કેટલું ઓછું બલકે નહીં સરખું હતું તે બરાબર વીગતવાર દરશાવે છે. જરથોસ્તી ધર્મ સંબંધી જ્ઞાનની તેવી ગેરહાજરીની બીજી શહાદતો નામીચો વીદ્વાન વૅસ્ટરગાર્ડ પોતે પ્રગટ કરેલી અવસ્તાના દીબાચામાં અને બીજા રેસાલાઓમાં પુરી પાડે છે. ડૉકતર વીલસન નવસારી વગેરે શેહેરોમાં જઇ પોતે જાતે દસ્તુરોનું કેટલું જ્ઞાન હતું તેનો અનુભવ મેળવી આવ્યો હતો, અને તે પણુ ખોલ્લું જણુાવે છે કે અરધી સદી ઉપર પણુ તે જાણુવાજોગ હતું નહીં. પોતાની બીલકુલ વીરૂદ્ધ જતી અને ખોટી ઠરાવી નહી શકાય એવી ઉપલી શહાદતોનું ખંડન કરવાની મીથ્યા તજવીઝ એરવદ જીવનજીએ સ્વભાવીક રીતે પોતાનાં ભાષણુ મધે નથી કીધી. તેવી તજવીઝ નહીં કરવા માટે અલબતે તેમને ઠપકો આપી નહી શકાશે, કેમકે તેવી તજવીઝ તેઓએ કરી હોત તો વીદ્વાનો વચ્ચે તેઓ માત્ર પોતાની હસીજ કરાવત. સચ્ચાઇ શોધી કહાડવાની વળણુની જે સમુળી ગેરહાજરી તેમનાં ભાષણુ મધે જણુાય છે અને પોતાનાં નાપાયદાર અનુમાનોનેજ માત્ર ટેકો આપવાની જે મકસદ તેમનાં ભાષણુ મધે વ્યાપી રહેલી નજરે પડે છે, તેને અનુસરીને તેઓ તેમની બીલકુલ વીરૂદ્ધ જતી તે મુસ્તકીમ શહાદતોની માત્ર નોંધ પણુ નથી લેતા, તે બીના ખેદ કરવા જેવી છે. પણુ વધારે ખેદ કરવા જેવું તો એ છે કે સામું તેઓ એમ જણુાવે છે કે, ડૉકટર વૅસ્તનાં એક લખાણુ પ્રમાણે શેહેનશાહ અકબરના

જમાનામાં નવસારીના મોબેદો જેટલા ધારવામાં આવે છે એટલા અજ્ઞાન નહીં હતા. ડૉકતર વૅસ્ત પોતાનાં કયાં લખાણમાં એ બીના પુરવાર કરે છે તે એરવદ જીવનજીએ નથી જણાવ્યું. ડૉકતર વૅસ્તના એ કહેવાતાં લખાણનું નામ અને તેની દલીલો જાહેરમાં મેલવાની મેહેરબાની એરવદ જીવનજી કરશે તો તેમની તપાસ અમો ખુશીથી લઈશું. ડૉકટર ગૅલ્ડનરે પ્રગટ કરેલી અવસ્તાના દીબાચાનો અભ્યાસ કરતાં પણ આ બીનાઓ પ્રગટી નીકળે છે કે, મરહુમ દસ્તુર મેહેરજીરાણાના જમાનામાં નવસારી ખાતેના દસ્તુરો તથા મોબેદો જરથોશ્તી ધર્મ વીષે નજીવું અથવા લગભગ નહી જેવું જ્ઞાન ધરાવતા હતા, અને એ મઝહબના સંબંધમાં તેઓએ કાંઇ પણ લખાણો કર્યાં ન હતાં. મરહુમ દસ્તુર મેહેરજીરાણા, એરવદ જીવનજી પુરવાર કરવાની મીથ્યા અને નાપાયદાર તજવીઝ કરે છે તેમ, જરથોશ્તી ધર્મનું સારૂં જ્ઞાન ધરાવતા હોત તો તેમના હાથથી લખાયલી કોઇ શરેહ અથવા તરજુમો યા કાંઇ નહીં તો જરથોશ્તી ધર્મને લગતી કોઈ કેતાબની અમસ્થી નકલો પણ મોજુદ હોત. પણ મરહુમ દસ્તુરનાજ નહી પણ તેમના વખતના નવસારી ખાતેના બીજા કોઇ પણ મોબેદની કલમથી જરથોશ્તી ધર્મ સંબંધી કાંઈપણ લખાણ થયલું જણાયું નથી. મરહુમ દસ્તુરની આગમજ તેમજ પાછળના જમાનાઓમાં ઘણી પેઢી સુધી જરથોશ્તી ધર્મ સંબંધી જ્ઞાનમાં ઉંચા પ્રકારની તો નહી પણ માત્ર સાધારણ કાબેલ્યત પણ પોતે ધરાવતા હતા, એમ નવસારી ખાતેના કોઈ પણ પારસીએ કોઇ પણ રીતે બતાવ્યું નથી. અવસ્તાના ભાગોની જે નકલ આગળ ગુજરાતમાં કરવામાં આવી હતી તે પણ મોટે ભાગે ઈરાનીઓને હાથની છે, જેમાં યસ્નેની નામીચી કેતાબ જે હાલ ઑકસફર્ડની પાઠશાળાને ભેટ આપવામાં આવી છે તે મુખ્ય છે. પણ નવસારી ખાતેના મોબેદો અવસ્તાની પોથીની નકલો કરવાની શકતી ધરાવતા હતા એવું પુરવાર કરનારી શહાદતની ગેરહાજરી છતાં, માત્ર તકરારને ખાતેર આપણે એકબારગી માની લઈયે કે તે પોથીની નકલો તેઓએ કરી હતી, તો તે ઉપરથી એમ સાબેત થતું ગણી નહીં શકાય કે તેઓ ઝન્દ ભાષા જાણતા અથવા સમજતા હતા. આ બહુ અગત્યની બીના છે કે મરહુમ દસ્તુર નેરયોસંગ ધવલે ઘણા આગળા જમાનામાં ગુજરાતમાં વસી અવસ્તાનો સંસ્કૃત તરજુમો કીધા પછી, અઢારમી સદી સુધી કોઇ પણ નવસારીના બીજા દસ્તુર યા મોબેદે અવસ્તાનો બીજી ભાષામાં તરજુમો કીધો નથી. માત્ર ક્રીયા કામ કેમ કરવું અને અવસ્તા મોઢે કેમ ભણી જવી, તેજ એ દસ્તુરો તથા મોબેદો જાણતા હતા. એ બીના કોઇ પણ રીત અજાયબી ઉત્પન્ન કરનારી નહીંજ જણાશે, કારણકે આજે પણ સેંકડે નેવું ટકાથી પણ વધુ મોબેદો માત્ર એટલુંજ જ્ઞાન ધરાવે છે. હાલના મોબેદોનો બહુજ નાનો ભાગ સઉથી પવીત્ર તથા પુરાતન જરથોસ્તી ધર્મનાં મહત્વ તથા તેની ખરી ખુબીઓને લગતું થોડું ઘણું પણ જે જ્ઞાન સંપાદન કરવાને શકતીવાન થાયછે, તે માટે પારસી કોમને નહી પણ પશ્ચીમ તરફના જ્ઞાન અને ઉત્તેજનનેજ તે આભારી છે. પણ હાલના મોબેદોના બહુ મોટા ભાગની જરથોસ્તી ધરમને લગતા જ્ઞાન સંબંધી તેવી ઉતરતા પ્રકારની સ્થીતી માટે તેમને નહીં પણ પાર્સી કોમને ઠપકો ઘટે છે. એ કોમ જ્યાં સુધી પોતાના ધરમ તરફની સામાન્ય બેદરકારીને બાજુએ મેલી પોતાની અને અકસર કરીને

પોતાના ધરમગુરૂઓના વર્ગ વચ્ચે જરથોસ્તી મજહબની સંગીન કેલવણી કેળવવાના ઉપાય નહી લેશે, ત્યાં સુધી પોતાના ધરમના સંબંધમાં તેની તેમજ તેનાં ધરમ ગુરૂઓના વર્ગની બહુજ ખેદ તથા અફસોસ ઉત્પન્ન કરવા જેવી જે હાલત થઇ પડીછે. તેનો છેડો આવેલો જોવાને ભાગ્યશાળી નહીંજ થશે.

આજના અમારા વીષય ઉપરથી વાંચનાર જોઇ શકશે કે, મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાના આડકતરા ટેકામાં અર્દશીર કેરમાનીએ શેહેનશાહ અકબરને પાર્સી ધર્મ સમજાવ્યો નહી હતો અને તેમને તો માત્ર ફરહંગે જેહાનગીરીને લગતા ફારસી શબ્દોના અર્થો નકી કરવા માટેજ કેરમાનથી બોલાવી મંગાવવામાં આવ્યા હતા, એવું જે અનુમાન તે ફારસી શબ્દકોષ માંહેલા અમુક વાકયના એક ભાગ ઉપરથી એરવદ જીવનજીએ કાહાડયું હતું, તે ઇતીહાસીક મોસ્તકીમ શહાદતો મારફતે બીલકુલ નાપાયદાર ઠરે છે, એટલુંજ નહી પણ કેટલીક સંગીન દલીલો તેની તદન વીરૂદ્ધમાંજ જાય છે. વળી વાંચનાર વધુ એ જોઇ શકશે કે, મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાની સચાઇ સંબંધી શકને, શેહેનશાહ અકબરના જમાનાના નવસારી ખાતેના પાર્સી દસ્તુરો તથા મોબેદોની જરથોસ્તી ધર્મને લગતાં જ્ઞાન સંબંધી બહુજ ઉતરતા પ્રકારની સ્થીતી મારફતે બહુજ મજબુત ટેકો મળે છે.

દેલસુઝ.



## નાo ૧૪૧

## મુંબઇ સમાચાર.

(તા. ૧૫ મી જાનેવારી ૧૯૦૨)

**મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાને ટેકો આપનારી નવસારી સાથે સંબંધ ધરાવનારી ભરૂસો મેલવા લાયકની કોઇ શહાદતો કે નોંધોની સઘળી ગેરહાજરી મારફતે તેની સચ્ચાઇ વીષેના શકને મળતી મજબુતી.**

---

ગયા બુધવારના અંકમાં અમો સ્પષ્ટ રીતે દેખાડી ગયા છીયે કે, દસ્તુર અર્દશીર કેરમાનીને તો માત્ર ફાર્સી શબ્દોના અર્થો ફરહંગે જેહાનગીરીના રચનાર મીર જમાલોદ્દીન અન્જુને પુરા પાડવા માટેજ ઇરાનથી ખાસ બોલાવવામાં આવ્યા હતા અને તેઓએ શેહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવ્યો નહી હતો, એવું જે વજુદ વગરનું અને કાચું અનુમાન મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી અકસર કરીને નવસારીના પાર્સીઓ વચ્ચે ચાલતી આવેલી દંતકથાના આડકતરા ટેકામાં એ ફાર્સી શબ્દકોષ માહેલા અમુક વાકયના એક ભાગ ઉપરથી એરવદ જીવનજીએ કાહાડયું હતું, તે એજ શબ્દકોષ માહેલી અર્દશીર કેરમાનીને લગતી આડકતરી શહાદતો મારફતે નાપાયદાર ઠરે છે એટલુંજ નહી, પણ બીજી ઇતીહાસીક સીદ્ધી શહાદતો અને મોસ્તકીમ દલીલો ખરી હકીકતને તે નાપાયદાર અનુમાનથી તદન ઉલટા પ્રકારનીજ પુરવાર કરે છે. જણાવવાની જરૂર નથી કે એકબારગી એરવદ જીવનજીએ ખાતરીપુર્વક રીતે એમ સાબેત કરી આપ્યું હોત કે દસ્તુર અર્દશીર કેરમાનીને ફરહંગે જેહાનગીરીના રચનારને માત્ર ફાર્સી શબ્દોના અર્થો પુરા પાડવાને માટેજ શહેનશાહ અકબરે નાણાંની

મદદ મોકલી ખાસ ઇરાનથી બોલાવી મંગાવ્યા હતા, અને તેઓએ તે મહાન સજકર્તાને જરથોશ્તી દીનની સમજણ આપી નહી હતી, તોપણ તેની મારફતે એમ પુરવાર થયલું ગણી નહીજ શકાત કે મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ તે નામદારને પાર્સી મઝહબ સમજાવ્યો હતો. તર્કશાસ્ત્રનો આ એક ઘણો જાણીતો નીયમ છે કે એક નકાર સુચક બીના મારફતે હાકાર સુચક બીના કદી પણ સાબેત કરી નહી શકાય. બીજા શબ્દોમાં બોલ્યે તો દસ્તુર અર્દશીર કેરમાનીએ જરથોશ્તી દીન શેહેનશાહ અકબરને સમજાવી નહી હતી એમ સાબેત કર્યાથી એવું પુરવાર થયલું કદી પણ ગણી નહી શકાય કે મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ પાર્સી મઝહબની સમજણ તે નામદારને આપી હતી. મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ શેહેનશાહ અકબરને પાર્સી ધર્મ સમજાવી તેમાં તેને વટલાવ્યો હતો તે બીના પુરવાર કરવા માટે સીદ્ધી શહાદતો તથા હાકાર સુચક દલીલોજ રજુ કરવી જોઇયે. તર્કશાસ્ત્રના તેવા એક બહુ સાદા નીયમને અનુસરીને તકરાર કરવાની સંભાળ એરવદ જીવનજી જેવા ઉંચી કેળવણી ધરાવનાર ગ્રહસ્થે નથી લીધી તે બીના વીદ્વાનો વચ્ચે અજાયબીજ ઉત્પંન કરશે. ગયા બુધવારના અંકમાં વધુ અમો એવું દેખાડી ગયા છીયે કે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાની સચ્ચાઇ વીષે જે શક આસરે પાંચ વરસ ઉપર ઇતીહાસના જાણીતા વીદ્વાન અભ્યાસી મી૦ રૂ૦ પે૦ કરકરયાએ ઉભો કર્યો હતો તેને, શેહેનશાહ અકબરના જમાનાના સામાન્ય રીતે સઘળા હીંદી પાર્સીઓની, અને ખાસકરીને નવસારીના જરથોશ્તીઓની, મઝદયસ્ન મઝહબને લગતાં જ્ઞાનના સંબંધમાં ઇતીહાસીક શહાદતો મારફતે સાબેત થતી બહુજ ઉતારતા પ્રકારની સ્થીતી, મજબુત ટેકો આપે છે. ગયા બુધવારના અંકમાં અમો જે બીનાઓ પુરવાર કરી ગયા છીયે તેઓ વીષે એટલો ટુંક એશારો કરી, મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાના ટેકામાં જે ભાષણ ગઇ ૧૯ મી તારીખે રોયલ એશીઍટીક સોસાઇઍટીની અત્રેની શાખા સનમુખ એરવદ જીવનજીએ વાંચ્યું હતું તેની તપાસ આગળ ચલાવીશું.

મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથા સાથે સંબંધ ધરાવતી જે એક બીના આપણું બહુ ગંભીર ધ્યાન ખેંચે છે તે એ કે, તે દંતકથા વીષે શેહેનશાહ અકબરના જમાનાના તેમજ ત્યાર પછી લગભગ બે સદી સુધીના ખુદ નવસારી ખાતેના પાર્સીઓએ પણ કશી નોંધ જાળવી નથી રાખી. મરહુમ દસ્તુર મેહેરજીરાણા પેહેલે માત્ર એક મોબેદ હતા અને નવસારી ખાતેના પાર્સીઓએ એમને પાછળથી દસ્તુર બનાવ્યા હતા. તે બનાવ સાથે સંબંધ ધરાવતો એક દસ્તાવેજ હસ્તી ધરાવતો જણાવવામાં આવે છે. પણ ખુદ તે દસ્તાવેજ ઉપર જે મોબેદોએ સહી મેલેલી નજરે પડે છે તેઓ તરફથી તે મધે એમ જણાવવામાં આવેલું નથી દેખાતું કે, મરહુમ દસ્તુર મેહેરજીરાણા દેહલીની દરબારમાં જઈ મોઅજેઝો કરી તથા પાર્સી ધર્મ શેહેનશાહ અકબરને સમજાવી તે નામદારને જરથોશ્તી મઝહબમાં વટલાવી આવ્યા તેથી તેઓને દસ્તુર બનાવવામાં આવ્યા છે. મરહુમ દસ્તુર મેહેરજીરાણા અકબર જેવા મહાન શેહેનશાહની દરબારમાં જઇ તે નામદારને પાર્સી ધર્મમાં વટલાવવાને ફતેહમંદ નીવડ્યા હોત તો તેમની નામના નવસારી જેવા નાના કસ્બામાં બહુજ ફેલાઇ જવા પામત; અને તેમની નામનાના તેવા ફેલાવાના પરીણામમાં તે અજબ જેવા અને પાર્સી કોમે બહુ

મગરૂરી લેવા જેવા બનાવની નોંધો તે કસ્બા મધેના અનેક જરથોસ્તીઓ જાળવી રાખવાને પાછળ નહીજ પડત. એકઆદગી તેવી કોઇ નોંધ હસ્તી ધરાવતી હોત તોપણ, તેની ઉપર વીશ્વાસ મેલવા આગમજ તેમાં દેહલી જઇ આવેલા પાર્સીઓએ પોતાને વીષે મોહોડેથી કહેલી બીનાઓનોજ સમાવેશ થવાના તેમજ તે કારણે તેમાં સરહાગાતનું તત્વ મોટાં પ્રમાણમાં આમેજ થવાના લગભગ નક્કી સંભવને ગણતરીમાંજ લેવો પડતા. ટુંકમાં કહીએ તો તેવી નોંધ ઉપર વીશ્વાસ મેલી અથવા કોઇ પ્રકારનો મદાર બાંધી નહીજ શકાત. પણ તેવી પણ કોઇ નોંધ હસ્તી નથી ધરાવતી, તે બીના મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાની સચ્ચાઇની બહુજ વીરૂદ્ધ જાય છે એમ સૌ કોઇ કબુલ રાખશે.

વળી અકબર જેવા મહાન શેહેનશાહે નવસારી ખાતેના પાર્સીઓ ઉપર પોતાને જરથોશ્તી દીન સમજાવવા દેહલી આવવા માટે ખાસ આમંત્રણ મોકલ્યું હોત તો, તેને લગતા અસલ દસ્તાવેજ અથવા તેની સત્તાવાર નકલો સ્વાભાવીક રીતે બહુ કાળજીથી જાળવી રાખવામાં આવેલી જણાત. પણ તેવા કોઇ અસલ દસ્તાવેજ કે તેની એક યા વધુ નકલો અથવા તેમની સાથે સંબંધ ધરાવતી માત્ર કોઇ નોંધ વટીક હસ્તી નથી ધરાવતી. બીજા હાથ ઉપર ખ્રીસ્તી ધર્મની સમજણ મેળવવા માટે જે પાદરીઓને શેહેનશાહ અકબરે ગોઆથી ખાસ બોલાવી મંગાવ્યા હતા, તેમને આમંત્રણ કરનારો તે નામદારે તેમની ઉપર લખેલો પત્ર હજુ મોજુદ છે. દુઆરીક નામના તવારીખનવીસે પોતાના ઇતીહાસમાં તે જાળવી રાખેલો નજરે પડે છે, અને તે ઇતીહાસ ઉપરથી જર્મન ઇતીહાસ કર્તા કાઉંટ ડ નરે પોતાની તવારીખમાં તેને ઉતારી લીધેલો જોવામાં આવે છે. દસ્તુર આઝર કેઇવાન અને દસ્તુર અર્દશીર કેરમાનીને શેહેનશાહ અકબરે ખાસ આમંત્રણ કીધું હતું, તે બીનાની નોંધ દબેસ્તાનમાં તેના કર્તા મોહસેન ફાનીએ જાળવી રાખી છે. પણ ખાસ આમંત્રણ મોકલી નવસારીથી પાર્સીઓ બોલાવી મંગાવ્યા હતા એમ કોઇ તવારીખમાં લખવામાં આવેલું જણાતું નથી. એરવદ જીવનજી જે તવારીખનવીસને બહુ વજન લાગુ પાડીને ટાંકે છે તેજ બદઓની માત્ર એટલુંજ લખી ગયો છે કે "નવસારીથી પાર્સીઓ આવ્યા હતા." તેમને ખાસ બોલાવવામાં આવ્યા હતા એમ જેમ બદઓની તેમ મોહસેન ફાનીએ લખેલું નથી જણાતું. તે કારણે નવસારી ખાતેથી પાર્સીઓને ખાસ આમંત્રણ કરીને પોતાને જરથોશ્તી ધર્મ સમજાવવા માટે શેહેનશાહ અકબરે બોલાવી મંગાવ્યા હતા એવું જે અનુમાન બદઓનીને આધારે એરવદ જીવનજીએ કાહાડયું છે, તે નાપાયાદારજ જણાશે. નવસારીના કેટલાક પાર્સીઓએ શેહેનશાહ અકબરની દરબારની લીધેલી મોલાકાત સાથે સંબંધ ધરાવતી જે શહાદતો હસ્તી ધરાવે છે તેમની ઉપરથી માત્ર એટલુંજ અનુમાન સલામતી સાથ કહાડી શકાશે કે, ગુજરાત માંહેલા તે નાના કસ્બામાંથી થોડાક પાર્સીઓ મોગલ રાજધાની શેહેર મધે ધંધાને કારણે યા કોઈ બીજા સબબે આવેલા પોતાની જાણમાં આવતાં જરથોશ્તી ધર્મને લગતી બાબતોની થોડીક સમજણ મેળવી લેવા માટે શેહેનશાહે તેમને પોતાની હજુર બોલાવી મંગાવ્યા હોય. વળી આ પણ બનવાજોગ છે કે નવસારીના થોડાક પાર્સીઓ દેહલી કોઇ બીજા સબબસર ગયા હોય, અને ત્યાં જુદા જુદા ધર્મોને લગતી તકરારો સાંભળવાના શેહેનશાહના શોકની ખબર તેમને પડતાં જરથોશ્તી મઝહબની

તે નામદારને કાંઇક સમજણ આપવાને માટે તેઓએ પોતેજ તે નામદારને અરજ કરી હોય. વળી બદઓની એમ નથી લખતો કે તેઓએ ધર્મોને લગતી તકરારોમાં ભાગ લીધો હતો, અથવા જરથોસ્તી ધર્મની બારીકીઓ શેહેનશાહ અકબરને સમજાવી હતી. તેતો માત્ર એટલુંજ જણાવે છે કે "આતશને માન આપવાનાં કામને તેઓએ મોટી બંદગી કહી, અને પોતાની તરફ શેહેનશાહને ખેંચી તે નામદારને કયાની શેહેનશાહોના વખતના અમુક શબ્દો અને તેઓના રાહરવેશથી વાકેફ કીધો" હવે એ પ્રકારનું જ્ઞાન આપવા માટે કાંઇ ધર્મના ઉંડા અભ્યાસની અગત નથી. કોઇ પણ સાધારણ મોબેદ તે પ્રકારનું જ્ઞાન પારકો ધર્મ પાળનારા કોઇ પણ શખ્સને આપી શકે. આતશની પરસ્તેશ અને તેને લગતી ક્રીયાઓ કેમ કરવી તેમજ અવસતાની બંદગી કેમ ભણી જવી તે અલબત સઘળા મોબેદો જાણતાજ હોવા જોઇયે, અને તેવું જ્ઞાન સંપાદન કરવા માટે કાંઇ અસાધારણ હુશીયારીની જરૂર નથી પડતી. પણ કેરમાનના દસ્તુરો માટે દબેસ્તાનનો કર્ત્તા કહે છે કે તેઓને "જરથોશ્તી દીનને લગતા ભેદભરમો અને બારીકીઓ વીષે સવાલો કરવામાં આવ્યા હતા." દસ્તુર આઝર કેઇવાન વીષે દબેસ્તાનનો કર્ત્તા લખે છે કે તેમણે ખાસ શેહેનશાહ અકબર માટે પોતાના ધર્મ અને ફીલસુફી વીષે એક અતી કાબેલ રેસાલો ચૌદ ભાગમાં લખી એ શેહેનશાહનાં આમંત્રણના જવાબમાં મોકલ્યો હતો. આઝર કેઇવાનનો એ રેસાલો નાદરશાહે દેહલી બાળી નાંખ્યું ત્યારે ૧૭૩૮ માં ત્યાંના પાદશાહી કેતાબખાના સાથે બળી નાશ પામ્યો હતો એમ કહેવામાં આવે છે. દસ્તુર અર્દેશીર કેરમાની વીષે દબેસ્તાનનો કર્તા લખે છે કે તેને શેહેનશાહના વઝીર અબુલફઝલને આતશ પવીત્ર કરી હમેશ મહેલમાં જાળવી રાખવા શીખવ્યું હતું. તે પ્રમાણે નવસારીના અને કેરમાનના પારસીઓએ બજાવેલાં કામો વચ્ચેનો જે ફરક શેહેનશાહ અકબરનાં જમાનાની ઇતીહાસીક શહાદતો મારફતે પ્રગટી નીકળી છે, તે ખોલ્લું બતાવે છે કે તે નામદારને જરથોસ્તી ધર્મનું ખરૂં મહત્વ અને તેનો મર્મ સમજાવનારા તેમજ એબાદતખાના મધે સઘળા ધર્મો વીષેના વાદવીવાદમાં ભાગ લેનારા ઇરાની દસ્તુરો તથા મોબેદોજ હોવા જોઇએ.

મરહુમ દસ્તુર મેહેરજીરાણા દેહલી જઇ મહાન શેહેનશાહ અકબરને જરથોશ્તી ધર્મ સમજાવી આવ્યા એવી, અકસર કરીને નવસારી ખાતેના પારસીઓ વચ્ચે ચાલતી આવેલી દંતકથાના ટેકામાં એ કસ્બા મધે થયલી, જે એક નોંધની શહાદત એરવદ જીવનજી રજુ કરે છે, તે મરહુમ દસ્તુરનાં મરણ પછી લગભગ પોણી બસો વરસ ગુજરયા બાદ કરવામાં આવેલી માલમ પડે છે. તે નોંધ દસ્તુર શાપુરજી સંજાણાની કલમથી લખાયલા નવસારીના આતશબેહરામને લગતા કીસ્સામાં હસ્તી ધરાવે છે પણ એ કીસ્સાની શહાદત ભરૂસો મેલવા લાયક નથી એમ ખુદ ભગર સાથના દસ્તુરો તથા મોબેદો આડકતરી રીતે કબુલ રાખી ચુકયા છે, કેમકે નવસારીના આતશબહેરામ દેસાઇ ખુરશેદજીએ પોતાને ખરચે બંધાવ્યા હતા એવી જે બીના એ કીસ્સા મધે જણાવવામાં આવી છે, તેને બીલકુલ ખોટી જાહેર કરી તેઓ ખોલ્લું જણાવે છે કે એ આતશબેહેરામ તો અન્જોમને ભરેલાં નાણાં મારફતે તૈયાર કરવામાં આવ્યાં હતાં. તેમ છતાં મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાના ટેકામાં એ કીસ્સાની શહાદત એરવદ જીવનજીએ રજુ કરેલી હોયાથી માત્ર એટલોજ સાર ખેંચી શકાય છે કે તે માહેલા જે ભાગો

પોતાની લાગણીઓ, વેજણો કે બુદ્ધાઓની તરફેણમાં જતા હોય તેમને ખરા તરીકે તેઓ સ્વીકારે છે, જ્યારે તેમની વીરૂદ્ધ જતા ભાગોને સાચા માનવાને તેઓ ના પાડે છે. તકરાર કરવાની તથા શાહદતો રજુ કરવાની તેવી રીતી બહુ વીચીત્ર અને ગેરવાજબીજ છે. અત્રે કોઇ એવી દલીલ કદાચ રજુ કરશે કે શું એક ચોપડી માંહેલી અમુકબીના ખોટી હોય તો તેથી તે માહેલી બાકીની સઘળીજ બાબતો સચ્ચાઇથી વેગળી હોવી જોઇયે. પણ તે દલીલ નાપાયાદારજ જણાશે કેમકે એક ચોપડીમાં નોંધવામાં આવેલી કોઇ અમુક બીના ખોટી જણાતાં તે ચોપડીની શહાદત શકમંદજ ગણાવી જોઇએ, અને તેવી શકમંદ ચોપડી માંહેથી કોઇ બીનાને શહાદત તરીકે ટાંકવા આગમજ તેના તેવા ઉપયોગ કરનારને તે બીનાની સચ્ચાઇ પેહેલે પુરવાર કરવાને બંધાયલોજ સમજવામાં આવે. બીજા શબ્દોમાં બોલ્યે તો દસ્તુર શાપુરજી સંજાણાના નવસારીનાં આતશબેહેરામને લગતા કીસ્સા માંહેલી મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાને ટેકો આપતી નોંધ તેની તરફેણમાં ટાંકવા આગમજ તે નોંધની સચ્ચાઇ પુરવાર કરવાને એરવદ જીવનજી તર્કશાસ્ત્રના નીયમો પ્રમાણે બંધાયલા હતા. પણ તે કામ લગભગ અશક્ય જેવુંજ હોયાથી તેઓ તે કરી નથી શકયા, કારણ કે તે નોંધ ખરી છે એમ સાબેત કરવું અને એ દંતકથા સાચી છે એમ પુરાવાર કરવું એ એક સરખુંજ મુશ્કેલ છે. તે પ્રમાણે એ દંતકથા જેવી એક બહુજ શકમંદ બીનાના ટેકામાં તેટલીજ શકમંદ ચોપડીમાંથી જે શહાદત રજુ કરવામાં આવી છે, તેને વજન લાગુ પાડવાને અથવા સાચી તરીકે સ્વીકારવાને ખરા ખોટા વચ્ચે તોલ કરવાની સાધારણ શકતી ધરાવનારો કોઇપણ અપક્ષપાત આસામી તૈયાર નહીંજ થશે. તેવી બીલકુલ નકામી શહાદત શોધી કહાડવા પાછળ એરવદ જીવનજીએ પોતાનો વખત તદ્દન ફોકટમાં ગુમાવ્યો છે, એમ અમને લાગે છે. વળી મરહુમ દસ્તુર મેહેરજીરાણાના મરણ પછીનાં છેક પોણીબસો વરસ સુધી તેમને લગતી દંતકથાની નોંધ નવસારીના કોઇપણ પાર્સીએ નથી લીધી તે બીના ઉપરથી એવોજ સંભવીત સાર ખેંચી શકાય છે કે એ દંતકથા બીલકુલ નાપાયદારજ હોવી જોઈએ; અને મરહુમ દસ્તુરનાં મરણ પછી ઘણોજ લાંબો વખત ગુજરી ગયા બાદ ખોટી કીર્તી મેળવવાના અઘટીત અને નાનું મન બતાવનારા હેતુથી, મરહુમ દસ્તુરના કુંટુબીઓએ કે કોઇ પણ બીજા પાર્સીઓએ એ દંતકથા ઉભી કીધી હશે. ઉપરાંત એ દંતકથાની સચ્ચાઇની બહુ વીરૂધ્ધમાં જે બીના જાય છે તે એ કે પાર્સીઓ હીંદુસ્તાનમાં પહેલવહેલા આવ્યા ત્યારથી પોતાના વખત સુધીની કીસ્સે સંજાન નામની જે નામીચી ટુંક તવારીખ શેહેનશાહ અકબરના જમાનાના નવસારી ખાતેના એક મોબેદે લખી છે, તેમાં દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાની કશી પણ નોંધ લેવામાં આવેલી નથી જણાતી. જો દસ્તુર મેહેરજીરાણાએ દેહલી જઇ શેહેનશાહ અકબરને પાર્સી ધર્મ ખરેખર સમજાવ્યો હોત, અને મોઅજેઝો કરી તે નામદારને એ સઉથી પવીત્ર તથા પુરાતન મઝહબમાં વટલાવ્યો હોત, તો તેવા મહાભારત બનાવની નોંધ તે ટુંક તવારીખમાં બચ્ચીતજ લેવામાં આવત. એ દસ્તુરની આગળ થઇ ગયલા પ્રખ્યાત ચાંગાશાહના પ્રાક્રમોની નોંધ એમાં લેવામાં આવેલી છે. અમો આગળ વધીને કહીશું કે તેવું પ્રાક્રમ જો મરહુમ દસ્તુરે કીધું હોત તો તે અદભુત બનાવની નોંધ નવસારી ખાતેના કોઇપણ પાર્સીએ શેહેનશાહ અકબરના જમાનામાં અથવા તેની

પછી થોડાંક વરસ ગુજરી ગયા બાદ કોઇ ખાસ ચોપડી મારફતે જાળવી રાખવાની પોતાની અઇન ફરજજ વીચારી હોત. જણાવવાની જરૂર નથી કે કીસ્સે સંજાનની કેતાબ ઈ૦ સ૦ ૧૬૦૦નાં સાલમાં એટલે શેહેનશાહ અકબરની હયાતી દરમ્યાન અને મરહુમ દસ્તુર મેહેરજીરાણા દેહલીથી નવસારી પાછા ફર્યાની કહેવાતી તારીખની માત્ર વીસજ વરસ અને તેમનાં મરણની માત્ર નવ વરસ પછી ખુદ નવસારીમાં લખાઇ હતી. પણ જેમ તે કીસ્સામાં તેમ મરહુમ દસ્તુરના જમાનામાં કે તેમનાં મરણ પછીના છેક લગભગ પોણીબસો વરસ સુધીમાં લખાયલી કોઈપણ કેતાબમાં, તેમનાં કહેવાતાં પ્રાક્રમની કશી નોંધ લેવામાં આવેલી નહીં જણાતી તે બીના બહુજ અર્થસુચક છે. એથી ઉલટું મરહુમ દસ્તુર મેહેરજીરાણાનાં મરણ પછી સો વરસે નવસારીમાં લખાયલી "ખોલાસે દીન" નામની કેતાબમાં તેના કર્તા દસ્તુર દારાબ પાહલન, ખુદ એરવદ જીવનજીના જણાવ્યા પ્રમાણે, માત્ર એટલુંજ લખે છે કે મેહેરજીરાણા પરેહજગાર દસ્તુર થઇ ગયા હતા. એ દસ્તુર દેહલી જઇ અકબરને ધર્મ સમજાવી સદરો પહેરાવી આવ્યા હતા એવી વાત દસ્તુર દારાબ પાહલનને ખબર હોત અને તેઓ જો તે માનતા હોત તો જરૂર એ દસ્તુર વીષેની પોતાની નોંધમાં તે બીના તેઓ ઉમેરત. ૧૬૯૦માં લખાયલી આ કેતાબની શહાદત પણ બહુ મજબુતાઇથી આ દંતકથા સામે જાય છે એમ વાંચનાર જોશે. આ સઘળી દલીલો એવાંજ અનુમાનને મજબુત ટેકો આપે છે કે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથા બીલકુલ નાપાયદાર છે, અને તેમનાં મરણ પછી ઘણી લાંબી મુદત ગુજરી ગયા બાદજ તેને ઉભી કરવામાં આવી હશે.

મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાના ટેકામાં એરવદ જીવનજીએ આપેલાં ભાષણનું પોકળ, તે માંહેલી દલીલો તથા તેમનાં અનુમાનોની નાપાયદારી વાંચનાર સનમુખ અચુક આકારમાં રજુ કરી અમોએ બતાવ્યું છે. અમારા વીષયોની મદદથી વાંચનારે જોઇ લીધું હશે કે તવારીખના એક સાધારણ અભ્યાસીનાં જેટલું પણ ઇતીહાસીક જ્ઞાન તેઓ નથી ધરાવતા તેમજ ઇતીહાસીક શહાદતો ઉપરથી ખરાં નહીતો સંભવીત પણ અનુમાનો કાહાડવાની એમની શકતી બહુજ ઉતરતા પ્રકારની છે, તે બીનાઓ એમનાં ભાષણ મારફતે સ્પષ્ટ પ્રગટી નીકળે છે. વળી અમારાં લખાણો મારફતે તેઓની ઇતીહાસ સંબંધી ગંભીર અને કેટલાક દાખલાઓમાં હસવા સરખી ભુલો ઉપર વાંચનારનું ધ્યાન અમો આગલા અંકોમાં ખેંચી ગયા છીયે. તેમની ઇતીહાસને લગતી બીજી બે ભુલો બતાવી આપી આજનો વીષય અમો ખતમ કરીશું મરહુમ દસ્તુર મેહેરજીરાણાનાં નામની સઘળી હયાત તવારીખોમાં જણાતી સંપુર્ણ ગેરહાજરી શેહેનશાહ અકબરને પાર્સી ધર્મમાં વટલાવવાનું પરાક્રમ તેઓએ કર્યું ન હતું એમ પુરવાર નથી કરતી, એવું દેખાડવા માટે તેઓ એવી દલીલ રજુ કરે છે કે એમ તો અબુલફઝલ ખ્રીસ્તી પાદરીઓમાં માત્ર એકનુજ નામ આપે છે, અને બીજાઓનાં નામોની નોંધ નથી લેતો. પણ એ દલીલ તદન ભુલ ભરેલી અને બીલકુલ નાપાયદાર છે તે અમો બતાવી આપીશું. જે પાદરી વીષે પોતાની તે દલીલમાં એરવદ જીવનજીએ એશારો કીધો છે તેનું નામ રદીફ અથવા રદોલ્ફ છે એમ કહેવાની જરૂર નથી. પણ તે ઉપરાંત બીજા કોઇબી પાદરીનું નામ અબુલફઝલ નથી આપતો

એ બીના તદન ખોટી છે કેમકે ગોઆથી બીજા પાદરીઓ શેહેનશાહ અકબરનાં તેડાંને માન આપી ખ્રીસ્તી ધર્મ તે નામદારને સમજાવવા માટે આવ્યા હતા તે બનાવની નોંધ લેતાં, તે નામીચો ઈતીહાસ કર્તા પોતાનાં અકબરનામામાં ખોલ્લું જણાવે છે કે "પાદરી ફરમાલીયુન ગોઆથી દરબારમાં આવ્યો અને તેને ઘણો માન ભરેલો આવકાર આપવામાં આવ્યો." તે રીતે એરવદ જીવનજીની તે દલીલ ભુલભરેલી અને નાપાયદાર હોયા ઉપરાંત, સામુ મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાની સચ્ચાઈની વીરૂધ્ધમાંજ તે જતી જણાશે. પાદરી રદોલ્ફ ગોઆથી ૧૫૮૦માં પેહેલી વેળાએ ગયલા ત્રણ પાદરીઓનો વડો હોયાથી, તેમજ જુદા જુદા ધર્મોને લગતી તકરારમાં પોતાના બે હમશરીકો સાથે સરખાવતાં તણેજ આગેવાન ભાગ લીધેલો હોવાને સબબે અબુલફઝલે સ્વભાવીક રીતે તેનાં નામની નોંધ લીધી છે. અલબતે તે બીના ઉપરથી એવું સંભવીત અનુમાન કાહાડી શકાય છે કે, શેહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવવા માટે નવસારીથી દેહલી ખાતે ગયલા પાર્સીઓના વડા જેમ જણાવવામાં આવે છે તેમ મરહુમ દસ્તુર મેહેરજીરાણા હોત અને જુદા જુદા ધર્મો સંબંધી તકરારોમાં તે પાર્સીઓ મધેથી તેઓએજ આગેવાન ભાગ લીધો હોત તો તેઓનું નામ ઈતીહાસમાં જળવાઇ રહેલું જોવામાં આવત. પણ કોઇ પણ ઇતીહાસકર્તા મરહુમ દસ્તુરનાં નામની નોંધ નથી લેતો; એટલુંજ નહીં, પણ અબુલફઝલ તો નવસારીથી દેહલી ગયલા પાર્સીઓ વીષે કશો એશારો પણ નથી કરતો! તે બીના પણ એવુંજ અનુમાન કાહાડવાને આપણને કારણ આપે છે કે મેહેરજીરાણા નવસારીથી દેહલી એકબારગી ગયા હોય, તોપણ ત્યાં પોતાની સાથના નવસારીના બીજા પાર્સીઓ સાથે સરખાવતાં કોઇ પ્રકારનો આગેવાન ભાગ તેઓએ ભજવી બતાવ્યો નહીંજ હશે, અને જરથોસ્તી ધર્મની પોતે આપેલી સમજણ મારફતે નવસારીના પાર્સીઓ માંહેલો કોઇ પણ એક કાંઈ પણ જીવ જેવી કે જાણવાજોગ અસર શેહેનશાહ અકબર ઉપર કરી શકયો નહીં હશે.

વળી એરવદ જીવનજીએ પોતાનાં ભાષણ મધે બીજી એવી બીના જણાવી છે કે અકબરે ખ્રીસ્તી પાદરીઓને યુરોપથી બોલાવી મંગાવ્યા હતા. એ બીનાને તવારીખનો બીલકુલ ટેકો નહીં હોયાથી તેઓ એ ભાષણ વાંચતા હતા તે દરમીઆનજ ઈતીહાસના જાણીતા વીદ્વાન અભ્યાસી મી૦ રૂ૦ પે૦ કરકરીયાએ એઓ પાસે તે બીનાની શહાદત માગી હતી. તે માગણીના જવાબમાં લગાર અચકાયા પછી પોતાની શહાદતો તરીકે કાઉંટ ડ નર અને દુઝારીકનાં નામો એરવદ જીવનજીએ રજુ કર્યાં હતાં. પણ એ બંને તવારીખનવીસોના ઇતીહાસોનો અભ્યાસ કરતાં જણાશે કે અકબરને યુરોપ સાથે કશો વ્યવહાર હતોજ નહીં, અને ગોઆના પૉરટુગીઝ સત્તાવાળાઓની મદદથી તે બંદર ખાતેના પાદરીઓનેજ દેહલી બોલાવી મંગાવવાને તે નામદાર શકતીવાન થયો હતો. ખ્રીસ્તી પાદરીઓ યુરોપથી નહીં પણ ગોઆથી અકબર આગળ ગયા હતા. આ તો જાણીતી બીના છે કે મોગલ દરબારને યુરોપ સાથે પેહેલો સીધો સંબંધ શેહેનશાહ જેહાનગીરના વખતમાંજ થયો હતો, જે વખતે અંગ્રેજ એલચી સર ટૉમૅસ રો તે નામદારની દરબારે ઇંગ્લૅંડથી આવ્યો હતો.

આજના અમારા વીષય મારફતે અમોએ બતાવી આપ્યું છે કે મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ દેહલી ખાતે કરી બતાવેલાં કહેવાતાં પરાક્રમની માત્ર એક અપવાદ સેવાય કશી પણ નોંધ નવસારી ખાતેના કોઇ પણ પાર્સીઓએ એ કસ્બા મધે જાળવી નથી રાખી, અને તે અપવાદ સાથે સંબંધ ધરાવતી ચોપડી બહુ શકમંદ હોયાથી તથા ભરૂસો મેલવા જોગ નહીં હોવાને કારણે, તેમજ મરહુમ દસ્તુરની મરણ પછી છેક પોણી બસો વરસ ગુજરી ગયા બાદ તે લખાયલી હોવાને લીધે તેની શહાદત રજુ કરવી નકામુંજ છે. નવસારી સાથે સંબંધ ધરાવતી ભરૂસો મેલવા લાયકની કોઇ નોંધની સમુળી ગેરહાજરી પણ મરહુમ દસ્તુર મેહેરજીરાણાને લગતી દંતકથાની સચ્ચાઇ વીષે આસરે પાંચ વરસ ઉપર ઉભા કરવામાં આવેલા શકને બહુ મજબુત ટેકો આપતી જણાશે.

દેલસુઝ.

---

## નાં૦ ૧૪૨
## પંચડાંડ

(તા. ૧૯ મી જાનેવારી ૧૯૦૨)

### શાહેનશાહ અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો તે વિષે નવેસરથી જાગેલી ચર્ચા. *

—:o:—

"તવારિખ પોતાનું કથન પાછું કથે છે." આ એક અંગ્રેજી કહેવત છે, જે હમણાં મથાળેના પ્રશ્નના સંબંધમાં પણ ખરી પડતી જણાય છે. આજથી આશરે છ વરસની વાટ પર જયારે એ તકરાર રોયલ એશીઆટીક સોસાયટીમાંથી આગલ વધી છાપામાં ફાટી નિકળી હતી, તે વેળા જે નાલાયક વલણ મરહુમ દસ્તુર મેહેરજી રાણાના તથા તેમના ખાનદાનના શત્રુઓએ ધારણ કીધી હતી, બરાબર તેજ વલણે કામ લેવાનું આ વેળા પણ તેઓએ શરૂ કર્યું છે. ચર્ચાપત્રીના કે તખલ્લુસના વેશ ધારણ કરી તેને ઓથે તે બિચારાઓને શતાવવા તથા ભાંડવામાં આવ્યા હતા; અને આ વેળા પણ તેવોજ કટાક્ષ દેખાડવા લાગ્યા છે. મુલ મુદાની વાત એટલીજ છે કે, મરહુમ દસ્તુર રાણા અકબરની દરબારમાં ગયા હતા કે નહી? અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો? અને તે સમસમજાવટની તેના ઉપર શી અશર થઇ હતી? એ સવાલોનો ફડચો તે વેળા, છાપા મારફતે મીં૦ કરકરયાની વિરૂદ્ધ અને દસ્તુર મેહરજી રાણાની તરફેનમાં થઇ ગયો હતો. તેની અચુક સાબેતી ટાઇમ્સ ઓફ ઇન્ડીયા તથા મુંબઇ ગેઝેટમાં તે વેળા પ્રગટ થયલાં "એડી ઓકલટરી" ના તખલ્લુસવાળા વિદ્વાન લખનારનાં, તેમજ કયસરે હિન્દનાં લખાણોથી મળે છે. તે વેળા આ લખનારાઓની મુસ્તકીમ તકરારો સામે મીં૦ કરકરીયા કશું કરી શકયા ન હતા. માત્ર તેમના પક્ષકાર છાપાવાળા. મરહુમ દસ્તુરની તથા તેમનાં ખાનદાનની ઠાઠાઠીઠી કરીને, મેદાન જીતી ગયલા પોતાને સમજતા હતા. જયારે સદરહુ કાબેલ લેખકોની મઆકુલ તકરારનો પાયો તેઓ હલાવી શકયા નહીજ, ત્યારે મેહરજી રાણાના કહેવાતા "મોજેજા" ની મુલ મુદાથી દુરની વાતને વલગી પડીને, અને તે ઉપરથી તે મહાત્મા અશો દસ્તુરની મશ્કેરી કરીને તેઓ પોતાની હાર છુપાવતા હતા. આજે જોકે તેઓ બદજુબાની વાપરવામાં હજુ સુધી તેટલી હદસુધી "ફાસ" ગયા નથી તે કદાચ હવે પછી થશે! તોપણ તેઓએ પોતાની લડતનો ભેંપુરો તો "મોજેજા" ને તથા "વટલાવ્યા" શબ્દ-

---

* નંબર ૧૩૯-૧૪૧ નો જવાબ.

ને આગળ પાડીનેજ કુકચો છે, અને જો કે દેખાવ માત્ર તકરારનો તથા મધ્યમપણુંનો કર્યો છે, તે પણ જીવનજીનાં ભાષણુથી તેમની તકલીફી લડતનો પાયો ધસી પડ્યાને લીધે તેમને કેટલો બધો ચટકો લાગ્યો છે, તે તેમાંથી આરપાર દેખાઇ આવ્યા વગર રહેતું નથી. હવે જીવપર આવી કાંઇ પણુ કરીને એર્વદ જીવનજીને તથા તેમનાં ભાષણુને ઉતારી પાડવાને તેઓ મથન કરે; અને તે માટે, જ્યારે પોતાના પક્ષકાર મી૦ કરકરયાને "ઇતિહાસના જાણીતા વિદ્વાન અભ્યાસી" કહી છાપડે ચઢાવે છે. ત્યારે એર્વદ જીવનજી જેવા ખરેખર વિદ્વાન "શમસુલ ઓલમા" ને તથા તેમના રેસાલાને નીચલા સભ્યતા ભરેલા (!) શબ્દોની શાલ પામરી હોરાડે છે; "ફતેહ મેળવાની આશા બીલકુલ છોડી બેઠેલા", નબળી, "નાપાયદાર" "હસી કહાડવા સરખી," "ઉછાછલાપણું," "નબળો" "કલ્પીત," "બીલકુલ નાપાયદાર," "હસીનું મુલ," "હસવા સરખી ભુલ," "નિષ્ફળ," "શકતી બહુ કાચી અને ઉતરતા પ્રકારની." "પોકલ," "મીથ્યા અને હસવા સરખી" "સચાઇ શોધી કહાડવાની વલણુની સમુલી ગેરહાજરી," ઇત્યાદિ. પણુ તેઓ ભુલી જાય છે કે, તેમની એ ધાંધલ ધુંધલથી વાંચનારી વિવેકી આલમ અંજાઇ જવાની નથી. તેઓ આ પણુ ભુલી જાય છે કે, તવારિખના આ એક મહાન સવાલનો ફડચો કંઇ કલગીર તોરાના અખાડાની ઢબે છાપાની કતારોમાં થતી કુથલીથી થવાનો નથી. તે તો રોયલ એશીઆતીક સોસાયટી જેવી પહેલા વર્ગની વિદ્વતાઇ સભા મધે ઠામેલ અનુભવી, અપક્ષપાટ વિદ્વાનો મારફતે થવાનો છે, જેના ઝલકાટ આગલ આ જાતની કુથલીઓ આપોઆપ અલોપ થઇ જવી જોઇયે. એર્વદ જીવનજીનાં સિદ્ધાંતનો મુખ્ય અને મોટો આધાર દાખલા દલીલો, તવારિખી શાહદતો, પાદશાહી ફરમાનો, તથા લેખીત પુરાવાઓ ઉપર છે; જ્યારે તેમના વિરૂધ્ધાઓ માત્ર તે સાહદતો ઉપરથી ખેંચી તાણીને ઉભા કીધેલા વિરૂધ્ધ પ્રશ્નો ઉઠાવીને તેમની સચાઇને ઢાંકવાની યુકતી કરે છે—કહો કે તેઓ ફકત શબ્દો અને તર્કો ઉપરથી રમત કરે છે, અને બીલસ જેવાં મોટાં મથાલાં ઓથી તેને ભપકા ભરેલું રૂપ આપે છે. અલબત, કેટલીક બાબતો તેઓ તકરાર રૂપે દલીલ તરીકે રજુ કરે છે, પણુ તેબી એક તરફી અને ભુલાવો ખવાડનારી છે. અમે તેનું વિગતે ખંડન કરવા માંગિયે છીયે, પણુ તે હવે પછી કરીશું. હાલ તો સામેવાળાઓની તકરાર કરવાની રીતિનું બેહુદાપણું દેખાડતાંજ એટલું લંબાણુ થઇ ગયું છે કે, અમોને અટકવાની ફરજ પડે છે.



## ના૦ ૧૪૩
## મુંબઇ સમાચાર
(તા૦ ૨૫ મી, જાન્યુઆરી ૧૯૧૨)

**પારસીઓ ઇરાનથી હીંદુસ્તાન ખાતે નાસી આવ્યા પછી તેઓએ પરઠાવેલાં આતશબેહેરામો—પારસી ધર્મનાં તે વેળાનાં તેઓના જ્ઞાન વીષેની કેટલીક હકીકત.**

---

(મુંબઇ સમાચાર માટે ખાસ લખનાર. મી૦ જમશેદજી પાલનજી કાપડયા.)

ઇઝશનેનાં છવીસમા હામાં જણાવ્યા પ્રમાણે દરરોજ ખાધા આગમજ હરેક મરનારના ખેશીઓએ તે રવાનની નઇયતે ફ્રવશીનાં કલામો ભણાવવા જોઇએ, તથા પહેલે વરસ દસ દીન સુધી તેના મુકતાદ માંડવા જોઇયે. આ રેવાજ પ્રમાણે હમણા સુધી પારસીઓ ચાલતા આવ્યા છે. કહે છે કે એ ફ્રવશી યાને ફ્રરવરદીન યશ્તની એક નકલ પારસીઓના હીંદુસ્તાન ખાતેના આગળા વડીલો માટે હકીમ જામાસ્પ વેલાયતી ઇ૦ સ૦ ૧૭૨૧ માં પેહેલીવાર સુરત શેહેરવાળા મંચેરજી શેઠને આપી ગયો હતો. તેની આગમજ તેમની પૂર્વેનાં પારસી ન્યાગાનો કને એ યશ્તની નકલ હતી નહી, તો જો કે મરહુમ દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાના કનેથી એ યશ્તની એક નકલ પ્રોફેસર ગૅલદનરનાં જોવામાં આવી હતી. જામાસ્પ વેલાયતી તરફથી મળેલી નકલની આગમજ લગભગ સો વરસ પૂર્વે યાને ઇ૦ સ૦ ૧૬૨૫ માં દસ્તુર પેશોતનજી પાસેની નકલ લખાયલી હતી એમ તેનાં હાશીયામાં જણાવેલું છે; પરંતુ તે અસલી હાશીયો (કૅલોફેન) તેમાંથી ગુમ થયલો હોવાથી, કોઇ ત્રાહીત શખ્સે બીજો હાશીયો પોતા તરફથી પાછળથી લખી કાહાડી તેમાં ઇ૦ સ૦ ૧૬૨૫ નો સને પોતા તરફથી પછવાડેથી દાખેલ કીધેલો હોય એમ મને હાલ શક જાય છે. (જુઓ ગેલદનરનો "અવસ્તા" "પ્રોલેગૉમૅન" યાને દીબાચાને સફે ૧૨ મે) એ જામાસ્પ વેલાયતીનાં વખતમાં આપણાં દસ્તુર મોબેદો અવસ્તા તથા પેહેલવીની સમજણ અને જ્ઞાન એટલું તો કોતાહ ધરાવતા હતા કે, તેણે ગુજરાતનાં આખા પ્રાંતમાંથી ત્રણ ચેલાઓ શોધી કહાડીને, તેઓને અવસ્તાનો એલમ ફરીથી વ્યાકરણ કાયદા પ્રમાણે અર્થ સાથ શીખવવાનો શરૂ કર્યો હતો. એ ત્રણ ચેલાઓમાં એક તો સુરતવાળા દસ્તુર દારાબ હતા, જેમને આપણાં લોકો કુમાનો દાદો કરીને કહે છે, અને જેમની કનેથી પાછળથી આંકીટલ દુ પેરોંએ અવસ્તાનો અભ્યાસ સુરત શેહેરમાં વસીને કર્યો હતો. બીજો ચેલો ભરૂચવાળા દસ્તુર કામદીન અને ત્રીજો ચેલો નવસારીવાળા દસ્તુર જામાસ્પ આશા હતા. (જુઓ એ જામાસ્પ વેલાયતીના હાથની લખાયલી "પેહેલવી ફરહંગ," જે હાલ મુલ્લાંફીરોઝ કીતાબખાનામાં છે.") અરબોનાં દોરને લીધે ઇરાન સર જમીનમાંથી નાહાસીને થોડાંક વરસો સુધી જ્યારે પારસીઓના વડાલો હોરમજદના ટાપુમાં આવી ભરાયા અને ત્યાં પણ તેમનો જોહાકી દોર ખમી ન શકાય તેવો થઇ પડયો, ત્યારે, કહે છે કે, આધાહદારૂ નામના કોઇ એક નજુમી દસ્તુરે પોતાનો રમલનો એલમ અજમાવી જોયો, અને હોરમજદના ટાપુમાંથી નાહાસીને હવે કયાં ભરાઇ જવું કે જેથી જરથોસ્તી ધર્મની બોલબાલા રહે અને મહોમેદનોના જુલમમાંથી ઇરાની પારસીઓ બચી શકે તે માટે તેણે પાસા નાખી જોયા. કહે છે કે તેનો

પામો યુરોપ કે એશીયાના ઉત્તર તરફનાં ભાગેમાં નાસી ભરાવાની તરફેણમાં પડયો નહી હતો, પરંતુ હીંદુસ્તાનની સર જમીન-પર નાસી જઇ ત્યાં વસવાની તરફેણુમાં પડયો હતો. આથી યઝદેજરદી સને ૮૪ યાને ઇ૦ સ૦ ૭૧૫ ના સાલમાં પારસી-ઓના કેટલાએક વડીલો કીશતીઓ ઉપર સ્વાર થઇ હીંદુસ્તાન તરફ નીકળી આવવા સારૂ ઉપડયા હતા. માઠાં ભાગયે તે વેળાએ ચોમાસાંનો દરીયામાં પુરં જોર હોવાથી, ચાલીસ દીન સુધી અરબી સમુદ્ર-માં બેહદ હાડમારી ભોગવયા બાદ આખર તેઓ સહીસલામત સનજાનનાં બંદર ખાતે આવી લાગ્યા. તે મુબારક રોજે શુકરવાર હતો, અને પારસી લોકોનો ચોથો મહીનો તીર અને બહમન રોજ હતો, તથા હીંદુઓનો સંવત ૭૭૬ નો શ્રાવણ શુદ ૯ નો દીવસ હતો. ત્યાંના રાજાની મેહેરબાનીથી પેલા તોફાનની વેળાએ કરેલી માનતાને લીધે, સપર પેહેલાં આતશબેહે-રામ "ઇરાન શાહ" નામે સંવત ૭૭૭ યાને ઇ૦ સ૦ ૭૨૦, એટલે જે ય૦ સ૦ ૮૯ ના આદર મહીનો ને આદર રોજે, મોબેદ નેરીઓસંગ ધવલ પેહેલાએ સમસ્ત પારસી અનજોમન સનમુખ તખ-તનશીન કરયા હતા. ( જુઓ મારા માજી મીત્ર શેઠ મંચેરજી હોરાબજી કજનેરના કીતાબખાના માંહેલી એક ચોપડીનાં હાંસી-યા પર તેવણે ઘણાક વરસોના વાત ઉપર પોતાના હાથથી ઉતારી લીધેલી યાદી. ) સંવત ૧૪૭૫ યાને ઇ૦ સ૦ ૧૪૧૮ તથા ય૦ સ૦ ૭૮૮ નાં તીર મહીનાના દેપમેહેર રોજે એ "ઇરાનશાહ" નાં આતશબેહેરામ સાહેબને નવસારીનાં કસ્બામાં લાવી, તમામ પારસી અનજોમન સનમુખ શેઠ ચાંગાશાહે ત્યાં તખતનશીન કરયા હતા; જયાંથી સંવત ૧૭૯૬ માં યાને ઇ૦ સ૦ ૧૭૩૯ તથા ય૦ સ૦ ૧૧૦૯ માં ઉદવારા ખાતે લઇ જવામાં આવયા હતા, જયાં એ આતશબેહેરામ સાહેબ હમણા સુધી કાયમ થઇ રહયા છે. એ આતશબેહેરામ સાહે-બની એક નવી અને મોટી ઇમારત પરસી પોલીશની ઢપઝપ પ્રમાણે મરહુમ બાઇ મોટલાંબાઇ વાડીયાએ મોટો ખરચ કરીને ઇ૦ સ૦ ૧૮૯૪ એટલે સંવત ૧૯૫૨ યાને ય૦ સ૦ ૧૨૬૪ ના અરદીબેહેસ્ત મહીનો ને મેહેર રોજે બંધાવીને સમસ્ત હીંદુસ્તાનના પાર્સીઓને બક્ષીસમાં આપી દીધી છે. તે પછી સંવત ૧૮૨૨ યાને ઇ૦ સ૦ ૧૭૬૫, એટલે ય૦ સ૦ ૧૧૩૫ના અરદીબેહેસ્ત મહીનાના સરોશ રોજે નવસારી કસ્બામાં બીજાં એક આતશબેહેરામ સાહેબને મરહુમ ખરશેદજી તેમુલજી દેસાઇના તથા મરહુમ દસ્તુર સોરાબજી રૂસ્તમજી માંડીબાર રાણાનાં હસ્તકમાં આપીને તખતનસીન કરવામાં આવ્યાં હતાં. મુંબઇમાં પેહલું આતશબેહેરામ કદમી ટોલાના પારસી-ઓએ સ્થાપયું હતું અને એ આતશબે-હેરામ સાહેબ જેને આપણે દાદીશેઠનાં આતશબેહેરામને નામે ઓલખયે છીયે, તેને સંવત ૧૮૩૯ યાને ઇ૦ સ૦ ૧૭૮૨, એટલે ય૦ સ૦ ૧૧૫૨ ના અસ્પંદારમદ મહીનાના સરોશ રોજે શેઠ દાદાભાઇ નસરવાનજી દાદીશેઠે તથા મુલાં-કાઉસ જલાલીએ મલીને તખતનસીન કર્યાં હતાં, સંવત ૧૮૮૦ મુતાબકે સને ઇસવીઆ ૧૮૨૩ માં યાને ય૦ સ૦ ૧૧૯૩ નો અરદી-બેહેસ્ત મહીનો ને સરોશ રોજે સુરત શેહેરમાં દાદાભાઇ નસરવાનજી મોદીની નઇયતે શેહેનશાહીઓનાં એક આતશબેહે-રામ સાહેબને મરહુમ શેઠહોરમજી બમનજી વાડીઆ અને દસ્તુર એદલજી દારાબજી સંજાંનાની મારફતે પરથવામાં આવ્યાં હતાં. એ આતશ બેહેરામને ત્યાંના રહીશો હાલમાં "જાઇમોદનનું આતશ બેહેરામ" એવા નામથી ઓલખે છે. વળી એજ વરશનો

ખોરદાદ મહીનો ને અરદીબેસ્ત રોજે તેજ શેહેરમાં શેઠ પેશતનજી કાલાભાઈ વકીલે એક કદમીઓનું આતશ બેહેરામ પણ પરથાવયું હતું, અને તેને પરથાવવાની ક્રીયા મોબેદ સોરાબજી જમશેદજી નાંલાદારૂએ કીધી હતી, જે વીશે સુરતની સદર અદાલતમાં સરેસ્તાઈ ભોગવવા માટે ટાંચો વટીક નીકળી હતી. ત્યારબાદ સાત વરસ પછી યાને સંવત ૧૮૮૭ માં અથવા ઇ. સ. ૧૮૩૦ માં એટલે જે ય. સ. ૧૨૦૦ ના અરદીબેહેસ્ત મહીનાના શરેશ રોજે મરહુમ શેઠ હોરમસજી બમનજી વાહાડીયાવાળાં શેહેનશાહીઓના આતશબેહેરામ સાહેબને મુંબઈમાં મરહુમ દસ્તુર એદલજી દોરાબજી સંજાનાએ પરથ્યા હતા તે પછી કંઇક સંસારી ખટપટને લીધે શેઠો ફરાંમજી, રૂસ્તમજી તથા ખરશેદજી કાવસજી બનાનીએ આપણા આ રેણુકદાર શેહેરને દરીએ કીનારે (બૅક બે ઉપર કાવસજી બેરામજી બનાજીવાલાં કદમીઓનાં આતશબેહેરામ સાહેબને દસ્તુર જમશેદજી એદલજી જામાસ્પઆસાનાકને ક્રીયાકામ કરાવીને સંવત ૧૯૦૧ મુતાબકે સને ઇસ્વીએ ૧૮૪૪ માં, એટલે ય સ. ૧૨૧૪ ના તીર મહીનાના સરોસ રોજે, પરથાવયા હતા. એ ગભીર અને દબદબા ભરેલી ક્રીયા આ નામેનીગાર જેને તે વેળાએ બરોબર સાત વરસને સાત દીન થયલા હતા, તેને પોની બચગી વેળાએ જોયલી હોવાથી હજુ સુધી તેની યાદદાસ્તમાંથી તે ખસી ગઇ નથી, અને તેજ વેળાએ તેણે મરહુમ શેઠ ખરશેદજી કાવસજી બનાજી જેવા એક હાતેમ દીલ પાર્સી શેઠયાને આતશના પાત્રાંને પાર્સી અન્જોમન સન્મુખ ફેરવીને પરથાવતી વેળાએ જોયા હતા એમ તેની સ્મરણ શકતી હમણા પણ તેને યાદ આપે છે. પારસીઓને વેપારી બનાવવામાં તથા તેઓને ઉઠી ઉભા કરવામાં તે શેઠે અસલ કઇ થોડી મેહેનત કરી ન હતી, અને બીનસ્વાર્થે છુપી રીતે તેઓને પોતાની બરોબરીઆ બનાવવામાં પોતાના બોહોળા વગવસીલાનો ઉપયોગ કરી કશાં પણ પ્રયત્નો બકાત રાખ્યાં ન હતાં, પરંતુ આ દુનીયા કેવી બેવફા અને નગુની છે કે, આવા પરમાર્થી નરની આપણા ટોળામાં કશીપણ હાલ યાદદાસ્ત રહી નથી, ત્યારે બીજાઓ જેઓ અમસ્થો ઘોંઘાટ કરનારા તથા સત્તાવાલાઓની ખુશામત કરનારા હોય છે, તેઓ ફાવી જાય છે અને નામચીનોમાં ખપે છે. ખરેજ તે બહુજ વીલાપ કરવા જેવો બીના છે, કેમકે તેથી ખરી અને સહી તવારીખ સદા અંધારાના વમળમાં ગોયા ગોતાં ખાયા કરે છે, અને સચાઇ ઉપર જુઠાઇ લાંબો વખત સુધી ફાવી અને ટકી શકે છે. ઉપર જણાવ્યા પ્રમાણે કદમીઓનાં એક બે ખાનદાનોની માંહેમાંહેની ખટપટથી બનાજીના આતશ બેહેરામ સાહેબનો જેમ અત્રે પાયો નખાયો હતો, તેમજ દસ્તુર પેશુતનજી બેરામજી સંજાના સાથે તેમનાં ભગરપંથનાં મોબેદોને નાણાં સંબંધી વાંધો ઉઠયાથી અત્રે શેહેનશાહી "અંજોમનનાં આતશબેહેરામ" ના નામથી ત્રીજાં એક આતશબેહેરામ સાહેબના પાયો નખાયો; (એ જુદા જુદા સનેઆના બરોબર ગણત્રી વીષે જુઓ કાવસજી પટેલના "કરોનોલોજી.") જેમાં નાણાંની રકમો પારસીઓ કનેથી ભરાવીને એકઠી કરવા તેરથી તે ચૌદ વરસ સુધી મરહુમ દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાએ કંઈ થોડી મેહેનત અને જેહેમત ખેંચી નહી હતી. તે આતશ બહેરામસાહેબને સંવત ૧૯૫૩ માં યાને ઇસ્વાશન ૧૮૯૭ માં અને યઝદેજરદી સનં ૧૨૬૭ ના અરદીબેસ્ત મહીનાને અરદીબેસ્ત રોજે, ઘણી ધામધુમથી સેક્રેટરીઓ મેશર્સ શાપુરજી બેરામજી કાતરક અને સોરાબજી રૂસ્ત-

મજી બનશાએ પારસી અન્જોમનની સનમુખ એ મરહુમ દસ્તુર જામાસજી કને આ મારી જન્મભુમીમાં તખ્તશીન કરાવ્યા હતા. એ આતશબેહેરામ સાહેબનો મુખરો પણુ પારસી પોલીસની ઇમારતોની ઢપછપ પ્રમાણે આપણા અત્રેનાં શીલ્પશાસ્ત્રી મી૦ દીનશા દેરાબજી મીસ્ત્રીએ લઇને તેને બહુ રોનકદાર બનાવ્યો છે.

હવે હીંદુસ્તાનમાં ગુજરાત પ્રાંતમાં આવીને પાર્સીએએ જ્યારે વાસો કર્યો, ત્યારે તેઓ પોતાનું દીન ધરમનું કામ સપર પહેલાં તો સારી પેઠે સમજતા હતા, કેમકે તે જમાનાના હીંદુ રાજાઓએ તેઓને સારો આશ્રો આપ્યો હતો, અને અવસ્તા તથા પેહેલવી ભાષાથી તેઓના દસ્તુર મોબેદો થોડા ઘણા પણુ વાકેફ હોવા જોઇએ એમ કેનેરી તરફના કોઇક ગુફાઓમાં તેઓ પોતાનાં નામો પેહેલવી ભાષામાં કોરાવી ગયા છે તે ઉપરથી સાફ જણાઇ આવે છે. પરંતુ આસ્તે આસ્તે ગુજરાત પ્રતાંમાં મુસલમાનોનું જોર વધી પડયું, જેથી અર્દશીર નામના એક પારસી સરદારની સરદારી હેઠળ આપણાં નીઆગાંનોને મહમદશાહ બેગડા સામે હીંદુ રાજાઓ તરફથી એક વેળાએ હથીઆરો ફરીને બાંધવાને ફરજ પડી હતી એમ આપણા લોકોમાં ચાલતી આવેલી દંતકથા ઉપરથી માલમ પડે છે. આ લડાઇ દરમ્યાન કહે છે કે, પાર્સી બાનુઓએ પણ પોતાની બાહાદુરી મરદ પોશાકમાં દેખાડી હતી, પરંતુ પાછળથી મહમદશાહના હાર ખાધેલા સેપાહોને જ્યારે માલમ પડયું કે તેઓ સામે તો ઓરતો લઢે છે ત્યારે વધારે ઉશ્કેરાઇને ફરીને એક સખત હુમલો તે બાઇઓ પર તેઓ લઇ ગયા, જેમાં ઘણી ખરી પારસણો, કહે છે કે મરી ગઇ હતી. આથી હીંદુ રાજાઓએ આપણાં નીઆગાંનોને પોતાની રજપુત સ્ત્રીઓ સાથે પરણવાની છુટ મેલી હતી, જેના પરીણામમાં ઘણાએક બેહેદીનો નાચારીના મારયા કેટલીક રજપુતાણીઓને પોતાની બાયડી કરી બેઠા હતા. ઈરાન ખાતેથી પારસી સ્ત્રીઓ મેળવવા માટે તેઓએ પુછાવ્યું, ત્યારે હીંદુસ્તાન જેવા ઘણા દુરના દેશ ખાતે તેમને મોકલી આપવાની ઇરાની પારસીઓએ આનાકાની દેખાડી હતી, અને હીંદુસ્તાનના પારસીઓને એમ લખી વાળ્યું હતું કે, હીંદવાણીઓ સાથે તેઓ જો પરણી જશે તો તેમાં હરકત જેવું હવે કશું નથી, કેમકે હીંદવાણીઓનું લોહી પોતાની અસલી સ્વચ્છ હાલતમાં તે વખતે જલવાઇ રહેલું હતું. ઇરાન સાથે હીંદી પારસીઓને ખટખટુતા જે ( પત્રવેહવાર ) ચાલયાં હતાં, તેમાં એ પ્રમાણે ઇરાની જરથોસ્તીઓએ અત્રેના પારસીઓને લખી વાળ્યું હતું એમ મારા મીત્ર કેખશરૂ મેરવાન ઇરાની કનેથી એક વેળાએ મેં સાંભળ્યું હતું, જેઓએ તે ખટખટુતો યા તો પોતે યા તો પોતાના કોઇક બેશાઓ મારફતથી ઇરાનમાં વાંચી જોયલાં હતાં એમ તેઓએ મને કહયું હતું. આથી જરથોસ્તી ધરમને લગતા જ્ઞાનનો મામલો પાછળથી જરા વધારે બગડતો ચાલ્યો, કેમકે હીંદુ સ્ત્રીઓને પારસીઓ પરણ્યાથી તેમને લીધે પારસી લોકોમાં હીંદુઓની રીતભાતો વધારે આમેજ થતી ચાલી, ને એટલે સુધી કે નવસારીમાં તો દખમાં વટીક પથરનાં નહી પરંતુ ઇંટના બનાવવા માડયાં, અને રવાનોને ગેહાનો પર નહી પણુ કરકતીઓ પર મેલીને અવલંજલ આપણાં લોકો પોંહોચાડવા લાગયા હતા. એટલામાં સારા ભાગયે મોતી તથા ઝવેરાતોનાં વેપારને અરથે કાઉસ અને અફસાર નામના બે ઇરાનીઓનું નવસારી કસબામાંથી આસરે ઇ૦ સ૦ ૧૫૩૦ માં

મુસાફરી કરતા પસાર થવાનો સંજોગ બન્યો. તેઓએ પારસી લોકોને એમ સમજાવ્યું કે જરથોસ્તી ધર્મ પ્રમાણે ઇંટનું દખમું નારવા છે, અને પથ્થરનુંજ બાંધેલું દખમું હોવું જોઇએ આથી ત્યાંના તે વેળાનાં પારસીઓનાં શેઠીઆ માણેકશાહ ચાંગાશાહે ઇ૦ સ૦ ૧૫૩૩ માં એક નવું પથ્થરનું દખમું બંધાવીને ઇજાવી આપ્યું હતું, જે દખમુ તથા તેની આગમજનું ઇંટનું બનેલુ દખમું પણ આજે ઘણી બીસ્માર હાલતમાં ત્યાં મોજુદ છે.

---

## નં૦ ૧૪૪

## પંચડાંડ.

( તા. ૨૬ મી જાનેવારી ૧૯૦૨. )

## ચર્ચાપત્ર.

### " ઇતીહાસના જાણીતા વીદવાન અભ્યાસી " !

---

પંચડાંડના અધિપતિ જોગ.

સાહેબ,-શેહનશાહ અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો તે વિષે હમણાં ચાલુ થયલી ચર્ચામાં તમો સારો ભાગ લેતા હોવાથી, તેના સંબંધમાં મને લાગતા નીચલા ગુચવાડાનો ખુલાસો તમારા પત્ર મારફતે મેલવવાની હું જીજ્ઞાસા રાખું છું. આ બાબતમાં શમ્સુલ ઓલમા એર્વદ જીવનજીએ રાયલ એશીઆટીક સોસાયટીમાં વાંચેલા રેસાલાથી જયારે મી૦ રૂ૦ પે૦ કકર્યાનું પુલસ્રુંઘણું જતુ રહયું છે, ત્યારે વકકી પ્રમાણે મુંબઇ સમાચારે તેમનો પક્ષ પકડી મરહુમ દસ્તુર મેહેરજી રાણા તથા તેમના વંશજો સામે તેમજ એર્વદ જીવનજી વિરૂધ્ધ નવેસરથી પોતાના ઉભરા કહાડવા માંડયા છે તેમ કરતાં તમારો એ વડિલ ભાઇબંધ જયારે એર્વદ જીવનજીને ઉતારી પાડવાને લગભગ લીટીએ લીટી "હસવા જોગ," "નાપાયદાર," "નબલા" "કલપીટ," ઇત્યાદી શબ્દો વાપરે છે, ત્યારે મી૦ કકરયાને વારંવાર "ઇતીહાસના જાણીતા **વીદવાન અભ્યાસી**" એવાં વિશેષણો લગાડીને છાપરે ચહડાવે છે. કોઇ પણ છાપાવાળો પોતાના વિરૂધીઓને નિંદે તથા પોતાના પક્ષકારને છાપરે ચહડાવે, તેની તે મોજમાં હું ખલલ કરવા માંગતો નથી; પણ હું જે જાણવા માગું છું તે એજ કે, ઇતીહાસના જાણીતા 'વિદવાન અભ્યાસી" તે શું અને કેવા ? હું જાણું છું, અને તે સારી આલમને જાણીતું છે, કે જે "વિદ્વાન" હોય તે "અભ્યાસી" કહેવાય નહી, કાંકે અભ્યાસ પરિપુર્ણ કર્યાથી તે વિદ્વાનની પદ્વી પામે છે; તેમ જે "અભ્યાસી" હોય તે "વિદ્વાન" ગણાય નહી, કાંકે વિદ્વાનને દરજજે પુગવાને હજુ તેને વિલંબ હોય છે, ત્યારે આપણા આ "વિદ્વાન અભ્યાસી" મી૦ કકરયાને આપણે ખરી રીતે શું સમજવા ? "અભ્યાસી" કે "વિદ્વાન" ? જો અભ્યાસી સમજવા હોય તો કશો વાંધો નથી, કાંકે તેમનું ભંડોલ અભ્યાસીની હદ જેટલુંજ જણાય છે. પણ જો તેમને વીદ્વાન ગણાવવાની મતલબ હોય તો હું જાણવા માગું છું કે, વીદ્વાનની પદ્વી તેમને કોણે, કયારે, કયાં, અને તેમનાં કયાં ભંડોલને માટે આપી છે ? શું તેઓ વારંવાર પોતે હાથ ધરેલા વિષયોમાં છબરડો કરે છે તે માટે ?

**હુમ્મગ.**

---

## ના૦ ૧૪૫

## મુંબઇ સમાચાર

(તા. ૨૯ મી જાનેવારી ૧૯૦૨)

**ઇરાનથી પારસીઓ નાહાસી આવ્યા પછી આ દેશમાં તેમના ધર્મ સંબંધી જ્ઞાનનો થયલી સ્થીતી-નવસારીના મરહુમ દસ્તુર મેહેરજી રાણા વીશે ચાલતી દંતકથાના સંબંધમાં કેટલોક ખોલાસો.**



(મુંબઇ સમાચાર માટે ખાસ લખનાર મી૦ જમશેદજી પાલનજી કાપડયા.)

નવસારીના જરથોસ્તીઓમાં પારસી ધર્મને લગતાં જ્ઞાનની સ્થીતી ઇ૦ સ૦ ૧૫૩૦ ના વરસમાં કેવી હતી, તેને લગતી વીગત ગયા શનીવારના અંકમાં આપી જવામાં આવી છે. કાઉસ અને અફસાર નામના બે ઇરાનીઓએ નવસારીના પારસીઓને ઇંટનાં નહી પણ પથરનાં દખમાં બાંધવાની સમજ આપ્યા પછી, લગભગ પચાસ વરસ ગુજરી ગયા બાદ યાને આશરે ઇ૦ સ૦ ૧૫૮૦ માં દસ્તુર મેહેરજીરાણા નામના નવસારીના એક રહીસ જરથોસ્તી ધર્મની સમજ આપવા સારૂ શેહેનશાહ અકબરની દરબાર ખાતે દેહલી શેહેર તરફ રવાને થયા હતા; પરંતુ તે જમાનામાં આપણા દસ્તુર દાવરો જરથોશ્તી ધર્મની ખુબી અને જ્ઞાનમાં એટલા તો પાછળ પડી ગયલા હતા કે, અકબર જેવા મહાન શેહેનશાહની દરબારના આલમા જેવા કે અબુલફઝલ તથા ફઇજીને હાથે તેઓ તરતજ માત થઇ જાય તેવું હતું, અને તેમ બન્યું પણ હતું ખરૂં, કેમકે જયારે મોઅજેઝા વીષે ત્યાં એકઠા થયલા વીદ્વાનો વચ્ચે વાદવીવાદ થઇ પડયો ત્યારે દબેસ્તાનવાળો લખે છે કે,

"જરદોશ્તી દર ગુશે દસ્તાદે બુદ ગોર કે એનકારે મોઅજેઝાત મકોન કે પયઘમબરે મા નીઝ બર આસમાન રફ્તે (બુદ)"

યાને "એક જરથોશ્તી જે એક ખુણામાં ઉભેલો હતો તે એકાએક બોલી ઉઠયો કે, મોઅજેઝા વીષે તમારે એનકાર કરવો ન જોઇએ, કેમક અમારો પેગમ્બર બી આસમાન ઉપર ગયો હતો."

એક હકીમે તેના પ્રતીઉત્તરમાં તેને એમ બાંધી લીધો હતો કે, "તમો જરથોશ્તીઓ તે યઝદાન તથા અહરીમનની હસ્તી વીષે માનો છો, કે જેથી બદી યઝદાન તરફથી ઉતરતી નથી એમ તમોને કહેવાને બની આવે; પરંતુ તમો વળી એમ બી બોલો છો કે પરમેશ્વરના બુરા વીચારમાંથી અહરીમન પેદા થયો હતો, ત્યારે તો બદીનો પેદા કરનાર હોરમઝદ ઠરે છે. આથી તમારા ધર્મનો પાયો બુનએખથીજ ગોયા ખોટો અને ધસી પડે તેવો છે, અને તે પર મચાવેલો સરવે માંચડો તેથી ભાંગી તુટી પડે તેવી ખોટી અને નાપાયાદાર હાલતમાં આવે છે." પેલો જરથોશ્તી તેનો ઉત્તર વાળી શકયો ન હતો, અને તેથી પેલો હકીમ તેના પર ફાવી ગયો હતો એમ દબેસ્તાનના મઝમુન ઉપરથી સારાંશ નીકળી શકે છે. (જુઓ ફારસી દબેસ્તાન પાનું ૨૧૬ તથા ઇંગ્રેજી દબેસ્તાનનાં દફતર ત્રીજાને સફે ૭૩ મે.) આ પરથી અકબરની ખાતરી થઇ હતી કે હાદેસાના માર્યા બીચારા હીંદુસ્તાનના પાર્સીઓ પોતાના દીનધરમનું જ્ઞાન ખોહી બેઠા છે, તેથી મઝદયસ્ની ધર્મની ખુબી ખામી વીષે હઝરત આઝર કેઇવાન કનેથી મદદ લેવાની તેને ફરજ થઇ પડી હતી, કેમકે કાશમીરમાં કેથે તે દસ્તુર સાહેબ સાથે એ પાદશાહને આગળ એક વેળાએ મુલાકાત થઇ

હતી જે વેળા તે બંને સાહેબો વચ્ચે આ નીચલી ઢપછપ પ્રમાણે કેટલાએક સવાલ જવાબો થયા હતાઃ—*

**સવાલ**—પાદશાહ અકબર પુછે છે કે, દસ્તુરજી સાહેબ, તમો મારાં ખાનદાન વીષે હવેથી શું આગાહી આપી શકો છો?

**જવાબ**—તમારાં ખાનદાનમાં એકજ નામવર શખશ હવે પછી પેદા થશે, અને ત્યાર બાદ તમારાં ખાનદાનનો સેતારો દીન પર દીન ગરૂબ થવા માંડશે (તે શખશ તે પાછળથી શેહેનશાહ અઉરંગઝીબ થયો હતો.)

**સવાલ**—વારૂ સાહેબ, અમારાં ખાનદાન (મોગલ વંશ) કનેથી અમારી સલતનતનને કોણ છીનવી લેશે?

**જવાબ**—ઘણાજ દુરના દેશાવરો તરફથી કોઇક લોકો આવશે જે તમારાં ખાનદાનનો અંત આણશે. (તે આપણને અંગ્રેજ લોકો સમજવા જોઇએ.)

**સવાલ**-વારૂ ત્યારે તે લોકો કેટલા લાંબા વખત સુધી મારી ગાદી લઈ બેસશે અને રાજપાટ ભોગવશે?

**જવાબ**-તે હું કહી શકનો નથી; યાને એટલી બધી દુરની આગાહી કહેવાની મારામાં શકતી આવેલી નથી (એ પરથી ઇંગ્રેજ લોકો આ દેશ ખાતે બહુજ લાંબો વખત સુધી રાજ ભોગવશે એવો અર્થ ઉઠે છે.)

**સવાલ**-વારૂ તમારા જરથોશ્તીઓનું કેથે નાનું જેવું રાજપાટ ફરીને હું સ્થાપી આપું?

**જવાબ**-ના સાહેબ. અમારો વખત હજુ સુધી આવી પહોંચ્યો નથી, અને તે બનાવને હજુ ઘણોજ વીલંબ જોઇએ.

લોર્ડ ટેનીસને "અકબરનાં સ્વપનાં" ઉપર જે પોતાની કલમ બેતબાજીમાં કસેલી છે, તે ગોયા આ મજકુર સવાલ જવાબોનો એક પડછાયો હોય તેમ મને ભાસે છે. પાછળથી તેજ દસ્તુરજી સાહેબ આઝર કેઈવાનના પેલા ચૌદ જોઝવોએ અકબરના દરબારીઓનાં મન ઉપર એવી તો સારી અસર કરી હતી કે, તેથી તેણે પોતાના નવા એલાહી મઝહબમાં આપણાં જશ્નો તથા કેટલીએક ક્રીયાકર્મો પોતે દાખેલ કર્યાં હતાં; એટલુંજ નહિ, પરંતુ કેબ્લે તરીકે આતેશને પાર્સીઓની રીતભાત મુજબ સદા પોતાના મહેલમાં બળતો રાખવાનું કામ પોતાના વઝીરે અલલામી યાને બેહદ કાબેલ પ્રધાન અબુલ ફઝલને સોંપી આપ્યું હતું. (જુઓ અંગ્રેજી "દબેસ્તાન" દફતર ત્રીજું, પાનું ૯૫ થી ૯૬.) તે જોઝવો છેક નાદેરના વખત સુધી દેહલીના કેતાબખાનામાં મોજુદ હતા, અને તે વેળાએ ઇરાનમાં જે લગભગ પાંચ લાખ પાર્સીઓ હતા તેઓમાંના કોઇ કોઇ ઈરાની પાર્સીઓ જેઓ નાદેરનાં લશકરમાં હતા તેઓના વાંચવામાં પણ તે આવ્યા હતા.

માડાં ભાગ્યે ત્યાર બાદ દુરાની તાયફાવાળા અહમદશાહ અબદાલીએ નાદેર પછી વીસ વરસે દેહલીનું કેતાબખાનું પોતાની ચોથી સ્વારી વેળાએ બાળી નાંખ્યું હતું. તેમાં તે જોઝવો બળીને ભસમ થઈ ગયા હતા. આ ઉપરથી જોવામાં આવશે કે જે માન દસ્તુર હઝરત આઝર કેઈવાનને ઘટે છે તે માન નવસારીના પારસીઓ દસ્તુર મહેરજીરાણાને આપે છે અને જણાવવા માગે છે કે, મરહુમ દસ્તુર મેહેરજીરાણાએ શેહેનશાહ અકબરને સોદરેહ કોસ્તી વટીક પહેરાવ્યો હતો. પરંતુ આ પ્રમાણે જણાવવા માટે નવસારીના પારસીઓ પાસે

* દસ્તુર મહેરજીરાણા દીલહીથી નવસારી પાછા ફરવા પછી છેક દશ વરસે અકબર કાશમીર આવ્યો હતો; એટલે દસ્તુર આઝર કયવાનની સાથની પોતાની મુલાકાતની દશ વરસ આગમચ અકબર આતશ અને પારસી મહિનાઓ વિષે હુકમ આપી ચૂક્યો હતો. આ મુલાકાત વખતના સવાલ જવાબોનો reference તો એ તવારીખનવેશે આપ્યો નથી.

શાહાદત જેવું કશું નથી. પાછળથી કોઇ તરફથી સહરાગત તરીકે તે બીના ઉત્પન્ન થયેલી દીસે છે. અકબર શેહેનશાહે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને તેમની દેહલ્લી ખાતેની લાંબી મુસાફરીના બદલામાં એક મોટી જાગીર તેમના માગવાથી નવસારીનાજ કસ્બામાં વંશપરંપરા આપી દીધી હતી, અને જે જાગીર તેમના વારસો હમણા સુધી ભોગવતા જણાવવામાં આવે છે. તે જાગીરની બીનાને શેહેનશાહ અકબરને સોદરેહ કોસ્તી પહેરાવવાની સહરાગત સાથે જોડવામાં આવે છે. પણ એમ તો ગુરૂ નાનકના ચોથા ગાદીનશીન વારેસ ગુરૂ રામદાસને પણ એ શેહનશાહે અમરીતસરમાં જમીનનો એક મોટો કકડો પોતે બખશેશ કર્યો હતો,જ્યાં તે ગુરૂએ એક મોટો તળાવ બંધાવ્યો હતો જે વખણાયલો તળાવ હજુ સુધી ત્યાંના રહીશોના વપરાસમાં આવે છે. એ ચોથા ગુરૂ રામદાસ સાથે અકબરને બહુપ્રીતી હતી, એટલુંજ નહી પરંતુ તેની પૂર્વેના નાનકના ગાદીનશીન ત્રીજા ગુરૂ અમરદાસ સાથે પણ ધર્મ સંબંધી તકરારોમાં તે પોતે વારંવાર ઉતરતો હતો. (જુએ "એડવોકેટ ઓફ ઇન્ડીયા," તા૦ ૨ જી જેન્યુએરી ૧૯૦૨ માં છપાયલું મીસીસ એની બેઝેન્તનું "નાનક" પંથ ઉપરનું ભાષણ. આજ પચાસ વરસની વાત ઉપર મેં મારા મુરબી બાવા કનેથી સુરત અને નવસારીમાં ચાલતી આવેલી એક એવી દંતકથા સાંભળી હતી કે,‡ એજ અરસામાં જયારે કોઇ એક દાના મોઘલ નવસારી તરફ જઇ લાગ્યો ત્યારે ત્યાં પાર્સીઓને વસ્તા જોઇને પોતે બહુ મગન થઇ ગયો હતો, અને ત્યાંના દસ્તુર સાહેબની મોલાકાતે જવાને પોતાની મોટી ખાહેશ દેખાડી હતી. દસ્તુરજીને તે વાત કોઇએ જણાવ્યાથી તેવણ ખુદ પોતેજ તે મોઘલની મોલાકાતે ઉતરી પડયા હતા, આથી પેલો મોઘલ તેવણને ઠેઠ પોતાનાં ઘરનાં ઉંબર સુધી એસ્તેકબાલ લેવા ગયો હતો, પરંતુ વાતચીત કરતાં પેલા દસ્તુરજી સાહેબ તેને ફારસી તથા અવસ્તાનાં જ્ઞાનથી એટલા તો બેખબર લાગ્યા હતા કે, જયારે તેઓએ ત્યાંથી રોખસત લીધી ત્યારે પોતે પોતાના દાદર સુધી પણ તેમને વલાવવા ગયો ન હતો. તેનું કારણ કોઇએ તે મોઘલને પુછયાથી તે પોતે એમ બોલી ઊઠયો હતો કે જયારે તમારા ધર્મના ઉપાધ્યાઓ આવા બેખબર હોય ત્યારે તેઓને માન કે આબરૂ આપણે શા સારૂં આપવું જોઇએ? જયારે હું આપણી યુનીવર્સીટીમાં લગભગ દશ વરસની વાત ઉપર ફાર્સી ભાષા તથા સાહીત્યનો પરીક્ષક હતો ત્યારે મારા એક જોડીયા મીરઝા હોસેનખાને ગી કોઇક પારસી ચોપડીની સત્તાને આધારે મને તે વાત કહી સંભળાવી હતી; પરંતુ તે ચોપડી હું જોઉં અને તેનું નામ પુછી લઉં એટલામાં માઠા ભાગ્યે તે મારો મિત્ર એકાએક મરણ પામ્યો હતો, જેથી હું આજ દીન સુધી હાથ ઘસડતો રહી ગયો છું, અને જરાક આળસાઇ કર્યાથી એક મોઅતેબર શહાદત મારા હાથમાંથી ગોમ થઇ ગઇ છે.

ગુજરાત પ્રાંતમાં આવી વસ્યા બાદ ચારસો પાંચશો વરસમાં અવસ્તા તથા પહલવીનો એલ્મ એટલો તો આપણા લોકોમાંથી ભુલાતો ચાલ્યો હતો. અને આ દેશની ગુજરાતી ભાષા આપણા લોકોમાં એવી તો જડ નાખી બેઠી હતી, કે ઇ૦ સ૦ આસરે ૧૨૦૦થી ૧૨૫૦ માં તે વેળાના નામવર દસ્તુરજી સાહેબ નેરીઓસંગ ધવલ બીજાને આપણાં અવસ્તાનાં બચી રહેલાં દફતરોનો સંસ્કૃત ભાષામાં તરજુમો કરવાની ફરજ પડી હતી, કેમકે તેઓને

‡ પોતાના એકલા બાવાએ કહેલું તે તવારીખની શહાદત અને હજારો લોકોમાં દંતકથા ચાલે તે ખોટી.

ભય લાગ્યો હતો કે કદાચ આગલ ચાલતાં આપણું ઇરાની સાહીત્ય તદનજ ભુલાઇ જાય, એ બનવાજોગ હતું; અને તેટલા માટે આ દેશની સંસ્કૃત જેવી અસલ ભાષાથી આપણો ધર્મ બરકરાર રાખવાની દુરઅંદેશી તેઓએ વાપરી હતી. આવી તેમની દુરઅંદેશી તેમની કીરતીમાં બહુજ ઉમેરો કરે તેવી છે, (જુઓ શ્પીગલનો નેરીઓસંગના જમાના પર લખેલો નીબંધ.) કેમકે ત્યાર પછી એક સદીમાંજ પાર્સી લોકો વંદીદાદની પોથી પણ ગુમ કરી બેઠા હતા, કે જે દફ્તર ફરીને આસરે ઇ૦ સ૦ ૧૩૫૦ માં સીસ્તાનના એક મોવબદ નામે અર્દશીરે ઇરાનથી લાવીને આપણા નીઆગાનને ભેટ કીધું હતું, અને તેથી આપણા ધર્મની કેટલીએક ક્રીયાઓ પાછી સચવાવા માંડી હતી.

અકબરની દરબાર ખાતે ચાલેલી "બહસે અદીઆંન" યાને જુદા જુદા મઝહેબને લગતી તકરાર, જેનો સાર દબેસ્તાન ઉપરથી આપણે ઉપર આપ્યો છે, તે વીષે બદાઓની તથા બીજા એક બે મેહોમેદન નવીસંદાઓ સેવાય બીજા તે ઝમાનાના મોસલમાનોએ કસું લખાણ કીધું નથી. તેઓએ તેમ નહી કરવાનું કારણ એ દીસે છે કે, અકબરે બીજો નવો એલાહી મઝહબ સ્થાપવાથી તેઓ તેનીપર રૂઠ્યા હતા. અબુલફઝલ તે બાબતપર વીસ્તારીને એક પુસ્તક રચનાર હતો, પરંતુ મોતના દહંતે તે બીચારાની મોરાદ બર આવવા દીધી નહી. તોપણ શારેસ્તાનનો ચોથો ચમન જે ગોમ થઇ ગયો છે, અને આગળા વખતના મેહોમેદનોએ પોતાના ધરમનાં તઅસ્સોબથી તેને કદાચ પરાગંદે પણ કરી નાખ્યો હોય, એ બનવાજોગ લાગે છે, તેમાં રીઆઝતના એલ્મની કેટલીએક સમજ આપવામાં આવી હતી. "ધરમ સંબંધી થયલી તકરારો" વીશે તેમાં ખોલાસાથી લખતાં જરથોસ્તી ધર્મ વીશેની સર્વે બાબતો દરશાવવામાં આવેલી હતી; પરંતુ તે ચમન હાલ ન મળી શકવાથી આપણી મોશ્કેલીમાં ઉલટો વધારો થાય છે. નહીતો દબેસ્તાનનાં લખાણોને એ ફરઝાને બહરામથી આજે ઘણી મજબુત પુષ્ટી મળી શકત.

---

## ના૦ ૧૪૬.

## મુંબઇ સમાચાર.

(તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૦૨)

### દસ્તુર જામાસ્પ વેલાયતી ઇરાનથી હીંદુસ્તાન આવ્યા તે વેળાએ પાર્સી મોબેદો તથા દસ્તુરો અજ્ઞાન નહીં હતા તે દેખાડવા માટે કરવામાં આવતી વીચીત્ર તકરાર.



મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—આપ સાહેબના ગઇ તા૦ ૨૫ મી જાનેવારીના અંકમાં પ્રગટ કરવામાં આવેલા શેઠ જમશેદજી પાલનજી કાપડીયાના, "પારસીઓ ઇરાનથી હીંદુસ્તાન ખાતે નાસી આવયા પછી તેઓએ પરઠાવેલાં આતશ બેહેરામો—પારસી ધરમના તે વેળાના તેઓના જ્ઞાન વીષેની કેટલીક હકીકત" એવાં મથાળાં હેઠળના વીષયમાં એવણ સાહેબ લખે છે કે 'એ દસ્તુર જામાસપ વેલાયતીના વખતમાં આપણા દસ્તુર મોબેદો અવસ્તા તથા પેહેલવીની સમજણ અને જ્ઞાન ઘણુંજ કોતાહ ધરાવતા હતા, અને દસ્તુર જામાસ્પ વેલાયતીના ત્રણ ચેલાઓ મધે દસ્તુર જામાસ્પ આશા પણ હતા.' હમારા ઘર ખાતે હમારા વડવાઓને માટેની જે નોંધો મલી આવે છે

તે નોંધો ઉપરથી દસ્તુર જામાસ્પ આશા વીષેનો નીચલો ખોલાસો આપ સાહેબ ઉપર મોકલું છું, તે આપના પત્રમાં છાપી મુજ ઉપર ઉપકાર કરશોજી.

દસ્તુર જામાસ્પ વેલાયતી હીંદુસ્તાન ખાતે આવયા તે આગમજ દસ્તુર જામાસ્પ આશાએ અવસ્તા પેહેલવી ભાશાનું જ્ઞાન ભરૂચના તે વખતના કાબેલ દસ્તુરજી પાસે મેલવયું હતું, અને તે સાથે ફારસી ભાષાનું જ્ઞાન ભરૂચ ખાતેની સરકારી મદ્દરેસામાં અને અરબી ભાષાનું જ્ઞાન તેજ શેહેરના એક કાબેલ મુસલમાન શીક્ષક પાસે મેળવયું હતુ. ત્યાર પછી નવસારી કસબામાં પોતાની કાબેલીયતને માટે એ દસ્તુરજી સાહેબ ઘણા વખણાતા હતા. ઇ. સ. ૧૭૨૧ માં ઇરાનવાલા દસતુર જામાસ્પ વેલાયતો હીંદુસતાન ખાતે આવયા ત્યારે સુરત શેહેરમાં રોજમાહા બાબેની તકરાર ઉભી થઇ હતી. મરહુમ દસતુર જામાસ્પ આશા ઇરાનવાલા દસતુર જામાસ્પ સાથે તે બાબત તકરારમાં ઉતરયા હતા અને તે વેળાએ સુરત તથા નવસારીના ઘણાક પારસીઓ હાજર હતા. આ તકરારમાં દસતુર જામાસપ આશાએ ઇરાનવાલા દસતુર જામાસ્પને કેટલીક બાબતમાં તોડયા હતા; તેમ ઇરાનવાલા દસતુર જામાસ્પે કેટલીક બાબત દસ્તુર જામાસ્પ આશા પાસેથી પણ મંજુર રખાવી હતી

બીજું દસતુર જામાસ્પ વેલાયતીનો એક ભુલ ભરેલો વિચાર એ હતો કે દરેક દસતુર મોબેદોએ પોતાના કાન વીધેલા યાને સુરાખદાર રાખવા જોઇએ. તે પુરવાર કરવાને તેની સાબેતીમાં ઇઝશનેનાં ૪૫ માહાનો પેહેલો ફકરો ટાંકી તેનો અર્થ દસતુર વેલાયતી સમજાવતા હતા. પણ દસ્તુ જામાસ્પ આશાએ એ ફકરાનો અર્થ એવો સમજાવયો કે " ભલી દીનના, રાસ્ત એતેકાદના માણસો સદા દીનના સખુન સાંભલનારા અને તેની અસર લેનારા જોઇએ ( તે નહી સાંભળનારા 'કરપ' એટલે બેહેરા છે )." આ ખોલાસો સાંભળતાંજ ઇરાનવાળા જામાસ્પે પોતાના કાનમાંની સોનાની કડી કાહાડી નાખી હતી.

દસ્તુર જામાસ્પ આશાએ ઇરાનના દસતુર જામાસ્પ વેલાયતીનું અવસ્તા પેહેલવી ભાષાનું જ્ઞાન પોતાથી વધુ જોઇને દસતુર જામાસ્પ વેલાયતીને હાથનું શીક્ષણ એ ભાષામાં લીધું હતું, તે ઉપરથી એમ ઠરતું નથી કે તે વખતના દસતુરો ધરમની બાબતોની માહેતીથી બીન વાકેફગાર હતા. જયારે દસતુર જામાસ્પ આશા પોતાના અવસ્તા પેહેલવી ભાષાના જ્ઞાનને માટે પંકાતા હતા, ત્યારે તેવણના શીક્ષક ભરૂચવાળા કામદીન દસતુરજી કેટલા કાબેલ હોવા જોઈએ ?

આ ઉપરથી એટલું સીધ થાય છે કે ઇરાનવાળા દસતુર જામાસ્પ વેલાયતીના આવવાની ઘણા વરસ આગમજના હીંદુસ્તાનના દસતુરો દીનની બાબતથી બીન માહીતગાર હોય, પણ દસ્તુર જામાસ્પ વેલાયતી હીંદુસતાનમાં આવયા ત્યારે તો અત્રેના દસતુરો દીનની બાબતોથી પુર વાકેફગાર હતા. (!).

લા૦ દોઆગો,

**મીનોચેહેર દસતુર જામાસ્પજી જામાસ્પ આશા.**

મુંબઇ, રોજ ૧૮ મો માહા ૫ મો ૧૨૭૧,
તા૦ ૩૦ મી જાનેવારી ૧૯૦૨.



## નાં० ૧૪૭
## મુંબઇ સમાચાર
(તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૦૨)

### પારસીઓ ઇરાનથી હીંદુસ્તાન નાહાસી આવ્યા પછી તેમના ધર્મની થયલી સ્થીતી ઉપર કેટલુંક વધુ અજવાળું—આઝર કેઇવાન અને તેના ચેલાઓ.



[ મુંબઇ સમાચાર માટે ખાસ લખનાર, મી० જમશેદજી પાલનજી કાપડીઆ. ]

જ્યારથી મોલ્લા ફીરૂઝ મદરેસેનો પાયો મુંબઇમાં ઈ० સ० ૧૮૫૪ માં નાખવામાં આવ્યો ત્યારથી પાર્સીઓના ઉધરતા જવાનો વ્યાકરણના તથા યુરોપીઅન એલ્મ હોનર તથા ઝબાનશનાસીના કવાએદઓ પ્રમાણે પાર્સી ધર્મ પુસ્તકોનો અભયાસ કરવા લાગ્યા છે, અને તેઓએ એ ધર્મની પવીત્ર પોથીઓના તથા કેટલાંએક પહલવી દફતરોના તરજુમા ગુજરાતી ભાષામાં ખાસોઆમની સગવડ સારૂ છપાવી પ્રગટ કર્યા છે તે બહુજ સંતોષકારક બીના છે. દરેક ટોળામાં દોલત અને રાજપાટો જેમ સદા કાયમ રહી શકતાં નથી, તેમજ એલ્મ પણ સદા ચાલુ રહેતો નથી. કોઇક દોર એવો આવી જાય છે કે હરેક ટોળાનાં નામીચા શાએરો કે નવીસંદાઓ સામટા પેદા પડે છે, અને પછી બસો કે ચારસો વરસ સુધી તેવાં માનવીઓ તેઓમાં કદાચજ પેદા થાય છે. દાખલા તરીકે જુઓ કે અરબોએ જ્યારે ઇરાન લીધું ત્યારે તેઓ ઘણાજ જંગલી હાલતમાં હતા. પરંતુ ત્યાર બાદ પોતાનાં રાજપાટને લીધે બસોથી ત્રણસો વરસમાં તેઓએ એવા તો ઉસતાદો હકીમો અને નવીસંદાઓ પોતાની કોમમાં પેદા કીધા હતા કે જેઓએ અરબી ભાષામાં તે જમાનામાં જણાયલા તમામ એલ્મો ઉપર દફતરો રચ્યાં હતાં. અને આગળા પાર્સી કે યુનાની લોકો કનેથી તેઓ બેહદ એલ્મ પોતે સંપાદન કરી બેઠા હતા. ઓમર ખત્તાએ પર્સીપોલીસ તથા એસકંદરીઆની બોહોળી લાઇબ્રેરીઓને બાળી ભશમ કરી નાખી ત્યારબાદ ઇરાનના પાર્સીઓબી સાસાનીઓના દોર પછી પડેલા હાદેસાને લીધે અવસ્તાની કુંચી બરાબર રીતે સાચવી શકયા ન હતા. તેથી તે જમાનાના ઇરાનના મઝદીયસ્નાન પાર્સી પહેલી નવીસંદાઓ અવસ્તાની અસલી મઝમુન બરાબર રીતે સમજી નહી શકયાથી પોતાનાં દફતરોમાં ઘણીએક ગલતીઓ કરી ગયા છે. આથી શાએર ફીરદોસી તુસી પોતાનો ધીકકાર તે બાબતસર દર્શાવતી વેળાએ કહે છે જે—

> દેગર ગુને શોદ ચરખે ગરદુન બેચેહેર
> ઝે આઝાદગાન પાક બોબરીદ મેહેર,
> હુમાન ઝેશ્ત શોદ ખુબ શોદ ખુબ ઝેશ્ત
> શોદે રાહે દુઝખ પદીદ અઝ બેહેશ્ત."

યાને જમાનાનો દોર પાછો હવેથી બદલાઇ ગયો ને પાર્સી ઇરાનીઓ જેઓ આગળ નેક લોકોમાં ખપતા તેઓપરથી પોતાની મમતા તેણે પોતે ઉઠાડી લીધી હતી તથા જેઓ શ્રેષ્ટ લોકોમાં ખપતા હતા તેઓ હવેથી બદ લોકોમાં ખપવા લાગ્યા અને જે લોકો ખરાબ માનવીઓમાં ખપતા હતા તેઓ શ્રેષ્ટમાં શ્રેષ્ટ માનવીઓમાં ખપવા લાગ્યા; જેથી બેહેસ્તમાંથી ગોયા દોજખનો રસ્તો હવેથી દીસવા લાગ્યો હતો."

અરબોના આ દોરની પુર્વે જે જે અસલી યવન તથા રૂમી ગ્રંથકારો આ "મેજીઅનો" નાં પંથ વીષે લખી ગયા છે તેઓમાં સ્રાબો કે પાઉઝેનીઅસ પછી કોઇબી બીજા નવીસંદાઓ તે વર્ગ વીષે કાંઇ નવું કે ઝાઝું જાણવા જેવું દાસ્તાન

આપી ગયા નથી, કારણ કે ત્યાર બાદ એ ટોળો તમામ લોકોમાં બહુ જાણીતો થઇ પડયો હતો, અને ઇરાનનાં મોબેદો ઠેઠ અકબરશાહના જમાના સુધી દાના શખસોમાં ખપતા હતા એમ શારેસ્તાન, દબેસ્તાન, ખીશતાબ, જામે કેઇખોસરો, ઝરેહદસ્ત અફસાર તથા ઝેન્દેહ રૂદ વગેરે તેઓને હાથથી રચાયલી ચોપડીઓ ઉપરથી માલમ પડે છે. (જુઓ મારી "તવારીખે કદીમ ઇરાન" પા૦ ૧૨૨ માં આપેલી નોધ.) હઝરત આઝર કેઇવાન તથા તેના જરથોશ્તી મોબેદ શાગેર્દો જેવા કે ફરઝાને બહરામ. મોબેદ હુશ, મોબેદ સરૂશ વગેરે જોકે સેપાસી સુફી યાને યોજદાથરેગર પંથના મોબેદોમાં ખપતા હતા, પરંતુ તે પરથી તેઓ જરથોશ્તી મઝહબ પાલતા ન હતા એમ કહેવું તો સેર્ફ હેમાકત જેવું છે. જેમ મોસલમાનોમાં સુફીઓનો પંથ છે, જેમ ખ્રીસ્તીઓમાંબી છુટા વીચારવાળા પાદરીઓ છે, તેમજ તેઓબી પોતાનાં ફીલસુફી તથા વીદ્યાનાં ઓહોળાં જ્ઞાનને લીધે મહાવીરો તથા તપસ્વીઓમાં પોતાના જમાનાના પાર્સીઓમાં ખપતા હતા, તથા એકાંત રીતે રહી અને આ દુન્યાની જુઠી માયા છોડી દઇને પોતાની જીંદગી દાદાર હોરમઝદની સેવા તથા બંદગીમાં અર્પણ કરી ગયા હતા. તે ઉપરથી તેઓની બુઝરગી તથા તેઓનું ઉત્તમ દીલ દેખાઇ આવે છે. તેજ આઝર કેઇવાન સાહેબના પેલા ચૌદ જોઝવોની બરકતથીજ શેહેનશાહ અકબરે જરથોશ્તી ધર્મનાં ઘણાંએક ક્રીયા કર્મના કાનુનો પોતાના નવા "એલાહી" મઝહબમાં દાખલ કર્યા હતા. અને આતશ જેવી એક નુરાની ચીજને પોતાનો કેબ્લે કરીને કબુલ મંજુર રાખ્યો હતો.‡ માઠા ભાગ્યે તે જોઝવો નાદેરશાહની ઇ૦ સ૦ ૧૭૩૯ ની (જુઓ "દોરરે નાદરી" તથા હીંદુસ્તાનની એલફીન્સ્ટનની તવારીખનો બાબ ૧૨, પ્રકરણ ૨, પાનું ૭૧ થી ૭૨) તથા અહમદશાહ અબદાલીની ઇ૦ સ૦ ૧૭૫૯ માં દેહલીપર કરેલી ચોથીવારની સવારી વેળાએ ત્યાં ચાલેલી ખુનરીઝીના વખતમાં બળીને ભષ્મ પામ્યા છે (જુઓ એલફીન્સ્ટનનો "હીંદુસ્થાનનો ઇતીહાસ" બા૦ ૧૨ પ્ર૦ ૪ પા૦ ૭૪૬-૭૪૭), પરંતુ તેઓમાં એવું તો મોઅતેબર જ્ઞાન પાર્સીઓના ધર્મના સંબંધમાં આપવામાં આવ્યું હતું કે તેની તવારીખ અદ્યાપી પાર્સીઓને જાણવાજોગ છે. બેહશ્તી મોલ્લા ફીરૂઝ જયારે હૈયાત હતા ત્યારે તેવણના મોટાં નામને લીધે ઘણુંએક ઇરાનના મોસલેમ ઓલમાઓ (મોઘલો) તેઓને દાદીશેઠનાં આતશબેહેરામમાં મલવા આવતા હતા.

એક દીને એવો એતેફાક બની ગયો કે, એક મોઘલ વીદ્યાર્થી જેના વડીલો બે ત્રણ પેઢીની વાત ઉપર જરથોશ્તી ધર્મ તજીને એસ્લામી મઝહબ કબુલ કરી બેઠા હતા, તે આપણા આ મઝકુર દસ્તુરની મોલાકાતે આવ્યો તેટલામાં આતશબેહેરામ સાહેબનો બાર વાગેનો ઘંટ થયો જે સાંભળતાં પેલા મોગલે મુલ્લાંફીરોઝજીને પુછયું કે, "શું સાહેબ એહીંઆ કાંઇ આતશકદેહ છે?" ફીરોઝજીએ જવાબ વાળ્યો કે, "નહીંજી અહીંઆ તો આતશબેહેરામ સાહેબ છે." પછી બજીદ થઇને ફીરોઝજીએ પેલા મુસલમાન મોગલને પુછયું કે એ સવાલ નાખવામાં તમારી મકશદ શી છે?" ત્યારે તેણે જવાબ આપયો કે, "મારા બપાવાનો બાપ પણ જરથોશ્તી હતો પણ પછી અમોને ઇસલામ ધર્મ કંઇક જુલમ જાસ્તીને લીધે અખત્યાર કરવાને ફરજ પડી હતી." પછી તે મોઘલે મોલ્લા ફીરૂઝને પુછયું કે, "તમો

‡ દસ્તુર મેહેરજીરાણા દીલ્હી જવા પછી અકબરે આતશ તથા પારસી મહિનાઓ વિષે હુકમ આપ્યો હતો એમ બદવની કહે છે તે કાંઇ દસ્તુર આઝર કયવાન વિષે બોલતોજ નથી.

જરથોશ્તીઓ સવારના ખરી બામદાદની ધુપ આપતાં કંઇ સુગંધી વસ્તુ પેલા આતશઅેહેરામના પાત્રાં ઉપર ચહડાવો છો?" જવાબ મળ્યો જે સુખડ, ઓએ કે લુબાન. ત્યારે તે મોઘલ બોલી ઉઠયો કે, તેમ નથી સાહેબ. દરરોજ ધુપ જુદી જુદી સુગંધીની પેલાં આતશના પાત્રાં ઉપર ખરી બામદાદની વેળા પેલા બોએ દેનારને ચહડાવવાની ફરજ છે. પછી આખો દીવસ તે પછી તે આતશ ઉપર ગમે તે સુગંધીઓ કે કાઠીઓ બાળો તો તેનો કશો મુજાકો નથી. ફીરૂઝે પછી તે મોઘલને તે વીષેની સત્તા પુછી, ત્યારે તે મોઘલ બોલી ઉઠયો કે, મારા બપાવાના બાપે મઝકુર હઝરત આઝર કેયવાનના પેલા ચૌદ જોઝવો દેહલીની લાઇબ્રેરીમાં વાંચી જોયા હતા, તેમાં તે વીષેનો સઘળો ખુલાસો આપવામાં આવેલો હતો આ વાત મેં મારા બેહેશ્તી મુરબ્બી બાવા કનેથી આજ પચાસ વરસની વાત ઉપર સાંભળી હતી, જેવણ અસલમાં દાદીશેઠના આતશઅેહેરામ આગળ રહેતા હતા અને મોલ્લા ફીરૂઝનાં ભત્રીજા તથા ગાદીનશીન મોલ્લારોસ્તમ બેન કયકોબાદ કનેથી તેવણે પોતે તે બીના સાંભળેલી હતી. એમ તો મોલ્લા ફીરૂઝ ખુદ પોતેબી ફીલસુફ તથા કેટલાએક પોતાનાં આચારવીચારોમાં સુફીઓ જેવા હતા, અને કોઇનાબી મઝહબની નીંદા કરતા ન હતા; પરંતુ તે પરથી એમ કહેવું કે તેવણ જરથોશ્તી ન હતા, તો તે વાત હાલ કોઇ પણ પાર્સી કબુલ મંજુર રાખી શકશે નહી. તેવણ પોતાના "જારજનામઃ"માં તથા બીજે ઠેકાણે આ પ્રમાણે સાફ જણાવે છે કે,

> ઝે ઇસા ઓ મુસા મરા કીને નીસ્ત
> ઝે મેહેરે મોહમ્મદ તેહી સીને નીસ્ત.
> મરા ગરચે ઝરતોશ્ત પયઘમ્બરસ્ત
> બે ગીતી ઝે કેરદારે બદ રેહબરસ્ત.
> બે ફરમાને પાકશ નેહાદે દો ગુશ
> બેદીનશ સેપોર્દે દેલો જાનો હુશ.
> રેહી ચુન રેહે ઉ બેપરહીઝ નીસ્ત
> બેકસ ચુન ગોઝશ્તે મરા જન્મ નીસ્ત.

યાને "ઇસા કે મુસા સાથે મને કશો કીનો નથી, ને મહમદની દોસ્તીથીબી મારો સીનો કંઇ ખાલી નથી. જોકે મારો પૈગમ્બર તો હઝરત જરથોસ્ત છે, અને આ દુન્યામાં બદ કીરદારથી તે સાહેબ મારો રેહેબર છે ને તેનાં પાક ફ્રર્માનો પર મેં મારો દીલોજાન તથા હોસ અને કાનોને અર્પણ કર્યાં છે, કેમકે તેના જેવી કોઈની પણ દીન પાકીજગી તથા પરહેજગારીમાં છે નહીં, પરંતુ જે કોઇ શખસો કે તેની દીનના ચેલા નથી તેઓ સાથે મને કશો પણ ઝગડો કે મીનાકેસો છેજ નહીં."

આજ ત્રીસ ચાળીસ વરસની વાત ઉપર હઝરત આઝર કેઇવાન "ખલેબદન" થતા તમારા દીલની વાત કહી શકતા હતા તે બીના હસી કહાડવામાં આવતી હતી, પરંતુ ત્યાર બાદ વીદયા એટલી તો હક્ષલી અને તીનદાલની મેહેનતથી વધતી ગઇ છે કે, "થૉટ રીડરસ" (વિચાર વાંચનારા) તથા સમાધીમાં પડનારા (ખલેબદન થનાર) શખસો કેઠે કેઠે છુટાછવાયા હમણા પણ જોવામાં આવે છે, તે વાત હાલના વખતમાં સર વીલીયમ કૃકસ જેવા વીદ્વાને "લંડન રૉયલ સોસાયટી" જેવી વીદ્વાનોની એક મંડળી આગળ ખાત્રીપૂર્વક રીતે સાબેત કરેલી છે; માટે એવી અદભૂત બાબતો ઉપર પુર ગોર કર્યા વીના તેઓને સદંતરજ હસી કહાડવી તે ખરેખર નામોનાસેબ છે. હીંદુઓમાં એક કહેવત મશહુર છે કે "નર જો કરણી કરે તો નર કો નારાયન હોય."

પોતાનાં સ્વાનની જોતને દાદાર હોરમઝદની બેહદ રોશનીમાં આખરે મેળવી નાખવી તે કાંઇ સાધારણ માણસોથી બની શકતુંજ નથી, તથા તે સાહેબ સાથે "ખેત્વોદથ"માં પોતાનાં શરીરને અર્પણ કરી દેવું તથા તેમાં તેનો ભોગ આપવો તે બહુજ મુશ્કેલ કામ છે, કે જે માહાવીરો અને તપસ્વીઓ સેવાય બીજા કોઇથી પણ બની શકે તેવું નથી.

એમ તો મરહુમ દસ્તુર મેહેરજીરાણા પછી એ "બહસે અદીઆન"ની મેહેફલોમાં ગોઆના કૅથોલીક પાદરીઓ વટીક ખ્રીસ્તી ધરમની બોઝોરગી દેખડાવવા માટે તે તકરારોમાં શામેલ થયા હુતા. જેસુઇત ફાધર કાતરૂ એ જુએશ વાષેનો પોતાના એક પ્રાચીન રેસાલામાં આપણા નવસારીના રહેવાસીઓનો માફક સઘળું માનપાન પોતે ખાટી જવા માગે છે અને એવી નાપાયદાર વાત પોતા તરફથી રજુ કરે છે કે અકબરે ખ્રીસ્તી ધરમ ગોયા કબુલ મંઝુર રાખ્યો હતો. પરંતુ આ વાત આપણને યાદ રાખવી જોઇએ કે "એલાહી મઝહબ"માં જેમ જરથોશ્તીઓનાં રેવાજો તથા જશનો અકબરે કેટલાએક કબુલ રાખ્યાં હતાં તેમ ખ્રીસ્તી ધરમના ફરમાનો કશાં તેના એ નવા પેદા કરેલા ધરમમાં જોવામાં આવતાં નથી માટે ફાધર કાત્રુઓ પોતાની તરફની સહુરાગતો કરી ગયો હોય તેમ મને ભાસે છે. પરંતુ તે બાબતો આપણી મુલ મતલબથી વેગલી હોવાથી અત્રે તે ઉપર વધુ બોલવા હું દુરૂસ્ત વીચારતો નથી.



## ના૦ ૧૪૮.

## પંચડાંડ.

(તારીખ ૨ જી ફેબરવારી ૧૯૦૨)

### શેહનશાહ અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો?

આ વિષયની ચર્ચામાં મરહુમ દસ્તુર મેહરજી રાણાના વિરૂધ્યાઓ પોતાના પક્ષ કિંવા સુખનનો બચાવ, સામેવાલાઓ વિરૂદ્ધ કેવા તરયાપાવ ફેંકીને તથા પક્ષપાટ રીતે કરે છે, તે અમે આગલા અંકમાં ટૂંકમાં પણ સ્પષ્ટ રીતે દેખાડી ગયા છિયે. તે પછી ખુદ તેમની તકરારો પકડીને તેનું પોકલ દેખાડિયે તે પહેલાં એ વિષયની મુલ બાબતોની માહિતી વાંચનારાઓને આપવાની જરૂર સમજિયે છિયે. એ બાબત, ધારવામાં આવે છે તેટલી મુશ્કેલ કે ગુચવાડા ભરેલી નથી. તે ટુંકી અને સહેલ છે; પણ મરહુમ દસ્તુર મેહરજી રાણાના વિરોધીઓએ, ઇર્ષાને કારણે એ દસ્તુરજીને ઉતારી પાડવાની કોશેશ કરતાં, તેને નાહક ગુચવાડા ભરેલી બનાવી દીધી છે. તવારિખના આ બનાવમાં એક મોટી અપુર્ણતા એ છે કે, જે પુસ્તકોમા એ મહાભારત બનાવની નોધ લેવાઇ છે તેઓમાં, જો કે ઇશારા તથા નીશાનીઓ તો સ્પષ્ટ છે, તોપણ દસ્તુર મેહરજી રાણાનું નામ નોંધાયલું નથી; અને "ડુબતા આદમી ફીણને વળગે તેમ," એ અપુર્ણતાનો લાભ લઇ તેને બાઝી પડીને મી૦ કકરીઆ તથા તેમના સ્નેહીઓ તે ઉપર પોતાની તકરારનો મદાર બાંધે છે; અને માંગે છે કે, દસ્તુર મેહરજી રાણાએ જો શેહનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવી તેનાં મનપર તેની તરફેનની અસર કીઆજ

હતી તો તેની સીધી સાબેતી અથવા એ દસ્તુરજીનું નામ તેમાંથી બતાવો. જાણે, જો કોઇ બનાવની તવારિખમાં કોઇ કારણે કોઇ પુરૂષનું નામ નહી આવ્યું હોય તો તેના વિષેની વાત ખોટીજ હોય-પછી તેની તરફેનમાં જતી બીજી ગમે એવી શાહદતો મોજુદ કાં નહી હોય! પણ આપણે પુછીશું કે, જો દસ્તુર મેહરજી રાણાનું નામ તે ઐતિહાસિક પુસ્તકોમાં હોત, તો પછી આ ચર્ચા ઉભી થવાજ કેમ પામત? તે પુસ્તકોમાં તેમનું નામ નથી એ ખરૂં, પણ તે નામની અપુર્ણતા દુર કરવાને બીજી તરેહવાર સીધી તથા આડકતરી શાહદનો છે, જે આગલી તકરાર વેળા જાહેર થઇ ચુકી છે, અને તે ઉપરાંત બીજી વધુ નવી શાહદતો સાથે શમ્સુલ ઓલ્મા,-પણ "ઇતિહાસના જાણીતા વિદ્વાન અભ્યાસી" નહી હો!-એર્વદ જીવનજી હમણા બાહેર પાડયા છે. એર્વદ જીવનજીની શાહદતો, કોઇ પણ અપક્ષપાટ તથા વિવેકી નુકતેચીનાંની ખાતરી કરવાને બસ છે; છતાં જો તેનો પણ અનાદર કરવાને આ વિરુધ્ધીઓ ચુકતા નથી તો અમે કહિયે છિયે કે, એકવાર દસ્તુર મેહરજી રાણાનાં નામ સાથની તવારિખી શાહદત હવે પછી કોઇ રજુ કરે તો તેને ઉડાવવાને પણ તેઓ તરેહવાર હીલા બહાનાં ઉભાં કર્યાં વિના રહે નહી. આપણામાં એક શેખચલ્લીની કથા છે કે, તે એક સભામાં ગયો ત્યાં ચોકસ બાબત વિષે જ્યારે સઘળા હા કહીને એકમત થયા ત્યારે તેણે ના ને નાજ કહયા કીધું, અને શેવટે ઘરે આવી પોતાની મા આગલ વડાઇ લીધી કે "મા મા! હું સભા જીતી આવ્યો"! તે વાતનો સાર આ જગે બરાબર લાગુ પડે છે.

મરહુમ દસ્તુર મેહેરજી રાણાએ શહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવી તેનાપર અસર કરવાની વાત, તેમના તથા તેમનાં ખાનદાન તથા ટોળાના વિરૂધીઓ કહે છે તેમ માત્ર નવસારીના પારસીઓમાંજ નહી, પણ આખા પારસી ટોળામાં, છેક તે વખતથી તે અદ્યાપિ પર્યંત દંત કથા રૂપે ચાલતી આવી છે; અને જેમ દરએક દંત કથાના સંબંધમાં બને છે તેમ, આ દંત કથામાં પણ કેટલીક વાતો ચમતકારિક કિંવા નવાઇ સરખી ભેળાયલી છે; જેવી કે, એ દસ્તુરજીએ "જગત ગુરૂ" નામના કોઇ હિન્દુ જાદુગરે આકાસમાં થાળી ચઢાવી એ સુર્ય દેખાડયા હતા તે ઠગાઇ પોતાના ધર્મના અવસ્તાઇ વચનો પઢીને ઉઘાડી પાડી હતી, તથા અકબરને "સુદરો કસ્તી" પહેરાવ્યો હતો ઇત્યાદિ. પણ એ કાંઈ મુલ મુદાની વાત નથી. સાધારણ લોકો તેને ગમે તેવી માને, પણ અમે તેને ઝાઝું વજન લાગુ પાડતા નથી, અને મરહુમ દસ્તુરજીના ભણેલા વારેસો તથા એ દસ્તુરજીનો બચાવ કરનારા વિદ્વાન ગ્રહસ્થો પણ તેને થોડુંજ વજન લાગુ પાડે છે. દંત કથા હંમેશાં શરાહઘાત ભરેલી તથા વિચિત્રપણાંથી મિશ્રીત હોય છે; તોપણ તેમાં સચ્ચાઇ તથા શકયતાનો અંશ તો ખચ્ચીતજ હોય છે, અને ચોકસ બનાવ બન્યાથીજ તે જન્મ પામે છે. સાધારણ લોકો પોતાની આસ્થા તથા સમજ શકતીથી તેમાં નવો નવો ઉમેરો કરતા જાયછે, અને એ રીતે પાછલથી, જેમ શીપમાં મોતી અથવા કોટલાંમાં ફલનો માવો છુપો રહે છે તેમ તે દંત કથાનું પણ રૂપાંતર થઇ જાય છે. પણ તેટલાજ માટે દંત કથાને હસી કાઢવી યા ખોટી ગણવી એ મુર્ખાઇ છે, અને એ સિદ્ધાંત તવારિખ તથા દંત કથાના વિદ્યાર્થીઓ વચે એટલું તો સર્વ માન્ય છે કે, તે સાબેત કરવાને દાખલા રજુ કરવાની અમે જરૂર

જોતા નથી. એટલું છતાં દસ્તુર મેહેરજી રાણુના વિરૂધ્ધીઓ તે સિધ્ધાંતનો પણ ઇન્કાર કરી આ દંત કથાને તેનાં બહોળાં સ્વરૂપમાં તો નહીજ, પણ મુળ બાબતમાં પણ માનવાને ના પાડે છે એટલુંજ નહી, પણ તે દંત કથામાંની ચમતકારિક બાબતોને વળગી પડી સામા મેહેરજી રાણુાંની, તેમના ખાનદાનીઓની, તથા તે મરહુમ દસ્તુરને ન્યાય આપવા બાહેર પડેલા એર્વદ જીવનજી તથા તેવા બીજા ખરેખરા "ઇતિહાસના જાણીતા વિદ્વાન અભ્યાસી"ઓની ઠાઠા ઠી ઠી કરે છે! આ યુક્તિ વડે તેઓ કદાચ વાંચનારાઓની નજરમાં ધુલ છાંટવા માંગતા હશે; પણ તેઓએ યાદ રાખવું જોઇયે કે, એથી ઓર તેઓની ઇર્ષા અદાવત ઉઘાડી પડે છે, અને સામાવાલાઓને બદલે સમજુઓમાં તેમનીજ ઠેકડી થાય છે.

મરહુમ દસ્તુર મેહેરજી રાણાની દંત કથા આજથી અર્ધી સદીની વાટ સુધી સર્વ પારસીઓમાં લગભગ એક સરખી રીતે ખરી મનાતી, બલકે પુજ્ય ગણાતી હતી. પણ તે વખત પછી તેમનાં ખાનદાનના કોઇ વિરોધી ફારસી અભ્યાસીના વાંચવામાં "દબેસ્તાન" કેતાબ આવી, જેમાં અલબતે અકબરને જરથોસ્તી ધર્મ સમજાવવાની બાબતમાં દસ્તુર મેહેરજી રાણાનું નામ નથી, પણ તે વેળા ઇરાનથી હિન્દુસ્થાન આવેલા એક ઇરાની દસ્તુર, મરહુમ અરદશીર કેરમાનીનું નામ છે. આ ઉપરથી તે ફારસી અભ્યાસી તેમજ તેના જેવા વિચાર વલણના બીજા મુઠ્ઠીભર પારસીઓ, "ગાંધીના હાથમાં હલદનો ગાંઠીયો આવવાથી વૈદ થઇ બેસે" તે રીતે એવુંજ લઇ નાઠા કે, અકબરને પારસી ધર્મ અરદેશર કેરમાનીએજ સમજાવ્યો હતો, અને મેહેરજીરાણાંએ તે સમજાવવાની વાત તો માત્ર ખાલી ગપાટો છે. એટલુંજ કરીને તેઓ અટક્યા નહી પણ મરહુમ મેહેરજી રાણાંને હીણું લાગે તથા તેમનાં ખાનદાનીઓનાં દીલ દુખાય એવી તરેહવાર બનાવટી વાતો મેહેરજી રાણાને લાગુ પાડી પોતાનું ઝેરી વેર વાલતા રહ્યા. આપણા પેલા "ઇતિહાસના જાણીતા વિદ્વાન અભ્યાસી" (!) મી૰ રૂ. પે. કકરયાએ પણ મંડાણમાંજ ગોલાટ ખાઇ છબરડો કરી નાખ્યો હતો તે, ધાર્યા મેલે એજ કારણે, મુખ્યત્વે "દબેસ્તાન" કેતાબ ઉપર બધો આધાર લઇ લેવાને લીધે બન્યું હતું. પણ તેમાં તેઓ કેટલા બધા ઠગાયા છે તે, તેઓ અત્યાર આગમજ જોઇ ચુકયા છે, અને હવે વધારે જોઇ શકશે. અહીં આપણે "દબેસ્તાન" વગેરેની તવારિખને લગતી મુલ બાબત પર આવિયે છિયે: પણ આ લંબાણ થવાથી તે હવે પછી જોઇશું.

---

## નાં૰ ૧૪૯

## મુંબઇ સમાચાર

(તા. ૫ મી ફેબરવારી ૧૯૦૨)

**દસ્તુર મોલ્લા ફીરૂઝ શહેનશાહ અકબરની દરબારના કેથોલીક પાદરીઓ તથા દસ્તુર જામાસ્પ આસા વીષેની કેટલીક હકીકત-જામાસ્પ વેલાયતીએ, કીયા કીયા દસ્તુરોને જરથોસ્તી ધર્મનો એલમ શીખવ્યો હતો?**



[મુંબઇ સમાચાર માટે ખાસ લખનાર, મી૰ જમશેદજી પાલનજી કાપડયા]

જેમ મોલ્લા ફીરૂઝ ફારસી સાહીત્યમાં પોતે એકકા ગણાતા હતા, તેમજ અરબી તથા તોર્કી ભાષાઓનું પણ તેવણ પુખ્ત જ્ઞાન ધરાવતા હતા. આપણા એસલામી ભાઇબંધોએ અત્રે જયારે મસ્જેદે જામેનો

પેહેલવેહેલો પાયો ઇ૦ સ૦ ૧૮૮૨ માં નાખ્યો. ત્યારે તે મસજેદમાં હોઝ કઈ બાજુ પર બાંધવો જોઇએ તે વીષે તેઓમાં જે મતફેર પડયો હતો તેની લવાદી આપણા એ કાબેલ દસ્તુર મોલ્લા ફીરૂઝના અરબી તથા તોર્કી ભાષાનાં ઉમદા જ્ઞાનને લીધે આપવાની તે વેળા તેઓને ફરજ પડી હતી. પોતાનાં લવાદનામામાં અરબી તથા ફારસી કેતાબો તથા હદીસ અને કોરઆને શરીફમાંથી એટલી તો મોઅતેબર દલીલો મરહુમ મોલ્લા ફીરૂઝે ટાંકી બતાવી હતી કે, તેથી મસજેદ માંહેલો હોઝ એસલામી ભાઇબંધોએ તેવણનાં લખાણો પ્રમાણે બંધાવી તૈયાર કર્યો હતો, એમ મેં ઘણા-એક વરસોની વાત ઉપર આપણા વડીલો કનેથી સાંભલ્યું હતું. તે અસલી લવાદ-નામું ફારસી કે અરબી ભાષામાં હમણા સુધી કદાચ મસજેદના કદીમ મોતવલ્લીઓના નબીરાઓ કને મોજુદ હોવું જોઇએ, અને તેને જો છપાવીને પ્રગટ કરયું હોય તો તેથી તેવણની મોસ્લેમ ધરમ વીષેની માહી-તગારી તથા ઉગમણનાં સાહીત્યો વીષેની બેહદ કાબેલીયત વધુ અજવાળામાં આવી શકે તેવું છે.

જેમ રોમૅન કૅથોલીક પંથના ખ્રીસ્તી પાદરી કાત્રુએ અકબરની દરબારની "ધરમ સંબંધી તકરારો"ની મહફેલો વીશે પોતાના ધરમની એકતરફી લાગણી પ્રમાણે અહવાલ આપયો છે (જુઓ તેનો મોગલો વીષેનો ફ્રેંચ ગ્રંથ જે "એશી-આટીક સોસાયટી"ની અત્રેની શાખામાં પણ હાલ મોજુદ છે), તેમજ "રોદા-લફ્દ આકવા વીવા" જે ખુદ પોતે તે તકરારોમાં શામેલ હતો અને ફતેહપોર (આગ્રા) માં ઇ૦ સ૦ ૧૫૮૩ની આગમજ હજેર હતો, તેણે શેહેનશાહ અકબરને પોતાનો ખીસ્તી ધર્મ ગોયા સમજાવતો હોય તેવી રીતે તે દરબારનો ચીતાર પોતાના ગ્રંથમાં આપ્યો છે. (જુઓ તેની ફ્રેંચ ચોપડીનું પા૦ ૯૭ તથા ૧૨૪ મું) તે ચીત્રોમાં એ પાદશાહના નામીચા વઝીર અબુલફઝલ તથા તેના ભાઇ ફૈઝી જેણે "રામાયણ" તથા "મહાભારત"ના તરજુમા ફારસી ઝબાનમાં કર્યા હતા અને જે તરજુમા, દલગીરી ભરેલું છે કે, હમણા સુધી છપાયા વગર રહી ગયા છે, તેમના જે ચીત્રો તેણે આપ્યાં છે તે જાણે પાદશાહ-ના તખ્તની આગળ ગોયા તેઓ ઉભેલા હોય એમ આપણી દ્રષ્ટીએ પડે છે, અને તે પાદરી સાહેબ ગુંઠણ મરડીને અકબરને એક લાંબો કુરૂસ (કોસ) પોતે અર્પણ કરતો હોય તેમ તે પોતાને ચીતારે છે. આ પાદરીનાં તે લખાણોના ટેકામાં ફાધર ગરૂબરે જર્મન ભાષામાં ઇ૦ સ૦ ૧૮૯૪ માં એક ગ્રંથ પ્રસીદ્ધ કર્યો હતો, જેમાં જરથોશ્તીઓ વીષે પણ કંઇક અહેવાલ આપ્યો છે. વળી માનુકચી નામનો કોઇ એક ઇટૅલીઍન કઠોલીક ઝવેરી, જે મોગ-લોની દરબારમાં ઘણુંક સુધી રહી ગયો હતો, તેના ખટખોટુત ઉપરથી મઝકુર પાદરી કાત્રુએ પોતાની "મોગલ વંશની તવારીખ" લખેલી છેઃ તેમાં આપેલો સઘળો અહવાલ તેઓનાં એકતરફી લખાણો ઉપરથી જો અત્રે દર્શાવ્યો હોય તો એક મોટો જેવો ગ્રંથ થઇ જાય એમ છે. માટે વધુ વીગતો સારૂ જુઓ ફાધર દુ ઝારીકનો "ઇસતોઆર દલા દેકુવર્ત દે પોરતુગેઝ" અબુલ ફઝલની "આઇને અકબરી" નો બ્લોકમૅનનો તરજુમો; તથા તેજ વઝીરને હાથથી લખાયલું "અકબરનામું;" તથા વાન નોરનો બે દફતરોમાં પ્રસીદ્ધ થયલો જરમન ગ્રંથ.

તવારીખ લખનારાઓની ફરજ અપક્ષ-પાત રીતે ફકત સચાઇજ શોધી કહાડીને તે દેખડાવવાની હોય છે તે વાત હું સારી પેરે સમજું છું; માટે મારાં લખાણોથી કેઇક

સાહેબો જો વિરૂધ મત ધરાવતા હોય તો તેઓ સાથે અમસ્થો તકરારમાં ઉતરી મારો વખત હું બરબાદ કરવા માંગતો નથી, કેમકે મારા લગભગ અરધાં સદીના નાકેસ અભીઆસ ઉપરથી હજુ મને ઇરાનની અસલી તવારીખ ઉપર ઘણુંક લખાણ કરવાનું બાકી રહેલું છે. જામાસ્પ આસાના ખાનદાનના એક દસ્તુરઝાદા પોતાના એક વડવાએ એક ઇરાની મોબેદની ચુક સુધારી હતી એવો જવાબ તમારાં પત્રમાં મારા પેહેલા અંક વીશે આપે છે, તે માટે તેમનો મોટો ઉપકાર થયો છે. પરંતુ મેં તો તેથી ઉલટીજ વાત ઘણુંક વરસો ઉપર સાંભળી હતી, અને તેવણના અપાવાના બાપ બેહેશ્તી એદલજી જેવા એક નર અશોની ઘણીએક વઅઝો મારી બચગીની વેળાએ મેં સાંભળી પણ હતી. તે પરથી તેવણની જરથોશ્તી ધરમની ફીલસુફી તથા તેનાં સાહીત્ય વીશેનાં જ્ઞાન માટે, ઘણી દલગીરી સાથે અત્રે કહેવું પડે છે કે, મેં કોઇ કાળે પણ ઉંચું મત બાંધ્યું ન હતું. તેવણ ઘણાજ અશો અને પરહીઝગાર હતા. તેવણનો હસ્તો લાલ ટુટી જેવો ચેહેરો મારી નજર આગળથી હજુ સુધી ખસતો નથી, અને તેજ ગોલ્લાબી ચેહેરો તેવણની પવીત્રાઇનો ગોયા ગવાહી પણ આપતો હતો. પણ તે વીષે લંબાણ નહી કરતાં તમારાં પત્રમાં બાહેર પડેલા આ જવાન દસ્તુરઝાદાની તકરારની મુળ બાબત ઉપર હું આવું છું તેવણ કહે છે કે મરહુમ દસ્તુરજી સાહેબ જામાસ્પ આસા, જામાસ્પ વેલાયતી હીંદુસ્તાન ખાતે આવી પોહોચ્યો તેની આગમચથીજ પોતે ઝંદ પહલવી ભાષાથી સારી પેઠે માહીતગાર હતા. વળી તે બાબતસર એ દસ્તુરઝાદા પોતા તરફથી વધુ એમ પણ વાંચન કરે છે કે, તે વીશેની નોંધો તવણનાં કુટુંબનાં દફતરોમાં હમણાં સુધી જળવાઇ રહેલી તથા મોજુદ વટીક છે. તે નોંધો પોતાના બોલવાના ટેકામાં તરતજ જો તેઓએ છપાવીને જાહેર કરી હોત તો તેમનાં બોલવાને કંઇક વઝન મળતે; કેમકે જામાસ્પ વેળાયતીએ હીંદુસ્તાનમા આવીને ગુજરાત પ્રાંતમાં ત્રણ મુખ્ય જરથોશ્તી શેહેરો માંહેલા ત્રણ દસ્તુરોનેજ ઝંદ પહલવીનો એલ્મ શીખવ્યો હતો, તે બાબત આપણા પારસીઓના હીંદુસ્તાન ખાતેના ઇતીહાસમાં નોંધાયલી એક સતાવાર બીના ગણાય છે, અને આંકટીલ દુ પેરોએ ઇ૦ સ૦ ૧૭૭૧ માં છપાવેલાં પોતાના "ઝંદ અવસ્તા" નાં પેહેલાં દફતરમાં તે વીશે વીગતવાર રીતે સાફ લખેલું પણ છે. એ ત્રણે દસ્તુર સાહેબોમાં એક તો સુરતવાલા દસ્તુર દારાબ હતા, જેઓ આંકટીલના ખુદ પોતે ઉસ્તાદ થતા હતા, અને તેઓએ એ બીના આંકટીલ સનમુખ પોતે માંડીને કહી હતી. વળી પ્રોફેસર વેસ્તરગારદ પણ પોતાનાં "ઝંદ અવસ્તા" નાં દફતરના દીબાચાને પાંચમે પાને ખુલ્લે ખુલ્લી રીતે એમ લખી જાય છે કે. "અજ્ઞાનપણું તે જમાનાના હીનદુસ્તાનના પારસીઓની ચોતરફ ફેલાયલી એક ખામી ગણાતી હતી. તે સુધારવાની નેમથી જામાસ્પ વેલાયતીએ કેટલાક ચેલા ઉભા કરયા હતા, જેવા કે સુરતમાંથી દારાબ, નવસારીમાંથી જામાસ્પઆસા, અને એક ત્રીજો ભરૂચમાંથી. અને તેઓને તેણે ઝંદ પહલવી ભાષા પોતે શીખવી હતી." આ ફકરામાં જણાવેલા ત્રીજા દસ્તુર તે ભરૂચવાલા દસ્તુર કામદીન હતા, એમ "પારસી પ્રકાશ" ના રચનાર કબુલ રાખે છે. (જુઓ "પારસી પ્રકાશ" નું પાનું ૨૩ થી ૨૪મું) જયારે આંકટીલ તથા વેસ્તરગારદ જેવા વીદવાનો છેક યુરોપ ખંડ વેરથી આ દેશ ખાતે આવી પારસીઓના ધરમ વીશે ખાસ શોધખોલ કરી ગયા છે અને ખુલ્લે ખુલ્લો રીતે એકરાર કરી ગયા છે કે જામાસ્પ

વેલાયતીએ જામાસ્પ આશાને વટીક ઝંદ પહલવીના એલ્મથી વાકેફ કર્યા હતા, ત્યારે તેથી ઉલટી બીના એક દસ્તુરઆદા કસીપણ શહાદત તાંકયા વગર જણાવે, તે બીનાને માનવાને જો હું આચકી ખાઉં અને વઝન લાગુ નહી પાડું તો તે માટે તેઓ તથા વાંચનારા સાહેબો પણ મારી મોશકેલી તરત સમજી શકશે.

---

## નાο ૧૫૦

## પંચડાંડ

(તા. ૧૬ મી ફેબરવારી ૧૯૦૨)

### અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો તે વિષેની તકરારમાં મીο જ. પા. કાપડયા.



શેહનશાહ અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યા હતો તે સંબંધી અમારી તકરાર માલા આગળ ચલાવિયે તે પહેલાં; મરહુમ દસ્તુર મેહરજી રાણાના વિરૂધ્યાઓ તરફથી એક નવુંજ પીઆદું પેચાયલું જોઇ, તેની કાંઇક ખબર લેવાની અમોને ફરજ પડે છે. અસલી ઇરાની તવારિખના ખરેખરા "જાણીતા વિદ્વાન અભ્યાસી" જમશેદજી પાલનજી કાપડયા અણચીતા અને અચબુચ આ તકરારનાં મેદાનમાં ખડા થયા છે,† અને આશ્ચર્યકારક રીતે દસ્તુર મેહરજી રાણાના ભોગે તે મરહુમના વિરોધીઓને ચઢાવી આપવામાં તેમણે પોતાનું ઐતિહાસિક ભંડોલ ખાલી કર્યું છે. પણ તેથી મુલ તકરારમાં કશો ફરક પડતો જણાતો નથી. મીο કાપડયાનાં તવારિખી બહોલાં ભંડોલ ઉપરથી અમે તેમનાથી કાંઇક નવી રોશની જોવાની આશામાં હતા, પણ તેને બદલે તો તેવણુ ઓર અંધકાર અને ગુંચવાડા ઉભા કરી બેઠા છે. તેમ ।। પક્ષકારોને પણ યારી દેવાને બદલે સામો આડકતરી રીતે તેમણે તેઓનાં મુલ સિદ્ધાંતનો પાયોજ ધેસવી નાખ્યો છે. અને તે કેમ?

મીο રૂ. પે. કકરયા અને તેમના પક્ષકારો આપણને એવું સમજાવવા તથા મનાવવા માંગે છે કે, અકબરને પારસી ધર્મ હિન્દના (નસારીના) દસ્તુર મેહરજી રાણાએ નહી, પણ ઇરાનના એક દસ્તુર મરહુમ અરદેશીર કેરમાનીએ સમજાવ્યો હતો, કે જેને અકબરે એજ કારણશર ખાસ રીતે ઇરાનથી દીલ્લી બોલાવ્યો હતો, પણ આજે તેમના હિમાયતી સદરહુ મીο કાપડયા શું કહે છે તે જુઓ. તેવણુ, કાંઇજ નહી પણ માત્ર એકલ દોકલ પેલી દબેસ્તાન કેતાબનાજ આધારે, કેટલીક કલ્પીત કથા કહાણીના ઉમેરા સાથ કહે છે કે, અકબરને પારસી ધર્મ હજરત આજરકયવાન નામના સુફી પારસી દસ્તુરે તથા તેમના ચેલાઓએ સમજાવ્યો હતો. અને ત્યારે દસ્તુર અરદેશર કેરમાની? તેનું તો નામ નિશાનજ મીο કાપડયા દેતા નથી! આ રીતે મેહરજી રાણાનો વિરૂદ્ધ પક્ષ પોત પોતા વચ્ચેજ અથડા પડયો છે, અને પોતાનાં સિદ્ધાંતનો મુલ પાયો પોતેજ ધેસવી નાખ્યો છે.

મીο કાપડયાએ પોતાના માનીત હજરત આજર કયવાન તથા તેઓ સાહબના ચેલાઓને આ માન આપવાનાં ઝનુનમાં દસ્તુર મેહરજી રાણાને માઠું લગાડવાને કશી આંચકી ખાધી નથી. એ દસ્તુરજીએ અકબરને પારસી ધર્મ સમજાવ્યો તે વિષે દંત કથા ચાલતી આવી છે, તે દંતકથાને તેમણે હસી નાખી છે, અને મરહુમ

---

† જુઓ નંબર ૧૪૩, ૧૪૫, ૧૪૭, ૧૪૯.

દસ્તુર જામાસ્પ આસાના ખાનદાનના એક નબિરાએ તેમનાં ચોકસ ખોટાં અનુમાન વિરૂધ્ધ પોતાનાં કુટુંબમાં જલવાયલી નોંધનો ઈશારો કીધો, તો તેને પણ હસી નાંખ્યો છે. અર્થાત, મી૦ કાપડયા આવી મહત્વની તકરારમાં તવારિખી શાહદતો સિવાય દંત કથા કે કાને સાંભળેલી વાતને વજન આપવા માગતા નથી. અને તો પણ, વાંચનાર, માનશો? તેવણે પોતે આ તકરારમાં કીધેલાં ત્રણ ત્રણ લખાણોમાં, જયાં પોતાની મતલબ આવી છે ત્યાં, પોતાના બાવા કે દાદાએ કહેલી માત્ર મોઢેની ભલતી વાતોના આધાર ભારે ઉકમાઇ સાથ લીધા છે! તેના બે ત્રણ દાખલા માત્ર રમુજને ખાતર અમે અત્રે ઉતારી લઇશું, કે જેથી તેમની તકરારો કેવી બે વજન અને એક તરફી છે તે વાંચનારાઓ જોઇ શકે. તે વેલાના નવસારીના લોક ધર્મ જ્ઞાન વગેરેમાં છેક ઢંક હતા તેને કોઈ નનામા ભલતા "દાના મોઘલ" નો દાખલો આપતાં તેની શાહદત મી૦ કાપડયા આ પ્રમાણે આપે છેઃ—

"આજ પચાસ વરસની વાત ઉપર મેં **મારા મુરબ્બી બાવા કનેથી** સુરત અને નવસારીમાં ચાલતી આવેલી એક એવી **દંત કથા સાંભળી હતી** કે"—

વળી મરહુમ મુલ્લાં ફીરોજ વીષે ચોકસ નકામી વાત લખતાં તેની ફરમાસુ શાહદત તેવણ આમ આપે છેઃ—

"આ વાત મેં મારા **બેહેસતી મુરબ્બી બાવા કનેથી** આજ પચાસ વરસનો વાત ઉપર **સાંભલી હતી,** જેવણ અસલમાં દાદી શેઠના આતશ બેહરામ આગલ રહેતા હતા. અને મોલ્લા ફીરૂઝના ભત્રીજા તથા ગાદીનશીન મોલ્લા રોસ્તમ બેન કયકોબાદ કનેથી તેવણે પોતે તે બીના **સાંભલેલી હતી.**"

વળી બીજી બાબત, જે આના કરતા પણ છેક ભલતી અને વગર સંબંધની છે, અને જે મુંબઇના મોહમેદનોની જુમામસજીદમાંની હોજ મરહુમ મુલ્લાં ફીરોજે આપેલા ફતવા પ્રમાણેની દિશાએ બાંધવાને લગતી છે, તે રજુ કરતાં તેની શાહદત માટે પણ તેઓ, કહેનારની જીભ અને સાંભળનારના કાનનોજ હવાલો, નીચે પ્રમાણે આપે છેઃ—

"તેથી મસજેદ આહેલો હોઝ એસલામી ભાઇબંધોએ તેવણનાં લખાણો પ્રમાણે બંધાવી તૈયાર કર્યો હતો, એમ મેં ઘણાંએક વરસોની વાત ઉપર **આપણા વડીલો કનેથી સાંભલ્યું હતું.**" (સઘળે ઠેકાણે કાલા અક્ષર અમે કર્યા છે.)

ટુંકમાં, મી૦ કાપડયાનું લખાણ, સંબંધ તથા અનુક્રમમાં જેટલું ભલતું તથા વિખરાયલું તેટલુંજ શાહદતોની બાબતમાં "સાંભલેલી" હવાઇ વાતો પર કીલ્લો બાંધનારૂં છે. તેવણના એક બાવા કે દાદા માત્ર ચાલીસ પચાસ વરસ પર કહી ગયા તે સાચું અને શાહદત, પણ મરહુમ દસ્તુર મેહરજી રાણા વિષે ત્રણસો વરસોથી આખી પારસી કોમમાં, લેખપોટ તથા ગીતો સાથની દંત કથા ચાલતી આવી તે ખોટી અને હસવા સરખી! માણુસ જાતની મતલબ તથા પક્ષપાટનો પણ કાંઇ હદ છે! દિલગીરી સાથ જોઇએ છિયે કે મી૦ કાપડયા જેટલા કદીમ ઇરાનની તવારિખ લખવામાં દીપી નિકલ્યા છે. તેટલાજ હિન્દી પારસીઓની તવારિખમાં નિષ્ફળ નિવડયા છે. બેહતર કે, પોતાથી નહી પહોંચી વલાય એવી એ જીકર પડતી મલી તેવણ હજુ પોતાના માનિતા "દારથવુસ વિંસ્તાસ્પ" ના વિષયમાંજ મચેલા રહે!

---

# ના૦ ૧૫૧

## પંચડાંડ.

(તા૦ ૨૩ મી ફેબરવારી ૧૯૦૨.)

### અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો તે વિષેની તકરારમાં મી૦ જ૦ પા૦ કાપડયા.

પંચડાંડના અધિપતિ જોગ.

સાહેબ. તમારા છેલ્લા અંકમાં ઉપલે મથાલે તમો સાહેબે મી૦ જમશેદજી પાલનજી કાપડયાની મરહુમ દસ્તુર મેહરજી રાણા વિરૂદ્ધની તકરારનું ખંડન કરતાં તેમનાં લખાણનું બેઢંગાપણું એકતરફીપણું તથા મુળ તકરારથી આડા ઉતરી પડવાની નબળાઇ વિષે જે ટીકા કર્યા છે, તે વાજબી છે. પણ તેની સાબેતીમાં એક વધુ અગત્યનો દાખલો આપવાને તમે ભુલી ગયલા જણાઓ છો. જે હું લખી મોકલું છું. નવસારીવાલા મરહુમ દસ્તુર જામાસ્પ આસાએ પોતાનો એલમ ઇરાનથી સુરત આવેલા મરહુમ દસ્તુર જામાસ્પ વેલાયતથીજ હાંસલ કર્યો હતો એવાં તેમનાં લખાણનું ખોટારૂં જ્યારે તે દસ્તુરજીનાં ખાનદાનના એક નબીરાએ બતાવી આપ્યું, ત્યારે તેનો રદ જવાબ આપતાં તેવણ મુંબઇના માજી દસ્તુર મરહુમ દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી જામાસ્પ આસાના, કે જેમને આ બાબતમાં કશુંએ લાગતું વલગતું નહી. તેમને વચે આણી તેત્રણપર ઉતરી પડયા છે, અને એક સારા તથા અપક્ષપાટ તવારીખનવેશને ન છાજતી નીચલી રીતે તે બેહેસ્તીની મશ્કેરી કરી છેઃ—

"જામાસ્પઆસાનાં ખાનદાનના એક દસ્તુરઝાદા પોતાના, એક વડવાએ એક ઇરાની મોબેદની ચુક સુધારી હતી એવો જવાબ તમારાં પત્રમાં મારા પેહલા અંક વીશે આપે છે. પરંતુ મેં તો તેથી ઉલટીજ વાત ઘણાંક વરસો ઉપર સાંભલી હતી, અને તેવણના બપાવાના બાપ બેહુશતી એદલજી જેવા એક નર અશોની ઘણીએક વએઝો મારી બચગીનો વેળાએ મેં સાંભલી પણ હતી. તેપરથી તેવણની જરથોસ્તી ધરમની ફીલસુફી તથા તેનાં સાહીત્ય વિશેનાં જ્ઞાન માટે ઘણી દલગીરી સાથે અત્રે કેવું પડે છે કે, મેં કોઇ કાલે પણ ઉંચું મત બાંધ્યું ન હતું. તેવણ ઘણાજ અશો અને પરહીઝગાર હતા તેવણનો હસ્તો લાલ ટુટી જેવો ચેહરો મારી નજર આગલથી હજુ સુધી ખસતો નથી, અને તેજ ગોલાબી ચેહરો તેવણની પવીત્રાઇની ગોયા ગવાહી પણ આપતો હતો."

સાહેબ, મને પુછવા દેવો કે, દસ્તુર જામાસ્પ આસા કોની આગલ એલમ શિખ્યા હતા તેને મવસુફ દસ્તુર એદલજીની સાથે શો સંબંધ? છેલ્લા દસ્તુરજીની વાત અહીં લાવવાનું કારણજ શું? તેઓ સાહેબનો ચેહરો "લાલ ટુટી જેવો" અને "ગોલાબી" હતો કે સફેદ બરફ જેવો હતો, તેને આ બાબત સાથે શુ સનાન સુતક? એજ કેની કે તેમનો મશ્કેરી કરી લોકોની નજરમાં તેમને હલકા પાડવા, અને તેમના બેશીઓનાં દીલ દુખવવાં? શું કોઇ પણ વિદ્વાન, ગંભિર અને અપક્ષપાટ તકરારી કે તવારિખનવેશ આ જાતનાં ચેડાં, ગુજર પામેલા નિર્દોષોનાં નામ સાથે કાઢે છે? મી૦ કાપડયા એવું દેખાડવા માંગે છે કે, મરહુમ દસ્તુર એદલજી માત્ર ખાઇ પી "લાલ ટુટી" જેવા બન્યા હતા. પણ તેમનામાં એલમનું ભંડોલ ન હતું. આ વાત શરફ જુઠી છે, પણ એકવાર તકરારને ખાતર તેમ માની લઇયે તો તેનો દોષ, એજ મી૦ કાપડયાએ ઘણા વખાણેલા ઇરાની દસ્તુર જામાસ્પ વેલાય-

તીને સીર આડકટરી રીતે જઇ પડવો જોઈએ; કારણુ મી૦ કાપડયાના વિચાર પ્રમાણે દસ્તુર જામાસ્પ આસા પોતાના એલમ માટે જામાસ્પ વેલાયતીને આભારી હતા, અને દસ્તુર એદલજી પોતાના વડિલ જામાસ્પ આસાના સીલસીલાથી ચાલતો આવેલો એલમ શિખેલા હતા! જો તમો બારિકીથી જોશો તો, મી૦ કાપડયાનાં લખાણમાંથી એવા ઉમદા " ઘવેર " તો લીટીએ લીટીએ મલી આવે છે, પણ નમુના દાખલ હાલ તો એટલુંજ બસ.

દારયવુસ.

---

## ના૦ ૧૫૨.

## પંચડાંડ.

( તારીખ ૨ ૭ માર્ચ સને ૧૯૦૨ )

### ચર્ચાપત્રો ઈત્યાદિને ખબર.

"મકબુલ"—અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો તે તકરારના સંબંધમાં લંબાણ ખુલાસો કરી એવું સમજાવવા માંગે છે કે, એ બાબતમાં મુખ્ય તવારિખી શાહદતો. દસ્તાવેજો તથા ફરમાનો વગેરે ફારસી ભાષામાં લખાયલાં છે, અને જ્યારે શમ્સુલ ઓલમા એર્વદ જીવનજી જમશેદજી મોદી ફારસીમાં પ્રવિણુ વિદ્વાન છે, ત્યારે મી૦ રૂ. પે. કકરયા તે ભાષાથી બેનસીબ છે. મુખ્યત્વે એજ કારણે જ્યારે એર્વદ મોદી આ વિષયને બરાબર ઇનસાફ આપી શકયા છે, ત્યારે મી૦ કકરયાએ તેમાં છબરડો કરી પોતાને ઓર હસીમાં આણ્યા છે. તે એટલે સુધી કે, મરહુમ મેહરજી રાણાના વંશજો તરફથી તેમને મળેલા દસ્તાવેજોમાં "બદલાની" નામ હતું તેને તેવણે "બદાઉની" થોકી બેસાડયું હતું, તેમજ ચોકસ કેતાબનાં નામમાં પણ ભુલ કીધી હતી. એ વગેરે જણાવી, આ ચર્ચાપત્રી શેવટે ઉમેરે છે કે, મી૦ કકરયા આ તકરારથી અલગ રહે તેમાંજ તમની શોભા છે.

---

## ના૦ ૧૫૩

## પંચડાંડ

( તા. ૨ ૭ માર્ચ ૧૯૦૨ )

### ચર્ચા પત્ર.

### અકબરના વખતમાં જગતગુરૂએ બે સુરજ દેખાડવાની દંતકથાને મળતો એક બીજો ઐતિહાસિક બનાવ.

પંચડાંડના અધિપતી જોગ.

સાહેબ, આપના પેપરમાં હાલ શેહેનશાહ અકબરને પારસી ધર્મ સમજાવ્યા બાબતની જે ચર્ચા કેટલાક વખતથી ચાલે છે, તે બાબતમાં તા૦ ૨ જી ફેબરવારી ૧૯૦૨ ના આપના અંકમાં, જગતગુરૂ નામના કોઇ હિન્દુ જાદુગરે આકાશમાં થાળી ચઢાવી બે સુર્ય દેખાડયા હતા તે ઠગાઇ પોતાના ધર્મના અવસ્તાઇ વચનો પઢીને મરહુમ પારસી ધર્મ ગુરૂ દસ્તુર મહેરજી રાણાએ ઉઘાડી પાડી હતી, એવી બાબતનો પણ ઇશારો થયો છે, તે બાબતમાં કોઇ હિન્દુ જાદુગરનું નામ આવેલું છે, તેથી સ્વાભાવિક રીતે તે બીના પ· મારૂં ધ્યાન ગયું છે. મરહુમના સંબંધમાં જે દંતકથા ચાલતી હશે તેને ખોટી પાડવાને આ મારો લેખ નથી. પણ તે સંબંધે

કેટલીક જાણવાજોગ બીના જાહેર મુકવા જેવી જણાય છે તે લખું છું. કદાચ દસ્તુર મહેરજી રાણામાં તે દંતકથામાં બતાવવામાં આવેલી શક્તિ હશે. પણ મહાન મોગલ પાદશાહ અકબર પારસી ધર્મ સ્વીકારી તેનાંજ ફરમાન મુજબ ચાલતા હતા, એમ પાકે પાયે કહી શકાય નહી. કારણ કે એ મુગલશાહની નીતિ રીતિનો પાર કોઇથીજ પામી શકાયો નથી. તેમની બુધ્ધી ચાતુર્યનું તોલ કોઇ કરી શકયું નથી. અને તેજ કારણે આજ એંગર જો તેઓ ઘણાં વરસથી મૃત્યુ પામી પોતાનું અમરનામ જગત બત્રીશીએ મુકી ગયા છે, છતાં દરેક હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસટી વિગેરે સઘળીજ કોમ અને જાત તેમને માન આપી એવો દાવો કરે છે કે, તેઓ હમારા ધર્મનાં ફરમાન મુજબ ચાલતા હતા, અને હમારા ધર્મને તેઓએ ઉત્તેજન આપ્યું હતું. એજ બોલો તેમની નીતિ રીતિ અને રાજય ચલાવવાની ખુબીની છાપ, આપણી દ્રષ્ટી સમોપ તાદૃશ્ય કરે છે. ખરી વાત એ દીવસે છે કે, સ્વાભાવિક રીતે તેઓ સઘળાજ ધર્મને માન આપતા હતા. હિન્દુ ધર્મ પર પણ તેઓને સારી શ્રધ્ધા હતી; અને તેના દાખલા તરીખે કેટલાક હિન્દુ ધર્મનાં પુસ્તકોનું તેઓએ ફારસીમાં ભાષાન્તર પણ કરાવ્યું છે. તેમ તેઓ મુસલમાન ધર્મને કદી ધિકકારતા નહીં. તો તેઓ જયારે સઘળાજ ધર્મને માન આપતા, ત્યારે તેઓએ પારસી ધર્મને માન નહી આપ્યું હોય એમ તો કોઇગીજ કહી શકાશે નહીં. અને મરહુમ દસ્તુર મહેરજી રાણાએ તેમને પારસી ધર્મ સમજાવ્યો હશે તે વાત સત્યજ હશે. તે ખોટી પાડવાને મથન કરવું, તે અકબર શાહની નીતિ રીતિ પર હલ્લો કરવા સમાન થઇ પડે.

હવે, સાહેબ, આકાશમાં થાળી ચઢાવવાની બાબતમાં જે દંતકથા ચાલે છે, તે બાબતમાં કેટલોક ખુલાસો મારે કરવાનો છે. એવોજ એક વૃત્તાંત સંવત ૧૧૯૯ ની સાલ પછી બે ત્રણ વરસે બન્યો હતો, અને તે પ્રાચીન ઇતિહાસિક ગ્રન્થ પરથી માલમ પડે છે. જૈન ધર્મના આચાર્ય મેરૂતુંગાચાર્યે, ગુજરાત અને માળવાના રાજાનો કેટલોક વૃત્તાંત પોતાના પ્રબંધચિન્તામણી ગ્રંથમાં સાચવી રાખ્યો છે. મેરૂતુંગાચાર્યે, વિક્રમ, શાલીવાહન, વનરાજ મુળરાજ, મુંજરાજ, ભોજરાજ, ભીમરાજ, સિદ્ધરાજ, અને કુમાળપાળ રાજાના સમયનો વૃત્તાંત પોતાના ગ્રંથમાં લખેલો છે, તેમાં છેલ્લા રાજા કુમાળપાળના સમયમાં જૈન ધર્મના મોટા પ્રભાવિક અને ચમત્કારિક એવા હેમાચાર્યે આચાર્ય હતા. એ હેમાચાર્યે યોગ અને વ્યાકરણ સંબંધી ઘણા ગ્રંથો રચેલા છે, જેમાં યોગશાસ્ત્ર સર્વોત્તમ અને બહુ માનનીય ગ્રંથ છે. તેનાં ભાષાન્તર ઈંગ્લીશ અને જર્મન ભાષામાં થયાં છે. વ્યાકરણમાં તેમનો હેમીકોશ પ્રસિદ્ધ છે. કાર્યનામ માળા, દેશીનામ માળા, સાહિત્ય શાસ્ત્ર, તર્કશાસ્ત્ર, છેદાનુશાસન, અલંકાર ચુડામણિ, પરિશિષ્ટ પર્વક જે કલકત્તામાં છપાયું છે, ત્રિષષ્ઠિ શિલાકાપુરૂષ ચરિત, જેનું ગુજરાતી ભાષાન્તર પણ થયું છ, વીગેરે બીજા ઘણા મોટા ગ્રંથો હેમાચાર્યે રચેલા છે. તમાંના ઘણા સરકારના સગ્રહમાં પણ છે. એ હેમાચાર્યના સંબંધમાં મહેરજીરાણાવાળી દંતકથાને મલતો આવે તેવો એક વૃત્તાંત બન્યો છે, અને તે કુમાળપાળ રાજાના વખતમાં, એટલે સં. ૧૧૯૯ નાં પછી થોડાં વરસે, એટલે આજથી લગભગ સાડીસાતસો વર્ષપર બન્યો હતો. જ્યારે અકબરનો કાળ તે પછીનો, એટલે લગભગ ૧૬૦૦ સંવત હતો. એટલે કુમાળ-

પાળ અને અકબરની વચમાં લગભગ ચારસો વરસને તફાવત ચાલી જાય છે. તો કદાચ એમ કાં નહી બને કે તે પ્રાચીન વૃત્તાંતનું અનુકરણ મહેરજી રાણાના સંબંધમાં ગોઠવાયું હોય, કારણ તેમાં જે હિન્દુ જાદુગરની બાબત આવે છે તેનું નામ ને વીગત જણાતાં નથી. હેમાચાર્ય સંબંધી એ વૃત્તાંત નીચે મુજબ છે, અને તેના બીજા ઘણા પુરાવા પણ છે. કુમાળપાળના રાજ્યામલમાં શંકરાચાર્ય, અને જૈન મત વચ્ચે સખત વિરૂદ્ધતા ચાલતી હતી. ભારત વર્ષમાં તે કાળે જૈન મતનું પરિબળ વિશેષ હતું. કુમાળપાળે જૈન ધર્મ સ્વીકાર્યો હતો, અને એ જૈન મત ખંડન કરવા શંકરાચાર્યે બહુ જબરી લડત તે સમયે ચલાવી હતી. પાટણ શહેરમાં હેમાચાર્ય રહેતા હતા, શ્રીમદ શંકરાચાર્યને મુકામ પણ એ પ્રસિદ્ધ શહેરમાંજ હતો. મેરૂતુંગાચાર્ય, કે જેમણે ગુજરાતનો ઇતિહાસ જાળવી રાખ્યો છે, તેઓ એ દંતકથાને મળતો વૃત્તાંત નીચે મુજબ જણાવે છેઃ—

“ એક વખતે સોમવતી અમાવાસ્યાને દિવસે પાટણ શહેરમાં તમામ નાગર બ્રાહ્મણ વગેરે સારા સારા ગૃહસ્થ બ્રાહ્મણોની સ્ત્રીઓની ટોળી ઘરેણાં ગાઠાં પંહરી હાથમાં પૂજાપાની થાળી લઇ શોભાયમાન વસ્ત્રોથી શરીરને શણગારી પીપળાની ફેરી ફરવાને ગામ બહાર ગએલી પાછી ફરતી હતી. તેવામાં સંન્યાસીઓ, ગૃહસ્થ બ્રાહ્મણોને ઘેરથી ભિક્ષા કરી હાથમાં જળના કમંડલ અને દંડ લઇ મઠ ભણી ચાલ્યા જતા હતા. તેટલામાં એક બાજુએથી હેમાચાર્યના શિષ્યે પણ શ્રાવકોને ઘેરથી ગોચરી ( ભોજન લઇ ) કરી પાછા અપાશ્રયે ( ધર્મના સ્થાનકે ) જતા હતા. તેવામાં કુમાળપાળ દેહરે દર્શણ કરી પોતાની મેનામાં બેસી બહાર નીકળી મહેલ ભણી આવતા હતા. તેણે સ્ત્રીઓની ધામધુમ જોઇ શ્રાવકના ભણી નજર કરી પુછ્યું કે, આજે શી તીથી છે ! શહેરમાં આટલો બધો ઉત્સવ શાનો ? ત્યારે સાધુ તર્તમુકિત જૈન ઉતાવળથી બોલી ઉઠયો, કે આજે તીથી પુર્ણિમાં છે. તે સાંભળી સન્યાસીઓને હસવું આવ્યું. કુમાળપાળે તેમને હસવાનું કારણ પુછ્યું. તો તે કહેવા લાગ્યા કે, આજે સોમવતી મોટી **અમાવાસ્યા** છે, પણ તે છતાં એઓ પુર્ણિમા આજે કહે છે, એટલા માટે અમો આશ્ચર્યથી હસ્યા. કુમાળપાળ મનમાં વિચાર કરતો પોતાના મહેલમાં ગયો. સન્યાસીઓએ પોતાના મઠમાં આવી શંકરાચાર્યને આ થએલું વૃત્તાંત નિવેદન કર્યું. જૈન સાધુઓએ જાણ્યું, અરે આજે અમાવાસ્યા છે, તે છતાં આપણે ભુલથી કુમાળપાળને પૂર્ણિમા કહ્યા હવે કેમ થશે ! એમ વિચાર કરતા અપાશ્રયમાં હેમાચાર્ય ગુરૂની પાસે આવ્યા. ત્યારે તેમનાં ઉતરી ગએલાં મોઢાં જોઇ હેમાચાર્યે તેમને પુછ્યું કે, આજ શું દુઃખ છે ? ગુરૂના પુછવાથી તેમણે પોતાની બનેલી ખરી હકીકત તેમને નિવેદન કરી. હેમાચાર્યે કહ્યું કે તેમાં શી ફીકર છે ? આજે પૂર્ણીમાં છે. જો રાજા પુછશે તો તેનો જવાબ હું કરીશ. થોડી વારમાં કુમાળપાળે શંકરાચાર્ય અને હેમાચાર્યને પોતાના શિષ્યો સહુવર્તમાન સભામાં બોલાવ્યા. યથાસ્થિત તેમનું સનમાન કરી કુમાળપાળે પુછ્યું “ મહારાજો આજે શી તીથી છે ? શંકર કહે અમાવાસ્યા અને હેમાચાર્ય કહે કે પુર્ણિમા. કુમાળપાળ કહે કે આ બેમાંથી ખરૂં કોનું કહેવું ? હેમાચાર્ય કહે કે, એમાં ચિંતા શી છે. સાંયકાળે પરિક્ષા કરો. જો પુર્ણીમાં હશે તો ચંદ્રોદય જણાશે, ને અમાવાસ્યા હશે તો નહી જણાય. પછી કુમાળપાળ અને સઘળી

સભાએ તે વાત અંગીકાર કરી. સાંયકાળ થયો, તેવામાં હેમાચાર્ય પોતાની વિદ્યાના બળવડે કાંસાનો મોટો થાળ પુર્વ દીશામાં ચઢાવી અને બાર ગાઉ સુધી ચંદ્રોદય જણાવ્યો હતો.

આવો વૃતાત મેરૂતુંગાચાર્ય આપે છે તો મહેરજીરાણાના વૃત્તાંતવાળી દંત કથામાં બે સુર્યની વાત, તે ઉપલા વૃત્તાંતને મલતી હોવી જોઈએ. તે માટે જો ચોકસ પુરાવા હોય તો તે ખોટા પડી શકે નહી.

સુરત, તા૦ ૨૨ ૨-૦૨

લી૦ બા૦ ભ૦

આ ચર્ચા પત્ર લખનાર એક કાબેલ હિન્દુ ગ્રહસ્થ છે. અને તેમનું વૃત્તાંત શાસ્ત્ર-ધાર તથા વજનદાર છે. જો તેવો બનાવ ખરેખર બન્યો હોય, તો તે કાંઇજ નહી પણ મરહુમ દસ્તુર મેહરજીરાણાંને લગતી જગત-ગુરૂએ બે સુરજ દેખાડવાની દંત કથાને મજબુત પુષ્ટી આપે છે. સદરહુ કાબેલ લેખક એવું અનુમાન કરે છે કે, જગત ગુરૂવાલી દંતકથા ઉપલા હેમાચાર્યનાં વૃત્તાં-તનું અનુકરણ હશે; પણ તે અનુમાન ટકી શકતું નથી, કારણ હેમાચાર્યવાલાં વૃત્તાં-તમાં માત્ર નહી ચંદ્રનો ચંદ્ર દેખાડવાની વાત છે, અને તે ચંદ્રને શંકાચાર્યે કે બીજા કોઇએ ખોટા પાડી દેખાડયો નથી. પણ જગત ગુરૂવાલી દંત કથામાં તો બે સુર્ય દેખાડવાની વાત છે. અને તેમાંના કૃત્રીમ સુર્યને મરહુમ દસ્તુર મેહરજીરા-ણાએ પોતાનાં અવસ્તાઇ મંત્રથી ખોટો પાડી દેખાડેલો જણાવવામાં આવે છે.

અધિપતિ પંચડાંડ.



## ના૦ ૧૫૪
## પંચડાંડ.
(તા૦ ૧૬ મી માર્ચ ૧૯૦૨.)

### શેહનશાહ અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો?

દિલગીર છિયે કે, બીજા કેટલાક અગ-ત્યના ચાલુ બનાવોના વિષયોનાં દબાણને લીધે, અમે હાથ ધરેલા આ ઐતિહાસીક વિષયનું સાધન આગલ ચલાવવામાં અમે ઘણા પછાત પડી ગયા છિયે; પણ તે નિરૂપાયેજ. મી૦ જમશેદજી પાલનજી કાપડયાના વિચારોનાં અમે કીધેલાં ખંડ-નના વિષય બાદ કરતાં, આ બાબત વિષેનું અમારૂં છેલ્લું લખાણ, પંચડાંડના ગઇ તા૦ ૨જી ફેબરવારીના અંકમાં આવ્યું હતું, જેમાં મરહુમ દસ્તુર મેહરજી રાણા સંબંધી દંત કથા વિષે વિવેચન કરી, આ બાબતની તવારિખી શાહદતનો છેડો પ-કડયો હતો. આજે તે શાહદતો વિષે અમે ટુંકમાં ખુલાસો કરીશું. અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો તે વિષે ડજન બંદ પુસ્તકોમાં લખાણો થયલાં છે, પણ તેમાં બે પુસ્તકો મુખ્ય છે; એક, બદઓની નામે મોહમેદન તવારિખનવેશનું "મુન-તખબઉત તવારીખ;" અને બીજું, દબે-સ્તાન. બાકીનાં પુસ્તકોમાંનાં લખાણ મુખ્ય-ત્વે આ બેની આધારે થયલાં હોવાથી, તુરત વેલા અમે તેમને બાજુએ રાખિયે છિયે. આ બે પુસ્તકોમાં પણ મુખ્ય અને વધુ બલકે સંપુર્ણ ભરૂસો મેલવા જોગ પુસ્તક બદઓનીનુંજ છે; કાંકે તે પોતે અકબરના વખતમાં થઇ ગયો છે; આ બનાવ તેના પોતાના વખતમાં અને તેની પોતાની હદમાં બન્યો હતો; તેનું વર્ણન તેણે કોઇ બીજા લખનારના આધારે

નહી પણ પોતાના અંગત અનુભવના આધારે કીધેલું છે; અને તે પણ એ બનાવ બન્યા પછી તુરતનાજ હિંગામમાં, માત્ર બે વરસની મુદતે એટલે, અકબરની દરબારમાં ધર્મો સંબંધી ચર્ચા ઇ૦ સ૦ ૧૫૭૬ માં ચાલુ થઇ હતી, અને તે સંબંધી બદઓનીનું લખાણ ૧૫૭૮ માં થયલું છે. ફકત આટલીજ વાતથી વાંચનારાઓની ખાતરી થવી જોઇયે કે, આ બાબતમાં સર્વોપરી તથા સર્વ માન્ય સતા બદઓનીનીજ છે.

અને બદઓની, અકબરને પારસી ધર્મ કોણે સમજાવેલો કહે છે? તે ટુંકમાં પણ ખુલ્લા શબ્દોમાં કહે છે કે, અકબરને પારસી ધર્મ ગુજરાતનાં નવસારી શેહરથી આવેલા પારસીઓએ સમજાવ્યો હતો; તેથી તેનાપર તેની તરફ સારી અસર થઇ હતી, અને તે કારણે આતશને સંભાળવા તથા માન આપવાનું તેણે ફરમાવ્યું હતું, વગેરે. નવસારીથી આવેલા આ પારસીઓ કોણ હતા, અને તેમનો વડો કોણ, તે અલબતે બદઓનીએ જણાવ્યું નથી; પણ તે ઇશારો મરહુમ દસ્તુર મેહરજી રાણાનેજ લાગુ પડે છે તે દંત કથા ઉપરથી આપણે આગળ જોઇ ગયા છિયે, અને બીજી શાહદતોથી હવે પછી જોઇશું. તે પહેલાં વાંચનારાઓએ અહીં ખુબ લક્ષમાં રાખવું જોઇયે છે કે, આ સર્વોપરી સતાધારી તવારિખનવેશ બદઓની જ્યારે અકબરને પારસી ધર્મ સમજાવનાર દાખલ નવસારીનાજ પારસીઓને રજુ કરે છે, ત્યારે પેલા ઇરાની દસ્તુર મરહુમ અરદશીર કેરમાની કે હઝરત આઝર કયવાન તથા તેમના ચેલાઓ વિષે તો તે એક હરફ પણ બોલતો નથી. ત્યારે, જો આપણે બદઓનીને આ બાબતમાં સર્વોપરી સતા ગણિયે, અને વગર તાસુબીએ અપક્ષપાટપણે સાર કાઢિયે, તો તે મરહુમ મેહરજી રાણાની તરફેનનોજ નિકલે છે, અને આ ભાંજગડનો છેડો ટુંકમાં અને એટલાંમાંજ આવી જાય છે.

પણ કમ નસિબે દબેસ્તાન કેતાબે, વચ્ચે આવી એક નકામો અને ન ધારેલો ગુચવાડો ઉભો કર્યો છે. તે કેતાબમાં જો કે બદઓનીને બરાબર મલતીજ રીતે અકબરને પારસી ધર્મ સમજાવનાર તરિકે નવસારીનાજ પારસીઓને પ્રથમ રજુ કર્યા છે, તોપણ તેની પાછલ "**અને વલી**" એવા શબ્દો **ઉમેરીને** એવું જણાવ્યું છે કે, ઇરાનથી અર્દશીર નામના દસ્તુરને બોલાવ્યો હતો તેણે પણ પારસી ધર્મ અકબરને સમજાવી તેના પર તેની તરફેનની અસર કીધી હતી. મેહરજી રાણાના શત્રુઓના હાથમાં આ એક જબરૂં હાડકું આવ્યું છે, અને તેઓ તેને હઠીલાઇથી બાઝીજી પડયા છે. જો તેના આધારે તેઓ અર્દશીર કેરમાનીને પણ અકબરને પારસી ધર્મ સમજાવનારાઓમાંના એક તરિકે જણાવીને સંતોષ પામતા હોત તો અમે તેની પરવાહ કરત નહી; પણ તેને બદલે અને અર્દશીરને બહાને તેઓ મેહરજી રાણાને અન્યાય કરે છે, અને તેથીજ આ સાદી વાતે એક ચિવટ ભાંજગડનું રૂપ પકડયું છે. પણ તેમાં તેઓ ફાવ્યા નથી, અને ફાવવાના પણ નથી. દબેસ્તાન એ બેશક એક નામીચું પુસ્તક છે; પણ આ બાબતમાં તેની સતા નબલી અને ઉતરતે દરજ્જેની છે. પેહલું તો એ કે, તે પુસ્તક અકબરના પોતાના વખતમાં લખાયલું નથી. તે પછી ઘણાં વરસોની મુદતે તે લખાયલું છે. વળી તે મધેની અકબરને પારસી ધર્મ સમજાવવાની મુલ બાબત, તેના બનાવનારે માત્ર બદઓનીનો નકલ કરીને બલકે તેની **લખાણ ચોરી** કરીને ઘુસાડી ઘાલેલી છે; કાંકે તેમાં નવસારીથી દીલ્હી આવેલા પારસીઓને લગતો

જેટલો ભાગ છે તે લગભગ બોલે બોલ બદઓનીને મલતોજ છે.

તેમ છતાં તેણે ત્યારે અર્દશીર ઇરાનીનું નામ તેમાં શા માટે ઉમેર્યું હશે? તેનું કારણ સમજવું પણ મુશ્કેલ નથી. એ ઇરાની દસ્તુરને પાછલથી, એટલે ધર્મોની તકરાર ચાલુ થઇ તે પછી શેહનશાહ અકબર તરફથી ખાસ ખરચ આપીને, તે નામદારે મીર જમાલુદ્દીન પાસે લખાવવા માંડેલી ફરહંગે જેહાંગીરી નામની ફારસી ડિક્ષનેરીમાં ઝંદ તથા પેહલવી ભાષાના શબ્દોની સમજણ ઉમેરી આપવા માટે ઇરાનથી બોલાવ્યો હતો; અને ધારવા મેળે તેથી ઠગાઇને, યા તે વિષે ખોટી ખબર મલ્યાથી, દબેસ્તાનના બનાવનારે તેને પણ અકબરને પારસી ધર્મ સમજાવવા માટેજ બોલાવેલો ઠોકી બેસાડયો છે. અર્થાત, દબેસ્તાનના બનાવનારનું આ બનાવ વિષેનું વર્ણન, ખાતરી પુર્વક નહી, પણ અલલ ટપેનું જણાય છે. નવસારીથી આવેલા પારસીઓવાલુ પોતાનું વર્ણન જેમ તેણે આંખ વીચીને બદઓનીમાંથી તફડાવી લીધું છે, તેમ અર્દશીર કેરમાનીવાલું લખાણ પોતે સાંભલેલી—અને તે પણ ખોટી રીતે સાંભલેલી—વાત ઉપરથી અડાવી દીધેલું જણાય છે. આ રીતે જોતાં, અકબરને પારસી ધર્મ સમજાવવાની બાબતમાં દબેસ્તાન કેતાબ એક તો મુલેજ બદઓનીની "મુનતખબઉત તવારીખ" થી ઉતરતી છે, અને વલી તેના તે ઉતરતાપણામાં તેની આ ઘાલમેલથી મોટો વધારો થાય છે. તેવી કેતાબના આધારે મરહુમ દસ્તુર મેહરજી રાણાની કીર્તીપર ધુલ છાંટવી એ જેમ એક ઘાતકીપણું છે, તેમ તેવી કેતાબના આધારે અર્દશીર કેરમાનીને તેવી કીર્તી અપાવવાની કોશેશ કરવી એ વલી તે મરહુમ ઇરાની દસ્તુરની મશ્કેરી કરાવવા સમાન છે. અહીં આપણે આ તકરારના વધારે અગત્યના તબકકાપર આવી પહોંચિયે છિયે, પણ લંબાણ થયાથી તે હવે પછી રજુ કરીશું.

—:०:—

## નં૦ ૧૫૫

### પંચડાંડ

(તા. ૬ ઠી એપ્રીલ સને ૧૯૦૨)

### શેહનશાહ અકબરને પારસી ધર્મ કોણે સમજાવ્યો હતો?



આ ચર્ચાના છેલ્લા વિષયમાં આપણે તવારિખના આધારે જોઈ ગયા કે, અકબરને પારસી ધર્મ સમજાવવાનું મહાભારત કાર્ય નવસારી નિવાશી મરહુમ પહેલા દસ્તુર મેહરજી રાણાએજ બજાવ્યું હતું; જ્યારે ઇરાનથી આવેલા મરહુમ દસ્તુર અર્દશીર કેરમાનીએ તો, નામદાર અકબરે મીર જમાલુદ્દીન પાસે લખાવવા માંડેલી ફરહંગે જેહાંગીરી નામની ફારસી ડિક્ષનેરીમાં ઝંદ તથા પેહલવી જેવી ભાષાઓના શબ્દોની સમજણ આપવામાં મદદ કીધી હતી. આ છેલ્લી વાત હાલની તકરારમાં ખાસ રીતે લક્ષમાં રાખવાની છે; કારણ મેહરજી રાણાના વિરૂધ્યાઓ મીશીઅર્શ રૂસ્તમજી પેસ્તનજી કકરયા અને કુ૦, જેઓ અર્દશીર કેરમાનીનેજ અકબરને પારસી ધર્મ શમજાવનાર તરીકે ઠોકી બેસાડે છે, તેઓ અર્દશીરના આ ખરા અધિકારની વાતથી પ્રથમ બિલકુલ નાવાકેફ અને બેખબર હતા. અર્દશીર કેરમાની માત્ર આ ફરહંગમાં મદદ કરવા અર્થેજ આવ્યો હતો એ વાત ખુદ તે ફરહંગની અંદરજ, અને તે પણ ખુલ્લે ખુલ્લી જણાવેલી છે, અને તે હાલના હિંગામમાં શોધી કાઢવાનું માન મેહરજી

રાણાના પક્ષકારોને ખાસ કરી મરહુમ દસ્તુર એરચજી સોરાબજી મેહરજીરાણાને, ઘટે છે. જો મી૦ કકરયાએ નાહક આ ચર્ચા જગાડી મેહરજી રાણાને તથા તેમના ખાનદાનીઓને સતાવ્યા ન હોત, તો એ અતી અગત્યની વાત કવચીતજ બાહેર આવવા પામત. મી૦ કકરયાનાં સિધ્ધાંતને ખોટું પાડવા માટે પુસ્તકોની તપાસ કરતાં આ ખુલાસો અણુચીતો મળી આવ્યો છે, અને તે, "માઠું જે થાય છે સારાંને કાજ" એ કહેવતને પુરતી રીતે અનુસરતો છે.

એ ખુલાસાથી મી૦ કકરયા અને તેમનાં પુછડાંઓની તકરારની ઇમારતનો મુલ પાયોજ ધસી પડયો છે, અને તેને ખોટો પાડવાની નાચારીમાં તેઓ તરેહવાર વગર જરૂરના પ્રશ્નો ઉભા કરી પોતાનાં ભાગી ગયલાં બારકસને થીગડ થાગડ કરવા મંડયા છે. તેમનો મુખ્ય પ્રશ્ન આ છે કે, જો મેહરજી રાણા ખરેજ કાબેલ ધર્મ ગુરૂ હતા, અને તેમણેજ અકબરને પારસી ધર્મ સમજાવ્યો હતો, તો મજકુર ફરહંગે જેહાંગીરીમાં ઝંદ પેહેલવી શબ્દોના ખુલાસા માટે પણ તેમનીજ મદદ કાં નહીં લેવામાં આવી? અને તેઓને પડતા મેલી શા માટે છેક ઇરાન વરથી અર્દશીર કેરમાનીને બોલાવવામાં આવ્યો? આ પ્રશન સ્વાભાવિક છે, પણ મી૦ કકરયાના પક્ષનું તો તે વલી એક નવું અજ્ઞાનપણું ઉઘાડું પાડે છે. આ પ્રશ્નનો ખુલાસો આપણને કોઇ કેતાબી શાહદતથી મલી શકતો નથી; તોપણ તે માટે આ એક અનુમાન ખાતરી પુર્વક રીતે થઇ શકે છે કે, ફરહંગે જેહાંગીરીના બનાવનારને અકબરે પોતા તરફની મદદ આપી, અને તે ફરહંગમાં ઝંદ પેહલવી શબ્દોના ખુલાસા આપવાની કારસાજી થઇ, તે હાંગામમાં દસ્તુર મેહરજીરાણા પોતાના બુઢાપાની નાતવાનીથી કે નહી તો પોતાના મરણથી નિરૂપાયે, તે કામ બજાવવાની સ્થિતિમાં હોવા નહી જોઇયે. તેની સમજ નીચલા સનેઓથી મળી શકે છે. અકબરની દરબારમાં ધર્મો સંબંધી ચર્ચા ઇસ્વી ૧૫૭૬ માં શરૂ થઇ હતી, અને તે વેલા મેહરજીરાણાએ તેમાં ભાગ લીધો હતો. એ ચર્ચા ૧૫૭૯માં ખલાસ થઇ હતી, કે જે વેલા અથવા જેની આગમજ મેહરજીરાણા પાછા પોતાને વતન નવસારી વિદાય થઇ ચુકેલા હોવા જોઇએ. એજ ૧૫૭૯માં ફરહંગે જેહાંગીરી લખવાની માત્ર શરૂઆત થઇ હતી, અને ૧૫૯૨ માં અકબરે તે કાર્યમાં મદદ આપી, તથા અર્દશીર કેરમાનીને ઇરાનથી બોલાવ્યો હતો. આ છેલ્લું સાલ, કે જે ફરહંગે જેહાંગીરીના કામમાં મદદ આપવા તથા ભાગ લેવાનું છે, તેની એક વરસ આગમજ એટલે સને ૧૫૯૧માં તો મેહરજીરાણા ગુજરી પણ ગયા હતા. તો આ તદન બનવા જોગ છે કે, તેની એક બે વરસ આગમજ તેઓ સાહેબ બુઢાપાની એટલી નાતવાનીમાં હોવા જોઇએ, કે જેથી તેઓ નવસારીથી છેક દીલી સુધી હજારો માઇલની મુસાફરી પગ રસ્તે કદી પણ કરી શકેજ નહી. તેવાં સાંટકમાં અને અર્દશીર કેરમાની ઇરાનનો વતની હોવાને લીધે પોતાના બીજાં ભંડોળ જોડે ખુદ ફારસી ભાષા ઉપર હિન્દી પારસીઓ કરતાં વધારે કાબુ ધરાવનારો હોવાથી, તેને આ ફરહંગનાં કામ માટે કુશલગણી બોલાવવામાં આવ્યો હોય તો તેમાં નવાઇ નથી.

ફરહંગે જેહાંગીરીનો લખનાર પોતે બાપુકાર શાહદત આપે છે કે, અર્દશીર કેરમાનીને આ ફરહંગમાં મદદ આપવા માટેજ બોલાવવામાં આવ્યો હતો. જો એ ઇરાની દસ્તુરને આ કામ સિવાય યા એ કામની જોડે, અકબરને પારસી

ધર્મ સમજાવવા માટે પણ બોલાવવામાં આવ્યો હોત, તો તે પોતાની ફરહંગમાં તેમ પણ જણાવત. તેમ તેણે અવશ્ય જણાવવુંજ જોઇયે; કારણ એક ફરહંગનાં કરતાં એક રાજકર્તાને ધર્મ સમજાવવાનું કામ, તવારિખી બનાવ તરિકે વધારે મહાભારત અને યાદગાર છે. છતાં તેવો ભાગો તુટો ઈસારો વટીક એ ફરહંગમાં મળે નહી, એ અચુક રીતે સાબેત કરે છે કે, અર્દશીર માત્ર એ ફરહંગને કારણેજ આવ્યો હતો, અને અકબરને ધર્મ સમજાવવાને કારણે તો નહીંજ. જ્યારે એ ફરહંગમાંથી અર્દશીરનો તરફેનમાં એવો એક હરફ પણ જડતો નથી, ત્યારે મી૦ કકરયાનો જીદ પર ચઢેલો હિમાયતી એ પુસ્તકમાં એજ દસ્તુરની સેફતમાં થયલાં ઉંચા લખાણો ટાંકી પોતાનું મન મનાવે છે કે, જુઓ તે તેવો કાબેલ હતો! પણ તે કાબેલ હતો તે ના કોણ કહે છે? અને તે કાબેલ હતો માટેજ, જે કામ તેણે નહી બજાવેલું તેની કીર્તી પણ તેને આપવી ખરી કે?

મેહરજી રાણા હિંદમાં અને નજદીકમાં છતાં તેમને પડતા મેલી છેક ઇરાન જેવા દુરદરાજ મુલકથી અર્દશીરને શા માટે બોલાવવામાં આવ્યો, એ મી૦ કરકરયાના પક્ષકારનો ભારે ઉકમાઈથી ઉભો કીધેલો પ્રશ્ન, વળી બીજી રીતે પણ તુટી જાય છે; બલકે તેમનીજ એક તકરારની વિરૂધ્ધ જઇ તેમનો પાયો લુલો કરે છે. તેઓ અને તેમના પેલા નવા હિમાયતી મી૦ જમશેદજી પાલનજી કાપડયા, મરહુમ દસ્તુર હજરત આજર કયવાન તથા તેમના ચેલાઓની ભારે સિફારસ કરે છે, અને અકબરને પારસી ધર્મ સમજાવવાનું માન તેઓને આપે છે. આપણે તેમને પુછીશું કે, જ્યારે આજર કયવાન તથા તેના ચેલાઓ જેવા મહાપુરૂષો પોતાના નજદીક અને પોતાની મીત્રાચારીમાં હતા, ત્યારે તેમને પડતા મુકી અકબરે શા માટે છેક ઇરાન વેરથી અર્દશીર કેરમાનીને બોલાવ્યો? શું તે તેઓથી એલમ અમલમાં ચઢયાતો હતો? શાહણા વાંચનારાઓ અહીં સ્પષ્ટ રીતે જોઇ શકશે કે, મરહુમ દસ્તુર મેહરજીરાણાના વિરૂધ્ધ્યાઓએ તેમની કીર્તી સામે જે પ્રશ્નો ઉભા કર્યા છે તે કેવા તકલીદી મતલબી, અને "તેમની પાગડીના આંટા તેમનાંજ ગલામાં" બોલવનારા છે!

---

## ના૦ ૧૫૬

## મુંબઇ સમાચાર

(ઑગસ્ટ ૧૯૦૨)

### છેલ્લા સાસાનીઆન શેહેનશાહ યજદજરદના અમલ પછી હીંદુસ્તાન આવેલા જરથોશ્તીઓએ પોતાના બાપ દાદાનું અસલ ઇરાની સાહીત્ય જાળવવા અને પ્રસિધ્ધ કરવાને કરેલી કોશેશનો ટુક ઇંતેખાબ

[મુંબઇ સમાચાર માટે.]

મુંબઇ નગરીની કેલવણીમાં આગલ વધેલી ગણવામાં આવતી કોમ પારસીઓની કહેવાય છે. એ કોમમાં ધરમ કેળવણીના બખેડાની ધજા ઉડી રહી છે. ધરમ કેળવણી આપવાનું કામ શાંત મને અને ઉશકેરાયલા જોસ્સાઓને દાબવાથીજ થઇ શકે. પણ એવાં શુભ કામમાં બે તડાં બની ગયાં છે. તે બંને તડાંમાં સમજુ ગ્રહસ્થોની નજીવી સંખયા દીસે છે, અને મોટો ભાગ જલદી ઉશકેરાઇ આવે એવો પ્રકરૂતીનો અને સામસામા અંગત હુમલા

કરવામાં ઉપરાસાપરી શબદોના બાણોના ગોળા છોડવામાં જાણે બાહદુરી માની રહયો છે. કોણે બોલવું, કેમ બોલવું, કયારે બોલવું, એ વીશેના કોઈ જાતના પણ અંકુશની ગેરહાજરીમાં પારસી કોમની હસી થવા લાગી છે. પણ તે વીષે હમણાં લંબાણ નહીં કરતાં, હીંદુસ્તાનમાં જરથોશતીઓ આવયા પછી પસાર થયલાં ૧૨૭૦ વરસના અરસામાં તેમના આગલા વડીલોએ પોતાના બુલંદ ધરમનું સાહીત્ય જાળવી રાખવા, અને તે પ્રસીધ કરવા કેવી જેહમતો ખેંચી છે, આપણાં હજારો વરસનાં પુરાણાં દફતરો આપણે માટે બચાવી રાખવાને શુ મેહેનત કીધી છે, છાપા કળા નહો જણાયલી એવા જમાનાઓમાં લેખણકળાની ઉમદા મદદથી, યાદદાસ્ત શકતીનાં અજબ ગોહરથી, અને મગજની કાબેલીયતથી શબદોના અરથો સમજી અને સમજાવવાની, તેમજ બીજી ભાષામાં તરજુમા કરવાની શું કોશેશો કીધી છે, તેનો એક ટુંક ઈંતેખાબ આજના શુભ પ્રસંગે વાંચનારી આલમ આગળ અમો રજુ કરીશું.

સાહીત્યની ખીલવણીમાં મુખય મદદ શેહેનશાહો, અમીરો અને તવંગરો તરફથી થઇ શકે. વીદવાન વરગ જરનું જોર નહી ધરાવતો હોવાને લીધે પોતાની વીદયાનાં ગોહરો બહાર પાડવાને તેનાથી હામ ભીડાતી નથી. સાસનીઅન દોરમાં અરદશીર બાબકાન, ખુસરૂ કોબાદાન (યાને નોશીરવાને આદેલ), શાપુરે ગાપુરાન જેવા નામીચા બાદશાહોએ આપણા ધરમની જાળવણી માટે આદરબાદ મારેસ્પંદ, બુજોરગ મેહર, અને તોસર જેવા કાબેલ દીનચાશીદાર દસ્તુરો અને તેમના સાથીઓને મદદ કરી આપણા ધરમના સાહીત્યની મુખય સેવા બજાવી છે. આપણા જરથોસ્તી નયાગાનોએ હીંદમાં ઉતારો લેવા પછી ઓછામાં ઓછી ચાર સદી વેર પોતાની પેહલવી જબાન વપરાસમાં રાખી હતી, તેની શાહાદતો મલે છે. અનેરી કનેરીના ગુફાઓમાં યઝદજરદી સને ૩૯૮ માં યાને આજથી નવસો વરસની વાત ઉપર કોઈ જરથોશતીઓ ફરવા ગયલા તે વેળાએ ત્યાં તેઓ પેહલવી હરફે થોડુક લખાણ કોતરી આવેલા છે. પુરાણા પહેલવી હસ્તલેખો મારફતે જે તવારીખ થોડી ઘણી આપણા નેક નયાગનો આપણે માટે જાલવી ગયા છે, તે પરથી માલમ પડતું નથી કે પહેલી ત્રણ સદીઓમાં આપણા પારસીઓએ પોતાના સાહીતય પછવાડે શું શું કીધું છે. પણ તયાર પછીની સદીઓમાં કાંઇ કામ થયલું તવારીખના સફાપર મોજુદ છે. એપરથી એમ ધારી નહી શકાય કે પહેલી ત્રણ સદીઓમાં પારસીઓ બેફામ થઇ બેસી રહયા હતા.

મરહુમ દસ્તુર પેશોતનજીનાં ગંજે શાયમાનમાં એક હસ્તલેખના આપેલાં સરનામા ઉપરથી, તેમજ મરહુમ દસ્તુર જામાસ્પજીના 'યાદયારે જરીરાન" નામના જુના હસ્તલેખમાં મલતાં એક સરનામાં ઉપરથી માલમ પડે છે કે, ઇ. સ. ૩૨૭ માં અને હીંદુસથાની સને ૧૦૭૭ માં એટલે આજથી ૯૪૩ વરસની વાત ઉપર દીનપનાહ અએત્રપા દીનપનાહ નામનો કોઇ ઉસ્તાદ ભરૂચના આતશકદેહમાં શાગેરદોને સબક આપતો હતો. આ વેલાએ ભરૂચમાં આતશકદેહો હતાં કે નહી એ સવાલની ચારવણી કરવાને આપણા વીદયારથીઓએ મંડવું જોઈયે. ભરૂચના નવાબી અમલમાં એક નહી, બે નહી, પણ નવ સદીથી વધારે આગમચ આપણા પારસી નયાગાનોમાંના એકનું નામ પહેલવી હસ્તલેખોએ અમર

રાખ્યું છે, અને તેઓ જણાવે છે કે તે ઉસ્તાદ હતો, અને ધરમના સબકો આપવામાં મશગુલ હતો. કમનસીબે એ ઉસ્તાદની બાબતમાં બીજી કોઇ વીગત મલતી નથી. એમની નજદીકના જમાનામાં થઇ ગયલા નામીચા ઊસતાદ મોબદાન મોબેદ નેરયોસંગ ધવલના નામથી કોઇ પણ આજનો અથોરનાન અજ્ઞાન હશે નહી. મોબદાન મોબેદ નેરયોસંગ ધવલનો જમાનો નકીપણે કેહો શકાતો નથી, પણ છેલી શોધખોળો મુજબ તે નામીચો ઉસ્તાદ આસરે ૮૦૦ થી ૯૦૦ વરસની વાત ઊપર થઇ ગયેલો હોવો જોઇએ. આજનું દરેક મોબેદ ખાનદાન પોતાને નેરયોસંગ ધવલથી અને હોરમજદયાર રામયારથી ઉતરી આવેલું જણાવવામાં મગરૂરી સમજે છે. એ મોબેદ નેરયોસંગ ધવલના વખતમાં ઇરાન સાથે ધરમ સાહીત્યના બાબમાં પત્ર વહેવાર ચલાવવામાં આવયો હોય એમ લાગે છે. ખલીફા મામુનની દરબારમાં જાણીતા થયલા નામીચા ઇરાની દસતુર આદર ફરોબીદ ફરોખજાદ વીષે એશારો ધરાવનારાં 'શેકન્દ ગુમાનીક વજાર' નામના પેહલવી પુસ્તકનું નેરયોસંગ ધવલે પોતાના જમાનામાં પાજંદ અને સંસકરૂત જબાનોમાં ભાષાંતર કીધું છે. તે ઉપરથી સાર એવો નીકલે છે કે સાસાનીઅન શહેનશાહત પછી ખલીફાની સાનશાહતના વખતમાં થયલાં ઇરાની સાહીતયનાં લખાણો મેલવવાની આપણા દુરંદેશ નયાગાનોએ કોશેશ કીધી છે. જો નેરયોસંગ ધવલે પાઝંદ અને સંસ્કરૂત ભાષામાં 'શેકનદ ગુમાનીક વજાર' નામના પેહલવી પુસ્તકનો તરજુમો કીધો હતે નહી તો, આજે આપણા સાહીત્યમાંથી એ ચોપડી ગુમજ થયલી ગણાતે, સબબકે પહેલવી "શેકનદ ગુમાની વજાર"નો ઘણોજ જુજ ભાગ આપણી પાસે બચી રહેલો છે. બાકીનો ભાગ પાઝંદ અને સંસ્કરૂત ભાષાંતરમાંજ જલવાયલો છે. પણ એટલાંમાંજ બસ નથી થયું. મોબેદાન મોબેદ નેરયોસંગ તો પોતાની કીરતી ગોયા પથરપર કોતરી ગયા છે. તેઓએ અવસ્તા સાહીત્યના થયલા પેહલવી તરજુમાઓ ઉપરથી તેના સંસ્કરૂતમાં તરજુમા કીધા છે. ગાથા, ઇજશનેના બીજા હા, ખોરદેહ અવસ્તા, એ સઘલાંનો સંસ્કરૂત તરજુમો, તેમજ બીજાં કેટલાંક પેહલવી લખાણો જેવાં કે મીનોખેરદ, વીરાફનામું, પારસીઓના આશીરવાદ, આ સઘલાંનો સંસ્કરૂત તરજુમો તેઓએ કીધો છે. એવું પણ સમજવામાં આવે છે કે ધરમના હસ્તલેખો એકઠા કરવા માટે નામીચાં થયલાં એક પારસી કુટુંબના પુરાણા કેતાબખાનામાં વંદીદાદનો સંસ્કરૂત તરજુમો પણ મોજુદ છે. પણ એ વાતની તેહકીક થઇ નથી, અને કોઇ વીદયાર્થીઓને એ વીશે ખબર નથી. એટલું તો ચોકસ છે કે જયારે ગુજરાતી ભાષા હસ્તીમાં આવી હતી નહી એવા જમાનામાં હીંદના તે વેળાના રાજાના ફરમાન અને આશ્રા હેઠળ પોતાના ધરમનાં ફરમાનોને પર કોમોમાં પણ પ્રસીધી આપવા તેમજ પોતાના અથોરનાની પેશામાં પડતા શાગેરદોની કેળવણીને માટે ઉસ્તાદોના ઉસ્તાદ અને મોબેદોના મોબેદ નેરયોસંગ ધવલે આપણા ઇરાની સાહીત્યના મોટા ભાગનાં પાઝંદ અને સંસ્કરૂત તરજુમાઓ બનાવયા હતા. આપણે ટુંક ઇંતેખાબજ લખવો છે, અને લંબાણ ટીકા સાથે તફસીલવાર વીગતો આપવી નથી, વાસ્તે એ ડાહેલ પ્રતાપી મોબેદના જ્ઞાનની શુધતા, સંસ્કરૂત ભાષાનું ઊંડું જ્ઞાન, વીગેરે બાબતો ઉપર વીવેચન કરવા હમાં થોબશું નહીં. જે સાહેબો કહેવા માંગે છે કે આજેજ પારસીઓ શીખયા, કેલવાયા, આજનાજ પારસીઓએ બધું કીધું અને કરે છે, આગલ કાંઇ હતું નહીં, તે સાહેબોને

નેરયોસંગનાં લખાણો ધ્યાનથી અભયાસ કરવાની ફરજ છે. તેમ કીધાથી નામીચા કવી ગોલ્ડસ્મીથના કહેણની ખુબી તેઓને જાહેર થશે જે "Fools who came to scoff remained to pray.",

આશરે ચારથી વધુ સદીઓ થયાં બેગાના મુલકમાં આવીને વસવાથી બેગાના મુલકની રાહરસમ અને રીતીનીતી એક કોમમાં પેવશ થાય તો તેમાં તે કોમનો વાંક કાહાડી શકાશે નહીં; ખાસ કરીને પારસી કોમને માટે એવું કહેવાય છે કે એ કોમ જેઓની સાથે વસવાટમાં આવે છે તેઓની રીતીનીતીની નકલ કરવા, તેઓના પોશાક લેબાસ ધારણ કરવા અને તેઓની ખુબી કરતાં ખામીઓ વધુ પકડી લેવાની વલણ ધરાવે છે. તેમ હોવાથી ઉસ્તાદ નેરયોસંગના જમાનામાં પણ પારસીએ પોતાનું અસલ ખમીર, અસલ ધરમના વીચાર આચારો કાંઇક દરજજે તરક કરી બેગાના મુલકના રહેવાસીઓની થોડી ઘણી રીતભાતો પોતામાં આમેજ કરી હોય તે બનવા જોગ છે. પણ નેરયોસંગનાં લખાણો ઊપરથી અને ઉપજાવેલા તરજુમાઓ ઉપરથી, ક્રીયા કાસ્તીની સમજ જાળવી રાખવાને એ ઉસ્તાદે કરેલી કોશેશો ઉપરથી એવું ગુમાન જાય છે કે આ પહેલા દાહેકાઓમાં અને પેહેલી સદીઓમાં જરથોશતીઓએ જરથોશતીપણું પુખત રીતે જાલવી રાખયું હતું. નેરયોસંગનો જમાનો પુરતી રીતે જણાયલો નહી હોવાથી છેલી શોધખોલ મુજબના અનુમાનને આધારેજ આપણે ચાલયે છીયે, પણ જાણવું અગતયનું છે કે એ ઉસ્તાદના સંસ્કરૂત તરજુમાના પુરાણા હસ્તલેખો સંવત ૧૪૦૦ માં લખાયલા મોજુદ છે, અને તે લખનારા એ ઉસતાદના સીલસીલાથી ઉતરી આવેલા નબીરાઓ છે. એક પુરાણી હદીસને આધારે એવું મનાય છે કે નેરયોસંગ જાદી રાણાના વખતમાંયાને ઇસવી સને આઠમી સદીની શરૂઆતમાં થઇ ગયા હતા, પણ એ સંદેહ ભરયું છે.

હવે ઇરાની સાહીત્યના સંસકરૂત ભાષામાં થયલા તરજુમાઓ પછી એક દગલું આગલ વધયે. આગલ ચાલતાં જણાવવું જોઇયે કે યજદેજરદી સનેની પાંચ તેમજ છઠી સદીમાં સાહીત્યને માટે શું કરવામાં આવયું હશે તે આપણને માલુમ નથી. કોઇ તવારીખપરથી વધારાની સાએતી મલતી નથી, પણ એ સદી પણ કંઇ છેક ખાલી જવાની નથી. યજદજરદી સને ૫૫૪ માં માહીયાર નામનો મોબેદ સીસતાનમાં ઇરાની સાહીત્યનો અભયાસ કરવા ગયલો તેની એક પુરાણા હસ્તલેખમાં ગવાહી છે. એ પછી યજદજરદી સાતમી સદીની શરૂઆતમાં હીંદના જરથોસ્તીઓ ધરમથી બેફામ થયા હોય એવું ધારવામાં આવે છે. પણ તે બેફામી દુર કરવાના એલાજો લીધા વગર તેઓ બેસી રહયા હતા નહીં. તેઓએ ઇરાનથી ઇરાની સાહીત્યના ઉસ્તાદોને હીંદુસ્તાનમાં બોલાવવા માંડયા, અને તેઓથી એલમ હાંસેલ કરવા માંડયો. યઝદજરદી સને ૬૧૦ પછી ઇરાની એરવદ રૂસ્તમ મેહેરવાન મરઝબાન હીંદમાં આવીઓ, અને તેણે પારસી એરવદોની કેળવણીને અરથે હસ્તલેખો જુદી જુદી નામીચી અવસ્તા પહેલવી કેતાબોના લખવા માંડયા. તે હસ્ત લેખો મોજુદ છે કે કેમ તેની ખબર નથી. ધારવા મેલે નાશ પામયા છે, પણ એ ઇરાની ઉસ્તાદના હસ્તલેખો ઉપરથી ઉતારેલા હસ્ત લેખો આજે હઇયાત છે. એનાથી આગળ ચાલતાં યજદજરદી સાતમી સદીની આખેરીએ એક નામીચા ઇરાની એરવદની કારકીરદી શરૂ થાય છે, જેની સેવાને આજનો દરેક અવસ્તા પહેલવીનો અભયાસી આભારી છે. તે એરવદ મેહરવાન કયખશરૂ

મહેરવાન અપસંદયાર નામનો નામીચો નવીસંદો છે. એ નવીસંદાના હાથના લખેલાં પુસ્તકો કોપનહેગન, ઑકસફર્દ, અને મુંબઈના જાણીતા દસ્તુર ખાનદાનનાં કેતાબખાનાંઓમાં હયાત છે. જો એ વીદવાન એરવદના હસ્તલેખો હઇયાત નહીં હતે તો આજના પારસી વીદયારથીઓને પછવાડેના લખાયલા બગડેલા હસ્તલેખોથી કામ ચલાવવું પડત, અને તેમાં ઘણી જગાએ તેઓને ખરા અર્થ કરવામાં મુશ્કેલી પડત. એ વીદવાને અવસ્તા પેહલવી યજશને, વંદીવાદ ખોરદેહ અવસ્તા, બુનદહીશન યાદગારે જરીરાન નામનું કીમતી તવારીખનું પુસ્તક ઈત્યાદી ઘણા હસ્તલેખો લખયા છે. હયાં નેરયોસંગના જમાના પછી થયલો ફેરફાર પ્રસંગોપાત છે. નેરયોસંગના જમાનામાં જેમ પાઝંદ અને સંસ્કરૂતમાં ભાષાંતરો કરવામાં આવ્યાં છે, તેમ આ પાછલા જમાનામાં જોવામાં આવતું નથી, એપરથી સાર કહાડવા ભુલ ભરેલા નહી કહેવાશે કે હીંદના રાજાઓ તરફથી તેમજ ખુદ જરથોસ્તી બેહદીનો તરફથી નેરયોસંગના જમાનામાં જેટલું ઉતેજન વીદયાના વધારાને મલયું હતુ તેટલું ઉતેજન આ જમાનાના મોબેદોને મળયું નહીં હશે. વળી આ જમાનામાં મુસલમાનોનાં રાજ્યનો દોર શુરૂ થઇ ચુકયો હતો, એટલે રાજય કારોબારના ફેરફારો સાથે પારસી કોમના સાહીત્ય ઉપર જેમ રાજ ફેરફારના વખતમાં થવું જોઇએ તેમ ઝાઝું ધયાન આપવામાં આવ્યું નહી હોય. વલી બીજી બીના ધયાનમાં લેવાની છે કે સંસ્કરૂત તરજુમાં બંધ થયા તો હવે સંસ્કરૂતની જગો ફારસી લે છે. હવે જે જમાનો શરૂ થાય છે તે ફારસી ભાષાંતરનો અને ફારસી ટીકાઓનો છે, જે બાબત હવે પછી હાથ ધરીશું.

Orion.

## નાο ૧૫૭

## મુંબઇ સમાચાર

( તા. ૯ મી ઓગષ્ટ સને ૧૯૦૨ )

### છેલ્લા સાસાનીઅન શહેનશાહ યઝદજરદના અમલ પછી હીંદુસ્તાન આવેલા જરથોશતીઓએ પોતાના બાપ દાદાનું અસલ ઇરાની સાહીત્ય જાળવવાને અને પ્રસિધ્ધ કરવાને કરેલી કોશેશનો ટુંક ઈન્તેખાબ

[ મુંબઇ સમાચાર માટે. ]

પારસીઓના નયાગાનોએ ૧૨૭૦ વરસના અરસામાં ધરમને લગતું સાહીત્ય જાળવી રાખવા માટે શું કીધું છે, એ સવાલની તપાસ હાથ ધરી યજદજરદી સને ૭૦૦ ની આગમચ જે નામીચા ઉસ્તાદોએ આપણા ઇરાની સાહીત્યને જાળવવા અને ખીલવવા બાબતમાં કીમતી સેવા બજાવી છે, તેઓનું ટુંક વરણન આપણે આગળ અંકમાં જોઇ ગયા. આજ રોજે એ ૭૦૦ વરસ પછીની બાબત હાથ ધરવા આગમચ ચોકસ અગત્યના મુદાઓ રજુ કરીશું, કેમકે તે ધયાનમાં રાખવા વગર આપણા સાહીત્યનો ઇતીહાસ ઘણો લુખો થઈ જાય છે. પેહલો આ છે કે ઇરાન છોડી આ દેશમાં આવેલા જરથોશતીઓ પોતાના અસલ વતન સાથનો સંબંધ વીસરી ગયા હતા. એવો જે વિચાર કેટલીક તરફ ફેલાયો છે તે ખરો નથી. ઇરાનથી હીંદુસ્તાન તરફ નીકળી આવેલા જરથોશતીઓએ પત્ર વયવહારથી તેમજ પોતાના અસલ વતન તરફ મુસાફરીઓ કરીને પોતાનો સંબંધ હમેશનો ચાલુજ રાખયો હતો. દાખલા તરીકે આગલા અંકમાં અમો ધયાન ખેંચી ગયા છીએ તે પ્રમાણે યજદેજરદી સને ૧૭૯ ને શુમારે થઇ ગયલા દસ્તુરશન

દસ્તુર આદર ફરોબગ ફરખોજાદે, ખલીફે મામુનની દરબારમાં, અબાલીસ નામના આશમોગ યાને ધરમની સામે થનાર શખસ સાથે ધરમની તકરારો કરી હતી, અને તેના સંબંધમાં લખાયલી પેહેલવી કેતાબ ' શેકનદ ગુમાનીક વજાર ' નો, આસરે ૯૦૦ વરષની વાત ઉપર થઇ ગયલા ઉસ્તાદ મોબેદ નેરયોસંગ ધવલે પાજંદ અને સંસ્કરૂત ભાષાઓમાં તરજુમો કીધો હતો. એટલે પારસીઓનું રાજ ખતમ થયા પછી લગભગં બે સદી ગુજરયા બાદ “ શેકનદ ગુમાનીક વજાર ” પેહેલવીમાં ઇરાન મધે લખાઇ હતી, અને તેનો પાઝંદ તથા સંસ્કરૂતમાં તરજુમો તે પછી આસરે દોઢસો વરસે હીંદુસ્તાનમાં કરવામાં આવયો હતો. તે દેખાડે છે કે, ઇરાન સાથનો સંબંધ હીંદુસ્તાનમાં આવયા પછી આપણા લોકો તરફથી છોડી દેવામાં આવયો હતો એ વીચાર મોસ્તકીમ નથી. બીજું આગલા અંકમાં હમોએ દેખાડ્યું છે કે માહીયાર નામનો શખસ યજદજરદની છઠી સદીમાં સીસ્તાન ખાતે ધરમનું સાહીત્ય શીખવાને હીંદુસ્તાનથી ગયો હતો, અને સાતમી સદીમાં નામીચા ઈરાની ઉસ્તાદો રૂસ્તમ મેહરવાન અને મેહરવાન કયખશરૂને માન અકરામથી હીંદુસ્તાન મધે હીંદુસ્તાનના અથોરનાનોને ધરમનાં સાહીતયની તાલીમ આપવા બોલાવવામાં આવયા હતા.

હવે તપાસવાનું આ છે કે જો હીંદુસ્તાનના પારસીઓ ઇરાન શીખવા જતા હતા, અને ઈરાનથી ઉસ્તાદોને હીંદુસ્તાનમાં તેઓ બોલાવતા હતા, તો ઇરાનના જરથોશ્તીઓએ સાસાનીયન શેહેનશાહત પડી ભાંગવા પછી ધરમના સાહીતયની જાલવણી બાબે શું કરયું હતું ? ઇરાનમાં આપણા ભાઇબંધ જરથોશ્તીઓને માટે પોતાના ધરમનાં સાહીત્યની જાળવણી કરવાનું કામ ઘણું બીકટ હતું. એક ધરમ માનનારી પ્રજાને જ્યારે બીજા ધરમ માનનારી પ્રજાના તાબા તળે વસવું પડે, ત્યારે જો રાજ્ય કરનારી પ્રજા ધરમનું છુટાપણું નહી આપે તો તાબે થયલી પ્રજાનો ભાગ બીજી તરફ નાહાસી જઇ પોતાનું ધરમનો રક્ષણ કરે અથવા તો સઘળી મુસીબતો અને હાડમારીઓ વેઠી પોતાનાં અસલનાં પયારાં વતનમાં પોતાના ધરમ ઉપરની ફીદાગરીનો પુરાવો આપે, અથવા તો જુલમ અને મુશીબતોથી હારી ખાઇને રાજ્ય કરનારી પ્રજાનો ધરમ એખત્યાર કરી રાજ્ય કરનારી પ્રજાના જેવા હકો અને સ્વતંત્રતા મેળવવાની કોશેશ કરે. જરથોસ્તીઓના બાબમાં એ સઘળું ખરૂં પડયું છે. જરથોસ્તીઓનો એક ભાગ સાસાનીઅન શાહનશાહતના પડી ભાગવા પછી પોતાના ધરમ અને સ્વતંત્રતાની જાળવણીને અરથે ઇરાન છોડી હીંદુસ્તાન ચાલી આવયો, તે ભાગના વંશજો આપણે હીંદુસ્તાનના પારસીઓ છીએ, બીજો ભાગ સઘળી હાડમારીઓ ભોગવવા છતાં ઇરાનમાંજ વસયો અને પોતાની નેકીથી અને ધરમ ઉપરની ઉસતાવરીથી પોતાના ધરમના ફરમાનોની પાકી અને બુલંદી રાજ કરનારી કોમના વડાઓમાં જાહેર કરવાની કોશેશો ખંતથી કરતો રહ્યો. એ જરથોશ્તીઓને સાસાનીયન શેહેનશાહત પડી ભાગયા પછી આપણા ધરમની સાહીતયની ખીલવણી માટે આપણે આભારી છીયે. ત્રીજો ભાગ જે પારસીઓથી અલગ થઇ ગયો તેણે એક રીતે પારસી ધરમને હાણી પોહોચાડી છે, ને બીજી આડકતરી રીતે પારસી ધરમની ખુબીનો પમરાટ વગર ધારણાએ બહાર પાડયો છે. જ્યારે કોઇ ઓસ્તવારીથી એક ધરમના ફતવાઓ, વીચારો અને આચારો માનવા છતાં દુનયાદારીમાં આગળ વધવા માટે બીજો ધરમ એખ્ત્યાર કરે છે,

તયારે પોતાના નવા એખ્ત્યાર કીધેલા ધરમ ઉપર ડામાડોલ યકીન ધરાવવાથી, અને બાપદાદાથી પોતાના ખમીરમાં ઉતરી આવેલા વીચાર આચારો પ્રમાણેજ ચાલી બાહેરથી બીજો ધરમ પાળવાને સબબે, નવા એખ્ત્યાર કીધેલા ધરમને ઘણી હાની પોહચાડે છે, અને એવા બે ધરમ ઉપરના ભેળસેળ યકીનને લીધે વીચાર આચારોનું તદન નવું તત્વ ધરાવનારાં ટોલાંઓને જનમ આપે છે. ઇરાનમાં એમજ બનયું છે. એ બીના આપણી બાબત સાથે સંબંધ નહી ધરાવતી હોવાથી હયાં પડતી મેલીશું. હવે જે મોજુદ હસ્ત લેખો ઇરાનથી મુંબઇ ઘસડાઇ આવયા છે, તે પરથી આપણને જાણવાને બને છે કે ઇરાન વીલાયતમાં યજદજરદ પછીની સાડા ચાર સદીઓ સુધી નામાંકીત દસતુરો અને ઉસ્તાદોએ ધરમના સાહીતયો ઉપર શરેહો લખી, અસલ હસ્ત લેખોની નકલો કરી, જુના લખાણોને તાજાં કરી તેમજ નવાં નવાં લખાણો કરીને આપણે માટે એક મોતેબર પેહેલવી સાહીત્ય જીવતું રાખયું છે. એ સાડા ચાર સદીઓના નામીચા દસતુરોનાં નામજ માત્ર હયાં યાદ કરી આગળ ચાલીશું. આદર ફરોબગ ફરખોજાદ, માનુશચેહેરે ગોશનજમ અને ઝાદસપરમ (જેઓ બે ભાઇઓ હતા અને પેહેલવી સાહીતયના સફા ઉપર પોતાનાં નામ અમર કરી ગયા છે.) મરદાન ફરોખ (શેકનદ ગુમાનીક વજારનો લખનાર), બખત આફ્રીદ અને બીજા ઓછી નામના મેળવેલા દસ્તુરો અને નવીસંદાઓ યજદજરદી સનની પેહેલી સાડા ચાર સદીઓ પછી ઇરાનમાં થઇ ગયા છે, જેઓની મેહેનતથી જીવતા રહેલા ઘણા હસ્ત લેખો હાલ આપણા વચે હીંદુસ્તાનમાં હયાત છે. પણ આપણી બાબત સાથે હાલ તરત તેને કાંઇ નીસબત નહી હોવાથી એ બીના પડતી મેલીશું.

પારસીઓ હીંદમાં આવ્યા ત્યારે હીંદુ રાજાઓનું રાજ હોવાથી હીંદુ રાજાઓના આશ્રય તળે તેમની રઇયત તરીકે તેઓ રહ્યા હતા. તે પછી ચાર સદી રહીને મુસલમાન રાજાઓના હીંદ ઉપરના હુમલા શરૂ થયા, એટલુંજ નહી પણ મુસલમાન વંશોએ કેટલીક સદીવેર હીંદ ઉપર રાજ્ય પણ ચલાવ્યું. તેવા અમલમાં હીંદુ રાજાઓની રઇયત તરીકે પારસીઓને પણ હલાકીઓ ખમવી પડી હશે એ સવાલ ધ્યાનમાં રાખવાનો છે. વળી બીજું એ પણ જોવાનું છે કે પારસી લોહી જનમથીજ વફાદાર છે. પારસી લોહીમાં વફાદારીનો ગુણ એવો તો ઉતરેલો છે કે જે રાજના આશ્રય તળે તે લોકો ગયા છે, તે રાજની આબાદાની કરવામાં મુખ્ય ભાગ આપવા સાથે પોતાના રાજાનાં સુખ તેમજ દુઃખમાં ભાગ લેવાને પારસી ટોલો તતપર રહે છે. યજદજરદની ૭૮૨ વરસ પછી સંજાણના હીંદુ રાજા ઉપર અમદાવાદના સુલતાન મહમુદ બેગડાએ ચહડાઇ કીધી હતી, તે વેળાએ પારસીઓ કમર બાંધી રાજ તરફની પોતાની ફીદાગીરી બતાવવા લડાઇનાં મેદાનમાં બહાર પડયા હતા. અને એકવાર દુશમનના લશકરને મારી હઠાવી શકયા, પણ બીજી વાર દુશમનોએ તેઓની નીરજીવ સંખ્યા છતાં બતાવેલી બહાદુરી જોઇ મોટી સંખ્યામાં હુમલો લાવી તેઓમાંના કેટલાકને મારી નાખ્યા, અને બીજાઓને પરાગંદા કીધા. પારસીઓની હીંદુસ્થાનમાંની તવારીખમાં આવા એકજ બનાવનો દાખલો નોંધાયો નથી. બીજા દાખલાઓ પણ છે, કે જેમાં પારસી બાનુઓએ પણ લડાઇના મેદાનમાં દેખાવ દીધેલો જણાયો છે. આપણી મતલબ આ

બીનામાંથી આ સાર કાહડવાની છે કે પારસી સાહીત્યની તવારીખમાં જયાં જયાં વચમાં સીલસીલો તુટી જાય છે અને કાંઈ કામ કીધેલું હોવાની નોંધ મળતી નથી, ત્યાં પારસીઓ ઉપર અને પારસીઓને આશરો આપનાર, તેઓનાં સાહીત્યને ખીલવનાર રાજાઓ ઉપર આવેલા હાદેસાઓની બીના યાદ કરવાથી એ હંગામો સાહીત્યની ખીલવણી વગર ખાલી કેમ પસાર થયા તેનું કારણ સમજ પડે છે.

હવે આપણે આપણી અસલ બાબત હાથ ધરી આગળ વધીશું. યજદજરદી સને ૬૯૦ થી ૭૨૦ સુધીની લાંબી મુદત વેર ઇરાની ઉસ્તાદ મેહરવાન કયખશરૂએ હીંદુસ્તાનના જુદા જુદા શેહરો ખંબાયત, થાના, ભરૂચ, નવસારી વગેરે મથકો ઉપર પારસી એરવદોને અવસ્તા અને પેહલવી સાહીત્યની કેલવણી આપી તેમજ પેહલવી સાહીત્યમાંની જાણીતી કેતાઓના હસ્તલેખો લખી, પારસી કોમનું ધરમનું સાહીત્ય જીવતું રાખવાની કીમતી સેવા બજાવી છે. કેટલાક સાહેબોના મનમાં વીચાર આવશે કે હસ્તલેખો લખવામાં તે શું મોટી સેવા બજાવી? પણ વીચાર કરતાં માલમ પડશે કે જો છાપાકળા નહી જણાયલી એવા જમાનામાં હસ્તલેખો લખવામાં નહી આવે તો પુરાણા ગ્રંથોનો નાશજ અચુક થયલો સમજવો. અને હસ્તલેખો જો દર સદીઓમાં લખવામાં નહી આવે તો કુદરતના કાયદા મુજબ જયારે પુરાણા થયલા હસ્તલેખોની જીંદગી ભીનાશ, ગરમી અને મોસમોની તબદીલથી થતા ફેરફારોને સબબે ખતમ થાય ત્યારે સાહીત્યની જીંદગી પણ ખતમ થાય. ઇરાની ઉસ્તાદ મેહરવાન કયખશરૂએ પોતાની જીંદગીનાં ૩૦) વરસ હસ્તલેખો લખવામાં ગુજાર્યાં છે. તેમાંના કેટલાક હસ્તલેખો એવા છે કે તે હસ્તલેખોની ગેરહાજરીમાં પેહલવી સાહીત્યનો એક અગત્યનો ભાગ આપણા પારસીઓના હાથમાંથી ગુમ થયો હતે. શેહેનશાહ ગુસ્તાસ્પ અને ખયોનાન અરજાસપ વચેની લડાઇનું બયાન ધરાવનારો હસ્તલેખ જે દસતુર કયખશરૂ જામાસપ આસાનાના કેતાબખાનામાં હસતી ધરાવે છે, તે મેહરવાન કયખશરૂના હાથથી લખાયલો છે. તે જો આજે ગુમ થયો હતે તો તેના ગુમ થવા સાથે તેમાં આવેલી ઘણી જુની બાબતો નહી જણાયલી રેહતે.

Orion.

---

## નાο ૧૫૮.

## મુંબઇ સમાચાર.

( તા......સપટેમ્બર ૧૯૦૨ * )

### છેલ્લા સાસાની શેહેનશાહ યઝદજર્દના અમલ પછી હીંદુસ્તાન આવેલા જર્થોશ્તીઓએ પોતાના બાપદાદાનું અસલ ઈરાની સાહીત્ય જાળવવા અને પ્રસીદ્ધ કરવાને કરેલી કોશેશનો ટુંક એન્તેખાબ.

——(:)——

(મુંબઇ સમાચાર માટે.)

પારસીઓના નીઆગાનોએ ૧૨૭૦ વરસના અરસામાં ધરમને લગતું સાહીત્ય જાળવી રાખવા માટે શું કીધું છે, એ સવાલની તપાસ હાથ ધરી યઝદજર્દી સને ૭૦૦ ની આગમચ જે નામીચા ઉસ્તાદોએ આપણાં ઇરાની સાહીત્યને જાળવવા અને ખીલવવા બાબતમાં કીમતી સેવા બજાવી છે, તેઓનું ટુંક વરણન અમો આગલા અંકમાં આપી ગયા છીયે.

---

* આ લખાંણની તારીખ નકકી નથી. પણ તે ૬ ઠી અથવા ૯ મી એ બેમાંથી એક છે તેમાં કાંઇજ શક નથી.

ત્યાર પછી આ ત્રણ બાબતોની આપણે તપાસ હાથ ધરી હતીઃ (૧) ઇરાન છોડી આ દેશમાં આવેલા જરથોશ્તીઓએ પોતાના અસલ વતન ઇરાન સાથનો સંબંધ સમુળો છોડયો ન હતો; (૨) ઇરાનના જરથોશ્તીઓએ સાસાની સલ્તનત પડી ભાગવા પછી પણ ધરમનાં સાહીત્યની જાળવણી બાબે ઘણી કોશેશો કરી છે; અને (૩) પારસીઓ હીંદમાં આવ્યા પછી તેઓ અને તેઓને આશ્રો આપનાર હીંદના રાજાઓ ઉપર હાદેસાઓ ગુજરવાથી વચમાં વચમાં પારસીઓ સાહીત્ય ખીલવી શકયા ન હતા. આજે આપણુને આગળ ચાલતાં જે એક ખાસ બીનાનો અભયાસ કરવાનો છે તે એ કે, હીંદુસ્તાનની કયી ભુમી ઉપર પારસીઓએ ઇરાનમાંથી આવતાને વાર પેહલો પગ મુકયો હતો; તેમજ તેઓની વસ્તી જેમ વધતી ગઇ તેમ હીંદુસ્તાનના જુદાં જુદાં શેહરોમાં તેઓએ જે સંસ્થાનો બનાવયાં તેનો અનુક્રમ પણ જાણવો ખાસ અગત્યનું છે. ચોકસ સાહીત્યની તવારીખને લગતો સવાલ તપાસતી વખતે, સાહીત્યની ખીલવણી કરનારા કોણ અને કયા શેહેરના રહેવાસી હતા, અને તેઓનાં કામની અસર કયાં કયાં ફેલાઇ હતી એ બાબતની તપાસ કરવી અગત્યની હોય છે.

પારસીઓની તવારીખની નોંધ ઘણા જુના વખતથી ફેહરેસ્ત નામની અનુક્રમણીકાઓ અથવા ટીપની કેતાબોમાં નોંધાઇ રહેલી હતી. એ કેતાબોમાં જનમ, મરણ, નાવર, મરાતેબ થવાના બનાવોની તારીખ તેમજ જાણવા જોગ બીજા બનાવો, જેવા કે સખાવતનાં કામો, કોઇ આવી પડેલી આફત જેવી કે ધરતીકંપ, દુકાળ, વતરોગે જાણવાજોગ બનાવોની નોંધ કરવામાં આવતી હતી. એ સબબને લીધે આપણા કેટલાંક નામીચાં મોબેદ ખાનદાનો પોતાના વડવાઓમાંના પેહેડી દર પેહેડી પચીસથી ત્રીસ વડવાઓનાં નામો નેશાનની યાદ જાળવી રાખવાને શકતીવાન થયાં છે. અમારી જાણ મુજબ આપણા ઇરાનના જરથોશ્તી હમદીનો એ બાબતમાં કમનશીબ છે. આપણા જરથોશ્તી ઇરાનીઓએ એ રેવાજ ઘણો લાંબો વખત થયો—આસરે સાત આઠ સદીઓ થયાં પડતો મેલેલો લાગે છે. પણ હીંદુસ્તાનના પારસીઓએ ફેહરેસ્તમાં પોતાને લગતી તવારીખની જે નોંધો રાખી છે, તે સંપુરણ છે એમ કાંઇ કહેવાશે નહી. તેટલું છતાં હીંદી પારસીઓને પોતાની તવારીખના બનાવોની નોંધ બીજી રીતે જાળવવાના સંજોગ પણ હતા. ગુજરાતના હીંદુઓને લગતી તવારીખની નોંધ લેનારાઓ જેઓ બારોટ અથવા તો વહીવંચા કહેવાય છે, જેઓનું મુખ્ય કામ હીંદુ પ્રજાની તવારીખની નોંધ રાખવાનું છે, તેઓએ પારસી કોમની સાથે વસવાટમાં આવવાથી, પારસી કોમમાં બનેલા અગતના બનાવોની સબબ મળવે નોંધ કીધી છે. એ તવારીખનાં સાધનો ઉપરાંત પારસીઓએ હીંદુસ્તાનની ભુમી ઉપર આવવા બાદ કયી જગે પેહેલો પગ મુકયો તે વીશેની એક વારતાના આકારમાં લખાયલી કેતાબ "કેસ્સેએ સંજાણ" નામની છે, જે આસરે દોઢસો વરસ ઉપર લખાયલી હતી. એ કેતાબ માત્ર કીસ્સો યાને કહાણી છે, અને તેમાં જણાવવામાં આવેલી બાબતો ઉપર એતેકાદ કયાં સુધી મેલવો એ સવાલ લગાર બીકટ છે. ઉપલાં બે સાધનો ફેહરેસ્ત અને બારોટ અથવા વહીવંચાઓની વહીપોથીમાંથી પારસીઓના અત્રે આવવાના પ્રસંગ વીષેની નોંધ આજ સુધી મળી નથી. પણ 'કેસ્સેએ સંજાણ' નામની ઉપર કહેલી

વારતામાં જણાવવા મુજબ, પારસીઓ પહેલે સંજાણમાં આવી ઉતરયા હતા, અને સંજાણથી બીજી જગાઓપર આસ્તે આસ્તે પંથરાવા લાગા હતા. એવું પણ જણાવવામાં આવે છે કે સઉથી પહેલાં પારસીઓએ દીવ બંદરે ઉતારો કીધો હતો. આપણી પાસે હસ્તી ધરાવતા મોજુદ ઇરાની સાહીત્યના હસ્ત લેખપરથી એમ લાગે છે કે, પારસીઓ હીંદુસ્તાનમાં આવયા પછી સાહીત્યના બાગમાં ભરૂચ શેહેર, જેને આગલા લેખોમાં 'બરૂગચ' અને 'ભરૂગુ કચછ' તરીકે ઓળખવામાં આવયું છે, તે શેહેરે નામીચા શખસો પેદા કીધા હતા. યઝદજર્દ પછી ત્રીજી સદીથી તે છેક આઠમી સદી સુધી ભરૂચ પારસી અથોરનાનોનું અને પારસી ઉસ્તાદોનું મુખ્ય મથક હતું. એ શેહેરમાં જુની આસરે નવસો વરસની અગીઆરી છે. (આપણે આગળ જોઇ ગયા છીયે કે યઝદજર્દી સને ૩૨૭ માં ભરૂચનાં એક આતશકદેહમાં દીનપનાહ અએતરવાએ દીનપનાહ નામનો ઉસ્તાદ શાગેર્દોને કેળવણી આપતો હતો.) અજબ થવા જેવું એ છે કે, ભરૂચમાં આગલા જમાનામાં કોઇ પણ આતશબેહેરામ પરઠાવવામાં આવ્યાં નથી. જયારે નવસારીમાં પારસી બેહેદીનોની વસ્તી વધી અને ક્રીયા કામને માટે મોબેદોની જરૂર પડી, ત્યારે ભરૂચ ખાતેથી પેહેલવેહલા મોબેદો નવસારીમાં બોલાવવામાં આવ્યા હતા. નવસારી જેને આગળ "નાગ મંડળ" કહેતા હતા, ત્યાં યઝદજર્દી સને ૫૧૧ થી પારસીઓએ પગપેસારો કીધો હોય એવી નોંધ મળે છે. ત્યાર પછી થોડાં વરસ રહીને મોબેદ કામદીન જરથોશ્ત મોબેદ હોરમઝદયાર રામયાર અને તેના બે દીકરાઓ, રાણા (કાકા પાહુલન) અને મોબેદ (કાકા ધનપાલ) નામના નવસારી આવયા હતા. એ મોબેદ કામદીન જરથોશ્ત ભરૂચનો અસલ વતની ધારવામાં આવે છે. યઝદજરદી સને ૫૮૩ ના અરસામાં વધુ મોબેદોની જરૂર જણાયાથી ભરૂચથી મોબેદ હોમ બહમનયાર (નેરયોસંગ ધવળની ઓલાદના) પોતાના દીકરા ફરીદુન સાથે નવસારી આવયો હતો. એ બે ખાનદાનીઓ નવસારીના કુલે મોબેદ ખાનદાનના વડવા ગણાય છે. નવસારી પછી પારસીઓની નજર મુંબઇ ઉપર છેક યઝદજર્દી સને ૧૦૦૦ પછી દોડી, અને પારસી મોબેદો પેહલે નવસારી ખાતેથી મુંબઇ આવેલા ધારવામાં આવે છે. ભરૂચ અને નવસારી ઉપરાંત પારસીઓનાં સાહીત્ય ખીલવવાને જાણીતાં મથકોમાં ખંભાત, અંકલેશર, થાણા, દમન, સંજાણ અને ઉદવાડા મુખ્ય છે. યઝદજર્દી સને ૬૯૦ થી ૭૨૦ સુધીમાં હસ્તલેખો લખવાને માટે નામીચા થયલા ઉસ્તાદ મેહેરવાન કેઇખોસરોએ પોતાના હસ્તલેખો ભરૂચ, ખંભાત, અંકલેશર અને થાણાનાં મથકો પર લખ્યા છે. અંકલેશર ગોદાવરા મોબેદોનું એક મુખ્ય મથક છે, અને છેલી છ સદીના અરસામાં ત્યાંના મોબેદોએ સાહીત્યમાં લીધેલા ભાગની તવારીખ થોડીજ મોજુદ છે. ખંભાત જે આગળ પારસીઓનું મુખ્ય મથક હતું, તેણે છેલી પાંચ સદીના અરસામાં સાહીત્યને માટે જો કાંઇ કીધું હોય તો તે જાહેરમાં આવ્યું નથી.

આ રીતે પારસીઓના જુદા જુદા મથકોની ટુંક તવારીખ નજરમાં રાખી, મેહેરવાન કેઇખોસરોએ યઝદજર્દી સને ૬૯૦ થી ૭૨૦ ના અરસામાં કરેલાં કામની પછી આગલ વધયે. યઝદજર્દી સને ૭૨૦ પછી હીંદુસ્તાનના પારસીઓએ

સાહીત્યની ખીલવણી માટેની કીધેલી કોશેશો ભરૂચ શેહેરમાંજ થયલી હોવી જોઇયે એમ દીસે છે. આપણા ભરૂચનાં જાણીતાં કામદીન ખાનદાનનો વડો એરવદ કામદીન એરવદ શેહેરયાર એ૦ નેરયોસંગ એ૦ શાહમર્દ, એ૦ શેહેરયાર, એ૦ બેહરામ, મોબેદ હોરમઝદયાર, એ૦ રામીયાર નામનો મેહેરવાન કેઇખોસરોનો ભરૂચમાં શાગેર્દ થયલો હોય એવું સંભવે છે. એજ ઉસ્તાદ મેહેરવાન કેઇખોસરોના ખંભાત, અંકલેશર, થાણા, ઈત્યાદી જગો ઉપર જુદા જુદા મોબેદો શાગેર્દ થયા હતા. સારાં ભાગ્યે એ૦ કામદીન એ૦ શેહેરયારના હાથના લખેલા હસ્તલેખોમાંનો એક હજી બાકી રહી ગયો છે, અને તે નવસારીનાં એક કેતાબખાનાંમાં હસ્તી ધરાવે છે. એરવદ કામદીન શેહેરયારનું નામ જેમ પોતાના કામ માટે તેમજ તેના કુટુંબીઓએ કીધેલાં કામોને લીધે. ઘણા વખત સુધી અમર રહેશે. એરવદ કામદીનના બેટા એરવદ રામ કામદીને યઝદજર્દી સને ૭૬૬ થી યઝદજર્દી સને ૭૮૪ સુધી ઇરાની હસ્તલેખો લખયા હોય એવું જણાય છે, અને એરવદ રામ કામદીનનો બેટો ઉસ્તાદ એરવદ પશુતન રામ તેના વખતમાં અવસ્તા પહલવીનો મશહુર ઉસ્તાદ ગણાતો હતો. એ ધણીએ પોતાના બાપની સાથેસાથ હસ્તલેખો લખવામાં અને હસ્તલેખો સાથે અવસ્તા પહેલવીના શબકો આપવામાં ઘણાં વરસો ગુજારયાં હતાં. આજના આપણા મોજુદ પહલવી હસ્તલેખોમાંના ઘણા ઉસ્તાદ પશુતનના લખેલા હસ્તલેખો ઉપરથી નકલ થયલા છે. આ કામદીન ખાનદાનની નામનાનો પાયો નાખનારાઓની પછીની પેહેડીઓ સારે ભાગ્યે પોતાના વડવાઓની નામના વધારતીજ રહી છે. ઉસ્તાદ પશુતનની પછીની આઠમી પેહેડીએ રામયાર કાહનાન યઝદજર્દી આઠમી સદીની આખેરી અને નવમી સદીની શરૂઆતમાં થઇ ગયો, તે મરહુમ કાઉસ જલાલના જણાવવા પ્રમાણે મોબદાન મોબદ, સઘળા મોબેદો અને એરવદોનો ઉસ્તાદ, હીંદુસ્તાનનાં તમામ મોબેદોને ઉરવીસગાહને લગતું પવીત્ર કામ શીખાડનાર તથા મોબદીનાં કામને રેવાજ આપનાર હતો. રામયાર કાહનાનનો દીકરો પદમ (ફ્નદામ) હીંદુસ્તાનના દસ્તુરોનો સરદાર ગણાતો હતા, અને યઝદજર્દી સને ૯૨૮ માં ઇરાનના દસ્તુરોને ધરમના રેવાજો તેમજ ક્રીયાઓ વાસ્તે પુછાવેલા સવાલના જવાબો સાથે ઇરાનના દસ્તુરોએ તેના ઉપર માન સાથે કાગજ લખયું હતું. પદમ રામયારનો દીકરો કામદીન પદમ આજનાં બોહોળાં કામદિન ખાનદાનને નામ આપનાર નામીચો વડવો, શેહેનશાહ અકબર અને સલીમનાં જમાનામાં હીંદુસ્તાનનો નામીચો દસ્તુર હતો, અને યઝદજર્દી સને ૯૬૫ થી ૯૯૪ સુધી એણે દસ્તુરી કીધી હતી. શેહેનશાહ અકબરની દરબારમાં ઇરાનથી દસ્તુર અર્દશીર નઓશીરવાન કેરમાની દેહલી ખાતે આવ્યો હતો તે તકનો લાભ લઇ દસ્તુર કામદીન પદમે તેના ઉપર કાગજ લખી ધરમને લગતી પરચુટણ આગતો વીષેની ખબરો મેળવી હતી. વળી યઝદજર્દી ૯૯૬ ના સાલમાં ઈરાનથી બેહદીન બહમન અસપંદયાર સુરતી સવાલોના જવાબ લઇ આવ્યો, તેમાં ભરૂચના દસ્તુર કામદીન પદમને નામથી યાદ કીધો છે. એરવદ રામ કામદીનના નામીચા દીકરા ઉસ્તાદ પશુતનના ભાઇ મોબેદ અર્દશીર રામના એક નબીરા અર્દશીર મોબેદ જીવા ભીખા મોબેદ અર્દશીર એરવદ રામ એરવદ કામદીને પણ યઝદજર્દી આઠમી સદીને છેડે હસ્તલેખ લખનાર

તરીકે કામો કીધેલાં હોવાની નોંધ મળે છે. અત્રે કામદીન પદમના વંશજોએ કીધેલાં કામોની નોંધ નહી કરતાં અમો હયાંજ અટકીશું, કારણ કે યઝદજર્દી સને ૭૫૦ થી ૧૦૦૦ સુધી આપણા પારસી સાહીત્યની ટુંક તવારીખ જોઇ યઝંદજર્દી સને ૧૦૦૦ પછીની તવારીખ બીજી વેળા હાથ ધરીશું, કેમકે યઝદજર્દી સને ૧૦૦૦ પછી પારસી સાહીત્યની ખીલવણીને માટે, ચોકસ તકરારોનાં જનમથી, જે ઉતસાહ ઉપજયો હતો તેનું સવીસ્તર બયાન અગત્યનું છે.

આપણે ઉપર જોયું તેમ ભરૂચમાં ઉસ્તાદ મેહેરવાન કેઇખોસરો પછી તેના ચેલા કામદીન શેહેયારના દીકરાઓએ સાહીત્ય ખીલવવા પાછળ ઘણી ઝહમત લીધી હતી. હવે જોકે ભરૂચ પારસી સાહીત્યની ખીલવણીનું મુખય મથક થઇ પડયું હતું, તોપણ માત્ર ભરૂચમાંજ અથોરનાનો ઇરાની સાહીત્ય પર ધયાન આપતા હતા એમ નથી. ભરૂચથી આગળ વધતાં નવસારી તરફ આપણે નજર દોડાવીશું તો ત્યાં પણ ઉદયોગી અથોરનાન કુટુંબોનાં કામ જીવતાં રહેલાં નજરે પડે છે. આપણે ઉપર જોઇ ગયા છીયે કે, નવસારીમાં પારસી બેહેદીનોએ યઝદજર્દી સને ૫૧૧ થી પેસારો કરવા માંડયાથી રફતે રફતે ત્યાં મોબેદોનાં જાથુક રહેઠાણની જરૂર પડી હતી, તેથી મોબેદ હોરમઝદયાર રામયારનો નબીરો કામદીન જરથોશ્ત પોતાના બે દીકરાઓ સાથ ભરૂચથી નવસારી આવ્યો હતો. એ કામદીન જરથોસ્ત સંજાણમાં પેહેલે પોતાનો પેશો ચલાવતો હોય અને ત્યાંથી નવસારી આવયો હોય એવું દીસે છે. પણ થોડાં વરસમાં નવસારીની પારસી વસ્તી વધી અને કામદીન જરથોશ્ત તેમજ તેના દીકરાઓથી પુરૂં પડી નહીં શકાયાથી નેરયોસંગ ધવળની ઓલાદનો–નેરયોસંગનો સાતમો નબીરો હોય–બહમનયાર પોતાના ફરીદુન નામના દીકરા સાથે યઝદજર્દી સને ૫૮૩ માં નવસારી આવ્યો. કામદીન જરથોશ્તના બે દીકરા રાણા અને મોબેદ નામના હતા, જેઓને કાકા પાહલન અને કાકા ધનપાલ પણ કહે છે, તેઓ બે અને ફરીદુન હોમના ત્રણ બેટા આસા, માહીયાર અને ચાંદા, એ ત્રણ મળી પાંચ જણને નામની નવસારીમાં પાંચ પોલો થઇ છે. એ પોલોમાં આપણા મોબેદોના ઘણાક નામીચાં ખાનદાનો સમાઇ જાય છે. યઝદજર્દી સને ૭૦૦ થી ૧૦૦૦ ના અરસામાં સાહીત્યને માટે કામ કીધું હોય એવા નવસારીના મોબેદોમાં બેહરામ લખમીધાર, એરવદ રાણા જેશંગ, આસદીન કાકા, અને દસ્તુર મેહેરજીરાણાંના નામો મળે છે. જો બીજા કોઇ મોબેદ સાહેબોએ એ જમાનામાં સાહીત્યને માટે કાંઇ પણ કીધું હોય તો તે અમોને માલુમ નથી. બેહરામ લખમીધારને હાથે યઝદજર્દી સને ૮૧૭ માં લખાયલી જુની વીરાફ નામે પાઝંદ હરફે તેના ગુજરાતી તથા સંસ્કરૂત તરજુમા સાથે આજે હયાત છે. એ ગુજરાતી એબારત આજે ૪૫૩ વરસની જુની છે અને એનું વાંચન મુશકેલ છે. એથી વધારે જુની પારસી ગુજરાતીમાં લખેલી કેતાબ મેળવવી મુશકેલ છે. પણ એ બેહરામ લખમીધારે તો જેવું જોયું તેવું લખયું છે, માટે તેણે પોતે ગુજરાતી તરજુમો કરયો નથી; જેમ આગળ કોઇએ તરજુમો કરી લખયો હશે તેની નકલ માત્ર કીધી છે. એ બેહરામ લખમીધારના ભાઇ ધનપાલ લખમીધારનો નબીરો દસ્તુર આસદીન કાકા ધનપાલ લખમીધાર નવસારીનો એક નામીચો ઉસ્તાદ થઇ ગયો

છે. એ ધણી યઝદજર્દી સને ૧૦૦૭ માં મરણ પામયો અને પોતાની જીંદગીનાં ચાલીસથી પીસતાળીસ વરસ અવસ્તા પહલવીની કેતાબો લખવામાં તેણે ગુજારયાં છે. એવી પણ દંતકથા છે કે, નામીચા ઉસ્તાદ નેરયોસંગ ધવલે યઝશ્નેનો તરજુમો કીધેલો પાછલા ભાગમાં અધુરો હતો, યાને છેલ્લા થોડાક હાનો તરજુમો પોતાની જીંદગી ખતમ થવાને લીધે નહી થઇ શકયો, તે આસદીન કાકાએ પુરો કીધો હતો. એ માત્ર દંતકથા છે; પણ એટલી વાત તો ખરી કે, આસદીન કાકાને હાથના યઝશ્નેના સંસ્કૃત તરજુમા સાથના પુરાણા હસ્તલેખો કેટલાક મોબેદ સાહેબો પાસે છે. આસદીન કાકાએ બજાવેલી મુખય સેવા આ છે કે, નવસારીની જુની ફેહ-રેસ્તમાં પોતાના જમાના સુધી જે જે બનાવો બનેલાની નોંધ હતી તે પાછી સામટા આકારમાં તેમાં તેણે એકઠી કીધી હતી. એ આસદીન કાકા નામના શખ્સે ૯૨૧ યઝદજર્દીમાં લખેલી ખુરદેહ અવસ્તા પહલવી તરજુમા સાથે નવસારીનાં એક કેતાબખાનામાં છે. એ સને માટે અમને શક પડે છે, કારણકે એ શખ્સ ૧૦૦૭ યઝદજર્દીમાં ગુજરી ગયા અને ૯૨૧ યઝદજર્દીમાં એ હસ્તલેખ લખયો હોય, તો એવણે ઘણી લાંબી જીંદગી ભોગવેલી હોવી જોઇયે. મેહેરજીરાણાના કુટુંબને નામ આપનાર રાણા જેશંગને હાથે યઝદજર્દી સને ૮૭૩ માં લખાયલો એક હસ્તલેખ નવસારીનાં એક કેતાબખાનામાં મોજુદ છે. એ હસ્તલેખમાં પાઝંદ જામાસ્પી લખેલી છે. દસ્તુર મેહેરજીરાણાના હાથના લખેલા હસ્તલેખો વીષે મોબેદ સાહેબો તરફથી ખબર મળેછે પણ તે અમારા જોવામાં નથી આવયા. નવસારીમાં અનજુમને પહેલવહેલા મેહેરજીરાણાને દસ્તુર ઠરાવયા હતા. તેના લેખો નવસારીના મેહેરજીરાણા કેતાબખાનામાં મોજુદ છે. એમાંના એક લેખ ઉપર તેર જણની અને બીજા ઉપર એકવીસ શખ્સોની સહી છે. પણ આસદીન કાકાને હાથે થયલાં કામો આજે મોજુદ છે તેમ મેહેરજીરાણાના કામની નોંધ ઝાઝી મળતી નથી.

આ પ્રમાણે આપણને માલુમ પડે છે કે નવસારીમાં યઝદજર્દી સને ૭૦૦ થી ૧૦૦૦ સુધીના અરસામાં બેહરામ લખમીધાર, આસદીન કાકા, રાણા જેશંગ, અને મેહેરજીરાણા એ ચાર જણ જાણીતા છે. બીજા શખસોના કીધેલાં કામો જાહેરમાં નહી આવયાં હોય એ બનવાજોગ છે. કેટલીક વેળાએ જુના હસ્તલેખોનાં પેહેલાં અને છેલ્લાં પાનાઓ ગુમ થવાથી હસ્તલેખ કોણે અને કયારે લખયો તેની નેશાન રહેતી નથી. કેટલીએક વેળા એમ પણ બને છે કે, પોતાનાં કુટુંબની કાંઇ પણ નેશાન આપયા વગર કેટલાક શખ્સો હસ્તલેખમાં પોતાના નામ લખે છે, તેથી તે કઇ જગાનો હસ્તલેખ છે તેની ખબર પડતી નથી. દાખલા તરીકે, યઝદજર્દી સને ૭૮૫માં હોશંગ નાથા નામના શખસે ફારસીમાં કેટલુંક લખાણ કીધું છે. એ હોશંગ નાથા કયા ખાનદાનનો છે તે જણાતું નથી. આ વેળાએ ભરૂચ અને નવસારી સેવાય બીજાં પારસી મથકો ખાતેથી એ યઝદજર્દી સને ૭૦૦ થી ૧૦૦૦ ના ત્રણસો વરસના અરસામાં ખુદ તે મથકના અથોરનાનોએ કરેલાં કામની નોંધ કાંઇ મળતી નથી. સુરત ખાતે યઝદજર્દી નવમી સદીમાં એરવદ દારાબ નામનો જાણીતો મોબેદ થઇ ગયો છે, જેના હાથના લખેલા કોઇ હસ્તલેખો આપણા દસ્તુરોનાં કેતાબખાનાઓમાં મળે છે. અંકલેશર ખાતે આશરે ત્રણ દાહેકા આગમચ કોઇ થોડાક આશરે ચારસોથી છસો વરસના

જુના હસ્તલેખો હતા, પણ તે નામીચા મુસાફર અને અભયાસી દાકતર હાઉગને સપુરદ કરી દેવામાં આવયા હતા. તે હસ્તલેખો લખનારનાં નામની ખબર રહી નથી. ખંબાત ખાતે નામીચા ઉસતાદ મેહેરવાન કેઈખોસરોની પછી કોઈએ ઇરાની સાહીત્યને માટે હસ્તલેખો જાળવવાની કોશેશ કીધી હોય તો તે જાહેરમાં આવી નથી.

Orion.

---

## નાં ૧૫૯
## મુંબઇ સમાચાર.

(તા. ૨૪ મી સપ્ટેમ્બર ૧૯૦૨)

**છેલ્લા સાસાની શેહનશાહ યઝદજર્દના અમલ પછી હીંદસ્તાન આવેલા જરથોશતીઓએ પોતાના બાપદાદાનું અસલ ઈરાની સાહીત્ય જાલવવા અને પ્રસીદ્ધ કરવાને કરેલી કોશેશનો ટુંક એન્તેખાબ.**



[ મુંબઇ સમાચાર માટે. ]

આ સવાલના બાબમાં લખતાં ગઇ વેલાએ હમોએ યઝદજર્દી સને ૭૦૦ થી ૧૦૦૦ ના અરસામાં હીંદુસ્તાનના પારસીઓએ પોતાનું સાહીત્ય જાલવવા માટે શું શું કામો કીધાં હતાં તેની ટુંક નોંધ લીધી હતી. તે મધે ભરૂચના કામદીન શેહરીયારના નબીરાઓની તેમજ નવસારીવાળા આસદીન કાકા, રાણા જેશંગ, અને મેહેરજીરાણાની ટુંક કારકીર્દી જણાવી હતી. આજરોજે હમો પારસી સાહીત્યની ખીલવણીનું એક અગત્યનું સાધન જે ફારસી રેવાયતો છે તે ફારસી રેવાયતોની ઉત્પત્તી અને તેઓને એકઠી કરવામાં એ ૭૦૦ થી ૧૦૦૦ નાં ૩૦૦ વર્ષના અરસામાં જુદા જુદા અથોરનાનો અને બેહદીનોએ કરેલી કોશેશનો ટુંક એન્તેખાબ હાથ ધર્યે છીયે. કેટલાક સાહેબો એવું ધારે છે કે પારસીઓ ઇરાનથી પહેલા હીંદુસ્તાન આવ્યા ત્યારથી ઇરાનમાં રહેનારા પોતાના ભાઇબંધો સાથનો દરેક જાતનો વયવહાર તેઓએ સમુળો છોડી દીધો હતો. પણ એમ નથી, તે દેખાડવાને માટે અમે આગળ કોશેશ કરી છે, અને દેખાડયું છે કે રૂસતમ મેહેરવાન, અને મેહેરવાન કયખસરૂ નામના ઇરાની ઉસતાદો જેઓની કારકીર્દીનું વર્ણન અમો આગળ આપી ગયા છીયે, તેઓ યઝદજર્દી છસો વરસ પછી આવ્યા હતા, અને તેની આગમચ હીંદુસ્થાનથી માહીયાર નામનો એક જરથોસ્તી યઝદજર્દી ૫૦૦ વર્ષ પછીના હંગામમાં ઈરાન ખાતે દીનનો એલમ હાસેલ કરવા ગયો હતો, તે બીના પણ અમો જણાવી ગયા છીયે. હવે આ રેવાયતો ફારસમાં કાં લખાઈ છે તેના કારણો જણાવવાં અગત્યનાં છે. સાધારણ રીતે એવું કહેવામાં આવે છે કે હીંદુસ્તાનના અથોરનાનો પોતાનાં ક્રીયા કાર્સ્તીનાં કામો દીનપર દીન વીસરતા ગયા, તેને લીધે પોતાના વધુ કાબેલ ઇરાની અથોરનાન ભાઇઓ પાસેથી ક્રીયા માર્ગ તેમજ દીનનાં ફરમાનો વીશેના ફતવાઓ મેલવવા કાજે ઇરાનના કાબેલ દસ્તુરોને સવાલો લખી મોકલાવી તેના જવાબો તેઓએ મંગાવયા, અને તે જવાબોનું સાહીત્ય તે રેવાયતને નામે ઓલખાય છે. ત્યારે આપણને એ ચીજ જાણવાની છે કે શું યઝદજરદી સને ૭૦૦ થી ૧૦૦૦ ના અરસામાં આપણા ઇરાનના

જરથોસ્તીઓ હીંદુસ્તાનના પારસીઓ કરતાં વધુ કાબેલયત ધરાવતા હતા, અને શું આપણા હીંદુસ્તાનના અથોરનાનો ક્રીયાકામ અને દીનઆઇન સમુળાં વીસરી ગયા હતા? આ બીજા સવાલના જવાબમાં અમો એકદમ જણાવીશું કે જે ચીજ રોજને રોજ ઉપયોગ અને વાપરવેસમાં આવે તે તદ્દન કદી પણ વીસરાય નહીં, તો હીંદુસ્તાનના જે અથોરનાનોને ઇરાનના જરથોશ્તીઓ જેવા કોઇ પણ પ્રકારના જુલમ અને દબાણ તલે રેહેવાનું નહીં હતું, તેઓ તે ભુલી જાય તે અસંભવીત છે. ગયાં લખાણુમાં અમોએ દેખાડયું છે તેમ ભરૂચ મથકથી જુદાં જુદાં જાણીતાં મથકો જેવાં કે નવસારી, સંજાણ, દમણ, મુંબઇ વગેરે મધે અથોરનાનોને ક્રીયા કામને વાસ્તે વસવાત કરવા બોલાવેલા હોવાથી માલમ પડે છે કે પારસી બેહદીનો ક્રીયા કામ કરાવવા ખંતી હતા, અને જયાં જયાં તેઓ પોતાનું મથક કરતા ગયા ત્યાં ત્યાં આતશકદેહો અને દખમાઓ પોતાના ધર્મના રેવાજ પ્રમાણે બનાવતા ગયા હતા. તે ઉપરથી એમ કહેવું કે અથોરનાનો પોતાનું કામ વીસરી ગયા હતા એ તકલીફી છે. ત્યારે જો પોતાનું કામ તેઓ વીસરી ગયા નહી હોય તો શું સબબસર તેઓએ ઇરાન મધે સવાલો લખી મોકલ્યા હશે તે સવાલ ધ્યાન આપવા જોગ થઇ પડે છે. જાણીતી વાત છે કે એક ટોળાની સંખ્યા જ્યારે નાની હોય છે ત્યારે તે ટોળો ઝાઝા મતફેરને આધીન હોતો નથી, અને જો મતફેર થોડો ઘણો હોય તો ટોળાનો સમજુ ભાગ તે મતફેર દાબી દેવાને બનતી કોશેશ કરે છે. પણ જ્યારે ટોળાંની અંદર વસતીની સંખ્યા જેમ વધતી જાય છે તેમ વીચાર આચારનાં ફેરફારને લીધે અને ટોળાના મુખીઓની સરદારીની અસર ટોળો વધવાથી બધે સરખાં પ્રમાણમાં નહીં પુગ્યાથી, ટોળાના મતફેર આતશના શોલા મુવાફેક બહાર પ્રગટી આવે છે. અને જો ટોળાના મુખીઓ જ્ઞાનનાં બળે નહી પણ પઇસાનાં બળે આગેવાન હોય, તો તે મતફેરનો ફડચો પોતે નહીં કરતાં ટોલાની બાહેરના તે સવાલોની સમજ ધરાવનાર શખ્સોની આગલ મુદાઓ રજુ કરી તેઓનો અભીપ્રાય શોધવા પડે છે. આ રેવાયતોની તારીખ પણ તેવોજ છે. જેમ જેમ હીંદુસ્તાનના પારસી અથોરનાનો જુદાં જુદાં મથક હાથ કરતા ગયા, પોતાનાં વડાં મથકની સરદારી હેઠળથી નીકલી જવા લાગ્યા, તેમ તેમ ક્રીયા કાસ્તી અને દીનઆઇનના વીચારોમાં મતફેર ઉભાવા લાગ્યો અને તે મતફેર દુર કરી ખરૂં શું છે તે જાણવાની જીજ્ઞાસા થતાં, વાજબી માર્ગ ઉપર ચાલવાને માટે ઇરાન વીલાયતના દસ્તુર સાહેબો આગળ સવાલો રજુ કરવામાં આવ્યા હતા. જે સાહેબો એમ કહે કે એ સવાલો અજ્ઞાનપણાંને લીધે પુછાયા તે સાહેબોએ વીચાર કરવો કે જો અજ્ઞાનપણું હોય તો, અમોએ ગયા લખાણુમાં જણાવયું છે તેમ યઝદજર્દી સને ૭૦૦ થી ૧૦૦૦ ના અરસામાં થયલા ગુજરાતી તરજુમાઓ, તેમજ એ વરસોમાં થયલા હસ્તલખો કેમ હસ્તીમાં આવત? હવે બીજો સવાલ હાથ ધરવાનો તે આ છે કે શું આપણા ઇરાનના ભાઇબંધ જરથોસ્તીઓ હીંદુસ્તાનના અથોરનાનો કરતાં દીનઆઇનના કામોમાં વધુ કાબેલીયત ધરાવતા હતા? એનો જવાબ હમો આપીશું કે વધુ કાબેલીયત તો નહીજ ધરાવતા હતા પણ તેઓના કાબેલીયત કાંઇ ઉતરતી હતી. એ જમાનાના ઇરાનના દસ્તુર સાહેબોએ આપણા અવસ્તા સાહીત્યના વાંચણમાં જે ભુલભાલો કાઢેલી

છે તે ઉપરથી માલમ પડે છે કે તેઓ-પર પરરાજ તરફથી ગુજરતા રહેલા જુલમોને લીધે તેઓને માટે સાહીત્ય ઉપર મંડવું અશકય હતું. જો કે એ હાડમાર થતા ઇરાનીઓને ધન્યવાદ ઘટે છે કે આવી હાડમારીના જમાનામાં પણ એઓ તરફથી થયલાં કામો મોજુદ છે, એટલુંજ નહી પણ જો એ જમાનામાં તે કામો તેઓએ નહી કીધાં હતે તો આપણાં પેહલવી સાહીત્ય-માંનું ઘણું ઝમકદાર લખાણ ગુમજ થયું હતે.

આપણું ફારસી રેવાયતનું સાહીત્ય યઝદજર્દી સને ૮૪૭ થી શરૂ થઇ યઝદ-જર્દી સને ૧૧૩૭ સુધી ત્રણ સદીઓ વેર લખાયલું છે. એ રેવાયતો ઉપરથી એવું માલમ પડે છે કે કેટલાક પારસીઓમાં અજ્ઞાનપણાનો એવો પણ વખત આવયો હતો કે ગુજરેલાં તનને લઇ જવા માટે લાંકડાંની ગેહાન વપરાતી અને જુદદીનો પારસી ગુજરેલાંઓના તનને અડકી શકતા. એજ જમાનામાં ઇરાનથી જવાબ લખના-રાઓના કહેવા મુજબ હાદેસાના સબબથી નીરંગ, બરસમ અને યોજદાથ્રગરીનાં કામો ઇરાનમાં જુજ થતાં હતાં. યઝદજર્દી ૮૪૭ થી ૧૧૩૭ ના અરસામાં આસરે બાવીસ રેવાયતો લખાઈ આવેલી જાણીતી છે. એ રેવાયતોની તવારીખ તે આપણા પારસીઓએ પોતાનાં સાહીત્યને માટે આસરે ૩૦૦ વર્ષ સુધી કરેલી શોધ-ખોળની તવારીખ છે. સૌથી પહેલી રેવાયત ભરૂચનો બેહેદીન નરીમાન હોશંગ લઇ આવ્યો હતો. નવસારી અનજુમનના વાડા બેહદીન ચાંગાઆશાએ નરીમાન હોશંગને નવસારી, ભરૂચ, ખંભાત, અંકલેશ્વર વગેરેની પારસી અંજુમનની સાથે મળીને સવાલો તૈયાર કરી ઇરાન મોકલ્યો હતો. આઠ વરસ પછી યઝદજર્દી સને ૮૫૫ માં નરીમાન હોશંગ બીજી વાર બીજા નવા સવાલોના જવાબો લેવા ઇરાન ગયો હતો. યઝદજર્દી સને ૮૮૦ માં ઇરાનના દસતુરોએ નવસારી અનજુમનના વડાઓપર લખેલા કાગજની નકલ મોજુદ છે, જેમાં ઇરાનના દસતુરો જણાવે છે કે તેઓને ૮૮૦ વર્ષ સુધી ખબર નહી હતી કે ઇરાનની બાહેર જરથોશતીઓ વસે છે. એમાં તેઓ કાંઇક ભુલ કરે છે, કારણકે યઝદજર્દી છસો વરસ પછી રૂસતમ મેહરવાન અને મેહરવા કયખસરૂ ઇરાનથી હીંદમાં આવ્યા હતા, અને ત્યાર પછી તેઓ હીંદના જરથોશ્તીઓને વોસરી ગયા એ નવાઇ જેવું છે. યઝદજર્દી ૮૯૬ માં ખંબાતનો બેહદીન કામા આસા કેટલાક સવાલોના જવાબ મેળવવા નવસારી તેમજ ખંબાતની પારસી અનજુમન તરફથી ગયો હતો. યઝદજર્દી સને ૯૦૪ માં ખંબાતના બેહેદીનો અસ્પંદયાર યઝદયાર અને રૂસતસ સવાલો લઇ ગયા હતા. યઝદજર્દી સને ૯૦૦ માં સુરતનો કામા વેરા ઇરાન જઇ અવયો હતો, યઝદ-જર્દી સને ૯૧૧ માં ખંબાતનો કામા આસાનો દીકરો કાઉસ પોતાના બાપને પગલે ચાલી ઇરાન ખાતે મઝહબને લગતા સવાલોનો જવાબ મેળવવા ગયો હતો. યઝદજર્દી સને ૯૨૮ માં ભરૂચના જરથોશ્તી-ઓએ ખંબાતના બેહેદીન કામદીન શાહપુરને ઇરાન મોકલી વરસીયાના બાલ તથા દીનઆઇનની કેતાબો મંગાવ્યાં હતાં, જે ભરૂચના દસતુર પદમ રામયારપર મોકલવામાં આવ્યાં હતાં. યઝદજર્દી સને ૯૬૭ નું સાલ અગત્યનું છે. એ સાલમાં ઇરાનનો ઉસ્તાદ અરદેશર કેરમાની હીંદુ-સ્તાનમાં શાહનશાહ અકબરની દરબારમાં આવ્યો હતો. એજ સાલમાં કાઉસ માહીયાર ભરૂચનો ઇરાન જવા નીકળયો

હતો. સને ૯૭૧ ના સાલમાં ભરૂચનો કાઉસ માહીયાર અને ખંબાતનો માહીયાર રૂસતમ ઇરાન ગયા હતા. યઝદજર્દી સને ૯૮૨, ૯૯૭, ૯૯૭, ૧૦૧૯, ૧૦૩૧, ૧૦૪૦, ૧૦૪૩, ૧૦૪૩, ૧૦૫૩, અને ૧૧૩૮ ના સાલોમાં સુરતનો બેહદીન અસપંદયાર સોહરાબ, સુરતનો બહમન અસપંદયાર, ઇરાનનો રૂસતમ જંદેલ, સુરતનો મેરવાન જંદેલ, નવસારીનો રૂસતમ ખુરશેદ અસપંદયાર, ખંબાતનો કામા વેરા, સુરતનો જમશેદ હીરજી નાના, અને ભરૂચનો એરવદ કાઉસ રૂસતમ જલાલ ઇરાન જઇ રેવાયતો લઇ આવ્યા હતા. દુરઅંદેશીથી વીચાર કરતાં માલમ પડશે કે એલમની શોધમાં વરસો વરસ ઇરાન ખાતે બેહદીનોને મોકલવા તે અજ્ઞાનપણાંની નીશાની નથી, પણ જ્ઞાન મેળવવાની હોંશનો પુરાવો છે.

Orion.



## નં૦ ૧૬૦
## મુંબઇ સમાચાર
( તા. ૧૪ મી નવેમ્બર સને ૧૯૦૨ )

### પારસીઓ સંબંધી એશારા કરનારા ઇસ્વી સતરમી અને અઢારમી સદીના પોર્તુગીઝ દસ્તાવેજો વીષે મી૦ જે. ગોડીન્હોએ ગઇ કાલે વાંચેલો નીબંધ.†

રોયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખાના સભાસદોની એક સભા ગઇ કાલે સાંજના સવા પાંચ વાગતે ટાઉનહોલ મધેના સોસાયટીના દીવાનખાનામાં મી૦ જેમસ મેકડોનલ્ડના પ્રમુખપણાં હેઠળ મળી હતી.

શરૂઆતમાં ઓનરરી સેક્રેટરી રેવરંડ આર. સ્કોટે સભાની ગઇ વેળાની બેઠક વેળા થયલાં કામકાજની નોંધ વાંચી સંભળાવી હતી, જેની સેવટે તેણે ટીકા કરી કે એ બેઠક દરમયાન એરવદ જીવનજી મોદીએ દસ્તુર મેહેરજીરાણાનાં સંબંધમાં મી૦ કરકરયાને જે ચેલેનજ કરયો હતો તેનો તેઓએ હજી જવાબ વાલ્યો નથી, પણ આપણે આશા રાખીશું કે તેઓ તેનો જવાબ હવે જલદી મોકલશે.

† મી. ગોડીન્હોના આ નીબંધ નંબર ૧૬૦ અત્રે દાખલ કરવાની મતલબ એ છે કે એમાંથી જોવામાં આવશે કે મી૦ કરકરીઆએ રોયલ એશીયાટીક સોસાયટીના સેક્રેટરીને જવાબ આપ્યો છે કે મી૦ જીવનજી મોદીના ચેલેન્જનો જવાબ તેવણ આવતે મહિને આપશે. સેક્રેટરીએ પણ મી૦ કરકરીઆને જાહેરમાં ચેલેન્જ નહિ, તો યાદ આપી છે તેની પણ આ એક નોંધ છે. આટલું જાણવું અગત્યનું થઇ પડશે કે મજકુર જવાબ આપ્યાને પણ આજ તેર વરસ થઈ જવા છતાં મી૦ કરકરીઆ બીલકુલ ચુપ રહ્યા છે.

મી૦ કરકરયા—ઘણું કરી આવતે મહીને તે જવાબ આવશે.

બાદ મી૦ સ્કોટે જણાવ્યું કે સભામાં વાંચવા માટે રજુ થયલા બે નીબંધોમાં પેહેલો "ગુરજર" કોમનો ઇતીહાસ અને ગુજરાત મધેનું તેમનું સેવટનું રહેઠાણુ એ વીષેનો મી૦ ડી. આર. ભંડારકર તરફનો છે. પણુ તેઓ આજે અત્રે હાજર થયા નથી અને તેમનો નીબંધ બહુ લંબાણુ તથા અંજાણ્યા સંસ્કરૂત શબદોથી ભરપુર હોવાથી અત્રે તે વાંચવો હાલ કઠણુ થઇ પડશે. આપણા લાઇબ્રેરીયને તે નીંબંધનો થોડોક સાર ઉપજાવી કહાડયો છે જે અત્રે વાંચવામાં આવશે.

લાઇબ્રેરીયને તે ઉપરથી તે નીબંધ વાંચી સંભલાવયો હતો, જેમાં ગુરજર કોમ અસલ રજપુતાણાની હતી અને તે સેવટે હાલના ગુજરાતમાં આવી કેમ વસી હતી તેનું વરણુન આપવામાં આવ્યું હતું.

બાદ પારસીઓ સંબંધી એશારા કરનારા ઈસ્વી સતરમી અને અઢારમી સદીઓના પોરટુગીઝ દસતાવેજો વીષેનો મી૦ ગોડીનહોનો નીબંધ હાથ ધરવામાં આવતાં એરવદ જીવનજી જમશેદજી મોદી એ તે દસ્તાવેજો બાહેર કેમ આવવા પામયા તેનો ખોલાસો કરતાં જણાવયું કે નવસારીવાળા દસ્તુર મેહેરજીરાણા અકબરની દરબારમાં ધરમ સંબધી તકરારોમાં ભાગ લેવા ગયા હતા કે નહી તે બાબતમાં થોડાં વરસની વાત ઉપર મી૦ કરકરયાએ આ મંડળી હજુર જે ભાષણ કરયું હતું તેમાં બારમા, તેરમી અને ચઉદમી સદીના પારસીઓ ઘણા અજ્ઞાન સ્થીતીમાં હતા એવું તેઓએ મત આપયું હતું. આ બાબતમાં યુરોપીઅન વીદવાનો વેસ્ત, ગેલડર વગેરેના મતો શું છે તે વીષે તેમને પુછાવવામાં આવયું હતું, જેના જવાબમાં દાકતર વેસ્તે એ સંબંધી પુરાણા દસ્તાવેજો પારસી કુટુંબોને હસ્તક હોય તો તે ભેગા કરવાને પારસી પંચાયતના ત્રસ્તીઓને સુચના કરી હતી. તેણે વળી ધાસ્તી બતાવી કે એ જુની ફરહેસ્તો રાખવાનો ચાલ હવે નીકળી ગયલો હોવાથી એ કીંમતી દસ્તાવેજોને જલદી ભેગા કરવામાં નહી આવશે તો તે થોડા વખતમાં સદાના હાથમાંથી જશે. તેની તે સુચના ઉપરથી જુના દસ્તાવેજો તે કેમ ભેગા કરવા કહે છે તે માટે તેને ફરી લખવામાં આવયું હતું જેના જવાબમાં તેણે એક યોજના લખી મોકલી હતી. તે ઉપર વીચાર ચલાવવાને પારસી પંચાયતે મી૦ ખ૦ રૂ૦ કામા, ખા૦ બા૦ બમનજી બેહેરામજી પટેલ, મી૦ માણેકજી રૂસ્તમજી ઉનવાલા અને મારી (એરવદ જીવનજીની) બનેલી કમીટી નેમી હતી. તેણે તે વીષે કરેલા રીપોર્ટ ઉપરથી પ્રાચીન લેખો તથા દસ્તાવેજો પોતાને હસતક હોય તો તે પંચાયતને આપવામાં તેની નકલ ઉતારવા દેવાને પારસી કોમને અરજ કરવામાં આવી હતી, પણુ દલગીર છું કે તેનું કાંઇ જાણવા જોગ પરીણામ આવયું હતું નહી. પણુ નારગોળવાલા મી૦ રતનજી પટેલ, જેઓ તે ગામના પટેલ છે, તેઓએ પોતાના કુટુંબને લગતા કેટલાક દસ્તાવેજો મને આપયા હતા જે પોરટુગીઝ ભાષામાં હોવાથી મારા મીત્ર મો૦ ગોડીનહોએ મારે માટે અંગ્રેજીમાં તરજુમો કરયો છે. આ દસ્તાવેજો કેવી રીતે બાહેર આવવા પામયા તેનો આટલો ખોલાસો કરવાની મને જરૂર લાગી છે.

## મી૦ ગોડીનહોનો નીબંધ.

મી૦ જે. ગોડીનહોએ તે બાદ પોતાનો નીબંધ વાંચતાં જણાવયું કે

મને જે દસ્તાવેજો તરજુમો કરવા માટે આપવામાં આવયા છે તે ઉપરથી જણાય છે કે પારસીઓ હમેશાં પોતાના રાજકરતા, પછી તે પોરટુગીઝ હોય કે અંગ્રેજો હોય તેમની તરફની વફાદારી માટે જાણીતા છે. તેઓ મેહેનતુ, દયાળુ અને સુધારા વધારામાં આગળ વધવા માટે શોખ ધરાવનારા તરીકે જાણીતા થયા છે. હાલમાં હાથ આવેલા પોરટુગીઝ દસતાવેજો ઇસ્વી ૧૬૬૫ થી ૧૭૩૯ ના વરસો દરમયાનના છે. પેહલો દસ્તાવેજ વસઇના પોરટુગીઝ લશકરના વડા કેપટન એનટોનીયા ક્રુઇઝની સહીનો છે, જેમાં વસઇના કીલા ઉપર હુમલો લાવનારા મરાઠાઓ સામે પોરટુગીઝો તરફથી વગર પગારે લડવા માટે બાહેર પડેલા પારસી ગૃહસ્થ રતનાજી ભીખાજીને પારસોઓની બે રેજીમેંટ ઉભી કરવાની પરવાનગી તથા તેના કેપટન તરીકે રતનાજી ભીખાજીને સતા આપવામાં આવી છે. બીજો દસતાવેજ પણ ઉપલાજ પોરટુગીઝ સરદાર તરફનો છે, જેમાં દાદાજી જેસીંગા નામના એક પારસીને પારસીઓની એક પલટન ઉભી કરવાની સતા આપવાને પોરટુગીઝો તરફથી પરવાનગી આપવામાં આવી છે. બાકીના દસ્તાવેજો પણ લગભગ એજ મતલબના મી૦ ગોડીનહોએ વાંચયા હતા, જેમાં સરવેમ પારસીઓની વફાદારી, બહાદુરી અને હીંમતના વખાણ કરી તે સરટીફીકેટો તેમના કહેવાથી આપવામાં આવી હતી એવું જણાવવામાં આવયું હતું.

નીબંધ વંચાઇ રહેતાં એરવદ મોદીએ જણાવ્યું કે પારસીઓના પોતાના રાજકરતા તરફથી લડવા નીકળવાના આજ એકલા દાખલા નથી. કીસ્સે સંજાણ નામની ચોપડીમાં આગલા એક હીંદુ રાજા તરફથી તેની પારસી રઇયત લડી હતી અને મેહામેદનોનો હુમલો મારી હઠાવયો હતો અને સેવટે મોટી સંખયાની દુશમનને મદદ મલતાં હારયા હતા તેનું બયાન મળે છે. વળી આપણા મુંબઇના ટાપુ ઉપર જંજીરાનો સીદી રાજકરતા જયારે હુમલો લાવયો હતો ત્યારે રૂસતમ દોરાબ નામના એક પારસીએ તે મારી હઠાવયો હતો. ત્યારે એ ટાપુ અંગ્રેજોને હસ્તક હતો. તેના બદલામાં એ રૂસતમ દોરાબને મુંબઇની પટેલાઇ આપવામાં આવી હતી. આગળ ચાલતાં એરવદ જીવનજીએ જણાવયું કે મી૦ ગોડીનહોએ આ પોરટુગીઝ દસતાવેજોનો તરજુમો કરયા પછી તેમાં જણાવેલો પારસી દાદાજી જેસંગજી કોણ હતો તે વિષે મેં નારગોળ તપાસ કરાવી હતી અને મી૦ રતનજી પટેલે તે પારસીને પોતાના વડવા તરીકે ઓળખાવી તેની વંશાવળી મારી ઉપર મોકલી આપી છે. તેમાં એ દાદાજી જેસંગજીનું નામ દાજીભાઇ જેસંગજી તરીકે મળે છે. પોરટુગીઝ દસ્તાવેજોમાં આપેલું રતનજી ભીખાજી નામ કોણનું હતું તે મને ખાત્રી પુરવક જણાયું નથી.

મી૦ ભંડારકરે વાંચવામાં આવેલા નીબંધ ઉપર બોલતાં ટીકા કરી કે આગલા વખતના પારસીઓની સ્થીતી વીશે ગઇ વેળા એરવદ જીવનજીએ જે ભાષણ કરયું હતું તેમાં ઉલટી હાલના કરતાં મજબુત તકરારો હતી. કારણ કે આ દસ્તાવેજો ઉપરથી એવું કાંઇ ખાસ જણાતુંજ નથી કે સોળમી, સતરમી સદીના પારસીઓ કાંઇ ઘણી ઉંચ સ્થીતીમાં હતા. તેઓ પોરટુગીઝો તરફથી લડયા અને તે માટે પોરટુગીઝ સરકારે તેમના વખાણ કરયા છે તેમાં કાંઇ દમ જેવું નથી. કારણ કે પહેલાં તો વગર પગારે તેઓ લડવા

નીકળયા તેથી નીરધન થયલા પોરટુગીઝો ખુશી થયા હોય અને બીજું તો પારસીઓ પણ અમથા લડયા નહી હોય. એક તો તેમના જાતી બચાવ ખાતર તેઓ લડયા હશે અને બીજું તેઓ જાણતા હોવા જોઇએ કે તેઓ રાજી ખુશીથી લડવા બાહેર પડશે નહી તો પોરટુગીઝો તેમને દબાણ કરી લડવા બાહેર પાડશે. આ દસ્તાવેજો લાવી મી૦ મોદી એવું સાબેત કરી શકયાજ નથી કે આગલા વખતના પારસીઓ રાજદવારી કે બીજી બાબતમાં ઉંચ સ્થીતીમાં હતા.

મી૦ મોદી–હું તે સાબેત કરવાની નેમથી એ દસ્તાવેજો લાવયો નથી.

મી૦ કરકરયાએ તે બાદ નીબંધ વીષે બોલતાં જણાવયું કે નવસારીવાળા દસ્તુર મેહેરજીરાણા વીશેના મારા ભાષણે ઘણાઓમાં ચરચા ફેલાવી હતી તે જાણીતું છે. મારી તકરાર તે વેળા એ હતી અને હજી પણ એજ છે કે ચઉદમી, પંદરમી અને સોળમી સદીના પારસીઓ ઘણા અજ્ઞાન સ્થીતીમાં હતા તે બીના ખોટી પાડવાને હાલના દસ્તાવેજો કાંઇ પણ કામના નથી.

મી૦ મોદી–તે નેમથી એ લાવવામાં આવયાજ નથી.

મી૦ કરકરયા–વફાદારીમાં અને ખેડુત તરીકે પારસીઓ ઘણા જાણીતા તેઓ ભલે હોય પણ વીદયા હુનર, રાજદવારી સતા યા બીજા મોટા ઓધાઓમાં તેઓ આગેવાન હતાજ નહી.

બાદ મી૦ જોશીએ ટીકા કરતાં મરાઠા ખબરમાંથી એક દાખલો ટાંકી એવું જણાવયું કે છેલા બાજીરાવના અમલમાં દોરાબજી નામનો એક પારસી પેશવાની દરબારમાં ઘણો લાગવગ ધરાવતો હતો.

મી૦ કરકરયાએ તે વીષે ખોલાસો કરતાં કહયું કે તેના કરતાં તો મી૦ ખુરશેદજી મોદી નામના પારસી, જેઓના નામથી પુણામાં મોદીના ગણપતી તરીકે એક મુરતી પણ જાણીતી છે તેઓ ઘણો ભારે લાગવગ ધરાવતા હતા અને તેમને ઝેર દઇ મારી નાખવામાં આવયા હતા. પણ તે બનાવ છેક ઓગણીસમી સદીનો છે, જેથી મારી તકરાર સાથે કશું લાગતું વળગતું નથી. સોળમાં પંદરમી સદીમાંથી એવા દાખલા જો મેળવી આપવામાં આવે તો તે વેળાના પારસીઓ વીદવાન હતા એવા અભીપ્રાયને નમવાને હું તઇયાર છું. પણ ત્યાં સુધી તો નહીં.

બાદ નીબંધ વાંચનારનો તથા પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

## નાં૦ ૧૬૧.
## પંચડાંડ.

(તા. ૨૩ મી નવેમ્બર સને ૧૯૦૨)

### નવસારીના પારસી ધર્મગુરૂને મુંબઈમાં માન.

નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મુંબઇ પધારી પાછા વિદાય પણ થઇ ચુકયા છે. તેમની અત્રેની પધરામણું જેમ એક અસાધારણ બનાવ છે, તેમ મુંબઇમાં અને તે પછી ખુદ નવસારીમાં તેમને તેમના પંથકવાલાઓ તથા બીજાઓ તરફથી મળેલો જાહેર અને મોટો આવકાર પણ અસાધારણ જણાય છે. એ બનાવ દેખાડે છે કે, મુંબઇ સર્વ પ્રકારે માતબર, મગરૂર અને સ્વતંત્ર છતાં તેમાં નવસારી અને નવસાકરા પારસીઓનું કેવું પ્રબલ છે.

દસ્તુરજીને માન આપનારાઓએ જણાવ્યું, અને દસ્તુરજીએ સ્વીકાર્યું તેમ, આ માન તેમના પોતાના કરતાં તેમના વડીલોના પુણ્ય પ્રતાપ તથા ગાદીને વધારે આભારી છે. ગમે તેમ હોય પણ એ માન અસાધારણ છે, અને તે મેલવવાને શક્તિવાન થવા માટે દસ્તુરજીને, તેમનાં ભગર પંથકને અને "ધર્મ ટેકરી" નવસારીને મી૦ પંચડાંડ ધંન્યવાદ દે છે. આ દસ્તુરજી તેજ મહાત્મા દસ્તુરજી મેહરજી રાણાની ગાદીના હકદાર વારેસ છે, કે જેમ મરહુમ દસ્તુર, ત્રણસો વરસ પર શેહનશાહ અકબરને દીલી જઇ પારસી ધર્મ સમજાવી આવ્યા હતા, અને તેમની એ કીર્તિનો પેલા મી૦ રૂસ્તમજી પેસતનજી કકલ્યાએ ઇન્કાર કર્યાથી તે સામે આ કટારોમાં અમે કેટલાંક ચાલુ લખાણો કર્યાં હતાં. દસ્તુરજીની આ મુસાફરીથી તેમને પોતાને અંગત લાભો થવા જોડે, કેટલાક જાહેર લાભો થવાની પણ વકકી છે, મુખ્ય લાભ એ કે, આ બનાવે યજમાનોમાં પોતાના ધર્મગુરૂ પ્રત્યે ભકિત ભાવ રાખવા તથા દેખાડવાની નવી ઉલટ જાગૃત થઇ છે, કે જેવી ઉલટની હમણાના સમયમાં ધર્મની મહત્તા તથા ધર્મગુરૂઓના દરજ્જાની જાલવણીને ખાતર મોટી આવશ્યકતા છે. જે વેલા કોમના "સુધરેલા" કહેવાતા શખ્સો ધર્મગુરૂઓનો અનાદર કરી તેમની ઠાઠા ઠીઠી કરતા જાય છે! તેવા વખતમાં ધર્મગુરૂઓ તરફ જાનફેશાની બતાવવાનું જોશ તથા વલણ વધું આવકારદાયક છે.



## ના૦ ૧૬૨.

## પંચડાંડ.

(તા. ૨૩ મી નવેમ્બર સને ૧૯૦૨)

### પંચિક છુઃ મંતર.

મી૦ રૂસ્તમજી પેસ્તનજી કકલ્યા કાંઇ મુવા પડયા નથી હો! તેવણ હજુ જીવતા જાગતાજ છે, અને દમ ઉપરજ છે. રાયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખા મંડલીમાં મી૦ ગોડીનહોએ આપેલાં ભાષણ વેલા ત્રણસો સદીની વાતપરના પારસીઓની કીર્તિ સામે તેવણે ફરી તાણતોડ કીધી હતી; અને વધાઇ કીધી હતી કે, અકબર પાદશાહને દસ્તુર મેહરજી રાણાએ પારસી ધર્મ સમજાવવાની હિમાયતનાં એર્વદ જીવનજી મોદીનાં ભાષણનો રદ જવાબ હું હવે થોડાજ વખતમાં આપીશ! શાબાશ, અમારા "આપણા તવારીખના વિદ્વાન અભ્યાસી" શાબાશ! હું તો જાણું જે તમારો ખજાનો ખુટી ગયો છે, અને આપ ભર્યા ભારમાં સબસે બડી ચુપ કરી બેઠા છો. પણ ના; જેનું નામ મી૦ કકલ્યા! તીખા ને તમતમતા, તવારીખના ખાં ને શાસ્ત્રોના ભંડાર! તમો કાંઇ કોઇથી ખાંડયા જાઓ નહી. "મીઆ મરતે મરતે પણ ટંટી સાથ લરતે હે"! ઘલોડી મરી જાય તોપણ તેની પુછડી તો હાલ્યાજ કરે! સુતલી બલી જાય તોપણ વલ તો નહીજ છોડે! આપ થોડાજ વખતમાં રદ જવાબ આપવા કહોછો તો ભલે; પણ, મેહરબાને મન! એટલી બધી ઉતાવલ શા માટે? વરસ, બે વરસ, પાંચ વરસ રહીનેજ આપશો તો શું અડચણ? એમબી લગભગ એક વરસ તો ગગડાવી કાઢયું કેની? તો ધુલ નાખી; થોડી મુદત વધતી "નવાણું ત્યાં ભર્યા સો"!

હજુ મુક્તાદના દહાડા કેટલા તેની ગરમા ગરમ તકરારમાં પડેલી ચીંગારીથી તો ફારેગ થાઓ, "તવારીખના વિદવાન અભ્યાસી" જી?

---

## નાο ૧૬૩.

## જામે જમશેદ.

( તા. ૨૬ મી જુન સને ૧૯૦૩ )

### "પારસી સાહિત્ય"

(લખનાર—"અથોરનાન")

એરવદ જીવનજી મોદીએ બજાવેલી પારસી તવારીખની એક નાદર સેવા દરેક જરથોસ્તી જીગરનો સાચ્ચો આભાર જીતી ગઇ છે. શાહ અકબરની અમર હકુમતની તવારીખમાં પારસી ધર્મના તેજનો જે પ્રકાશ દાખલ થયો છે, તેને ઝાંખો પાડવાની મીο રૂસ્તમજી પેસ્તનજી કરકરયાની ઈતીહાસરૂપી લડત હજી પારસીઓના મગજમાં ઘુમતી બંધ પડી નથી. દસ્તુર મેહેરજીરાણાનું અમર તવારીખી નામ, જે દરેક પારસી દીલ આજે વ્હાલ અને માન સાથે જીવતું રાખે છે, જે અનેક પારસી કથાઓ અને લાવણીઓમાં બોલાય અને ગવાય છે, તેની સાથે જોડાયલી જગ આશકારા કીર્તીને જમીનદોસ્ત કરવાની મીο કરકરીયાની જેહેમત ગમ હું પ્રથમથીજ અજાયબી સાથ જોતો આવ્યો છું. દસ્તુર મેહેરજીરાણાની જગને મ્હોડે ચઢેલી નામના જો ઓછી થાય, તો પારસી સીકકાની બોલબાલા પણ ઘટી જાય, એ તો દેખીતું છે. પારસી કીર્તીને એ કલંકમાંથી બચાવવાને એરવદ જીવનજી મોદી પોતાના ભણેલા અભ્યાસી મીત્ર પ્રોο શાપુરશાહ હોડીવાળાના જબરદસ્ત ટેકા સાથ બહાર પડયા, અને વર્ષોની ચાલુ જેહેમત, રંજ તથા શોધખોળ પછી દસ્તુર મેહેરજીરાણાની પ્રતીષ્ઠાને તેની અસલ બુલંદીએ પાછી સ્થાપી પારસી તવારીખનો ચળકાટ જાળવી રાખ્યો છે. એવી જાહેર સેવાઓની બીજા પારસી અભ્યાસીઓએ કાળજીથી નકલ કરવી ઘટે છે.

---

## નાο ૧૬૪.

## જામે જમશેદ.

( તા. ૧૪ મી જુલાઇ સને ૧૯૦૩ )

### શેહેનશાહ અકબર અને દસ્તુર મેહેરજી રાણા વિષે આંકુએટીલ ડ પેરોની નોંધ.

—:*:—

રોયલ એશીયાટીક સોસાયટીમાં સમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ ગઇ સાંજે શેહેનશાહ અકબર અને દસતુર મેહેરજીરાણા વીષે આંકુએટીલ ડ પેરોના વીશય ઉપર મીο જેમસ મેકડોનલ્ડના પ્રમુખપણા હેઠળ એક ભાષણ આપયું હતું.*

મીο ખરશેદજી રૂસ્તમજી કામાએ ભાશણ પુરૂં થતાં જણાવયું કે સોસાયટી નસીબવંત છે કે મીο જીવનજી મોદી જેવા એક સરસ સકોલર તેને મળ્યા છે. એક બાબત તેઓ હાથ પકડે છે તો પછી છેક તેની તપાસના ઉંડાણમાં ઉતરે છે અને જોઇતી સાહદતો પોતાના ટેકામાં મેળવે છે. હવે સવાલ એ છે કે દસતુર મેહેરજીરાણાએ અકબરને ધરમ સમજાવયો

---

* આ ભાષણ માટે જુઓ એરવદ જીવનજી મોદીના "શાહ અકબરની દરબારમાં પારસીઓ—અને દસ્તુર મેહેરજી રાણા" વાલાં પુસ્તકના સફા ૩૭૦–૩૮૦. આ ભાષણ અસલ અંગ્રેજીમાં પણ એજ પુસ્તકના પાનાં ૩૮૨–૩૯૭ ઉપર આપેલું છે.

હતો કે ધરમ સમજાવવા માટે અકબર અરદેશર કેરમાનીને આભારી હતા? મી૦ જીવનજીએ પોતાના એ વીષયને લગતાં પહેલાં ભાશણમાં ઘણીક ચોપડીઓની સાહદતથી દેખાડી આપયું છે કે દસતુર મેહેરજીરાણા અકબરની દરબારમાં ગયા હતા અને અરદેશર કેરમાનીને ફરહંગે જહાંગીરી બનાવવા માટે પછવાડેથી અકબરે બોલાવયા હતા, આંકુએટીલ ડ પેરોની નોંધ મીસ મેનાએ પારીસની સોસાયટીમાંથી મળેલી મોકલી આપી છે. તે બતાવે છે કે ઘણાં વરસ પછી અરદેશર આવયા હતા પણ ધરમ સમજાવવા આવયા નહી હતા. આંકુએટીલ કહે છે કે દસતુર મેહેરજીરાણાએ અકબરને આપેલી સલાહ ઉપરથી અરદેશરને બોલાવવામાં આવયા હતા. કેટલાંક વરસની મેહેનતથી મી૦ મોદીએ દેખાડી આપયું છે કે દસતુર મેહેરજીરાણાએ અકબરને ધરમ સમજાવયો હતો. દરેક સવાલ વખતે મી૦ મોદી સાહદતો અને ટેકા સાથે લઇ આવે છે. આ સોસાયટી તેઓના ઉપકારમાં છે કે આવા સારા વીશયો એઓ અહીં લાવે છે. હવે પુરવાર થયું છે કે મેહેરજીરાણાએજ અકબરને ધરમ સમજાવયો હતો અને મેહેરજી રાણાએજ પોતાથી ફરહંગનું કામ નહીં થઈ શકે, માટે અરદેશર કેરમાનીને બોલવવા અકબરને સમજાવયા હતા. મી૦ જીવનજી આવી મેહેનત લઇ આ સવાલનો ચુકાદો લાવયા છે માટે હું એઓનો મોટો ઉપકાર માનવાની દરખાસત કરૂં છું.

મી૦ કમરૂદ્દીન અમીરૂદ્દીને તેઓને ટેકો આપયો હતો જે પછી પ્રમુખ બોલયા કે ભાશણકરતાનો ઉપકાર માનવાની દરખાસત એકમતે પસાર થઇ છે એઓ વાજબી રીતે ઉપકારને લાયક છે. અને હું મી૦ જીવનજી સભા તરફથી તમારો ઉપકાર માનું છું. ( તાલીઓ. )

મી૦ જીવનજીએ આ પછી પારસીઓના પુરાણા પુસ્તકોમાં ચીન વીશે ઇસારાના વીશય ઉપર ભાશણ આપયું હતું જે હવે પછી પ્રગટ કરવામાં આવશે.

---

## ના૦ ૧૬૫
## નવસારી પ્રકાશ.

( તા. ૨૫મી અકટોબર ૧૯૦૩ ).

રાખી દીલ દાઝ દેશની, ધરી સાચ અને આશ,
નવીન સ્હાશના તેજથી, નવસારી—પ્રકાશ.

---

### "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા."

---

ઉપલાં નામનું એક મોટું, દલદાર સુંદર છપાઇ બંધાઈવાલું અને બોહલાં ભંડોલથી ભરેલું કીમતી પુસ્તક, આપણા જાણીતા પારસી વિદ્વાન અથોરનાન, એરવદ જીવનજી જમશેદજી મોદી બી૦ એ૦ એ રચી હમણાં છપાવી પ્રગટ કર્યું છે, જે તેના પોતાના વિષયમાં એટલું તો નાદર, માતબર તથા મોતેબર છે, કે તેની સિફારસ કરવી એ સોનાપર ઢોલ ચઢાવવા જેવું ગણાય, અને જેની તપાસ લેવાનો દાવો કરવો એ અમારા જેવા અદના લેખક માટે અભિમાની કરવા જેવું થઇ પડે. એરવદ જીવનજીનાં પુસ્તકની સિફારસ માટે કર્તા તરીકે તેમનું નામજ બસ છે, કે જે નામ હેઠલ કુડીબંધ ભાષણો થયાં છે, તથા પુસ્તકો નિકલ્યાં છે, કે જે સઘલાં વિદ્વતામાં અકકેકથી સરસ છે; અને તોપણ અમે હિંમતથી કહી શકિયે છિયે કે, તેમનું આ છેલ્લું પુસ્તક તે સર્વથી સરસ, નમુનેદાર અને યાદગાર છે. તે શાની બાબતનું છે તે, તેનાં મથાલે આપેલાં નામથીજ માહિતગાર વાંચકો ઝટ સમજી

લેશે, અને તે વિષય તથા તે ચરચા કેમ ઉપસ્થિત થયાં તે પણ વાંચનારાઓથી અજાણું નથી. મરહુમ રૂહશાહ પાકઝાદ અશો દસ્તુરાન દસ્તુર મેહેરજીરાણાં જોકે ત્રણસો વર્ષપરના જુના જમાનામાં થઇ ગયા છે, અને શાહ અકબરને તેવણે જરથોસ્થી ધર્મ સમજાવી તે પર ફીદા કીધો તે તવારિખી વાત પણ તેટલાજ જુના જમાનાની જગ જાહેર છે; તોપણ તેની તકરાર તો આજ કાલની, આપણાં નાંક અને આંખ સન્મુખ પામેલી છે. આ પુસ્તક તે તકરાર કિંવા તે તકરાર બાબતથીજ ભરપુર છે, તોપણ તે તેના જોડે એ મરહુમ મહાત્મા દસ્તુરજી સાહેબની, તથા તેમના જમાનાના ગુજરાતના જરથોસ્તીઓની કેટલીક તવારિખ પણ પુરી પાડે છે, કે જેવી મોટી, શોધખોળ ભરેલી કાબેલીઅતથી લખાયલી અને સતાવાર જેવી તેની તવારિખ, અત્યાર સુધી બાહેર પડેલી અમારી જાણમાં નથી. એવી એક નામોચી તવારિખ, અથવા તે સંબંધી પુસ્તક લખવાની તમામ મહેનત જેહમત જોકે પુસ્તકના કાબેલ કર્તા એરવદ જીવનજીએ એંચી છે, તોપણ તે માટે મોટો ઉપકાર તો આપણે તવારિખના ખાં ગણાતા પેલા મી૦ રૂસતમજી પેસતનજી કરકરયાનેજ માનીશું. મી૦ કરકરયાએ અકબરને જરથોસ્તી ધર્મ કોણે સમજાવ્યો હતો તે સીધ્ધાંત જણાવવાને બહાને મરહુમ દસ્તુર મેહેરજીરાણા સામે નાલાયક હુમલા કર્યા હતા; તેમના વંશજો સામે કેટલાક નાપાયદાર આરોપો મુકયા હતા, અને સાથે લાગા તે જમાનાના ગુજરાતના પારસીઓને સંડોવી તેમને ધર્મજ્ઞાન વગરના તથા દીનદારીમાં પાછલ પડેલા જણાવ્યા હતા. મી૦ કરકરયાને આ બાબતમાં ટેકો આપવાને બહાને મુંબઇ સમાચારે તેથી પણ ઘણા સખત તથા ઇર્ષા ભરેલા ટીકા અને હુમલા કર્યા હતા; અને તેથી થોડો વખત બીન માહિતગાર લોકોમાં એવોજ વિચાર ફેલાવા પામ્યો હતો કે, અકબરને જરથોસ્તી ધર્મ સમજાવવા સંબંધી મરહુમ મેહેરજીરાણાની જુના વખતથી ચાલતી આવેલી વાત તથા કીર્તી, વગર આધારની ને કલપિત છે. પણ તે વિચાર ઝાઝો વખત ટકવા પામ્યો ન હતો. વર્તમાન પત્રોમાં કેટલાક કાબેલ તથા અપક્ષપાત લોકોએ, અકસર કરી "એ૦ ડી૦ ઓકલત્રી" નાતખલુસના વિદ્વાન લેખકે અંગ્રેજી પત્રોની કટારોમાં, બહોલા અભ્યાસથી ભરેલાં લખાણો કરી મી૦ કરકરયા તથા તેમના મલત્યા લેખકોની તકરારો તથા અનુમાનોનું પોકલ દેખાડી આપ્યું હતું. પણ તે પુરતું ન હતું, તેમ છુટું છવાયું અને કકડે બુકલે થયલું હતું. તે પછી કેટલેક વખતે એરવદ જીવનજી મોદી, તેમના જણાવ્યા પ્રમાણે વિદવાન ફ્રેન્ચ બાનુ મીસ મેનાની ભલામણથી, એ વિષયનો ખાસ અભ્યાસ કરી, તેને પોતાનો કરી, દાખલા પુરાવાનાં બોહલાં હથ્યારો સાથ મેદાન પડયા હતા. આ બાબત ઉપર તેઓએ બે કીંમતી નિબંધો પ્રખ્યાત રૅાયલ એશિયાટિક સોસાયટીના મુંબઇની શાખા મંડળી હજુર વાંચ્યા હતા, જેઓમાંનો પહેલો "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા" એ મથાલે તા૦ ૧૯મી ડિસેમ્બર ૧૯૦૧ ને દીને, અને બીજો "શાહ અકબર અને મેહરજીરાણા વિષે આંકુએટિલ ડું પેરોંની નોંધ" એ નામે તા૦ ૨૩ મી જુલાઇ ૧૯૦૩ ને દીને, બંને મી૦ જેમ્સ મેકડોનલ્ડનાં પ્રમુખપણાં હેઠલ, વંચાયા હતા.

સદરહુ બંને નિબંધો તે આ પુસ્તકનું મૂલ છે, કે જેમને એ નવા લેબાસમાં હાલ વાંચનારી આલમ સનમુખ રજુ કરવામાં આવ્યા છે. બંને નિબંધો અંગ્રેજી-

માં વંચાયા હતા, અને તેથી તે આ પુસ્તકમાં અંગ્રેજીમાંજ આપવામાં આવ્યા છે. તો પણ ગુજરાતી વાંચનારી આલમને તેથી બેનસિબ રહેવું પડે એમ નથી. એજ વિદ્વાન ગ્રહસ્થે પહેલા વિષયની બાબતપર મુંબઇની જ્ઞાન પ્રસારક મંડળી હજુર "શાહ અકબરના વખતના નવસારીના પારસીઓના થોડાક પુરાણા દસ્તાવેજો" એ મથાલે તા૦ ૧૬ મી ડિસેમ્બર ૧૯૦૨ને દીને એક જાહેર ભાષણ આપ્યું હતું, અને તેને આ પુસ્તક મધે અંગ્રેજી વિષયનાં એક ભાષાંતર તરીકે, પુષ્કળ નોટો વગેરેના વધારા સાથ, પ્રગટ કરવામાં આવ્યું છે. એ રીતે આ એક પુસ્તક "એક કાંકરે બે પક્ષી મારવા" જેવું કામ બજાવે છે; એટલે તે અંગ્રેજી તેમજ ગુજરાતી બંને વર્ગના વાંચકોની ખુટ પુરી પાડે છે. તે ૩૯૭ એટલે લગભગ ૪૦૦ સફાનું છે. જેમાંનાં ૧૬૭ અંગ્રેજીમાં અને બાકીનાં ગુજરાતીમાં રોકાયા છે. ઉપરાંત, પુસ્તકના વધારા તરિકે ફારસી ફરમાનો, પરવાના, વગેરે જુના દસ્તાવેજો, ફોટો બીંકો વડે તેમનાં અસલ સ્વરૂપમાં રજુ કરવામાં આવ્યા છે. પુસ્તકની મુલ બાબત જોકે મેહેરજીરાણાના અકબર સાથના સંબંધની છે, તો પણ તેની જોડે અને તેનાં પેટાંમાં બીજા સંખ્યાબંધ વિષયો સમાઇ ગયા છે, અને અમે ઉપર જણાવ્યું તેમ તે વખતના ગુજરાતના પારસીઓની સ્થિતિ ઉપરાંત, અકબરના વખતની અને તે નામદાર શાહના રાજઅમલ વગેરેની તરેહવાર જાણવાજોગ બાબતો વિટલાયલી છે, જેમાંની એકપણ બાબત એવી ન હશે, કે જે પુસ્તકના કાબેલ કર્તાએ ગ્રંથિક, દસ્તાવેજી કે બીજી કોઇપણ કિસમના દાખલા પુરાવા વગર રજુ કીધી હોય. આ પુસ્તકની આ એક મોટામાં મોટી ખુબી છે, કે જે ખુબીથી મી૦ કરકરયાના લખાણો તથા ભાષણો ઘણે દરજજે બેનસિબ, અને ફુહાડમાર જેવાં તથા અટકલના ફાટિયા સરખાં, આ પુસ્તકની રોશની વડે દેખાઈ આવે છે.

પુસ્તકના મુલ વિષય તરફ નેગાહ કરતાં, એરવદ સાહેબે તેમાં અચુક રીતે સાબેત કરી દેખાડયું છે કે, અકબરને જરથોસ્તી ધરમ સમજાવી તેનાં દીલપર તેની તરફેનની અસર કરનારા પારસીઓ મી૦ કરકરયા અને તેમને ઉંચકી આપનાર લેખકો કહેછે તેમ, ઇરાનના પારસીઓ ન હતા, પણ નવસારીના પારસીઓ હતા. જેઓમાં આગેવાન, વડા, કિંવા ખરો ભાગ બજાવનાર મરહુમ દસ્તુર મેહેરજીરાણાજ હતા, કે જે તેમની મહાભારત સેવાના બદલામાં અકબર તરફથી નવસારી ખાતે તેમને ઘેલખરીને નામે ઓલખાતી બસો વિંઘા જમીનનો વજીફો મલ્યો હતો, અને તે વજીફામાં પાછલથી તેમના બેટા મરહુમ દસ્તુર કેકોબાદને બીજાં એકસો વિઘાનો વધારો કરી આપવામાં આવ્યો હતો. મેહરજીરાણાના વિરોધીઓ એવું કહેવા માંગે છે કે, અકબરને જરથોસ્તી ધરમ સમજાવનાર તથા તે સંબંધી તેનાપર રૂડી અસર કરનાર તે ઈરાનના જરથોસ્તીઓ, મુખ્યત્વે દસ્તુર અરદેશીર કેરમાની હતા; બીજાઓ તોલ્લો ઘુમાવે છે કે, એ મહાભારત કામ હિન્દવાશી સુફી જરથોસ્તી દસ્તુર આઝર કયવાને બજાવ્યું હતું;—તે બંને વાતો એરવદ જીવનજીએ ખાતરી ભરેલી રીતે ખોટી પાડીને એવું સાબેત કરી આપ્યું છે કે, દસ્તુર અરદેશીર તો અકબરની દરબારમાં ધરમ સંબંધી તકરારો પુરી થયા પછી, અને અકબરે જરથોસ્તી ધરમનાં ચિન્હો ધારણ કર્યા પછી છેક કેટલાંક વર્ષ રહીને આવ્યો હતો, અને તેને આ કારણ માટે તો નહીંજ, પણ "ફરહંગે

જેહાંગીરી" કેતાબમાં પારસી ધરમ સા-
હિત્યના લાગતોની સમજ આપવા માટે
ખાસ કરી બોલાવવામાં આવ્યો હતો.

આ સિધ્ધાંતો હવે અચુક અને અતુટ
દેખાયછે, અને તેની પુષ્ટીમાં કર્તાએ બદ-
ઓનીની તવારીખ, દબે સ્તાન, અબુફજ-
લનાં અકબરનામાં, તારિખે મમાલિકે હિંદ
જેવાં સતાવાર તથા સર્વ માન્ય પુસ્તકોના
આધારો રજુ કીધા છે. ઉપરાંત ખુદ મેહ-
રજીરાણાના સંબંધમાં તેમના વખતના
લેખપોટો તથા તે પછીના વખતનાં લખા-
ણોના સંખ્યાબંધ દાખલા પુરાવા આપ્યા
છે. વાંચનારાઓનાં ધ્યાનમાં હશે કે, મેહે-
રજીરાણાએ અકબરને જરથોસ્તી ધર્મ સ-
મજાવ્યો તે સંબંધી એક "ખ્યાલ" (લા-
વણી) ગુજરાતના ખ્યાલીઓમાં ગવાતો
આવ્યો છે. મેહેરજીરાણાના શતરૂઓ તેને
બનાવટી કહી હસી કાઢતા હતા. એરવદ
જીવનજીએ જો કે તેનાપર મોટો મદાર
બાંધ્યો નથી, તો પણ તેમણે તેનેજ મલનો
એક નવો અને મજબૂત આધાર શોધી
કાઢયો છે. તે ૧૧૦ વર્ષનાં એક જુના પુસ્ત-
કમાં લખાયલું ઉસ્તાદી ગાયન છે, જેમાં
મેહેરજી રાણાનાં નામને અકબર સાથ
જોડવામાં આવેલું છે, અને જેના કર્તા
તરિકે અકબરની દરબારના નામિચા
ગવૈયા તાનસેનનું નામ આવે છે આ
ગીત અકબરના વખતમાં, અને ખુદ ઉસ્તાદ
તાનસેનનુંજ જોડેલું છે એવું ખુલ્લું મત
આધુનીક સંગિત ઉસ્તાદ, બંગાલવાલા
સર સુરેન્દ્ર મોહન તાગોરે, એરવદ જીવન-
જીની પુછામણીના જવાબમાં આપ્યું
છે. એવા એવા તો સંખ્યાબંદ દાખલા
પુરાવા આ પુસ્તકનાં પોખાલ પેટામાં
ભરેલા છે, જેમની આ કટારોમાં વીગત
આપવી તો શું, પણ માત્ર ટીપ આપવી
પણ, અમારે માટે અશકય છે. એરવદ
જીવનજી આમ દાખલા પુરાવાથી માત્ર
પોતાનો વિષય સાબેત કરીને અટકયા છે
એટલુંજ નહી, પણ મેહરજીરાણાના વિરો-
ધીઓ તરફથી તેમની આ કીર્તી સામે જે
જે વાંધાઓ તથા તકરારો રજુ કરવામાં
આવ્યાં હતાં. તેમનું ખંડન પણ, ઉસ્તવાર
દાખલા દલિલોથી અને ખરી મંતકીની
રાહે કરી આપ્યું છે; અને તેમનાં લખાણની
વિશેષ ખુગી એ છે કે, તે સરવ એક
વિદ્વાનને છાજતી ગંભિરતા તથા સભ્ય-
તાથીજ કીધું છે, કે જે ગુણોની ગેરહાજરીને
લીધે મેહેરજીરાણાંની વિરૂધ લખાણ કર-
નારા મી૦ કરકરીયા વગેરેએ આ તકરારને
ખોટે મારગે દોરવીને તેમના વંશજોના
દીલ દુખવવા સાથે વિવેકી વાંચકોમાં
પોતાની હસી કરાવી છે.

પણ, "માઠું જે થાય તે સારાંને કાજ"
તેમ, તેઓની એ હસદ ઇર્ષા ભરેલી લડત,
મેહેરજીરાણાના હકમાં તો આવકારદાયકજ
થઇ પડી છે. કાંકે તેથીજ એરવદ જીવ-
નજી જેવા વિદ્વાન ગૃહસ્થોને તેની સામે
થઇ તેમનું ખોટારૂં દેખાડી આપવાની
ફરજ પડી છે, અને તેમ કરતાં મરહુમ
રૂહશાદ દસ્તુરજીની કીર્તીનો એક મહાભારત
સ્થંભ આ પુસ્તક રૂપે ઉભો થવા પાગ્યો
છે. અમે ધારિયે છિયે કે, આ મોટી
અગત્યની તકરાર સંબંધી એ પુસ્તક કિંવા
લખાણ હવે છેલ્લુંજ છે, અને તે એ
તકરારનો ફડચો શેવટનોજ કરે છે. કાંકે
મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયા
મરહુમ દસ્તુરજી સામે પ્રથમ જે જોશ
તથા જહનનૂથી ઝુંડો ચઢાવી મેદાન પડયા
હતા, તેની ગરમી લગભગ થંડ થઇ ગઇ
છે. અને એરવદ જીવનજીની તકરારનો
રદિયો આપવાના યા પોતાનો બચાવ
કરવાનાં કશાં ચિન્હો તેઓ તરફથી
જણાતાં નથી. એરવદ સાહેબે આ વિષય
પ્રથમ રૉયલ એશિયાટીક સોસાયટીની
સભામાં રજુ કરયો તેને લગભગ બે

વરષ થયાં છે, અને તેજ વેલા સભામાં તે-
નો રદ્દિયો આપવાની તેવણે કબૂલાત
આપી હતી, જે હજુ તેઓ પાલી શક્યા
નથી; અને એરવદ જીવનજીએ જે અસા-
ધારણ બલતવારીથી તેવણની તકરારોનો
હુલો પાચો ધેસવી પાડયો છે, તે જોતાં
હવે તેવણ-મી૦ કરકરયા-તે પાલે, એટલે,
મેહેરજીરાણાએ અકબરને પારસી ધરમ
સમજાવ્યો ન હતો, અને એ દસ્તુરજી
તથા તે વખતના બીજા પારસી અથોર-
નાનો ધરમ જ્ઞાનમાં ગામડયા ગમાર હતા,
એવાં પોતાનાં નાપાયેદર સીધ્ધાંતો સાબેત
કરી આપવા નિકલે, એ હવે બનવા જોગ
લાગતું નથી.

એરવદ જીવનજીએ આ પુસ્તક રચવા
પાછલ લીધેલી મેહનત જેહમત જેટલી
રંજ ભરેલી છે, તેટલીજ તે ખુશહાલી
ભરેલી પણ છે. તે ખુશાલીનો ઉભરો એ
વિદ્વાન ગ્રંથ કર્તા નિચલા અસરકારક
શબ્દોમાં જાહેર કરે છે, જે અત્રે ઉતારી
લેવાની લાલચ અમે અટકાવી શકતા નથીઃ-

"એશિઆટીક સોસાએટીની શાખા
હજુર અને બીજી સાહિત્ય સંબંધી મંડ-
ળીઓ હજુર, મેં મારી કમીની શકતી
મુજબ કેટલાક વિષયો વાંચ્યા છે; પણ
તેમાંના કોઇ પણ વિષયે આ પુસ્તકના
વિષય જેટલો મારો વખત રોકયો નથી,
અને કોઇપણ વિષય ઉપર મને આ
વિષયના જેટલી મેહેનત લેવી પડી નથી.
પણ તેમ બીજા હાથ ઉપર, મારા કોઇ
પણ વિષયે યા મારાં કોઇ પણ પુસ્તકે,
મને તે તમામ થતાં, તેટલી ખુશી આપી
નથી, અને તેટલો આનંદ પમાડયો નથી,
કે જેટલી ખુશી અને આનંદ મને આ
પુસ્તકની સમાપ્તીથી મલ્યાં છે. આપણાં
પુસ્તકોમાં કહે છે કે, આપણાં કોઇ
ભલાં કામમાં તે દાદાર અને તે દાદારની
મેહેરથી ભલાંઓનાં અશો ફરોહરો
આપણને યારી દે છે. આ વિષયના
સંબંધના મારા અભ્યાસમાં, જે રૂહશાદ
દસ્તુરનાં નામ સાથ, એ વિષયનો સંબંધ
છે, તે દસ્તુરનાં અશો ફરોહરે તે દાદારની
મેહેરથી, ગોયા મને યારી કીધી છે.
મને ઘણીક સુચનાઓ, ઘણીક પ્રેરણા
અને ઘણીક હોંસ-હિમ્મત મળી છે.
આંકુએટીલ દુ પેરોંની હસ્તલેખ નોંધોની
શોધ, જાણે આવા પ્રકારની એક ન ધારેલી
યારી છે."

અમે પોતે મરહુમ દસ્તુર મેહેરજી
રાણાના એક વંશજો, તેમનાં કદમની
ખાક સમાન એક અદના નબીરા, છિયે;
અને તેથી, કહેવાની જરૂર નથી કે, આ
ભલાં કામની આવી ફતેહમંદ સમાપ્તીથી
જેવી ખુશાલી એરવદ સાહેબને ઉપજી
છે, તેવીજ અલબતે અમોને પણ ઉપજી
છે. કદાચ અમોને એઓ કરતાં વધારે,
કાંકે આ તકરારમાં મી૦ કરકરયા તથા
મુંબઇ સમાચાર તરફથી અમારા એ
નિરદોષ વહાલની જે બેહદ સતામણી
થઇ હતી, તે સતામણીનાં દુખમાંથી
એક લેખે અમારો છુટકારો થયો છે.
તે દુઃખ કેવું હશે તેનો ખ્યાલ એરવદ
જીવનજીના આ પુસ્તકના દિબાચા મધેના
નિચલા ઉતારાથી વાંચનારાઓને આવશેઃ-

"મેહેરજીરાણાનાં કુટુંબના એક ભલા
કુટુંબીએ ઘણી લાગણી સાથે તા૦ ૨૯
મી મારચ ૧૯૦૨ ને દીને કલકતાથી
એક પત્રમાં મારી ઉપર લખ્યું હતું કે,
"તવારીખ જો એવણ ( મેહેરજીરાણા )
નાં કામ ખોટાં પાડે તો અમોને દુઃખ
નથી. પણ ઘણાં વિશેષણોથી અમારા
મરહુમ મુરબીજીને જે વગોવે છે તે દુઃખ
અમે ખમી શકતા નથી. બાકી આજે
કોઈ શેકસપીઅરની કીર્તી લુટી લેવા
માગે છે તો કોઇ કોલમબસને ખોટા
ઠેડવે છે."

જો આ વિષયના સંબંધની મારી અરજના કોશેશ કાંઇ નહી તો ઉપલા ફકરામાં કરવામાં આવેલી ફરયાદનો છેડો લાવશે, તો હું મારા શ્રમનો પુરતો બદલો મળેલો સમજીશ."

એરવદ જીવનજીને અમે ખાતરી આપી શકીશું કે, "ઉપલા ફકરામાં કરવામાં આવેલી ફરયાદનો છેડો," જો ઝનુનની નજરે જોતાં નહી, તો વિવેકની નજરે જોતાં તો આવીજ ગયો છે; અને એ "ફરયાદ" ને જો તેઓ દુઃખદાયક સમજતા હોય તો અમે કહિશું કે, તે સારાંનેજ માટે થવા પામી હતી, કારણ, "સઉ સારૂં જેનું શેવટ સારૂં."

---

## નં૦ ૧૬૬

## નવસારી પ્રકાશ.

(તા. ૨૫ મી અકટોબર ૧૯૦૩)

રાખી દીલ દાઝ દેશની, ધરી સાચને આશ
નવીન સ્હાશના તેજથી, નવસારી-પ્રકાશ.

---

આપણા દસ્તુરજીને "છત્રી મસાલ" નું માન—જે એક શુભવાણી સારે ચોઘડીએ બોલાય છે, તે મોડે વહેલે ફલિયા વગર રહેતી નથી. વર્ષ એકની વાતપર એવી એક વાણી નિકલીને ઢપ પડી ગઇ હતી કે, આપણા દસ્તુરજી દારાબજી માહીયારજીને વડોદરાના નામદાર મહારાજા શ્રી સયાજીરાવે કૃપાવંત થઇ "છત્રી મસાલ" નું માન આપવાનો નિશ્ચય કર્યો છે, તે વેલા તે વિચાર કે ઠરાવ થયો હોય યા નહીં, પણ હમણાં તો તે ઠરાવ થઇ અમલમાં પણ આવી ચુકયો છે. ગયા ભ્રેસપતવારે અમે ખાસ વધારો કાઢી વધાઇ આપી ચુકા છિયે તે પ્રમાણે, આપણા માનવંત કદરદાન મહારાજા સાહેબે કોમ પરકોમની બેહદ ખુશાલી વચે, તેની આગલે દીને વડોદરા ખાતે ભરાયલી દિવાલીની સગનવંતી દરબારમાં એ દસ્તુરજી સાહેબને છત્રી મસાલનું માન અર્પણ કીધેલું જાહેર કર્યું હતું. એ માન મોટું છે, અને તે મેળવવાને ભાગ્યશાળી થવા માટે એ ભાગ્યશાળી દસ્તુરજીને અમે અમારી તરફથી, પારસી કોમ તરફથી. તેમજ તેઓને ચાહનારી તમામ પ્રજા તરફથી મુબારકબાદી આપિયે છિયે, અને દુવા માગિએ છિયે કે, તેઓ એ માન લાંબી, સુખી તથા કિર્તી ભરેલી જીંદગી સાથ ભોગવવાને, તથા એ કરતાં ચઢતાં માનો મેળવવાને શકિતવાન નિવડો. દસ્તુરજી સાહેબ દારાબજી આપણા જરથોસ્તી ફીરકાના વડા ધરમગુરૂ તથા નવસારીની પ્રજાના આગેવાન છે; એટલે તેમને આ માન આપવામાં આપણા મેહેરબાન મહારાજાએ જાણે તમામ જરથોસ્તીઓને તથા કુલે નવસારીવાસીઓને માન આપ્યું છે, જે માટે આપણે તેમનો મોટો આભાર માનીશું ને તેમની તથા તેમના રાજ્યની આબાદી તથા જયકારી ઇચ્છીશું. દસ્તુરજીના મહાન વડિલોએ આજથી ત્રણસો વરસપર દીલ્લી ખાતે શેહનશાહ અકબરની દરબારમાં મોટાં માનપાન મેળવ્યાં હતા, કે જે તવારિખરૂપી યાદગાર બનાવની નોંધ આજનાજ અમારા અંકમાં, એરવદ જીવનજી જમશેદજી મોદીનાં પુસ્તકની તપાસ રૂપે રજુ થઇ છે. તે પ્રમાણે રાજકય માન મેળવીને, દસ્તુર દારાબજીએ મરહુમ મેહેરજીરાણાની ગાદીનાં માન મરતબામાં મોટો ઉમેરો કર્યો છે. એ માનથી કોમ પરકોમમાં કેટલી બધી ખુશાલી ઉપજી છે તે એટલાથીજ જણાશે કે, એ વાતની ખબર ફેલાતાંજ ચોતરફથી દસ્તુર દારાબજીપર મુબારકબાદી તથા દુવા

ગુજારીના કાગળો તથા તારો ફરી વલવા લાગ્યા છે. મરહુમ રૂહશાદ દસ્તુર મેહેરજી રાણાની ગાદી જાતેજ ભાગ્યશાળી તથા માનવંતી છે, અને તેના જાયનશીનો માન પામતા આવ્યા છે; પણ દસ્તુર દારાબજી જેટલાં અને જેવાં માન અકરામ પામતા જાય છે, તે સર્વથી વધારે જણાય છે. તેમની પેલી ભયંકર માંદગી વેળા અને તેમાંથી સાજા થવા પછી, તેમના પુત્રની નવજોત ટાણે, ત્યાર બાદ તેમની મુંબઇની સેલગાહ અને ત્યાંથી અત્રે થયલી પાછી પધરામણી વેળા તેઓને મળેલાં માન, અને છેલાં રાજ્યાભિષેક ટાણે તેમને મળેલી સરટીફીકેટ ઓફ મેરીટનું માન ખરેજ અસાધારણ હતાં, અને હાલ તેમને મળેલાં "છત્રી મસાલ" નાં માને તેમાં ભારે ઉમેરો કર્યો છે. ત્યારે જો ભવિષ્યમાં તેઓ તેથી પણ કાંઇ ચઢતા પ્રકારનાં માન મેળવવાને ભાગ્યશાળી થાય, તો આપણે અજબ થઇશું નહીં.

---

## નં૦ ૧૯૭.

## જામે જમશેદ.

(તા૦ ૭ મી નવેમ્બર સને ૧૯૦૩)

### અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા.

——(૦)——

કરતા—સમશ-ઉલ-ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.

સમશ-ઉલ-ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ. ની કાબેલ કલમથી લખાયલું આ ઉપયોગી પુસ્તક ઘણું અગતનું જાણુવાજોગ વાંચન પુરૂં પાડે છે. વીદયા અભયાસના એ માનવંત અથાગ પુંજારીએ રોયલ એશયાટીક સોસાયટીની મુંબઇની શાખા સનમુખ તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૯૦૧ ના દીવસે "અકબરની દરબારમાં પારસીઓ અને દસતુર મેહેરજી રાણા" એ વીશય ઉપર એક અગતનો નીબંધ વાંચયો હતો, જેણે તેજ વેળા પારસી કોમનું ઘણું ધયાન ખેંચયું હતું. તે પછી ગઇ તા૦ ૧૩ મી જુલાઇએ એજ મંડળી સનમુખ એ વીદવાન એરવદ સાહેબે "શેહેનશાહ અકબર તથા દસતુર મેહેરજી રાણાને લગતી આંકેટીલ ડુ પેરોંની નોધો" એ વીશય ઉપર એક બીજો ઉપયોગી નીબંધ વાંચી સંભળાવયો હતો. મજકુર બંને નીબંધો એરવદ જીવનજી મોદી તરફથી એક પુસતકના આકારમાં હાલ બાહેર પાડવામાં આવ્યા છે. પારસીઓને લગતી આગલી પાછલી તવારીખનો અંગત અનુભવ જાતે મેળવવા માટે ૧૯૦૦-૧૯૦૧ માં જાણીતાં ફરેંચ બાનુ મીસ મેના ફ્રાનસની સરકાર તરફથી પશચીમ હીંદુસતાનની મુલાકાતે આવયાં હતાં. એ વેળા એ વીદવાન બાનુએ કીધેલી એલતેમાસ ઉપરથી એ નીબંધોમાં સમાવવામાં આવેલી બાબદનો બારીક અભયાસ કરવાનું એરવદ જીવનજી મોદીએ માથે લીધું હતું. તેથી પોતાનું આ ઉપયોગી પુસતક મીસ મેનાને તેવણની હીંદુસતાન દેશની મજકુર મુલાકાતની યાદમાં અરપણ કરવામાં કરતાએ એક ઘટતું અને તારીફલાયક પગલું ભરેલું લેખી શકાય. પારસી કોમ માટે એરવદ મોદીનું આ પુસતક વગર શકે અતી મોટી અગત ધરાવનારૂં છે. મેહેરજીરાણા જેવા એક નામીચા પરહેજગાર દસતુરના સંબંધમાં એ પુસતક ઘણું જાણુવાજોગ અજવાળું નાખે છે. કેટલાક પુરાણા જાણુવાજોગ અગતના દસતાવેજોની જે 'ફેક-સીમીલી' એ ચોપડીની આખેરીએ રજુ કરવામાં આવી છે તેને લીધે એ ઉપયોગી પુસતકની અગત ઓર વધી પડે છે. પુરાણા

અસલ દસતાવેજો મહા મેહનતે મેળવી તેઓની 'ફેક-સીમીલી' ઉતારી લઇ, તેઓનો ધીરજ અને ખંતથી બારીક અભયાસ કરી, તે આધારે અનેક અગતની શોધખોળો કરી અસલી તવારીખ ઉપર જાણવાજોગ ઘટતું અજવાળું નાખવાની અને ખરી બીના શું છે તે શોધી કહાડવાની એરવદ જીવનજી મોદીની તારીફ લાયક કાળજીનાં જેટલાં પણ વખાણ ગાઇયે તેટલાં ઓછાં છે. પારસી પંચાયતના સેક્રેટરીનો માનવંત ઓધો એરવદ જીવનજી મોદી ભોગવે છે, પણ એ ઓધા સાથે જોડાયલી ફરજો, જોખમદારીઓ અને કામકાજની રોકાણો કેટલી બધી બોહોળી છે તેનો જ્યારે આપણે ખયાલ કરયે છીયે ત્યારે તેવી અનેક કીસમની બોહોળી રોકાણો છતાં એ કાબેલ એરવદ પોતાનો અભયાસ જે ખંતથી દરરોજ ચાલુ વધુ અને વધુ આગળ વધારયા જાય છે, અને તેનાં જે શુભ ફળો અનેક ઉપયોગી પુસતકો, વીદવતાભરેલાં ભાશણો અને અસરકારક વાએજોના આકારમાં તેવણ બાહેર પાડતા જાય છે, તેથી આપણને અજાયબી ઉપજયા વીના રહેતી નથી. એરવદ જીવનજી મોદીએ અતયાર સુધીમાં પારસી ધરમ, તવારીખ, સાહીતય, અસલી ઇરાનીઓ વગેરેને લગતી જુદી જુદી અનેક રસીલી બાબદોથી ભરપુર ૨૩ ઇંગ્રેજી તથા ૧૫ ગુજરાતી ઉપયોગી પુસતકો બાહેર પાડયાં છે. એ ઉપરાંત તેવણે સંખયાબંધ જાહેર ભાશણો તથા વાએજો કરીને પણ પોતાની કોમની કીમતી સેવા બજાવી છે. એ સઘળી બીના તેવણ જેવા એક અથોરનાનજાદાને વાજબી રીતે મગરૂર કરનારી અને તેવણ તરફનાં પારસી કોમનાં માનમાં સંગીન વધારો કરનારી છે.

—(૦)—

## ના૦ ૧૬૯

## પંચડાંડ.

(તા૦ ૧૫ મી નવેમ્બર સને ૧૯૦૩)

પ્રૌઢ પ્રતાપી પંચશ્રી-લઇ ડાંડ અવતાર,
સુધારે ડાંડ, ભાંડ, સાંઢ-ધરી કલમ તલવાર.

### અકબર અને મેહેરજીરાણા સંબંધી વિષયનું એર્વદ જીવનજી મોદીનું નવું મોટું પુસ્તક.

---

આજથી બરાબર બે વરસની વાટપર, જ્યારે આપણી વસ્તીના વિદ્વાન પારસી ગ્રહસ્થ શમ્સુલ ઓલમા એર્વદ જીવનજી જમશેદજી મોદી બી૦ એ૦ એ, રોયલ એશયાટિક સોસાયટીની મુંબઇની શાખાનાં જેવાં વિદ્વાન મંડળ આગળ "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહરજીરાણાં," એ બાબતપર એક કીમતી નિબંધ વાંચીને, નવસારીના એજ મહાત્મા પારસી ધર્મ ગુરૂએ નામદાર શાહ અકબરને પારસી ધર્મ સમજાવી તેના તરફ પ્રસન્ન કરવાનું જગ જાહેર સિદ્ધાંત સાબેત કરી આપ્યું, ત્યારથી એવી વક્કી રખાતી હતી કે, એ નિબંધ તેઓ તરફથી એક પુસ્તક રૂપે છપાઇ પ્રગટ થશે. અંતે તે વક્કી ખરી પડી છે, અને એજ નામે એજ વિષયનું એક મોટું દલદાર, સુંદર વિદ્વતા ભરેલું પુસ્તક તેમણે હમણાં બાહેર પાડ્યું છે, તે જો કે લગાર મોડું નિકળ્યું છે તોપણ, "મોડું આવે તે ઘણું સારૂં આવે" એ કહેવત પ્રમાણે તે આપણી આશા કિંવા ધારણા કરતાં બેહદ મોતેબર અને માતબર છે. એર્વદ જીવનજી તેમાં માત્ર આ એકજ નિબંધ સમાવીને અટકયા નથી. તે નિંબધ સદરહુ સોસાયટીની સભા હજુર વાંચ્યા

પછી તેમણે તેનાજ સંબંધમાં બીજા બે નિબંધો વાંચ્યા હતા;—એક એજ મંડલીમાં "શાહ અકબર અને મેહરજીરાણા વિષે આંકુએટીલ ડુ પેરાની નોધ" એ મથાળે, અને બીજો અત્રેની જ્ઞાન પ્રસારક મંડલીમાં "શાહ અકબરના વખતના નવસારીના પારસીઓના થોડાક પુરાણા દસ્તાવેજો" એ મથાળે. પેહલા બે અંગ્રેજીમાં, અને છેલ્લો એક ગુજરાતીમાં. ખુલાસાની નોટો તથા દસ્તાવેજી પુરાવાના ફોટો ગ્રીંકો વગેરેના પુશ્કળ વધારા સાથ આ ત્રણે નિબંધો સમાવી આ એક પુસ્તક કરવામાં આવ્યું છે, જે જેમ અંગ્રેજી વાંચકોની તેમ તેનાથી બેનસીબ ગુજરાતી વાંચકોની ખુટ એક સરખી પુરી પાડે છે. અકબર તથા મેહરજી રાણાનો કીસ્સો, જે આગળ માત્ર એક મુઠીમાં સમાય એટલો નાનો લાગતો હતો તે, આ રીતે આ પુસ્તક રૂપે એક તવારિખ સમાન ખડો થયો છે, અને તે જેમ એ વિષયનું મહાભારતપણું, તેમ તેના કાબેલ કરતાની ઉંચી વિદ્વતા તથા અથાગ અભ્યાસ, મેહનત તથા શોધ ખોલ, અચુક રીતે સાબેત કરી આપેછે.

પુસ્તકના વિષય વિષે અમારા વાંચનારાઓને સમજ આપવાની, કે તે બાબે વિવેચન કરવાની અત્રે અમે કશી જરૂર જોતા નથી. પેલા "તવારિખના વિદ્વાન અભ્યાસી" કહેવાતા મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ જયારથી આ "સુતેલો સાપ જગાડયો" ત્યારથી, મુખ્યત્વે એર્વદ જીવનજી મોદીએ એ તકરારમાં આગેવાન ભાગ લેવા માંડયો ત્યારથી, અમે તે વિષે દરએક પ્રસંગે પુરતું લખ્યું છે, જે અમારા વાંચનારાઓની સ્મરણ શક્તીમાં તાજું હોવું જોઇયે. મી૦ જીવનજી મોદીનું પુસ્તક એ જુમ્બેશ ભરેલાં જંગનો એક સામટો સરવાલો કિંવા સરવાયું છે, અને ધાર્યો મેલ્લે તે કદાચ એ તકરારનો છેલ્લો "ડ્રોપ સીન" પણ થઇ પડશે. કાંકે, મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયા, જેઓ આ બાબતમાં જે થોડો વખત અજબ કુદાકુદ ને ઉડાઉડ કરી રહ્યા હતા, તેઓ આજકાલ ઠંડાગાર થઇ ગયલા લાગે છે, અને એર્વદ જીવનજીના પહેલા નિબંધ વેલા તેનો રદ જવાબ આપવાની જે કબુલાત આપી બંધાયા હતા, તે પાર પાડવાની કશી નિશાની તેઓ દેખાડતા નથી. અને જો તેઓ તે કબુલાત ન પાલતાં બખાડાજ કરી ગયા, તો તે અચુક રીતે તેમની "લીટરરી" કીર્તિની પડતીજ ગણાશે. તવારિખનાખાં તરિકે એકવાર તેઓ ઉરજુરમાં ઠીક નામના મેલવી ગયા હતા, પણ જયારથી તેઓએ આ તકરારમાં મુડી ખોસી છે, ત્યારથી તેમના હરિફોએ તરેહવાર રસ્તે અને અસંખ્યાત દાખલા દલિલોથી દેખાડી આપ્યું છે કે, તેઓનાં લખાણો, સિદ્ધાંતો અને તકરારોમાં ખરી શોધખોલ તથા વિદ્વતા કરતાં પોકલ ફડાકા પુંફારા વધારે છે, અને તકરાર મૂલ મુદ્દાથી કરવા કરતાં તેઓ ખાનગી અંગત લાગણી તથા પક્ષા પક્ષથી ખોટે રસ્તે વધારે દોરવાઇ જાય છે. અકબરને પારસી ધર્મ મેહરજી રાણાએ નહી પણ ઇરાનના એક દસ્તુર મરહુમ અરદેશર કેરમાનીએજ સમજાવ્યો હતો, એવું પોતાનું સિદ્ધાંત રજુ કરતાં તેઓએ એવું ડોલ ઘાલ્યું હતું કે, તેઓ જાણે એ વિષયનો સમુદર દોહલી વળ્યા છે; પણ એર્વદ જીવનજીએ નાખેલાં વિજલીક અજવાલાથી સ્પષ્ટ દેખાઇ આવ્યું છે કે, તેઓ તો હજુ એ મહાન "સમુદ્રના કીનારા પાસે કોરી કોરા વિણે છે"! એજ કે જે ભાઇબંધ મુંબઇ

સમાચારમાં પણ પહોંચેલો જણાય છે, કે જેણે મી૦ કરકરયાની જબરી હિમાયત કરવા જોડે બિચારા નિર્દોષ મરહુમ દસ્તુર મેહરજી રાણા તથા તેમના વંશજોનું વગોણું કરવામાં કશી કચાસ રાખી હતી નહી. છેલ્લાં, રહયા સહયા પેલા ભોળા બિચારા મી૦ જમશેદજી પાલનજી કાપડયા પણ તેમને પુછડે ઘસડાયા હતા.

એ ત્રણેની ત્રીકડીની ઢંગ ધડા વગરની તકરારોનું પોકલ, યથાશકતી અમે તેજ વેલા દેખાડયું હતું. પણ તે માત્ર તકરારી રીતેજ. એર્વદ જીવનજી તો તકરારો ઉપરાંત દાખલા દલીલો, દસ્તાવેજી પુરાવા, તથા તેવી બીજી અસંખ્યાત શાહદતોનાં હથ્યારથી સજ્જ થઇ મેદાન પડયા છે. તેમનું પુસ્તક તકરારી કરતાં તવારિખી વધારે છે. ખરૂં જોતાં તે એક તવારિખજ છે. તવારિખ, તે પણ માત્ર અકબર અને મેહરજી રાણાનીજ નહીં. તે જમાનાના ગુજરાતના પારસીઓની પણ એક નાની સરખી તવારિખ રજુ કરે છે. વાંચનારાઓનાં લક્ષમાં હશે કે, અકબરને પારસી ધર્મ મરહુમ દસ્તુર મેહરજી રાણાએ સમજાવ્યો ન હતો, અથવા તેઓ તેને તે સમજાવી શકેજ નહીં, એ પોતાનાં ભાગાં તુટાં સિધ્ધાંતને મી૦ કરકરયાએ એક સડેલા વાંસાનો ટેકો એવો આપ્યો હતો કે, તે વેલાના ગુજરાતના પારસીઓ ધર્મ સંબંધી બાબતમાં તદન અજ્ઞાન અને દીનદારીમાં છેક હાલ હવાલ હતા. એર્વદ જીવનજીએ ખુદ મરહુમ દસ્તુર મેહરજી રાણાના, તેમના પીતાના, પુત્રના, તેમજ બીજાઓને હાથના કેતાબી પુરાવાઓ વગેરેથી સુર્યનાં તેજ પેરે સાબેત કરી આપ્યું છે કે, આ વાત તદન નાપાયદાર છે; એટલે મરહુમ દસ્તુરજી તેમજ તેમની આસપાસના જમાનાના પારસીઓ ધર્મ જ્ઞાન તથા દીન ઇમાનમાં પોતાના ઇરાનવાશી ભાઇબંધો કરતાં કોઇ રીતે ઉતરતા ન હતા; બલકે તેઓથી ચઢતા હતા. ખરેખર આ વાત તે મરહુમોને ઇન્સાફ આપનારી, અને આજના તેમના પારસી વંશજોને ગરૂરી ઉપજાવનારી છે. અલબતે, આ કાંઇ નવી શોધી કાઢેલી વાત નથી. તે જુની ને જાણીતી છે. આ તકરારની જુસ્બેશમાં તે દાખલા પુરાવા સાથે પ્રથમ અંગ્રેજી પત્રોમાં, આપણા જાણીતા વિદ્વાન એક માર્ગી પારસી ગૃહસ્થ પ્રોફેસર શાપુરશાહ હોરમજી હોડીવાલા તરફથી ચોકકસ તખલ્લુસ સાથે રજુ થઇ હતી; અને એર્વદ જીવનજીએ તેને વધારે દાખલા પુરાવા સાથ બહોલા વિસ્તારમાં રજુ કીધી છે. એર્વદ જીવનજીનું પુસ્તક આ રીતે, હૈયાત તેમજ ગુજર પામેલા પારસીઓની એક મોટી સેવા બજાવનારૂં છે, અને તે દરએક પારસીએ માત્ર વાંચવા જોગજ નહી પણ અભ્યાસ કરવા લાયક છે.

---

## નં૦ ૧૬૯

## કયસરે હિન્દ.

(તા. ૧૫ મી નવેમ્બર ૧૯૦૩)

### પુસ્તક પરીક્ષા.

---

"The Parsis at the Court of Akbar and Dustur Meherji Rânâ. Two Papers, Read by Jivanji Jamshedji Mody, B. A., Before the Bombay Branch, Royal Asiatic Society."

"શાહ અકબરની દરબારમાં પારસીઓ" એવે નામનું એક ઇંગ્રેજી ભાષણ શમ્શુલ-ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ બે વરસની વાત ઉપર

અગ્રેની રાયલ એશયાટીક સોસાયટી સનમુખ આપ્યું હતું, તે તેના ગુજરાતી તરજુમા સાથે એવણે હમણાં છપાવી બહાર પાડયું છે, જે ૪૦૦) પાનાનું એક સુંદર પુસ્તક બન્યું છે. પુસ્તકની સેવટે પેહેલા દસ્તુર મેહેરજીરાણા તથા તેવણના છોકરા કેકોબાદને શાહ અકબર તરફથી મળેલી જાગીરોનાં અસલ ફારસી ફરમાનોની આબેહુબ ફોતોથી લીધેલી ફેકસિમિલી નકલો તેમજ દસ્તુર મેહેરજીરાણાનું વડપણ અને મોભો શો હતો તે દર્શાવનારા સાડી ત્રણસો વરસ ઉપરના પુરાણા બીજા કેટલાક ગુજરાતી દસ્તાવેજોની ફોતોથી લીધેલી આબેહુબ નકલો આપવામાં આવી છે, જેથી પુસ્તકની અગત્યતા અલબતાં ઘણી વધી ગઈ છે. આ ઓચરીઆંઓ માહેલું એક આખું મરહુમ રૂહશાદ દસ્તુરજીના પોતાનાં મુબારક હાથ દસ્કતનું છે. આ સઘળાં ફારસી તેમજ ગુજરાતી ઓચરીઆંઓનું વાંચણ એરવદ જીવનજીએ ઇંગ્રેજી તેમજ ગુજરાતીમાં આપેલું છે, જે સઘળું બતાવે છે કે તેવણે ભાષણ આપ્યા પછી આ ચોપડી પ્રગટ કરતાં બે વરસની જે લાંબી મુદત ગુજરી ગઇ છે, તે દરમ્યાન એવણને પૈસાનો અને મહેનતનો પુશકલ ભોગ આપવો પડયો હશે. શાહ અકબરની દરબારમાં મેહેરજીરાણા દસ્તુરને જરથોસ્તી ધરમનાં ફરમાનોની સમજણ આપવા માટે બોલાવવામાં આવ્યા હતા એવી સદીઓ થયાં પારસીઓ મધે મનાતી આવેલી બીના તદ્દન ખોટી અને નાપાયદાર છે એવું મી૦ રૂ. પે. કરકરયાએ ઇ૦ સ૦ ૧૮૯૬માં આપેલાં એક ભાષણમાં સમજાવ્યું હતું. તેવણની તકરાર એ હતી કે શાહ અકબરને ધરમ સમજાવનાર દસ્તુર મેહેરજીરાણા ન હતા, પણ કેરમાનના દસ્તુર અરદેશર હતા, કારણ કે જે જમાનામાં અકબર થઇ ગયા "તે વખતે ગુજરાતમાં જરથોસ્તીઓમાં ધર્મ સંબંધી બાબદનું અંધારૂં હતું." જેથી પારસીઓની હાલત તે વેળા એવી ન હતી કે તેઓ ધર્મ સમજાવી શકે, અને વળી નવસારી તો ખુણે પડેલું એક ગામ હતું, તેથી શાહ અકબર ત્યાંથી કોઇને બોલાવી ન શકે. આ સઘલી દલીલોનું એરવદ જીવનજીએ હાલ છપાવી પ્રગટ કીધેલાં પોતાનાં ભાષણોમાં ખંડણ કીધું છે.

આ કાબેલ્યત ભરેલાં ભાષણોમાં ઘણીક મજબુત દલીલોથી અને યુરોપીયન ઓલમાઓનાં મતો ટાંકી તેવણે બતાવી આપવાની કોશેશ કરી છે કે ૧૬મી સદીમાં ગુજરાતમાં ધર્મ સંબંધી સારૂં જ્ઞાન ફેલાયલું હતું. લખાણોની શાહદત અને દસતાવેજી પુરાવાઓથી તેવણ દેખાડે છે કે ગુજરાતની પારસી વસ્તીમાં નવસારી પેહેલો દરજ્જો ધરાવતું હતું, અને દસ્તુર મેહેરજીરાણા અને તેવણના બાવા ત્યાંની અંજુમનમાં આગેવાન દરજ્જો ધરાવતા હતા. શાહ અકબરનાં રાજ્યના મુખ્ય બનાવોનો કોઠો આપી તેવણે સહમજ પાડી છે કે શાહા અકબરના દરબારમાં ધર્મ સંબંધી તકરારો ૧૫૭૬માં શરૂ થઇ ૧૫૭૯માં ખતમ થઈ હતી. અને દસ્તુર અરદેશર તો કેરમાનથી છેક ૧૫૯૨માં ફરહંગે જાંહાંગીરી નામનો શબ્દકોષ બનાવવામાં મદદ કરવા માટે આવ્યા હતા. ૧૫૭૯માં શાહે જાહેર રીતે ખોરશેદ અને આતશની સેતાયશ કબુલ રાખી, ૧૫૮૨ માં જરથોસ્તી તરીકા મુજબનાં ૧૪ જશનો મુકરર કીધાં, અને જરથોશતી રોજ માહા સરકારી દસ્તાવેજોમાં દાખલ કીધો એટલુંજ નહિ પણ પોતાના સીક્કાઓ ઉપર જરથોસ્તી મહીનાઓની છાપ આપવાનું પણ શરૂ કીધું. વળી મી૦ કરકરયાનું

કેહવું એ હતું કે દસ્તુર મેહેરજીરાણા શાહ અકબરની દરબારમાં ગયા હતા એવાં બોલવાને કોઇબી કેતાબ ટેકો આપતી નથી તથા તેવણની શીફતમાં જોડાયલાં ગાયણો ૪૦-૫૦ વરસથી વધારે આગમજનાં નથી. આ તકરારોની સામે આજથી ૧૩૬ વરસની વાત ઉપર દસ્તુર શાપુરજી સંજાનાને હાથની લખેલી એક કેતાબનો ફકરો ટાંકી એરવદ જીવનજી બતાવી આપે છે કે દસ્તુર મેહેરજી રાણા દીલ્હી ગયા હતા એ વાત હમણાંની નહીં પણ આપણા બાપદાદાઓને જાણીતી બીના હતી. એક બીજી કેતાબ જે હાલના સર દીનશાહ માણેકજી પીટીટના બપાવઃના બપાવાના સસરા માટે ૧૧૦ વરસની વાત ઉપર લખવામાં આવી હતી, તેમાંથી શાહના પોતાના ગવૈયા તાનસેનના હાથનું જોડેલું એક ચોકસ ગાયણ એરવદ જીવનજીએ ટાંકી બતાવ્યું છે. આ ગાયણ જે ગાયણકલાના જાણીતા ઉસ્તાદ સર સુરેનદ્રો મોહન તાગોરની સરટીફીકેટ પ્રમાણે તાનસેનનું પોતાનું જોડેલું લાગે છે, તેમાં તે શાએર ગાય છે કે

"ઇઆ હુ પારશી પઢે શો કબૂલ
ઇઆ ધણી પારશી પઢે શો કબૂલ"

એટલે યા ખોદાવંદતાલા, પારસી પઢે છે તે તારી જનાબમાં કબુલ થાય છે, યા ધણી પારસીની બંદગી તું કબુલ રાખે છે. (પાનું ૧૬૪) પણ એરવદ જીવનજીની તકરારના ટેકામાં તેવણુને જે એક બીજી ન ધારેલી અને વધારે મુસ્તકીમ સાબેતી મળી આવી છે તે એ છે કે પેરીસની જાહેર લાઇબ્રેરીમાંથી હિંદુસ્તાનમાં આવી ગયલા આંકુટીલ ડુપેરોંના હાથ દસ્તકની ૧૫૦ વરસની પુરાણી એક નોંધ છે, જેમાં એ નામીચા મુસાફર અને અભ્યાસીએ લખ્યું છે કે "શાહ અકબરે સુરત નજદીક આવેલી કાંકરાખાડીની જગા આગળ મેહેરજી રાણાની મુલાકાત લીધી હતી." એજ દસ્તાવેજમાંથી બીજી બીના એ ધણીએ સમજેલી ટપકાવી લીધી છે કે શાહ અકબરે સદરો કસ્તી પણ પેહેરચો હતો. (પાનું ૩૮૯).

આવી ઘણીક તકરારોથી એરવદ સાહેબનું પુસ્તક ભરપુર છે. પોતાના દીબાચામાં એવણે એક સાલેસ ગ્રહસ્થનાં નામની "ખાસ" નોંધ લેઇ તેવણને-પ્રોફેસર શાપુરશાહ હોરમસજી હોડીવાળાને-માન આપયું છે, તેને તેવણ તદન લાયક છે, કારણ ૭ વરસ આગમજ જયારે આ તકરાર પેહેલી જાગી ત્યારે એજ ધણીએ ઘણી બાહોશીથી તે ચલાવી હતી.

સર્વ રીતે આ ચોપડી સંતોષકારક રીતે લખાયલી છે, અને પોતાના આગલા વખતના એક દસ્તુરની કિર્તિ વીશે જાણવાની હોંસ રાખનાર જરથોસ્તીઓને તે વાંચવાની અમો ભલામણ કર્યે છીએ.

---

## નાο ૧૭૦

## રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ.

(તા. ૮ મી મે ૧૯૦૪)

**અકબરશાહની દરબારમાં મેહેરજીરાણા.**

"THE PARSEES AT THE COURT OF AKBAR AND DASTUR MEHERJEE RANA."

**એરવદ જીવનજી મોદીનો મોટો ઇંગ્રેજી ગ્રંથ.**

---

આપણા આ શમ્સ ઉલ ઓલમાએ અનેક ઇંગ્રેજી ગ્રંથો લખ્યાછે તેઓમાં આ મથાળે મુકેલાં નામવાળો સૌથી મોટો

અને સૌથી રસીલો છે. લાંબા જમાનાથી બોલાતું આવેલુંછે કે દિલ્હીના પ્રખ્યાત મહાન પાદશાહ અકબરે નવો ઇલાહી મજહબ સ્થાપ્યો તે આગમજ તેણે દેશ પરદેશથી જુદી જુદી દીનવાળા આલેમોને બોલાવ્યા હતા તેઓ મધેના એક શ્રી નવસારીવાળા મોબેદ મેહરજી એરવદ વાછા નામના સાહેબ પણ હતા, જેમને દિલ્હીથી પાછા ફર્યા બાદ નવસારીની પારસી અંજુમને પોતાના પેહલવેહલા દસ્તુર મુકરર કીધા હતા, અને જેઓ હિંદુસ્તાનમાં પેહેલ વેહલા દસ્તુર ગણાય છે. પણ મેહરજીરાણા દિલ્હી ગયા ન હતા એવો આક્ષેપ લેવાયાથી અને રૅયલ એશિયાટિક સોસાયટીની અત્રેની શાખા સભામાં એક નિબંધ વંચાયાથી નવસારી, મુંબઇ, અને જ્યાં જ્યાં મેહરજીરાણાને પીછાનનારાઓ હતા તેઓ વચ્ચે ભારી અજાયબી ફેલાઇ હતી. આ અચરતીનું સમાધાન ઉપલા નિબંધ પછી થોડીક મુદતે એરવદ જીવનજી મોદીએ ઉપલીજ શાખા સભામાં "અકબરની દરબારમાં ગયલા પારસીઓ અને દસ્તુર મેહરજીરાણા" એ વિષય ઉપર એક માઅકુલ નિબંધ વાચ્યા પછી થયું હતું, કે જેમાં ઘણાંએક ગ્રંથકારોની શાહદત ઉપરાંત દસ્તાવેજી દાખલા પુરાવાઓ રજુ કરવામાં આવ્યા હતા. જ્યારે આ નિબંધ એરવદ જીવનજીએ ટાઉન હૅાલમાં ઉપલી સભાનાં દીવાનખાનાંમાં વાંચ્યો ત્યારે અમો હાજર હતા, અને તેજ અઠવાડિયાંમાં અમે આ રસીલા વિષય બાબે લખાણ કરીને ઉમેદ બતાવી હતી કે આ નિબંધ છપાઈને પ્રગટ થશે ત્યારે દસ્તુર મેહરજીરાણાના સંબંધમાં પારસી આલમને ઘણી નવી બાબતો જાણવાની બનશે અને આ સવાલ ઉપર ઘણું નવું અજવાળું પડશે.

હવે આ નિબંધ બાહેર પડી ચુકયોછે અને અમારી વકી ઉપરાંત તે નવું અજવાળું નાખનારો અને નવું જ્ઞાન કરનારો સાબેત થયોછે. દરમિયાન એરવદ જીવનજીએ "શાહ અકબર અને દસ્તુર મેહેરજીરાણાના સંબંધમાં આંકુટલ ડુ પેરોંની નોંધ (૧૭૫૫ –૬૧)" એ નામથી એક બીજો નિબંધ પણ ઉપલીજ મંડળી આગળ વાંચી સંભળાવ્યો હતો, અને તેનેબી હાલનાં દફ્તરના બીજા ભાગ દાખલ સાથેજ પ્રગટ કરીને એરવદ જીવનજીએ પારસી ટોળાની, અને સૌથી વધારે મેહરજીરાણા ખાનદાનની નહિ વિસરાય એવી કીમતી સેવા બજાવી છે. પારસીઓની તવારીખ ફ્રેંચ ભાષામાં લખનારી પ્રખ્યાત મેમ્જલ મીનાંની ફરમાશથી એરવદ જીવનજીએ અકબર અને મેહેરજીરાણાને લગતી બાબતનો અભ્યાસ પેહલો હાથ ધર્યો હતો, અને તે ઉપરથી એ વિષયને પુરતો ઇન્સાફ આપીને એરવદ જીવનજીએ હાલનું ૨૦૦ સફાનું ઈંગ્રેજી દફતર બાહેર પડયું છે. એરવદ જીવનજી મિસ મેનાંનો ઉપકાર માનેછે કે તે બાઇએ આ વિષયનાં અભ્યાસનો શોખ એમનાં મનમાં પ્રથમ પેદા કીધો હતો, પણ પારસી કોમ એરવદ જીવનજીનો આભાર માનેછે કે આ શોખ ઉપરથી એઓ આ કીમતી રસાલાઓ લખવા, વાંચવા અને સાહિત્યના શોકીનોમાં ફેલાવો કરવાને શકિતવાન થયાછે. આ નિબંધોની લંબાણ તપાસ લેવાની હવે જરૂર રહી નથી, કેમકે જે કાંઇ આપણે જાણતા હતા, જે કંઇ આજ વર્ષોથી દંતકથા દાખલ બોલાતું હતું, જે કાંઇ ગાયન કે ખિયાલ રૂપે મશહુર હતું તેને એરવદ જીવનજીએ પોતાની સદાની રીત મુજબ દાખલા મુકાબલાથી, શાહદતો અને પુરાવાથી, પુસ્તકો અને દસ્તાવેજોથી, હુકમો અને ફરમાનોથી, સાબેત કરવાને, મજબૂત અને નકકી કરવાને પોતાથી બનતું કીધું છે.

"મેહરજીરાણા, બડાજી સ્યાણા, પુરા ખંદા સાહબકા,
અકબર બાદશાહ સદ્રા પેહના, દેખ તમાશા મજહબકા"

આ મથાળાંની એક લાંબી રસિલી લાવણી આજ વર્ષો થયાં જોડાઇ છે અને સુરત, નવસારી તથા મુંબઇમાં પણ તે ગવાતી આવીછે. પણ એવીજ એક બીજી લાવણી અમોએ એક પુરાણાં હસ્તલેખી દફ્તરમાં વાંચેલી હતી તેની એરવદ જીવનજીને યાદ આપવાથી, તેમાંથી કોઇ જેવા તેવા નહિ પણ મિયાં તાન્સેન જેવા અકબર શાહના ચુનંદા દરબારી ઉસ્તાદ ગાયનકારની બનાવેલી મળી આવી છે અને આપણા શમ્સ ઉલ ઓલમાના હાલ પ્રગટ થયલાં દફ્તરમાં તે આખી ઉતારી લીધીછે તે મુજબ અમો તે નીચે આપિયે છિયે, કે જે સાબેત કરેછે કે મેહરિયાર (મેહરજી-રાણા) જેવો પારસી મોબેદ દિલ્લી ગયો હતો અને તેની તારીફમાં તાન્સેન ગવૈયાએ આ ગાયન જોડયું હતું, કેજે સારંગ રાગમાં ગાઇ શકાયછે. અમો કબૂલ કરીશું કે આ ગાયન કંઇક બિગડેલું છે, તોપણ ૧૧૬૧ યજદેગર્દીમાં લખાયલી એક ગુજરાતી કેતાબમાંથી ઉતારેલું તે છે. માટે જે કાંઈ ખામી હોય તે આજ ૧૧૨ વર્ષની હોવી જોઇયે. તાન્સેન ગાઇ ગયો છે કે—

> "ઇઆહૂ પારશી પઢેશો કબૂલ,
> ઇઆ ધણી પારશી પઢેશો કબૂલ.
> અગરકી પીઠ ચંદન લપેટેઉ
> જેશોઇ શૂખડ પેડ.
> ઈઆહૂ પારશી પઢેશો કબૂલ.
> લંબી લંબી દાહાડી શાહ મેહેરીઆર,
> તેરી મૂખપર બરશત નૂર.
> ઇઆહૂ પારશી પઢેશો કબૂલ.
> કેહેતો મીરાં તાનશંગ
> શૂનો શાહ અકબર,
> ઇઆહી બેહેશતકો ફૂલ
> ઈઆહૂ પારશી પઢેશો કબૂલ."

કેમ જણાય કે આ ગાયન મિયાં તાન્સેન જેવા ચુનંદા ગવૈયાનુંજ રચેલું છે? એરવદ જીવનજીએ એ બાબત મુકરર કરવા માટે હિંદી ગાયનના મોટા સત્તાધારી કલકત્તાવાળા મહારાજા સર સુરેંદ્રો મોહન તાગોર બહાદૂર ઉપર આ ગાયનની નકલ મોકલાવીને એરવદ જીવનજીએ તેમનો અભિપ્રાય માંગ્યો. અગરજો સાબેત થાય કે આ ગાયન તાન્સેનનુંજ જોડેલું છે તો સાબેત થાય કે મેહરજીરાણા દિલ્લી ગયા હતાજ. અને સર સુરેંદ્રો મોહન તાગોરે જે અભિપ્રાય આપ્યો છે તે ઉપલી બિના સાબેત કરેછે. પ્રથમ વિજળીક સંદેશા મારફતે અને ત્યાર બાદ પત્ર મારફતે મહારાજા તાગોર જણાવે છે કે—

> "I am of opinion, so far as my humble belief goes, that the song which you had sent me as Tansen's is, as I already wired to you, his. Though the language is not that in which he ordinarily composed his songs, yet from the construction and general style of the piece, the song affords internal evidence of being tho composition of that great singer . . . . ."

આ બાબતને વધારે લંબાવવાની અમારી પાસે જગા નથી તેમ જરૂર પણ નથી. એરવદ જીવનજીનો ગ્રંથ દાખલા પુરાવાથી ચીકાર છે, અને જેઓને ત્રણસો વર્ષની પારસી તવારીખ જાણવાની ખાહેશ હોય તેમને આ ગ્રંથથી ઘણું સારૂં જ્ઞાન મળશે. આ ગ્રંથને સંગીન બનાવવાને માટે એરવદ જીવનજીએ ઘણાએક દસ્તાવેજોની મદદ લીધીછે, અને તે ધરાવનારાઓનાં નામો આપી તેમનો ખાસ આભાર માન્યો છે તે બરાબર કીધું છે. કેટલાક ફારસી દસ્તાવેજો, ફરમાનો તથા પુરાણા ગુજરાતી લેખોની ખાસ નકલ કરાવીને આ પુસ્તકમાં દાખલ કરવામાં આવીછે, જેથી આ ગ્રંથની કીમત ઘણી વધી જાય છે. એક તો પ્રખ્યાત આંકુટલ

ડુ પેરાની નોંધનો ફ્રેંચ લેખ અહીં આપણે જોઇયે છિયે, કેજે સાબેત કરેછે કે ૧૮ મી સદીમાં મેહરજીરાણા દિલ્લી ગયા હતા એવું ગુજરાતમાં જાહેર હતું. આ સઘળા હસ્તલેખી દસ્તાવેજોમાં એક તો એક ફારસી કાવ્યગ્રંથ છે, જે "કિસ્સે આતશ બેહરામે નવસારી" નામે મશહુર છે. એ ફારસી કાવ્યે સુરતવાળા દસ્તુર શાપુરજી માણેકજી સંજાણા (૧૭૩૫—૧૮૦૫) એ લખ્યું છે. અને આ શાયરના પોતાના હાથે લખેલા સૌથી પેહલા ખરડાવાળા ગ્રંથનોજ એરવદ જીવનજીએ પોતાનાં હાલનાં પુસ્તકમાં ઉપયોગ કર્યો છે, કે જેમાં પણ લખ્યુંછે કે માહિયાર રાણા દિલ્લી અકબરની દરબારમાં ગયા હતા અને દીનની ઘણી ગવાહી બતાવી હતી. હવે આ દસ્તુર શાપુર સંજાણવાળો કીમતી ગ્રંથ એરવદ જીવનજીને કોઇ ધણી તરફથી મળ્યો હશે તે ઉપરથી એઓ એમ સમજેલા જણાય છે કે એ પુરાણો હસ્તલેખી ગ્રંથ તે ધણીની મતા હશે. પણ તેમ નથી. અમો જાણિયે છિયે તેમ એ ગ્રંથ તો નવસારીવાળા મહુંમ દેસાઇ બરજોરજી પાહલનજીનાં ફારસી દફતરખાનાંને * લગતો છે, અને તેમની હૈયાતી બાદ તે તેમના એક બેટાની માલેકીમાં છે. અમે જોઇએ છિયે કે એજ ભૂલ એરવદ જીવનજીએ પોતાનાં એક બીજાં લખાણમાં પણ કીધીછે, અને તેથી તેજ ભૂલ ફરી ફરીથી થવા નહિ પામે એટલા માટે અમો એમનું ધ્યાન ખેંચિયે છિએ કે મજકુર હસ્તલેખી શાયરી ગ્રંથની માલેકીનું જે મત એઓએ જે ધણીને આપવાનું ખરી બિનાની ગેરહાજરીમાં ઘટિત વિચાર્યું છે તે માલેકી તેનો નથી.

---

* જુઓ ના૦ ૧૭૦.

# ના૦ ૧૭૧

## રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ.

(તા. ૧૫ મી મે સને ૧૯૦૪)

### એક પુરાણા ફારસી હસ્તલેખની માલેકી બાબે ખુલાસો.

---

રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦ ના અધિપતિ જોગઃ—

સાહેબ, જત ચાલતા માસની તા૦ ૮ મીના તમારા પ્રસિદ્ધ પત્રમાં "મેહરજીરાણા અને અકબરનો દરબાર" એવે નામનાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ પ્રગટ કરેલાં પુસ્તકનો 'રીવ્યુ' છપાયો છે તે વાંચવામાં આવ્યાથી એક ખુલાસો કરવાની ઇનસાની રાહે જગા આપશો તો ઉપકાર થશેજી.

સદર પુસ્તકની પરિક્ષા કરતાં આપ સાહેબ અસલ દસ્તાજો તથા હસ્તલેખોની ઘણીક તારીફ કરોછો તે બરહક છે, અને એ અસલ હસ્તલેખો મધેનો એક "કિસ્સે જરથોસ્તિઆને હિંદુસ્તાન" નામનો ફારસી કવિતાનો હસ્તલેખ હમારા મરહુમ બાવા બરજોરજી પાહાલણજી દેશાઇની માલેકી તથા કબજા વહીવટનો હતો તે તેમનાં ફારસી દફતરખાના મધેથી હમોએ ભાઈ શોરાબજી મંચેરજી દેશાઇને તેમની પુષ્કળ આજેજીને લીધે વાપડવા આપેલો હતો, જે એરવદ જીવનજી મોદીએ તેઓ પાસે પોતાનાં કામમાં જરૂરનો જાણી માંગી લીધો હશે અને અંજાણપણે તે હસ્તલેખ ભાઇ શો૦ મં૦ દેશાઇની માલેકીનો સમજી એરવદ જીવનજીએ પોતાનાં મજકુર પુસ્તકને પાને ૪૫-૨૩૩-૨૩૪ માં છાપી દીધુંછે તે ભુલ છે.

આગલ પણ જ્યારે એરવદ જી૦ જ૦ મોદીએ એક જાહેર ભાષણ કરતાં એજ

હસ્તલેખની તારીફ કરી હતી અને તે લેખ પોતાને આપનારનો (શેo મંo દેસાઈનો) માલેક દાખલ ઉપકાર માન્યો હતો, ત્યારે તે હેવાલ "જામે જમશેદ" માં છપાઇ ગયલો હાલ હમારા જાણવામાં આવ્યોછે, માટે આ લખી જણાવુંછું કે તે હસ્તલેખની માલેકી તો હમારા મરહુમ બાવાના વારેસોની છે કે જે વિષે મીo શેo મંo દેસાઇએ થોડાંક વરસો ઉપર તમારાં "રાસ્ત ગોફતાર" ના તથા 'સત્ય મિત્ર" ના અંકો માં જુદે જુદે વખતે એકરાર છપાવી તેમને એ પુસ્તક વાપડવા આપનારનો (યાને હમારો) ઉપકાર માન્યો છે, તેમજ પોતાની બનાવેલી 'તવારીખે નવશારી" નામની ચોપડીને પાને ૪૩ મે ખુલ્લો એકરાર કરી જણાવ્યું છે કે "મરહુમ દેશાઇ બરજોરજી પાલણજીનાં દફતરખાનામાંથી તેવણના બેટા મીo કેખુશરોએ હમને એ પુસ્તક આપયું છે."

હાલ હમોને જરૂર પડવાથી એ પુસ્તક જાતે માંગતાં તથા બીજા શખસો પાસે મંગાવતાં ભાઇ શેo મંo દેસાઇએ એરવદ મોદી તરફથી પાછું ફરવે આપી દેવાની કબુલાત આપી હતી, તથા પોતાને હાથના ખાનગી પત્રોમાં પણ એ હસ્તલેખ હમારા મરહુમ બાવાની માલકીનો હોવા સંબંધી એકરાર કરી મરહુમના વારેસોને તે પાછો સ્વાધિન દેવા મોઢેની તેમજ લેખી કબુલત આપી હતી.

એવી રીતના સર્વે પ્રકારના મોઢેના તેમજ હસ્તલેખી કે છાપેલા એકરારો છતાં અજબ જેવું છે કે ભાઇ શેo મંo દેસાઇ એ પુસ્તક પાછું હમારે સ્વાધિન આપવાની હાલ આનાકાની કરેછે!

નવસારી, તાo ૯ મી મે ૧૯૦૪.

આજ્ઞાકારી દુવાગો,

કેખસરૂ બરજોરજી દેસાઈ.

---

## નાo ૧૭૨
## જામે જમશેદ.

(તાo ૩ જી જુન સને ૧૯૦૪)

### અકબર અને મેહેરજીરાણા.

---

લખનાર–એરવદ દારાશા દસ્તુર મેહેરજીરાણા.

---

"અકબર, પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા" વાળી મોતેબર કેતાબ પ્રગટ કરી સમશુલ ઓલમા એરવદ જીવનજી જ. મોદીએ કુલ પારસી આલમ ઉપર, નવસારીના ભગરોઆ અથોરનાનો ઉપર અને ખાસ કરી અમારાં મરહુમ દસ્તુર મહેરજીરાણાના પુરાણા ખાનદાન ઉપર મોટો ઉપકાર કરયો છે જે માટે મારાં કુટુંબ તરફથી જાહેરમાં એવણ સાહેબનો મોટો ઉપકાર માનવાની મારી ફરજ સમજું છું. પણ આ તકે જો હું પેલા એકમારગી એકકા અને કાબેલ અભ્યાસી પ્રોફેસર શાપુરશાહ હોરમસજી હોડીવાળાનો ખાસ ઉપકાર નહી માનું તો ખરેખર અમો ઘણા નગુણા કહેવાઈયે, કારણકે એ બેહદીન ગ્રહસ્થે એરવદ જીવનજી કરતાં કાંઇ ઓછું તો કરયું નથીજ. મરહુમ દસતુરજી મેહેરજીરાણાનું નામ અને કીરતી પારસી આલમને સારી રીતે જાણીતાં હતાં. તેઓને આજે સાડી ત્રણસે વરસ પછી એ ભલા નરે સારી દુનીયામાં જનમ સુધીના વધારે પ્રકાશીત કરી અમારાં કુટુંબ ઉપર કદી ન ભુલાય એવો ઉપકાર કરયો છે અને એરવદ જીવનજી પણ પોતાના રેસાલાના સંબંધમાં જાહેરમાં એવણનો ખાસ આભાર માને છે, જે પ્રોફેસર હોડીવાળાને થોડું શોભા ભરેલું નથી. ટુંકમાં કહું તો દસતુર મેહેરજીરાણાનું

નામ કાટી દેવા માટે કેટલાક "હેતના કટકાઓ" થી અનેકવાર નાના ખાડા ખોદાતા રહયા હતા, જેમાં આ વખતનો ખાડો ઘણો મોટો હતો, પણ કાબેલ ઇજનેર પ્રો૦ હોડીવાળાએ તેને એક પાયામાં ફેરવી નાખી, તેની અંદર સંગીન કોનક્રીટ કરી, પથરનો પાયો બાંધી, તેની ઉપર એક મજબુત અને શોભીતી ઇમારત બાંધવાનો પસંદગી પામેલો પલાન તઇયાર કરી, એક વધુ ચોમાસું ખવાડવા માટે એ પાયો રાખી મુકયો હતો; પણ થોડા વખત પછી મુંબઇમાં આવેલી ખેરખાહ ઉલટમંદ મુસાફર મીસ મીનાની ખાએસને અનુસરીને એરવદ જીવનજીએ એ ઇમારત બાંધી તેની ઉપર, છેલ્લામાં છેલ્લી થયલી શોધ પ્રમાણેનું ફેસનેબલ અને કીમતી કોતરકામ કરીને તેને છેવટની "ફીનીશ" આપી છે.

આ ઠેકાણે આ અગતયની બાબદનો ટુક ઇનતેખાબ આપેલો નકામો જશે નહી. દસતુર મેહેરજીરાણા દીલ્હીના શેહેનશાહ અકબરની દરબારમાં જવાની બાબત વીશે મી૦ રૂ. પે. કરકરીઆ ભાશણ કરનાર હતા, તે વખતે એ બાબદને લગતી કાંઈ પણ ખબર કોઇ પણ તરફથી મેળવવાની ઇંતેજારી આ વરતમાનપત્ર મારફતે એવણે જાહેર કરવાથી કેટલેક ઠેકાણેથી કેટલાંક કાગલ્યાં એવણને પહોંચાડવામાં આવયાં હતાં અને નવસારીના દસતુર મેહેરજીરાણા લાઇબ્રેરીના સેક્રેટરી મી૦ રૂ. કે. મોદીએ તો મી૦ કરકરયા એ બાબદની શોધખોળ કરવા મજકુર લાઇબ્રેરીની મુલાકાત લેવા જનાર હતા તેવણના ઉતારાની ગોઠવણ પણ કરી હતી. પણ નવસારી આવયા વગર એવણે તો થોડા દહાડામાં ઓચીંતું ભાશણ કરી મેહેરજીરાણા વીરૂધ પોતાનું મત એકદમ જાહેર કરી દઇ ચોમેર અચરતી ફેલાવી. પણ થોડાજ દીવસ પછી મુંબઇ ગેઝેટમાં "Ed. Ochiltree jun ior" તથા "J. O E" ના તખલ્લુસ હેઠળ મી૦ કરકરીઆ વીરૂધ એવાં તો કડાકા અને ધડાકા કરનારાં કાબેલ લખાણો આવવા લાગયાં, કે તે લખાણોની ચોમેરથી તારીફ થવા સાથ તે લખનારનું નામ જાણવાની ઘણી ઇંતેજારી ફેલાઇ, અને પ્રોફેસર પીટરસન તથા ડાકટર જોન પોલનનાં નામોની અટકળ થવા લાગી. મી૦ કરકરયાએ તકરાર કરવાની એક નવીજ રૂઢીની શોધ કરી. તે એ હતી કે નવસારી તો ગુજરાતને છઠે ખુણે પડેલું હતું અને 'કાઉસ અફશાદ'ના કીસાનો નબળો ટેકો લઇ જણાવયું હતું કે સોળમી સદીમાં ગુજરાતમાં ધરમ જ્ઞાનનું 'અંધારૂ' હતું તેથી મેહરજીરાણાની દીલ્લ જવાની વાત બીલકુલ ટકી શકતી નથી! શુરૂઆતમાં આ તકરાર કરવાની રૂઢીનું સવરૂપ જોઇ લઇ, તે વખતે પારસીઓની તવારીખ લખતાં જાણીતાં ફ્રેંચ બાનુ મીસ મીના ઉપર એક પત્ર લખી વરતમાનપત્રોમાં ચાલેલી તકરારોનાં કેટલાંક "કટીંગસ" મોકલી આપી તેવણને સાવચેત રાખવાની મને જરૂર જણાઇ હતી, જે પત્રનો એ ભલાં બાઇએ ઘણો મેહેરબાનો ભરેલો જવાબ લખયો હતો, જે માટે હું આ તકે તેવણનો પણ આભાર માનું છું.

હવે છુંપુ રાખવાની કાંઇ પણ જરૂર નથી કે મુંબઇ ગેઝેટમાં ઉપલા તખલ્લુસ હેઠલ લખનાર બાહોશ ગ્રહસ્થ કોઇજ નહી પણ પ્રોફેસર હોડીવાલા હતા. એવણે મેહરજી રાણાની બાબદ પોતાની કરી લઇને તેમાં ઘણી ઉલટ અને ઉમંગ પકડી, ઘણી તકલીફ લઇને શોધખોળો ચલાવી હતી અને નવસારીવેર ખાસ જઈ, તયાં ઘરે-

ઘર ફરી, લાગવગ ચલાવી ધુળ ખાતા પેટારાઓમાંથી અનેક કીમતી હસ્તાવેજો શોધી કાઢી તેને ઉકલાવી સરવ દીવાની જોત જેવું ખુલ્લું કરયું હતું. આ વખતે એ બાબદ ઉપર રોયલ એશીયાટીક સોસાયટી રૂબરૂ એક રેસાલો વાંચવા એરવદ જીવનજીએ પ્રોફેસર હોડીવાળાને સુચના કરી હતી, પણ એ એક મારગી શરમાળ ગ્રહસથે તેમ કરવા ના પાડી હતી, તે છતાં એવણે એ બાબદ ઉપર એક મોટી કીમતી ચોપડી રચવા માંડી હતી, પણ કામ કરવું તો પુરૂંજ કરવું એવા નીયમથી, કાંઇ વધુ મળી શકે તેની શોધમાં રહી, ઉતાવળ કરવાનું નાપસંદ કર્યું. તેવામાં મુંબઇમાં આવેલા ભલાં મીસ મીનાએ એરવદ જીવનજીને મળી, તેવણ પાસથી મેહેરજીરાણાની બાબદ ઘણી ઇંતેજારીથી જાણવા માંગી, જે ઉપરથી પ્રોફેસર હોડીવાળા સાથ તેમની મુલાકાત કરાવવાની ગોઠવણ થઇ હતી, જે નહી ધારેલી અડચણને લીધે અમલમાં આવી શકી નહી. પણ એરવદ જીવનજીથી કેટલીક વીગત સાંભળતાં મેહેરજીરાણાની બાબદ ઘણી અગતયની લાગવાથી તે માટે એક રેસાલો રોયલ એશીયાટીક સોસાયટી સનમુખ વાંચવા મીસ મીનાએ એરવદ જીવનજીને ભલામણ કરી, જે ઉપરથી એ ખેરખાહ અથોરનાને મીં૦ હોડીવાળાને મળી તેઓની સલાહ લઇ, એ કામ માથે ઉઠાવી તેને છેવટનું પાર ઉતાર્યું છે.

ઘણા ખેરખાહો પ્રોફેસર હોડીવાળાવાળું દફતર પ્રગટ થયલું જોવાને ખાએસ બતાવે છે. અત્રે મારે જણાવવું જોઇએ કે એરવદ જીવનજીનો તો માત્ર આ એક રેસાલો છે, તો પણ તે ઘણો કીમતી છે; છતાં ઉપલું દફતર પ્રગટ થવાથી હું પણ ખુશ થઇશ, કારણકે તેમાં જુદી જુદી બાબદો ઉપર અનેક બાબતો વીસતારીને લખવામાં આવી છે; કાંઇ નહી તો ગુજરાતમાં સોળમી સદીમાં "અંધારૂં" હોવાનાં ગંભીર તોહોમતનું તથા "કાઉસ અફસાદ" ના કીસાનું ખંડણ કરનારો બાબ એક ચોપાનીઆમાં છપાઇ બહાર પડવો જોઇયે, કારણ કે એ બાબદ ઘણી અગતની અને કુલ પારસી આલમને લગતી છે.

અતરે જણાવવું અગતયનું થઇ પડશે કે મેહેરજીરાણાના ખેરખાહોની ખાએસને માન આપીને પોતાના ઇંગ્રેજી રેસાલાનું ગુજરાતી વાંચન મુંબઇની જ્ઞાન પ્રસારક મંડળી સનમુખ વાંચવાનું એરવદ જીવનજીએ નકી કરયું હતું, અને એ ભાષણનો નકી દીવસ પણ વર્તમાનપત્રોમાં છપાઇ ગયો હતો, પણ આ એક ધર્મ સંબંધી સવાલ છે તેથી તે એ મંડળીમાં લાવી શકાય નહી એવો ફ્રીલસુફીભરેલો વાંધો છેક અગીઆરમે કલાકે લેવામાં આવવાથી તુરત વેળા એરવદ જીવનજીને નાસીપાસ થવું પડયું હતું. આ વાંધો કેવો એક તરફી અને તકલીદી હતો તે સાધારણ માણસ પણ સમજી શકે! જે રેસાલો રોયલ એશીયાટીક સોસાયટી જેવાં મહાભારત મંડળ આગળ વંચાયો તેજ રેસાલો આવી મંડળીમાં જો નહી ચાલી શકતો હોય તો પછી એ મંડળીને "જ્ઞાન પ્રસારક" કેમ કહી શકાય? ઠંડા સ્વભાવના એરવદ જીવનજીને બદલે કોઈ બીજા ગ્રહસ્થ હતે તો એ મંડળી સાથનો પોતાનો સંબંધ એકદમ છોડી જતે, અને એવા ઉદ્યોગી સભાસદની ખોટ એ મંડળીને ત્યારેજ માલમ પડતે. પણ એક શુભ કામ કરવાની પોતાનાં દીલમાં હોંસ હોવાથી એરવદ જીવનજીએ એક નવો ઉપાય શોધી કાઢયો, અને એક

તદન નવાંજ મથાળાં હેઠળ એજ બાબદનો રેસાલો વાંચ્યો, જે સામે અલબત એ મંડળીથી કોઇ પણ વાંધો ઉઠાવી શકાયો નહીં.

એરવદ જીવનજી અને પ્રોફેસર હોડીવાળાએ આ બાબદમાં જે તારીફલાયક રંજ ખેંચી છે તે એઓના કહેવા પ્રમાણે એઓ અભ્યાસી તેમજ જરથોસ્તી હોવાને લીધે, અથવા નવસારી સાથના પોતાના સંબંધને લીધે હોય કે ગમે તેમબી હોય; પણ અમારાં પુરાણાં ખાનદાન ઉપર તો એ સાહેબોએ કદી નહી વીસરાય એવો ઉપકાર કર્યો છે તે માટે મારી પોતાની તરફથી તથા મારાં બોહોળાં કુટુંબ તરફથી એ મેહેરબાન ખેરખાહોનો હું એકવાર ફરીથી મોટો ઉપકાર માનું છું. એરવદ જીવનજી એ ચોપડીના દીબાચામાં જણાવે છે કે એ સઘળું મરહુમ દસ્તુરજી મેહેરજીરાણાના પુનના પ્રતાપથી થયું છે, તેમ પ્રો૦ હોડીવાળા જેવા કાબેલ ઉસ્તાદ એ મરહુમ સાહેબનાં પુનના પ્રતાપથીજ અમારી તરફથી નહી ધારેલા ગેબી નીકળી આવ્યા હતા. એ મરહુમના ચઉદમાં જાયનશીનને મુંબઇની પારસી કોમે, નવસારીની કુલ પ્રજાએ અને કેળવાયલા નામદાર મહારાજા સર સીયાજીરાવ ગાયકવાડે થોડા વખત ઉપર જે અસાધારણ માનપાન આપ્યાં છે તે પણ અમો એ મરહુમના પ્રતાપ સમજયે છીયે.

મી૦ કરકરીયાની તકરારથી અમારા કુટુંબીઓનાં દીલ દુખાયાં હતાં તેઓને એરવદ જીવનજીની આ કીમતી કેતાબ પ્રગટ થવાથી રાહત મળી છે, એમ જાણી એવણ સાહેબ સંતોશ લેશે. વળી નામદાર મહારાજા સર સીયાજીરાવ, જેવણ સાહેબે પોતાની જાહેર દરબારમાં થોડા વખત ઉપર મરહુમ દસ્તુરજી મેહેરજીરાણા તથા તેવણના ખાનદાન વીશે સારા વીચાર જણાવ્યા છે, તેવણ સાહેબે એરવદ જીવનજીની એ ચોપડીની કેટલીક નકલ તેની મોટી કીમત કરતાં ચારગણું દામ આપી ખરીદ કરવાની મેહેરબાની કરી છે, તેથી અમારાં ખાનદાનને જે સંતોશ થયો છે તે કરતાં ઓછો સંતોશ એરવદ જીવનજીને થયો હશે નહી.

આ જાણીતી તકરારના સંબંધમાં વર્તમાનપત્રો વગેરેમાં આવેલાં લખાણોની અવલથી તે આખર સુધીનો એક ફાઇલ મી૦ ખ. મા. શાસ્ત્રીએ તૈયાર કરી છે—જે ફાઇલ પોતાના રેસાલા વખતે પોતાને ઘણી ઉપયોગી થઇ પડી હતી એમ એરવદ જીવનજી પોતાની ચોપડીમાં જણાવે છે—અને તે નવસારીની દસ્તુર મેહેરજીરાણા લાઇબ્રેરીને ભેટ આપવામાં આવે એવું ઘણાઓ ઇચ્છે છે. આ એક ઘણી અગત્યની અને કીમતી કેતાબ થઇ પડશે એમાં તો કાંઇજ શક નથી.

છેવટે આ તકરાર દરમ્યાન અમોને મદદ કરનારા વર્તમાનપત્રોમાં ખાસ કરી "મુંબઇ ગેઝટ" "જામે જમશેદ" "કયસરે હીંદ," "સ્વતંત્ર," "સત્ય મીત્ર" તથા નાનકડાં "પંચડાંડ"નો પણ આભાર માની, આ પુરાણા "પારસી પાયોનીયર" પત્ર "જામે જમશેદ"ના અધીપતીએ તા૦ ૧૨ મી ડીસેમ્બર સને ૧૮૩૬ ના પોતાના અંકમાં એક આર્ટીકલ લખતાં, મરહુમ દસ્તુર મેહેરજીરાણા વીશે જે ફકરો લખ્યો છે તે અત્રે ઉતારી લઇ આ લંબાણ પત્ર સમાપત કરીશ:—"સ્વરગવાસી દસ્તુરાન દસ્તુર મેહેરજીરાણા (કે તેના પવીત્ર આતમા ઉપર હજારો હજાર સલામ હોજો) કે તે સાહેબના એક જીવથી પારસીના આખા ટોળાને મોટું માન અને નામીચી આબરૂ શ્રી દીલ્હીના પાએતખતથી મળી હતી."

## ના૦ ૧૭૩.

## પંચડાંડ

(તા૦ ૧૨ મી જુન ૧૯૦૪.)

### "અકબર અને મેહરજી રાણા."

—*:*—

આ મથાળાં યા ચર્ચાથી અમારા વાંચનારાઓ અણજાણ્યા નથી. એ ચર્ચા જોકે વર્ષ એક થયું, શમ્સુલ ઓલ્મા એર્વદ જીવનજી જમશેદજી મોદી બી. એ. નાં પુસ્તક પછી લગભગ બંધ પડી ગઈ છે, અને તેમાં મરહુમ દસ્તુર મેહેરજીરાણાનાં દીલ્હીનાં પરાક્રમનું મંડાણ થવા જોડે તે મરહુમના વિરોધી મી૦ રૂ. પે. કરકરયાનો પૂર્ણ પરાજય થયો છે, તોપણ હમણાં તે બાબદ ફરીયાદ કરવાને અમોને એક ખાસ કારણ મળ્યું છે. એર્વદ દારાશાહ દસ્તુર મેહેરજીરાણા, જેઓ મરહુમ દસ્તુર મેહરજીરાણાના એક ઉલટમંદ નબીરા છે, અને જેમણે પણ આ ચર્ચામાં માન ભરેલો ભાગ બજાવી પોતાના કીર્તીવાન વડિલની કીર્તી જાળવવામાં ઘટતો હિસ્સો આપેલો છે, તેમણે ગઇ તા૦ ૩ જીનાં જામે જમશેદમાં એ તકરારની હાલની ઉત્પત્તિ વગેરેનો એક ઇન્તેખાબ છપાવ્યો છે, કે જે એ બાબતમાં કેટલુંક નવું અજવાળું નાખે છે, અને અમે જ્યારે એ તકરારમાં તેની ગરમા ગરમીના વખતમાં અગત્યનો ભાગ બજાવ્યો હતો, ત્યારે તેની આ પુર્ણાહુતિની નોંધ લેવાની પણ અમારી ફરજ સમજીએ છિયે. ચાલાક મી૦ દારાશાહ એવું દેખાડવા માગે છે કે, આ બાબતમાં ભાષણો કરીને તથા પુસ્તક છપાવીને મી૦ જીવનજીએ જોકે મરહુમ મહાત્મા દસ્તુરજી તથા તેમનાં ખાનદાનની મોટી સેવા બજાવી છે, તોપણ તેઓ ઉપરાંત આપણા પેલા જાણીતા વિદ્વાન સ્કૉલર પ્રોફેસર શાપુરશાહ હોરમસજી હોડીવાળાએ પણ તેટલીજ, બલકે તે કરતાં જીઆદે સેવા બજાવી છે. તે કેવી રીતે અને કેવા પ્રકારની, તે મી૦ દારાશાહનાજ શબ્દોમાં અમે, ફક્ત મી૦ હોડીવાળાને ન્યાય આપવા ખાતર, અત્રે ઉતારી લઇયે છિયે. મી૦ દારાશાહ લખે છે કે :—

"આ ઠેકાણે આ અગત્યની બાબદોનો ટુંક ઇન્તેખાબ આપેલો નકામો જશે નહી. દસ્તુર મેહેરજીરાણા દીલ્હીના શેહેનશાહ અકબરની દરબારમાં જવાની બાબદ મી૦ રૂ. પે. કરકરીઆ ભાષણ કરનાર હતા, તે વખતે એ બાબદને લગતી કાંઇ પણ ખબર કોઇ પણ તરફથી મેળવવાની ઇંતેજારી આ વર્તમાન પત્ર મારફતે એવણે જાહેર કરવાથી કેટલેક ઠેકાણેથી કેટલાંક કાગળ્યાંઓ એવણને પહોંચાડવામાં આવ્યાં હતાં, અને નવસારીના દસ્તુર મેહેરજીરાણા લાઇબ્રેરીના સેક્રેટરી મી૦ રૂ. કે. મોદીએ તો મી૦ કરકરીઆ એ બાબદની શોધખોળ કરવા મજકુર લાઇબ્રેરીની મુલાકાત લેવા જનાર હતા, તેવણના ઉતારાની ગોઠવણ પણ કરી હતી. પણ નવસારી આવ્યા વગર એવણે તો થોડા દહાડામાં ઓચીંતું ભાષણ કરી મેહેરજીરાણા વિરૂદ્ધ પોતાનું મત એકદમ જાહેર કરી દઈ ચોમેર અચરતી ફેલાવી. પણ થોડાજ દીવસ પછી મુંબઇ ગેઝેટમાં "Ed. Ochiltree Junior" તથા "J. O. E." ના તખલ્લુસ હેઠળ મી૦ કરકરીઆ વિરૂદ્ધ એવાં તો કડાકા અને ધડાકા કરનારાં કાબેલ લખાણો આવવા લાગ્યાં, કે તે લખાણોની ચોમેરથી તારીફ થવા સાથ તે લખનારનું નામ જાણવાની ઘણી ઇંતેજારી ફેલાઈ, અને પ્રોફેસર પીટરસન તથા ડાકટર જોન પોલનનાં નામોની અટકળ થવા લાગી...

"હવે છુપું રાખવાની કાંઇ પણ જરૂર નથી કે, મુંબઇ ગેઝેટમાં ઉપલા તખલ્લુસ હેઠળ લખનાર બાહેશ ગ્રહસ્થ કોઇજ નહી પણ પ્રોફેસર હોડીવાળા હતા. એવણે મેહેરજી રાણાની બાબદ પોતાની કરી લઇને તેમાં ઘણી ઉલટ અને ઉમંગ પકડી, ઘણી તકલીફ લઇને શોધખોળો ચલાવી હતી, અને નવસારીવેર ખાસ જઇ તથા ઘરેઘર ફરી, લાગવગ ચલાવી ધુળ ખાતા પેટારાઓમાંથી અનેક કીમતી દસ્તાવેજો શોધી કાઢી તેને ઉકલાવી સર્વ દીવાની જોત જેવું ખુલ્લું કર્યું હતું. આ વખતે એ બાબદ ઉપર રોયલ એશીયાટીક સોસાયટી રૂબરૂ એક રેસાલો વાંચવા એર્વદ જીવનજીએ પ્રોફેસર હોડીવાળાને સુચના કરી હતી. પણ એ એક માર્ગી શરમાળ ગ્રહસ્થે તેમ કરવા ના પાડી હતી. તે છતાં એવણે એ બાબદ ઉપર એક મોટી કીમતી ચોપડી રચવા માંડી હતી, પણ કામ કરવું તો પુરૂંજ કરવું એવા નિયમથી, કંઇ વધુ મળી શકે તેની શોધમાં રહી ઉતાવળ કરવાનું નાપસંદ કર્યું. તેવામાં મુંબઇમાં આવેલાં ભલાં મીસ મીનાએ એર્વદ જીવનજીને મળી, તેવણ પાસથી મેહેરજીરાણાની બાબદ ઘણી ઈંતેજારીથી જાણવા માંગી, જે ઉપરથી પ્રોફેસર હોડીવાળા સાથ તેમની મુલાકાત કરાવવાની ગોઠવણ થઇ હતી, જે નહી ધારેલી અડચણને લીધે અમલમાં આવી શકી નહી. પણ એર્વદ જીવનજીથી કેટલીક વીગત સાંભળતાં મેહેરજી રાણાની બાબદ ઘણી અગત્યની લાગવાથી તે માટે એક રેસાલો રોયલ એશીયાટીક સોસાયટી સન્મુખ વાંચવા મીસ મીનાએ એર્વદ જીવનજીને ભલામણ કરી, જે ઉપરથી એ ખેરખાહ અથોરનાને મીο હોડીવાળાને મળી તેઓની સલાહ લઇ, એ કામ માથે ઉઠાવી તેને છેવટનું પાર ઉતાર્યું છે.

"ઘણા ખેરખાહો પ્રોફેસર હોડીવાળાવાળું દફતર પ્રગટ થયલું જોવાને ખાએસ બતાવે છે. અત્રે મારે જણાવવું જોઇએ કે એર્વદ જીવનજીનો તો માત્ર આ એક રેસાલો છે, તો પણ તે ઘણો કીમતી છે. છતાં ઉપલું દફતર પ્રગટ થવાથી હું પણ ખુશ થઇશ, કારણકે તેમાં જુદી જુદી બાબદો ઉપર અનેક બાબો વીસ્તારીને લખવામાં આવ્યા છે. કાંઇ નહી તો ગુજરાતમાં સોળમી સદીમાં "અંધારૂં" હોવાનાં ગંભીર તોહમતનું તથા "કાઉસ અફશાદ" ના કીસાનું ખંડણ કરનારો બાબ એક ચોપાનીઆંમાં છપાઇ બહાર પડવો જોઇએ, કારણકે એ બાબદ ઘણી અગતની અને કુલ પારસી આલમને લગતી છે.

---

## નાο ૧૭૪.

## પંચડાંઠ.

(તાο ૧૯ મી જુન સને ૧૯૦૪)

"અકબર અને મેહેરજીરાણા"—આ બાબતના સંબંધમાં મરહુમ મહાત્મા દસ્તુર મેહરજી રાણાના એક ઉમંગી નબિરા એરવદ દારાશાહ દસ્તુર મેહેરજીરાણાએ જામે જમશેદમાં છપાવેલા કાબેલિયત ભરેલા "ઇન્તેખાબ" નો એક ભાગ, જેમાં એ અગત્યની તકરારમાં વિદ્વાન પ્રોફેસર શાપુરશાહ હોરમજી હોડીવાળાએ બજાવેલા કીમતી ભાગનું વિવેચન આવેલું છે, તે અમે છેલ્લાં પંચડાંડમાં પ્રગટ કરી ગયા છિયે. આજે એજ "ઇન્તેખાબ" નો છેલ્લો ભાગ અત્રે આપિયે છિયે, કે જેમાં એ બાબતને લગતી કેટલીક નવી ખબરો સમાયલી જોવામાં આવે છે. આ બાબતના સંબંધમાં અત્રેના છાપામાં પણ પુષ્કળ તકરાર ચાલી હતી જેમાં, એકલ ડોકલ એક મુંબઇ સમાચારેજ અંગત

લાગણીથી દોરાઇ જઇ મરહુમ દસ્તુરજીની વીરૂદ્ધ ભાગ લીધો હતો; તે સિવાય, આ પંચડાંડ સહિત બીજાં લગભગ તમામ પત્રોએ તરફેનમાં ભાગ લઇ, એક હાથપર જેમ મરહુમ મેહરજીરાણા તથા તેમનાં ખાનદાનને વાજબી ન્યાય આપ્યો હતો, તેમ બીજા હાથપર પેલા કહેવાતા "તવારિખના વિદ્વાન અભ્યાસી," દમકશ, મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાના બોરંગામાર ફડાકાઓનું ખોટારૂં દેખાડી આપ્યું હતું. અને મી૦ દારશાહના નીચલા ખુલાસામાંથી જાણીને અમો ખુશી છિયે કે, આ જાણીતી તકરારના સંબંધમાં વર્તમાન પત્રો વગેરેમાં આવેલાં લખાણોની અવલથી તે આખર સુધીની એક ફાઇલ મુંબઇના ગુજરાતી છાપા મંડળમાં એક ચાલાક રિપોર્ટર તરિકે જાણીતા થયલા મી૦ ખરશેદજી માણેકજી શાસ્ત્રીએ તૈયાર કરી છે, કે જે નવસારીના પહેલા દસ્તુર મેહરજી રાણાનાં કેતાબખાનામાં ભેટ કરવામાં આવે એવી વક્કી છે. અમે ઇચ્છિયે છિયે કે, ઉમંગી મી૦ શાસ્ત્રી તે પ્રમાણે કરે, અને જો બની શકે તો મરહુમ મેહરજી રાણાના લગતા વળતાઓ પોતાનાં ભેગા નાણાંથી તે ફાઇલ છપાવી તેને જાહેરાતી પણ આપે. મી૦ દારાશાહ દસ્તુરના "ઇન્તેખાબ" નો પાછલો ભાગ નીચે પ્રમાણે છેઃ—

"એરવદ જીવનજી અને પ્રોફેસર હોડીવાળાએ આ બાબદમાં જે તારીફ લાયક રંજ ખેંચી છે તે એઓના કહેવા પ્રમાણે એઓ અભ્યાસી તેમજ જરથોસ્તી હોવાને લીધે, અથવા નવસારી સાથના પોતાના સંબંધને લીધે હોય કે ગમે તેમબી હોય પણ અમારાં પુરાણાં ખાનદાન ઉપર તો એ સાહેબોએ કદી નહી વિસરાય એવો ઉપકાર કર્યો છે તે માટે મારી પોતાની તરફથી તથા મારાં બોહોળાં કુટુંબ તરફથી એ મેહરબાન ખેરખાહોનો હું એકવાર ફરીથી મોટો ઉપકાર માનું છું. એરવદ જીવનજી એ ચોપડીના દીબાચામાં જણાવે છે કે એ સઘળું મરહુમ દસ્તુરજી મેહેરજીરાણાના પુનના પ્રતાપથીજ થયું છે. તેમ પ્રો. હોડીવાલા જેવા કાબેલ ઉસ્તાદ એ મરહુમ સાહેબના પુનના પ્રતાપથીજ અમારી તરફથી નહિ ધારેલા ગેબી નીકળી આવ્યા હતા. એ મરહુમના ચઉદમા જાયનશીનને મુંબઇની પારસી કોમે, નવસારીની કુલ પ્રજાએ અને કેળવાયલા નામદાર મહારાજા સર સીયાજીરાવ ગાયકવાડે થોડા વખત ઉપર જે અસાધારણ માનપાન આપ્યાં છે તે પણ અમો એ મરહુમનાજ પ્રતાપ સમજ્યે છીએ.

"મી૦ કરકરીયાની તકરારથી અમારા કુટુંબીઓનાં દીલ દુખાયાં હતાં. તેઓને એરવદ જીવનજીની આ કીમતી કેતાબ પ્રગટ થવાથી રાહત મળી છે, એમ જાણી એવણ સાહેબ સંતોષ લેશે. વળી નામદાર મહારાજા સર સીયાજીરાવ, જેવણ સાહેબે પોતાની જાહેર દરબારમાં થોડા વખત ઉપર મરહુમ દસ્તુરજી મેહેરજી રાણા તથા તેવણના ખાનદાન વીશે સારા વિચાર જણાવ્યા છે, તેવણ સાહેબે એરવદ જીવનજીની એ ચોપડીની કેટલીક નકલ તેની મોટી કીંમત કરતાં ચાર ગણું દામ આપી ખરીદ કરવાની મેહરબાની કરી છે, તેથી અમારાં ખાનદાનને જે સંતોષ થયો છે તે કરતાં ઓછો સંતોષ એરવદ જીવનજીને થયો હશે નહી.

"આ જાણીતી તકરારના સંબંધમાં વર્તમાનપત્રો વગેરેમાં આવેલાં લખાણોની અવલથી તે આખર સુધીની એક ફાઇલ મી૦ ખ. મા. શાસ્ત્રીએ તૈયાર કરી છે—જે ફાઇલ પોતાના રેસાલા વખતે પોતાને ઘણી ઉપયોગી થઇ પડી હતી

એમ એરવદ જીવનજી પોતાની ચોપડીમાં જણાવે છે—અને તે નવસારીની દસ્તુર મેહરજીરાણા લાઇબ્રેરીને ભેટ આપવામાં આવે એવું જણાવ્યો ઇચ્છે છે. આ એક [illegible] થઇ પડશે એમાં તો કાંઇજ [illegible]

"શેવટે આ તકરાર દરમ્યાન [illegible] મદદ કરનારાં વર્તમાનપત્રોમાં ખાસ કરી "મુંબઇ ગેઝટ," "જામે જમશેદ," "કયસરે હિંદ," "સ્વતંત્ર," "સત્ય મિત્ર" તથા નાનકડાં "પંચડાંડ" નો પણ આભાર માની, આ પુરાણા "પારસી પાયોનીયર" પત્ર "જામે જમશેદ" ના અધિપતિએ તા૦ ૧૨ મી ડીસેમ્બર સને ૧૮૩૬ ના પોતાના અંકમાં એક આરટીકલ લખતાં મરહુમ દસ્તુર મેહેરજીરાણા વીશે જે ફકરો લખ્યો છે તે અત્રે ઉતારી લઇ આ લંબાણ પત્ર સમાપ્ત કરીશઃ—"સ્વર્ગવાસી દસતુરાન દસ્તુર મેહેરજીરાણા (કે તેના પવિત્ર આત્મા ઉપર હજારો હજાર સલામ હોજો) કે તે સાહેબના એક જીવથી પારસીના આખા ટોળાને મોટું માન અને નામીચી આબરૂ શ્રી દીલ્હીનાં પાએતખતથી મળી હતી."

---

## ના૦ ૧૭૫.

## પંચડાંડ.

(તા. ૧૯મી જુન ૧૯૦૪.)

"ચર્ચાપત્રી ઇત્યાદિને ખબર."

"વફાદાર નબીરો"—(નવસારી) તે લખાણ આખું ઉતારી લેવા જેટલી મોટી જગ્યા અમારાથી ફાજલ પાડી શકાય નહી, તેમ તેની જરૂર પણ નથી. અમે જેટલું બન્યું તેટલું કીધું છે અને તેજ બસ છે. ઉપકારની કશી જરૂર નથી.



## ના૦ ૧૭૬.

## પંચડાંડ.

(તા. ૩ જી જુલાઈ સને ૧૯૦૪.)

મેહરજી રાણા સંબંધી તકરારની પૂર્ણાહુતિ અને મી૦ કરકરયાની "તવારિખના વિદ્વાન અભ્યાસી" તરિકેની પડતી—જોકે "અકબર તથા મેહરજી રાણા" સંબંધી મોટા ઐતિહાસિક સવાલમાં મરહુમ દસ્તુરાન દસ્તુર મેહરજી રાણાની હિમાયતમાં આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન, પ્રોફેસર શાપુરશાહ હોરમજજી હોડીવાળાનું પેલું મોતેબેર પુસ્તર બાહેર પડવાનું હજુ બાકી રહેલું છે, તોપણ નજદિકનાં ભવિષ્યમાં તે પ્રગટ થવાની કશી વકકી જણાતી નથી, અને તે દરમિયાન મરહુમ દસ્તુરજીના એક કાબેલ નબિરા એરવદ દારાશાહ દસ્તુર મેહરજી રાણાએ જામે જમશેદ જોગાં પોતાનાં છેલાં લખાણ મારફતે એ ચર્ચાની પૂર્ણાહુતિ કીધી છે,† એટલે હાલને કાજ તો એ તકરાર મરહુમ મહાત્મા દસ્તુરના પુરેપુરા લાભમાં બંધ પડેલી અમે સમજિયે છિયે, અને અમે એ તકરારમાં સારો જેવો ભાગ લીધેલો હોવાથી તેનાપર અમારી કલમનો ટુંક પણ શેવટનો શેરો મારવાની ફરજ વિચારિયે છિયે. આ જોશભરી તકરારમાં મેહરજી રાણાના પક્ષની જે અચુક ફતેહ થઇ છે, તે પેલા "તવારિખના વિદ્વાન અભ્યાસી" કહેવાતા મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાની સંપૂર્ણ હાર સમાન છે, અને એ હારથી મી૦ કરકરયાની તવારીખના ખાં તથા એક શુદ્ધા અપક્ષપાત લેખક દાખલની કીર્તિ સદાબડો પડી ભાગી છે. તેઓ જ્યારે આ તકરારનો પેહલો ઝુંડો ઉઠાવી મેદાન પડયા, અને માત્ર મેહરજી

---

† જુઓ નંબર ૧૭૨

રાણાનેજ નહી પણ તે વેળાના હિન્દવાસી તમામ પારસીઓને અંધકારમાં અટવાઇ ગયલા દાખલ રજુ કરી ધરપચ મચાવવા લાગ્યા, ત્યારે થોડો વખત અણજાણ્યાઓ તેમનાથી ભોળવાયા હતા. તે પછી તરતજ તેમની સામેની લડત ચાલુ થઇ તેમનું પોકળ ઉઘાડું પડયું; અને તે એટલી હદ સુધી કે, જેમના ઉપર તેઓએ અપકીર્તિનો પરદો ઢાંકેલો તેઓ વધારે તેજથી પ્રકાશી નીકળ્યા છે. અને સામા મી૦ કરકરયા પોતેજ અપકીર્તિમાં આવી પડયા છે. તેમની તકરારો પોકળ સાબેત થઇ છે, તેમનાં અનુમાનો તથા સિદ્ધાંતો ખોટાં પડયાં છે એટલુંજ નહી, પણ તેઓ એક અપક્ષપાત ટીકાકાર તથા તવારિખનવેશને બદલે પક્ષપાત તથા પક્ષાપક્ષની લાગણીથી દોરાઇ જતા લેખક દાખલ ઉઘાડા પડયા છે, કે જે વર્તણુક ખરા ટીકાકાર સુદ્ધા તવારિખનવેશના અધિકારને છાજતી નથી. સામાવાળાઓનો મજબુત બચાવ રજુ થયા પછી તેનો રદ જવાબ આપવાની તેમણે જાહેર રીતે કબુલાત આપી હતી, પણ ત્રણ વર્ષની મોટી મુદત વીતી ગયા છતાં તે તેઓ અદા કરી શકયા નથી, જે ઉપરથી સાર એજ નિકળે છે કે, પોતાની હાર છુપાવી ખસી જવાની તેમની એક યુક્તિ માત્ર હતી. એ નામોસી ભરેલી હારમાંથી તેમને બચાવી લેવાને તેમના પક્ષકાર છાપાએ પુષ્કળ તજવિજ કીધી હતી, પણ તેથી તેમને યારી આપી શકી નથી. આજકાલ તેઓ મેહરજી રાણા સંબંધી તકરારનાં મેદાનમાંથી પીઠ ફેરવી ચાલ્યા છે. એટલુંજ નહી, જાહેર ચર્ચાના રણક્ષેત્રમાંથી પણ જાણે ગેપ થઇ ગયલા જણાય છે; અને હવે એવું દીસે છે કે, તેમનાં ઐતિહાસિક લખાણો ખરી વિદ્વત્તા તથા પાકટ અભ્યાસનાં નહી, પણ ઉપર ટપકેના અભ્યાસનાં તથા ફુલાઉમાર હતાં. અને તેમની પ્રથમની બાંકળ ધરપચને "જેરેકુ કોઇ નહી મારે તો મેં સારે ગાંવકુ મારૂ" તે હસવા જોગ નિયમપર ચલેલી હોવી જોઇએ. મી૦ કરકરયાની જે વલણો આપણા જોવામાં આવી છે તેનું પરિણામ આ કરતાં જુદું નિપજી શકે નહી, અને ત્યારે તેઓ જે દરજે પહોંચ્યા છે તે ગમે એવો દયા આણવા જોગ તોપણ સ્વાભાવિક તથા વ્યવહારિકજ છે.

---

## ના૦ ૧૭૭.

## પંચડાંડ.

(તા. ૩ જી જુલાઇ સને ૧૯૦૪)

### પારસી "જુદદીન" સવાલ મોટી કમીટી—હિમાયતોની અરધી હાર.

મી૦ કરકરયાની એ સભામાં દેખાયલી ન છાજતી વર્તણુક—એજ રીતે સભામાં આપણા પેલા "તવારિખના વિદ્વાન અભ્યાસી" મી૦ રૂ. પે કરકરયાએ ચલાવેલી વર્તણુક અથવા કીધેલો "દેખાવ" પણ ખાસ નોંધ લેવા તથા સખ્ત ટીકા કરવા જોગ માલમ પડે છે. તવારિખનવેશ અથવા "તવારિખના વિદ્વાન અભ્યાસી" નો ફાંકો રાખનારાઓમાં જે પહેલા મોટા ગુણની આવશ્યકતા છે, તે અપક્ષપાતપણાંનો છે; પણ અમે દલગીરી સાથ એ ગુણની ખુટ મી૦ કરકરયામાં જોતા આવ્યા છિયે; અને તેજ કારણે, અકબર તથા મેહરજી રાણા સંબંધી તકરારમાં તેમનો દયા આણવા જોગ પરાજય થયો હતો. બીજા હાથપર એઓ પારસી કોમના સવાલોની બાબતમાં સુધારાવાળાઓના પક્ષમાં ઘુસેલા, અથવા તે તરફ દોરાઇ ગયલા છે, અને તેથી તેમના વિચારો ઘણી વેળા

પક્ષપાતી માલમ પડે છે. અમે તેની દરકાર કરત નહી, પણ તેવણ જ્યારે પક્ષાપક્ષનાં ઝનુનમાં સામાવાળાઓપર ઉતરી પડે છે, ત્યારે તે સામે નાપસંદગી દેખાડયા વિના ચાલતું નથી. ઉપલી સભામાં તેમણે કીધેલો નીચેલો દેખાવ, તેનો એક દાખલો છે. મીo હો. ન. લોર્ડ જ્યારે પોતાની દરખાસ્તના સંબંધમાં વિવેચન કરતા હતા, ત્યારે એવી સભાના તરિકા તથા વિવેકબુદ્ધિથી ઉલટી રીતે મીo કરકરયાએ, હીસા હીસ! બોશ બોશ! ના હિનપસ્તી ભરેલા અવાજો કર્યા હતા. મીo કરકરયાની આ વર્તણુક ઉપર અમે કાંઈ પણ ટીકા કરવા કરતાં, ખુદ એ સભામાં તેમની સામે જે ટીકા થયા હતા તે અત્રે ઉતારી લઈનેજ અમે સંતોષ પામીશું કે જે ટીકા મીo કરકરયાને તેમનાં ખરાં સ્વરૂપમાં રજુ કરે છે, અને જેના સામે તેવણ પોતાનો કશો બચાવ કરી શકયા નહતા તે નીચે પ્રમાણેઃ—

અત્રે મીo લોર્ડ વધારે ખુલાસાદાર સમજ આપતા હતા, દરમ્યાન મીo રૂ. પે. કરકરયાએ "હીશ હીશ, બોશ બોશ" એવા અવાજ કર્યા હતા.

ડા. સુખીયા—હું સરનશીનનું ધ્યાન ખેંચું છું કે, કોઈ સભાસદ પોતાની દરખાસ્તના ટેકા ઉપર વિવેચન કરતા હોય ત્યારે તેની વચે તદન ન છાજતી રીતે "હીશ ને બોસ" એવા શબ્દો ઉચ્ચારવા એ ઘણું શરમ ભર્યું છે. મીo કરકરયા જેવા એક યુનીવરસીટીની કેલવણી લીધેલા સખ્સ તરફથી આવા બોલ બાહર પડે એ બીલકુલ શોભાભર્યું નથી.

મીo લોર્ડ—બોલવા દેવો. કાંઈ નહીં, બોલવા દેઓ. મને એ સામે વાંધો નથી.

સરનશીન—હવે એ વાત જવા દેવો.

ડાo સુખીઆ—ત્યારે તમે એવા માણસના બોલવાને અગત્યતા લાગુ પાડવા માગતા નથી, એમજ કેની?

સરનશીન—હા; હું કહું છું કે હવે એ વાત જવા દેઓ.

ડાo સુખીઆ—હા, ત્યારે એવાઓને નહી ગણકારતા હોવો તો ઠીક, તે વાજબીજ છે."

---

## નાo ૧૭૮.

## જામે જમશેદ.

(તાo ૩૦મી જુલાઇ સને ૧૯૦૪.)

[ઇ. સ. ૧૯૦૩-૦૪ માં જુદદીનોને જરથોસ્તી ધર્મમાં લેવાની ગરમ તકરાર પારસીઓમાં ચાલી હતી તે વખતે મી. હોરમજી નવરોજી લોર્ડે ૧૯૦૪ નઃ જુલાઈ માસની તા. ૩૦ મીનાં "જામે જમશેદ" પત્રમાં જુદદીનોને જરથોસ્તી ધર્મમાં વટલાવવાની વીરૂધમાં લખાણ કર્યું હતું; અને તેનાં છુટાં હેન્ડબીલો પણ છપાવી જાહેરમાં વ્હેંચ્યાં હતાં, જેમાંનો થોડો ભાગ નીચે આપવામાં આવ્યો છે, એવું દેખાડવાની મતલબથી કે પારસીઓમાં જ્યારે પણ ધર્મ સંબંધી તકરાર નીકળે છે ત્યારે એક યા બીજી બોરદુ એમજ કહે છે કે ધર્મનું જ્ઞાન હતુ નહિ, નથી વગેરે. પણ મી. લોર્ડ કહે છે કે જરથોસ્તી ધર્મ એવો છે કે તેના પુજારીઓ વટીક, કેટલેક દરજ્જે હાલ પણ તે સમજી શકતા નથી.]

### પારસીઓનું હાલનું ધર્મ જ્ઞાન.

કમનસિબે હાલનું આપણું ધર્મજ્ઞાન કેવું છે તેનો ખરો ચીતાર જે ૨૦) વરસ પર મેં અત્રેના Times of India માં આપ્યો હતો તે ઉપર તમારૂં ધ્યાન ખેંચું છું. અને ૨૦) વરસ દરમયાન જે કાંઈ વધારો થયા હોય તો ત ધર્મ પુસ્તકોના તરજુમો કરવામાં દીસે છે પણ તેથી સીધ નથી એમ માહીતગારો કબુલ કરે છે. તથા યુનીવરસીટીની પરીક્ષાઓમાં આપણા ધર્મ પુસ્તકોની ભાશા દાખલ થઈ છે તે ખરો સુધારો છે. તે એક સુભ પગલું છે. પણ ખોટા તરજુમાં સુધારયા નથી.

*(The Times of India, 2nd Jan. 1885.)*

## THE PARSEE RELIGION.

"It was a most novel and interesting spectacle which was witnessed the other day when an intelligent and cultivated member of the Parsee priesthood stood in the centre of the Town Hall expounding with ease the mysteries of one of the oldest, if not the oldest of the religious systems of the world, the followers of which fill no insignificant place in the life of the Bombay Community. That it should be possible for a member of the much-abused Parsee Priesthood to stand up in his place to vindicate his faith in the very Hall in which it has been previously assailed by Christian Missionaries, is indeed a very good sign of the times, and marks an era in the growing popular appreciation of the Parsee Religion. But while candidly offering to the lecturer a humble tribute of praise to his scholarly and popular treatment of his subject, I cannot but take exception to some of the views which he has advanced and which if correct, cannot but throw discredit upon the Religion of the Parsees. The views referred to are such as can hardly harmonize with the science and philosophy of the present era. The lecturer would have exercised sound judgment and discretion if he had seen his way to omit from his lecture certain spurious dogmas by which his veryclever essay is somewhat disfigured, such as the doctrines of resurrection, of the abode of the soul in this world for 3 days after its separation from the body, of purgatory, and others which are so very repugnant to the spirit of this age of reason. These doctrines and others of a kindred nature have been foisted upon Zoroastrianism by commentators who flourished in the ages which succeeded that of Zoroaster, and the fact—a point which the lecturer has strongly emphasized–that these doctrines present analogies to similar doctrines in other religions, far from tending to exalt the Parsee religion, only goes to detract from its beauty. I can scarcely find fault with Mr...............for these faulty expositions of Zoroastrianism, because so far back as 500 years before the commencement of the Christian era and indeed far earlier than that date—Zoroastrianism was a sealed book even to its own votaries as is the case to some extent even at the present day. Zoroastrianism, unlike other religions, is unique in its origin and development. It is only a few decades since the language of the Gathas, the oldest of the Parsee Scriptures began to be partially understood and the acquaintance of many of the European *Savants* with the Zoroastrian religion is based—as appears from their translations of the text—largely upon the Pehlvi, Sanskrit, Pazand, and other works which go under the name of Parsi scriptures, but almost all of which contain

such an enormous admixture of spurious matter that the Parsee religion, as professed by the generality of the community and as interpreted by the *Savants* of Europe, bears in several important points as little resemblance to true Zoroastrianism as things unnatural bear to the natural. No wonder then that Kant, the great German Philosopher, could not discover the slightest trace of philosophical ideas in the Zoroastrian religion, and no wonder that the rising generation of students of Parsee religion should now take upon trust anything that emanates from the Oriental scholars of the West; and this view of mine receives confirmation from the opinion of Dr. Haug that "European authority is apt to be treated with too much deference by the Oriental mind."

January 14th. Yours &c.

H. N. LORD.

ઉપલા અંગ્રેજી પત્રમાંથી ભુલથી દાખલ થયેલા બે શબ્દો કાઢી નાખ્યા છે જને આપણા સવાલ સાથે કશી નીસબત નથી.*



* આ લખાણુ મી. લોર્ડનું પોતાનું છે.

## ના० ૧૭૯

## સાંજ વર્તમાન

(તા. ૨ [illegible] ૧૯૦૪.

### જુદદીનોને જરથોસ્તી મજહબમાં લેવાનો સવાલ.

---

(સાંજ વર્તમાન સારૂ લખનાર)

(શાપુરજી કાવસજી હોડીવાલા બી. એ.)

[ઇ. સ. ૧૯૦૩-૦૪માં જુદદીનોને જરથોસ્તી ધર્મમાં વટલાવવાની તકરાર પારસીઓમાં ચાલી હતી તે વખતે, આગળ લખાયલાં તથા છપાયલાં ચોપડી ચોપાન્યાં માટે વાંધો નીકળ્યો હતો કે કબીસાની તકરાર વખતે ખોટાં ચોપાન્યાં નીકળ્યાં હતાં, એ બાબદના સંબધમાં "સાંજ વર્તમાન" પત્રમાં લખાણો આવવા માંડયાં હતાં, જેમાંથી "કાઉશ અફ્સાદના કીસ્સા" વિષેનો ભાગ નીચે આપવામાં આવ્યો છે; કારણકે દસ્તુર મેહેરજી-રાણાવાળી આ તકરાર દરમ્યાન મી. કરકરીઆએ "હાદેસાનામાં" માહેલા કાઉશ અફ્સાદના મજકુર કીસ્સાનો ટેકો લીધો છે, તે કેટલો તકલીદી છે તે માલમ પડી આવે.

વળી ઇરાનના જરથોસ્તીઓમાં ધર્મજ્ઞાન કેવું અને કેટલું હતું તે પણ આ લખાણુમાંથી જણાઇ આવશે.]

૭૮ રેવાયતમાં એક સવાલ જુદદીનનાં બચ્ચાંઓ વિશેનો છે. હિંદુસ્તાનવાલાઓએ શ્રી ઇરાનના મોબેદ, દસ્તુરો વગેરેને પુછાવ્યું હતું કે હિંદુસ્તાનમાં જુદદીનનાં બચ્ચાંઓને સદરો કુસ્તી પેહેરાવી તેઓને હાથે દરૂન વગેરેનું કામ વટીક કરાવવામાં આવે છે, પણ તેઓનાં રૂવાનને દુખમે ચઢાવવામાં આવતાં નથી એ વાજબી છે કે ? આના ઉપર આન-

બહાદુર બહમનજી બેહેરામજી પટેલે વાજબી રીતે નુકતેચીની કીધી હતી કે, "શું આજથી ૧૩૦ વર્ષની વાત ઉપર આપણી ધર્મ સંબંધી હાલત એટલી બધી અજ્ઞાન હતી કે જુદીંને છોકરાં કને દરૂન બાજ વટીક કરાવે? શું તે વખતના ઈરાનના દસ્તુર મોબેદો ઘણા કાબેલ અને ફાજલ હતા કે એવા સવાલોના જવાબ હાકારમાં આપી શકે? એવાં સેંકડો ભુતયાંઓ છે કે જેને તે વખતેબી કોઇએ વજન આપ્યું નથી અને આજના વખતમાં આપશે નહી"

ઉપલાં લખાંણુના ટેકામાં "અખબારે કબીસે" માંથી થોડાક ફકરાઓ ટાંકીશ.

તા૦ ૨૯ મી મારચ ૧૮૨૭ ના ઉપલાં પત્રના પર) માં પાના ઉપર કહે છે કે, "એનો જવાબ એ છે જે કાઉશ અફશાહનો કીશો કહાં પબલીક રહેલો છે ને કીઆ શાલમાં બનેલો છે, તે બનાવનાર કોણ છે, ને તેમાં ખોટારૂં તે ધનીનું છે યા તમો જેમ બીજાં પુસ્તકોમાં ફેરફાર કરાવોચ તેમ છે." પાને પ૩ મે કહે છે, "હવે જુવો જે મલકમની બુક પાને ૧૭૩ ના લખેઆ મુજબ તો કશીપાતીનું ઠેકાનું ઈરાનના પારસીઓનું નજર આવતું નથી. તેથી તે લોકો ચુકેલા છે ને તેનો કશીપાંતીનો પાએઓ રહો નથી ને તેને નામે તમે અનજાંનાં લોકોને સમજાવીને પીનદારાવોની મીસાલે લોકોને થગોચ."

તા૦ ૧૮ મી મે ૧૮૨૭ ના "અખબારે કબીસે"ને ૧૨૧ મે પાને કહે છે કે, "એ બાબતમો જે જામાશ વેલાતીનું નામ લખીઉ છે તે વાત ગલત છે કાંએ જે જામાશ વેલાતી આવેઆ જારે તેવોનને મળવાને વાશતે નોશારીના દશતુરજી જામાશપજી વલદે આશાજી શ્રી શુરત મધે આવીને દશતુર જામાશ વેલાતીને તથા દશતુર જામાશપજી નોશારીવાલાને મુલાકાત થઇ, તારે નોશારીવાલા દશતુર જામાશપ વેલાતીનાં કાનમાં બાલી દિઠી, તે વારે નોશારીવાલા દશતુરે વેલાતી દશતુર જામાશપને પુછયું જે તમે દશતુર થાઇને કાનમાં બાલી કેમ રાખી છે? તારે તે બોલ્યો જે અવશતામા કહે છે જે મોબેદ તથા દશતુરનાં કાનમાં છેદ જોઇચે તારે અવશતાની માએનીથી વેલાતી દશતુરની નોશારીવાલા દશતુરે ખાતર જમે કીધી જે દશતુર તથા મોબેદ કાને બહેરા નહી જોઇએ, કાંઇ જે યઓજદાથરનું કામ બહેરાથી નહી થાય. તે ઉપરથી દશતુર જામાશપ વેલાતીએ તેજ વખત પોતાના કાનમોથી બાલી કહાડી નાખીને બોલેયો જે વેલાત મધે તો શરવમા કાનમાં બાલી છે. તે વેલાત જાઇને શરવેનાં કાનમાંથી બાલી કરાવી નાંખશ જે કંઇ તમે હીંનદાશતાનમો આપણી દીનનું કામ ચલાવો છેવો તે ગનું દરૂશત છે. હવે દુનયાંના લોકોની ખીજમતમો અરજ કરૂં છેઉં જે તમો બીચારો જે વેલાતમાં કંઈ વાતનું પાધરૂં નથી. વેલાતમો તો માશ ૧ ચુકેલા છે. પન બીજું ગણું ભી ચુકેલા છે પણ તે બીચારા શું કરે તેનાની ઉપર જુદદીનવાલાનો ગનો જુલમ છે વાશતે ચુકેલું ભુલેલું જેમ ચાલયું આવે છે તેમ ચલાવે છે."

સુજ્ઞ વાંચનારને કહેવાની જરૂર નથી કે "વેલાત" એટલે આપણો અસલ દેશ "ઇરાન." ઉપલી બીના સાફ દેખાડે છે (અને તે બીના સામી બાજુવાલા કદમીઓએ ખોટી પાડી નથી) કે ખાનબહાદુર બહમનજી કહે છે તેમ ઇરાનમાં કાબેલ અને ફાજેલ કોઇ હતાજ નહીં. કબીસાની જુંબેસની વખતે ઘણાક ભુતયાંઓ યાને બનાવટી કેતાબો સામસામેવાળા પોતાની

અચ્ચાઇ દેખાડી આપવા સારૂ બનાવતા હતા તે બીના "અખબારે કબીસે" તથા "એબતાલે કબીસે"ની ફાઈલો ઉઠલાવતાં કોઇ પણ શહેરથને સહેલાઈથી જણાઇ આવશે. હું અત્રે થોડાક દાખલા ટાંકીશ.

તા૦ ૧૧ મી મે ૧૮૨૭ નાં "અખબારે કબીસે"ને ૧૦૧ મે પાને આ પ્રમાણે લખાણ છે. "બીજું અગરજો તમોએ ઉપર કહેલી વાત ઉપરથીબી ઇનકાર જાશો તો ૧) મહાભારત દફતર પુરાણું આપણી ઇરાન જમીનના દશતુરો તથા દાવરોની શાહીશુધાનું છે તે દફતરને જે દાડે મેદાંણ પાડશું તે દાડે કંઇજ તમારી શોભા રહેશે નહી." વાંચનારને અત્રે કહેવાની જરૂર છે કે આ ઉપલું બ્યાન ૭૮) રેવાયતવાળી કેતાબને લાગુ પડે છે તે વિશેનું વધુ વિગતવાર લખાણ પાછળથી ઉપલાં પત્રમાં છપાયું હતું એમ એ૦ માણેકજી રૂસ્તમજી ઉનવાળા, કે જેવણે ઉપલાં પત્રની ફાંઇલ મને મેહેરબાનીની રાહે વાપરવા આપી છે, તેવણનું કહેવું છે. પણ કમનશીબે ઉપલી ફાંઇલમાંથી જોઇતાંજ પાનાં કોઇએ પાછેલથી બદ દીઆનતથી કાઢી લીધાં છે એમ દીશે છે.

"એબતાલે કબીશે" નાં તા૦ ૧૨-૬-૧૮૨૭ નાં ૧૨૮ માં પાના ઉપર આ મુજબનું લખાણ છે. "પન જારે કેથે કબીશાનો થાંગો લાગો નહીં તારે લોકોને સંમજાવવા સારૂં હાલ ૩ દશતુરોએ મલીને ૩ કેતાબો કબીશાનાં જીત ઉપર બનાવટ કીધીચ અને વલી ચોથા શ્રી—વાલા દશતુરજી સાહેબ બનાવટની તઇયારી કરે છે."

## ના૦ ૧૮૦.

## જામે જમશેદ.

(તા૦ ૨ જી આગસ્ટ સને ૧૯૦૪.)

### ૪૦૦ વરસનું એક ગંજાવર ઝાડ.

---

### દસતુરજી મેહેરજીરાણાનાં ખાનદાનની વંશાવળી.

---

ગુજરાતને છઠે ખુણે આવેલી નાનકડી નવસારી નગરીમાંથી છેક દીલ્હી સુધી મોગલ બાદશાહ અકબરની દરબારમાં રોશની નાખી પારસી આલમની કીરતીમાં વધારો કરનાર પેલા મહાપુજ્ય મરહુમ દસતુરાન દસતુર મેહેરજીરાણાનાં નામથી આજે કયો પારસી અજાણ્યો છે? એ નામવર દસતુરજીને બેહેસતનશીન થયાને આજે સુમારે સવાત્રણસે વરસ થયાં છે તે છતાં નવસારી તેમજ મુંબઈ વગેરે ઠેકાણેના પારસીઓ એ મરહુમનાં નામ ઉપર કેવા ફીદા છે તે એ મરહુમનાં ચઉદમા જાયનશીન વડા દસતુરજી દારાબજી માહીયારજીને બે વરસની વાટ ઉપર મુંબઇ તેમજ નવસારીમાં મળેલાં અસાધારણ જાહેર માનપાનો ઉપરથી માલમ પડી આવ્યું છે.

એ દસતુરજીના એક ખાનદાની એરવદ દારાબજી રૂસ્તમજીએ એ ખાનદાનની વંશાવળી એક ઝાડના આકારમાં છપાવી પ્રગટ કરી છે, તેની એક નકલ અમોને મળી છે. શેઠખાનદાનની વંશાવળીનું એવું એક ઝાડ આગળ છાપવામાં આવયું છે, પણ તે ઝાડ તદન સીધું હોવા સાથ ફકત એકજ રંગમાં છાપવામાં આવયું છે, જ્યારે હાલનું ઝાડ વાકું ટીકું હોવા સાથ તેને જુદા જુદા "શેડીંગ" આપેલાં હોવાથી, તે એક કુદરતી ઝાડનો વધારે સારો ખયાલ આપે છે. આ ઝાડ ઉંચાં

ફ્રેમો પેપર ઉપર જુદા જુદા આઠ રંગમાં ઘણી કારીગરીથી છાપવામાં આવયું છે. મરહુમ દસતુરજી મેહેરજી રાણાનું ખાનદાન જેમ સરવેથી પુરાણું છે તેમ તે સરવેથી મોટું પણ હશે એમ અમો ધારીએ છીએ. આ ઝાડનાં થડમાં મુળ પુરૂશ તરીકે મેહેરજી રાણાનું નામ જોવામાં આવે છે, તો પણ એ વંશાવળી સંપુરણ નથી: ભરમપોરીયા દસતુર તથા વજીફદાર એ બે ખાનદાની ડાળીઓ જગ્યાની તંગાસને લીધે કાપી નાખવામાં આવી છે, અને તેથી એ વંશાવળીનું નામ મરહુમ પહેલા દસતુર મેહેરજી રાણાનાં ખાનદાનવાળા દસતુર સોરાબજી રૂસતમજીનાં ખાનદાનની વંશાવળી કરી રાખવામાં આવયું છે. એટલે એમાં મેહેરજીરાણાનાં હાલનાં નજદીકના ત્રણ મોટાં ખાનદાનોનીજ વંશાવળી સમાવવામાં આવી છે. મજકુર બે ખાનદાનો પણ જો એમાં સમાવવામાં આવયાં હતે તો એ ઝાડ અલબત ઘણું ગંજાવર થઇ પડતે.

મજકુર ત્રણ ખાનદાનો જુદા જુદા રંગોને લીધે એકદમ ઓળખાઇ આવે છે. વળી દસતુરજી મેહેરજી રાણાની ગાદી ઉપર આવનારા દસતુરો અને નાયબ દસતુરો, તેઓના અનુક્રમ નંબર તથા મરણના ચોકસ દીવસો સહીત એકદમ માલમ પડી આવે છે. તમામ ભગર સાથ ટોળાંની વંશાવળી એરવદ રૂ. જા. દસતુર મેહેરજીરાણાએ પ્રગટ કરી છે. તેમાં બીજાઓના પાળક થનારા માણસોનો સંબંધ તેઓના સગા બાપ સાથ જણાવવામાં આવયો નથી, પણ આ વંશાવળીમાં તો એવી ગોઠવણ કરવામાં આવી છે કે તેમાં ઉપલા બને સંબંધો ખુલ્લા માલમ પડી આવે છે તેથી એ ખાનદાનના નામગરણ જો સમુળગાં ગુમ થઇ જાય તો પણ તે સઘળાં આ ઝાડમાંથી ખુલ્લાં માલમ પડી આવે એમ છે. નાની ઉમરે મરણ પામેલાં બાળકો જેઓને "ખુદ" કહે છે તે સઘળાંઓનો પણ સમાવેશ કરવામાં આવયો છે અને કોણ કોણ મરણ પામયા અને કોણ હાલ હઇયાત છે તે પણ એ ઝાડ બતાવે છે. એ ઉપરાંત રોજ ૨૪ મો, માહ ૧, સને ૫૫૧ યજદેઝરદીને દીને નવસારીમાં આવનાર પહેલા અથોરનાન મુળ પુરૂશ જરથોસત મોબેદથી મેહેરજીરાણા દશમી પેહેડીએ સીધા ઉતરી આવે છે તે પણ બતાવવામાં આવયું છે. મજકુર જરથોસત મોબેદ અને પ્રખયાત દસતુર નેરીઓસંગ ધવલની વચેની વંશાવળી અધુરી હોવાથી તે પડતી મેલવાનું દરૂસત વીચારવામાં આવ્યું છે. આટલી પુરાણી અને મોટી વંશાવળી સંપુરણ ધરાવવા માટે અમો એ ખાનદાનને ભાગ્યશાળી સમજયે છીયે. ચારસો વરસનું આવું જુનું ગંજાવર ઝાડ આવી આબાદ હાલતમાં ટકી રહે એ ખુશી થવા જોગ છે; અને એનાં થડ આગળની ઉપલી બે ડાળીઓ જો કાપી નાખવામાં નહી આવતે તો એ ઝાડ ખરેખર નીચે ઝુમાઇ પડતે.

આવતા અસપંદાદ મહીનાનો દેપાદર રોજ મરહુમ દસતુરજી મેહેરજીરાણાની ૩૧૪ માં વરસની બાજનો દીવસ છે, તે દીવસે એ મરહુમના સેંકડો વખાણનારાઓ મરનારની નઇયતે બાજ જશણ કરશે. આ એક ઘણીજ સરસ યાદગારી છે. અને આ "ઝાડ" ફ્રેમમાં ટાંગવાથી એ મરહુમની એક બીજી યાદ જળવાઇ રહેશે. એરવદ દારાબની આ ઉલટ અને મેહેનત સતુતીપાત્ર છે. એ વંશાવળી બહાર પાડવામાં એ જવાનયાએ કાંઇ પણ હાંસલની હોંસ તો અલબત રાખી નહીજ હશે, તો પણ એની પછવાડે મોટો ખરચ થયલો

માલમ પડે છે. આ વંશાવળી મુંબઇ કાલબાદેવીના એક જુનામાં આવેલા "ચીત્રોતેજક પ્રેસ"માં છપાવવામાં આવી છે. આ છાપનાર સોનાનો ચાંદ ધરાવનાર એક દેશી છે, અને એક દેશીને હાથે આવી કારીગરી થયલી જોઇ અમોને સંતોષ ઉપજે છે. આ વંશાવળી સાથ બીજાઓને લાગતું વળગતું નથી તોપણ તે એકવાર જોવાની લીધેલી મેહેનત ફોકટ જશે નહી.

---

## નાં૦ ૧૮૧
## જામે જમશેદ

( તા. ૧૩ મી અકટોબર સને ૧૯૦૪ )

**૨૯૯ વરસોની એક યાદ.—આજે હીંદુસ્થાનમાં બનેલો ગમખવાર બનાવ.**

એક બાહોશ લડવઇયો, એક વીદવાન અભયાસી, એક ચુસત ઇનસાફી શેહેનશાહ કે જે એકવેળા મખમલી બેઠકો, તથા રેશમી કીનખાબી કપડાંઓથી હીરાજડીત તખત ઉપર બીરાજતો હતો, જેની આસપાસ કુરનસ બજાવી રતન જડીત સીરપેચ બાંધી અમીર ઉમરાવો ઉભા રહેતા હતા, જેના રાજમેહેલ આગળ માણકો, પાનાં તથા પોખરાજ જડીત અમબારીઓથી સજાયલા હાથીઓ સદા ઉસતવાર રહેતા હતા, જેની સવારીની પાછળ મોતીઓની કલગીર ખોસેલા ઘોડાઓની પીઠ ઉપર ભરજરીન પોશાક પહેરેલા સવારોની અલગાર લાગતી હતી, જે પઇસાએ તોલાઇને ગરીબોને વહેંચતો હતો, અને સોના રૂપાની બનાવેલી બદામો અને મેવા તથા બીજાં ફળો પોતાને હાથે ઉછાળતો હતો તે જેવો શેહેનશાહ—બોહોળી સલતનતનો માલેક—પારસીઓને ચાહનારો, શેહેનશાહ અકબર આજે બરોબર ૨૯૯ વરસોની વાત ઉપર તા. ૧૩ મી અકટોબર સને ૧૬૦૫ માં મરણ પામેલો હતો.

શેહેનશાહ અકબર માત્ર ૧૩ વરસની કુમળી ઉમરે સને ૧૫૫૬ માં દીલ્હીના તખતે બીરાજયો હતો. એ શેહેનશાહ જાતે ઘણો કાબેલ હતો. એનાં કેટલાંક વખાણવા લાયક લખાણોમાં "આઇને અકબરી" એક તારીફ લાયક ગણાય છે. અકબર જેપુરના રાજા બહારમલની છોકરી સાથે પરણયો હતો, અને પોતાના સસરા તથા સાળાને પોતાના લશકરમાં સરદારી બક્ષી હતી. તેની એક બીજી બાયડી પણ હતી અને તે રજપુત રાજાઓની ઓલાદની હતી.

અકબરને ઝાઝી ઉંઘ નહી હતી તથા વીદયાહુનર બાબે તે કોઇ કોઇ વેળા રાતોની રાતો જાગીને કહાડતો હતો. અકબર શેહેનશાહને શીકારનો ઘણો શોખ હતો અને વાઘ, વરૂ, જેવાં વીક્રાળ પ્રાણીઓનોજ તે શીકાર ઘણો કરતો હતો. ધરમ વીશે તે ઘણો અપક્ષપાત વીચાર ધરાવતો હતો. બદનને કસવું અને દુઃખ સોસવા શીખવું, એવા વીચાર તેના હતા, તેથી તે મોટી મંજલો કરતો હતો. તેણે વેદ, ભારત, રામાયણ, લીલાવતી, ઇતયાદી, સંસકરૂત ગ્રંથોના તરજુમા ફારસી ભાશામાં કરાવયા હતા. તેણે કેટલાક કાબેલ ખ્રીસતી પાદરીઓને ગોવેથી બોલાવી મંગાવયા અને તેઓની પાસે કેટલાક છોકરાઓને વીદયા અભયાસ કરાવયો, ખ્રીસતી બાઇબલનો તરજુમો કરાવવાનું કામ તેણે અબુલ ફજલને સોંપયું હતું. જરથોસતી મહજબની સમજ માટે નવસારીવાળા દસતુરાન દસતુર મેહેરજી રાણાને પણ દીલ્હી ખાતે બોલાવયા હતા.

એ સરવે છતાં એની સાદાઇ વખાણવાલાજ હતી. બીજા રાજાઓની માફક ડોળ

નહી કરતાં ઇનસાફ કરવા તખતની નીચે તે બેસતો હતો, સરવે સાથે તે બોલતો હતો, કોઇ ગરીબ માણુસ નજરાણું લાવે તો તે લઇ તેનો ઉપકાર માની તે સાથે વાત કરતો હતો. અને તેનો બંગ વાળી આપતો હતો. તે અંદાજાથી ખાણું લેતો તથા એક પોહોર સુતો હતો. તેની રઇયત તેની ઉપર ઘણા પયારથી જોઇ તેની દેહેસત રાખતી હતી અને દુશમનો તેનું નામ સાંભળી ઠરઠર કાંપતા હતા.

---

## નાં૦ ૧૮૨
## નવસારી પ્રકાશ.

(તા૦ ૨૦ મી જાનેવારી સને ૧૯૦૭)

રાખી દીલ દાઝ દેશની, ધરી સાચ ને આશ,
નવીન સ્હાશના તેજથી, **નવશારી પ્રકાશ.**

---

### અકબરની તવારીખના સંબંધમાં મી૦ રૂ. પે. કરકરીઆનું ઉઘાડુ પડેલુ નવું ખોટારૂં.

---

એક “ હીસ્ટોરીઅન ” અથવા તવારીખના ખાં તરીકેનો મી૦ રૂસ્તમજી પેસ્તનંજી કરકરીઆનો દાવો કેટલો પોકળ છે, તેના અનેક દાખલા અત્યાર અગાઉના જાહેર થઇ ચુકયા છે. તેઓમાં સઉથી મોતેબર અને આપણ સાથ સંબંધ ધરાવતો દાખલો, મરહુમ પેહલા દસ્તુર મેહેરજી રાણાને લગતો છે, કે જેમાં મી૦ કરકરીઆનું અકબરની તવારીખ સંબંધી અજ્ઞાનપણું પુરતી રીતે ઉઘાડું પડયું છે. મરહુમ દસ્તુર મેહેરજીરાણા પોતાના જમાનામાં એક ભણેલા તથા પરહેજગાર અને નમુનેદાર દસ્તુર હતા, અને તેઓએ દીલ્હી જઇ શેહનશાહ અકબરનાં ધર્મ મંડળમાં ભાગ લઇ જરથોસ્તી ધર્મની મોતેબરી જાહેર કીધી હતી, તથા અકબરને તે ધરમની બુલંદી સમજાવી તેને તેના તરફ જાનફેશાન કીધો હતો, કે જે વાતની નોંધ તે વેળાની તવારીખમાં થયલી છે, અને તેમની તે સેવા માટે એ મહાન મોગલ શેહનશાહ તરફથી ઇનામમાં એક યાદગાર વજીફો મળેલો હજુ મોજુદ છે. એટલું છતાં, મી૦ કરકરીઆએ તેનો ઇનકાર કરી, અકબરને જરથોસ્તી ધરમ સમજાવવાનું માન એક ઇરાની દસ્તુર અરદેશરને આપ્યું એટલુંજ નહીં, પણ દસ્તુર મેહેરજી રાણાની તેવું કામ બજાવવાની લાયકાત ઉપર શક નાખી તે દસ્તુરજીનેજ નહી પણ તે વેળાના હીંદના તમામ પારસીઓને ધરમ જ્ઞાન વગરના તથા દીનથી બેરાહ જેવા જણાવવાની અસાધારણ હીંમત કીધી હતી પણ તેમાં તેઓ તદન ફસકી ગયા હતા. “ એડી ઓકલટરી ” ના તખલ્લુસના વીદવાન લેખક, જેઓ હવે ઝાઝો વખત આપણી જાણ પીછાણથી છુપા રહયા નથી, તેવણે તારીફ લાયક કાબેલીયત તથા અચુક દાખલા પુરાવાથી મી૦ કરકરીઆનો રદ જવાબ આપી તેમનાં સીધાંતો તથા તકરારોને બીલકુલ જમીનદોસ્ત કરી નાંખ્યાં હતાં, અને તે પછી શમ્સૂલ ઓલમાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ રોયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખાની સભામાં વીદવતા ભરેલો નીબંધ વાંચીને, તથા પાછલથી એક મોટું દલદાર પુસ્તક છપાવીને, વધુ દાખલા પુરાવા તથા સતાવાર દસ્તાવેજોથી મી૦ કરકરીઆનું ખોટારૂં પરીપુર્ણ કરી આપ્યું હતું. તેથી જોકે મી૦ કરકરીઆનું પુલસુંઘણું છેક જતું રહયું હતું, તોપણ તેઓ પોતાની હાર કબુલ કરી ચુપ બેઠા નહી. તેઓએ પોતા તરફનો જવાબ આપવાની ખુલ્લે ખુલ્લી કબુલાત આપી હતી, અને તવારીખના શોકીનો તથા અભ્યાસીઓ તેની રાહ કાગને ડોલે જોતા હતા.

તે બનાવને આજ અરધા દાહેકાની મોટી મુદત પસાર થઇ છે, પણ મી૦ કરકરીઆ હજુ પોતાની કબુલાત પાર પાડી શકયા નથી, અને હવે તે કદાચ "સોસીઓસ"ના જમાનામાં પાર પાડે તો ખોદા જાણે ! હજુ તો તેમને માથે એ કરજનો બોજો ચહડેલોજ છે, અને આપણો દાવો તેમના ઉપર ચાલુજ છે, તેવામાં તેમનું એજ વિષયને લગતું, એટલે અકબરની તવારીખ સંબંધી, એક નવું તથા ચોંકાવનારૂં ભોપાલું બાહેર પડયું છે. વાંચનારાઓને યાદ હશે કે, નામાંકીત શેહનશાહ અકબરના કીર્તીવાન રાજ અમલની ત્રણ સદી ખતમ થવાની મુદતની યાદગારી તેને છાજતાં કાંઇ જાહેર કાર્ય વડે રાખવાની સુચના તથા હીલચાલ ગયે સાલ થઇ હતી. તેની પ્રથમ સુચના મુંબઇના જાણીતા પરમાર્થી પત્રકાર મી૦ બેરામજી મેરવાનજી મલબારીએ પોતાનાં જગપ્રસિદ્ધ અંગ્રેજી માસીક "ઇસ્ટ એન્ડ વેસ્ટ" માં કીધી હતી; અને અપર ઇન્ડયા માં પ્રગટ થતાં "ઝમાના" નામના મશહુર ઉરદુ ચોપાન્યાના વીદવાન તથા સાહસીક અધીપતી મી૦ દયા નારાયણ નગમ બી. એ. એ દેશના ચુનંદા વીદવાનો, લેખકો તથા તવારીખનવેશોને જાહેર રીતે નોતરૂં દઇને તેમના કને અકબરની તવારીખને લગતી જુદી જુદી બાબતોનાં ઉમદા લખાણો મેલવી તે પોતાના ચોપાન્યામાં છાપી તેનો એક ખાસ "અકબર નંબર" બેંચાણુકારક રીતે પ્રગટ કરી, એ યાદગીરી રાખવાનું શરૂઆતનું પગલું ભરયું હતું. ત્યારબાદ, ઠેઠ ગયાં ૧૯૦૬ નાં સાલના જાનેવારી માસમાં મી૦ કરકરીઆએ, અકબરના રાજ્યની ત્રીજી સદીની સમાપ્તીની યાદગારીને નામે, અકબર વીશે એક નીબંધ રોયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખાની સભામાં વાંચ્યો હતો, અને તેમ છતાં એ યાદગીરી [illegible] સંબંધી પગલું પહેલવહેલું પોતેજ ભરયું હોય એવી વડાઇ લીધી હતી! પણ આપણને તેની સાથ હાલ થોડુંજ કામ છે. અમારી મુલ નેમ, આ નીબંધમાં મી૦ કરકરીઆએ જે એક છબરડો કરી અકબરને મોટો ગેરઇન્સાફ કર્યો છે, તથા તવારીખ સંબંધી પોતાનું વધુ અજ્ઞાનપણું ફરી ઉઘાડું પાડયું છે, તેજ અત્રે દેખાડવાની છે.

પોતાના એ નીબંધમાં, અકબરના રાજ્યની ત્રણ સદીની તમામીઅતની યાદગીરીને છાજતી રીતે તે મહાતમા શેહેનશાહની ઉમદા ખુબી વર્ણવી તેના તરફ પ્રજાનું માન ખેંચવાને બદલે, મી૦ કરકરીઆએ મુખ્યત્વે કરી એવું દેખાડવા તથા સાબેત કરવા માંગ્યું છે કે, અકબર પોતાનાં રાજ્ય અમલના છેલ્લા તબકકામાં આપખુદ, જુલમી, બલકે ખુની જેવો થઇ ગયો હતો; પોતાની દરબારના જે દરબારીઓ કે અમલદારો પોતાના માર્ગમાં કાંટા સમાન થઇ પડયા હોય તેમને તે હીચકારી તથા કાવત્રાં ભરેલી રીતે ઝેરની ગોળી ખવાડીને મારી નાંખતો હતો; તે કારણસર જ્યારે તે તેવા દરબારીને યુકતીથી ઝેરની ગોળી આપતો ત્યારે પોતાનું કાવતરૂં છુપાવવા માટે પોતે ઝેર વગરની ગોળી ખાતો; પણ તેમ કરતાં, ગાઝીખાન નામના એક દરબારીનું કાટલું કાઢવાની તજવીજ એજ રીતે કરવા જતાં ભુલથી ઝેરની ગોળી તેના પોતાનાજ ખાવામાં આવી, અને એ રીતે એક ઘણાંજ નામોશી ભરેલા મોતે તે મરણ પામ્યો હતો. અકબર જેવા ન્યાયી, દયાળુ, પ્રજારક્ષક, દુરઅંદેશ, બલકે ફરેશ્તાઇ ખવાસના રાજકર્તા ઉપર આ કેવો કલંક! અકબરની દુરઅંદેશી, સદગુણો તથા તેની કીર્તીવાન તવારી-

ખનું થોડું પણ જ્ઞાન ધરાવનાર એક સાધારણ નીશાળ્યો વટીક એ કલંક માને નહી; અને તોપણ તેવો કલંક મેલવાની હીંમત કે પછી હુલડાઇ, કરતાં મી૦ કરકરીઆએ આગલો પાછલો કશો વીચાર કીધેલો લાગતો નથી, જેવી ઉધરમાપ રીતે તેવણે મરહુમ દસ્તુર મેહેરજીરાણાને કલમના એકજ ગોદાથી ઉતારી પાડયા હતા, તેવીજ ઉદ્ધત રીતે ખુદ અકબરને પણ અપજશ તથા અપકીર્તીમાં લાવી મેલવાની તેવણે નાદાની કીધી છે અને જે શખસ અકબર જેવા દેશ તથા પ્રજાના પરમ પુજ્ય રાજકર્ત્તાની સ્થાપીત તથા અમર થયલી કીર્તી સામે એવાં ચેડાં કહાડે, તે મેહેરજી રાણા જેવા એક ગરીબ પણ આબરૂદાર દસ્તુરને ઉતારી પાડે તેમાં નવાઇ શી?

પણ, શુકર તે પાક પરવરદેગારના! જેમ મી૦ કરકરીઆના એવા નાલાયક, નાપાયદાર, નાદાનીયત ભરેલા ફતવા સામે દસ્તુર મેહેરજી રાણાનો બચાવ કરનાર ખરા કાબેલ નરો નીકળી આવ્યા હતા, તેમ અકબરનો બચાવ કરનાર પણ કોઇ "માયનો પુત" નીકલી આવ્યો છે. મુંબઇ ગેઝેટ પત્રના ગયા અકટોબર માસની તા૦ ૨૨ મી, ૨૪ મી, ૨૬ મી તથા ૩૦ મીના ચાર અંકોમાં મી૦ કરકરીઆનાં આ લખાણનો એક વીસ્તીર્ણ તથા મબાકુલ રદીઓ અતી કાબેલીઅત તથા બેશુમાર દાખલા દલીલો સાથે, "*The Death of Akbar—An Enquiry into its Cause*" એ મથાળે આપી, તેમના નીબંધનું પોકળ વાંચનારી આલમ સનમુખ ઉઘાડું પાડવામાં આવ્યું છે. દલગીરી ભરેલું એજ છે કે, આ કાબેલ લખનાર કોણ છે તેનું નામ તો નહીજ, પણ તેનો તખ્લ્લુસ વટીક જાહેર કરવામાં આવ્યો નથી. છતાં, જો એ લખનાર, મરહુમ મેહેરજીરાણાનો પ્રથમ બચાવ મુંબઇ ગેઝેટ મધે કરનાર વીદવાન ગ્રહસ્થજ છે એમ પાછળથી જણાશે, તો અમે અજબ થઇશું નહી. વાંચનારાઓ કદાચ આશ્ચર્ય પામી પુછશે કે, મી૦ કરકરીઆનો આ રદીઓ મુંબઇ ગેઝેટમા અપાયો તે વેળા નહી, અને હાલ તે પછી હઢી મહીને તેની ખબર અમે શા માટે લઇએ છીયે. અમારો ખુલાસો એ છે કે, મી૦ કરકરીઆ કદાચ પોતાનો ખુલાસો યા બચાવ છપાવશે એવે ભરૂસે અમે ખોટી થયા હતા. પણ આજની ઘડી ને કાલના દહાડા સુધી તેવણે પોતાનું મોહડું દેખાડયું નથી, અને જેમ દસ્તુર મેહેરજીરાણા સંબંધી તકરારમાં તેવણ હંમેશને માટે મેદાન છોડી પલાયણ કરી ગયા છે તેમ, કદાચ આ બાબતમાં પણ ફરી મોહડું દેખાડશે નહી. મુંબઇ ગેઝેટમાં લખનારનો રદ જવાબ એટલો તો મુસ્તકીમ અને સાબેત પાયાપર રચાયલો છે કે, તે સામે મી૦ કરકરીઆ એક હરફ કહાડવાની પણ હીંમત નહીં કરે, એમ અમે ખાતરીથી કહીયે છીએ. અને એટલો ખુલાસો કરી, ગેઝેટમાંનો મી૦ કરકરીઆ સામેનો રદ જવાબ કેવી મતલબનો તથા કેવા મુદાપર છે, તે મુલ બાબતપર અમે આવીયે છીયે.

આ તકરારના સંબંધમાં મુખ્ય સવાલ એ છે કે, શેહનશાહ અકબર કેવી રીતે ગુજર પામ્યો હતો. કિંવા તેનું મરણ કેવા સંજોગો વચ્ચે નિપજ્યું હતું? તવારીખના અભ્યાસીઓ જાણે છે તથા માને છે કે, અકબરના રાજ અમલના છેલ્લા દહાડા તેના કુટુંબ સંબંધી ગમખારીમાં પસાર થયા હતા; પોતાના માનીતા તથા નામીચા એવા કેટલાક

દરબારીઓનાં મરણથી તેને મોટો ગમ લાગ્યો હતો; તે ગમમાં તેના બેટા મુરાદના મરણથી વધારો થયો હતો; તેના પાછળ જયારે તેનો બીજો વહાલો બેટો ડેન્યલ મરણ પામ્યો ત્યારે તો તેને એવો મજબુત જખમ લાગ્યો કે તેની તબીયત લથડી પડી; તેને તાપ લાગુ થઇ, અને તે સાજી ન થતાં અતીસારના રોગનો વધુ હુમલો તેનાપર થયો, અને એવી સામટી બીમારી તથા ગમખારીથી તે અંતે મરણ પામ્યો. આ બાબત ઉપર અકબરના કાળના ફારસી તવારીખનવેશો એકમત છે. અને યુરોપ્યન ઇતિહાસ કરતાઓ તેને ટેકો આપે છે. પણ મી૰ કરકરીઆ તેઓ સર્વને ખોટા ગણી પોતાની નવીજ "ઠીયરી" રજુ કરે છે કે, અકબર તો ઉપર જણાવ્યા પ્રમાણે, બીજાઓને ઝેરની ગોળીથી મારી નાખવાનું પાપી કર્મ કરતાં અચાનક તેવી એક ઝેરી ગોળી પોતાના ખાધામાં આવ્યાથી મરણ પામ્યો હતો. અને પોતાની આ નવી "શોધ" ના ટેકામાં મી૰ કરકરીઆ એકાદ બે લુલી લંગડી શાહદતો રજુ કરે છે. તે શાહદતો; મેનુસી નામના એક વેનીશીઅન, તથા જોહાનેસ ડી લાએટ નામના એક ડચ ગ્રંથકર્તાઓની નોંધની છે. હીંદની કે અકબરની તવારીખના સંબંધમાં આ લખનારાઓને કોઇ જાણતું કે માનતું નથી, છતાં મી૰ કરકરીઆ તેઓ ઉપર તાજુબીભરેલી રીતે ફીદા થઇ ગયલા જણાયા છે. ડી લાએટના જે પુસ્તક ઉપર તેવણે પોતાની નવી શોધની ઇમારત ઉઠાવી છે તે અસલ લાટીન ભાષામાં છે; તેનું નામ "ડી મેગ્ની મોગોલીસ ઇમપેરીઓ." છે; તે લીડન ખાતે ૧૬૩૧ ના સાલમાં છપાઇ પ્રગટ થયું હતું, અને મી૰ કરકરીઆ વડાઇ લે છે કે, તેની નકલો કેથે મલી શકતી નથી, સીવાય કે મહા મેહનતે તેની એક નકલ તેવણુ પોતે મેળવી શક્યા છે. ધાર્યા મેળે આ નવી નવાઇની (!) નકલ મળ્યાથીજ તેઓ તેના ઉપર મોહીત થઇ ગયા છે, અને તેના હરખમાં તેવણે તેને એટલું હદ બાહેર વજન આપી દીધું છે કે, તેની આગળ બીજા સંખ્યાબંદ બરૂસેદાર તવારીખનવેશોને તેવણ તુચ્છ ગણે છે. ખરેખર, આમ કરવામાં તેવણે પોતાને "હળદનો ગાંઠયો હાથ લાગાથી ગાંધી થઇ બેસવાના" જેવી હસવાજોગ હાલતમાં મેલ્યા છે. મુંબઇ ગેઝેટના વીદવાન યા ખરા શોધક બુદ્ધીના લેખકે તરેહવાર મનતકી તથા વ્યવહારીક તકરારોથી મી૰ કરકરીઆની આ એકલ ડોકલ શાહદતોનું તકલીદીપણું દેખાડયું છે એટલુંજ નહી, પણ ફેરીશતા, ખાફીખાન, મુતમદખાન સમસમુલ મુલ્ક, સુજાનરાય, ગુલામહુસેન તબતબઇ, જેહાગીર, એલ્ફીન્સ્ટન, બ્લોચમેન, હંટર, બેવરીડજ, કાઉન્ટ ડી નોયર, માલીસન, કીન ઇત્યાદી ઇત્યાદી મોહમેદન, હીંદુ તથા યુરોપ્યન નામીચા વીશ્વાસુ તવારીખનવેશોની અચુક શાહદતો રજુ કરી, બારીકે બારીક વીગતો સાથે, સૂર્યના તેજ પેરે સાબેત કરી આપ્યું છે કે, શેહનશાહ અકબરનું મરણ અકુદરતી તથા અપકીર્તી ભરેલી રીતે નહી, પણ કુદરતી રીતેજ નીપજયું હતું, અને તેની જીંદગી ઉપર મી૰ કરકરીઆ જણાવે છે તેવો કશો કલંકી દાઘ લાગ્યો ન હતો. તવારીખના શોકીનો તથા અભ્યાસીઓ માટે આ દાખલાઓ જાણવા, બલકે અભ્યાસ કરવા જોગ છે; પણ દલગીર છીયે કે તેનો સેજ ભાગ પણ અમારી ટુંક કટારોમાં આપી શકતા નથી, જે તકરારો તથા દલીલોથી મુંબઇ ગેઝેટની છ મોટી કાલમો ઝીણા ટાઇપથી ભરાય, તેને પુરતો ઇન્સાફ આપવા માટે તો નવસારી પ્રકાશ જેવા એકથી વધુ પત્રો

ભરાવાં જોઇએ. અમે ઇચ્છીયે છીયે કે, એઓટમાં પ્રગટ થયલાં આ કીમતી લખાણોનો સવીસ્તાર ગુજરાતી તરજુમો કરી એક નાનાં પુસ્તકના રૂપમાં કોઇ તરફથી પ્રગટ કરવામાં આવે. આ બાબત આટલી બધી અગત્યની છતાં અમે અજબ છીયે કે, મુંબઇનાં કોઇપણ ગુજરાતી પત્રે તેની કશી નોંધ કે ખબર લીધી નથી! આ સુધાં મી. કરકરીઆનાં જાહેર પડેલાં અનેક ખોટારાં ઉપરથી એટલું તો આપણે નક્કી જોઇ શકીયે છીયે કે, તવારીખનાં ખાં કહેવાતા, અને જ્યારે ત્યારે, અહીં અને તહીં, છાપાદ્વારે દેખાવ દેયા કરતા એ ગ્રહસ્થ ઘણા ભ્રમાયલા છે. તવારીખના જેવા અતી અગત્યના વિષયમાં તેઓ પુરતા અભ્યાસ, જુસ્તેજો, ધીરજ તથા દુરઅંદેશીથી કામ લેવાને બદલે, અલલટપે અને ઉધરમાપ રીતે જેમ ગમે તેમ ફડાકા મારે છે; અને તેમ કરીને એક હાથપર જ્યારે પોતાની હસી કરાવે છે, ત્યારે બીજા હાથપર, ગુજર પામેલા કે પછી હયાત, નામીચા પુરૂષોને હરકતો ગેરઇન્સાફ કરી વાંચક વૃંદને ખોટે રસ્તે દોરે છે, કે જે એક નહી માફ થઇ શકે એવી નાદાની તથા હુલડાઇ છે.

---

## ના. ૧૮૩.

## પારસી.

( તા૦ ૧૯ મી જાન્યુઆરી સને ૧૯૦૮ )

### દસ્તુર મહેરજીરાણા.

( મરણ. તા૦ ૧ લી નવેમબર ૧૫૯૧ )

|——o——

તવારીખના શાગીર્દોનું આ એક માનીતું અને પ્રસીધ જીવનચરીત્ર છે કે જેવણની જીંદગીની સાથે ઘણીએક રસીલી કહાણી, કીસ્સાઓ જોડાયા છે. પંદરમી સદીમાં થઇ ગયલા મશહુર દસ્તુર મહેરજીરાણા જેવણ નવસારીની અંજુમને ઠેરવેલા પહેલવહેલા વડા દસ્તુર હતા તેવણના સંબંધની ઘણીક બીનાઓના બાબમાં અભ્યાસીઓ તથા તવારીખનવેશો વચ્ચે હજી પણ મતફેરી વાસો કરી બેઠી છે.

શાહ અકબરની દરબારમાં જઇ શાહેનશાહના દીલ ઉપર જરથોસ્તી ધર્મનો બુલંદ છાપ દસ્તુર મહેરજીરાણાએ પાડયો હતો એમ કેટલાક તવારીખનવેશોએ કબુલ રાખ્યું છે, જ્યારે બીજા હાથ ઉપર મી. રૂસ્તમ પે. કરકર્યાએ એમ પુરવાર કરવાની કોશેશ કરી છે કે શાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવનાર દસ્તુર મહેરજીરાણા નહોતા પણ ઇરાનથી આવેલા દસ્તુર અરદેશરની મારફતે અકબર બાદશાહ જરથોસ્તી ધર્મનાં ફરમાનોની બુલંદી જોઇ શકયો હતો. પણ સમશુલઓલમાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ મુંબઇની રોયલ એશીયાટીક સોસાયટી સનમુખ બે રેસાલાઓ વાંચી તે તકરારનો સંપુરણ રદીઓ આપી બતાવયું હતું કે શાહ અકબરની સનમુખ જઇ જરથોસ્તી ધર્મની ખુબીઓ સમજાવનાર બીજા કોઇજ નહીં પણ દસ્તુર મહેરજીરાણા હતા અને તકરારના ટેકામાં તેવણે કેટલીક સંગીન સહાદતો ટાંકી બતાવી હતી. આ વીદવતા ભરેલા રેસાલાઓ સમશુલઓલમા એરવદ જીવનજી મોદીએ તા. ૧૯ મી ડીસેમબર ૧૯૦૧ અને તા. ૧૩ મી જુલાઇ ૧૯૦૩ ને દીને ઉપલી સોસાયટી સનમુખ વાંચ્યા હતા અને તે આજે એક પુસ્તકના આકારમાં દસ્તુર મહેરજીરાણાની ગવાહી પુરી પાડે છે.

દસ્તુર મહેરજીરાણાનો અઇમાય તવારીખના વાંચકોને તે તબક્કા તરફ ઘસડી જાય છે કે જ્યારે મશહુર મોગલ શહેનશાહ અકબરનો રાજય અમલ પુરબહારમાં

ખીલી નીકલયો હતો. આપણી જાણથી એ દુર વાત નથી કે શાહ અકબર સઘળા ધર્મો તરફ માનની નજરે જોતો હતો એટલુંજ નહીં, પણ પોતાની દીન ઉપરાંત પારકી દીનોનો અભ્યાસ કરવાની મોટી ઉલટ ધરાવતો હતો. આથી અકબરશાહનું ધ્યાન બુલંદ જરથોસ્તી દીન તરફ ખેંચાયું અને તે દીનના ફરમાનોથી વાકેફ થવાની તેણે મરજી બતાવી. હવે અકબરને જરથોસ્તી દીનની બુલંદ ફીલસુફીથી વાકેફ અને માહીત કરવા માટે કયા ઓલમાને પકડવો એ એક વીચારવાજોગ સવાલ થઈ પડયો. આપણા મશહુર દસ્તુર મહેરજીરાણાની જાણમાં તે વાત આવી એટલે તેવણ દીલ્હી તરફ કુચ કરી ગયા અને પાદશાહ અકબરની મુલાકાત આ માટે મેળવવા માંગી. અકબરને માલમ પડયું કે દસ્તુર મહેરજીરાણા છેક દુરદરાઝ મુલ્કે નવસારીથી દીલ્હી વેર શાહની મરજીને માન આપીને આવ્યા છે એટલે દસ્તુર મહેરજીરાણાને ઘણા મોટા માન સાથે આવકાર આપ્યો અને જરથોસ્તી ધર્મની ફીલસુફી જાણવાની શાહે ભારી ઉલટ બતાવી. દસ્તુર મહેરજીરાણા જેવણ જરથોસ્તી દીનથી માહીતગાર હતા અને એક આકીલ, ફાઝીલ નર તરીકે મશહુર બન્યા હતા તેવણે એવી સફાઈ અને એવી ઉંડાણથી શાહ અકબરને આપણી મોતેબર દીનની ફીલસુફી સમજાવી કે જેથી શાહ ઉપર તેની ભારી અસર થવા પામી. શાહે સઘળા ધર્મોની સરખામણીમાં જરથોસ્તી દીનને શ્રેષ્ટ તરીકે સ્વીકારી અને આવા એક દીનના મુરીદોએ જરથોસ્ત જેવા અશો અને મહાન પયગમબર મેળવવા માટે ઘણા મગરૂર થવું જોઈએ એવો વીચાર શાહે ખુલ્લાં દીલથી જાહેર કર્યો, અને દસ્તુરજી ઉપર નવાઝેશ કરવાનો ઠરાવ કીધો. તેવણે પોતાના વજીર અબુલ ફાઝલને તુરતજ ફરમાવ્યું કે એક પવીત્ર આતશ શબોરોઝ રાશન કરીને રાખવો અને અસલ ઇરાનીયન પારસીઓની રસમ મુજબ તે આતશની આરાધના કરવી.

દસ્તુર મહેરજીરાણાના સંબંધમાં તે વેળાના પ્રસીધ શાયર તાનસેને જોડેલાં ગીતનો નીચલો ભાગ ઘણો રસીલો ખ્યાલ રજુ કરેછેઃ—

ઇઆહુ પારશી પઢે શો કબૂલ.
ઇઆ ધણી પારશી પઢે શો કબૂલ
અગરકી પીઠ ચંદન લપેટેઉ
જે શોઇ શ્રુખડ પેડ
ઇઆહુ પારશી પઢે શો કબૂલ
લંબીલંબી દાહાડી શાહમેહેરીયાર
તેરી મૂખપર બરશત નૂર
ઇઆહુ પારશી પઢે શો કબૂલ
કેહેતો મીરાં તાંન શંગ
શુનો શાહ અકબર
ઇઆહી બેહેશતોકો ફુલ
ઇઆહુ પારશી પઢે શો કબૂલ,

અર્થ—અરે ખુદાવીંદ, પારસીઓની બંદગી કબુલ મંજુર રહે છે. અરે શાહ, પારસીઓની બંદગી કબુલ મંજુર રહે છે. અગર અને સુખડ આતશની આસપાસ મુકાય છે. અરે ખુદાવીંદ, પારસીઓની બંદગી તો કબુલ મંજુર રહે છે. શાહ મેહેરીઆર, તમારી દાઢી છે લાંબી. કીર્તીનો ઝળકાટ તમારા ઉપર ખીલી નીકળયો છે. અરે, ખુદાવીંદ, પારસીઓની બંદગી કબુલ મંજુર છે. મીઆં તાનસેન કહે છે કે અરે શાહ અકબર, તું મારૂં સમજ. તે બેહેસ્તનું એક ગુલશન છે. અરે ખુદાવીંદ, પારસીઓની બંદગી કબુલ મંજુર રહે છે.

શાહે ફરમાવ્યું કે દસ્તુરજી મેહેરજીરાણા જેવા એકદીની દસ્તુરને આપણી શાહેનશાહત તરફથી ૨૦૦ વીઘા જમીન ઇનામ તરીકે એનાયત કરવી. આ અશોર માટે

દસ્તુર મેહેરજીરાણાએ [illegible] આભાર માન્યો. હવે બીજા [illegible] દસ્તુર મેહે-રજીરાણાની [illegible] કદરશનાશી અકબરશાહ તરફથી [illegible] જાણી નવસારી નગરીની જરથોસ્તી અંજુ-મન તો ખુશાલીની ખુમારીમાં ખીલી નીકળી, કારણકે પોતાના વડા દસ્તુર અક-બર જેવા એક મહાન શાહ તરફથી માનચાંદ પામે અને તેમની લાયકતની લાયક પીછાણ આવા એક કાબેલ શાહ તરફથી કરવામાં આવે એ નોશાકરા પારસીઓ માટે ઓછી મગરૂરી ઉપજાવનારૂં નહોતું. દસ્તુર મેહેરજીરાણા જ્યારે નવસારી પાછા ફરયા ત્યારે નોશાકરાઓએ તેવણને હદથી જયાદા આવકાર આપ્યો અને સર્વે કોઇ એમજ ખુશ થતું રહયું કે આવા એક ઓલમા હતા તો પરાઇ દીનનો શાહ પણ જરથો-સ્તની બુલંદ દીન ઉપર કુરબાન થવા પામ્યો. નવસારી આવ્યા પછી નવસારીની પારસી અંજુમને એવણને પોતાના વડા દસ્તુર બનાવવાનો એક લેખ તા. ૧૨ મી માર્ચ ૧૫૭૯ ને દીને કરી આપયો હતો. તે લેખ નીચે મુજબ હતોઃ—

સંમસ્ત અંજુમન નુસારીના જોગ લા. સંમસ્ત હેરબુદ જત શ્રો સતા નવ સોનવાઢે જે હેરબુદ આપસની નુબતે નવાઢે તે એ, શ્રી મહેરજીરાણાને હજૂર પછી નવસો દીએ ત. શ્રોસ ઇજે તે પુછી દાજે. પોતદાર વરાંએ શ્રોસ ત. નવસોનાં દોકડા જે આવે તે પોતદાર આલે તે વરાએ બીજું કોઇ નહી આલે જે આલે તે અંજુ-મનનું ગુનાહગાર શ્રોસ ઇજે ત. નવસો દીએ તે એ. શ્રી મહેરજી વાચ્છાને પુછી દીએ. નહીં પુછે તે અંજુમનનું ગુનાહગાર. રોજ ગુબાદ, માહ તીર સંવત ૧૬૩૫, વર્ષ કતબે સંમસ્ત હેરબુદ.

૧—મોબેદ ખુરસેદ (સાં)

૧—ચાંદણ [illegible] ([illegible])

૧—પદમ રૂસ્તમ (મતુ)

[illegible] મોબેદ સાઓર

૧— [illegible] જેસંગ

૧—આ. [illegible]

૧—બહમન હોશ[illegible]

૧—નુશેરવાન ચાંશાહન

૧—ચાંદણા કામદીન ધનપાલ

૧—આ. રાણા પેશીતન

૧—આ. મહેરજી ચાંદજી

૧—આ. ખુરશેદ બેહેરામ ભાઇઆ

૧—આ. બહમન બેહેરામ

વળી તે પછી એક વર્ષ વીટયું નહીં અને એક બીજો લેખ સને ૧૫૮૦ ના સાલમાં તા. ૧ લી સપટેંમબરને દીને કરી આપવામાં આવ્યો હતો. જે નીચે મુજબ છેઃ—

શ્રી અંજમન નુસારીનાં જોગ્ય લા. હેરબુદ સમસ્ત જત અંગીયારીની રાસ વહેવા તા. ઘઘરંણા તા. સરોશ તા. શેઆવ તા. નવસો તથા ભગર તા. અંગીઆરી સંબંધી જે કાંઇ આવે તે એ શ્રી મહેરજી વાછાની તસ્લીમ કીધું. એ શ્રી મેહેરજી વાછાની બગેર રજા કંઇ અંગીઆરી સંબંધી ઉઆલે વણ પુછે કામ કરે તે વરસ એક લગે ભાગથી અલગુ ખેયાંનત. ચુગ પકરે, તે દોકડું ૧ લીએ તેહના બમંનાં ખેયાંનત આપે. એ નામું એ શ્રી મહેરજી વાછાની તસ્લીમ કીધું. એ લખાથી ચુકે તે અંજમનનું ગુહનેગાર. એ નામું એ. મહેરજીની શેહેતે રહે સહી. રોજ મેહેર, મા દેએ સંવત ૧૬૩૬ છતરીશા વર્ખે.

ખેડયાં ચાંદજી શાખે.

૧—બહમન ચાંદા (મતુ)

૧—પેશીતન ચાંદા (લખતંગ)

૧—આ. બેહેરામ જેસંગ (લખતંગ)

૧—બી. આ. મહમ રૂસ્તમ

૧—આ. કઇકબાદ મહીઆર

૧—આ. ચાંદણુા કાકા (લખતંગ)
૧—આ. ઘરવાલ કામદીન (લખતંગ)
૧—લા. આ. શાપુર આસા
૧—લા. આ. ચાંદણુા કામદીન ધનપાલ (સામ)
૧—લા. આ. ખુરશેદ બેહેરામ મહીઆર
૧—નુશેરવાન ચાશદઇ (લખતંગ)
૧—આદર રાણુા (કતબે)
૧—મ. બહમન હોશંગ
૧—આ. મોબેદ સાએર (મતુ)
૧—નરસંગ રાનજી
૧—અ. કાકા અસદીઅ (લખતંગ)
૧—લા. પેસ્તન જીવા (આ)
૧—નરીમાન હોમ (સાખ)
૧—આ. ખુરશીદ બહમન (સાખ)
૧—આ. ધહીઆં બેહેરામ (સાખ)
૧—આ. બેહેરામ ફરેદુન.

એ રીતે નવસારી અંજુમને દસ્તુર મહેરજીરાણુાને પોતાના વડા દસ્તુર તરીકે બબેવાર સ્વીકારી તેવણુ ઉપર પસંદગીને છાપ પાડયો હતો. એ રીતે નવસારીમાં ૧૫ મી સદીની આખરીએ પોતાના નામને યાદગાર બનાવી જઇ દસ્તુર મહેરજીરાણુા તા. ૧ લી નવેમબર ૧૫૯૧ ને દીને યાને પારસી રોજ ૮, માહ ૧૨ (શે.) ૯૬૦ યઝદેઝરદીને દીને નવસારી મધે ગુજર્યા હતા. નવસારીના મરહુમ વડા દસ્તુર દારાબજી અને હાલના દસ્તુરજાદા રૂસ્તમજી એજ મશહુર ખાનદાનના વંશજો છે..



## ના૦ ૧૮૪

## નવસારી પ્રકાશ.

(તા. ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૦૮)

### મેહરજી રાણા અને અકબર—એક વધુ અને મુસ્તકીમ સાબેતી.

---

શ્રી નવસારી નિવાશી મરહુમ પહેલા દસ્તુર મેહરજી રાણા દીલ્હી ખાતે શેહનશાહ અકબરની દરબારમાં ગયા હતા, અકબરને તેમણે જરથોસ્તી ધર્મની મોતેબરી સમજાવી હતી, અને તેની સચોટ અસર એ મહાન મહાત્મા શેહનશાહનાં દીલપર થઇ હતી, એ બીના હવે એક "સેટલ્ડ ફેક્ટ" થઇ પડી છે, અને તે કદી કોઇથી તુટી શકવાની નથી. લગભગ સવા ત્રણસે વરસથી ચાલતી આવેલી એ અઇતિહાસીક વાત સામે, માત્ર આજ કાલ એકલા એક પેલા મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ ઉઠાવેલા વાંધાનું ખંડણ પરિપુર્ણ રીતે થઇ ચુકયું છે, અને તે ખંડણ સામે પોતાના વાંધાનું મંડણ કરવાની જે કબુલાત, એ કહેવાતા "તવારિખના વિદ્વાન અભ્યાસી"એ આપી હતી તે, લગભગ એક દાહેકાની મુદત થવા આવ્યા છતાં તેઓ પાલી શકયા નથી, એટલે આપણે સમજવું જોઇયે કે, તે કબુલાત આપવામાં તેમણે માત્ર એક દમ કરયો હતો, અને મેહરજીરાણાની કીર્તી સામે લડત ચલાવવાનાં તેમનાં હથ્યાર બુઠ્ઠાં કિંવા નકામાં હતાં. દરમીઆન એ મરહુમ દસ્તુરજીએ બજાવેલાં સદરહુ પરાક્રમની સાબેતી તરિકે નવનવીન વાત બાહેર આવતીજ જાયછે, કે જે તે મરહુમને મલતા ન્યાય માટે આપણને સાનંદાશ્ચર્ય ઉપજાવે છે.

હુમણાં તેવી એક વધુ અને મુસ્તકીમ સાબેતી અજવાલાંમાં આવી છે. જેની નોંધ અત્રે અમે ખુશી સાથ કરિયે છિયે. પ્રખ્યાત બંગાલી વિદ્વાન ડાકટર નીશીકંઠચ તોપાધ્ય, જેઓ "ડાકટર ઓફ ફીલોસોફી" ની સર્વોતમ પદ્વી ધરાવે છે, અને જરથોસ્તી ધર્મ સાહિત્યના પણ એક અભ્યાસી છે, તથા જેમણે થોડા વખત ઉપર શ્રી મુંબઇ ખાતે ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટનાં દીવાનખાનામાં જરથોસ્તી ધરમ ઉપર એક ભાષણ આપ્યું હતું, તેમણે અલાહુબાદ ખાતે પ્રગટ થતાં જાણીતા માસિક "અલાહબાદ રિવ્યુ" ના છેલ્લા એક અંકમાં શેહનશાહ અકબરે સ્થાપન કીધેલી "દીને એલાહી" વિષે એક અતી કાબેલ્યત ભરેલું લખાણ કીધું છે, જેમાં એ કાબેલ ગ્રહસ્થ, મરહુમ દસ્તુરજી સાહેબ મેહરજીરાણા વિષે તથા તેમની સમજાવટથી અકબરે ધારણ કીધેલી જરથોસ્તી રાહોરવેશ વિષે નીચલા જાણવા જોગ વિચારો પ્રદશીત કરે છેઃ—

"અકબરે તારીખે ઇલાહી નામનો નવો સને શરૂ કીધો હતો, જેના મહીનાઓના નામો પારસી હતાં, હેદરાબાદ દખણમાં તારીખે ઇલાહી હજુ ચાલે છે, અને ત્યાં રાજદ્વારી દસ્તાજોમાં ફસલી મહીના ચાલે છે. તે તેજ જરથોસ્તી મહીનાઓ છે, કે જે અકબરે ત્રણ સદીની પણ આગળ દાખલ કીધા હતા. ગુજરાતમાં આવેલાં નવસારીથી મેહેરજી રાણાની સરદારી હેઠળ કેટલાક મોબેદો અને દસ્તુરો ત્યાં ગયા હતા, અને શેહેનશાહને જરથોસ્તી ધરમની ફીલસુફી તથા તેની ક્રીયાઓના ભેદ સમજાવ્યા હતા, જમશેદી નોરોઝ, જેને નોરોઝે જલાલી નામ આપવામાં આવ્યું હતું, તે દર વરસ મોટા તેહેવાર તરીકે પાળવામાં આવતો હતો. જરથોસ્તી તેહેવારો પાળવાનું તો સાધારણ થઇ પડયું હતું. પોતાની રાજ હકુમતનાં ૨૫ મા વરસના પહેલા દીવસથી (ઇ૦ સ૦ ૧૫૮૦) નામદાર શેહેનશાહે સુરજ અને આતશની જાહેરમાં ખુલ્લી પરસ્તેશ કરવાનું ચાલુ કીધું હતું, અને દરબારીઓને ફરમાવ્યું હતું કે મેહેલમાં દીવાબતી સળગાવતી વખતે સઘળાઓએ ઉઠી માન આપવું."

---

## નં૦ ૧૮૫

## જામે જમશેદ

(તા. ૨૪ મી આગસ્ટ સને ૧૯૦૯)

### મરહુમ મી૦ ખ. રૂ. કામાજીનું નામ ભણતરોમાં યાદ કરવાનો ઠરાવ.

મરહુમ મી૦ ખરશેદજી રૂસ્તમજી કામાજીનાં પાછલી રાતનાં થયલાં ઉઠમણાં વખતે તેઓનું નામ જાહેર જશનોમાં યાદ કરવા માટે ઠરાવ થયો હતો, જે વખતે તેઓની સીફતમાં કેટલુંક બોલવામાં આવયું હતું.

એરવદ શેહેરીયારજી દાદાભાઇ ભરૂચાએ જણાવ્યું હતું કે એકાવન વરસ ઉપર મને મરહુમ કામાજી સાથ પીછાન થઇ હતી અને પોતે એક લક્ષાપતી છતાં હું એક અદના સાથ ઘણી નમનતાઇથી વાતચીત કરતા અને સલાહ આપતા હતા. એઓને તયાં હું પહેલાં ધરમની કેળવણી લેવા ગયો હતો અને મારી સાથ મરહુમ બેહેરામજી ભીખાજી કાંગા જોડાયા હતા. તે પછી મરહુમ એરવદ કાવસજી કાંગા અને બીજાઓ એઓના શાગેરદ થયા હતા. આપણાં ઘરમાં એક ચેરાગ કરીયે અને તેમાંથી સેંકડો ચેરાગ રોશન થાય તે પ્રમાણે વયાકરણ અને ફાઇલોલોજીના

કાયદે ધરમ કેળવણી લીધેલા અભયાસીઓમાં આજે મરનારથીજ વધારે થયો છે. એઓ અમોને કેળવણીજ આપતા હતા એટલુંજ નહી પણ અમોને અમારો કેટલોક ખરચ પણ આપતા હતા. એવા ભલા નરની તારીફ કરવી લાજમ છે. માટે હું દરખાસ્ત કરૂં છું કે જાહેર ભણતરોમાં મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાનું નામ લઇ તેઓની યાદ કરવી.

પ્રાચીન કાળમાં મોબેદ નેરયોસંગ ધવલે ઝંદ અવસતાનો સંસકરૂતમાં તરજુમો કરી હીંદુ રાજાને સમજાવયો હતો, તયાર પછી નવસારીવાળા દસતુર મેહેરજીરાણાએ અકબર બાદશાહની દરબારમાં જઇ તેઓને જરથોસતી મહજબ સમજાવયો હતો, જે ઉપરથી અકબર બાદશાહે ઇલાહી ધરમ સ્થાપી જરથોસ્તી ધરમના જશનો મહીના અને રોજ પોતાનાં રાજ્યમાં દાખલ કીધાં હતાં, એ બંને મરહુમોનાં નામ જાહેર ક્રીયાઓમાં યાદ કરવામાં આવે છે અને આ દેશમાં કોઇ પણ શેહેર એવું નહિ હશે કે જયાં એ બંને સાહેબોનાં નામ યાદ કરવામાં આવતાં નહીં હોય અને કોઇપણ એ બે નામો યાદ કરવામાં ચુકતા નહી હશે. મરહુમ મી૦ કામાજીએ પણ આપણામાં ધરમજ્ઞાનની કેળવણી આપવામાં ઘણી મેહેનત અને કાળજી લીધી છે અને એ જ્ઞાનનો ફેલાવો કીધો છે, માટે આપણી ફરજ છે કે તેઓની યાદ આપણામાં રાખવી.



## ના૦ ૧૮૬
## જામે જમશેદ.

(તા૦ ૨૫ મી જાનેવારી સને ૧૯૦૯.)

### નવસારીવાળા મરહુમ દસતુર દારાબજી માહીયારજી મેહેરજીરાણા.

ઉમર વરસ ૪૯.
તેવણની ૨ જી બાજ.
મરણ તા૦ ૨૬-૧-૧૯૦૭.

હીંદ સરજમીનના સરવથી પુરાણી દસ્તુરી ગાદીના પેહેલા દસ્તુર મેહેરજી રાણાના ચઉદમા જાયનશીન. એ મરહુમ દસ્તુર સાહેબ ઘણી જાહોજલાલી ભોગવી દરેક કોમનું માન ધરાવતા હતા. વડોદરાના મહારાજા સર સીયાજીરાવની ખાસ મુલાકાતે ૧૮૯૫ ના ફેબરવારીમાં મરહુમ ગયા હતા જે વખતે મહારાજાએ કીમતી સરપાવ એનાયત કરયો હતો અને વડોદરામાં રહયા તેટલા દીવસ રાજમેહેલની ગાડી અને સવારો એઓની હજુરમાં રાખયા હતા. ૧૯૦૨ માં એ દસતુરજી મુંબઇ આવયા હતા જયાંથી બેહદ મોટું માનપાન અને હદીયાઓ લઇ નવસારી પાછા વીદાય થયા તે વેળા તયાંની તમામ કોમે તેમજ સરકારી અમલદારોએ સરકાર સવારી સાથનું માન આપયું હતું જે બરોડા સરકારની પ્રજામાં પહેલુંજ હતું. નામદાર શેહેનશાહ ૭ મા એડવરડ તખતે બેઠા તેની ખુશાલીમાં તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૩ ના દીવસે દીલ્હી દરબાર થઇ હતી તે વખતે મરહુમના દરજજાનાં માનની પીછાણમાં નામદાર શેહેનશાહનાં નામ સાથ નામદાર ગવરનર જનરલની કાઉનસીલનાં ફરમાનથી વડોદરાના પોલીટીકલ એજંટે દરબાર ભરી સરટીફીકેટ ઓફ મેરીટ આપી

હતી. ૧૯૦૪ માં નામદાર ગાયકવાડ સરકારે એઓનો મરતબો જોઇ છત્રી મસાલનું માન આપયું હતું જે માન પારસીઓમાં પહેલુંજ હતું, તા૦ ૩૧ મી મારચ ૧૯૦૪ ના દીવસે મુંબઇમાં પારસીઓની રીપન કલબે નામદાર ગાયકવાડ સર સીયાજીરાવને ખાણું આપયું હતું તે વખતે પારસી કોમના વડા મરહુમ ચોથા સર જમશેદજી મહારાજાની સલામતી લેવાડતાં બોલ્યાં હતાં કે નવસારીના દસતુરજીને માન આપી આખી પારસી કોમને નવાજી છે. મરહુમે પોતાની ભગર અંજુમનના હકો માટે લડત ચલાવી ફતેહ મેળવી હતી. વળી પ્રજા લાભનાં કામોમાં પણ આગેવાન ભાગ લેતા હતા. મરહુમની યાદમાં નવસારી, મુંબઇ વગેરે શેહેરોમાં બાજ, જસન કરવામાં આવે છે.

---

## ના૦ ૧૮૭

## સાંજ વર્તમાન.

(તા. ૩ જી નવેમ્બર સને ૧૯૦૯)

અકબર બાદશાહનાં વખતમાં 'જગત ગુરૂએ" પોતાની જાદુઇ વડે આકાશમાં થાલ ચઢાવી બે સુરજ દેખાડયા, અને તેમાંના ખોટા કુત્રીમ સુરજને મરહુમ પહેલા દસ્તુર મેહરજીરાણાએ જંદ અવસ્તા ભણીને જમીનદોસ્ત કરી નાંખ્યો. એ તવારીખી વાત હવે પણ તમે ખરી માનશો કે નહીં? જો નહી માનો તો નીચલો ખરો બનેલો બનાવ તમારાં મસ્તકપર હું છુટો મારૂં છું. કેહજે થોડા દહાડાપર સ્વીડનનાં પાયતખ્ત સ્ટોકહોમ ખાતે એક દીને સહવારે અગ્યારને કટોરે (અરે નહીં, અગ્યારને ટકોરે!) આકાશમાં બે સુર્ય, થોડોવાર દેખાયા હતા. એક સુરજ તો હોય; પણ તેનો ભાગ્યો લાગ્યો આ બીજો સુરજ કયાંથી આવી ચઢયો? શું પેલા અકબરના વખતના જગતગુરૂએ મશાણમાંથી આવી પેલી જાદુઇ થાલી પાછી આકાશમાં ચઢાવીને તે બનાવ્યો હશે? શેતાનનો હવાલો! પણ સ્વીડીશોનાં મોટાં નશીબ કે, તેમનો આ નવો આકાશી પરોણો માત્ર અરધોજ કલાક રહી રફતે રફતે પલાયણ કરી ગયો હતો. નહી તો? નહી તો વલી તેને જમીનદોસ્ત કરવા માટે મરહુમ મેહરજીરાણાને બાગે બેહસ્તમાંથી પાછા પૃથ્વી ઉપર બોલાવી મંગાવવા પડતે! કહો, મેહરજીરાણાના વિરોધી પેલા મી૦ કરકરયાને, કે આ બનાવની નોંધ લીએ!



## નાં ૧૮૮.

## જામે જમશેદ.

(તા. ૧૪ મી ઓગસ્ટ ૧૯૧૭.)

### મરહુમ પેહેલા દસ્તુર મેહરજીરાણાની આજ રોજે પડતી ૩૨૬ મી બાજ.

### તેવણુની શાહ અકબરનો દરબાર ખાતેની મુલાકાતની હાલના પુસતકોમાં લેવાયલી સતાદાર નોંધ.

### તેવણુના કુટુંબીઓને એક સુચના.

આજ રોજે નવસારીનાં મહેરજીરાણા ખાનદાનના સ્થાપક મરહુમ દસ્તુર પહેલા મહેરજીરાણાની ૩૨૬ મી બાજનો દીવસ છે તે પ્રસંગે તેવણુનાં સંબંધમાં બે બોલ બોલવાની રજા લઉં છું.

નસીબ જોગે જાણે મારી સરજતમાં એવું સરજાયલું છે કે કોઇક દસ્તુરો સામે થતા યા થયલા હુમલાઓ સામે મારી કમીની કલમ ધરવી. વડીલોથી સંજાણુ સાથે અને વારેસોથી ઉદવાડાનાં દસ્તુરો સાથે સંબંધ રાખનાર કીસ્સે સંજાણુવાળા દસ્તુર બહમન કેકોબાદ અને તેવણુ સાથ દસ્તુર હોશંગ આસા માટે બોલી હાલમાંજ હું થોડોક પરવાર્યો છું. ગયે સાલ સુરતવાળા કદમી ટોળાના દસ્તુર દારાબ માટે બોલ્યો હતો. અને આજથી ૧૬ વરસ ઉપર, સને ૧૯૦૧ માં, નવસારીવાળા આ દસ્તુરજી મેહરજીરાણા માટે બોલ્યો હતો. આ ત્રણે દસ્તુરોમાંથી એક સામે આળ મેલનાર એક ફ્રેંચ વીદ્વાન હતા. હાલમાં બે સામે આળ મેલનારાઓ આપણા પારસી ભાઇઓજ હતા. આજે દીસે સંજાણુવાળા દસ્તુર બહમન કેકોબાદ સામે જે સાહેબો બોલે છે તે સાહેબોની પછવાડે જે એકાદ બે સાહેબો છે તેજ સાહેબો આગળ દસ્તુર મેહરજી રાણા સામે બોલનારા સાહેબોની સંઘમાં પણ સાંમેલ હતા, એમ દીસે છે.

હવે આજે મરહુમ દસ્તુર મેહરજી રાણાની બાજને દહાડે એ રૂહશાદ દસ્તુરની યાદ કરવાને અને તેવણુ માટે બે બોલ બોલવાને ખાસ ખુશી ભર્યો સબબ હાલમાં પ્રગટ થયલાં એક પુસ્તક ઉપરથી મળ્યો છે. તે પુસ્તક Akbar the Great Mogul નામનું છે, જે હિંદની પુરાણી તવારીખ લખનાર મી. વીન્સેન્ટ સ્મીથ (Vincent Smith) ની કલમથી હાલમાંજ બાહાર પડયું છે. આ લખનાર આગળ હિંદુસ્તાનની સીવીલ સરવીસનો એક અમલદાર હતો, અને પુરાંણી તવારીખની બાબતોનાં લખનાર તરીકે અતરે તેમજ યુરોપમાં જાણીતો થયલો છે. તેણે ઉપલે નામે ૫૦૪ સફાનું એક દલદાર પુસ્તક શાહ અકબરની જીંદગી ઉપર લખ્યું છે, અને તેમાં મરહુમ દસ્તુર મેહરજીરાણા સામે થયલા ટીકાને રદ ગણી તેવણુના કામને પુરતો ઈનસાફ આપ્યો છે.

આગળ સવાલ બરપા કરવામાં આવ્યો હતો કે શાહ અકબરને જરથોસ્તી ધરમ સમજાવનાર નવસારીના પારસીઓ અને દસ્તુર મહેરજીરાણા નહી હતા, પણ ઇરાનના એક દસ્તુર અરદેશર નામના હતા. મેં તે વખતે મારા The Parsis at the Court of Akbar and Dastur Meherji Rana નામના વીષયમાં દેખાડયું હતું કે તેમ કરનાર નવસારીના પારસીઓ હતા, અને તેઓમાં આગેવાન દસ્તુર મહેરજીરાણા હતા. અકબરના ધર્મ સંબંધી વીચારો બાબે બોલતાં આ તવારીખનો માહીતગાર લખનાર એમજ

લખે છે. મને જાણીને ઘણી ખુશી અને સંતોષ ઉપજે છે કે હવે એઠ તવારીખનાં પુસ્તકમાં, અને મી. વીનસેન્ટ સ્મીથ જેવા એક જાણીતા તવારીખનવેશનાં પુસ્તકમાં, એ બાબે નોંધ લેવાઇ છે અને ખોલ્લું લખાયું છે કે શાહ અકબરને જરથોસ્તી ધરમનાં મુળ તત્વો સમજાવનાર નવસારીના જરથોસ્તીઓ અને તેઓના વડા દસ્તુર મેહેરજીરાણા હતા. આ બાબે એ લખનાર નીચે પ્રમાણે બોલે છે.*

"જરથોસ્તી સાહિત્ય બાબદ અકબરને મુખ્ય તાલીમ આપનાર દસ્તુર મેહેરજીરાણા હતા કે જેવણ ગુજરાતમાં આવેલું નવસારી કે જે તે વખતે પારસી ધર્મગુરૂઓનું મુખ્ય મથક હતું તેના એક આગેવાન "મોબેદ" યાને ધર્મગુરૂ હતા, અને જેવણ સાથે અકબરે ૧૫૭૩ ના સુરતના ઘેરા વખતે ઓળખાણ પાડી હતી, કે જ્યારે પાદશાહી લશકર કાંકરાખાડીમાં પડાવ નાંખી પડેલું હતું. મજકુર વરસથીજ જરથોસ્તી ધર્મની બારીકીઓ જાણવાને અકબર એટલો તો આતુર હતો કે તેણે મજકુર દસ્તુર પાસેથી જેટલી તાલીમ મેળવાય એટલી મેળવી લીધી અને ધર્મને લગતી તકરાર ચાલુ રાખવાને તેવણને પોતાની દરબારમાં આવવાને સમજાવ્યા. ચોકસપણે કહી શકાતું નથી કે મજકુર દસ્તુર ૧૫૭૩ ના વરસમાંજ કે જ્યારે અકબર પોતાની રાજધાણી તરફ પાછો ફર્યો ત્યારે તેની સાથે દીલ્લી ગયા હતા યા ત્યાર પછી કોઇ વખતે ગયા હતા. પણ આટલું તો ચોકસજ છે કે આ પારસી ધર્મના અભ્યાસીએ ૧૫૭૮ ની તકરારોમાં ભાગ લીધો હતો અને ૧૫૭૯ ની શરૂઆતમાં પોતાનાં વતને પાછા ફર્યા હતા.

"અકબરની દરબારમાં પોતાના બાપ દાદાઓના ધર્મની બજાવેલી અમુલ્ય સેવાઓથી એવણે પોતાના હમવતની ગોઠયાઓની સંપુર્ણ દીલસોજી જીતી લીધી, કે જેઓએ એવણને કાયદાપૂર્વક રીતે પોતાના વડા તરીકે કબુલ રાખ્યા, કે જે એક ઘણોજ માન ભરેલો ઓધ્ધો હતો, અને જે તેઓએ ૧૫૯૧ એટલે પોતાના મરણ સુધી ભોગવ્યો હતો. એવણના દીકરા જેઓ એવણ પછી દસ્તુરી ગાદીએ આવ્યા તેવણે પણ અકબરની મુલાકાત લીધી હતી. ૧૮ મી સદીની જુની ધર્મપોથીઓ આજે હૈયાત છે, જેમાં દસ્તુર મહેરજીરાણાનું નામ જરથોસ્તી ધર્મની ઘણીજ માન ભરેલી રીતે સેવા બજાવનારાઓની સંકમાં દાખલ કીધેલું જોવામાં આવે છે.

"અકબરે એવણને એવણની સેવાના બદલામાં "મદદે મઆશ" યાને ગુજરાણ માટેની મદદ તરીકે ૨૦૦ વીંગા જમીનની વંશપરંપરાની બક્ષેશથી નવાજ્યા, કે જે એવણનાં મરણ બાદ એવણના છોકરાના લાભમાં બીજી અરધી (એટલે ૧૦૦ વીંગા) વધારી આપવામાં આવી હતી. આ બક્ષેશોનાં ખત પત્રો મોજુદ છે. મજકુર દસ્તુરે (મહેરજીરાણા) અકબરને પોતાના ધર્મના ફરમાનો અને ક્રીયા કાનુનો શીખવ્યાં, અને મુખ્ય કરીને સુર્ય અને આતશને નમન કરવાની ફરજ ઉપર બીજી કોઇપણ બાબદો કરતાં વધારે ભાર મુકયો. આથી કરીને પારસી ક્રીયાકાનુનો મુજબ બનાવેલો પવીત્ર આતશ મહેલમાં ચાલુ બળતો રાખવામાં આવ્યો હતો, અને તેના રક્ષક તરીકેનું કામ અબુલ ફઝલને સોંપવામાં આવ્યું હતું, કે તે આતશ કદી પણ બુઝાય નહીં તેની સંભાળ રાખે." (સફે ૧૬૩-૬૪.)

મી. વીનસેન્ટ સ્મીથ આ બાબતના સંબંધમાં મારાં ઉપલાં પુસ્તકનો હવાલો આપે છે તે હું માફ થઇ શકે એવા સંતોશ સાથે અતરે નોંધું છું.

---

* [ આ લખનાર (ડા. જીવનજી મોદી) એ અસલ અંગ્રેજીના ઉતારા આપ્યા છે તેને બદલે, ગુજરાતી વાચનારાઓની સગવડને ખાતર, અત્રે તેનો ગુજરાતી તરજુમો આપવામાં આવ્યો છે. મી. વીનસેન્ટ સ્મીથના અસલ લંબાણ લખાણ માટે જુઓ અંગ્રેજી "Cutting" No. 34-J.—પ્રગટ કરનાર. ]

“પારસીઓ સાથના અકબરના સંબંધ વીશેનું સતાધારી લખાણ,તે “The Parsees at the Court of Akbar and Dastur Meharji Rana” યાને “અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મહેરજીરાણા” એવે નામનું મુંબઇમાં ૧૯૦૩ માં પ્રગટ થયેલું જે. જે. મોદીનું ઘણુંજ વખાણવા લાયક અને તદ્દન ખાતરી કરી આપનારૂં પુસ્તક છે. તેના કર્તા અસલ યા તરજુમા રૂપે, અગાઉ નહીં જણાયેલા દસ્તાવેજો રજુ કરીને સેવટનું સાબેત કરે છે કે અકબરને જરથોસ્તી ધર્મમાં થોડે ઘણે ભાગે વટલાવવામાં નવસારીથી આવેલા દસ્તુરની કારસાઝી હતી, કે જેની શરૂઆત ૧૫૭૩ માં થઇ ૧૫૭૮–૭૯ સુધી ચાલુ રહી હતી. કર્તા બદાઉની અને બીજા ગ્રંથકારોની સહાદતોનો છુટથી ઉપયોગ કરે છે અને “Akbar & the Parsees” “અકબર અને પારસીઓ” એવે નામના મી. આર. પી. કરકરીઆના રસાલામાં આવેલા તદ્દન પોકળ ટીકાઓનું ઘણીજ મનમાનતી રીતે ખંડન કરે છે. અકબરનું જરથોસ્તી સાહીત્યનું જ્ઞાન અરદેશર નામના ઇરાની વીદવાન કે જેને લાહોરમાં ભરવામાં આવેલી દરબારમાં બોલાવવામાં આવ્યો હતો તેના તરફથી અકબરને મલ્યું હતું એવું મી. કરકરીઆનું કહેવું તારીખો તરફ જોતાં ટકી શકે તેવું નથી. અરદેશર કે જેને શાહ અબાસ ધી ગ્રેટે મોકલાવ્યો હતો, તેનો “ફરહંગે જેહાંગીરી” નામની અસલી ફારસી ભાષાની ડીક્ષનરી—કે જે અકબરના મરણ બાદ ૧૬૦૮–૯ નાં વરસમાં પ્રગટ થઇ હતી—તે તૈયાર કરવાના કામમાં મીર જમાલુદીનને મદદ કરવાને માટેજ આવ્યો હતો. હીંદુસ્તાનમાં અરદેશરનું કામ ૧૫૯૩ થી ૧૫૯૭ સુધી લંબાયું હતું, એટલે કે અકબરે જરથોસ્તી ધર્મને લગતું પુરતું જ્ઞાન મેળવી રહ્યા પછી ઘણે વરસે હતું. મી. મોદીએ ખેંચેલાં અનુમાનોને પુરતા દસ્તાવેજી પુરાવાઓનો ટેકો છે. એજ પુસ્તકમાં આવેલી Notes of Anquetil du Perron (1755–61) on King Akbar and Dastur Meherji-Rana “આ ફ્રેંચ મુસાફર દુપેરો (૧૭૫૫–૧૭૬૧) ની અકબર અને મહેરજી રાણા વીશેની નોંધો” એ નામનો રસાલો ઘણીક અગત્યની અને રસીલી વીગતોનો ઉમેરો કરે છે.” (સફે ૧૬૫, નોટ ૩.)

અકબર બાબે લખાયેલાં પુસ્તકોનાં વરણન સાથેની જે ટીપ (Bibriography) આ લખનાર આપે છે, તેમાં એ લખનાર મારાં પુસ્તકને નીચે પ્રમાણે યાદ કરે છે.

> “૧૯૦૩ માં મુંબઇમાં જીવણજી જમશેદજી મોદી તરફથી પ્રગટ થયલી અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મહેરજીરાણા” એવે નામની ચોપડી ખાસ જુદી નોંધ લેવા જોગ છે, કારણ કે તેમાં અકબરના પારસીઓ સાથના સંબંધ વીશે સંપુર્ણ દસ્તાવેજી પુરાવાઓ સહીત તકરાર સમાવવામાં આવી છે. કરકરીઆએ ખેંચેલાં કેટલાંક ભુલ ભરેલાં અનુમાનોનું કર્તા ઘણુંજ મનમાનતી રીતે ખંડન કરે છે.” (સફે ૪૭૮.)

મારો વીષય પ્રગટ થવા પછી અને અત્યાર આગમજ દસ્તુર મહેરજીરાણા સંબંધી આ બાબતની નોંધ બીજાં પણ નીચલાં અગતના પુસ્તકોમાં નોંધાઇ છે.

૧–સપટેમબર ૧૯૦૪ માં બેસલ ખાતે ધરમોની તવારીખના અભ્યાસીઓનું મંડળ (Congress of the History of Religions) મળ્યું હતું, તેની સનમુખ ડા૦ મારી (Dr. G. Bonet Maury), જેવણે આગળ Count de Noer નામના લખનારના L'Empereur Akbar નામના ફ્રેંચ પુસ્તકનો તરજુમો કર્યો છે, તેવણે Etat du Parsisme dans l'Inde, એવે નામે હીંદના પારસીઓ બાબે વીશય વાંચયો હતો, તેમાં પણ મારાં પુસ્તકનો હવાલો આપી અકબરને જરથોસ્તી ધરમ

સમજાવનારાઓમાં નવસારીના જરથોશતીઓને અને દસ્તુર મહેરજીરાણાને ગણાયા છે.*

૨–બીજું અને વધારે, અગતનું પુસતક રેવરંડ ડા૦ હેસટીંગસના અધિપતીપણા હેઠળ બહાર પડતો Encyclopedia of Religion and Ethics નામનો શબ્દ કોષ છે, જેનાં કુલે આશરે ૧૫ મોટાં વોલમો પ્રગટ થશે. તેનાં પહેલા વાલમ (પા. ૨૭૩) માં મી૦ બેવરીજ (H. Beveridge), જેવણ પણ આગળ આપણાં દેશની સીવીલ સરવીસમાં હતા અને એક સારા ફારસી ખાં છે, અને જેવણે મોગલ વંશના પાદશાહોની તવારીખોનો સારો અભ્યાસ કર્યો છે અને અંગ્રેજીમાં તરજુમો પણ કર્યો છે, તેવણે "અકબર" ની બાબત ઉપર એક વીશય લખતાં, અકબરને જરથોસતી ધરમ શીખવનારાઓમાં નવસારીનાં જરથોશતીઓને પહેલી જગયા આપી છે, અને તે બાબે મારા વીશયનો હવાલો આપયો છે.

આજ રોજે આ દસ્તુરજીના વારસોનું એક બાબત ઉપર ધયાન ખેચું છું, જે મને ઈંગલંડ ખાતેની The Statuory and Grainite Co. ની આસરે ૧૫ વરસપર બહાર પડેલી મદેહનજર ઉપરથી સુઝ પડી છે. મરહુમ દસતુર મહેરજીરાણાની બાબદમાં મારી દીલસોજ કાળજી જાણી મરહુમ નામદાર ચોથા સર જમશેદજીએ ઈંગલંડ ખાતેની પોતાની સફર દરમયાન ત્યાંથી તે મદેહનજર મારા ઉપર મોકલી મારૂં ધયાન ખેંચ્યું હતું. એ મદેહનજરમાં લખે છે કે†

મોગલ શાહેનશાહ અકબર અને કીર્તીવંત દસ્તુર મહેરજીરાણા કે જેવણનું નામ દરેક પારસી ઘરમાં એક ઘરગતુ બોલ થઇ પડયું છે એઓ વચેની મુલાકાતની યાદ એક દમામદાર કોતરેલી તખ્તીથી ઘણી સારી રીતે કાયમની જળવાઇ રહેશે કે જે તખ્તી આતશબહેરાંમની દીવાલ શોભાવશે.

હવે આજે એ સીલ્પશાસ્ત્રનું કામ કરનારી કંપની હઇયાત છે કે નહીં તે હું જાણતો નથી. હઇયાત હોય તો પણ આવું શાહ અકબર અને દસતુર મહેરજીરાણા વચેની મુલાકાતનું ચીત્ર આપનાર એક પેનલ અત્રે મંગાવી કોઇ આતશબહેરામમાં ગોઠવવું કદાચ ખરચાળુ કામ થઇ પડે. પણ મારી સુચના છે કે મરહુમ દસ્તુરના વારસો પોતે એકલા, યા મરહુમ દસ્તુરનાં કામ તરફ દીલસોજી દેખાડનારા થોડાકોને પોતા સાથે લઇ, આશરે રૂ ૫૦૦ યા રૂ ૭૦૦ સુધીની એક રકમ ભરપા કરે, અને કોઇ કાબેલ પારસી ચીતારા પાસે તે વખતના પોશાક, રાહરીતી અદબ અદાના ખયાલ ઉપરથી એક મોટું સુંદર ચીત્ર ચીતરાવી, તે નવસારીનાં આતશબેહરામમાં યા મેહેરજીરાણા લાયબ્રેરીમાં મુકાવે. સને ૧૯૦૫ ના સપટેમબર માસમાં "પારસી" માહવારીમાં એ બાબે નીચે પ્રમાણે સુચના કરવામાં આવી હતી.‡

નવસારીવાળા મોબેદો અને તેઓના દોસ્ત આસ્નાઓને પોતપોતા વચે ફકટ એક એક રૂપીઆનુંજ ઉંઘરાણું કરીને આવી એક તખ્તી કરાવી મંગાવવા દેઓ. પછી તે તખ્તી ગમેતો મુંબઇનાં અંજુમનનાં આતશબહેરાંમમાં યા નવસારીનાં આતશ બહેરાંમમાં મુકાય.

---

* [ આ આખાં અસલ ફ્રેંચ લખાણ તેમજ તેના અંગ્રેજી તરજુમા માટે જુઓ અંગ્રેજી "Cutting No. 34 A.—પ્રગટ કરનાર. ]

† [ અસલ અંગ્રેજી માટે જુઓ અંગ્રેજી " Cutting No. 34 E.—પ્રગટ કરનાર. ]

‡ [ " ધી પારસી"માં આવેલી આ સંપુર્ણ અંગ્રેજી " આર્ટીકલ " માટે જુઓ અંગ્રેજી " Cutting " No. 34–E—પ્રગટ કરનાર. ]

બાર વરસ સુધી આ સુચના કદાચ તેનાં વધારે ખરચને લીધે, ઉપાડી લેવા વીના પડી રહી છે. આજરોજે મેહેરજી-રાણા કુટુંબના બેટાઓ અને તે કુટુંબના મીત્રો મરહુમની બાજનું જશન કરવા અને તે બાદ ખાણું લેવા એક ગંભીર મીજલસમાં ભેગા મળશે. ત્યાં કોઇ મેહેરજીરાણા કુટુંબની માએનો પુત, યા તે નહીં તો, કોઇ નવસારીની ધરતી માતાનો પુત, આ બાબદ ઉપાડી લઇને તેની શરૂઆત નહીં કરે? બાબત નાની છે. રકમ નાની છે. પણ કામ ઘણાઓને ઘણાક વરસો સુધી પ્રેરણા ( inspiration ) આપે એવું છે.

દસ્તુર મેહેરજીરાણાની બાજના આ અવસરે તેવણના અશો ફ્રોહરની ભલી યાદ કરી દુઆ ગુજારૂં છું કે તેવણનું રૂહ તેવણનાં કુટુંબીઓને અને નવસારીના વતનીઓને ઘણી રૂડી પ્રેરણા આપે.

"જી."

---

## નં૦ ૧૮૯

## સાંજ વર્તમાન

( તા. ૨૬ નવેમ્બર ૧૯૧૭ )

### પેહલા દસ્તુર મેહેરજીરાણા અને શેહેનશાહ અકબર.

——:૦:——

હીંદ સર જમીનના સર્વથી પુરાણી દસ્તુરી ગાદીના નવસારીની સમસ્ત અંજુમને ઠરાવેલા પહેલા વડા દસ્તુર મેહેરજી-રાણા દીલ્હી તરફ પાદશાહ અકબરની હજુરમાં તેને જરથોસ્તી ધરમને લગતાં ફરમાનો જાણવાની ખાએસ હોવાથી તે સમજાવવાને નવસારીથી ગયા હતા. ત્યાં કેટલીક મુદતવેર રહેવા પછી અકબરની શેહેનશાહત તરફથી તેઓને નવસારીમાં ૨૦૦ વીઘાં જમીન મદદે માશ દાખલ એ શેહનશાહે પોતાના કુટુંબ અને રાજ માટે હમેશ દુવા ગુજારવા ઇનામમાં આપી હતી. જયારે દીલ્હીથી બેહસતનશીન દસ્તુરજી સાહેબ મેહેરજીરાણા પાછા આવ્યા ત્યારે નવસારીની અંજુમને તેઓને વડા દસ્તુર બનાવવાનો એક લેખ તા. ૧૨મી માર્ચ ૧૫૭૯ને દીને તથા બીજો લેખ તા. ૧ લી સપટેમ્બર ૧૫૮૦ને દીને કરી આપ્યો હતો. એ પાકજાદ મરહુમ દસ્તુર સાહેબના જાયનશીન ગરોથમાન મરહુમ દસ્તુર કયકોબાદને પણ પોતાના શહેનશાહ અને રાજની વફાદારીથી સેવા બજાવવા માટે બીજી સો વીંઘા જમીન શાહ જેહાંગીરે એનાયત કરી હતી. એ પ્રમાણે ૩૦૦ વીંઘા જમીન મરહુમ દસ્તુર મેહેરજીરાણાનાં કુટુંબને નવસારી આગલની ગેલખરીમાં મલી હતી.

એ મરહુમ દસ્તુર સાહેબ મેહેરજી-રાણા ૧૫૭૮માં અકબરની દરબારમાં જરથોસ્તી ધરમ સમજાવવા જવા વીશે મી૦ રૂસ્તમજી પેસતનજી કરકરીઆ બી. એ., એ રોયલ એશીઆટીક સોસાયટીની મુંબઇની શાખાના હોલમાં ૧૮૮૬ના ઓગસ્ટમાં અકબર અને પારસીઓના વીશય ઉપર એક ભાષણ આપી જણાવ્યું હતું કે નવસારીના પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણાએ નહીં પણ ઇરાનવાળા દસ્તુર અરદેશર કેરમાનીએ અકબરને જરથોસ્તી ધરમ સહમજાવ્યો હતો. તે ઉપરથી પહેલાં જામે જમશેદમાં તકરાર શરૂ થઇ હતી. "અ"ના તખલ્લુસ હેઠળ મરહુમ શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીન જામેમાં બહાર પડયા હતા અને ઇંગ્રેજી પત્ર મુંબઇ ગેઝેટમાં ઇ. ડી. ઓઢીલત્રીના તખલ્લુસ હેઠળ જુનાગઢની બહાવદીન કોલેજવાળા

પ્રોફેસર શાપુરશાહ હોરમજી હોડીવાળા એમ. એ. એ તકરાર શરૂ કીધી હતી. પારસીઓને લગતા એ અગતના સવાલની તકરાર વધી ગઈ અને બીજાં પણ ગુજરાતી તથા ઈંગ્રેજી પેપરોમાં તે ચાલી. ફ્રાંસવાળાં મીસ મેના દસ્તુર મેહરજીરાણાના આ તવારીખી બનાવમાં ઘણી અગત જોતાં હોવાથી તેઓની સલાહ ઉપરથી સમશુલ ઓલમાં એરવદ ડા૦ જીવનજી જમશેદજી મોદી બી. એ. એ, એ સવાલ ઉપાડી લીધો અને તેનો અભ્યાસ કરી ઉપલીજ સોસાયટીમાં ૧૯૦૧ અને ૧૯૦૩માં અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહરજીરાણાના વીશય ઉપર ભાશણો આપી પુરવાર કીધું હતું કે શાહ અકબરની દરબારના ખુદ તવારીખનવેશ બદવનીએ લખેલી તવારીખ પ્રમાણે નવસારીનાજ પારસી એટલે મરહુમ દસ્તુર મેહેરજીરાણાએજ દીલ્હી જઈ શાહ અકબરને જરથોસ્તી ધરમ સમજાવી તેની ખુશીની અસર કરી હતી અને અરદેશર કેરમાનીએ દસ્તુર મેહરજીરાણા ખોદાની રેહમતે પોહચયા પછી બે ત્રણ વરશે ૧૫૯૨-૯૩માં આ દેશ આવી ફરંગે જેહાંગીરી (અકબ ના બેટા શાહ જેહાંગીરના નામ ઉપરથી) બનાવવામાં મદદ આપી હતી. બંને બાજુના ભાશણો અને તકરારનું આ પ્રમાણે સારૂંજ પરીણામ આવ્યું છે.

૧૯૦૪ના સપટેમ્બરમાં સ્વીટઝરલેનમાં આવેલાં બાલ શહેરમાં ઇનટરનેશનલ કોંગ્રેસ ઓફ ધી હીસટરી ઓફ રીલીજ્યનસ (ધરમને લગતી તવારીખ માટે મળેલી કોંગ્રેસ) મલી હતી જેમાં આપણા નાયબ દસ્તુર રૂસતમજી એદલજી સંજાણા બી. એ ને હાજર થવાનું માન મલ્યું હતું અને "અવસતામાં અહુરમઝદ" ઉપર રેસાલો વાંચ્યો હતો ત્યાં પેરીસ યુનીવરસીટીવાળા પ્રોફેસર ડા૦ જી. બોનેટ મોરેએ અકબર વીશે વાંચેલા રેસાલામાં જણાવ્યું છે કે નવસારીના પારસીઓના વડા દસ્તુર મેહરજીરાણાને અકબરે બોલાવ્યા હતા જેઓએ તેને ધરમના ફરમાન સમજાવ્યાં હતાં અને ઇરાનમાં જેઓ (જરથોસ્તીઓ) રહેતા હતા તેઓએ નહીં. એ બધું ડા૦ મોદીએ અકબરના ફરમાન, માનીતા ખ્યાલો અને આકેટીલ ડુ પેરોની નોંધ ઉપરથી બતાપી આપ્યું છે.

જાણીતા વીદવાન ડા૦ નીશીકંઠ ચતોપાથીયાર પી. એચ. ડી. એ અલાહબાદનાં જાણીતા માસીક "હીંદુસ્તાન રીવ્યુ" ના ૧૯૦૮ના માર્ચ માસના અંકમાં "દીને ઇલાહી ઓફ અકબર" (અકબરનો ઇલાહી ધર્મ) ઉપર બાહોશીભર્યું એક લખાણ કીધું છે જેમાં તેઓ જણાવે છે કે નવસારીથી મેહરજીરાણાની સરદારી હેઠળ મોબેદો અને દસ્તુરો ગયા હતા અને શહેનશાહને જરથોસ્તી ધર્મ સમજાવ્યો હતો તથા અકબરે "તારીખે ઇલાહી" નો ધર્મ શરૂ કરી તેમાં પારસી રોજ માહ દાખલ કીધા હતા જે હાલ પણ દખણ હેદરાબાદ (નીઝામ રાજ્ય) માં ચાલે છે. વળી ડા૦ નીશીકંઠે વધુ લખયું છે કે જરથોસ્તી તેહવારો પણ પાળવામાં આવતા હતા. આ ડા૦ નીશીકંઠ એક બાહોશ વીદવાન નર છે જેઓએ ૧૮૯૬ ના ઓગસ્ટની તા૦ ૪ થીએ ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં જરથોસ્તી ધરમ (ઝોરોસ્ત્રીયનીઝમ) વીશે વીદ્વતાભરેલું ભાશણ આપ્યું હતું.

રેવરંડ ડા. હેસટીંગસના અધીપતીપણા હેઠલ એનસાઇકલોપીડયા ઓફ રીલીજીયનસ અને ઇથીકસ નામની કેતાબો ઇંગલંડમાં પ્રગટ થાય છે તેનાં ૧૯૦૮ માં પ્રગટ

ચયલાં પેહલાં વોલમમાં મી. એચ. બેવ-રીડજ જેઓ ફારસીના બાહોશ અભ્યાસી છે અને આગળ બંગાલમાં સીવીલ સરવંટ હતા તેઓ અકબર માટે લખતાં જણાવે છે કે દબેસ્તાન કેતાબમાં ધર્મને લગતી જે તકરાર અકબરની દરબારમાં ચાલેલી જણાવવામાં આવી છે તે જોડી કહાડેલી (ઇમેજીનરી) છે. સાચા હેવાલ માટે તો બદવની અને અબુફઝલનાં કેતાબો જોવી જોઇયે છે. ખચીત મી૦ બેવરીડજ ખરા છે. બદવની કેતાબમાં ફકત નવસારી-નાજ પારસીઓ લખયા છે જયારે ઇરાનના જરથોસતીઓએ દરબારમાં હાજર થવા માટે પણ કંઇજ લખયું નથી. મી. બેવરી-ડજ નવસારીના પારસીઓને અકબરને ધરમ સહમજાવનાર જણાવી ડા૦ એરવદ જીવનજી મોદીનાં પુસ્તકનો અભયાસ કર-વાની ભલામણ કરે છે.

જાણીતા તવારીખનવેશ અને આ દેશના એક આગલા સીવીલીયન મી૦ વીનસેંટ સ્મીથે ગયા જુન માસમાં અકબર ધી ગ્રેટ મોગલ (મોટો મોગલ અબર) નામની અક-બરના રાજયની તવારીખનું મોટું પુસ્તક બહાર પાડયું છે જેમાં શમસુલ ઓલમા એરવદ જીવનજી મોદીની તકરાર પાયદાર ખરી ઠરાવી દસ્તુર મેહરજીરાણાનેજ અક-બરને જરથોસ્તી ધરમ સહમજાવનાર જણાવે છે.

વળી મી૦ વીનસંટ સ્મીથ પોતાની એ કીંમતી કેતાબમાં મી૦ રૂ૦ પે૦ કરકરીયા બી. એ. નાં "અકબર અને પારસીઓ" વાળાં ભાશણ માટે મત આપે છે કે "આર. બી. (પી.) ઠરઠરીયાની પોકળ તકરાર." (શેલો ક્રીટીસીઝમ ઓફ આર. બી. (પી.) કરકરીયા) એજ વીદવાન પોતાની એ ચોપ-ડીમાં મી૦ રૂ૦ પે૦ ઠરકરીયાનાં અકબર વીશેનાં બીજાં લખાણો અકબરનો ધર્મ (રીલીજીયન ઓફ અકબર) સીકંદરામાં અકબરની કબર (અકબરસ ટુમ્બ એટ સીકં-દરા) વગેરે બીજાં લખાણો માટે અભીપ્રાય આપે છે કે તે કાંઇ ઘણા કીમતી નથી (ધે આર નોટ ઓફ મચ વેલ્યુ).

મી૦ ઠરકરીઆએ ૧૮૯૬ માં ઉપલું ભાષણ આપયું ત્યારે તેજ વખતે ત્યાંજ જાણીતા સરકારી મોટા અમલદાર ડા૦ જોન પોલન જેઓ જુદી જુદી ભાશાના મોટા અભયાસી છે તેઓ બોલયા હતા કે દસ્તુર મેહરજીરાણાને લગતું ટરેડીશન (મોહડેથી ચાલતી આવેલી બીના) જુદા જુદા વીચાર બાંધી ખોટા પાડવા જોઇયે નહીં.

આ પ્રમાણે ભાશણો તથા તકરારનાં પરીણામમાં પારસીઓ સાથ ગેરકોમના વીદવાનોના અભીપ્રાય પણ નવસારીવાળા આ મરહુમ સાલેક દસ્તુર સાહેબ મેહરજી-રાણાની તવારીખને મુસતકીમ પાયદાર બનાવે છે.

મરહુમ ખા. બા. બહમનજી બેહરામજી પટેલે રચેલાં પારસી પ્રકાશમાં નવસારીનાં ભગરીયા અથોરનાનો માટે જે તવારીખ લખી છે તે મી૦ ઠરકરીયા અને તેઓના મલતા વીશેકોને પસંદ પડતું નથી અને કોઇ પણ પ્રકારે તે ખોટી પાડવાની કોશેશ થાય છે જેના પુરાવામાં દસ્તુર મેહરજી રાણાની એ તવારીખનોજ દાખલો હમે રજુ કરયે છીએ. હમારો અભીપ્રાય છે કે મરહુમ ખા૦ બા૦ બમનજી પટેલ ચંચળ જેહન (ક્રીટીકલ ફેકલટી) ધરાવતા હતા અને તેથી પોતાના પારસી પ્રકાશમાં તેઓ-એ પાકજાદ દસ્તુર મેહરજીરાણા દીલી અકબરની દરબારમાં જવા માટે લખયું છે તે ખરૂંજ છે કાંકે મરનાર ખા૦ બા૦ બમ-હમનજી પટેલ શેહરેશેહર ફરી અસલ

દસ્તાવેજો તપાસવા પછીજ પોતાનું કામ કરતા હતા અને જેઓ પોતે લખેલા પોતાના વડવાઓની તવારીખ આપવા માંગતા તે લેવા ખુલેખુલી ના પાડી અસલ દસ્તાવેજો પેહલા જોવા માંગતા હતા. તેમ કરી કેટલાક નાના મોટાની દુશમણી ખેંચી લેવા છતાં તેની પરવાહ પણ મરહુમ ખાં૦ બા૦ પટેલ કરતા નહી હતા અને પોતે માથે ઉઠાવેલાં પોતાની કોમનાં એક કામની ફરજનીજ ફકત પરવાહ રાખતા હતા.

---

## ના૦ ૧૯૦

## સાંજ વર્તમાન

(તા. ૫મી ડીસેમ્બર ૧૯૧૭.)

### સમી સાંજનો વરઘોડો.

"મહેરજીરાણા, બડા શયાણા, પુરા બંદા ખોદાકા"!

શ્રી નવસારી નીવાસી પેહલા દસ્તુર મરહુમ મેહરજી રાણા દીલ્હી ગયા હતા, અને શહેનશાહ અકબરને પારસી જરથોસ્તી ધર્મ સમજાવી જર તથા જાગીર મેલવી આવ્યાહતા, તેની પુષ્ટીમાં દજનબંદ તવારીખ નવેશોની શાહદત સાથનો એક કડધસ લેખ સોમવાર તા. ૨૬મીનાં સાંજયાંમાં પ્રગટ થયલો જોઇ હું ખુશીથી નહીં તેટલો અજાયબીથી ડંગ થયો છું. પણ એની શું જરૂર હતી, શેઠજી મારા? સુર્યનાં તેજના જેવી એ સચ બાત કોણ કમબખ્ત ના પાડે છે? બધા તો તે માને છે-પુર્વના તેમ પશ્ચીમના, સામાન્ય લોકો તેમ વીદ્વાન તવારીખનવેશો ઇ૦ પણ હા. ખરેખર! આપણા પેલા તવારીખના ખાં શેઠ રૂ. પે. કરકરીયા તે ના પાડતા આવ્યા છે. અને કેમે કરી પોતાની મમત છોડતા નથી. હું ધારૂ છું કે સદરહુ લેખ કદાચ તેમની નજર સામેના મમતનો પરદો નષ્ટ કરવાને એક અજીત ઓષધી થઇ પડશે; કારણ તેમાં મરહુમ રૂહશાહનાં એ પરાક્રમની તરફેણમાં સંખ્યાબંધ જુની શાહદતો ઉપરાંત, સુવીખ્યાત તવારીખનવેશ મી૦ વીનસેંટ સ્મીથનાં હાલ બાહેર પડેલાં "અકબર-ધી ગ્રેટ મોગલ" નામનાં કીમતી પુસ્તકની શાહદત રજુ કીધી છે, કે જેમાં શમસુલ્લ ઓલમાં ડા. જીવનજી મોદીનાં મેહરજીરાણુંની તરફેણના પુસ્તકની હીમાયત કરતાં મી. કરકરયાનાં લખાણને "શેલો ક્રીટીસીઝમ" વગેરેનો સીરપાવ આપેલો છે! હું જાણું છું કે મી૦ કરકરીયાનાં વીરૂધ લખાણથી મરહુમ દસ્તુરજીના ખાનદનીઓનાં દીલ જખમી થયાં છે. છટ નોનસેન્સ! ઘેલા છે તેઓ; તેઓએ તો ઓર ખુશી થવું જોઇએ, ને મી. કરકરયાનો ઉપકાર માની તેમને શાલ પાઘરીની ભેટ અર્પણ કરવી ઘટે; કારણ જો મી. કરકરયા મહેરજીરાણા રૂપી સુરજપર ધુળ છાંટતે નહી, તો નામીચા વીદવાન તવારીખનવેશોની તે મરહુમના બચાવની તરેહવાર શાહદતો બાહાર આવવા પામતે નહી. કહેવત છે કેની કે કટો શતરૂ કેટલીકવાર ઇષ્ટ માત્રની ગરજ સારે છે?

ધકનજી બીન મકનજી.



## સુરજપર ધુલ છાંટવાની મુરખાઈ.

**ધુલ છાંટનારા**—એ સુરજનું અપાર તેજ અમારી અદેખી આંખ્યોથી દેખા શકાતું નથી.. તો અમેબી તો ખરા કે, ધુલ છાંટીને એને ઢાંકી નાખિયે!

**ગેબી અવાજ**—પણ ધુલ પાછું આવીને તમારેજ મોંદે માથે ભરાવાનું!

(એર્વદ જીવનજી મોદીએ રાયલ એશીઆટીક સોસાયટીમાં "અકબરની દરબારમાં પારસીઓ" વિષે વાંચેલા કીમતી રેસાલાથી, અકબરને પારસી ધર્મ સમજાવવાનો મરહુમ દસ્તુર મેહેરજીરાણાવાળી બીના સાબેત થવા છતાં, તેમના વિરોધી મી૦ રૂ. પે. કકરયા તેનો રદ જવાબ આપવા તૈયાર થયા છે. અને તેવણને ઉચકી આપવાને વગા તેમનાં પક્ષકાર છાપાએ એ મરહુમ દસ્તુર વિરૂધ ફરી બખાલા કાઢવા માંડ્યા છે.)



## "જગતગુરૂની જાદુઈ થાલી" તોડવાનો આજનો ચમતકાર!

નવસારીનાં મરહુમ દસ્તુર મેહરજીરાણાએ શેહેનશાહ અકબરને જરથોસ્તી ધર્મ સમજાવ્યો હતો, તે તવારિખી બનાવનાં સંબંધમાં એક દંતકથા એવી ચાલતી આવી છે કે, તેજ વખતપર દીલ્હી ખાતે 'જગતગુરૂ' નામના એક હિન્દુ જાદુગરે આકાશમાં થાલી ચડાવી એ સુરજ દેખાડ્યા હતા અને સદરહુ વિદ્વાન દસ્તુરે અવસ્તાઇ મંત્રની મદદથી તે થાલી તોડી પાડી તેની ઠગાઇ ઉઘાડી પાડી હતી.

(શમસુલ ઓલમા એર્વદ જીવનજી મોદીનાં અકબર વિષેનાં ભાષણથી, મરહુમ દસ્તુર મેહરજીરાણા વિરૂધનાં મો૦ રૂ. પે. કકરયાના તથા તેવણનાં પક્ષકાર છાપાનાં ખ્યાલો નદન નાપાયદાર ઠર્યાં છે.)



## મી૦ કરકરિયાની તવારિખી કીર્તિનો અંત!

**મી૦ કરકરિયા**–પડ્યો! પડ્યો! ઉંધે મસ્તક અપકીર્તિની ઉંડી ખાહીમાં ગબડી પડ્યો! ભોગ મારાં કરમનાં!

("અકબર તથા મેહરજીરાણા" સંબંધ તકરારનો ઇન્તેખાબ જામે જમશેદમાં છપાવી એર્વદ દારાશાહ દસ્તુર મેહરજીરાણાએ એ ચર્ચાની પુર્ણાહુતિ કીધી છે, જેમાં મી૦ કરકરિયાનો સંપૂર્ણ પરાજય થયલો પ્રગટી નીકળે છે.)